


## ❀ દીપોત્સવી-અંક ❀

તંત્રી: શાહ ચીમનલાલ ગોકળદાસ

વર્ષ : ૭ ક્રમાંક : ૭૩, ૭૪, ૭૫ અંક : ૧, ૨, ૩

: પ્રકાશક :

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા

અમદાવાદ.

# અનુક્રમણિકા

ભાદ્રપદ-આસો ૧૯૯૭, કારતક વદિ ૧૧ ૧૯૯૮ : સપ્ટેમ્બર, ઓક્ટોબર, નવેમ્બર ૧૫, ૧૯૪૧
વીરનિ. સં. ૨૪૬૭-૬૮



કુલ પૃષ્ઠ સંખ્યા-૨૫૨ : કુલ ચિત્રો ૯

વાર્ષિક લવાજમ બે રૂપિયા ] **આ અંકનું મૂલ્ય સવા રૂપિયો** [ છૂટક અંક ત્રણ આના



मूर्तिः श्री जिनपुंगवस्य भवतु श्रेयस्करी देहिनाम् ॥

[ બારમા સૈકા પહેલાંની એક પ્રાચીન જિનપ્રતિમા ]

[ પાટણના અષ્ટાપદજીના દેરાસરના ભોયરામાં ]

॥ नमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

[ માસિક પત્ર ]



દીપોત્સવી અંક



વર્ષ : ૭ | ક્રમાંક ૭૩, ૭૪, ૭૫ | અંક : ૧-૨-૩

## वंदना

तित्थयरे भगवंते अणुत्तरपरक्कमे अमिअनाणी ।
तिन्ने सुगइगइगए सिद्धिपहपएसए वंदे ॥
वंदामि महाभागं महामुणिं महायसं महावीरं ।
अमरनररायमहिअं तित्थयरमिमस्स तित्थस्स ॥
इक्कारस वि गणहरे पवायए पवयणस्स वंदामि ।
सव्वं गणहरवंसं वायगवंसं पवयणं च ॥

-- श्रीभद्रबाहुस्वामी

સર્વોત્કૃષ્ટ ( અનુપમ ) પરાક્રમવાળા, અમિતજ્ઞાની, ( સંસારથી ) તરેલા, સુગતિમાં-મોક્ષમાં ગયેલા, સિદ્ધિમાર્ગના ઉપદેશક એવા તીર્થંકર ભગવાનને વંદન કરું છું.

મહાભાગ્ય, મહામુનિ, મહાયશ, અમર અને નરરાજથી પૂજિત, અને આ તીર્થના તીર્થંકર-મહાવીર પ્રભુને વંદન કરું છું.

આગમના પ્રવાહક એવા ( ગૌતમાદિ ) અગિયારે ગણધરોને, સર્વ ગણધરોના વંશને, વાચક વંશને, અને પ્રવચન-આગમને હું વંદન કરું છું.

( 'જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસ'માંથી )



# દીપોત્સવી-અંક અંગે

'શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક' અને 'શ્રી પર્યુષણ પર્વ વિશેષાંક' —એ બે વિશેષાંકોના અનુસંધાનમાં વીરનિ સં. ૧૦૦૦ થી વીરનિ સં. ૧૭૦૦ સુધીના જૈન ઇતિહાસની વિગતોથી સભર આ ત્રીજો સચિત્ર વિશેષાંક—દીપોત્સવી અંક પ્રગટ કરતાં અમને આનંદ થાય છે. આ રીતે સળંગ જૈન ઇતિહાસ રજુ કરવાની ભાવનામાં અમે એક કદમ આગળ વધીએ છીએ.

આ દીપોત્સવી અંક સાથે 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું સાતમું વર્ષ શરૂ થાય છે. આ અંકમાં વીરનિ ૧૦૦૦ પછીનાં સાતસો વર્ષનો ઇતિહાસ સંગ્રહવાનો અમે પ્રયત્ન કર્યો છે. અમારા આ પ્રયત્નને સફળ બનાવવા અમારી વિનંતીનો સ્વીકાર કરી જે પૂજ્ય મુનિ મહારાજોએ તથા જૈન—જૈનેતર વિદ્વાનોએ લેખો મોકલી આપ્યા છે તે સૌનો અમે આભાર માનીએ છીએ.

આ અંકમાંની હકીકત અંગે એટલું જણાવવું જરૂરી છે કે જૈન ઇતિહાસના અભ્યાસીને તેના અભ્યાસમાં ઉપયોગી થાય તેટલી વધુમાં વધુ હકીકતોનો સંગ્રહ આમાં કરવામાં આવ્યો છે. આમાંની હકીકત અંગે ઐતિહાસિક દૃષ્ટિએ મતાંતર ન જ હોય એમ ન કહી શકાય; કોઈ કોઈ બાબતમાં અભિપ્રાયભેદ હોવાનો પણ સંભવ છે.

અત્યારના અસંત મોંઘા ભાવોમાં આ રીતે આટલો દળદાર—૨૫૨ પાનાંનો સચિત્ર અંક આપવો શક્ય ન હોવા છતાં અમે એ સાહસ કર્યું છે. આ વિશેષાંકના ખર્ચ પેટે અમારી વિનંતીથી અમદાવાદના શ્રીમાન્ શેઠશ્રી જમનાભાઈ ભગુભાઈ વતી શ્રીમતી શેઠાણી સાહેબ માણેકબેને તથા શેઠશ્રી બબાભાઈ શેઠે સારી જેવી રકમની મદદ આપવાનું વચન આપ્યું છે તે માટે અમે તેમનો આભાર માનીએ છીએ. અને આશા રાખીએ છીએ કે બાકીનું ખર્ચ પણ શ્રીસંઘના કોઈ ઉદાર ગૃહસ્થ તરફથી મળી રહેશે.

અંક ધાર્યા કરતાં વધુ વિલંબથી બહાર પડે છે તે માટે અમે સૌની ક્ષમા માગીએ છીએ. અમને આશા છે આ અંકમાંની સમૃદ્ધ સામગ્રી એ વિલંબને ભુલાવી દેશે, અને વાચકોને 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ને વધુને વધુ અપનાવવા પ્રેરશે. અસ્તુ!

—તંત્રી

# નિવેદન

[ તંત્રીસ્થાનેથી ]

"આપણા પરમપવિત્ર પૂજ્ય શાસ્ત્રો તથા તીર્થાદિ ઉપર થતા આક્ષેપોના સમાધાનને અંગે (૧) આચાર્ય મહારાજ શ્રીમદ્ સાગરાનંદસૂરિજી (૨) આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી (૩) પંન્યાસજી મહારાજ શ્રીલાવણ્યવિજયજી [અત્યારે પૂ. આ. મ. શ્રી વિજયલાવણ્યસૂરિજી] (૪) મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી (૫) મુનિરાજ શ્રી દર્શનવિજયજીની મંડળી નીમી છે. તે મંડળીએ તે કાર્ય નિયમાવલી તૈયાર કરી શરૂ કરવું અને બીજા સર્વ સાધુઓએ એ બાબતમાં યોગ્ય મદદ જરૂર કરવી તેમજ એ મંડળીને જોઈતી સહાય આપવા શ્રાવકોને પણ પ્રેરણા અને ઉપદેશ આપવો." —મુનિસમ્મેલનનો ઠરાવ ૧૦ મો.

વિ. સં. ૧૯૯૦ માં અમદાવાદમાં મળેલ અખિલ ભારતવર્ષીય જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક મુનિસમ્મેલને પસાર કરેલ ઉપલા ઠરાવ મુજબ શ્રી જૈન-ધર્મ સત્યપ્રકાશક સમિતિની સ્થાપનાને સાત વર્ષ પૂરાં થઇ આઠમું વર્ષ ચાલે છે. અને સમિતિએ પોતાના કાર્યને પૂરું કરવા માટે શરૂ કરેલ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકનાં છ વર્ષ પૂરાં થઈ આ દીપોત્સવી અંક સાથે તેનું સાતમું વર્ષ શરૂ થાય છે.

આ છ વર્ષ દરમ્યાન સમિતિએ માસિકદ્વારા જે કંઈ યત્કિંચિત્ કાર્ય કર્યું છે તે સુવિદિત છે. શ્રી ચુનીલાલ વર્ધમાન શાહે 'રાજહત્યા'માં જૈનો ઉપર આક્ષેપો કર્યા ત્યારે સમિતિના પ્રયત્ને એ આક્ષેપો કલ્પિત હતા એમ શ્રી ચુની-ભાઇએ ખૂલાસો કર્યો. એક કાનડી ભાષાના પુસ્તકમાં 'તીર્થંક' શબ્દની ગેર-સમજના પરિણામે જૈન તીર્થંકરો ઉપર જે આક્ષેપો થયા હતા તે માટે તે પુસ્તકના લેખકે સંતોષકારક ખૂલાસો કર્યો. 'કલ્યાણ' માસિકમાં ભગવાન મહાવીરસ્વામીનું અશાસ્ત્રીય અને કળાહીન ચિત્ર છપાયું તે માટે 'કલ્યાણ'ના તંત્રીએ ક્ષમા માગી. 'યૂકાવિહાર' નામક કથામાં જૈન સાધુ ઉપર જે બેહૂદા આક્ષેપો કરવામાં આવ્યા હતા તે માટે તેના લેખકે ક્ષમા માગી. 'ભગવતીસાર' પુસ્તકમાં શ્રી ગોપાળદાસ પટેલે ભગવાન મહાવીરસ્વામી માટે માંસાહારની જે વાત લખી હતી તે માટે સમિતિએ અનેક વિદ્વાનો પાસે લેખો લખાવીને એક દળદાર અંક પ્રસિદ્ધ કર્યો અને શ્રી ગોપાળદાસ પટેલ સાથે પત્રવ્યવહાર કરી તેમને આપણા પૂજ્ય આચાર્ય મહારાજ પાસે આવી આપણી વાત સમજવા જણાવ્યું. પણ આ

માટે તેમણે આવવાની સ્પષ્ટ ના લખી. જો કે તે વખતે આ 'માંસાહાર' પ્રકરણ અંગે શ્રી ગોપાલદાસ પટેલે સંતોષકારક ખૂલાસો ન કર્યો, પણ તે પછી, તાજેતરમાં પ્રગટ થયેલ 'મહાવીરકથા' નામના પુસ્તકમાં શ્રી ગોપાલદાસ પટેલે ભગવાન મહાવીરસ્વામીના જીવનનો ઉક્ત પ્રસંગ (જેમાં 'ભગવતીસાર'માં તેમણે માંસની વાત મૂકી છે તે) જે રીતે મૂકયો છે તે જોઈને સમિતિને મોડે મોડે પણ પોતાનો આ પ્રયત્ન સફળ થયો જાણી અત્યંત હર્ષ થાય છે. 'મહાવીરકથા' પુસ્તકમાં તેમણે આ પ્રસંગ અંગે માંસનું નામ સુદ્ધાં નથી લીધું. તેમાં માત્ર રેવતી શ્રાવિકાએ તેના માટે જે આહાર બનાવ્યો છે તે આહાર લઇ આવવા માત્રનું સૂચન કર્યું છે.

આ પ્રસંગથી એટલી વાત સ્પષ્ટ સમજાય છે કે એક વખત એક લેખકે, ગમે તે કારણે અમુક અનુચિત વસ્તુ રજુ કરી હોય અને તે તરફ જો તેનું યુક્તિપૂર્વક ધ્યાન દોરવામાં આવે તો, ભલે કદાચ તે વખતે તે પોતાની ભૂલ કબૂલ કરવાની હિમ્મત ન બતાવી શકે, છતાં પોતાના હાથે ફરીથી એવી ભૂલ ન થાય એ માટે તો એને અવશ્ય ધ્યાન રાખવું પડે છે. આવો જ અનુભવ સમિતિને દિગંબરો અને સ્થાનકવાસીઓ તરફથી થતા આક્ષેપો અંગે પણ થયો છે. મુનિસમ્મેલને સમિતિની સ્થાપના કર્યા પહેલાં એટલે કે સમિતિએ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' શરૂ કરીને પોતાનું કાર્ય શરૂ કર્યું તે પહેલાં, દિગંબરોનાં અનેક પત્રો તેમજ પુસ્તકોમાં શ્વતામ્બરોની વિરુદ્ધ જે ભારોભાર લખાણ આવતું હતું તેમાં ઉલ્લેખનીય ઘટાડો થયો છે; હવે એવા આક્ષેપો જવલ્લે જ જોવા મળે છે.

આ ઉપરથી જોઈ શકાશે કે આપણા ધર્મના પ્રત્યેક અંગને બાહ્ય આક્રમણોથી સુરક્ષિત રાખવા માટે આ સમિતિની કેટલી આવશ્યકતા છે.

'શ્રી જૈન સત્ય પ્રકાશ'નો આ દીપોત્સવી અંક કે એના અત્યાર સુધીમાં પ્રગટ થયેલ બીજા અંકોનું અવલોકન કરનારને જણાયા વગર નહીં રહ્યું હોય કે આમાં આપણા બધા ગચ્છ અને બધા સમુદાયના પૂજ્ય મુનિવરો સમયે સમયે ફાળો આપતા રહ્યા છે અને એ રીતે એ પૂજ્યોએ પોતાના જ્ઞાનનો લાભ સમાજને આપ્યો છે. આ માટે એમ કહી શકીએ કે મુનિસમ્મેલને આપણા બધા ગચ્છોના પૂજ્ય મુનિવરોને સાક્ષાત્ ભેગા કર્યા હતા, અને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' એ પૂજ્યોને અક્ષર દેહે ભેગા કરે છે.

આપણા સર્વ પૂજ્ય મુનિવરો કોઇ પણ પ્રકારના સંકોચ વગર જેને પોતાના લેખો મોકલી શકે, અને એ સૌ પૂજ્યો પાસે જે જરાય સંકોચ રાખ્યા વગર લેખોની માગણી કરી શકે એવી આ સંસ્થા અવસરે સમાજની વધુ સેવા બજાવી શકે એમાં જરાય શક નથી.

અમે એ જાણીએ છીએ કે સમિતિએ જે કંઇ કાર્ય કર્યું છે તેના કરતાં ઘણું કરવાનું બાકી છે, છતાં આ છ વર્ષ દરમ્યાન સમિતિ જે કંઇ કરી શકી છે તે સમિતિને ગૌરવ લેવા રૂપ અને સમિતિની ઉપયોગિતા સિદ્ધ કરે એવું છે એ ચોક્કસ છે. અમારી ભાવના તો એ છે કે અમે અમારા કાર્યક્ષેત્રને વધુ ને વધુ વિસ્તૃત કરી શકીએ અને એ રીતે આપણા વિપુલ સાહિત્ય, પુરાતત્ત્વ, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનને વધુ ને વધુ પ્રકાશમાં લાવી શકીએ; જેથી જૈનધર્મ અંગેની ગેરસમજો જનસમાજમાંથી વિલીન થઇ શકે. પણ અમારે કહેવું જોઈએ કે અમારી આ ભાવનાને સફળ કરી શકીએ એટલું આર્થિક બળ અમારી પાસે નથી. કાર્યક્ષેત્રને વિસ્તૃત કરવાની વાત તો દૂર રહી, પણ પાંચમા વર્ષ પછી આ છઠ્ઠું વર્ષ પણ અમે મહામુશ્કેલીએ પૂર્ણ કરી શકયા છીએ. અને એ જ સ્થિતિ આ સાતમા વર્ષની છે. જો અત્યાર જેવી પરિસ્થિતિ ચાલુ રહી તો આગળ ઉપર કાર્ય શી રીતે ચલાવવું એનો ગંભીરપણે વિચાર કરવો પડશે. અને સમિતિને અને માસિકને ચાલુ રાખવાં કેમ એનો નિર્ણય શ્રીસંઘે-સર્વ પૂજ્ય મુનિમહારાજોએ ( જેમણે આ સમિતિની સ્થાપના કરી છે ) અને આગેવાન જૈન સદ્-ગૃહસ્થોએ કરવો પડશે. અત્યારની સ્થિતિ પ્રમાણે આગળ કામ ચાલવું મુશ્કેલ છે.

પરિસ્થિતિ આવી હોવા છતાં અમે અમારી શ્રદ્ધા ગુમાવી નથી. દર વર્ષે જેના હાથે લાખો રૂપિયા ધાર્મિક કાર્યોમાં ખર્ચાય છે તે શ્રી આણંદ કલ્યાણજી સંઘ, સમિતિની આવી નાની સરખી જરૂરિયાત ન પૂરી પાડી શકે એમ અમને નથી લાગતું. આ માટે જરૂરત છે માત્ર મુનિસમ્મેલનનો ઠરાવ યાદ કરીને પૂજ્ય મુનિમહારાજોએ ઉપદેશ આપવાની અને આગેવાન સદ્ગૃહસ્થોએ અને શ્રીસંઘની સંસ્થાઓએ એ ઉપદેશ અપનાવીને સમિતિને ઉદાર હાથે મદદ કરવાની.

અમારી નમ્ર વિનંતી છે કે સર્વ પૂજ્ય મુનિમહારાજો અને જૈન સદ્ગૃહસ્થો અમારી આ વાત ઉપર ગંભીરપણે વિચાર કરે અને સમિતિને એની આર્થિક સંકડામણમાંથી મુક્ત કરે.

ગયા વર્ષ દરમ્યાન સમિતિ માટે ઉપદેશ આપીને, લેખો મોકલીને કે સમિતિ પ્રત્યે સદ્ભાવ દર્શાવીને પૂજ્ય મુનિમહારાજોએ જે સહાનુભૂતિ બતાવી છે તે માટે નતમસ્તકે અમે તેમનો આભાર માનીએ છીએ, અને એ જણાવવા રજા લઇએ છીએ કે આ સમિતિ તે પૂજ્યોની જ છે અને એનો નિભાવ તે પૂજ્યોના જ ઉપદેશથી થવાનો છે. આ ઉપરાંત જે જે સદ્ગૃહસ્થોએ ઉદારતા પૂર્વક અમને સહાયતા કરી છે તેમજ જે જે વિદ્વાનોએ લેખો મોકલ્યા છે તે સૌના પણ અમે ઋણી છીએ.

આ પ્રસંગે એક વિનંતી કરવાની રજા લઇએ છીએ કે સમિતિ પાસે પુસ્તકોનો સંગ્રહ બહુ જ અલ્પ છે–બિલકુલ નથી એમ પણ કહી શકાય. અને આવા શાસ્ત્રીય અને ઐતિહાસિક કાર્ય માટે પુષ્કળ પુસ્તકોની જરૂર રહે એ સ્વાભાવિક છે. સમિતિ પોતાના ખર્ચે પુસ્તકો વસાવી શકે એવી એની સ્થિતિ નથી. એટલે સર્વ જૈન પ્રકાશન સંસ્થાઓ અને સર્વ પૂજ્ય મુનિમહારાજોને અમારી પ્રાર્થના છે કે તેઓ તરફથી પ્રગટ થતાં પુસ્તકોની એક એક નકલ સમિતિને ભેટ મોકલવાની કૃપા કરે.

જૈનધર્મ ઉપર કોઈ પણ પ્રકારના આક્ષેપો જોવામાં–વાંચવામાં આવે તો તેની જાણ સમિતિને કરવાની તથા બની શકે તો તે પુસ્તક યા પત્રની એક નકલ સમિતિને પૂરી પાડવાની અમે સૌને વિનંતી કરીએ છીએ.

પ્રાન્તે—અમે ઇચ્છીએ છીએ કે સૌ કોઇ આ માસિક અને આ સમિતિની ઉપયોગિતાનો વિચાર કરે અને જેને મદદ કરવા–કરાવવાની આજ્ઞા મુનિસમ્મેલને ફરમાવી છે તે સમિતિને પૂજ્ય મુનિમહારાજો તથા સદ્‌ગૃહસ્થો પોતાથી બનતો વધુમાં વધુ સહકાર આપે ! અસ્તુ.



આ દીપોત્સવી અંકના કામકાજના રોકાણ અંગે પત્રોના જવાબો આપવા વગેરેમાં જે કંઈ અવ્યવસ્થા થઈ હોય તે માટે અમે ક્ષમા માગીએ છીએ.

—વ્યવસ્થાપક.

વીરનિ સં. ૧૦૦૦થી વીરનિ સં. ૧૭૦૦ સુધીનાં સાતસો વર્ષનાં

# પાદચિહ્નો

[મુખ્ય મુખ્ય ઐતિહાસિક ઘટનાઓ]

લેખક—પૂ. મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી

[આ ઘટનાઓમાં વીરનિર્વાણ સંવતના બદલે વિક્રમસંવત આપેલ છે.]

વિક્રમ સંવત ૫૧૦–ગુજરાતમાં વડનગરમાં ધ્રુવસેનરાજાનો શોક નિવારવા શ્રી ધનેશ્વરસૂરિજીએ રાજસભામાં શ્રી કલ્પસૂત્રની વાચના કરી.

૫૩૩–બીજા કાલિકાચાર્યે સંવત્સરી પાંચમના બદલે ચોથે શરૂ કરી.

૫૭૨–હરિગુપ્ત રાજા થયો.

૫૮૫–શ્રી દેવાનંદસૂરિજીએ દેવકીપત્તનમાં શ્રી પાર્શ્વનાથપ્રભુની પ્રતિષ્ઠા કરી.

૫૮૫–શ્રી હરિભદ્રસૂરિજી થયા. (મતાન્તરે ૭૦૬ માં થયા.)

૫૯૫–સાચોરમાં ચહુઆણ નાહડે અઢારભાર સોનાની શ્રી વીરપ્રભુની મૂર્તિ બનાવી અને શ્રી વૃદ્ધદેવસૂરિજીએ તેની પ્રતિષ્ઠા કરી.

૫૯૫–શ્રી પ્રદ્યોતનસૂરિજીએ અજમેરમાં શ્રી ઋષભદેવપ્રભુની મૂર્તિની સ્થાપના કરી.

૫૯૫–સુવર્ણગિરિમાં દોશી ધનપતિએ બે લાખ દ્રવ્ય ખરચી યક્ષવસહીની સ્થાપના કરી અને પ્રદ્યોતનસૂરિજીએ તેમાં શ્રી વીરપ્રભુની પ્રતિષ્ઠા કરી.

ઇસ્વીસનનો છઠ્ઠો સૈકો–પ્રાકૃતલક્ષણના કર્તા ચંડ કવિ થયા.

સાતમો સૈકો–શ્રી સંઘદાસ ક્ષમાશ્રમણે 'વસુદેવહિંડી' ગ્રંથની રચનાની શરૂઆત કરી. (આ ગ્રંથ ધર્મસેનગણિએ પૂરો કર્યો).

૬૩૦–શંકરગણ રાજા થયો.

૬૪૮–પહેલાં–કલચુરીરાજ કૃષ્ણરાજનો પુત્ર શંકરગણ થયો.

૬૬૪–હર્ષવર્ધન રાજાનો રાજ્યાભિષેક થયો.

૬૭૫–શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ થયા.

આઠમી સદી–શ્રીપુરૂષનો પુત્ર જૈન રાજા શિવામર થયો.

૭૨૦–યુગપ્રધાન ઉમાસ્વાતિ (તત્ત્વાર્થકારથી જુદા) થયા.

૭૩૩–શ્રી જિનદાસ મહત્તરે નંદીસૂત્રની ચૂર્ણિ રચી.

૭૫૨–વૈશાખ શુદિ ૧૫, વનરાજ ચાવડાનો જન્મ થયો.

૮૦૦–શ્રી બપ્પભટ્ટિસૂરિજીનો જન્મ, ૮૦૭ માં દીક્ષા, ૮૧૧ માં આચાર્યપદ.

૮૦૨–વનરાજ ચાવડાએ પાટણ સ્થાપ્યું, પંચાસરા પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું.

૮૨૬–શ્રી બપ્પભટ્ટિસૂરિજીના ઉપદેશથી આમરાજાએ જૈનધર્મ સ્વીકારી ગોપગિરી (ગ્વાલિયર) માં જિનમંદિર બંધાવ્યું.

૮૩૪–ઉદ્યોતનસૂરિ અપરનામ દાક્ષિણ્યચિહ્નસૂરિએ 'કુવલયમાલા' ગ્રંથ પૂર્ણ કર્યો.

૮૬૧–વનરાજ ચાવડાનો સ્વર્ગવાસ થયો.

૮૭૦–શિવમૃગેશ તથા રાણો ભતૃભાટ થયા.

૮૮૪–મલ્લવાદીજીએ શિલાદિત્યની રાજસભામાં વાદમાં બૌદ્ધોને હરાવ્યા.

૮૯૦–આમરાજાનો સ્વર્ગવાસ થયો.

૯૦૦ થી ૯૩૮–આમરાજાનો પૌત્ર ભોજરાજ થયો.

૯૧૩–૧૫–જયસિંહસૂરિજી.

૯૨૫–શિલાંકાચાર્યજી.

દસમા સૈકાનો ઉત્તરાર્ધ–ચંદ્રગચ્છીય આ. પદ્યુમ્નસૂરિના ઉપદેજથી સપાદલક્ષ અને ત્રિભુવનગિરિના રાજાએ જૈનધર્મ સ્વીકાર્યો.

૯૪૭–યશોભદ્રસૂરિજી થયા. મૂળ તેઓ વડોદરાનાં રત્નપુરના યશોભદ્ર નામે રાજા હતા. તેમણે શ્રીદત્તસૂરિજીના ઉપદેશથી દીક્ષા લીધી હતી.

૯૬૨–સિદ્ધર્ષિએ ઉપમિતિભવપ્રપંચા કથાની રચના કરી.

૯૭૩–આચાર્ય વાસુદેવસૂરિના ઉપદેશથી વિદગ્ધરાજ જૈન થયા.

૯૯૧ લગભગ–ભદ્રકુમારે આ. વિમલચંદ્રસૂરિના શિષ્ય આ. વીરસૂરિના ઉપદેશથી દીક્ષા લીધી. પાછળથી તે ચંદ્રસૂરિના નામે ખ્યાત થયા.

૯૯૪–આબુ પાસે ટેલીગ્રામમાં વડ નીચે આચાર્ય ઉદ્યોતનસૂરિજીએ આઠ શિષ્યોને આચાર્ય પદ આપ્યું. વડગચ્છની સ્થાપના થઇ.

૯૯૬–વિદગ્ધરાજનો પુત્ર મમ્મટ આ. બલભદ્રસૂરિના ઉપદેશથી જૈન થયો.

૧૦૦૫–જંબૂનાગમુનિએ જિનશતક અને મણિપતિચરિત્ર રચ્યું.

૧૦૦૮–૧૦–રાણા અલ્લટે ચિત્તોડનો પ્રસિદ્ધ સ્તૂપ બનાવ્યો.

૧૦૧૦–આ. સર્વદેવસૂરિજીએ રામસૈન્યપુરમાં પ્રતિષ્ઠા કરી.

૧૦૧૭–મૂલરાજ સોલંકીનો અભિષેક. (મૂળરાજે પાટણમાં મૂળરાજવિહાર બંધાવ્યો હતો. અને જિનમંદિરને દાન આપ્યું હતું.)

૧૦૨૯–મહાકવિ ધનપાળે 'દેશીનામમાળા'ની રચના કરી.

૧૦૩૦ લગભગ–આ. પ્રદ્યુમ્નસૂરિજીના ઉપદેશથી ત્રિભુવનગિરિનો રાજા કર્દમરાજ જૈન થયો. અને પછી દીક્ષા લઇ ધનેશ્વરસૂરિના નામે તેમનો પટ્ટધર થયો. તેમના નામથી રાજગચ્છ પ્રસિદ્ધ થયો.

૧૦૫૨–મૂળરાજ સોલંકીનો સ્વર્ગવાસ અને વલ્લભરાજની ગાદી.

૧૦૫૩–આ. શાંતિભદ્રસૂરિજીના ઉપદેશથી ધવલરાજે જિનમંદિરની પ્રતિષ્ઠા કરી. (અને પાછળથી તેણે દીક્ષા લીધી.)

૧૦૫૫–ચંદ્રગચ્છીય વર્ધમાનસૂરિજીએ હરિભદ્રસૂરિના ઉપદેશપદ પર ટીકા રચી.

અગિયારમી સદીના ઉત્તરાર્ધમાં કવિ સોઢલે ઉદયસુંદરીકથા રચી.

૧૦૬૬–વલ્લભરાજનો સ્વર્ગવાસ. દુર્લભરાજની ગાદી.

૧૦૭૧–નવાંગીવૃત્તિકાર શ્રી અભયદેવસૂરિજીનો જન્મ થયો.

૧૦૭૩–કક્કસૂરિના શિષ્ય શ્રી જિનચંદ્રગણિએ નવપદ લઘુવૃત્તિ રચી

૧૦૭૮–વીરાચાર્યજીએ આરાધનાપતાકા બનાવી. દુર્લભરાજનો સ્વર્ગવાસ. ભીમદેવની ગાદી.

૧૦૮૦–બુદ્ધિસાગરસૂરિજીએ જાબાલીપુરમાં વ્યાકરણ રચ્યું. જિનેશ્વરસૂરિજીએ હરિભદ્રસૂરિજીનાં અષ્ટકો ઉપર ટીકા રચી. રાજકુમાર મહીપાલકુમાર દ્રોણાચાર્યજીના ઉપદેશથી દીક્ષા લઈ સુરાચાર્ય તરીકે ખ્યાત થયા.

૧૦૮૮–વર્ધમાનસૂરિજીનો સ્વર્ગવાસ થયો. આબુ ઉપર વિમલ મંત્રીશ્વરે મંદિર બંધાવ્યાં. અભયદેવસૂરિજીનું આચાર્યપદ થયું.

૧૦૯૦–સુરાચાર્યજીએ દ્વિસંધાન કાવ્ય બનાવ્યું.

૧૦૯૫–ધનેશ્વરસૂરિજીએ ' સુરસુંદરીકથા ' બનાવી.

૧૦૯૬–વાદિવેતાલ શાંતિસૂરિજીનું સ્વર્ગગમન થયું.

૧૧૧૭–ચક્રેશ્વરસૂરિએ ૪૧૫ રાજકુમારોને પ્રતિબોધ આપ્યો.

૧૧૨૦–ભીમદેવનો સ્વર્ગવાસ, કર્ણદેવની ગાદી.

૧૧૨૩–કવિ સાધારણે અપભ્રંશભાષામાં વિલાસવતી કથા રચી.

૧૧૨૯–ધર્મોપદેશમાલા વિવરણ પ્રાકૃતમાં રચાયું.

૧૧૨૭–૩૭–નિવ્રુયવંશના અભયદેવસૂરિના શિષ્ય ચંદ્રપ્રભમહત્તરે પ્રાકૃતમાં વિજયચંદ્ર ચરિત્ર બનાવ્યું.

૧૧૩૫ (૩૯)–નવાંગીવૃત્તિકાર અભયદેવસૂરિજીનો સ્વર્ગવાસ થયો.

૧૧૩૯–વડગચ્છીય નેમિચંદ્રસૂરિજીએ પ્રાકૃત મહાવીરચરિયં રચ્યું. ગુણચંદ્રસૂરિજીએ મહાવીરચરિયં રચ્યું. શાલિભદ્રસૂરિજીએ સંગ્રહણીવૃત્તિ રચી.

૧૧૪૦–વર્ધમાનસૂરિજીએ પ્રાકૃતમાં મનોરમાચરિત્ર રચ્યું.

૧૧૪૪–શ્રી જિનવલ્લભસૂરિએ છ કલ્યાણકની પ્રરૂપણા કરી.

૧૧૪૨–દક્ષિણના એલીચપુરના રાજા શ્રીપાળે અંતરીક્ષજીનું મંદિર બંધાવ્યું અને તેની મલધારી અભયદેવસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી. મુક્તાગિરિમાં શામળીયા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરાવી. શ્રીપુરગામ વસાવ્યું.

૧૧૪૦–પલ્લવરાયનો પુત્ર શંકરનાયક થયો.

૧૧૪૫–કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજીનો ધંધુકામાં જન્મ થયો.

૧૧૪૯–ચંદ્ર પ્રભસૂરિજીએ પૌર્ણિમિકગચ્છ સ્થાપ્યો. દર્શનશુદ્ધિ તથા પ્રમેયરત્નકોશ બનાવ્યા.

૧૧૫૦–કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજીની દીક્ષા.

૧૧૫૦–કર્ણદેવનો સ્વર્ગવાસ. સિદ્ધરાજની ગાદી.

૧૧૫૨–સિદ્ધરાજે સિદ્ધપુર વસાવી શિવાલય અને સુવિધિનાથનું જિનમંદિર બંધાવ્યું

૧૧૬૦ લગભગ–મલધારી અભયદેવસૂરિના ઉપદેશથી સિદ્ધરાજે પર્યુષણ તથા અગિયારસે અમારીની ઉદ્‌ઘોષણ કરી.

૧૧૬૬–કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યની આચાર્ય પદવી થઈ.

૧૧૬૭–જિનવલ્લભસૂરીજીનું આચાર્યપદ અને સ્વર્ગગમન.

૧૧૬૯–જિનદત્તસૂરિજીનું આચાર્યપદ.

૧૧૭૪–વાદીદેવસૂરિનું આચાર્યપદ.

૧૧૭૮–મુનિચંદ્રસૂરિનો સ્વર્ગવાસ.

૧૧૮૧-વાદી દેવસૂરિજીએ સિદ્ધરાજની સભામાં દિગંબર વાદી કુમુદચંદ્રને હરાવ્યા.

૧૧૮૫–સજ્જન મંત્રીએ ગિરનારનો જીર્ણોદ્ધાર કરાવ્યો. સિદ્ધરાજે ગિરનાર તથા શત્રુંજયની યાત્રા કરી બાર ગામ ભેટ આપ્યાં.

૧૧૯૩–કુંભારિયાજી તીર્થની સ્થાપના થઈ.

૧૧૯૯–સિદ્ધરાજનો સ્વર્ગવાસ, કુમારપાળની ગાદી.

૧૧૯૯ (૧૨૦૪)-વાદીદેવસૂરિજીએ ફલોદિતીર્થ સ્થાપ્યું.

૧૨૦૩–આચાર્ય શ્રી જિનચંદ્રસૂરિજીની દીક્ષા.

૧૨૧૧–શ્રી જિનદત્તસૂરિનું સ્વર્ગગમન, જિનચંદ્રસૂરિનું આચાર્યપદ.

૧૨૧૬–કુમારપાળે શ્રી હેમચંદ્રાચાર્યના ઉપદેશથી જૈનધર્મ સ્વીકાર્યો.

૧૨૨૫ લગભગ–જીરાઉલા તીર્થની સ્થાપના.

૧૨૨૬–વાદી દેવસૂરિજીનો સ્વર્ગવાસ.

૧૨૨૯–મહારાજા કુમારપાળનો સ્વર્ગવાસ. અજયપાલની ગાદી.

૧૨૩૦–કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યનો સ્વર્ગવાસ.

૧૦૩૨–અજયપાલનું અવસાન.

૧૦૩૩–શ્રી જિનચંદ્રસૂરિજીનું સ્વર્ગગમન.

## જૈન મંત્રીઓ યા દંડનાયકો

૧૦૭૮ થી ૧૧૨૦–નેઢ, વિમળ, જાહિલ્લ ( નાણાં ખાતનો પ્રધાન )

૧૧૨૦ થી ૧૧૫૦–ધવલક, મુંજાલ, સાંતુ.

૧૧૫૦ થી ૧૧૯૯–સાંતૂ, આશુક, સજ્જન ( દંડનાયક, જેણે ગિરનારનો જીર્ણોદ્ધાર કરાવ્યો ), ઉદાયન, સોમ ( ખજાનચી ).

૧૧૯૯ થી ૧૨૨૯–વાગ્ભટ્ટ, સજ્જન ( દંડનાયક ), આંબડ, પૃથ્વીપાલ, કુમારસિંહ, વાધૂયન, કપર્દી, આલિગ, સોલાક.

૧૨૨૯ થી ૧૨૩૩–આભડ, કપર્દી, આનંદ, યશ:પાળ.

## જૈનતીર્થો

૬૦૦ લગભગ કુલ્પાકજી, આઠમા સૈકા પહેલાં મહાતીર્થ મોઢેરા, ૮૬૧ કરહેડા, ચિત્તોડ, ૯૫૪ નાડુલાઇ, ૧૦૧૦ પૂર્વે રામસેન, ૧૦૮૮ આબુ, સ્થંભણપાર્શ્વનાથ, ૧૧૪૨ મુક્તાગિરિ, બારમી સદી સેરીસાપાર્શ્વનાથ, ૧૧૯૧ જીરાવલાપાર્શ્વનાથ, ૧૧૯૩ કુંભારિયાજી, ૧૧૯૯ (૧૨૦૪) ફલોદી, ૧૨૨૦ ભરૂચ, ૧૨૧૧ તારંગા.

આમાં આથી વિશેષ હકીકતો આપી શકાઇ હોત, પણ સાધન અને સમયના અભાવે તેમ નથી થઈ શક્યું. સંવતવારીમાં કોઈ સ્થળે ફેરફાર હોય તો સુજ્ઞ વાચકો તે જણાવશે એવી આશા રાખું છું.

વીરનિ. સં. ૧૦૦૦ થી વીરનિ. સં. ૧૭૦૦ સુધીમાં થયેલ

# જૈન ન્યાયનો વિકાસ

[ દાર્શનિક ગ્રંથકારો અને ગ્રંથોનો ટૂંક પરિચય ]

લેખક—પૂ. **મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી, શિરપુર**

એક સમય એવો હતો કે જેમાં શ્રદ્ધાવાદને બહુ મહત્ત્વ અપાતું અને જનતાને કહેવામાં આવતું કે—**नियोगपर्यनुयोगानर्हं मुनेर्वचः।** મુનિનું વચન તર્ક અને પ્રશ્નથી પર છે. વળી **पुराणं मानवो धर्मः, साङ्गो वेदश्चिकित्सितम्। आज्ञासिद्धानि चत्वारि, न हन्तव्यानि हेतुभिः।** 'પુરાણ, મનુએ બતાવેલ ધર્મ, (છએ) અંગ સહિત વેદ અને વૈદક, એ ચાર વાનાં આજ્ઞાસિદ્ધ છે. તેને તર્કો વડે હણવાં નહિ.' આવા શ્રદ્ધાવાદથી ભોળી જનતા એટલી તો ભોળવાઈ ગઈ હતી કે શાસ્ત્રવાક્યનું નામ સાંભળ્યું કે તેનો કંઇ પણ ઉપાય ચાલતો નહિ. આ વાદનું એટલું તો જોર હતું કે તર્કવાદીને રહેવું પણ કઠિન થઈ પડતું, શ્રદ્ધાવાદીઓ તર્કવાદી સાથેનો સર્વ સમ્બન્ધ છોડી દેતા હતા. [1]શ્રદ્ધાવાદથી લાભ છે કે નુકસાન એ વાત બાજુએ મૂકીએ તો પણ માનવની સ્વાર્થવૃત્તિએ તે વાદથી ઘણો જ અનર્થ પેદા કર્યો હતો. હિંસામય યજ્ઞયાગાદિ આ વાદથી જ જન્મ પામ્યા હતા. એ અનર્થ એટલે સુધી પહોંચ્યો હતો કે અશ્વમેધ યાગ અને નરમેધ યજ્ઞ કરાતા, લોહી અને ચામડાની (રક્તવતી અને ચર્મણ્વતી ) નદીઓ વહેતી હતી.

આ સમયે જનતાને તર્કવાદની ખાસ આવશ્યકતા હતી. તર્કવાદ સિવાય આ અનર્થનાં જડ–મૂલ નિકળે તેમ ન હતાં. તેવા સમયે પરમકૃપાલુ ભગવાન મહાવીરસ્વામીજી ઉત્પન્ન થયા. તેમણે યુક્તિવાદનો સૂર્ય ઉગાડયો, અને તર્કવાદીઓને પ્રોત્સાહન આપ્યું. તેઓશ્રી તર્કવાદીઓના પુરોગામી બન્યા, ઇન્દ્રભૂતિ વગેરે વિપ્રો કેવળ શ્રદ્ધાવાદથી—વેદવચનમાં યુક્તિના અભાવથી આત્મા, સ્વર્ગ, પુણ્ય, પાપ, પરભવ આદિમાં શંકિત થયા હતા તે સર્વને મહાવીર પ્રભુએ યુક્તિમાર્ગની દિશા બતાવી, તે જ વેદવચનોથી સ્થિર કર્યા હતા. મહાવીર સ્વામીએ પોતાના ઉપદેશને તર્કસિદ્ધ બનાવ્યો હતો. કોઈ પણ તત્ત્વ કે કોઇ પણ પદાર્થની દેશના સાથે હેતુઓ તો હોય જ. તેથી જ સ્થળે સ્થળે ગૌતમસ્વામીજી પ્રભુને પ્રશ્નો પૂછતા કે **से केणट्ठेणं भन्ते ! एवमुच्चइ ?** ભગવન્ત ! આમ શા કારણથી કહેવાય છે? મહાવીરસ્વામીજી પોતાના ઉપદેશિત માર્ગને નૈયાયિક—ન્યાયસિદ્ધ માર્ગ કહેતા હતા, જે માટે તેઓશ્રીએ જ કહ્યું છે કે:

---

૧ તર્કવાદથી સમજાયેલ શ્રદ્ધાવાદ એ કલ્યાણસાધનનો રાજમાર્ગ છે. તે માર્ગનો પથ કેવળ તર્કવાદથી પણ નથી કપાતો તેમ કેવળ શ્રદ્ધાવાદથી પણ નથી કપાતો. એ બન્ને, રથના એકેક ચક્ર જેવા છે. 'चक्राभ्यां चलति रथः' એ પ્રમાણે બન્ને ચક્રો મળે તો જ આ ધર્મરથ ચાલે છે.

**नेयाउअं सुअक्खायं, उवादाय समीहए ॥**

ન્યાયયુક્ત આગમને ગ્રહણ કરીને (તેને) ઇચ્છે છે.

**सोच्चा नेयाउअं मग्गं, बहवे परिभस्सइ ॥**

નૈયાયિક માર્ગને સાંભળવા છતાં પણ કેટલાએક (શ્રદ્ધાથી) રહિત રહે છે.

આવા પ્રકારના કથનને આધારે પાછળના આચાર્યોએ તેમને માટે લખ્યું કે:

**अस्ति वक्तव्यता काचित्, तेनेदं न विचार्यते ।**
**निर्दोषं काञ्चनं चेत् स્यात्, परीक्षाया बिभेति किम् ॥**

'હજુ કંઈક કહેવાપણું છે તેથી આ (વેદ વગેરે શાસ્ત્રો) વિચારાતાં નથી. જો નિર્દોષ સોનું હોય તો પરીક્ષાથી શા માટે બીવે છે?'

**निकषच्छेदतापेभ्यः, सुवर्णमिव पण्डितैः ।**
**परीक्ष्य भिक्षवो ग्राह्यं, मद्वचो न तु गौरवात् ॥**

'હે મુનિઓ! પંડિતો જેમ કષ, છેદ અને તાપથી પરીક્ષા કરીને સોનું લે છે તેમ તમારે પણ મારું વચન પરીક્ષા કરીને ગ્રહણ કરવું, પણ માત્ર મહત્તાથી ન લેવું.'

એ પ્રમાણે પ્રભુશ્રી મહાવીરસ્વામીએ જનતામાં તર્કવાદની રુચિ ઉત્પન્ન કરી અને જનતાને પરીક્ષક બનાવીને ઉપદેશ આપ્યો.

સમય જતાં આ યુક્તિવાદના પરિપાક રૂપે ન્યાય-સૂર્ય ઉદયવંત થયો, ગણધરોએ અને ભદ્રબાહુસ્વામીજી વગેરે ચૌદપૂર્વધરોએ પ્રભુના ઉપદેશને આગમબદ્ધ કર્યો અને તેમાં યુક્તિવાદને વ્યવસ્થિત ગોઠવ્યો. સંગ્રહકાર ઉમાસ્વાતીજીએ તે પ્રકાશને ઝીલી 'તત્ત્વાર્થસૂત્ર'ની રચના કરી અને તેમાં કહ્યું કે '**प्रमाणनयैरधिगमः**' 'સાચું જ્ઞાન પ્રમાણ અને નયો વડે થાય છે.' જૈનદર્શનમાં આ રીતે ન્યાયશૈલીથી લખનાર આ પ્રથમ મહાપુરુષ થયા. ન્યાયના પ્રકાશમાં યથેચ્છ વિચરીને સત્યના શોધક અને જૈન ન્યાય-સૂર્યના ઉત્કૃષ્ટ ઉપાસક શ્રી સિદ્ધસેન દિવાકર જૈનદર્શનમાં બીજા મહાન નૈયાયિક થયા. તેમણે 'સન્મતિતર્ક', 'ન્યાયાવતાર,' 'બત્રીશ બત્રીશીઓ' વગેરે મહાન ન્યાય ગ્રન્થો રચ્યા. પછીથી ત્રીજા નૈયાયિક મલ્લવાદીજી થયા તેમણે 'નયચક્રવાલ' ન્યાયગ્રન્થ રચ્યો અને બૌદ્ધો સાથે શાસ્ત્રાર્થ કરી જૈન ધર્મનો ધ્વજ ફરકાવ્યો. આ રીતે યુક્તિવાદનો વિકાસ થતો ગયો અને ન્યાયમાર્ગના પ્રકાશમાં યથેચ્છ વિહરવાની રુચિ વૃદ્ધિંગત થવા લાગી.

વીર નિ. સં. ૧૦૦૦ થી વીરનિ. સં. ૧૭૦૦ સુધીનો સાત સો વર્ષનો સમય જૈન ન્યાય-સૂર્યના મધ્યાહ્નનો સમયે હતો એમ કહી શકાય. આ પ્રસંગે તેની આડા બૌદ્ધ, વેદાન્ત વગેરે અનેક વાદળો આવતાં અને કોઇ કોઇ સમય તે પ્રકાશને ઢાંકી દેવાનો પ્રયત્ન કરતા હતા. આ સાતસો વર્ષ દરમ્યાન જે જે મહાપુરુષોએ તે વાદળો દૂર કરી ન્યાય-સૂર્યને દેદીપ્યમાન રાખ્યો હતો તેમનો ટૂંક પરિચય આપણે આ લેખમાં સાધીશું.

## ૧ શ્રી હરિભદ્રસૂરિજી

તેઓનો સત્તાકાળ વિક્રમની છઠ્ઠી સદીની આસપાસનો છે, જે સમયમાં બૌદ્ધોનું બહુ જોર હતું, અને રાજાઓ વિદ્યામાં રસ લેતા હતા. રાજસભામાં મોટા મોટા શાસ્ત્રાર્થો થતા હતા. બૌદ્ધોએ શૂન્યવાદ અને તર્કવાદની અતિગૂઢ સમસ્યાઓ ઊભી કરી હતી અને તેઓ તે

સમસ્યાઓ પોતાના અનુયાયી સિવાય અન્યને સમજાવતા ન હતા. આવા સમયે શ્રી હરિભદ્રસૂરિજી ઉત્પન્ન થયા હતા.

તેઓ જાતે બ્રાહ્મણ હતા. ચૌદ વિદ્યાના પારંગત હતા. અને સત્ય સમજાયા પછી જૈન બન્યા હતા. તેમણે શાસ્ત્રાર્થ કરી બૌદ્ધોને હરાવ્યા હતા, અને અનેક જૈન–ન્યાય ગ્રન્થોની રચના કરી હતી. તે સમયના બૌદ્ધોના જોરનો અને શ્રી હરિભદ્રસૂરિજીની પ્રતિભાનો ખ્યાલ નીચેના એક પ્રસંગથી સારી રીતે આવી શકશે.

શ્રી હરિભદ્રસૂરિજીના બે ભાણેજ–શિષ્ય હંસ અને પરમહંસ ઘણા બુદ્ધિશાળી હતા. ન્યાયની પરાકાષ્ઠાએ પહોંચવાની અને બૌદ્ધન્યાય શિખવાની તેમની ખૂબ ઇચ્છા હતી .અનેક વ્યવસાય વગેરેને કારણે શ્રી હરિભદ્રસૂરિજી શિક્ષણ આપી શકતા ન હતા, માટે તે બન્ને બૌદ્ધ–સમ્પ્રદાયમાં શીખવા માટે ગયા. શિક્ષણ લીધા બાદ બૌદ્ધોને ખબર પડતાં તે બન્નેને મરાવી નાખવાનો પ્રબન્ધ કર્યો. આ વાતની એ બન્નેને જાણ થઈ એટલે તેઓ ત્યાંથી ભાગ્યા. એક જણ વચમાં સપડાઈ જવાથી મરણ પામ્યા, અને બીજા એક હરિભદ્રસૂરિજી પાસે આવી પહોંચ્યા અને બધી હકીકત કહી તરત જ સ્વર્ગસ્થ થયા. વ્હાલા શિષ્યોના આમ અકાલ અવસાનથી શ્રીહરિભદ્રસૂરિજીને ક્રોધ થયો. બૌદ્ધોને શાસ્ત્રાર્થ કરવા આમંત્રણ મોકલાવ્યું. હારે તે બળતી કડાઈમાં પડે. બૌદ્ધો હાર્યા. આચાર્ય મહારાજે ૧૪૪૪ બૌદ્ધોને મારવાનો સંકલ્પ કર્યો હતો. ગુરુ મહારાજશ્રીના ઉપદેશથી ક્રોધ શાન્ત થયો અને સંકલ્પ માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. તેનું પ્રાયશ્ચિત્ત લીધું અને તે પ્રાયશ્ચિત્ત તરીખે ૧૪૪૪ ગ્રન્થની રચના કરી. હાલ પણ તેમના ઉપલબ્ધ ગ્રન્થોમાં **विरह** શબ્દ આવે છે તે હંસ અને પરમહંસના વિયોગનો સૂચક છે.

તેમના વિરચિત ન્યાયગ્રન્થો આ છે–૧ અનેકાન્તવાદપ્રવેશ, ૨ અનેકાન્તજયપતાકા, ૩ અષ્ટક પ્રકરણો, ૪ ન્યાયપ્રવેશ સૂત્ર–(બૌદ્ધ–ન્યાયના ગ્રન્થ પર) વૃત્તિ, ૫ ધર્મસંગ્રહણી, ૬ લલિતવિસ્તરા, ૭ ષડ્દર્શનસમુચ્ચય, ૮ શાસ્ત્રવાર્તાસમુચ્ચય ( વૃત્તિયુક્ત ). તેમની ભાષા ઘણી સચોટ છે. હળવે હળવે પણ જે વાત તેઓ બતાવે તે હૃદયમાં તરત જ ઊતરી જાય છે. દ્વાદશદર્શન ટીકાકાર વાચસ્પતિ મિશ્રની અને તેમની લખાણ શૈલીમાં સમાનતા ભાસે છે. અનેકાન્તજયપતાકામાં સ્યાદ્વાદનું અનેક યુક્તિ–પ્રયુક્તિઓ પૂર્વક સ્થાપન કર્યું છે. ધર્મસંગ્રણીમાં તેમણે આત્મા તથા ધર્મનો વિષય સુન્દર રીતિએ બતાવ્યો છે, નાસ્તિકોના બૌદ્ધોના તથા અન્યોના મતોનો નિરાસ કર્યો છે. ષડ્દર્શનસમુચ્ચય એકન્દર માધ્યમિક દૃષ્ટિએ લખ્યો છે અને તેમાં કેવળ છએ દર્શનોની માન્યતા બતાવી છે. છતાં પણ તેમાં જૈનદર્શન પ્રત્યેની અભિરુચિ તો વ્યક્ત કરી જ છે. લલિતવિસ્તારામાં સચોટપણે જિનેશ્વર ભગવાનની મહત્તા અને જૈનદર્શનની વિશુદ્ધતા બતાવી છે.

તેમણે પોતાના ગ્રન્થોમાં અનેક દાર્શનિક ગ્રન્થો તથા ગ્રન્થકારોનો ઉલ્લેખ કર્યો છે, તેમાંનાં મુખ્ય આ છે. અવધૂતાચાર્ય, સાંખ્ય દાર્શનિક આસુરિ અને ઈશ્વરકૃષ્ણ, મીમાંસક કુમારિલભટ્ટ, ભાષ્યકાર–પતંજલિ, પાતંજલ યોગાચાર્ય, વૈયાકરણ પાણિની, ભગવદ્ગોપેન્દ્ર, વૈયાકરણ ભર્તૃહરિ, બ્યાસર્ષિ, વિન્ધ્યવાસી, શિવધર્મોત્તર વગેરે બ્રાહ્મણ ધર્મિઓ હતા.

કુક્કાચાર્ય, દિઙ્નાગાચાર્ય, ધર્મપાલ, ધર્મકીર્તિ, ધર્મોત્તર, ભદન્તદિન્ન, વસુબન્ધુ, શાન્તિરક્ષિત, અને શુભગુપ્ત વગેરે બૌદ્ધધર્મિઓ હતા.

અજિતયશા, ઉમાસ્વાતિજી, જિનદાસ મહત્તર, જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, દેવવાચક, ભદ્રબાહુ, મલ્લવાદીજી, સમન્તભદ્ર, સિદ્ધસેનદિવાકર, સંઘદાસગણિ વગેરે આર્હત દાર્શનિકો હતા.

વાસવદત્તા અને પ્રિયદર્શના તથા ઉપર બતાવેલ ગ્રન્થકારોના કેટલાએક ગ્રન્થોનો પણ ઉલ્લેખ છે. તેમણે ચૈત્યવાસ સામે ઝુંબેશ ઉઠાવી હતી અને તેમાં પણ ઘણી સુધારણા કરી હતી.

પ્રો. હર્મન યાકોબીએ '**समराइच्चकहा**'ની પ્રસ્તાવનામાં શ્રીહરિભદ્રસૂરિજી માટે લખ્યું છે કે—

"હરિભદ્રે તો શ્વેતામ્બરોના સાહિત્યને પૂર્ણતાની ટોચે પહોંચાડ્યું. જો કે તેમના ગ્રન્થો કેટલાક પ્રાકૃતમાં છે, પરંતુ ઘણાખરા સંસ્કૃતમાં જ છે. આમાં જૈન સમ્પ્રદાયના પદાર્થ વર્ણન ઉપરાંત વિરોધી મતવાળા બ્રાહ્મણો તેમજ બૌદ્ધોના સામ્પ્રદાયિક ધોરણો બાબત એક ટૂંકો ખ્યાલ, કેટલીક ચર્ચા અને તેનાં ખંડનો પણ છે. આ જાતના ગ્રન્થોમાં હરિભદ્રની દિઙ્નાગના ન્યાયપ્રવેશ પરની ટીકા, જોકે તે એક પ્રકરણ નથી પણ, બહુ ઉપયોગી અને મહત્ત્વની છે. જૈનોને પ્રમાણનિરૂપણનો કોઇ ગ્રન્થ પૂરો પાડવાના હેતુથી સિદ્ધસેન દિવાકરે 'ન્યાયાવતાર' નામનો ગ્રન્થ રચ્યો હતો. પ્રમાણની બાબતમાં જૈન સિદ્ધાન્ત સ્થાપવાને બદલે હરિભદ્રે દિઙ્નાગ ઉપર ટીકા લખીને જૈનોને બૌદ્ધ પ્રમાણશાસ્ત્રીઓના ગ્રન્થોનું અધ્યયન કરવાની પ્રેરણા કરી. આ રીતે દેખાવમાં તો એમણે એ લોકોની ભારે મહત્તા સ્વીકારી, પરંતુ પોતાના 'અનેકાંતજયપતાકા' ગ્રન્થમાં ધર્મકીર્તિના પ્રમાણ વિષેના કેટલાક સિદ્ધાન્તોનું સારું-ખંડન પણ કર્યું. એમના પછી ઘણાં વર્ષો સુધી જૈનોને બૌદ્ધોના પ્રમાણ–નિરૂપણમાં રસ રહ્યો હતો. અને એને લીધે જ અત્યારે આપણે ધર્મકીર્તિનું ન્યાયબિન્દુ અને ધર્મોત્તરની ન્યાયબિન્દુ–ટીકા ઉપલબ્ધ કરી શક્યા છીએ. કારણ કે આ ગ્રન્થોની જૂનામાં જૂની પ્રતો અને બીજા ગ્રન્થ ઉપરની ટીકાનો અમુક ભાગ જૈન ભંડારોમાંથી જ મળેલ છે."

એક સ્થળે ઉપાધ્યાય શ્રી યશોવિજયજી, શ્રી હરિભદ્રસૂરિજી માટે જણાવે છે કે: "જ્યારે જૈનદર્શનરૂપી આકાશમાં પૂર્વરૂપી તારાઓને અસ્ત થવાનો પ્રભાત કાળ હતો તે સમયે પટુલોચન હરિભદ્રસૂરિજી ઉત્પન્ન થયા. તેમણે સૂક્ષ્મ દૃષ્ટિથી તે તારાઓને અવલોકી તેના પ્રતિબિમ્બ ગ્રહણ કરી અને પ્રકરણોરૂપે તેનુ ગૂંથન કર્યું"

એ રીતે શ્રી હરિભદ્રસૂરિજી જૈનદર્શનમાં એક સમર્થ નૈયાયિક થયા અને જૈન ન્યાય આદિત્યની આડે આવતાં વાદળોને વિખેરી નાખી તે સૂર્યના પ્રકાશને તેમણે ખૂબ પ્રસાર્યો.

## ૨ શ્રી બપ્પભટ્ટિસૂરિજી

તેમનો સત્તાસમય વિક્રમ સંવત ૮૦૦ થી ૮૯૫ની આસપાસનો છે. તેમના સમયમાં રાજાઓ પોતપોતાના રાજ્યમાં એક વિદ્વાન પંડિતને રાખતા અને તેમાં પોતાનું ભૂષણ સમજતા. બપ્પભટ્ટિસૂરિજી બાલ્યકાળથી જ પ્રતિભાસમ્પન્ન હતા. એક દિવસમાં હજાર શ્લોકો કણ્ઠસ્થ કરવાની તેમની શક્તિ હતી. આમ રાજા તેમનો પરમ ભક્ત હતો. ધર્મ-રાજાની સભામાં તેમણે બૌદ્ધવાદી વર્ધનકુંજરને જીત્યો હતો, તેથી 'વાદિકુંજરકેસરી'નું બિરુદ તેમણે મેળવ્યું હતું. તેમણે મથુરાના વાકપતિ નામના શૈવયોગીને જૈન બનાવ્યો હતો. તેઓ અખંડ બ્રહ્મચારી હતા, ને તે માટે તેમનો રસનેન્દ્રિય ઉપર ખૂબ કાબૂ હતો.

તેમણે યાવજ્જીવ છ વિગઈ નો ત્યાગ કર્યો હતો. તેમનું અપર નામ ભદ્રકીર્તિ હતું. તેઓ 'બ્રહ્મચારી ગજવર' અને 'રાજપૂજિત' એ બે બિરુદોથી પણ વિભૂષિત હતા.

### ૩ શ્રી શીલાંકાચાર્યજી

તેઓ વિક્રમના દશમા સૈકામાં થયા. તેઓએ અગિયારે અંગ ઉપર ન્યાય અને આગમ વિચારોથી પૂર્ણ ટીકા લખી છે. જેમાંની હાલમાં આચારાંગ અને સુયગડાંગ પરની વૃત્તિ ઉપલબ્ધ છે. જીવસમાસ ઉપર તેમણે ટીકા લખી છે. ભાષ્યકાર શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણવિરચિત 'શ્રી વિશેષાવશ્યકભાષ્ય' ઉપર તેમણે વૃત્તિ લખી છે. આ ટીકા, તેમનું બીજું નામ કોટ્યાચાર્ય હતું તે નામથી પ્રસિદ્ધ છે.

અંગો ઉપર ન્યાયશૈલીથી ટીકા લખનારાઓમાં શીલાંકાચાર્ય પ્રથમ છે.

### ૪ શ્રી સિદ્ધર્ષિસૂરિજી

સિદ્ધર્ષિજીનો સત્તાસમય વિ. સં. ૯૬૨ની આસપાસનો છે. કારણ કે તેમણે બનાવેલ ઉપમિતિભવપ્રપંચા નામની કથા ૯૬૨માં પૂર્ણ થઈ છે. સિદ્ધર્ષિના સમયમાં પણ બૌદ્ધોનું વિશેષ જોર હતું. દીક્ષા લીધા બાદ તેઓ બૌદ્ધો પાસે[૧] અભ્યાસ કરવા ગયા હતા. ત્યાં તેમને બૌદ્ધ સિદ્ધાન્ત રુચિ ગયા, પરંતુ વચનબદ્ધ થયા હોવાથી ગુરુ મહારાજ પાસે આવ્યા. વળી ત્યાં વચન આપીને આવ્યા હોવાથી ત્યાં ગયા, ફરી અહીં આવ્યા. એમ એકવીશ વખત બન્યું હતું. છેવટે શ્રી હરિભદ્રસૂરિજીકૃત 'લલિતવિસ્તરા' વાંચી જૈનદર્શનમાં સ્થિર થયા હતા. તેમણે શ્રી હરિભદ્રસૂરિજીની અને 'લલિતવિસ્તારા'ની ખૂબ પ્રશંસા લખી છે. 'ઉપમિતિ'ની પ્રશસ્તિમાં તેઓ લખે છે કે 'જે હરિભદ્રે પોતાની અચિન્ત્ય શક્તિથી મારામાંથી કુવાસનામય ઝેર દૂર કરીને, કૃપા કરી સુવાસનારૂપ અમૃત મારા લાભ માટે શોધી કાઢ્યું છે તે હરિભદ્રસૂરિને મારા નમસ્કાર હો! તે હરિભદ્રસૂરિજીને મારા નમસ્કાર હો કે જેમણે મારા માટે 'લલિતવિસ્તરા' નામની વૃત્તિ રચી.[૨] ''

તેઓ છએ દર્શનના વિદ્વાન હતા. તેમણે સ્વયં લખ્યું છે કે '**कृतिरियं जिनजैमिनिकणभुक्सौगतादिदर्शनवेदिनः सकलग्रन्थार्थनिपुणस्य श्रीसिद्धषेर्महाचार्यस्येति।** તેમણે સિદ્ધસેનકૃત 'ન્યાયાવતાર' ઉપર વૃત્તિ રચી છે.

### ૫ શ્રી પ્રદ્યુમ્નસૂરિજી

તેઓ વિક્રમની ૧૧ મી સદીમાં થયા છે. તેઓ એક સમર્થવાદી હતા[૩] અલ્લૂ રાજાની રાજસભામાં તેમણે દિગમ્બરોને પરાજય આપ્યો હતો. [૪]ત્રિભુવનગિરિ અને સપાદલક્ષ (માલવા) આદિના રાજાઓને જૈન બનાવ્યા હતા અને ૮૪ વાદો જીતીને આનન્દિત કર્યા હતા.

૧. સિદ્ધર્ષિ જ્યાં તર્કશાસ્ત્ર ભણવા ગયા હતા તે નગરનું નામ 'મહાબોધ' લખ્યું છે. તે નગર ક્યાં હતું તેનો કંઈ પત્તો લાગતો નથી પણ તે સ્થાન તક્ષશિલાનું વિશ્વવિદ્યાલય અથવા નાલંદા વિશ્વવિદ્યાલય એ બેમાંથી એક હોવું જોઈએ એમ લાગે છે.

૨ नमोऽस्तु हरिभद्राय, तस्मै प्रवरसूरये। मदर्थं निर्मिता येन, वृत्तिर्ललितविस्तरा ।

३ वादं जित्वाऽल्लुकक्ष्मापसभायां तलपाटके। आत्तैकपट्टो यस्तं श्रीप्रद्युम्नं पूर्वजं स्तुवे ।
—( સમરાદિત્યસંક્ષેપ )

४ सपादलक्षगोपाल–त्रिभुवनगिर्यादिदेशगोपालान् । ययुश्चतुराधिकाशीत्या, वादजयै रञ्जयामास ।
—( પાર્શ્વનાથચરિત્ર )

### ૬ તર્કપંચાનન શ્રી અભયદેવસૂરિજી

તેમનો સત્તાસમય વિક્રમની ૧૧ મી શતાબ્દિ છે. તેઓ એક સમર્થ ટીકાકાર હતા. તેમણે શ્રી સિદ્ધસેન દિવાકરજીના 'સન્મતિતર્ક' ઉપર ૨૫ હજાર શ્લોક પ્રમાણ વિસ્તૃત ટીકા રચી છે. તેમાં દશમી શતાબ્દિ સુધીના ચાલુ સર્વ વાદોની સુન્દર રીતિએ ગોઠવણ કરી છે. તે ટીકાનું નામ 'વાદમહાર્ણવ' અથવા 'તત્ત્વબોધવિધાયિની' છે. તેમની વાદ લખવાની પદ્ધતિ ઘણી જ મનોજ્ઞ છે. પ્રથમ ચાલુ સિદ્ધાન્તમાં બિલકુલ નહિ માનનાર પક્ષ પાસે બોલાવે, પછી કંઇક સ્વીકાર કરનાર પાસે તેનું ખંડન કરાવે ને તેનો મત પ્રદર્શિત કરાવે, પછી વધુ માનનાર પાસે, પછી ઘણું સ્વીકાર કરનાર પાસે ને છેવટ સર્વમાં દૂષણ બતાવવા પૂર્વક સ્વાભિમત સિદ્ધાન્તનું મંડન કરે. તે વાંચતા જાણે એમ લાગે કે આપણે સાક્ષાત્ એક વાદસભામાં જ હોઇએ અને પ્રત્યક્ષ વાદ સાંભળતા હોઇએ.

દર્શનશાસ્ત્રોમાં મીમાંસા દર્શન સમજવું મુશ્કેલ હોય છે. તે મીમાંસા દર્શનના આકર ગ્રન્થ કુમારિલ ભટ્ટના 'શ્લોકવાર્તિક'નું આ 'વાદમહાર્ણવ'માં વિશેષ ખંડનમંડન છે. તેથી આ ગ્રન્થ સમજવો ઘણો કઠિન ગણાય છે. ને તે જ કારણે અભ્યાસમાં અલ્પ આવ્યો છે. શાન્તિરક્ષિત કે જેઓ નાલન્દા વિશ્વવિદ્યાલયના મુખ્ય આચાર્ય હતા તેમના બનાવેલ 'તત્ત્વ-સંગ્રહ' ઉપરની કમલશીલની બનાવેલ 'પંજિકા' નામની ટીકા, દિગમ્બરાચાર્ય પ્રભાચંદ્રે રચેલ 'પ્રમેયકમલમાર્તંડ' તથા 'ન્યાયકુમુદચંદ્રોદય' વગેરે ગ્રન્થોનો આ ટીકામાં ઉપયોગ છે. વાદિ દેવસૂરિજી, મલ્લિષેણસૂરિજી તથા ઉપાધ્યાય શ્રી યશોવિજયજી વગેરેએ સ્થળે સ્થળે આ ટીકાનો ઉલ્લેખ તથા છૂટથી ઉપયોગ કર્યો છે. ૧૧ મા સૈકા પછી જૈન ન્યાયના મોટા મોટા ગ્રન્થો રચાયા તે સર્વમાં આ ટીકાની સહાય લેવામાં આવી છે. આ ટીકામાં ગૂંથાયેલ વિષયો પાછળના ગ્રન્થકારોને સરળતાથી મળી ગયા છે. આ ટીકામાં શબ્દોની બહુ રમક-ઝમક નથી પણ ભાષાપ્રવાહ એક નિર્મળ ઝરણુની માફક સીધો વહે છે. પ્રો. લોયમેને શ્રી અભદેવસૂરિજીના સમ્બન્ધમાં જણાવ્યું છે જે 'તેમનો ઉદ્દેશ તે સમયમાં પ્રચલિત સર્વ વાદોનો સંગ્રહ કરી અનેકાન્તવાદનું સ્થાપન કરવાનો હતો'–તે આ ટીકા જોવાથી સ્પષ્ટ સમજાય છે. શ્રી અભયદેવસૂરિજી,' ન્યાયવનસિંહ' અને 'તર્કપંચાનન' એ બિરુદોથી વિભૂષિત હતા, અને ૮૪ વાદવિજેતા શ્રી પ્રદ્યુમ્નસૂરિજીના પટ્ટપ્રભાવક હતા.

### ૭ શ્રી ધનેશ્વરસૂરિજી

તેઓ મુંજરાજાના સમયમાં થયા એટલે તેમનો સત્તાકાળ ૧૧ મી વિક્રમ શતાબ્દિનો હતો. તેઓ તર્કપંચાનન શ્રી અભયદેવસૂરિજીના પટ્ટધર હતા. ધારાનગરીના સાર્વભૌમ રાજા મુંજે તેઓને પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા હતા. તેમણે રાજાની સભામાં અનેક વાદો જીત્યા હતા. પ્રવચનસારોદ્ધાર–વૃત્તિમાં શ્રી સિદ્ધસેન લખે કે—

> **तदनु धनेश्वरसूरिर्जज्ञे, यः प्राप पुंडरीकाख्यः ।**
> **निर्मथ्य वादजलधिं, जयश्रियं मुंजनृपपुरतः ॥**

### ૮ વાદિવેતાલ શ્રી શાન્તિસૂરિજી

'પ્રભાવકચરિત્ર'માં તેમનો સ્વર્ગવાસસમય વિ. ૧૦૯૬ ના જેઠ સુદ ૯ ને મંગળવાર, કૃત્તિકા નક્ષક, જણાવેલ છે. તેમના પ્રત્યે પાટણના ભીમરાજાને અને ધારાનગરીના ભોજ-

રાજને ઘણું માન હતું. તેઓ ભીમરાજાની સભામાં 'કવીન્દ્ર' અને 'વાદિચક્રવર્તી' તરીકે વિખ્યાત હતા અને મહાકવિ ધનપાલની પ્રેરણાથી ભોજરાજાની રાજસભામાં ગયા હતા. ભોજરાજાને પોતાની સભા માટે અભિમાન હતું. તેણે શાન્તિસૂરિજીને શરતપૂર્વક કહ્યું હતું કે મારી સભાના એક એક વાદિની જીતમાં એક એક લક્ષ દ્રવ્ય આપીશ. શાન્તિસૂરિજીએ બધાં દર્શનોના ચોરાશી વાદીઓને તેની સભામાં જીતી ૮૪ લક્ષ દ્રવ્ય ધર્મમાર્ગમાં વપરાવ્યું હતું. અને ભોજરાજે તેમને 'વાદિવેતાલ' એવું બિરુદ આપ્યું હતું. તેમણે એક ધર્મ નામના પંડિતને પણ જીત્યો હતો અને દ્રવિડ દેશના એક અવ્યક્તવાદી અભિમત્ત પંડિતને પરાજય આપી ગરીબ પશુ તુલ્ય કરી દીધો હતો.

તેઓની પાસે બત્રીશ શિષ્યો પ્રમાણશાસ્ત્રનો અભ્યાસ કરતા હતા. એકદા એક કઠિન વિષય ૧૬ દિવસ સુધી શિષ્યોને સમજાવતા છતાં જ્યારે કોઈ પણ શિષ્યને તે વિષય ન સમજાયો ત્યારે તેમને દુઃખ થયું. તે સમયે વાદી દેવસૂરિના ગુરુ મુનિચંદ્રસૂરિ ત્યાં જઈ ચડયા હતા. અને તેમણે તે સર્વ વિષયનું વિવેચન અપ્રકટપણે ધ્યાન રાખી કહી આપ્યું હતું. તે સમયે શાન્તિસૂરિજીએ કહ્યું હતું કે 'તમે તો રેણુથી આચ્છાદિત રત્ન છો. હે વત્સ ! હે સરળમતિ ! મારી પાસે પ્રમાણશાસ્ત્રનો અભ્યાસ કર અને આ નશ્વર દેહનો અહીં લાભ લઈ લે !' પછીથી ટંકશાળના પાછળના ભાગમાં તેમને રહેવાની સગવડ કરાવી છએ દર્શનનો અભ્યાસ કરાવ્યો હતો.

તેમની ન્યાય લખવાની શક્તિ અપૂર્વ હતી. તે વિષયમાં તેમની બનાવેલ ઉત્તરાધ્યયન બૃહદ્વૃત્તિ ( પાઈયટીકા ) પુષ્ટિ આપે છે. ટૂંકમાં સચોટપણે લખવું એ એમની લેખન શૈલીની વિશિષ્ટતા છે. આ ટીકાને આધારે વાદિ દેવસૂરિજીએ સિદ્ધરાજની સભામાં દિગમ્બર વાદી કુમુદચન્દ્રને પરાજય આપ્યો હતો. 'જીવવિચારપ્રકરણ' અને 'ચૈત્યવંદનમહાભાષ્ય'ના કર્તા પણ આ જ શાન્તિસૂરિજી હશે કે બીજા ? તે વિચારણીય છે. તેમના ગુરુનું નામ વિજયસિંહસૂરિજી છે.

### ૯ શ્રી જિનેશ્વરસૂરિજી

તેમનો સમય ૧૦૮૨ થી ૧૦૯૫ ની આજુબાજુનો છે, કારણ કે તેટલા સમયમાં બનાવેલ તેઓના ગ્રન્થો વિદ્યમાન છે. તે સમયે પાટણના તખ્ત પર દુર્લભરાજ રાજ્ય કરતો હતો. તેની સભામાં તેઓનું સારું માન હતું. તેઓએ શ્રી હરિભદ્રસૂરિજીના 'અષ્ટક પ્રકરણ' ઉપર વૃત્તિ રચી છે, જે અનેક ન્યાયવિચારોથી પૂર્ણ છે. તેમાં શુદ્ધ દેવ, મૂર્તિપૂજા, મુક્તિ વગેરે ઘણા વિષયો તર્ક દષ્ટિથી ચર્ચ્યા છે. અને 'પ્રમાણલક્ષણ' નામનો ન્યાયગ્રન્થ સ્વોપજ્ઞવૃત્તિ સહિત રચ્યો છે.

### ૧૦ શ્રી સૂરાચાર્યજી

તેમનો સત્તાસમય ૧૧ મી સદીનો છેવટ ભાગ અને બારમી સદીની શરૂઆત છે. તેઓ શબ્દશાસ્ત્ર, પ્રમાણશાસ્ત્ર તથા સાહિત્યશાસ્ત્ર વગેરેમાં નિપુણ હતા. પોતાની શક્તિ માટે તેમને માન હતું. તેમની પાસે અનેક શિષ્યો અભ્યાસ કરતા હતા. તેમનો તાપ અપૂર્વ હતો, શિષ્યની ભૂલ થાય કે તરત જ માર પડતો. અને એમ થતાં હંમેશ ઓઘામાં રાખવાની લાકડાની એક દાંડી તૂટી જતી હતી. ગુરુમહારાજના મર્મ વચનથી ભોજરાજાની સભામાં

ગયા હતા અને સર્વ પંડિતો ઉપર વિજય મેળવ્યો હતો. પ્રથમ તો ભોજરાજા તેઓના ઉપર પ્રસન્ન થયો હતો પણ પાછળથી તેઓના નગ્ન સત્ય કહેવાના સ્વભાવથી ક્રોધિત થયો હતો. ભોજરાજા સર્વ દર્શનોને એકઠાં કરવાનો પ્રયત્ન કરતો હતો. તે ન થઈ શકે તેમ તેમણે તેને સમજાવ્યું હતું. ભોજવ્યાકરણમાં ભૂલો બતાવી હતી. છેવટે ભોજે તેમને દેહકષ્ટ આપવા વિચાર કર્યો હતો, પરંતુ ધનપાલની ગોઠવણથી તેઓ સુખે પાટણ પહોંચી ગયા હતા. 'નેમિનાભેય–દ્વિસંધાન મહાકાવ્ય' તેમની કાવ્યકૃતિ છે. ભીમદેવની સભામાં તેમનું સારું માન હતું. ભીમદેવના મામા દ્રોણાચાર્યના તેઓ શિષ્ય હતા અને સંસારપક્ષે ભત્રીજા હતા.

## ૧૧ નવાંગીટીકાકાર શ્રી અભયદેવસૂરિજી

સંવત ૧૦૮૮ માં ૧૬ વર્ષની વયે તેમને આચાર્ય પદ મળ્યું હતું અને તેમનો સ્વર્ગવાસ સં. ૧૧૩૯ની લગભગ થયો હતો, એટલે તેમનું આયુષ્ય આશરે ૬૭ વર્ષનું થયું. જૈન આગમો ઉપર શીલાંકાચાર્યકૃત અગિયાર અંગમાંથી આદિનાં બે અંગોની જ ટીકા મળતી હતી. તેથી તેમણે દૈવી પ્રેરણાથી નવ અંગ ઉપર ટીકા રચી હતી. જિનેશ્વરસૂરિજીકૃત 'ષટ્સ્થાનકભાષ્ય' ઉપર તેમની ટીકા છે, હરિભદ્રસૂરીશ્વરજીના 'પંચાશક' પર તેમની ટીકા છે. અનેક ગ્રન્થોનું દોહન કરી વૃત્તિ રચવાની તેમની શૈલી અપૂર્વ છે. આજ પણ નવ અંગપરની તેમની ટીકા અનેક વિચારણાઓને વેગ આપે છે.

સ્તંભનપાર્શ્વનાથજીની પ્રતિમા તેમના જ આત્મબળે અને પુણ્યપ્રભાવે પ્રકટ થયેલ છે. તે સમયે તેમનું બનાવેલ 'જયતિહુઅણ' સ્તોત્ર આજ પણ પ્રાભાવિક મનાય છે. તેમની વ્યાખ્યાન અને વિવેચન કરવાની શક્તિ અદ્ભુત હતી. એક સમય 'અમ્બરન્તર' એ 'અજિતશાન્તિસ્તવ'ની ગાથાનું શૃંગારિક વિવેચન કરતાં તેમના પર એક રાજકુમારી મોહિત થઇ હતી. પછીથી વૈરાગ્ય અને શાન્તરસના ઉપદેશથી તેઓએ તેને પ્રતિબોધિત કરી હતી. તેમની સર્વ ટીકાઓ ૧૧૨૦ થી ૧૧૨૮ સુધીમાં રચાયેલ છે. તેઓનો સ્વર્ગવાસ કપડ-વંજમાં થયો છે.

## ૧૨ શ્રી ચંદ્રપ્રભસૂરિજી

સં. ૧૧૪૯ માં તેઓ વિદ્યમાન હતા. તેમણે 'દર્શનશુદ્ધિ' અને 'પ્રમેયરત્નકોષ' એ બે ન્યાયગ્રન્થો રચ્યા છે.

## ૧૩ શ્રી વીરાચાર્યજી

તેઓ વિક્રમની ૧૨ શતાબ્દિના ઉત્તરાર્ધમાં થયા. પાટણના સાર્વભૌમ રાજા સિદ્ધરાજને તેમના પ્રત્યે બહુ માન હતું. એક વખત રાજાએ મશ્કરીમાં તેમને કહ્યું કે 'અમારા જેવા રાજાના આશ્રયથી આપશ્રી દીપો છો !' આના પ્રત્યુત્તરમાં આચાર્યશ્રીએ જણાવ્યું કે 'પૂર્વ પુણ્યથી પ્રતિભા પ્રસરે છે.' રાજાએ વળી કહ્યું: 'આ સભા સિવાય અન્ય દેશમાં ફરશો ત્યારે બીજા બાવાની જેમ અનાથતા સમજાશે.' સૂરિજીએ કહી દીધું કે અમુક સમયે પોતે અહીંથી વિહાર કરશે. સિદ્ધરાજે નગરદ્વારો બંધ કરાવ્યાં. વિદ્યાબળથી આચાર્યશ્રી બહાર નિકળીને પલ્લીપુર પહોંચ્યા, ત્યાંથી મહાબોધ નગરમાં જઈ બૌદ્ધોને વાદમાં હરાવ્યા. ગોપાલ-ગિર (ગવાલિયર) માં રાજાએ ઘણું સન્માન આપ્યું ને ત્યાં પણ અન્ય વાદીઓને જીત્યા, રાજાએ ચામર છત્ર વગેરે રાજચિહ્નો આપ્યાં. નાગોર જઈ જૈનદર્શનની શોભા વધારી

સિદ્ધરાજના આમંત્રણથી પુનઃ પાટણ તરફ વિહાર કર્યો. ચારુપ આવ્યા ત્યારે તેમને મળવા સિદ્ધરાજ ત્યાં આવ્યો હતો. પાટણમાં એક સાંખ્યવાદી વાદિસિંહ આવ્યો હતો. સિદ્ધરાજે તે વાદીને હરાવવા ગોવિંદાચાર્ય કે જેઓ કર્ણ મહારાજના બાલમિત્ર હતા અને વીરાચાર્યજીના કલાગુરુ હતા, તેમને વિનતિ કરી. તેઓએ કહ્યું કે તેને તો વીરાચાર્યજી હરાવશે. પછીથી વીરાચાર્યજીએ ગોવિંદાચાર્યજી સાથે જઈ તેનું સર્વ માન ગાળી નાખ્યું હતું. તે વાદમાં વીરાચાર્યજી પોતાનો પક્ષ મત્તમયૂર છન્દ અને અપહ્નુતિ અલંકારમાં બોલ્યા હતા. સર્વાનુવાદની શરત પ્રમાણે સાંખ્યવાદી તે પ્રમાણે બોલી શક્યો ન હતો. એ પ્રમાણે વીરાચાર્યજી વિજયમાળ વર્યા હતા. વળી સિદ્ધરાજની સભામાં કમલકીર્તિ નામના દિગમ્બરવાદીને હરાવી સ્ત્રીમુક્તિની સિદ્ધિ કરી હતી. અને વિજય મેળવ્યો હતો.

## ૧૪ શ્રી મુનિચંદ્રસૂરિજી

તેમનો સ્વર્ગવાસ વિ. સંવત ૧૧૭૮ માં થયેલ છે, એટલે તેઓ વિક્રમની બારમી શતાબ્દિમાં થયા. તેઓ અખંડ બ્રહ્મચારી અને ઉગ્ર તપસ્વી હતા. તેઓ કાંજી પીને જ રહેતા તેથી 'સૌવીરપાયી' તરીકે પ્રસિદ્ધ થયા હતા. શ્રી હરિભદ્રસૂરિજીકૃત 'અનેકાન્તજયપતાકા' પર ટિપ્પન અને 'લલિતવિસ્તરા' પર પંજિકા, વગેરે તેમની ન્યાયરચના છે. બીજા પણ કુલકો, વૃત્તિઓ, પ્રકરણો વગેરે લગભગ ૨૦ થી ૨૫ ગ્રન્થો તેમણે રચ્યા છે. તેઓ વાદનિપુણ હતા. 'મુદ્રિતકુમદચંદ્ર' નાટકમાં તેમણે અર્ણોરાજની સભામાં એક શૈવવાદીને જીત્યો હતો તેમ ઉલ્લેખ છે. તથા ગુણચંદ્ર નામના દિગમ્બર મહાવાદી સાથે વાદ કરવાનો હતો તે સમયે વાદિ દેવસૂરિજી તેમની સાથે હતા ને તેમની શૈશવ વય હતી. તે વખતે તે વાદીને દેવસૂરિએ જીત્યો હતો. વાદિ દેવસૂરિજીના તેઓ ગુરુ હતા.

## ૧૫ શ્રી ચન્દ્રસૂરિજી

તેમનો સત્તાસમય ૧૧૬૯ ની આસપાસનો છે. મુનિઅવસ્થામાં તેઓ 'શ્રી પાર્શ્વદેવ ગણિ' એ નામથી પ્રસિદ્ધ હતા ને આચાર્ય થયા પછી શ્રી ચંદ્રસૂરિજી કહેવાયા. તેમણે બૌદ્ધાચાર્ય દિઙ્નાગકૃત 'ન્યાયપ્રવેશક' પર જે હારિભદ્રીવૃત્તિ છે તે પર 'પંજિકા' રચી છે. અન્યાન્ય વિષયોના ગ્રન્થો પર વૃત્તિ, ટીકા, વ્યાખ્યા તેઓએ સારી રચી છે.

## ૧૬ મલધારી શ્રી હેમચન્દ્રસૂરિજી

તેઓ બારમી સદીના અંતની લગભગમાં થયા. એમના ગુરુ મલધારી અભયદેવસૂરિજી છે. પૂર્વાવસ્થામાં તેઓ પ્રદ્યુમ્ન નામના રાજમંત્રી હતા. તેમની વ્યાખ્યાનશક્તિ અપૂર્વ હતી. સિદ્ધરાજ જયસિંહ કલાકોના કલાકો સુધી તેમના વ્યાખ્યાનમાં બેસતો અને કેટલીક વખત સાંભળવાની ઉત્કંઠાથી એકલો તેમની પાસે આવતો. અમુક સ્થળ સુધી સિદ્ધરાજ જયસિંહ તેમની સ્મશાનયાત્રામાં ગયો હતો તેથી સમજી શકાય છે કે સિદ્ધરાજને તેમના ઉપર ઘણું જ માન હતું. તેઓએ એક લાખ શ્લોક પ્રમાણ વિવિધ ગ્રન્થોની રચના કરી છે. તેમાં ન્યાયગ્રન્થ તરીકે ગણાવી શકાય તેવી વિશેષાવશ્યકપરની બૃહદ્‌વૃત્તિ છે. તેનું પ્રમાણ ૨૮ હજાર શ્લોક જેટલું છે. ગણધરવાદ, નિહ્નવવાદ, શબ્દ, નય, નિક્ષેપ, જ્ઞાન વગેરે અનેક વિષયો તેમાં ન્યાયશૈલીથી સારી રીતે ચર્ચ્યા છે. આર્હતદર્શનના મૌલિક વિચારોનું તર્કપદ્ધતિમય સ્વરૂપ આ ટીકામાં મળે છે. એ ટીકામાં. ૧ અભયકુમાર ગણિ, ૨ ધનદેવગણિ,

૩ જિનભદ્રગણિ, ૪ લક્ષ્મણગણિ, ૫ વિબુધચંદ્રમુનિ, એ પાંચ મુનિઓ અને આણુંદશ્રીજી તથા વસુમતિશ્રીજી એ બે સાધ્વીઓ, એમ સાત જણે મદદ કરી હતી.

## ૧૭ વાદી દેવસૂરિજી

તેમનો જન્મ સં. ૧૧૪૩ માં મદાહૃત ગામમાં થયો હતો. તે ગામ આબુની આસપાસ આવેલ છે. ૧૧૫૨ માં દીક્ષા, ૧૧૭૪ માં આચાર્યપદ, અને ૧૨૨૬ માં શ્રા. વ. ૭ ને ગુરુવારે તેઓ સ્વર્ગસ્થ થયા. તેમના ગુરુ મુનિચંદ્રસૂરિજી શાન્તિસૂરિજીના જ્ઞાનખજાનાના વારસદાર હતા. તેમણે વાદિ દેવસૂરિજીને પ્રમાણ વગેરે શાસ્ત્રનો સારો અભ્યાસ કરાવ્યો હતો. દીક્ષા લીધા બાદ બે-પાંચ વર્ષમાં જ તેમની ખ્યાતિ ચોતરફ પ્રસરી ગઇ હતી. તે સમયમાં તેમણે બન્ધ નામના શૈવદર્શની દ્વૈતવાદીને ધોળકામાં જીત્યો, સાચોરમાં વાદ કર્યો ને જીત્યા, ગુણચંદ દિગમ્બરને નાગોરમાં પરાજિત કર્યો. ભાગવત શિવભૂતિને ચિત્તોડમાં, ગંગાધરને ગ્વાલીયરમાં, ધરણીધરને ધારામાં, કૃષ્ણ નામના વાદીને ભરૂચમાં, એમ અનેક વાદીઓ ઉપર જીત મેળવી હતી.

આચાર્ય થયા પછી તેમણે સિદ્ધરાજની સભામાં દિગમ્બર મહાવાદી કુમુદચંદ્રને વાદમાં હરાવ્યો હતો. કુમુદચંદ્રનો તે સમયે પ્રબલ પ્રતાપ હતો. પોતાની શક્તિ માટે એને ખૂબ અભિમાન હતું, ૮૪ વાદી તેણે જીત્યા હતા. વાદીદેવસૂરિજી સાથે વાદ કરવાની તેને ખૂબ ઇચ્છા હતી. દેવસૂરિજી તેવા તુચ્છપ્રકૃતિના વાદી સાથે વાદ કરવા ઇચ્છા ધરાવતા ન હતા, પરંતુ જ્યારે તે દિગમ્બરે અનેક નાગાઈ કરી, છેવટે શ્વેતામ્બર મતની સાધ્વીની છેડતી કરી એટલે દેવસૂરિજીએ વાદનું આમંત્રણ આપીને વાદ કર્યો. તે વાદમાં મુખ્યપણે કેવળી-ભુક્તિ અને સ્ત્રી-મુક્તિ એ બે વિષયો ચર્ચાયા હતા. શરત પ્રમાણે વાદમાં હાર થવાથી દિગમ્બરોને ગુજરાત છોડી ચાલ્યા જવું પડયું હતું. આ વિજય બાદ તેઓ 'વાદી દેવસૂરિજી' એ નામથી વિખ્યાત થયા. આ વિજયથી સિદ્ધરાજે તેઓશ્રીને વિજયપત્ર અને એક લાખ સુવર્ણમુદ્રાઓ અર્પણ કરી હતી. મુનિધર્મના આચાર પ્રમાણે તે એક લાખ સુવર્ણમુદ્રાઓ ગ્રહણ કરી ન હતી. મહામંત્રી આશુકની સંમતિથી તે મુદ્રાઓનો વ્યય કરી સિદ્ધરાજે એક જિનપ્રાસાદ બંધાવ્યો હતો. તેમાં શ્રી આદિનાથના બિમ્બની ૧૧૮૩ ના વૈશાખ શુક્લ દ્વાદશીને દિવસે પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. તેમાં ચાર આચાર્યો સંમિલિત હતા. તેમના આ વાદની અનેક આચાર્યોએ સુન્દર પ્રશંસા કરી છે. તેમાં તે સમયે હેમચંદ્રસૂરિજી ત્યાં વિદ્યમાન હતા, તેમણે 'શ્રી સિદ્ધહેમવ્યાકરણ'માં લખ્યું કે–

**यदि नाम कुमुदचन्द्रं, नाजेष्यद् देवसूरिरहिमरुचिः ॥**
**कटिपरिधानमधास्यत, कतमः श्वेताम्बरो जगति ? ॥**

'જો દેવસૂરિજી રૂપી સૂર્યે કુમુદચન્દ્રને ન જીત્યો હોત તો જગતમાં કયો શ્વેતામ્બર કટિપર વસ્ત્રને ધારણ કરત ?'

આ સિવાય રત્નપ્રભસૂરિ, મહેશ્વરાચાર્ય, સોમપ્રભસૂરિ, ઉદયપ્રભદેવ, પ્રદ્યુમ્નાચાર્ય, મુનિદેવસૂરિ, સોમચંદ્ર પંડિત, મેરુતુંગાચાર્ય, મુનિભદ્રસૂરિ, ગુણરત્નસૂરિ, મુનિસુન્દરસૂરિ, ધર્મસાગર ઉપાધ્યાક વગેરેએ અનેક સ્થલે આ વાદને માટે સૂરિજીની અનેક પ્રકારે પ્રૌઢ

કીર્તિની વિખ્યાતિ કરી છે. યશશ્ચન્દ્રે તો આ વાદના સમ્પૂર્ણ પ્રસંગનું વર્ણન આપતું '[૧]મુદ્રિતકુમુદચન્દ્ર' પ્રકરણ રચ્યું છે, જે ઘણું રોચક છે.

તેમનામાં ગ્રન્થરચનાની શક્તિ પણ અદ્ભુત હતી. તેઓએ જૈન ન્યાયના પ્રવેશ માટે ઉપયોગમાં આવે તેવો ૩૭૪ સૂત્ર પ્રમાણ 'પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર' નામનો ન્યાયનો મૂલગ્રન્થ આઠ પરિચ્છેદમાં રચ્યો છે. તેના પર તેઓશ્રીએ જ 'સ્યાદ્વાદરત્નાકર' નામની વિસ્તૃત વૃત્તિ લખી છે, તેનું પ્રમાણ ૮૪૦૦૦ હજાર શ્લોક જેટલું છે. તેમાં દાર્શનિક વિષયોનું સુન્દર ખંડનમંડનાત્મક સ્વરૂપ છે. જો કે તે વૃત્તિ હાલમાં સમ્પૂર્ણ ઉપલબ્ધ નથી તો પણ જેટલી ઉપલબ્ધ છે તેટલી સારી રીતે પ્રકાશમાં આવેલ છે. તે વૃત્તિનું કાઠિન્ય પણ ઘણું સમજાયેલ છે. તેમાં પ્રવેશાર્થે તેમના શિષ્ય રત્નપ્રભસૂરિજીએ 'રત્નાકરાવતારિકા' નામની લઘુ વૃત્તિ મૂલસૂત્ર પર રચી છે. તેમાં 'સ્યાદ્વાદરત્નાકર'ની ખૂબ ગંભીરતા બતાવી છે. તેઓએ તથા અન્ય આચાર્યોએ 'સ્યાદ્વાદરત્નાકર'ના ઘણા વખાણ કર્યાં છે. 'સ્યાદ્વાદરત્નાકર'ની રચનામાં વાદિ દેવસૂરિજીના બે શિષ્યો ભદ્રેશ્વરસૂરિ અને રત્નપ્રભસૂરિજીએ સહકાર આપ્યો હતો. આ માટે તેઓએ જ લખ્યું છે કે–

**किं दुष्करं भवतु तत्र मम प्रबन्धे, यत्रातिनिर्मलमतिः सततामियुक्तः।**
**भद्रेश्वरः प्रवरसूक्तिसुधाप्रवाहो, रत्नप्रभश्च भजते सहकारिभावम् ॥**

## ૧૮–૧૯ શ્રી અમરચંદ્રસૂરિજી અને શ્રી આનંદસૂરિજી

આ બન્ને આચાર્યો વિક્રમની બારમી સદિમાં થયા. તેમણે સિદ્ધરાજની સભામાં બાલ્યાવસ્થામાં જ વાદીઓને હરાવી વિજય મેળવ્યો હતો, તેથી સિદ્ધરાજે તેઓને અનુક્રમે 'સિંહશિશુક' અને 'વ્યાઘ્રશિશુક' એવાં બિરુદ આપ્યાં હતાં. શ્રી અમરચંદ્રસૂરિજીએ 'સિદ્ધાન્તાર્ણવ' નામનો ગ્રન્થ રચ્યો છે. ડૉ. શતીશચંદ્ર વિદ્યાભૂષણ, ઉપરના બે બિરુદને આધારે– મહાતાર્કિક ગંગેશોપાધ્યાયે 'તત્ત્વચિન્તામણિ' નામનો નવ્યન્યાયનો મહાગ્રન્થ રચ્યો છે, તેમાં વ્યાપ્તિસ્વરૂપ પર લખતાં વ્યાપ્તિનાં બે લક્ષણોનું નામ 'સિંહ-વ્યાઘ્ર લક્ષણ' એવું આપ્યું છે, કદાચ તે બે લક્ષણો ઉપરોક્ત બે મહાતાર્કિકોની માન્યતાનાં હોય,—એમ અભિપ્રાય બતાવે છે.

## ૨૦ શ્રી દેવભદ્રસૂરિજી

આ આચાર્ય બારમી સદીને અન્તે થયા. તેમણે 'ન્યાયાવતાર' પર ટિપ્પણ રચ્યું છે. મુનિચંદ્રસૂરિજીથી તેઓએ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. પોતાના ગુરુ શ્રીચંદ્રસૂરિજીની 'સંગ્રહણી' પર વૃત્તિ રચી છે. તેમાં નીચેના ગ્રન્થોનાં ઉલ્લેખ અને અવતરણો આપ્યાં છેઃ 'અનુયોગ દ્વારચૂર્ણિ,' હારિભદ્રી 'અનુયોગદ્વાર ટીકા,' ગન્ધ હસ્તિ હારિભદ્રી તત્ત્વાર્થટીકા, મલયગિરિ–બૃહત્સંગ્રહણીવૃત્તિ, હારિભદ્રી બૃહત્સંગ્રહણીવૃત્તિ, ભગવતીવિવરણ, વિશેષણવતી, સૂર્યપ્રજ્ઞપ્તિનિર્યુક્તિ વગેરે.

## ૨૧ શ્રીમલયગિરિજી

તેઓ તેરમી શતાબ્દિની શરૂઆતમાં થયાનો સંભવ છે. તેઓ એક સમર્થ ટીકાકાર હતા. અનેક આગમો પર તેઓએ ટીકા લખી છે. તેમની ટીકા ઘણી સરલ અને તલસ્પર્શી

૧ આ ગ્રંથ ઉપર અમોએ વૃત્તિ બનાવી છે. તે વૃત્તિ થોડા સમય બાદ જૈન સાહિત્યવર્ધક સભા–સુરત તરફથી પ્રસિદ્ધ થશે.

હોય છે. ઘણા કઠિન વિષયો પણ તેઓની કલમથી સહેલા બની ગયા છે. જ્યોતિષના પણ તેઓ અસાધારણ જ્ઞાતા હતા. સૂર્યપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ, જ્યોતિષકરંડક વગેરે જ્યોતિષ ગ્રન્થો પર તેઓએ ટીકા રચી છે. જ્યોતિષ સમ્બન્ધના કેટલાએક વિષયોના સ્પષ્ટીકરણ માટે પ્રત્યક્ષ જોવા માટે વિહાર કરીને તેઓ નેપાલમાં ગયા હતા. 'ધર્મસંગ્રહણીવૃત્તિ' થી તેઓ સારા ન્યાયવેત્તા હતા તે સાબીત થાય છે. ૭ હજાર શ્લોક પ્રમાણ 'મુષ્ટિ' નામનું વ્યાકરણ પણ તેમણે બનાવેલ છે.

**૨૨ શતાર્થિક શ્રીસોમપ્રભસૂરિજી**

તેઓ તેરમી શતાબ્દિમાં થયા. તેઓ એક વિખ્યાત વિદ્વાન હતા. તેમની કવિત્વ-શક્તિ અદ્દભુત હતી. તર્કશાસ્ત્રમાં પણ તેઓ નિપુણ હતા. જો કે તેઓનો કોઈ પણ ન્યાયગ્રંથ કે ન્યાયનો પ્રસંગ ઉપલબ્ધ નથી તો પણ તેઓનાં પ્રભાવ અને પ્રતિભા અપૂર્વ હતાં, તેનું ઠેર ઠેર વર્ણન મળે છે.

**૨૩ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિજી**

તેમનો જન્મ વિ. સં. ૧૧૪૫ ની કાર્તિકી પૂર્ણિમાને દિવસે થયો હતો. તેમની દીક્ષા ૧૧૫૦ માઘ શુ. ૧૪ ને શનિવારે, આચાર્ય પદ ૧૧૬૨ માં, અને ૧૨૨૯ માં સ્વર્ગવાસ થયો. તેઓ એક સમર્થ મહાપુરુષ હતા. અનેક રાજાઓ તેમના ભક્ત હતા. તેમનાં શક્તિ અને જ્ઞાન અજોડ હતાં. તેમના સમયમાં પરદર્શનીઓનો વિશેષ વિરોધ હતો. તો પણ તેમણે પોતાની અદ્દભુત પ્રતિભાથી અનેક વખત તેઓને પરાભૂત કર્યા હતા. તેમના નામથી, જીવનથી કે કવનથી કોઈ પણ વિદ્વાન અણજાણ હશે એમ કહી શકાય નહિ. તેમની કલમ સર્વતોમુખી હતી. કોઈપણ વિષય એવો નથી કે જેમાં તેમની કલમ કે પ્રતિભા ન ચાલી હોય. ન્યાય વિષયમાં તેમણે 'પ્રમાણમીમાંસા' સ્વોપજ્ઞ વૃત્તિ યુક્ત, 'અન્યયોગવ્યવચ્છેદિકા,' 'અયોગવ્યવચ્છેદિકા,' 'શ્રી વીતરાગસ્તવપ્રકાશ' વગેરે ગ્રન્થો રચ્યા છે. તેમની કલમ ઘણી સખત સચોટ અને અસરકારક છે. તેમનું એક એક વાક્ય હૃદયમાં સોંસરુ ઊતરી જાય છે. તેમના લખાણથી તેમને જૈનદર્શનની કેટલી દાઝ હતી એ સ્પષ્ટ સમજાય છે.

તેમનો 'પ્રમાણમીમાંસા' ગ્રન્થ પાંચ અધ્યાય પ્રમાણ હતો. હાલમાં પ્રથમ અધ્યાયના બે આહ્નિક તથા બીજા અધ્યાગનું એક આહ્નિક એટલું મળે છે. તેટલામાં પણ તેઓશ્રીએ ઘણોજ સંગ્રહ કર્યો છે. તે ઉપરથી સમજી શકાય છે કે સમ્પૂર્ણ ગ્રન્થ કેટલો વિસ્તૃત હશે? તેમની 'અન્યયોગવ્યવચ્છેદિકા' ઉપર શ્રીમલ્લિષેણસૂરિજીએ 'સ્યાદ્વાદમંજરી' નામની સુન્દર ટીકા બનાવી છે. હાલમાં જૈનદર્શનમાં તે છૂટથી વંચાય છે. તેમની લખાણ શૈલી ઉદયનાચાર્યને મળતી છે. તેઓ [૧] 'અનુશાસન' અન્તે આવે એવા ગ્રન્થો રચતા. તેમનો એક વાદાનુશાસન નામનો ગ્રન્થ હતો, હાલમાં તે મળતો નથી. જૈન-ન્યાયનો સૂર્ય શ્રીહેમચન્દ્રસૂરિજીના સમયમાં જૈનશાસનરૂપી નભસ્તલના મધ્યમાં પહોંચી મધ્યાહ્નનાં પ્રચંડ કિરણોને પ્રસારતો હતો.

**૨૪-૨૫ શ્રીરામચંદ્રસૂરિજી તથા શ્રીગુણચંદ્રસૂરિજી**

આ આચાર્ય તેરમા સૈકામાં થયા. એ બન્ને શ્રીહેમચંદ્રસૂરિજીના શિષ્ય હતા. તેમાં શ્રીરામચંદ્રસૂરિજી સાહિત્યમાં અદ્વિતીય વિદ્વાન હતા. તેમણે સો કાવ્યગ્રન્થો રચ્યા છે. અને

૧ શબ્દાનુશાસન, કાવ્યાનુશાસન, છન્દોનુશાસન, લિઙ્ગાનુશાસન વગેરે તેમની કૃતિ છે.

'સિદ્ધહેમશબ્દાનુશાસન' બૃહદ્‌વૃત્તિ ઉપર ૫૩૦૦૦ શ્લોકપ્રમાણ ન્યાસ રચ્યો છે. તે બન્નેએ મળી સ્વોપજ્ઞવૃત્તિ યુક્ત 'દ્રવ્યાલંકાર' નામનો ન્યાયગ્રન્થ રચ્યો છે. તેમાં ત્રણ પ્રકાશ છે. પહેલામાં જીવદ્રવ્યનું સ્વરૂપ, બીજામાં પુદ્‌ગલદ્રવ્યનું સ્વરૂપ ને ત્રીજામાં ધર્માધર્મ આકાશ આદિનું સ્વરૂપ–આ સર્વ પ્રમાણથી સિદ્ધ કરેલ છે.

**૨૬ શ્રી પદ્યુમ્નસૂરિજી**

તેઓ તેરમા સૈકામાં થયા. તેમણે 'વાદસ્થલ' નામનો એક ગ્રન્થ રચ્યો છે, જેમાં જિનપતિસૂરિના મતાનુયાયિઓ 'ઉદયનવિહારમાં પ્રતિષ્ઠિત થયેલ જિનબિમ્બો પૂજનીય નથી', એમ કહેતા હતા તેનું ખંડન છે.

**૨૭ શ્રી રત્નપ્રભસૂરિજી**

તેઓ બારમા–તેરમા સૈકામાં થયા. તેઓ વાદિદેવસૂરિજીના પટ્ટાલંકાર અને ન્યાયના અપૂર્વ વિદ્વાન હતા. વાદિ દેવસૂરિજીના 'સ્યાદ્વાદરત્નાકર'માં તેઓએ સહકાર આપ્યો હતો. તેમની સંસ્કૃત લખવાની શક્તિ અનન્ય હતી. તેમણે 'સ્યાદ્વાદરત્નાકર'માં પ્રવેશ કરવા માટે 'પ્રમાણનયતત્ત્વાલોક' ઉપર 'રત્નાકરાવતારિકા' નામની લઘુ વૃત્તિ રચી છે, તે ઘણી વિદ્વત્તા-પૂર્ણ અને પ્રતિભાશાલિની છે. તેમાં બૌદ્ધ, નૈયાયિક 'અર્ચટ' અને 'ધર્મોત્તર'નો ઉલ્લેખ છે. તેમાં શબ્દની રમક–ઝમક ઘણી જ છે. ચક્ષુપ્રાપ્યકારી છે કે અપ્રાપ્યકારી એ વિષયનો વાદ સમ્પૂર્ણ વિવિધ છન્દોમાં શ્લોકબદ્ધ લખ્યો છે. જગત્કર્તૃત્વનો વિધ્વંસ ફક્ત તેર વર્ણ, ત્રણ સ્યાદિવિભક્તિ અને બે ત્યાદિવિભક્તિમાં જ ગોઠવ્યો છે, તે આ પ્રમાણે—

**त्यादिवचनद्वयेन, स्यादिकवचनत्रयेण वर्णैस्तु ।**
**त्रिभिरधिकैर्दशभिरयं व्यधायि शिवसिद्धिविध्वंसः ॥**

(**ति, ते, । सि, टा, ङस्, । तथदधन, पबभम, यरलव ।**) પોતાની આ વૃત્તિ માટે તેઓએ જ અન્તે લખ્યું છે કે

**वृत्तिः पञ्चसहस्राणि, येनेयं परिपठ्यते ।**
**भारती भारती चास्य, प्रसर्पन्ति प्रजल्पतः ॥**

'જેના વડે આ પાંચ હજાર શ્લોકપ્રમાણ વૃત્તિ ભણાય છે, બોલતા એવા તેની પ્રભા-આનંદ અને વાણી વિસ્તારને પામે છે.'

તેમણે બીજા પણ 'નેમિનાથચરિત', 'ઉપદેશમાલા ટીકા', 'મતપરીક્ષા પંચાશત્' વગેરે ગ્રન્થો રચ્યા છે.

એ પ્રમાણે આ સાતસો વર્ષમાં જૈન ન્યાયનો સૂર્ય બરોબર મધ્યાહ્નકાળને અનુભવતો હતો અને તે સમયમાં થયેલ આચાર્યો તેની આડે આવતાં વાદળોને વિખેરી નાખી તેના પ્રકાશને પ્રસારતા હતા. આજ પણ આપણા માટે તે આચાર્યોએ પ્રસારેલ કિરણોનો પ્રકાશ ગ્રન્થરૂપે વિદ્યમાન છે. તો તે પ્રકાશમાં વિચરીને અન્ધકારની પીડાથી બચી આનન્દિત થવું.

આ લેખ પ્રભાવકચરિત્ર, ચતુર્વિંશતિ પ્રબન્ધ, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ તથા આ લેખમાં આવતા ન્યાયગ્રન્થોમાંથી ઉપલબ્ધ અને પ્રાપ્ત થયેલ ગ્રન્થોના અવલોકનથી લખાયેલ છે, એટલો આવશ્યક ઉલ્લેખ કરી આ લેખ સમાપ્ત કરું છું.

# યાકિનીધર્મસૂનુ પૂજનીય આચાર્યદેવ

# શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી

## [ તેઓશ્રીના જીવન અને કવનની નોંધ ]

લેખકઃ–પૂ. મુનિમહારાજ શ્રી કનકવિજયજી, ધ્રાંગધ્રા

( પૂ. આ. મ. શ્રી. વિજયરામચંદ્રસૂરિજીશિષ્ય )

આર્યસંસ્કૃતિ એ ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિ છે. આ સંસ્કૃતિના આદર્શને ઝીલીને પોત પોતાના દૃષ્ટિકોણથી તેને પચાવનારાં અને જગતમાં પ્રચારનારાં છ દર્શનો મુખ્યતઃ અસ્તિતાને ધરાવનારાં છે. તે છ દર્શનો આ મુજબ છે: બૌદ્ધ, નૈયાયિક, સાંખ્ય, જૈન, વૈશેષિક અને જૈમિનીય; અથવા ન્યાય તેમજ વૈશેષિક દર્શનને અમુક દૃષ્ટિયે અભિન્ન સ્વીકારતાં છેલ્લું ચાર્વાક દર્શન. 'ષડ્દર્શનસમુચ્ચય'માં આ ક્રમથી ષટ્દર્શનોનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

જૈનદર્શન આ છ દર્શનોમાં સર્વશ્રેષ્ઠ ધર્મદર્શન છે. ત્રિકાલાબાધ્ય અને અવિસંગત અનેકાન્તતત્ત્વવ્યવસ્થાના નક્કર પાયા પર શ્રી જૈનદર્શનની ભવ્ય ઈમારત ઊભેલી છે, કે જેના એક પણ કાંગરાને હલાવવાને કોઈ સમર્થ નથી. આ કારણે જગતનાં સર્વ ધર્મદર્શનોમાં મેરુની જેમ અડગ બનીને જૈનદર્શન સૌની મોખરે ઊભું છે.

જૈનદર્શનની પ્રતિપાદનશૈલી અનુપમ છે. એની તત્ત્વવ્યવસ્થા અવિસંવાદિની છે. આથી જ જગતના ઈતર ધર્મદર્શનોમાં જળવાઈ રહેલી અબાધ્ય તત્ત્વવ્યવસ્થા પણ જૈન-દર્શનમાંથી જ ઊતરી આવેલી છે એમ કહી શકાય. 'ઈતર સર્વ દર્શનોનું મૂળ જૈનદર્શન છે' આ મુજબનું પ્રામાણિક વિધાન કોઈ પણ પ્રકારના આગ્રહ વિના કરી શકાય તેમ છે.

કહેવું જોઈએ કેઃ ઈતર સર્વ દર્શનોની જેમ જૈનદર્શનનો આધાર તેનું વિશાલ સાહિત્ય છે. જૈનદર્શનનું સાહિત્ય સર્વતોમુખી, અમાપ અને અપ્રતીમ છે. ભૂતકાલીન શાસન-પ્રભાવક પૂજનીય જૈનાચાર્યોએ પોતાની અપૂર્વ પ્રતિભા, અખંડ શાસનરાગ અને અપ્રતીમ પ્રભાવકશક્તિ, આ વગેરેના યોગે, શ્રી જૈનદર્શનના સાહિત્યવૃક્ષને સારી રીતે નવપલ્લવિત રાખ્યું છે, કે તે ફાલ્યા-ફૂલ્યા સાહિત્યવૃક્ષનાં સુમધુર ફળોને આજે આપણે, તેવા પ્રકારના વિશેષ પ્રયત્નો વિના, સુખપૂર્વક ચાખવાને ભાગ્યશાળી બન્યા છીએ.

જૈનશાસનના વિસ્તૃત આકાશપટપર ઝળહળતો પ્રકાશ પાથરનારા ભૂતકાલીન અગણ્ય સૂરિદેવોરૂપ તારકગણની મધ્યમાં યાકિનીધર્મસૂનુ આચાર્યભગવાન શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજનું સ્થાન અતિશય ગૌરવભર્યું છે. એ પૂજનીય સૂરીશ્વરની પ્રૌઢ પ્રતિભા, અવિહડ શાસનરાગ અને ત્રિવિધયોગે જૈન સાહિત્યની સેવા કરવા માટેની અપૂર્વ અર્પિતવૃત્તિઃ આ ક્ષયળાયના યોગે તેઓશ્રીનું પુણ્યનામ જૈન તવારીખમાં સુવર્ણાક્ષરે નોંધાયું છે.

પુણ્યશ્લોક સૂરિદેવ, પોતાના જ્ઞાનસામર્થ્યથી અનેક પ્રકારના ઉપકારક સાહિત્યસર્જન-દ્વારા સાહિત્યજીવી જૈન જૈનેતર આલમ પર અગણ્ય ઉપકારો કરી શક્યા હતા. તે તે ધર્મદર્શનોના સિદ્ધાન્તોનું તલસ્પર્શી જ્ઞાન, પરિમીત શબ્દોદ્વારા સુયોગ્ય ગ્રથનશૈલી અને અર્થની ગંભીરતા; સાહિત્યસર્જક તરીકેની પૂજનીય સૂરિદેવની આ પ્રકારની વિશેષતા આજે પણ અનેક સહૃદય સાહિત્યરસિકોનાં હૈયાને નમાવી મૂકે છે.

## સમાનનામા શાસનપ્રભાવક સૂરિવરો

યાકિનીધર્મસૂનુ પૂજ્ય સૂરિવરને અંગે કાંઈક લખવા પહેલાં એ જણાવી દઉં કેઃ જૈનશાસનના વિશાલ પ્રદેશ પર પોતાની અનુપમ યશઃસૌરભને ફેલાવીને અમર થનારા અનેક સમાનનામા સૂરિદેવો જૈન ઇતિહાસનાં સુવર્ણપૃષ્ઠો પર નોંધાયા છે. એટલે યાકિની-ધર્મસૂનુ પૂ. આચાર્યદેવ શ્રીમદ્ હરિભદ્રસૂરિવરના સમાનનામા અનેક સૂરિદેવો, ભૂતકાલીન જૈન ઇતિહાસમાંથી આપણને ઉપલબ્ધ થાય છે. એ સૂરિદેવોનો પરિચય પ્રાસંગિક હોવાને કારણે અત્ર હું ટુંકમાં આપી દઉં.[1]

[૧] ખરતરગચ્છીય શ્રી જિનરંગપટ્ટાવલી વગેરેમાં પૂ. શ્રી જિનભદ્રસૂરીશ્વરજીના શિષ્ય તરીકે પ્રસિદ્ધ અને પૂ. શ્રી જિનેશ્વરસૂરિના છઠ્ઠા પટ્ટગુરુ પૂ. શ્રી હરિભદ્રસૂરિ, કે જેઓનો સત્તાકાલ ઉપમિતિકથાકાર પૂ. શ્રીસિદ્ધર્ષિગણિની કાંઈક પૂર્વનો કહી શકાય. [૨] બૃહદ્ગચ્છીય શ્રી જિનેશ્વરસૂરિના શિષ્ય અને નવાંગીટીકાકાર પૂ. શ્રી અભયદેવસૂરિના ગુરુભાઈ પૂ. શ્રી હરિભદ્રસૂરિ, 'શ્રીગણધર સાર્ધશતક વૃત્તિ'માં આ સૂરિદેવને અંગેનો ઉલ્લેખ મળી આવે છે. [૩] બૃહદ્ગચ્છીય શ્રી માનદેવસૂરિના સન્તાનીય અને શ્રી જિનદેવ ઉપાધ્યાયના શિષ્ય શ્રી હરિભદ્રસૂરિ; એઓએ વાચકવર શ્રી ઉમાસ્વાતિ મહારાજકૃત 'પ્રશમ-રતિપ્રકરણ' પર વૃત્તિ રચી છે. જેમનો સત્તાકાલ વિક્રમના બારમા શતકનો લગભગ ગણી શકાય. [૪] નાગેન્દ્રગચ્છીય 'કલિકાલગૌતમ' બિરુદધર પૂજનીય શ્રીમદ્ હરિભદ્રસૂરિ, જેઓ પૂ. આનન્દસૂરિ અને પૂ. અમરચન્દ્રસૂરિના પટ્ટધર તરીકે પ્રસિદ્ધ છે, તથા મહાગૂજરાતના મંત્રી શ્રી વસ્તુપાલ અને તેજપાલના ધર્મગુરુ શ્રી વિજયસેનસૂરિના ગુરુ ગણાય છે. એઓનો સત્તાસમય સિદ્ધરાજના કાલથી કાંઈક નજીકનો ગણી શકાય. [૫] ચન્દ્રગચ્છીય શ્રી ભદ્રેશ્વર-સૂરિવરના શિષ્ય પૂ. શ્રી હરિભદ્રસૂરિવર,[2] 'ઉપમિતિભવપ્રપંચાસારોદ્ધાર' ગ્રન્થના કર્ત્તા શ્રી દેવેન્દ્રસૂરિએ પોતાના ગ્રન્થની પ્રશસ્તિમાં પ્રસ્તુત સૂરિવરને પોતાના પૂર્વગુરુ તરીકે ઓળખાવ્યા છે. આ સૂરિદેવનો સત્તાસમય વિક્રમની ૧૩ મી શતાબ્દિની લગભગનો કહી શકાય. [૬] ચન્દ્રગચ્છીય શ્રી ભદ્રેશ્વરસૂરિના પટ્ટધર પૂ. શ્રી અભયદેવસૂરિના શિષ્ય પૂ. શ્રી હરિભદ્રસૂરિજી, કે જેઓ મહાકવિ શ્રી બાલચન્દ્રસૂરિના ગુરુ તરીકે ગણાય છે. [૭] પૂ. શ્રી જિનચન્દ્રસૂરિના પ્રશિષ્ય શ્રી હરિભદ્રસૂરિજી. અપભ્રંશભાષાના 'શ્રીનેમિનાથચરિત્ર' કથા-ગ્રન્થની રચના પ્રસ્તુત સૂરિદેવે કરી છે. આ સૂરિવરનો સત્તાકાલ પરમાર્હત શ્રી કુમારપાલ મહારાજાની રાજ્યસ્થિતિ દરમ્યાનનો ગણી શકાય. એટલે વિક્રમના ૧૨ મા અને ૧૩ મા શતકની મધ્યનો કહી શકાય. [૮] બૃહદ્ગચ્છીય પૂ. શ્રી માનભદ્રસૂરિના શિષ્ય પૂ. શ્રી હરિ-

૧ પૂ. પં. શ્રી કલ્યાણવિજયજી મ. દ્વારા સૂચિત. [ ધ. ઉ. ]

૨ આ ગ્રન્થ હજુ સુધી અમુદ્રિત છે. આનું શ્લોકપ્રમાણ ૨૩૦૦ લગભગ છે.

ભદ્રસૂરિ, જેમનો સત્તાકાલ ૧૪ મા શતકની છેવટનો લગભગ ગણાય. શ્રી જયવલ્લભપાઠક કૃત [૩]'વજ્જાલગ્ગ' ગ્રંથના છાયાલેખક શ્રી રત્નદેવમુનિ, પોતાના છાયાલેખન કાર્યમાં આ સૂરિદેવના શિષ્ય પૂ. શ્રી ધર્મચન્દ્રમુનિને, પોતાના પ્રેરક તરીકે યાદ કરે છે.

**પૂ. સૂરિદેવના સત્તાકાલને અંગે મતભેદો**

પૂ. શ્રી હરિભદ્રસૂરિવરના સમાનનામા આ અનેક સૂરિવરોમાં પ્રસ્તુત યાકિનીધર્મસૂનુ, ૧૪૦૦ ગ્રન્થપ્રણેતા આચાર્યદેવ શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી, પ્રાચીન અને સર્વના પુરોગામી તરીકે પ્રસિદ્ધ છે. એઓશ્રીનો સત્તકાલ આથી આ સઘળાયે સમાનનામા સૂરિદેવોની પૂર્વનો છે, એમાં કોઈ પણ ઐતિહ્યવિદોને મતભેદ નથી. પણ પ્રસ્તુત સૂરિવરના નિશ્ચિત સત્તાકાલને અંગે આપણા સમાજમાં ઐતિહ્ય ( ઐતિહાસિક ) બાબતોમાં રસ લેનારાઓમાં હજુ મતભેદો ઊભા છે.

પૂજનીય સૂરિદેવના સત્તાકાલને અંગે, અત્યાર અગાઉ અવારનવાર ચર્ચાઓ જન્મવા પામી હતી. છતાંયે હજુ આ વસ્તુ મતભેદના વિષય તરીકે જ આપણી સ્હામે ઊભી છે. આપણે જાણીએ છીએ કે: ઇતિહાસના વિષયની છણાવટ, એ જ્યારે કેવળ યુક્તિ કે અમુક પ્રકારની પૂર્વગ્રહપૂર્ણ મનોદશા વિના કરવામાં આવે છે, ત્યારે જ તેનું સફળ કે સંતોષજનક પરિણામ આવી શકે છે. ગમે તે હો, આજે તો પૂજ્ય સૂરીશ્વરજીના સત્તાકાલને અંગે મુખ્યતઃ ત્રણ મતો ઐતિહ્ય વિષયોમાં રસ લેનારા જૈન સમાજની સમક્ષ રજુ થયા છે.

આ ત્રણેય મતોમાંથી એક મત વિક્રમના છઠ્ઠા શતકમાં પૂજ્ય સૂરીશ્વરજીના સત્તાકાલને સ્વીકારે છે, જ્યારે બીજા મતમાં માનનારા પ્રસ્તુત સૂરિદેવનો સત્તાકાલ વિક્રમની આઠમી અને નવમી શતાબ્દિની મધ્યનો ગણે છે, ત્રીજા મતથી પૂ. સૂરિદેવનો સત્તાકાલ વિક્રમનો દશમો શતક મનાય છે. પૂર્વકાલીન પ્રબન્ધ, કથા કે અન્ય સાહિત્યમાંથી પણ પૂ. સૂરીશ્વરજીના સત્તાસમયને અંગે જે કાંઈ મળી રહે છે, તેનો પ્રધાનસૂર ઉપરોક્ત મતોને મુખ્યતઃ કેટલેક અંશે મળતો આવે છે.

પૂ. શ્રી મેરુતુંગસૂરિમહારાજ, સ્વકીય 'વિચારશ્રેણીપ્રકરણ'માં પૂ. સૂરીશ્વરજીના સત્તાકાલને અંગે આ મુજબ પોતાનો મત જાહેર કરે છેઃ

**" पंचसए पणसीए विक्कमकालाओ झत्ति अत्थमिओ ।**
**हरिभद्दसूरिसूरो निव्वुओ दिसउ सिवसुक्खम् ॥ "**

'વિક્રમથી ૫૮૫ વર્ષ વિત્યા બાદ, જે શ્રી હરિભદ્રસૂરિરૂપ જગતપ્રકાશક સૂર્ય અસ્તને પામ્યો, તે અમોને શિવસુખ આપો.'

આ જ વસ્તુને સૂચિત કરનારાં અન્ય પ્રાચીન વિધાનો કે જે વિશ્વસનીય અને પ્રામાણિક હોવાનો પૂરો સંભવ છે, તે અનેક પૂર્વકાલીન ગ્રન્થોમાંથી આજે મળી રહે છે. જેમકે 'વિચારસારપ્રકરણ'માં શ્રી પ્રદ્યુમ્નસૂરિ, 'ગાથાસહસ્રી'માં શ્રી સમયસુન્દરગણી, 'વિચારા-

૩ આ ગ્રન્થનું મૂળ નામ 'પાઇઅવિજ્જાલય' હોવુ સંભવિત છે. પ્રાકૃત સુભાષિતોના સંગ્રહરૂપ આ ગ્રન્થ છે. છાયાકાર શ્રી રત્નદેવ ગણિ, પ્રશસ્તિમાં આ ગ્રન્થનું સંસ્કૃત નામ આ મુજબ જણાવે છેઃ 'विद्यालये प्राकृतेऽस्मिन् सुभाषितमणाविह ।'

મૃતસારસંગ્રહ'માં શ્રી કુલમંડનસૂરિ, અને 'શ્રી તપગચ્છપટ્ટાવલી'માં શ્રી ધર્મસાગર ઉપાધ્યાય વગેરે ગ્રન્થકારોએ, આ રીતે પૂજનીય સૂરિવરનો સત્તાસમય વિક્રમના છઠ્ઠા શતકમાં સ્વીકાર્યો છે.

જ્યારે પ્રબન્ધકોશકાર પૂ. રાજશેખરસૂરિ, શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્રની અર્થદીપિકાવૃત્તિકાર પૂ. શ્રી રત્નશેખરસૂરિ વગેરે પૂર્વકાલીન ગ્રન્થકારોએ, ઉપમિતિકથાકાર પૂ. શ્રી સિદ્ધર્ષિગણિના દીક્ષાગુરુ તરીકે પ્રસ્તુત સૂરિવરને સ્વીકાર્યા છે, એટલે પૂ. સિદ્ધર્ષિગણિવરના સત્તાકાલની આસપાસ પૂ. શ્રી હરિભદ્રસૂરિનો સત્તાસમય તે તે ગ્રન્થકારોના મન્તવ્ય મુજબ નિશ્ચિત થાય છે. પૂ. સિદ્ધર્ષિગણિવરના સત્તાકાલને અંગે, શ્રી ઉપમિતિભવપ્રપંચાકથાના પ્રશસ્તિગત પદ્યોમાંથી આ મુજબનું પદ્ય મળી આવે છેઃ—

**संवत्सरशतनवके द्विषष्टिसहितेऽतिलङ्घिते चास्याः ।**
**जेष्ठे सितपञ्चम्यां पुनर्वसौ गुरुदिने समाप्तिरभूत् ॥**

'૯૬૨ વર્ષ વીત્યા બાદ, જેઠ સુદિ પાંચમના દિવસે પુનર્વસુ નક્ષત્ર અને ગુરુવારે આ ગ્રન્થની સમાપ્તિ થઈ.'

આથી પૂ. સિદ્ધર્ષિગણિની સત્તા વિક્રમના દશમા શતક લગભગની સિદ્ધ થાય છે. અને પૂજનીય શ્રી હરિભદ્રસૂરિવરની સત્તા આ ગણત્રી મુજબ વિક્રમના નવમા અને દશમા શતકની આસપાસમાં કહી શકાય.

વલી એક મત, પ્રસ્તુત સૂરીશ્વરના સત્તાકાલને અંગે શ્રી 'પ્રાકૃત કુવલયમાલાકથા'ના રચયિતા દાક્ષિણ્યચિહ્નાપરનામ પૂ. શ્રી ઉદ્યોતનસૂરિના પ્રશસ્તિગત ઉલ્લેખથી તેઓના સમકાલીન તરીકે પૂ. સૂરીશ્વરજીને સ્વીકારે છે. તે મતમાં માનનારાઓ પોતાના આ મતની સત્યતાને સાબીત કરવા સારુ પૂ. શ્રી ઉદ્યોતનસૂરિજીના 'કુવલયમાલા કથા'ની પ્રશસ્તિગત આ પદ્યનું પ્રમાણ આપે છેઃ—

**सो सिद्धन्तम्मि गुरू पमाणनाएण जस्स हरिभद्दो ।**
**बहुगन्थसत्थवित्थर पयड [ समत्थसुअ ] सच्चत्थो ॥**

આ પદ્યથી, 'કુવલયમાલા કથા'કાર પૂ. શ્રી ઉદ્યોતનસૂરિ, પોતાના પ્રમાણન્યાયશાસ્ત્રના ગુરુ તેમજ વિશાલકાય સાહિત્ય–ગ્રન્થના સફલ સર્જક તરીકે પૂજનીય શ્રી હરિભદ્રસૂરિ મહારાજાને બહુમાન પૂર્વક યાદ કરે છે. આ પદ્યને પ્રમાણ તરીકે મૂકીને કેટલાક ઐતિહ્યવિદોનું માનવું છે કેઃ 'પૂ. શ્રી ઉદ્યોતનસૂરિજીના સત્તાકાલની આસપાસમાં પૂ. સૂરિદેવનો સત્તાકાલ માનવો યોગ્ય છે.' 'શ્રી કુવલયમાલા કથા'ના પ્રશસ્તિગત પદ્યમાં, ગ્રન્થકાર શ્રી ઉદ્યોતન-સૂરિજી આ મુજબ પોતાનો સત્તાસમય સ્પષ્ટ કરે છેઃ—

**'सगकाले वोलीणे वरिसाण सएहिं सत्तहिं गएहिं ।**
**एगदिणेणूणेहिं रइया अवरण्हवेलाये ॥**

આથી સમજાય છે કેઃ 'શકથી એક દિવસ ન્યૂન સાતસો (૭૦૦) વર્ષ વીત્યા બાદ અપરાહ્ણ સમયે – દિવસના નમતા પહોરે 'શ્રી કુવલયમાલા કથા'ની રચના થઈ છે.'

એટલે આથી કથાકાર શ્રી ઉદ્યોતનસૂરિજીની હયાતિ શકનો ૭ મો શતક નિશ્ચિત થાય છે, જ્યારે શક અને વિક્રમના કાલને લગભગ ૧૩૦ વર્ષનો તફાવત રહે છે, એટલે શકની પછી

આટલાં વર્ષ બાદ વિક્રમનો કાલ ગણાય છે. આથી પ્રસ્તુત કથાકારનો સત્તાકાલ વિક્રમના નવમા શતકની શરૂઆત લગભગનો કહી શકાય. આ ગણનાથી કથાકાર પૂ. શ્રી ઉદ્યોતન-સૂરિજીના વિદ્યાગુરુ પૂ. શ્રી હરિભદ્રસૂરિદેવનો સત્તાસમય, વિક્રમની આઠમી શતાબ્દિની છેવટનો લગભગ ગણી શકાય.

## વર્તમાનકાલીન ઐતિહ્યવિદોમાં મતભેદ

ચૌદસો મૌલિક ગ્રન્થકૃતિઓનું સફળ રીતે સર્જન કરનાર તેમજ જૈનશાસનના અદ્વિતીય પ્રભાવક પૂ. શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજના સત્તાકાલને અંગે, સ્વતંત્ર અને નિષ્પક્ષ નિર્ણયપર આવવાનું કાર્ય એટલા જ સારુ જવાબદારી ભરેલુ તેમજ અઘરું છે, કેઃ તેઓશ્રીની કોઈ પણ કૃતિઓમાં પોતાના સત્તાકાલને અંગે સ્હેજ પણ નિર્દેશ મળી શકતો નથી. એટલે જ તેઓશ્રીના સત્તાકાલને અંગે ભૂતકાલીન પ્રબન્ધ, કથા વગેરે ગ્રન્થોમાંથી પણ પરસ્પર એક બીજાથી તદ્દન ભિન્ન ભિન્ન જણાતાં વિધાનો આજે આપણને મળે છે.

અગાઉ જણાવ્યા મુજબ ઐતિહ્ય વિષયોમાં રસ લેનારાઓ પણ વર્તમાનમાં પૂજનીય સૂરીશ્વરજીના સત્તાકાલને નિર્ણીત કરવાને સારુ અનેક પ્રકારના પ્રયત્નો કરી રહ્યા છે. શોધ-ખોળ અને સંશોધનના પરિણામે તેઓ તરફથી તેને અંગે આજે આપણી સમક્ષ આ વિગતો રજુ થઈ છે.

આપણે સમજીએ છીએ કેઃ ઇતિહાસની પ્રકૃતિ—ઇતિહાસમાં રસ લેનારાઓની પ્રકૃતિ હંમેશા ખાંખાખોળ કરવાની હોય છે. કાંઈને કાંઈ શોધખોળ કરવાને સારુ ઐતિહ્યવિદો અતિશય ઉત્સુક હોય છે. પ્રસ્તુત પૂ. સૂરીશ્વરજીના સત્તાકાલને અંગે પણ આમ જ બનવા પામ્યું છે. મારી સમજણ મુજબ સર્વ પ્રથમ આજથી લગભગ ૨૪ વર્ષ અગાઉ, 'શ્રી હરિભદ્રસૂરિચરિત્ર' નામના સંસ્કૃત નિબંધમાં પં. હરગોવિંદદાસે પૂ. સૂરીશ્વરજીના સત્તાકાલને અંગે કેટલીક વિચારણા [ કે જેને આપણે ઐતિહ્ય વિષયોમાં કાંઈક અન્વેષણ કરવાની સ્વભાવ સહજ પ્રકૃતિ કહીએ છીએ ] કરવા પૂર્વક એ મુજબ વિધાન કર્યું છે, જેનો સાર આ છે.[૪] 'સામાન્ય રીતે પૂ. શ્રી હરિભદ્રસૂરિવરનો સત્તાકાલ, ઉપમિતિકથાકાર પૂ. શ્રી સિદ્ધર્ષિગણિની પૂર્વનો સ્પષ્ટ છે, જ્યારે ચોક્કસ સમય જાણવાને સારુ પૂ. પ્રદ્યુમ્નસૂરિ વગેરે ગ્રન્થકારોના સૂચન મુજબ ભ૦ શ્રીવીરના નિર્વાણથી લગભગ ૧૧ મા શતકમાં એટલે વિક્રમનો છઠ્ઠો શતક આશરે કહી શકાય.'

વળી આ૦ શ્રી સાગરાનન્દસૂરિજીએ 'શ્રી ઉપમિતિભવપ્રપંચાકથા'ની પ્રસ્તાવનામાં પ્રસંગને પામીને પૂ. શ્રી હરિભદ્રસૂરિજીના સત્તાકાલને અંગે કેટલીક વિગતો જણાવીને આ મતલબનું સૂચવ્યું છે કે 'પૂ. યાકિનીધર્મસૂનુ આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિવરની વિદ્યમાનતા ભ૦ શ્રી મહાવીર પરમાત્માના નિર્વાણથી ૧૦૫૦ મા વર્ષે [ એટલે વિક્રમના ૫૮૦

૪ 'एवं च सामान्यतः सिद्धर्षिसूरिप्राच्यत्वे हरिभद्रसूरेर्विदितेऽपि विशेषतः समयजिज्ञासापरिपूर्त्यै वक्ष्यमाणानि प्राचामेव वचनानि पर्याप्तानि, येषु जन्मादिसमयेऽनिदर्शितेऽपि, दर्शितेन वीरादेकादश-शताब्दिरूपेण विक्रमाद् वा षष्ठशताब्द्यात्मकेन तन्निर्वाणसमयेन + + +' श्री–हरिभद्रसूरिचरित्रम्, पृ. ३६ [१९७३].

અને ઈસુના ૬૩૬ ના વર્ષમાં ] દરમ્યાન હોવી સંભાવ્ય છે' જ્યારે મુનિરાજ [ વર્તમાનમાં પંન્યાસજીશ્રી ] શ્રી કલ્યાણવિજયજી મહારાજ પણ પૂ. પ્રસ્તુત સૂરિવરના સત્તાસમયને સારુ આ રીતનું નિર્ણયાત્મક પ્રતિપાદન આપણી સમક્ષ મૂકે છે કે[૫] 'ભગવાન શ્રી હરિભદ્રસૂરિના સત્તાકાલમાં પૂર્વશ્રુત નાશની તૈયારીમાં હતું. પૂર્વગત શ્રુતની તેવા પ્રકારની ખંડિત થતી દશાને જાણીને તેના કેટલાક ભાગને સંઘરી લેવાને સારુ પંચાશકાદિ વિપુલ સાહિત્યકૃતિઓને તેઓશ્રીએ રચી છે, આથી વિક્રમની છઠ્ઠી શતાબ્દિમાં તેઓની સત્તા સ્વીકારવી એ જ યોગ્ય છે, નહિતર આ વસ્તુ ઘટી શકે નહિ. વળી ભ૦ શ્રી મહાવીર પરમાત્માની ૨૭ મી પાટે આવેલા પૂ. શ્રી માનદેવસૂરિ બીજાનો સત્તાકાલ આ જ છે, એટલે તેઓને પ્રસ્તુત સૂરિવરના મિત્ર તરીકે [૬]પૂર્વકાલીન ગ્રન્થકારો ઓળખાવે છે, તે પણ આથી સંગત બને છે.'

ત્યારબાદ કેટલાંયે વર્ષોના ગાળા પછી, પંન્યાસજી શ્રીકલ્યાણવિજયજી મ. પ્રસ્તુત સૂરિવરના સત્તાકાલને અંગે પોતાનું પૂર્વ મન્તવ્ય [ કે જેને નિશ્ચિત અને પ્રામાણિક કરવાને સારુ પોતે તનતોડ મહેનત લઈને પ્રયત્નો કર્યા છે ] બદલીને [૭]'પ્રબન્ધપર્યાલોચન'માં આ મુજબ લખાણ કરે છે: 'આજ પહેલાં હું [પૂ. શ્રી ] હરિભદ્ર [ સૂરીશ્વરજી ]ને વિક્રમની છઠ્ઠી સદીમાં મૂકનારાઓમાંનો એક હતો પણ હવે મ્હને લાગે છે, કે એ આચાર્યને, [૮]આ ગાથોક્ત સમયથી લગભગ બસો વર્ષ પછીના સમયમાં મૂકવા વધારે યોગ્ય લાગે છે.'

પૂજનીય સૂરીશ્વરજીના સત્તાકાલને અંગે, ડૉ. હર્મન જેકોબી વગેરે પાશ્ચાત્ય શોધકો પોતાની શક્તિ–સામગ્રી મુજબ કેટલુંક અન્વેષણ કરી, 'ઉપમિતિકાર પૂ. શ્રીસિદ્ધર્ષિગણિના ધર્મબોધકર તરીકે પૂ. સૂરિવર'ને જણાવે છે, અને 'પૂ. સિદ્ધર્ષિગણિના સમકાલીન એટલે વિક્રમની દશમી શતાબ્દિમાં તેઓશ્રીની સત્તા–હયાતી સ્વીકારે છે.' જ્યારે પં. શ્રી સતીશચંદ્ર, પૂ. સૂરિવરનો સત્તાસમય, વિક્રમની આઠમી અને નવમી શતાબ્દિની મધ્યનો સ્વીકારે છે.

---

૫ भगवतां हरिभद्रसूरीणां समये पूर्वश्रुतस्य विलुप्यमानाऽवस्था, तां विप्रकीर्णदशामनुभवतस्तस्य कतिपयांशोपसंग्रहेण पञ्चाशकादिग्रन्थनिर्माण च निवेद्यते, अथ चेदं तेषां विक्रमस्य षष्ठशतके एव विद्यमानत्वे संघटते नाऽन्यत्र । किं च वीरप्रभोः सप्तविंशे पट्टे समारूढस्य उपरितनसमयाधारकस्य द्वितीयमानदेवसूरेर्मित्रत्त्वेन वर्णयन्त्यनेके ग्रन्थकाराः '–श्री धर्मसंग्रहणी प्रस्तावना, पृ. २८ [१९७४].

૬ 'श्री क्रियारत्नसमुच्चय'માં પૂ. શ્રી ગુણરત્નસૂરીજી મહારાજ ફરમાવે છે કે–ख्यातः श्री-हरिभद्रमित्रमभवत् श्रीमानदेवस्ततः । આવા પ્રકારનુ અને લગભગ આને મળતું કથન, પૂ. શ્રી મુનિસુન્દરસૂરિએ 'ગુર્વાવલી'માં પણ કર્યું છે. તેમજ 'અંચલગચ્છ પટ્ટાવલી', 'પૌર્ણમિકગચ્છ પટ્ટાવલી' અને 'તપાગચ્છ જીર્ણપટ્ટાવલી' વગેરેમાથી આવા પ્રકારના ઉલ્લેખો મળી આવે છે, જેની નોંધ પ. શ્રી હરગોવિંદદાસે અને પન્યાસજી શ્રી કલ્યાણવિજયજી મહારાજે લીધી છે.

૭ 'શ્રી પ્રભાવકચરિત્ર ભાષાન્તર'ની પૂર્વભૂમિકારૂપ ચરિત્રાન્તર્ગત પ્રબન્ધોની મીમાંસા કરવાને સારૂ આ નિબન્ધ, પૂ. પન્યાસશ્રીએ તા. ૧૧–૮–૧૯૩૧ માં લખ્યો છે. [ શ્રી આત્માનન્દ સભા ભાવનગરદ્વારા પ્રકાશિત. ]

૮ पंचसए पणसीए विक्कमकालाउ झत्ति अत्थमिओ । हरिभद्दसूरिसूरो भविआणं दिसउ कल्लाणम् । ' આ ગાથાથી છઠ્ઠો શતક સિદ્ધ થાક છે.

આ મતને અનુસારે **'हरिभद्राचार्यस्य समयनिर्णयः'** [હરિભદ્રસૂરિકા સમય નિર્ણય ]ના [૯]લેખક, પોતાના નિબન્ધમાં આને અંગે જણાવે છે કે:

**अतः इससे यह अंतिम निर्णय हो जाता है कि महान् तत्त्वज्ञ [पू०] आचार्य हरिभद्र [सूरि] और 'कुवलयमाला' कथाके कर्त्ता उद्योतनसूरि उर्फे दाक्षिण्यचिह्न दोनों समकालीन थे। इतनी विशाल ग्रन्थराशि लिखने वाले महापुरुषकी कमसे कम ६७–७० वर्ष जितनी आयु तो अवश्य होगी, इस कारणसे लगभग इस्वीकी ८ वीं शताब्दिके प्रथम दशकमें [ पू० श्री ] हरिभद्र [सूरिदेव]का जन्म और अष्टम दशकमें मृत्यु मान लीया जाय तो वह कोई असंगत नहीं मालूम होता। इस लिये हम ई० स० ७०० से ७७० ( वि. सं. ७५७ से ८२७ ) तक [ पू० श्री ] हरिभद्र-सूरि [जी] का सत्तासमय स्थिर करते हैं ।'**

આ અન્વેષણને લીંટે લીંટે ત્યારબાદ [૧૦]'જૈનદર્શન' પુસ્તકના પરિશિષ્ટમાં, **પં.** બેચરદાસ પણ ઉપર મુજબ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે છે.

વિદ્વાન મુનિશ્રી રક્ષિતવિજયજી, શ્રીનંદીસૂત્ર [હારિભદ્રીય] વૃત્તિના વિદ્વત્તાપૂર્ણ ઉપક્રમમાં, પૂ. સૂરીશ્વરજીના સત્તાસમયને અંગેના પ્રચલિત મતભેદોને અતિશય સ્પષ્ટતાથી ચર્ચાની કસોટી પર ચકાસીને શુદ્ધ કાંચનની જેમ આપણી આગળ આ આશયનું પોતાનું મન્તવ્ય રજુ કરે છેઃ [૧૧]'અમને ચોક્કસરૂપે, કોઈ પણ પ્રકારના વિસંવાદ વિના, જણાય છે કે પૂજનીય યાકિનીધર્મસૂનુ આચાર્ય ભગવાન્ શ્રી હરિભદ્રસૂરિ મહારાજની સત્તા અવશ્ય વિક્રમના છઠ્ઠા સૈકામાં હતી.'

આ રીતે પૂજનીય યાકિનીધર્મસૂનુ આચાર્યદેવ શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજીના સત્તાસમયને જાણવાને સારુ, પૂર્વકાલીન પૂજનીય સૂરિદેવોના અને વર્તમાન કાલીન ઐતિહ્યવિદોના ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણને સ્પર્શીને અન્વેષણ પૂર્વક અત્યાર અગાઉ પ્રસિદ્ધિને પામી ચૂકેલા મતભેદો, કે જે જાણવા જેવા હોવાથી મેં અહીં અવસરને મેળવી ટૂંકમાં રજુ કર્યા છે. આ મતભેદોને ચર્ચા કે વિવેચનની એરણપર મૂકીને તેનો નિશ્ચિત ઘાટ આપવાના ઈરાદાથી મારો આ પ્રયત્ન નથી, કેવલ અંગુલીનિર્દેશ કે જે કરવો અનિવાર્ય હતો, તેને સારુ મારો આ પ્રયત્ન છે.

[ ૨ ]

**પૂ. સૂરિદેવનું ગૃહસ્થ જીવન, દીક્ષા અને સૂરિપદ**

પ્રસ્તુત સૂરિદેવનું જન્મસ્થાન, કથાવલીકારના કથન મુજબ 'પિર્વંગુઈ' નામની કોઈ બ્રહ્મપુરી હતું. તેઓની માતાનું નામ ગંગા હતું અને તેઓના પિતાનું નામ શંકરભટ્ટ

૯ શ્રીયુત જિનવિજયજી તરફથી આ સંસ્કૃત નિબન્ધ સંપાદિત થયો છે. તેનું હિન્દી ભાષાન્તર 'જૈન સાહિત્ય સંશોધક' [ વર્ષ ૧ અ. ૧ ]માં પ્રગટ થયું છે.

૧૦ આ પુસ્તક મનસુખલાલ રવજી તરફથી પ્રકાશનને પામ્યું છે. [ વિ. સં. ૧૯૮૦ ]

૧૧ 'प्रतीयते चैत्रं सूरिसुरर्षभाणां विद्यमानता षष्ठमवैक्रमशताब्द्यामेवाविगानतया' શ્રી नन्दीसूत्र हारिभद्रीयवृत्ति, [पृ. ३]. જેનું સંશોધન પૂ. સકલાગમરહસ્યવેદી આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાન-સૂરીશ્વરજી મહારાજે કર્યું છે. વિ. સ. ૧૯૯૮ માં આ ગ્રન્થનું પ્રકાશન થયું છે. પ્રસ્તુત ઉપક્રમમાં વિદ્વાન મુનિશ્રીએ પૂ. હરિભદ્રસૂરિનો સત્તા સમય છઠ્ઠો શતક નિશ્ચિત કરવા માટે પ્રામાણિક દલીલો, પૂર્વકાલીન (પ્રાચીન) સાહિત્યકારોના ઉલ્લેખો વગેરે મૂક્યું છે.

હતું. જ્યારે તેઓનું સંસારી નામ હરિભદ્ર હતું. જાતિથી હરિભદ્ર બ્રાહ્મણ હતા. જાતિના જન્મગત સંસ્કારોથી બાલ્યકાલમાં જ વિદ્યાનું સંપાદન કરવામાં શ્રી હરિભદ્ર, દરેક રીતે ઉત્સાહપૂર્ણ હતા. તેઓએ ક્રમશઃ ચૌદ વિદ્યાઓ પ્રાપ્ત કરી હતી

ઈતિહાસપ્રસિદ્ધ મેવાડ દેશના ચિતોડ [ ચિત્રકૂટ ]ના રાજા જિતારિએ શ્રીહરિભદ્ર પંડિતની વિદ્વત્તાની કદર કરી, પોતાના રાજ્યમાં આ મહાપંડિતને પુરોહિતના અધિકારપદે નિયુક્ત કર્યા. રાજપુરોહિત શ્રી હરિભદ્ર પંડિતને પોતાના જ્ઞાનવૈભવનો મદ હતો. આ કારણે તેઓના હૃદયમાં એ ભાવના હતી કે: 'આ છ ખંડ ધરતીમાં મારા જેવો સમર્થ વિદ્વાન બેશક કોઈ નહિ જ હોય.' 'પ્રભાવકચરિતકાર', પુરોહિત શ્રીહરિભદ્રની આ પ્રકારની અભિમાનદશાને આ મુજબના શબ્દોથી સૂચવે છે કે [12]'શાસ્ત્રોના સમૂહને તેણે પેટમાં સમાવી દીધેલો હોવાથી કદાચ તેના ભારથી પેટ ફૂટી જાય, આથી તે પુરોહિતે પોતાના પેટ પર સુવર્ણપટ્ટ બાંધ્યો હતો, તેમજ 'મારા જેવો સમસ્ત જંબૂદ્વીપમાં કોઈ નથી જ', આ વાત લોકોને જણાવવા સારુ તે પોતાના હાથમાં જમ્બૂવૃક્ષની એક લતા નિરંતર રાખતા.'

જૂના ઐતિહાસિક રાસાઓમાં અને અન્ય અનેક પ્રબન્ધ ગ્રન્થોમાં આવું કે આને લગભગ મળતું વર્ણન સાંભળવામાં આવે છે કે 'કેટલાક શૂરવીર રાજાઓ પોતાની પાસે શસ્ત્ર, અસ્ત્ર વગેરે લડાયક સામગ્રીઓને રાખવા ઉપરાંત નિસરણી, કોદાળો અને જાળ પણ રાખતા, કે જેથી નિસરણી દ્વારા શત્રુને આકાશમાંથી પકડી શકાય, કોદાળાથી જમીનમાંથી ખોદી શકાય તેમ જ ઊંડા પાણીમાંથી જાળ નાંખીને પણ બ્હાર કાઢી શકાય.

શ્રી હરિભદ્ર પંડિતે, પોતે પ્રકાંડ વિદ્વાન હોવાથી એવી પ્રતિજ્ઞા કરી હતી કે 'જેના વચનને હું ન સમજી શકું તેનો હું શિષ્ય થઈને રહું'. પુરોહિત શ્રી હરિભદ્રની આ પ્રતિજ્ઞા અવશ્ય સામાન્ય દૃષ્ટિયે પુરોહિતની પોતાની અક્કડતાનું મૂર્ત પ્રતીક ગણી શકાય, છતાંયે કહેવું જોઈએ કે: આ પ્રતિજ્ઞા, હરિભદ્ર પુરોહિતની હૃદયગત સરળતા, નિખાલસવૃત્તિ વગેરેને બેશક પૂરવાર કરે છે. પોતાની પ્રતિજ્ઞાના પાલનમાં તેઓ સદાકાલ જાગૃત હતા.

એક વેળા રાજપુરોહિત શ્રી હરિભદ્ર, પાલખીમાં બેસી રાજરસ્તેથી જતા હતા. તે અવસરે અચાનક રાજાનો વિશાલકાય હાથી રૌદ્રમૂર્તિ બનીને ભાગી છૂટયો હતો. રાજ-રસ્તાપર ચાલતા માનવસમુદાયમાં આ બનાવથી ભયની લાગણી જન્મી હતી. વાતાવરણ લગભગ તંગ બન્યું હતું. શ્રી હરિભદ્ર પંડિત સમયને ઓળખી આવા વિકટ અવસરે બાજુના જૈનમંદિરમાં પોતાના રક્ષણને સારુ પેઠા. જિનમંદિરમાં દેવાધિદેવ ત્રિલોકનાથ શ્રી વીતરાગ પરમાત્માની ભવ્ય, મનોહર અને પ્રશાન્ત મૂર્તિપર તેમની દૃષ્ટિ પડી. પણ પરાપૂર્વથી બ્રાહ્મણ અને શ્રમણ–જૈન સંસ્કૃતિ વચ્ચેનું ચાલી આવતું જૂગજુનું દૃષ્ટિવિષ પુરોહિતના હૈયામાં ફરી એક વાર ઘોરાવા લાગ્યું. વીતરાગ પરમાત્માની પ્રશમરસભરી મૂર્તિને જોઈને તેઓ બોલ્યા: **'वपुरेव तवाचष्टे स्पष्टं मिष्टान्नभोजनम्'** [ તારું શરીર અવશ્ય મિષ્ટાન્ન ભોજનને આપમેળે કહી આપે છે. ] પુરોહિતિની દૃષ્ટિ આ અવસરે વિકૃત હતી. એમના વચનોમાં કેવળ

૧૨ स्फुटति जठरमत्र शास्त्रपूरादिति स दधावुदरे सुवर्णपट्टम् ।
मम सममतिरस्ति नैव जंबूक्षितिवलये वहते लतां च जम्ब्वाः ॥
–પ્રભાવક ચરિત શ્લો. ૧૦ [ નિર્ણયસા. પ્રેસ. પૃ. ૧૦૪ ] [ સિંધી ગ્ર. પૃ. ૬૨ ]

હાસ્ય કે કુતૂહલ તરી આવતું હતું. ત્યારબાદ તોફાનનું વાતાવરણ શમી જતાં શ્રી હરિભદ્ર પુરોહિત પોતાના આવાસસ્થાને ગયા.

એક દિવસ હરિભદ્ર પંડિત, રાજ્યમહેલમાંથી નીકળીને રાજરસ્તા પર થઈ પોતાના ઘર ભણી ચાલ્યાં જતા હતા. રસ્તામાં અચાનક કોઈક [13]ઘરડી સ્ત્રીનો મધુર સ્વર પુરોહિતના કાનપર અથડાયો. તદ્દન અપરિચિત અને ગૂઢાર્થમય શબ્દોથી ઘુંટાઈને કર્ણપટ પર ઝીલાતા એ સ્વરમાં પંડિત શ્રી હરિભદ્રને સાચે જ કાંઈક નૂતનતા લાગી. પંડિતજી આશ્ચર્યપૂર્ણ વદને ત્યાં થંભ્યા. તેમણે સ્વરમાં ઘુંટાતા તે શબ્દોને ઉકેલવા ફરીવાર પયત્ન કર્યો, તે શબ્દો આ મુજબ ગાથાબદ્ધ હતા—

**'चक्कीदुगं हरिपणगं पणगं चक्कीण केसवो चक्की ।**
**केसव चक्की केसब दुचक्की केसव चक्की य ॥'[14]**

હરિભદ્ર પંડિતને ચાકચિક સિવાય આ ગાથામાં બીજું કાંઈ ન જણાયું. સ્થવિરા સ્ત્રીની પાસે જઈ, જિજ્ઞાસુભાવે પંડિતે પ્રશ્ન કર્યો: 'ભગવતી! તમારા આ શબ્દોને વિચારવા છતાંયે એના ગૂઢ રહસ્યને – અર્થને હું ન પામી શક્યો. મ તાજી! આનું રહસ્ય કૃપયા મને સ્હમજાવશો. આ શબ્દોમાં આ બધું ચાકચિક્ય શું?' હરિભદ્ર પંડિતના આ પ્રશ્નમાં જિજ્ઞાસુ જેટલી સરળતા હતી, વાણી નમ્ર અને વિનયી હતી, સ્વભાવગત અક્કડતા રહેવા પામી ન હતી.

શ્રી જિનભટસૂરિના આજ્ઞાવર્તી સાધ્વીસમુદાયના ધર્મપ્રવર્તિની શ્રી યાકિની મહત્તરાએ શ્રી હરિભદ્ર પંડિતને મૃદુ સ્વરે કહ્યું: 'દેવાનુપ્રિય! અપરિચિત આત્માઓને હંમેશા નવી વસ્તુ ગૂઢ જ રહે છે, આથી ચાકચિક્ય લાગે એ સંભાવ્ય છે' ધીરતા પૂર્વક મહત્તરા સાધ્વીજી, આટલું બોલી કરુણા ઝરતી દૃષ્ટિયે પંડિત હરિભદ્રને જોઈ રહ્યાં. તેઓએ ફરીથી જણાવ્યું 'અમારા ગુરુમહારાજ આચાર્યશ્રી આ નગરમાં બિરાજમાન છે તેઓની સેવામાં જઈ, આ ગાથાનો અર્થ પૂછવો યોગ્ય છે, અમે તેઓની આજ્ઞાને અનુસરનારાં છીએ.' યાકિની મહત્તરાની પ્રશાન્ત, ભવ્ય મુખમુદ્રાના આકર્ષણથી પુરોહિત હરિભદ્રના અન્તરના ઊંડાણમાં અપૂર્વ જ્ઞાનરોશની પ્રગટવા લાગી. મિથ્યાત્ત્વ, મોહ, માન વગેરે પાપવૃત્તિઓના ગાઢ તિમિર-પટળો ધીરે ધીરે ભેદાવા લાગ્યા.

બીજે દિવસે પુરોહિત હરિભદ્રે, પૂ. આચાર્ય મહારાજ શ્રી જિનભટસૂરિજીની પાસે જઈને ગાથાનો અર્થ પૂછ્યો. પૂ. સૂરિમહારાજે પુરોહિતને કહ્યું: 'મહાનુભાવ! શ્રી જૈન શાસનનું – જૈનદર્શનનું આવા પ્રકારનું આગમ સાહિત્ય, તત્ત્વજ્ઞાનનો મહામૂલો રત્નભંડાર છે. આવા ગૂઢ સાહિત્યના રહસ્યને પામવા માટે અને અર્થ પૂર્વક જૈન શાસ્ત્રોનું જ્ઞાન ગ્રહણ કરવાને સારુ વિધિપૂર્વક જૈન દીક્ષાને ધારણ કરવી જોઈએ.' પૂ. આચાર્ય મહારાજના આ કથનને

---

૧૩ स्वरमशृणोन्मधुरं स्त्रियो जरत्याः '–શ્રી પ્રભાવકચરિતકાર.

૧૪ चक्रिद्विकं हरिपञ्चकं पञ्चकं चक्रिगां केशवश्चक्री ।
केशवश्चक्री केशवो द्वौ चक्रिणौ केशवश्च चक्री ' ॥

જૈનશાસનની માન્યતા મુજબ વર્તમાન અવસર્પિણી કાલના ચક્રવર્તી અને વાસુદેવના ઉત્પત્તિક્રમનું આ ગાથામાં સૂચન કરવામાં આવ્યું છે. આવશ્યકનિર્યુક્તિની આ ગાથા છે.

સ્વીકારી પુરોહિત હરિભદ્ર પંડિતે, તેઓશ્રીની સેવામાં જૈન દીક્ષાને ગ્રહણ કરી અને તેઓનો શિષ્યભાવ સ્વીકાર્યો.

શ્રી હરિભદ્રસૂરિ મહારાજના દીક્ષા પ્રસંગને અંગે 'પ્રભાવકચરિત'માં ઉપર મુજબની હકીકત છે. જ્યારે કથાવલીકાર આ પ્રસંગને અંગે આ પ્રકારની હકીકત જણાવે છે: 'જ્યારે હરિભદ્ર પંડિતે '**चक्किदुगं**' એ ગાથાનો અર્થ સાધ્વીજીને પૂછ્યો, ત્યારે મહત્તરા તેમને (શ્રી હરિભદ્ર પંડિતને) પૂ. શ્રી [૧૫]જિનદત્તસૂરિપાસે લઈ ગયા અને સર્વ હકીકત કહી સંભળાવી. એટલે પૂ. આચાર્ય મહારાજે એ ગાથાનો સવિસ્તર અર્થ શ્રી હરિભદ્ર પુરોહિતને કહ્યો. તે સાંભળી શ્રી હરિભદ્ર પંડિતે પોતાની પ્રતિજ્ઞાની વાત કહી. તેના ઉત્તરમાં આચાર્યે કહ્યું: 'મહાનુભાવ! જો એમ છે, તો તું એ મહત્તરાનો ધર્મપુત્ર થઈ શકે છે.' તેમણે પૂછ્યું: 'ભગવન્! ધર્મનું સ્વરૂપ જણાવો!' આથી પૂ. શ્રી જિનદત્તસૂરિજીએ ધર્મનું સ્વરૂપ જણાવ્યું. પુરોહિતે ફરી પૂછ્યું: 'આવા પ્રકારના ધર્મનું ફળ શું?' આના જવાબમાં આચાર્ય મહારાજે ફરમાવ્યું: 'સકામવૃત્તિવાળાઓને ધર્મનું ફળ સ્વર્ગાદિની પ્રાપ્તિરૂપ છે, અને નિષ્કામ વૃત્તિવાળાઓને માટે ધર્મનું ફળ 'ભવવિરહ' [સંસારનો નાશ – મોક્ષસુખની પ્રાપ્તિ] છે.' આ સાંભળીને શ્રી હરિભદ્ર પંડિતે કહ્યું: 'ભગવન્! મને ભવવિરહ જ પ્રિય છે, માટે તેમ કરો કે જેથી હું ભવવિરહને પ્રાપ્ત કરી શકું'. આચાર્ય મહારાજે આના ઉપાય તરીકે સર્વ પ્રકારના પાપના ત્યાગરૂપ શ્રમણપણું સ્વીકારવાને જણાવ્યું. હરિભદ્રે તેમ કરવા ખુશી બતાવી અને આચાર્ય મહારાજ શ્રી જિનદત્તસૂરિએ તેમને જૈન દીક્ષા આપી.'+

જૈન દીક્ષાના સ્વીકાર બાદ, મુનિ હરિભદ્રજીના જીવનમાં પૂર્વકાલીન અક્કડતા કે જ્ઞાનમદ જેવું કશું જ રહેવા પામ્યું ન હતું. શ્રી યાકિની મહત્તરાના શુભ સંયોગથી શ્રી જૈન-શાસનની પોતાને પ્રાપ્તિ થઈ અને એ રીતે જાણે નવો અવતાર મળ્યો આમ સમજી, તેઓ ભગવતી યાકિનીને પોતાની ધર્મજનની તરીકે સ્વીકારીને, પોતાને તે મહત્તરાના 'ધર્મસૂનુ' તરીકે ઓળખાવવા લાગ્યા, દેવાધિદેવ શ્રી વીતરાગ પરમાત્માની ભવ્ય મૂર્તિને શ્રદ્ધા, સંવેગ વગેરે અનુપમ ગુણોથી વાસિત શ્રી હરિભદ્રમુનિ '**वपुरेव तवाचष्टे भगवन् !**

---

૧૫ જો કે 'પ્રભાવકચરિત', 'ગણધરસાર્ધશતક' વગેરે ગ્રન્થોમાં, 'હરિભદ્ર પુરોહિત પૂ. શ્રી જિનભટસૂરિજી પાસે ગયા. અને તેઓની પાસે દીક્ષા લઇ શિષ્ય થયા' આ પ્રકારનો ઉલ્લેખ મળે છે. કથાવલીમાં 'પૂ. શ્રી જિનદત્તસૂરિ'નુ નામ છે. તેમજ પૂ. શ્રી હરિભદ્રસૂરિ પોતાની કૃત્તિઓમાં કોઇક સ્થાને આ રીતે જણાવે છે.– 'समाप्ता चेयं शिष्यहिता नामावश्यकटीका । सिताम्बराचार्य–जिनभटनिगदानुसारिणो विद्याधरकुलतिलकाचार्यजिनदत्तशिष्यस्य धर्मतो याकिनीमहत्तरासूनो–रल्यमतेराचार्यहरिभद्रस्य ।' આ ઉલ્લેખથી પૂ. શ્રી હરિભદ્રસૂરિજીના ગુરુ પૂ. શ્રી જિનદત્તસૂરિજી જણાય છે. જ્યારે વળી કોઇક ગ્રન્થની પ્રશસ્તિમાંથી પૂ. સૂરિજીનુ જ લખાણ આ મુજબનુ મળી આવે છે: 'आचार्यजिनभटस्य हि सुसाधुजनसेवितस्य शिष्येण, जिनवचनभावितमतेर्वृत्तवतस्तत्प्रसादेन । किंचित् प्रक्षेपसंस्कारद्वारेणैवं कृता स्फुटा आचार्यहरिभद्रेण टीका प्रज्ञापनाश्रया' આમા પૂ. શ્રી જિનભટસૂરિજીના શિષ્ય શ્રી હરિભદ્રસૂરિજી જણાય છે. આ બધી પરસ્પરની હકીકત મેળવીને વિચારતાં લાગે છે કે 'શ્રી હરિભદ્રસૂરિજીના ગુરુ–દીક્ષાદાયક શ્રી જિનદત્તસૂરિ હોય અને શ્રી જિનભટસૂરિજી, તેઓના આજ્ઞાકારી ગણનાયક હોય.' तत्त्वं केवलि गम्यम्

+ 'પ્રબન્ધ પર્યાલોચન' પરથી.

**वीतरागताम् ।** [ ભગવન્! તારી શમરસ ઝરતી ભવ્ય દેહલતા જ તારા વીતરાગપણાને સ્પષ્ટ રીતે સૂચવે છે. ] આ રીતે હવે વાસ્તવિક જ્ઞાનદષ્ટિથી નિરખવા લાગ્યા.

ચૌદ વિદ્યાના પારગામી શ્રી હરિભદ્રમુનિ, શ્રી જૈનશાસનની સેવામાં સંપૂર્ણ રીતે સોંપાઈ ગયા. જ્ઞાનનો નિર્મળ ગંગાપ્રવાહ હવેથી યોગ્ય રીતે સન્માર્ગમાં વહેવા લાગ્યો. પૂ. ગુરુ-મહારાજશ્રીની સેવામાં રહી, વિનયપૂર્વક શ્રી જિનશાસનનાં પરમ રહસ્યોને તેઓએ અલ્પ-કાળમાં મેળવી લીધાં. શ્રી જિનેશ્વરદેવપ્રણીત રત્નત્રયીની આરાધનામાં વિનીતભાવે તેઓ પોતાનું સંયમજીવન ગાળવા લાગ્યા. યોગ્યતા જોઈને ગુરુમહારાજે તેઓને સૂરિપદના અભિષેકપૂર્વક પોતાના પટ્ટપર સ્થાપિત કર્યા.

### સૂરિદેવના શિષ્યોનું બૌદ્ધમઠમાં ગમન

પૂજ્ય સૂરિદેવનો શાસ્ત્રભ્યાસ ખૂબ જ વિશાળ હતો. જ્ઞાનનું સંપાદન કરવાની તેઓ શ્રીની ઉત્સુકતા તીવ્ર હતી. સર્વ દર્શનોના સિદ્ધાન્ત–રહસ્યોને તેઓશ્રીએ ખૂબ સારી રીતે હસ્તગત કર્યાં હતાં. સૂરિજીના ભાણેજ હંસ અને પરમહંસ સૂરિજીના ઉપદેશને પામી જૈન દીક્ષાને સ્વીકારી સૂરિજીના શિષ્ય બન્યા હતા. સૂરિજીના શિષ્યપરિવારમાં હંસ અને પરમહંસના નામનો ઉલ્લેખ ખાસ આવે છે. આથી સમજાય છે કે તેઓશ્રીને મુખ્ય રીતે આ બે વિદ્વાન અને શક્તિશાળી શિષ્યો હોવા જોઈએ. સૂરિજીએ આ બન્નેને વ્યાકરણ, સાહિત્ય તથા દર્શન શાસ્ત્રોનો અભ્યાસ કરાવી અત્યન્ત નિપુણ બનાવ્યા હતા.

સૂરિજીના સત્તાકાલમાં બૌદ્ધદર્શનની ઘણી પ્રબલતા હતી. કેટલાક દેશોમાં બૌદ્ધધર્મ રાજ્યના આશ્રય તળે હોવાથી બૌદ્ધદર્શનનો ફેલાવો ઘણી જ શીઘ્રતાથી તે કાળના જન-સમુદાયમાં થઈ શક્યો હતો. અનેક બૌદ્ધ વિદ્યાપીઠોમાં બૌદ્ધદર્શનના સિદ્ધાન્તોનું જ્ઞાન રાજ્ય તરફથી ઘણી જ સગવડતાથી અપાતું હતું. સૂરિજીના શિષ્ય હંસ અને પરમહંસને પણ આથી બૌદ્ધ વિદ્યાપીઠો – મઠોમાં જઈ બૌદ્ધદર્શનનું જ્ઞાન મેળવવાની આતુરતા થઈ આવી. સૂરિજીની સેવામાં તે બન્ને જણાએ પોતાની મનોભાવના વ્યક્ત કરી. નિમિત્તશાસ્ત્રના સામર્થ્યથી ભાવિકાલના અપાયને જાણીને પૂજ્ય સૂરિદેવે તેઓને અનુમતિ આપી નહિ. ભવિતવ્યતા વિવેકશીલ આત્માઓને પણ ભૂલવે છે. આથી ગુરુમહારાજની અનુમતિ મેળવ્યા વિના કેવળ શાસ્ત્રાભ્યાસની ધૂનમાં તે બન્ને શિષ્યો ત્યાંથી વિહાર કરી બૌદ્ધ-વિદ્યાપીઠમાં ગયા.

બૌદ્ધ વિદ્યાપીઠમાં રહીને હંસ અને પરમહંસે ધીરે ધીરે બૌદ્ધદર્શનના સિદ્ધાન્તોનું જ્ઞાન પ્રાપ્ત કરવા માંડ્યું. બૌદ્ધમઠમાં તેઓએ તદ્દન ગુપ્ત રીતે રહીને અભ્યાસ કર્યો, અને પોતાના નામને ગોપવીને તેઓ ત્યાં રહેવા લાગ્યા. વિદ્યાપીઠના કુલપતિએ આ બન્ને નવા શિષ્યોને સારુ અભ્યાસ અને ભોજનની સઘળી સગવડો કરી દીધી હતી. કઠિનમાં કઠિન શાસ્ત્રોને પણ તેઓ સ્હેજમાં સ્હમજી લેતા અને પોતાના અતુલ બુદ્ધિપ્રભાવથી બૌદ્ધશાસ્ત્રોના ઉપયોગી પાઠોને પણ તેઓએ કંઠસ્થ કરી લીધા. વળી અવસર મેળવીને તે શાસ્ત્રોમાં આવેલા જૈનમતના ખંડનનું ખંડન ટૂંકમાં પાનાઓ પર તેઓએ નોંધી લેવા માંડ્યું. આ પાનાંઓને તેઓ પોતાની પાસે અત્યન્ત છૂપાવીને રાખતા હતા.

એક દિવસે અચાનક એ પાનાંઓ ઊડતા ઊડતા કોઈ બૌદ્ધભિક્ષુના હાથમાં આવી ગયાં. આને અંગે હંસ અને પરમહંસને તે બૌદ્ધમઠમાં ઘણી જ મુશ્કેલીઓ સહવી પડી હતી.

અડગ અને ધીર બનીને તે બન્ને જણા બૌદ્ધ વિદ્યાપીઠને છોડીને છેવટે હિમ્મતપૂર્વક ગુરુ-મહારાજની પાસે જવાને ત્યાંથી ચાલી નીકળ્યા. આ સમાચાર તરત જ ત્યાંના કુલપતિ બૌદ્ધાચાર્યને મલ્યા. તેણે ત્યાંના બૌદ્ધરાજાની મદદથી તે બન્ને જણાને પકડવાને તેઓની પૂંઠે શસ્ત્રસજ્જ લશ્કર રવાના કર્યું. શ્રીહંસ અને શ્રી પરમહંસ જો કે સહસ્રયોધી હતા, એકલે હાથે એક વેળાયે એક હજાર સૈનિકોને પહોંચી વળવાની એ બન્નેમાં શક્તિ હતી. તેઓએ ગ્રહસ્થપણામાં એની તાલીમ મેળવેલી હતી. એ પૂંઠે પૂરપાટ ધસી આવતા રાજ-લશ્કરનો તેઓએ શક્તિ મુજબ મર્યાદામાં રહી યોગ્ય પ્રતીકાર કરવો ચાલુ રાખ્યો. લશ્કરની સાથે એ બન્ને જણાને લાંબા સમય સુધી ઝપાઝપી ચાલી હતી. શ્રીહંસ એ ઝપાઝપીમાં અનેક ઘાતકી જખમોથી જખમી બની ચાળણી જેવા થઈ છેવટે ધરણી પર ઢળી પડયા અને ત્યાં જ મૃત્યુ પામ્યા.

શ્રીપરમહંસે ત્યાંથી નાસીને નજીકના નગરમાં જઈ ત્યાંના રાજા સૂરપાલને આ હકીકત જણાવી, આથી શરણાગતવત્સલ તે રાજાએ બૌદ્ધરાજાના સૈન્યનો મજબુત સામનો કરી શ્રી પરમહંસનું રક્ષણ કર્યું. આ અને આના જેવી ઘણી આકરી કઠિનાઈઓથી કોઈ રીતે પોતાની જાતને ઉગારી શ્રી પરમહંસ છેવટે ગુરુમહારાજ શ્રી હરિભદ્રસૂરિજીની સેવામાં આવી પહોચ્યા. પૂજ્ય ગુરુમહારાજની સેવામાં તેમણે પોતાથી ઈરાદાપૂર્વક આચરાઈ ગયેલ અવિનયના પાપની પૂર્ણ પશ્ચાત્તાપ પૂર્વક ક્ષમા માંગી. તેમજ અત્યાર સુધીની સઘળી હકીકત તેમણે સૂરિજીને કહી સંભળાવી. મહામુશ્કેલીયે છૂટી નીકળેલા શ્રી પરમહંસનું શરીર અત્યાર અગાઉ ઘણું જ લથડી ગયું હતું. કેવળ સૂરિજીના દર્શનની અને પોતાના તેમજ પોતાના ભાઈ હંસના અવિનયની ક્ષમા મેળવવાની એક છેલ્લી ઉત્કંઠા હતી. આ રીતે તે પૂર્ણ થતાં પરમહંસે પણ, સૂરિજીને મલ્યા પછી થોડા જ સમયમાં, સમાધિપૂર્વક પોતાના ભાઈ હંસની પાછલ પરલોક–ગમન કર્યું.

## સૂરિદેવનો કોપ : બૌદ્ધો સાથે વાદવિવાદ

આમ બે શક્તિશાળી શિષ્યોના જવાથી શ્રી હરિભદ્રસૂરિજીને ખૂબ લાગી આવ્યું. મોહનું સામર્થ્ય સાચે પ્રબલ છે! સમર્થ શ્રુતધર મહાત્મા પુરુષો પણ અવસરે મોહવશ બની આત્મજાગૃતિ ગુમાવી દે છે, અકૃત્યને પણ કદાચ આચરી નાંખે છે. શિષ્યોના આ સંહાર-પ્રસંગથી સૂરિજીના શાન્તરસઝરતા નિર્મળ આત્મામાં કલુષિત વાતાવરણ જન્મ્યું હતું. બૌદ્ધો તરફના આવા ઘાતકી કૃત્યનો કોઇ પણ રીતે બદલો લેવાની તીવ્ર ઇચ્છા સૂરિજીને આથી થઈ આવી. સૂરિજી ત્યાંથી વિહાર કરી સૂરપાલ રાજાના નગરમાં પધાર્યા. રાજા સૂરપાલને આ સઘળી હકીકત તેઓએ કહી સંભળાવી. સૂરપાલ રાજાએ સૂરિજીની ઈચ્છાને જાણીને બૌદ્ધભિક્ષુઓને વાદ કરવાને માટે પોતાના દૂતોદ્વારા કહેણુ મોકલ્યું. દૂતનાં વચનોથી ઉશ્કેરાટને પામેલા બૌદ્ધસાધુઓ ત્યાંથી વિહાર કરી સૂરપાલની રાજસભામાં વાદ કરવાને આવ્યા. સૂરિજી અને બૌદ્ધ ભિક્ષુઓ વચ્ચેના આ વાદની શરત, કે જે સૂરપાલ રાજાએ સૂરિજીની સમ્મતિપૂર્વક નિશ્ચિત કરી હતી તે શરત, ખૂબ જ કડક હતી. કેવળ શિષ્યના દુઃખદ અવસાનથી અને બૌદ્ધો પરના પ્રબલ રોષથી કષાયને આધીન બનીને સૂરિજીએ આ શરતને કબૂલી હતી. તે શરત એ હતી કે: 'આ વાદમાં જે પક્ષ, પરાભવને પામે તે

પક્ષના માણસોએ અતિશય ગરમ કરેલા તેલની કડાઈમાં પડીને બળી મરવાની કડક શિક્ષા સ્વીકારવા '. સૂરપાલરાજાની રાજસભામાં કેટલાયે દિવસો સુધી પરસ્પરનો આ વાદવિવાદ ચાલૂ રહ્યો હતો. સૂરિજીએ પોતાના અદ્‌ભુત તર્કસામર્થ્ય અને અનન્ય જ્ઞાનવૈભવથી બૌદ્ધ-ભિક્ષુઓને વાદમાં જીતી લીધા. પ્રભાવકચરિતકાર બૌદ્ધોના પરાજય પછીની હકીકતની નોંધ લેતાં આ મુજબ જણાવે છે કે–'કેટલાકનું માનવું છે કે પૂ. શ્રી હરિભદ્રસૂરિજીએ વાદમાં જયને મેળવ્યા બાદ પોતાના મંત્રસામર્થ્યથી અતિશય ગરમ તેલની કડાઈમાં નાંખવાને સારુ બૌદ્ધભિક્ષુઓને ખેંચી આણ્યા હતા.' [ પ્રભાવકચરિત. શ્લો. ૧૮૦ નિ. સા. પૃ. ૧૧૭. ]

શ્રી હરિભદ્રસૂરિજીના પરમગુરુ આચાર્ય મહારાજ શ્રી જિનભટસૂરિજીને આ હકીકતની જાણ થતાં તેઓએ તરત જ શ્રી હરિભદ્રસૂરિજીની પાસે પોતાના બે વિદ્વાન શિષ્યોને તેઓના કષાયની શાન્તિને માટે મોકલ્યા હતા. તે બે મુનિવરોએ શ્રી હરિભદ્રસૂરિજીની પાસે આવીને ગુરુમહારાજે કષાયના ઉપશમને માટે આપેલી [૧૬]ત્રણ ગાથાઓ તેઓને સોંપી. આથી સૂરિજીનો કષાય એકદમ શમી ગયો. પોતાની કષાયવિવશતાથી પોતાના જ હાથે આચરાઈ ગયેલાં તે દુષ્કૃતોને માટે સૂરિજીને તીવ્ર પશ્ચાત્તાપ થઈ આવ્યો. અને ગુરુમહારાજની પાસે તેમણે પોતાના દુષ્કૃતનું પ્રાયશ્ચિત્ત મેળવી શુદ્ધિને પ્રાપ્ત કરી.

શ્રી હરિભદ્રસૂરિજીના જીવનપ્રસંગોને અંગેની હકીકતોમાં અનેક પ્રકારની ભિન્નતા આજે નજરે પડે છે. કોઈ ગ્રન્થમાં અમુક પ્રસંગ અમુક રીતે રજુ થએલો હોય છે, જ્યારે કોઈ ગ્રન્થમાં એ પ્રસંગ કોઈ બીજી રીતે નોંધાયેલો માલુમ પડે છે. આથી બની શકે તેટલી કાળજીપૂર્વક પરસ્પરની હકીકતોનો મેળ સધાય તે રીતે સૂરિજીના જીવનપ્રસંગોની આછી પાતળી રેખા દોરવાનો કેવળ મારો ,આ પ્રયત્ન છે. ઐતિહાસિક વિગતોની જેમ, પ્રાચીન મહાપુરુષોના જીવનપ્રસંગોની નોંધ લેવામાં પણ, નોંધ લેનારે ખૂબ જ ઘટતી તકેદારી રાખવી પડે છે, આજુબાજુથી સામગ્રીઓને મેળવીને યોગ્ય સંશોધન પૂર્વક તત્કાલીન જનસમાજના માનસને પચી શકે તે જ રીતે તે નોંધને અક્ષર દેહ આપી બહાર મૂકવી ઘટે. નહિતર અર્થનો અનર્થ પણ થવાના પ્રસંગો ઊભા થાય.

શ્રી પ્રભાવકચરિતકારની નોંધ પરથી પૂ. સૂરિજીના જીવન પ્રસંગોને અંગે ટૂંકમાં મેં ઉપર મુજબ જણાવ્યું. આ વિષયમાં 'કથાવલી'માં જે વર્ણન છે[૧૭] તેનો સાર આ પ્રમાણે:

'શ્રી હરિભદ્રસૂરિજીને સમર્થ વિદ્વાન શાસ્ત્રકુશલ શ્રી જિનભદ્ર અને શ્રી વીરભદ્ર નામના બે શિષ્યો હતા. તે સમયે ચિત્તોડમાં બૌદ્ધમતનું પ્રાબલ્ય હતું. તેથી પૂ. શ્રી હરિભદ્રસૂરિજીના અપૂર્વ જ્ઞાનવૈભવ, પરમશાસન પ્રભાવના વગેરે ગુણસમૃદ્ધિની બૌદ્ધો ઘણી ઈર્ષ્યા કરતા હતા. આ જ કારણથી પ્રસંગને મેળવીને પૂ. શ્રી હરિભદ્રસૂરિજીના આ બન્ને શિષ્યોને બૌદ્ધલોકોએ

---

૧૬ પૂ. શ્રી જિનભટસૂરિજીએ મોકલેલી 'गुणसेण अग्गिसम्मा' આદિ ગાથાઓ પરથી, પૂ. શ્રી હરિભદ્રસૂરિજીએ 'समराइच्चकहा' નામના પ્રાકૃત કથાગ્રન્થની રચના કરી હતી. તે ગ્રન્થ વાચકને સંવેગરસથી તરબોળ કરી દે તેવો છે.

૧૭ 'પ્રબન્ધપર્યાલોચન' પરથી.

છૂપી રીતે મારી નાખ્યા. પૂ. શ્રી હરિભદ્રસૂરિજીને આ વાતની ખબર મળતાં તેઓ ઘણા જ દિલગીર થયા. મોહના ઉદયને આધીન બની તેઓએ અનશન કરવાનો ઉતાવળો નિશ્ચય કર્યો. પણ વિવેકવૃત્તિ જાગૃત થતાં એ નિશ્ચયને પડતો મૂક્યો. છેવટે તેઓએ સાહિત્યરચનાને–ગ્રન્થસ્થ વાઙ્મયને પોતાની શિષ્યસંતતિ માનીને સાહિત્યસર્જન દ્વારા જૈનશાસનની સેવા કરવાની અને પોતાની શક્તિઓનો સદુપયોગ કરવાની પ્રવૃત્તિઓ શરૂ કરી.'

## શિષ્યવિરહનું દુઃખ : તેનું નિવારણ

પૂજ્ય શ્રી હરિભદ્રસૂરિજીએ સાહિત્યપ્રવૃત્તિઓ દ્વારા શ્રી જૈનશાસનની સેવા કરવાનો શુભ પ્રસંગ મેળવ્યો અને અનુપમ પ્રકારની જે સાહિત્ય – શાસનસેવા કરી, તેને લગતી હકીકત ઉપરની હકીકતથી કાંઈક ભિન્ન રીતે 'પ્રભાવકચરિત'માંથી મળી રહે છે, જેનો સાર આ મુજબ છેઃ

'પૂ. શ્રી હરિભદ્રસૂરિજીએ પોતાના ગુરુદેવના ઉપદેશથી ક્રોધનો ત્યાગ કર્યો. પણ એઓના મનમાંથી શિષ્યોના વિરહનું દુઃખ ટળતું નથી. સાચે '**कर्मणां गहना गतिः**' – [ કર્મોની કળા અકળ છે, એની ગતિ ગહન છે] કે જેથી આવા સમર્થ શાસનપ્રભાવક મહાપુરુષો પણ અવસરે તે કર્મના યોગે પોતાના સમાધિધનને ખોઈ નાખે છે.

'શ્રી હરિભદ્રસૂરિજીની આવી પરિસ્થિતિને સમજી તેઓને સમાધિમાર્ગમાં દૃઢ કરવાને સારુ, ભગવાન શ્રી નેમિનાથ પરમાત્માની શાસનાધિષ્ઠાયિકા શ્રી અમ્બિકાદેવી કે જે શ્રી હરિભદ્રસૂરિજીને સહાયકારિણી હતી, તેણે એક વેળાયે પ્રગટ થઈ તેઓશ્રીને યોગ્ય શબ્દોમાં શિષ્યવિરહના દુઃખને ભૂલી જવાનું કહ્યું. પૂ. સૂરિજીએ અમ્બિકાદેવીને આના જવાબમાં જણાવ્યું: 'બીજું મને કોઈ પણ પ્રકારનું દુઃખ કે શલ્ય નથી, કેવળ મને એક જ વસ્તુ દુઃખ દે છે કે ગુરુશિષ્યની પરંપરારૂપ પાટપરંપરા મારા પછી આગળ ન વધી શકી. કારણ કે મને શિષ્ય–પરિવાર ન રહ્યોઃ' આ સાંભળીને ફરી અંબિકાદેવીએ કહ્યું કેઃ 'શિષ્યસંતતિનું પુણ્ય તમારે નથી. માટે જૈનશાસનના સાહિત્યની સેવા કરવા પૂર્વક નવી નવી ગ્રન્થરચનાઓ તમારે કરવી. આથી એ વિશાલ ગ્રન્થસમૂહ તમારી શિષ્યસંતતિ તરીકે જળવાઈ રહેશે.' શ્રી હરિભદ્રસૂરિએ અંબિકાદેવીના આ કથનને માન્ય રાખી '**समराइच्चकहा**' વગેરે ૧૪૦૦ ગ્રન્થોની રચના કરી. અને શિષ્યવિરહના સૂચનરૂપ ઘણા ગ્રન્થો **विरह** શબ્દથી અંકિત કર્યા. તેમજ મહાન છેદ સૂત્ર તરીકે ગણાતા શ્રી મહાનિશીથસૂત્રનો તેઓશ્રીએ ઉદ્ધાર કર્યો.

'આ ગ્રન્થોને લખાવી તેનો ફેલાવો કરવા માટે તેઓએ કાર્પાસિક નામના ગ્રહસ્થને અવસરોચિત ધર્મદેશના દ્વારા પ્રતિબોધ આપીને પોતાના તે કાર્યની અનુકૂલતા કરી લીધી હતી. પૂ. શ્રી હરિભદ્રસૂરિજીના શુભ સમાગમથી ધર્મની પ્રાપ્તિ થયા બાદ કાર્પાસિકને વ્યાપારમાં વિપુલ પ્રમાણમાં ધનલાભ થયો હતો. આથી તેણે શ્રુતજ્ઞાનની આરાધનાના કાર્યમાં ભક્તિપૂર્વક પોતાની લક્ષ્મીનો સદુપયોગ કર્યો હતો. પૂ. શ્રી હરિભદ્રસૂરિજીના ગ્રન્થો લખાવીને તેણે સર્વ સ્થાનોએ પહોંચાડ્યા હતા, અને સૂરિજીના સાહિત્યનો તે કાલમાં આ રીતે સારા પ્રમાણમાં પ્રચાર કર્યો હતો, તેણે એક ચોરાશી દેવકુલિકાયુક્ત જિનમંદિર પણ કરાવ્યું હતું.'

આ સંબન્ધમાં 'કથાવલી' ગ્રન્થમાં કંઈક હકીકતભિન્નતા આવે છે, જેનો સાર આ મુજબ છે: 'પૂ. શ્રી હરિભદ્રસૂરિજીએ શ્રી દશવૈકાલિક, શ્રી ન્યાયપ્રવેશક આદિ ગ્રન્થોની વૃત્તિઓ' '**याकिनीपुत्र**'ના નામથી અંકિત બનાવી હતી. અને અનેકાન્તજયપતાકા, **समराइच्चकहा** [ સમરાદિત્યકથા ] વગેરે ગ્રન્થો '**भवविरह**' એ શબ્દથી અંકિત કરીને રચ્યા. આ વિશાલ ગ્રન્થનિર્માણ અને લેખનકાર્યમાં પૂ. સૂરિજીને લલ્લિગનામના ગૃહસ્થે સેવાભાવથી ઘણી જ સુન્દર સહાય કરી હતી. લલ્લિગ એઓશ્રીના શિષ્ય શ્રી જિનભદ્ર અને શ્રી વીરભદ્રના કાકા હતા. પૂ. આચાર્ય મહારાજશ્રીના સદુપદેશથી તેને ધર્મની પ્રાપ્તિ થઈ હતી. ધર્મની પ્રાપ્તિ બાદ લલ્લિગ શ્રાવકને પુણ્યના યોગે વ્યાપારમાં ઠીક પ્રમાણમાં ધનની કમાણી થઈ હતી. પૂર્વકાલીન પુણ્યના યોગે મળેલી લક્ષ્મીનો એણે આથી સારો ઉપયોગ કર્યો હતો. પૂ. સૂરિજીના કાર્યમાં તેણે દરેક રીતે ભાવપૂર્વક સહાય કરી હતી. વળી પૂ. સૂરિજીના ધર્મસ્થાનમાં તેણે એક એવું રત્ન મૂકી દીધું હતું કે તે રત્નના પ્રકાશથી તેઓ રાત્રે પણ ગ્રન્થરચનાનું કાર્ય કરતા અને ભીંત પાટી આદિ ઉપર લખી નાખતા જે દિવસમાં લહિયાઓ પાસે પુસ્તકરૂપે લખાવી લેવાતું.'

આ ઉપરાંત પૂ. સૂરિજીના જીવનને સ્પર્શતી બીજી પણ કેટલીક હકીકતો 'પ્રભાવક ચરિત' કરતા કાંઈક વિશેષ મળી રહે છે, તે આ મુજબ છે: 'પૂ. શ્રી હરિભદ્રસૂરિજી જ્યારે આહાર કરવાને બેસતા ત્યારે લલ્લિગ શ્રાવક દીનજનોને અનુકંપા બુદ્ધિથી ભોજન આપવાને સારુ શંખ વજડાવતો, જે સાંભળીને યાચકો ત્યાં ભોજન લેવાને આવતા. લલ્લિગ તેઓને ઇચ્છિત ભોજન દરરોજ આપતો હતો. ભોજનને મેળવીને યાચકો લલ્લિગ શ્રાવકના ગુરુ તરીકે શ્રી હરિભદ્રસૂરિને નમસ્કાર કરતા અને સૂરિજી તેઓને 'ભવવિરહ કરવામાં ઉદ્યમવાળા બનો' આવો આશિર્વાદ આપતા. તે સાંભળીને તે યાચકો 'ઘણું જીવો ભવવિરહસૂરિ' આમ બોલતા અને પોતાના સ્થાનકે જતા. ક્રમે કરી શ્રી હરિભદ્રસૂરિજીની બીજી ઓળખ 'ભવવિરહસૂરિ'ના નામથી થવા લાગી.

એક વેળાયે બનારસથી વ્યાપારાર્થે આવેલા વાસુકી શ્રાવક પાસેથી પૂ. શ્રી હરિભદ્રસૂરિજીને 'વર્ગકેવલી'નું મૂળ પુસ્તક મલ્યું અને સંઘના અગ્રેસરોની વિનન્તિથી તે મૂળપર તેઓશ્રીએ વિવરણ લખ્યું, પણ પાછળથી તે સંઘના અગ્રેસર શ્રાવકોની [ અમુક પ્રસંગને પામીને ] વિનન્તિ થવાથી તે વિવરણ તેઓશ્રીએ રદ કરી નાખ્યું હતું. શ્રી ભવવિરહસૂરિએ જે વિશાલ પ્રમાણમાં શાસ્ત્રો રચ્યાં છે, તે શાસ્ત્રોમાંના રહસ્યને પામી શકવાની કે તે શાસ્ત્રોને વાંચી શકવાની શક્તિ વર્તમાલીન વિદ્વાનોમાં પણ નથી રહી. આ રીતે ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં પૂજનીય શ્રી હરિભદ્રસૂરિ મહારાજ છેલ્લા શ્રુતધર થયા.'૧૮

પં. શ્રી કલ્યાણવિજયજી ગણિ, 'પ્રબન્ધપર્યાલોચન'માં પૂ. શ્રી હરિભદ્રસૂરિજીના જીવનની ટૂંક આલોચના કરતાં તેઓશ્રીના માટે પ્રચલિત એક કિંવદન્તીનો રહસ્યસ્ફોટ આ મુજબ કરે છે, જે તેઓના શબ્દોમાં હું અહીં મૂકું છું–"[ પૂ. શ્રી ] હરિભદ્ર [ સૂરિજી ]ના સંબન્ધમાં અષ્ટકટીકામાં જણાવ્યા પ્રમાણે એક એવી કિંવદન્તી છે કે 'તેઓ ભોજન કરતી વેળા શંખવાદન પૂર્વક યાચકોને એકત્ર કરી ભોજન અપાવતા અને પછી પોતે ભોજન

૧૮ 'કથાવલી'ના આધારે 'પ્રબન્ધપર્યાલોચન' પરથી સૂચિત.

કરતા, અને આથી કેટલાક વિદ્વાનો [ પૂ. શ્રી ] હરિભદ્ર [ સૂરિ ]ને ચૈત્યવાસી હોવાનું પણ અનુમાન કરી બેસે છે. પણ વસ્તુતઃ આમ નથી. [ પૂ. શ્રી ] ભદ્રેશ્વર [ સૂરિરચિત ] કથાવલીમાંથી આ પ્રઘોષનો ખુલાસો મળી રહે છે, અને તે આ કે [ પૂ. શ્રી ] હરિભદ્ર [સૂરિ] પોતે એ કાર્ય નહોતા કરતા, પણ તેમનો ભક્ત લલ્લિગ શ્રાવક શંખવાદનપૂર્વક યાચકોને બોલાવી ભોજન કરાવતો હતો."

પૂજ્ય શ્રી હરિભદ્રસૂરિજીની સાહિત્યકૃતિઓ લોકભોગ્ય કરતાં વિશેષ પ્રમાણમાં વિદ્વદ્ભોગ્ય છે. આનું કારણ સ્પષ્ટ છેઃ તેઓશ્રીનું સાહિત્યખેડાણ દાર્શનિક સિદ્ધાન્તોને અવલંબીને પ્રાયઃ બહુ પ્રમાણમાં થયું છે. દર્શનશાસ્ત્રોનો અભ્યાસ તેઓશ્રીએ પોતાના પ્રતિભાબળથી ખૂબ જ વિકસાવ્યો હતો. એઓશ્રીના એ વિકાસનું મૂર્ત પરિણામ આજે પણ આપણે 'અનેકાન્તજયપતાકા,' 'અનેકાન્તવાદપ્રવેશ,' 'ધર્મસંગ્રહણી,' 'ન્યાયપ્રવેશસૂત્ર–વૃત્તિ,' 'ન્યાયાવતારસૂત્રવૃત્તિ,' 'ષડ્દર્શનસમુચ્ચય,' 'લોકતત્ત્વનિર્ણય,' 'શાસ્ત્રવાર્તાસમુચ્ચય' વગેરે એઓશ્રીના દાર્શનિક ગ્રન્થોમાં જોઈ શકીએ છીએ. આ અને આના જેવા અનેક દાર્શનિક સિદ્ધાન્તગ્રન્થો, પ્રકરણગ્રન્થો આગમશાસ્ત્રના વૃત્તિગ્રન્થો વગેરે લગભગ ચૌદસો જેટલા, ગ્રન્થો દ્વારા જૈન–જૈનેતર સાહિત્યજીવી જનસમાજપર અદ્વિતીય ઉપકારો કરનારા સાધુચરિત પૂજનીય આચાર્યદેવ શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા, પોતાનું આયુષ પૂર્ણ કરી આજથી સૈકાઓના સૈકાઓ પૂર્વે સમાધિ પૂર્વક સ્વર્ગલોકમાં સીધાવી ગયા. આથી આજે એઓશ્રી સ્થૂલ દેહરૂપે આપણી સમક્ષ બેશક નથી, છતાંયે તે વિશ્વવંદ્ય મહાપુરુષ, પોતાના અપૂર્વ સામર્થ્યથી સાહિત્ય તેમજ જૈનશાસનની અનન્ય સેવાના કાંટાળા માર્ગના પરમસાર્થવાહ તરીકે જગત તવારીખનાં સોનેરી પૃષ્ઠો પર સદાકાલ અમર છે, અમર રહેશે જ !

અમર તપો એ સાહિત્યસ્વામી સૂરીશ્વરજી।

## સૂરિદેવના સાહિત્યની આછી નોંધ

જ્ઞાનનું દાન એ શ્રી જિનેશ્વરદેવવિહિત સર્વ દાનોમાં શ્રેષ્ઠ છે. સુપાત્રદાન અને અભયદાનની યથાવિધિ આરાધનાનું મૂળ અંગ જ્ઞાનદાન છે. જ્ઞાન દ્વારા વસ્તુગત ત્યાજ્ય અને ગ્રાહ્ય તત્ત્વોની વાસ્તવિક ઓળખ થઈ શકે છે. જ્ઞાન એ આત્મકલ્યાણની પ્રવૃત્તિઓના માર્ગમાં યથાર્થ પ્રકાશ પાડી શકે છે. આવા પ્રકારના માર્ગદર્શનને આપનાર જ્ઞાનના દાનનું સત્કાર્ય, પૂજ્ય શ્રી હરિભદ્રસૂરિએ પોતાના જીવનકાલ દરમ્યાન જૈનશાસનના સનાતન સિદ્ધાન્તોની વફાદારી પૂર્વકની સાહિત્યસર્જનની પ્રવૃત્તિઓ દ્વારા સદાકાલ ચાલુ રાખ્યું હતું. શ્રી જિનેશ્વરદેવના શાસન સિવાય જ્ઞાનનું સાચું રહસ્ય કોઈ સ્થાને પામી શકાય તેમ છે નહિ. શ્રી જૈનશાસનના આલંબનને પામનાર આત્માઓ જ જગતમાં સમ્યગ્ જ્ઞાનનો પ્રકાશ પાથરી શકે છે, અને જગતના ભવ્ય જનસમૂહને વાસ્તવિક માર્ગદર્શન આપી શકે છે. પૂ. સૂરીશ્વરજીની સાહિત્યકૃતિઓ આથી જ સ્વ અને પરના યથાર્થ આત્મકલ્યાણને કરનારી બની શકી છે–બની રહી છે.

પૂ. શ્રી હરિભદ્રસૂરિજીની સાહિત્યરચનાનો પ્રદેશ ખૂબ વિસ્તૃત છે, તેઓશ્રીના વિશાલ ગ્રન્થસમૂહની નોંધ લેવાનો મારો આ પ્રયત્ન નથી, કેવળ તેઓશ્રીના સાહિત્યની આછી નોંધ અહીં હું ટપકાવું છું–

અનુયોગદ્વાર લઘુવૃત્તિ [બાવીસ હજાર શ્લોક પ્રમાણ], આવશ્યક બૃહટ્ટીકા [૮૪૦૦૦ શ્લોક પ્રમાણ], અર્હચ્ચૂડામણિ, અષ્ટક, ઉપદેશપદ, ઉપદેશપ્રકરણ, ઓઘનિર્યુક્તિવૃત્તિ, ષોડશક, કર્મસ્તવવૃત્તિ, કુલકો, પઞ્ચસ્થાનક, ક્ષેત્રસમાસવૃત્તિ, ચૈત્યવંદનસૂત્રવૃત્તિ—લલિતવિસ્તરા, ચૈત્યવંદનભાષ્ય, જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિટીકા, જમ્બૂદ્વીપસંગ્રહણી, જીવાભિગમ લઘુ વૃત્તિ, જ્ઞાનપંચકવિવરણ, તત્ત્વતરંગિણી, તત્ત્વાર્થલઘુવૃત્તિ, દર્શનશુદ્ધિપ્રકરણ, દર્શનસપ્તતિકા, દશવૈકાલિક લઘુ વૃત્તિ, દશવૈકાલિક બૃહદ્‌વૃત્તિ, દિનશુદ્ધિ, દેવેન્દ્રનરકેન્દ્રપ્રકરણ, ધર્મબિન્દુ, ધર્મલાભસિદ્ધિ, યતિદિનકૃત્ય, ધ્યાનશતકવૃત્તિ, નન્દીસૂત્રવૃત્તિ, નાનાચિત્રપ્રકરણ, પંચનિયડી, પંચલિઙ્ગી, સ્વોપજ્ઞ ટીકાયુક્ત પઞ્ચવસ્તુ, પઞ્ચસૂત્રવિવરણ, પંચાશક, પિંડનિર્યુક્તિવૃત્તિ, પ્રજ્ઞાપના પ્રદેશ વ્યાખ્યા, પ્રતિષ્ઠાકલ્પ, યોગદૃષ્ટિસમુચ્ચય, યોગબિન્દુ, યોગશતક, યોગવિંશતિ, લગ્નકુણ્ડલિકા, લગ્નશુદ્ધિ, લઘુક્ષેત્રસમાસ, શ્રાવકધર્મતંત્ર, સંગ્રહણીવૃત્તિ, સંપઞ્ચાસિત્તરી, સંસારદાવાસ્તુતિ, આત્માનુશાસન, આ અને આના જેવા અનેકપ્રકરણ ગ્રન્થો, આગમશાસ્ત્રના વૃત્તિગ્રન્થો વગેરે ગ્રન્થો; તેમજ કથાકોશ, ધૂર્તાખ્યાન, ક્ષમાવલ્લીબીજ, મુનિપતિચરિત્ર, યશોધરચરિત્ર, વીરાઙ્ગદકથા, સમરાઇચ્ચકહા, આ વગેરે કથા ચરિત્ર કે પ્રબન્ધ ગ્રન્થો; અને અનેકાન્તજયપતાકા [સ્વોપજ્ઞ ટીકા], અનેકાન્તપ્રઘટ્ટ, અનેકાન્તવાદપ્રવેશ, ત્રિભઙ્ગીસાર, દ્વિજવદનચપેટા [વેદાંકુશ], ધર્મસંગ્રહણી, ધર્મસાર, ન્યાયપ્રવેશવૃત્તિ, ન્યાયવિનિશ્ચય, ન્યાયાવતારવૃત્તિ, પરલોકસિદ્ધિ, બૃહન્મિથ્યાત્વમથન, લોકતત્ત્વનિર્ણય, લોકબિન્દુ, વેદબાહ્યતાનિરાકરણ, શાસ્ત્રવાર્તાસમુચ્ચય, ષડ્‌દર્શન સમુચ્ચય, ષડ્‌દર્શની, સર્વજ્ઞસિદ્ધિ, સ્યાદ્વાદકુચોદ્યપરિહાર આ અને આના જેવા દાર્શનિક સિદ્ધાન્તગ્રન્થો, ચર્ચાગ્રન્થો વગેરે ગ્રન્થો આજે પૂ. આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિજીના નામપર પ્રસિદ્ધ છે.[૧૯]

એકંદરે[૨૦] ચૌદસો ગ્રન્થોના સર્જનહાર પૂ. સૂરીશ્વરજી, સાહિત્યજગતમાં સદાકાલ

---

૧૯ પૂ. શ્રી હરિભદ્રસૂરિજીની કૃતિઓ તરીકે રજુ થતા આ ગ્રન્થોની નોંધ, પ. શ્રી કલ્યાણવિજયજી મ. દ્વારા સંપાદિત 'ધર્મસંગ્રહણી પ્રસ્તાવના'ના આધારે મેં અહીં મૂકી છે. અહીં એક ખુલાસો કરી લઉં—આ નામાવલીમાં કેટલાક ગ્રન્થો પ્રસ્તુત સૂરિવરની કૃતિ તરીકે શંસયાસ્પદ છે, એટલે તે તે ગ્રન્થોના કર્તાને અંગેનો કોઇ પણ પ્રકારનો નિર્ણય થઇ શકે તેવી સામગ્રી આજે મળી શકે તેમ નથી, કેટલાક ગ્રન્થોને અંગે પૂ. સૂરીશ્વરના કર્તૃત્વનો નિર્ણય કરવામાં મતભેદો ઊભા છે. અને કેટલાક ગ્રન્થોને અંગેના પૂર્વકાલીન પ્રબન્ધગ્રન્થોમાં કે અન્ય પ્રાચીન ગ્રન્થકારોના ગ્રન્થોમાં પૂ. શ્રી હરિભદ્રસૂરિની કૃતિ તરીકેના ઉલ્લેખો મળી આવે છે. વળી કેટલાક મુદ્રિત છે જ્યારે કેટલાક અમુદ્રિત છે. જે હકીકત છે તે આ મુજબ મેં જણાવી દીધી. આ બધું આમ છે, છતાંયે પ્રાસંગિક હોવાને કારણે આ નામાવલીમા તે સઘળાયનો ઉલ્લેખ [ગતાનુગતિક ન્યાયે] મેં અહીં કર્યો છે, વિશેષ નિર્ણય કરવાનું કાર્ય તે વિષયના જ્ઞાતાઓને શિરે રહે છે.

૨૦ પૂ. સૂરિદેવની ગ્રન્થકૃતિઓની સંખ્યાને અંગે મુખ્યત: ત્રણ મતો પૂર્વકાલીન ગ્રન્થકારોમાં પ્રચલિત છે. પૂ. શ્રી અભયદેવસૂરિજી, પૂ. શ્રી મુનિચન્દ્રસૂરિજી, પૂ. શ્રી વાદિદેવસૂરિ વગેરે ગ્રન્થકારોએ ૧૪૦૦ ગ્રન્થના પ્રણેતા તરીકે પૂ. સૂરિજીને ઓળખાવ્યા છે. પૂ. શ્રી હર્ષનન્દનગણિ વગેરે ગ્રન્થકારોએ, ૧૪૪૦ ગ્રન્થોના રચયિતા તરીકે પૂ. સૂરિજીની ઓળખ આપી છે, અને પૂ. શ્રી રત્નશેખરસૂરિજી, પૂ. શ્રી વિજયલક્ષ્મીસૂરિજી વગેરે ગ્રન્થકારો પૂ. સૂરિદેવને ૧૪૪૪ ગ્રન્થોના કર્તા તરીકે સૂચવે છે. આ બધાયમાં પ્રથમ મતને અંગે વિશેષ ઉલ્લેખો મળી રહે છે, આથી મેં એ મતના અનુસારે આ લખ્યું છે.

ચિરસ્મરણીય છે. આવી અણમોલ સાહિત્યસર્જનની પ્રવૃત્તિઓ દ્વારા પૂજનીય સૂરિજીએ જગતનાં સર્વ ધર્મશાસ્ત્રો, દર્શનશાસ્ત્રો કે સાહિત્યશાસ્ત્રો વગેરેમાં માનનાર અનુયાયી વર્ગ પર અમૂલ્ય ઉપકાર કર્યો છે. આ રીતે ગ્રન્થકાર તરીકે પૂ. શ્રી હરિભદ્રસૂરિજીએ ન્યાય, યોગ, સાંખ્ય, ધર્મશાસ્ત્ર, ધર્મકથાસાહિત્ય વગેરે અનેકવિધ વિષયોને અંગે મર્મસ્પર્શી, ગૂઢ અને સંગ્રહશીલ શૈલીથી નિજ માર્ગે ગમન કરતા ગજરાજની જેમ સાહિત્ય સર્જનની પ્રવૃત્તિઓ પોતાના જીવનકાલમાં અખંડ રીતે ચાલુ રાખી હતી. આથી નિઃશંકરીતે ગૌરવપૂર્વક પૂજનીય સૂરીશ્વરજીને સાહિત્ય જગતના સ્વામી તરીકે–સમ્રાટ તરીકે ઓળખાવી શકાય તેમ છે.

પૂજનીય યાકિનીધર્મસૂનુ આચાર્યભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજીના જીવન અને કવન–સાહિત્યસર્જનની આછી નોંધ અહીં પૂર્ણ થાય[૨૧] છે. તૂટી ફૂટી ભાષામાં તે મહાપુરુષના જીવન અને કવનની વિગતો રજુ કરવાનો આ નોંધમાં મેં મારી શક્તિ મુજબ પ્રયન્ત કર્યો છે. સમર્થ શાસનપ્રભાવક તે સૂરિવરના જીવન કે સાહિત્યની સંપૂર્ણ નોંધ લેવાનું સામર્થ્ય મારા જેવામાં ક્યાંથી હોય ?

ટૂંકમાં હૃદયગત ભક્તિ અને શ્રદ્ધાના તારને પરસ્પર મીલાવીને નતમસ્તકે, વિનીત શબ્દોમાં પૂજ્ય સૂરીશ્વરજીની સેવામાં અર્ઘ્ય ધરતા એટલું કહીશઃ

'વન્દન, કોટિશઃ વન્દન શ્રી જૈનશાસનનભના ઝળહળતા એ નભોમણિને ! ! !

ફરી ફરી કોટિશઃ નમન એ સંસારના સાહિત્યસાગરમાં અમીનાં વ્હેણો વ્હેવડાવનારા **પૂજનીય યાકિનીધર્મસૂનુ આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિજીને.**

---

૨૧ આ તકે હુ સ્પષ્ટતા કરી દઉં કે 'શ્રી ધર્મસંગ્રહણી' અને 'જૈનદર્શન'ની પ્રસ્તાવના, 'પ્રબન્ધપર્યાલોચન' વગેરે નિબંધગ્રન્થો તેમજ 'પ્રભાવકચરિત' વગેરેનો આ નોંધરૂપ નિબંધમાં મેં આધાર લીધો છે, એ ગ્રન્થકારોનો આથી પરંપરાયે મારા પ્રયત્નમાં મને જે સહકારભાવ મલ્યો છે, તેને હું કેમ ભૂલી શકુ ? બીજું મારે કહેવું જોઇએ કેઃ મારો આ પ્રયત્ન અપૂર્ણ છે, છદ્મસ્થ આત્માઓના પ્રયત્નો અપૂર્ણ હોય એ સંભાવ્ય છે, ક્ષતિઓ, ત્રૂટિઓ કે કહેવાપણું કદાચ હશે ?' વિશેષજ્ઞો અવસરે જરૂર જણાવશે.

षड्दर्शनशास्त्रवेत्ता

# श्री हरिभद्रसूरि

लेखकः—पं. ईश्वरलालजी जैन, स्नातक, न्यायतीर्थ, विद्याभूषण, विशारद, श्री आत्मानन्द जैन गुरुकुल, पंजाब, गुजरांवाला.



**प्रारंभिक वक्तव्य व परिचय—**

**वीर**निर्वाण संवत् १००० से १७०० तकमें अर्थात् विक्रम सं. ५३० से १२३० तकके मध्य कालमें श्री देवर्द्धिगणि क्षमाश्रमण जैसे आगमोद्धारक जिन्होंने आगमशास्त्रोंको पुस्तकारूढ कराया, श्री हरिभद्रसूरि जैसे षड्दर्शनशास्त्रवेत्ता जिन्होंने दर्शनादि विषयक १४४४ ग्रन्थोंका निर्माण कर जैनसाहित्यकी समृद्धि की, श्री बप्पभट्टिसूरि जैसे नृपप्रतिबोधक जिन्होंने **आम** आदि राजाओंको उपदेश देकर धर्मकी ओर प्रवृत्त किया, श्री अभयदेवसूरि जैसे नवांगी-टीकाकार जिन्होंने आगमग्रन्थों पर सर्वोपयोगी टीकायें निर्माण कीं, श्रीवादिदेवसूरि जैसे वादि-मतंगज जिन्होंने वादमें धुरन्धर विद्वानोंको भी परास्त किया, श्री हेमचन्द्राचार्य जैसे कलिकाल-सर्वज्ञ जिन्होंने अभूतपूर्व विशाल साहित्य निर्माण करनेके साथ साथ जैनधर्मप्रभावनाके अनेक महत्त्वपूर्ण कार्य किये, आदि कई ऐसे आचार्य हो चुके हैं।

पूर्वकालके जैनाचार्य कितने अवसरज्ञ तथा अनेकों कष्ट सहन करके भी धर्मप्रचारके लिये कितने उत्साही थे, इसके अनेक दृष्टान्त जैन इतिहाससे उपलब्ध हो सकते हैं। प्रस्तुत लेखमें सभी महापुरुषोंकी गुणगाथायें वर्णन कर सकना अशक्य होनेके कारण यहां पर केवल षड्दर्शनशास्त्रवेत्ता श्री हरिभद्रसूरिजीके सम्बन्धमें ही प्रकाश डालना अभीष्ट है।

समय समय पर जैनाचार्योंने आर्हत धर्मकी उन्नतिके लिये दुष्करसे दुष्कर कार्य करके शासनप्रभावना की है। उन आचार्योंमें साहित्यधुरन्धर श्री हरिभद्रसूरिजीका भी प्रमुख स्थान है। पुरातत्त्वज्ञ श्री जिनविजयजीके शब्दोंमें "श्री हरिभद्रसूरिका प्रादुर्भाव जैन इतिहासमें बड़े महत्वका स्थान रखता है। जैनधर्मके जिसमें मुख्यकर श्वेताम्बर सम्प्रदायके उत्तर कालीन स्वरूपके संगठनकार्यमें उनके जीवनने बहुत बड़ा भाग लिया है। उत्तर कालीन जैनसाहित्यके इतिहासमें वे प्रथम लेखक माने जानेके योग्य हैं, और जैनसमाजके इतिहासमें नवीन संगठनके

एक प्रधान व्यवस्थापक कहलाने योग्य है, इस प्रकार वे जैनधर्मके पूर्वकालीन और उत्तरकालीन इतिहासके मध्यवर्ती व सीमास्तम्भ समान हैं ।[१]"

यद्यपि हरिभद्रसूरि नामक आचार्य जैनसमाजके अन्दर भिन्न भिन्न समयोमें लगभग सात हो चुके हैं, परन्तु यहां पर सर्व प्रथम हरिभद्रसूरि जो कि १४४४ ग्रन्थोंके प्रणेता एवं याकिनीमहत्तरासूनुके नामसे सुप्रसिद्ध हैं उनके विषयमें ही उल्लेख किया जायगा ।

श्री हरिभद्रसूरिजीके जीवन पर प्रकाश डालनेके साधन 'प्रभावकचरित, चतुर्विंशतिप्रबन्ध आदि ऐतिहासिक ग्रन्थ विद्यमान हैं । परन्तु हम यह नहीं कह सकते कि उनसे श्री हरिभद्रसूरिजीके सम्बन्धमें सभी बातों पर प्रकाश पड़ता है । क्योंकि उनके माता-पिताका परिचय, बाल्यकालकी घटनायें, दीक्षाके बादकी मुख्य प्रवृत्तियां, उनके विहारस्थान, शिष्यसमुदाय, स्वर्गवासस्थान आदि बहुतसी बातें ऐसी हैं, जिनके सम्बन्धमें हमारी जाननेकी इच्छा बनी ही रहती है, अस्तु, जो भी जीवन-परिचय उपलब्ध है वह भी हमारे लिये बोधप्रद तथा जानने योग्य है ।

**जन्म, बाल्यकाल, विद्याभ्यास—**

आचार्य श्री हरिभद्रसूरिका जन्म चित्रकूट[२] (चित्तौड़)में ब्राह्मण जातिके अन्दर हारिद्रायण गोत्रमें हुआ था । वे बाल्यकालमें प्रचुर विद्याभ्यास करके व्याकरण[३] आदि शास्त्रोंमें पारंगत हो गये, उन्होंने अपने कुलकी परम्परा और धर्मके अनुसार वेदवेदांग आदिका भी अच्छा अभ्यास कर लिया । गृहस्थ-अवस्थामें भी आपका नाम हरिभद्र था और आप चित्तौड़के राजा जितारिके पुरोहित-ब्राह्मण थे ।

**एक प्रतिज्ञा—**

उन्हें अपनी विद्या-बुद्धि पर बहुत गौरव और दृढ विश्वास था, वह समझते थे कि कोई शास्त्र, ग्रन्थ, श्लोक या वाक्य ऐसा नहीं, जिसका मैं अर्थ न समझ सकुं । इस अभिमानमें उन्होंने प्रतिज्ञा[४] करली, कि यदि मैं किसीके श्लोक, पद्य, या वाक्यका अर्थ न समझ सका तो उसीका ही मैं शिष्य हो जाऊंगा ।[५]

---

१ जैनसाहित्यसंशोधक खं. १ अङ्क १.

२ कहीं कहीं मगधदेशके कुमारिया गांवमें जन्म होनेका उल्लेख है ।

३ श्री मुनिचन्द्रजीके लेखानुसार हरिभद्रजी आठ व्याकरणोंके अभ्यासी थे ।

४ प्रभावकचरितमें यह भी उल्लेख है कि उन्होंने अपनी इस प्रतिज्ञाको सोनेके पतरे पर कोतरवा कर पेट पर बान्ध रखा था ।

५ प्रतिज्ञाके अनन्तर वे तीर्थयात्राके लिये निकल पड़े और भृगुक्षेत्रमें पहुंचे, वहां पर उक्त घटना हुई, ऐसा भी उल्लेख मिलता है ।

'बहुरत्ना वसुन्धरा' की उक्तिके अनुसार संसारमें बड़ी बड़ी शक्ति व ज्ञानके अधिकारी महापुरुष विद्यमान हैं, ज्ञानका सागर अपार है। एक प्रसङ्ग ऐसा उपस्थित हो गया कि वे एक सती साध्वी याकिनी महत्तराके पद्यको सुनकर उसका तात्पर्य न समझ सके, वह घटना इस प्रकार है।

एक दिन सायंकालके समय जैन उपाश्रयके पाससे होकर हरिभद्रजी घरकी ओर जा रहे थे, जैन उपाश्रयमें पण्डिता साध्वी याकिनी महत्तरा प्रतिक्रमण पूर्ण कर आवश्यकसूत्रकी गाथाका स्वाध्याय कर रही थी——

चक्कीदुगं हरिपणगं पणगं चक्कीण केसवो चक्की।
केसव चक्की केसव दुचक्की केसव चक्की अ॥

अर्थात्—दो चक्रवर्ती, पांच वासुदेव, पांच चक्रवर्ती, एक वासुदेव, एक चक्रवर्ती, एक वासुदेव, एक चक्रवर्ती, एक वासुदेव, दो चक्रवर्ती, एक वासुदेव और एक चक्रवर्ती इस क्रमसे भरत-क्षेत्रमें अवसर्पिणी कालके अन्दर १२ चक्रवर्ती और ९ वासुदेव हुए।

हरिभद्रजीने इस गाथाको सुना तो वे इसका तात्पर्य न समझ सके, उन्हें यह सब 'चक चक' शब्द प्रतीत हुआ और साध्वीके पास जाकर उसकी हसी उड़ाते हुए कहा—यह क्या 'चक चक, लगा रखी है ?

सुशीला साध्वीने उत्तर दिया——'नवलिप्तः चिकचिकायते,' अर्थात् नवीन शास्त्र लिखते समय चिकचिक शब्द होता है।[६]

**साध्वीश्रीसे शिष्य बनानेका आग्रह—**

हरिभद्र इस उत्तरसे लज्जितसे हुए, उन्होंने साध्वीश्रीसे गाथाका अर्थ बतलाने और अपना शिष्य बनालेनेके लिये आग्रह किया।

श्री हरिभद्रजी अलौकिक बुद्धिवैभवके स्वामी होते हुए भी अति सरल, नम्र, विनीत एवं सत्यके जिज्ञासु थे, एक वैदिक आचार विचार और क्रियाकाण्डमें रमा हुआ विद्वान् इस

६ सुप्रसिद्ध विद्वान् डा. हर्मन याकोबीने 'समराइच्चकहा' की प्रस्तावनामें इस घटनाका 'प्रभावकचरित'के आधार पर इस प्रकार वर्णन किया है—

एक दिन एक मस्त हाथी छूटा हुआ रास्तेमें उत्पात मचा रहा था, हरिभद्रजी भी इस उत्पातके भयसे भागकर जैनमन्दिर पर चढ़ गये और अपनी रक्षा की, यहां अन्दर जाकर तीर्थङ्करोंकी प्रतिमा देखी और एक श्लोक द्वारा 'वपुरेव तवाचष्टे..., से उसकी हसी उड़ाई, जब घर जाने लगे तो एक वृद्ध साध्वीसे एक गाथा सुनी जिसका वह अर्थ न समझ सके। दूसरे दिन गाथाके अर्थ समझनेके लिये आये और तीर्थङ्कर भगवानकी भी स्तुति की, इत्यादि।

# શ્રી અભયદેવસૂરિ મહારાજે બનાવેલા ગ્રંથો

## અંગટીકાનો વિભાગ

**૧ સ્થાનાંગ ટીકા**—આ મૂલ સૂત્રમાં પહેલા અધ્યયનમાં આત્મા વગેરે એકેક પદાર્થો જણાવ્યા છે. બીજા અધ્યયનમાં બે બે પદાર્થો કયા કયા ? તે જણાવ્યું છે. આ ક્રમે અંતે દશમા અધ્યયનમાં દસ દસ સંખ્યામાં કયા કયા પદાર્થો છે ? તે જણાવ્યું છે. આ રીતે આ ગ્રંથમાં જીવ, અજીવ વગેરે તત્ત્વો, સ્વસમયાદિની બિના, નદી પર્વત ક્ષેત્ર વગેરેની બિના જણાવી છે. ચોથા અધ્યયનમાં નરકે જવાનાં ચાર કારણો, બે રીતે થતા શ્રાવકના ચાર પ્રકારો; પાંચમાં અધ્યયનમાં સમિતિ, અણુવ્રત વગેરેની બીના; નવમા અધ્યયનમાં શ્રી વીર પ્રભુના શાસનમાં ભાવી તીર્થંકરના ૯ જીવો શ્રેણિક, શંખ, શતક, સુપાર્શ્વ, સુલસા, રેવતી શ્રાવિકા વગેરે થયા તેની બીના આપી છે. 'અંગુત્તરનિકાય' નામના બૌદ્ધ ગ્રંથમાં પણ આ સૂત્રની શૈલી માલુમ પડે છે. અવસરે દૃષ્ટિવાદની પણ કેટલીક બીના જણાવી છે. આ સૂત્ર ઉપર આચાર્ય શ્રી અભયદેવસૂરિએ ટીકા બનાવી છે. આ ટીકાના અંતમાં સૂરિજી મહારાજે પોતાથી જે કંઈ ઉત્સૂત્ર બોલાયું હોય તે સુધારવા મહાપુરુષોને જે વિનંતી કરી છે તે ઉપરથી સૂરિજીની અનહદ નમ્રતા અને પાપભીરૂતા જણાઈ આવે છે. વધુમાં તેઓ જણાવે છે કે-આ ટીકા બનાવવામાં શ્રી અજિતસિંહસૂરિના શિષ્ય યશોદેવ ગણિએ મને મદદ કરી છે. શ્રી દ્રોણાચાર્ય વગેરે મહાપુરુષોએ પણ સંશોધન કરીને આ વિવરણ પ્રત્યે આદરભાવ દર્શાવ્યો છે. મૂલ સૂત્રનું પ્રમાણ શ્લોક-૩૭૦૦ અને ટીકાના શ્લોક ૧૪૨૫૦ છે. વિ. સં. ૧૧૨૦માં આ ટીકા બનાવી. અભયદેવસૂરિ ચંદ્રકુલમાં થયા છે. અભયદેવસૂરિ નામના આચાર્યો બીજા ગચ્છમાં પણ થયા છે. તેમાં પ્રસ્તુત અભયદેવસૂરિજી નવાંગીટીકાકાર તરીકે પ્રસિદ્ધ છે.

**૨ સમવાયાંગ ટીકા**—મૂલ સૂત્રમાં એકથી માંડીને ૧૦૦ ઉપરાંત જીવાજીવાદિ પદાર્થોનું વર્ણન કર્યું છે. દ્વાદશાંગી ગણિપિટકનું પલવાગ્ર એટલે ટૂંકા સારથી ભરેલું આ ચોથું અંગ છે. આની ઉપર અભયદેવસૂરિ મહારાજે ૩૫૭૫ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે. મૂલસૂત્રનું પ્રમાણ–૧૬૬૭ શ્લોક છે. વિ. સં. ૧૧૨૦ની સાલમાં અણહિલપુર પાટણમાં આ ટીકા બનાવી છે.

**૩ શ્રી ભગવતીસૂત્ર ટીકા**—મૂલસૂત્રમાં જીવ, અજીવ, લોક, અલોક, સ્વસમયાદિનું વર્ણન આવે છે. એટલે ચારે અનુયોગની બીનાથી ભરેલું આ સૂત્ર છે. આમાં શ્રી ગૌતમસ્વામી વગેરે ભવ્ય જીવો પ્રશ્નો પૂછે અને પ્રભુ શ્રી મહાવીરદેવ ઉત્તર આપે, આ રીતે ૩૬૦૦૦ પ્રશ્નોત્તરવાળું આ પાંચમું અંગ છે. અતિમુક્ત મુનિ, તુંગિયા નગરીના શ્રાવકો, બુદ્ધ જાગરિકાદિ ભેદો, સુસપણું અને જાગવાપણું વગેરે અંગે જયંતી શ્રાવિકાએ પૂછેલા પ્રશ્નો, પાંચ પ્રકારના દેવનું તથા દાનનું સ્વરૂપ, આઠ પ્રકારના આત્મા, કષાયના વિપાકો, નારકી વગેરેના આહારાદિની બીના આમાં આવે છે. મૂળ ગ્રંથ ૧૫૭૫૨ શ્લોક પ્રમાણ છે. આના ઉપર અભયદેવસૂરિજી મહારાજે વિ. સં. ૧૧૨૮માં ૧૮૬૧૬ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે. આ ટીકાને શ્રી દ્રોણાચાર્યે શુદ્ધ કરી છે. ૧. આચારાંગ ચૂર્ણિ, ૨. સૂત્ર કૃતાંગ ચૂર્ણિ, ૩. ભગવતી ચૂર્ણિ, ૪. અનુયોગદ્વાર ચૂર્ણિ, ૫. નંદી ચૂર્ણિ, ૬. દશવૈકાલિક ચૂર્ણિ, ૭. ઉત્તરાધ્યયન ચૂર્ણિ, ૮. આવશ્યક ચૂર્ણિ, આ આઠ ચૂર્ણિગ્રંથો હાલ હયાત છે. તેમાંથી શ્રી ભગવતી-

સૂત્રની ઉપર પણ ચૂર્ણિ છે, એમ જાણવાનું મળે છે. તે પૂર્વાચાર્યે રચેલી છે, જેનું પ્રમાણ ૪૦૦૦ શ્લોક છે. આ રીતે મૂલ (૧૫૭૫૨), ટીકા (૧૮૬૧૬) અને ચૂર્ણિ (૪૦૦૦)નું પ્રમાણ ભેગું કરતાં–૩૮૩૬૮ શ્લોક થાય છે. વિ. સં. ૧૫૩૮માં શ્રી દાનશેખર મહારાજે અભયદેવસૂરિજીની ટીકા વગેરેના આધારે ૧૨૦૦૦ શ્લોક પ્રમાણ નાની ટીકા બનાવી છે.

**૪ જ્ઞાતાસૂત્ર વૃત્તિ**—મૂલ સૂત્રનું પ્રમાણ ૫૫૦૦ શ્લોક છે. તેમાં શૈલકરાજર્ષિ, દ્રૌપદી શ્રાવિકા વગેરેનું વર્ણન આવે છે. શ્રી અભયદેવસૂરિજીએ વિ. સં. ૧૧૨૦ વિજયાદશમીએ પાટણમાં ૪૨૫૨ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે. આમાં હાલ ૧૯ અધ્યયન અને ૧૯ કથાઓ છે. શેષ ભાગ વિચ્છેદ પામ્યો છે.

**૫ ઉપાસકદશાંગ વૃત્તિ**—મૂલ સૂત્રનું પ્રમાણ ૮૧૨ શ્લોક છે. તેમાં (૧) આનંદ–કામદેવ વગેરે ભવ્ય જીવોને પ્રભુ શ્રી મહાવીરદેવનો સમાગમ કઈ રીતે થયો? (૨) પ્રભુદેવે સમ્યગ્દર્શન સહિત બારે વ્રતોનું સ્વરૂપ સમજાવીને કઇ રીતે દેશવિરતિ ધર્મ અંગીકાર કરાવ્યો? (૩) વ્રતધારી થયેલ આનંદશ્રાવક પ્રભુદેવને શું કહે છે? (૪) દશે શ્રાવકો કઈ રીતે પોતાનું નિર્મલ શ્રાવકજીવન ગુજારે છે? (૫) કઇ રીતે તેમણે પ્રતિમાવહનની ક્રિયા કરી? (૬) તેમને ધર્મથી ડગાવવા માટે દેવોએ કયા કયા ઉપસર્ગો કર્યા? (૭) તે વખતે કઈ રીતે સ્થિર રહીને ધર્મશ્રદ્ધા ટકાવે છે? (૮) એમની આરાધનામાં દઢતા જોઇને શ્રી પ્રભુદેવે શ્રી ગૌતમાદિ મુનિવરોને કેવી શીખામણ આપી? (૯) આનંદ શ્રાવકને કેવું અવધિજ્ઞાન થાય છે? (૧૦) શ્રી ગૌતમ મહારાજા આનંદ શ્રાવકના અવધિજ્ઞાનની બીના તેના કહેવાથી જાણે છે, ત્યારે શ્રી ગૌતમ મહારાજા આનંદ શ્રાવકને શું કહે છે? (૧૧) આ બાબતમાં પ્રભુદેવને પૂછતાં પોતાની ભૂલ જણાઈ, તેથી શ્રી ગૌતમ મહારાજા આનંદ શ્રાવકની આગળ 'મિચ્છામિ દુક્કડં' દે છે. (૧૨) અગિયારે શ્રાવકો કેવા પ્રકારની સંલેખના કરીને સમાધિમરણ પામીને કયા દેવલોકમાં ઉપજ્યા? (૧૩) ત્યાંથી ચ્યવીને કયા ક્ષેત્રમાં કઈ રીતે મોક્ષે જશે? વગેરે પ્રશ્નોના ખુલાસા આ સૂત્રમાંથી મલી શકે છે. આ સૂત્રમાં ફક્ત દશ શ્રાવકોની બીના જણાવી છે. તેથી આ ઉપાસકદશાંગસૂત્ર કહેવાય છે. આની ઉપર શ્રી અભયદેવ-સૂરિજીએ લગભગ ૯૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે.

**૬. અંતકૃદ્દશાંગસૂત્ર વૃત્તિ**—મૂલ સૂત્રનું પ્રમાણ ૯૦૦ શ્લોક છે. તેમાં ૬ વર્ગ છે. શરૂઆતમાં દ્વારિકા, કૃષ્ણ વગેરેનું વર્ણન આવે છે. શ્રી ગૌતમકુમાર વગેરે નેમિનાથ પ્રભુની દેશના સાંભળી દીક્ષા ગ્રહણ કરે છે. અગિયાર અંગોનો અભ્યાસ કરી છેવટે સમાધિમરણ પામી શ્રી શત્રુંજય ગિરિરાજની ઉપર મોક્ષે જાય છે. અક્ષોભાદિ અધ્યયનોમાં અક્ષોભાદિ કુમારોની બીના જણાવી છે. દેવકીના ૭ પુત્રો, ગજસુકુમાલ, સોમિલ બ્રાહ્મણ, જાલિ વગેરે કુમારોની બીના; દ્વારિકાના નાશનું કારણ, જરાકુમારના નિમિત્તે કૃષ્ણનું મરણ, ત્રીજી નરકમાં જવાનું સાંભળી કૃષ્ણને થયેલો ખેદ, ભાવિ તીર્થંકરપણું જાણીને થયેલો આનંદ, કૃષ્ણ દ્વારિકામાં ઢોલ વગડાવે છે, ઘણા રાજાઓ સંયમ સાધીને મોક્ષે જાય છે, અર્જુન-માલી, અતિમુક્ત મુનિ, સુદર્શન વગેરેની બીના; કોણિકની ચુલ્લમાતા ચંદનબાલાની પાસે દીક્ષા લઇ રત્નાવલી તપ કરે છે, સુકાલીરાણી કનકાવલી તપ કરે છે, મહાકાલી વગેરે રાણીઓ સંયમ લઇને વિવિધ તપ કરે છે–આ વગેરે બીના આમાં જણાવી છે. આ સૂત્રની ઉપર શ્રી અભયદેવસૂરિજીએ ટીકા બનાવી છે.

**૭–અનુત્તરોપપાતિક વૃત્તિ**—મૂલ સૂત્રનું પ્રમાણ–૨૯૨ શ્લોક છે. સંયમના પ્રભાવે જેઓ અનુત્તર વિમાનમાં ગયા, તેમની બીના અહીં જણાવી છે. આનો વિસ્તાર દેશનાચિંતામણિના ભાગ પહેલાના ૮૬મા પાને જણાવ્યો છે. આ સૂત્રની ઉપર શ્રી અભયદેવસૂરિજીએ લગભગ ૧૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે.

**૮ પ્રશ્નવ્યાકરણ વૃત્તિ**—મૂલ સૂત્રનું પ્રમાણ–૧૨૫૦ શ્લોક છે. તેમાં હાલ પાંચ આશ્રવ–સંવરની બીના મળે છે, બાકીનો ભાગ વિચ્છેદ પામ્યો છે. તેની ઉપર શ્રી અભયદેવસૂરિજી મહારાજે ૪૬૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે.

**૯ વિપાકસૂત્ર વૃત્તિ**—મૂલ સૂત્રનું પ્રમાણ–૧૨૫૦ શ્લોક છે. અહીં બે શ્રુતસ્કંધ (વિભાગ) છે, તેમાં સુખના અને દુઃખના વિપાકો જણાવ્યા છે. એટલે અહિંસા ધર્માદિને સાધીને કયા જીવો કેવા કેવા સુખને પામ્યા ? અને હિંસાદિના ફળરૂપે કયા જીવો કેવાં કેવાં દુઃખ ભોગવે છે, તે બીના જણાવી છે. દેશનાચિંતામણિના પહેલા ભાગના ૮૭મા પાને આ બીના જણાવી છે. આ સૂત્રની ઉપર અભયદેવસૂરિજી મહારાજે ૯૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે.

**૧૦ ઔપપાતિક વૃત્તિ** અને **૧૧ પ્રજ્ઞાપના સૂત્રના** ત્રીજા પદની સંગ્રહણી ૧૩૩ ગાથામાં બનાવી છે.

## વિશેષ બીના

આ નવ અંગોની ટીકાઓ બનાવવા ઉપરાંત સૂરિજીએ ૧૨ જિનેશ્વરસૂરિકૃત ષટ્સ્થાનક ગ્રંથનું ભાષ્ય, ૧૩–શ્રી હરિભદ્રસૂરિકૃત પંચાશકની ટીકા, ૧૪ આરાધના કુલક, ૧૫ જયતિહુઅણસ્તોત્ર વગેરેની રચના કરી છે.

નિવૃત્તિગચ્છના શ્રી માનદેવસૂરિના શિષ્ય શીલાચાર્ય અથવા શીલાંકાચાર્ય મહારાજે વિ. સં. ૯૩૩ (શક સં. ૭૯૯)માં આચારાંગ સૂત્રની ટીકા બનાવી. અને વાહરિગણિની મદદથી બીજા સૂત્રકૃતાંગની ટીકા બનાવી. આ રીતે તેમણે અગિયારે અંગોની ટીકા બનાવી હતી, તેમાંની નવ અંગોની ટીકા વિચ્છેદ પામી ગઇ. તેથી અભયદેવસૂરિએ નવી ટીકા બનાવી. અહીં જણાવેલા [1]શીલાંકાચાર્યનું બીજું નામ કોટચાચાર્ય છે, એમ કેટલાએક ઐતિહાસિક ગ્રંથો જણાવે છે.

અભયદેવસૂરિજીના શિષ્ય શ્રી પરમાનંદસૂરિએ 'હિતોપદેશમાલા પ્રકરણ' બનાવ્યું છે. અને તેની ઉપર વૃત્તિ પણ પોતે બનાવી છે.

નવાંગીવૃત્તિકાર શ્રી અભયદેવસૂરિજી મહારાજ મહાજ્ઞાની અને નિર્મલ સંયમના ધારક હતા. તેમની જીવનરેખા બીજા ગ્રંથોમાં વિસ્તારથી જણાવી છે. અહીં જણાવેલી ટૂંક જીવનરેખા અને તેમના બનાવેલા ગ્રંથોની બીના યાદ રાખીને ભવ્ય જીવો તે મહાપુરુષના પંથે ચાલી આત્મકલ્યાણ કરે, એ જ હાર્દિક ભાવના !

---

૧ શીલાંકાચાર્યે (૧) પ્રાકૃતમાં ૫૪ મહાપુરુષોનાં જીવનચરિત્ર રચ્યાં છે તેનું પ્રમાણ ૧૦૦૦૦ શ્લોક છે, (૨) જીવસમાસવૃત્તિ (૩) જિનભદ્રગણિકૃત વિશેષાવશ્યક ભાષ્યની ટીકા, વગેરે ગ્રંથો બનાવ્યા છે.

# શ્રી મલયગિરિજીકૃત ગ્રંથો

[ ટૂંકી નોંધ ]

લેખક : પૂ. આચાર્યમહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

શ્રી જૈનેન્દ્રશાસનમાં થયેલા મહાપ્રભાવક પુરુષોની નામાવલિમાં પૂજ્ય શ્રી મલયગિરિજી મહારાજનું પણ નામ આવે છે. ઐતિહાસિક ગ્રંથોના અવલોકન અને તે મહાપુરુષે બનાવેલા ગ્રંથોના અનુભવ વગેરે સાધનોથી અને પોતે બનાવેલા ૬૦૦૦ શ્લોક પ્રમાણ **મુષ્ટિ વ્યાકરણ** નામના શબ્દાનુશાસનમાં આપેલા "**अरुणत् कुमारपालोऽरातीन्**" આ ઉદાહરણ ઉપરથી તથા શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજ તથા શ્રી દેવેન્દ્રસૂરિજી મહારાજની સાથે કુમાર ગ્રામમાં સાધેલા શ્રી સિદ્ધચક્રમંત્રની બીનાના આધારે એટલું તો જરૂર કહી શકાય કે તેઓશ્રી બારમા સૈકામાં એટલે કુમારપાલના સમયમાં વિદ્યમાન હતા. શ્રી સિદ્ધચક્રમંત્રની સાધનાને અંગે આ પ્રમાણે હકીકત મળે છે:

ગુરુમહારાજ શ્રી દેવચંદ્રસૂરિજી મહારાજે હેમચંદ્રસૂરિમહારાજને મહાપ્રભાવશાલી શ્રી સિદ્ધચક્રનો મંત્ર સમજાવ્યો, તેને વિધિપૂર્વક સાધવા માટે હેમચંદ્રસૂરિજી, મલયગિરિજી અને દેવેન્દ્રસૂરિજી–એ ત્રણે તૈયાર થયા. પદ્મિની સ્ત્રીની મદદથી તે મંત્ર સિદ્ધ થાય છે, તેથી ત્રણે સૂરિજી તેની શોધ કરવા લાગ્યા. અનુક્રમે કુમારગ્રામમાં આવતાં એક ધોબી લૂગડાં ધોતો હતો, તેણે એક વસ્ત્ર સૂકવ્યું હતું, તેની આસપાસ ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા. તે જોઇને તેમણે નિર્ણય કર્યો કે અહીં પદ્મિની સ્ત્રી હોવી જોઇએ. તપાસ કરી તે ત્રણે સૂરિજી તેના ઘેર ગયા અને તેના સ્વામીને અવસર ઉચિત ધર્મદેશના સંભળાવી. તેથી રાજી થઇને તેણે સૂરિજી મહારાજને વિનયપૂર્વક બે હાથ જોડી પૂછ્યું કે–આપને અહીં આવવાનું કારણ શું? જવાબ દેતાં તેમણે જણાવ્યું કે–અમારે વિદ્યા સાધવાની છે. તેમાં તમારી પદ્મિની સ્ત્રીની મદદ જોઇએ. આની આગળની બીના કહેતાં જીભ ઉપડતી નથી, કારણ કે–તે શરમ ભરેલી છે. આ સાંભળી તે સ્ત્રીના સ્વામીએ કહ્યું કે–ખુશીથી વિના સંકોચે કહો. ત્યારે ગુરુએ જણાવ્યું કે–જ્યારે અમે વસ્ત્રરહિત અવસ્થાએ મંત્ર સાધવા બેસીએ, ત્યારે તમારી પદ્મિની સ્ત્રી પણ વસ્ત્ર રહિત થઈ અમારી સામે ઊભી રહે. તે અવસરે તમારે પણ હાથમાં ખુલ્લી તલવાર લઇને ઊભા રહેવું. આ વખતે અમારા ત્રણમાંથી કોઈનું મન લગાર પણ ચલાયમાન થાય તો અમારું માથું ધડથી જૂદું કરવું. પદ્મિનીના પતિએ તે વાત કબૂલ કરીને કહ્યું કે–હું ખુશીથી આપના કહ્યા મુજબ કરીશ. પછી યોગ્ય અવસરે વિદ્યા (સિદ્ધચક્રનો મંત્ર) સાધવા માંડી. લગાર પણ ચલાયમાન થયા વગર નીડરપણે મંત્રસાધના કરવા લાગ્યા. ત્યારે સૌધર્મેન્દ્રના સામાનિક દેવ–શ્રી સિદ્ધચક્રના અધિષ્ઠાયક વિમલેશ્વરદેવે પ્રત્યક્ષ થઇને ત્રણે પૂજ્ય પુરુષોને કહ્યું કે–ઇચ્છિત વરદાન માગો! તેમાં શ્રી હેમચંદ્રાચાર્યે રાજાને દેશના શક્તિથી પ્રતિબોધ કરવાનું વરદાન માગ્યું, શ્રી દેવેન્દ્રસૂરિમહારાજે એ વરદાન માગ્યું કે–તમારી મદદથી ઉપદ્રવવાળી કાંતિનગરીના જિનમંદિરને નિરુપદ્રવ સ્થાનકે (સેરીસે) લઈ જવા સમર્થ થાઉં, તથા શ્રી મલયગિરિજી મહારાજે શ્રી જૈન સિદ્ધાંત ગ્રંથોની ઉપર સરલ સુબોધક ટીકા બનાવવાનું વરદાન માગ્યું. ત્રણેને વરદાન દઇને દેવ સ્વર્ગમાં ગયો.

ઐતિહાસિક ગ્રંથોના સૂક્ષ્મ અવલોકનથી જાણી શકાય છે કે—તેઓશ્રી એક અપૂર્વ પ્રસિદ્ધ ટીકાકાર હતા. અને એ તો મને પણ અનુભવસિદ્ધ છે કે–એમની ટીકા બનાવવાની સુંદર અને રોચક શૈલી મારા જેવા ઘણાંય બાલજીવોને પણ સ્પષ્ટ બોધદાયક નીવડી છે. તેવી જ શૈલી શ્રી અનુયોગદ્વારસૂત્રની ઉપર અને શ્રી વિશેષાવશ્યકસૂત્રની ઉપર મલધારિ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજે બનાવેલી ટીકામાં દેખાય છે. અનુભવી મહાગીતાર્થ-શિરોમણિ મહાપુરુષો જણાવે છે કે–શ્રી હરિભદ્રસૂરિજી, વાદિવેતાલ શાંતિસૂરિજી મહારાજ, ન્યાયાચાર્ય યશોવિજયજી મહારાજ આદિ મહાપુરુષોએ રચેલા ગ્રંથોની કઠિન પંક્તિઓનું રહસ્ય સમજવાને માટે સૌથી પહેલાં શ્રી મલયગિરિ મહારાજ અને મલધારિ હેમચંદ્રસૂરિજીના ગ્રંથો જરૂર ગુરુગમથી જાણવા જોઇએ. વ્યાજબી જ છે કે બાલજીવોને સરલ શબ્દોમાં અને સંક્ષેપમાં સંગીન બોધ થઈ શકે છે. તે મુદ્દો શ્રી મલયગિરિ મહારાજે આબાદ રીતે જાળવ્યો છે. તેમના ગ્રંથો વાંચતાં ઘણી વાર એવો અનુભવ થયો છે કે—જાણે પોતે સરલ ભાષામાં તત્ત્વનો ખજાનો ન આપતા હોય! પ્રાચીન કાલમાં તે તે મહાપુરુષોનાં આદર્શ જીવનચરિત્રો લખવાનો રિવાજ બહુ જ થોડા પ્રમાણમાં હતો. અથવા પાછળથી તે ચરિત્રોનો યુદ્ધાદિ કારણથી નાશ થયો હોય એમ સંભવે છે. શ્રી મલયગિરિજી મહારાજની બાબતમાં પણ તેવું બન્યું છે. તેમના સમકાલીન આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજી વગેરેના જીવનની બીના જેમ વધારે પ્રમાણમાં મળી શકે છે તેવી વિશેષ બીના મલયગિરિજી મહારાજની મળી શકતી નથી.

## શ્રી મલયગિરિજી મહારાજના ગ્રંથોનો પરિચય

### અંગવિભાગ

**૧–સર્વાનુયોગ પંચમાંગ શ્રી ભગવતીસૂત્રના બીજા શતકની અને વીસમા શતકની વૃત્તિ**—મૂલ સૂત્રમાં ચારે અનુયોગની બીના ભરી છે. સરસ્વતી દેવીના વરદાનને પામેલા શ્રી મલયગિરિજી મહારાજ એ જ શતકની ટીકા બનાવે ને બીજા શતકોની ટીકા ન બનાવે એમ સંભવતું નથી. હા, કદાચ એમ સંભવે છે કે–ટીકાકાર જે જે શતક સરલ હોય, એટલે જેની ટીકા જલદી બનાવી શકાય એમ હોય તે પહેલાં બનાવે અને કઠિન શતકોની ટીકા પછી બનાવે. સંભવ છે કે ભગવતીસૂત્રની સંપૂર્ણ ટીકા બનાવી હોય!

### ઉપાંગવિભાગ

**૨–રાજપ્રશ્નીય (રાયપસેણીય) વૃત્તિ**—મૂલ ગ્રંથમાં કેશિ ગણધરને રાજા પ્રદેશિએ જે જે પ્રશ્નો પૂછ્યા હતા તેની જવાબ સાથેની બીના આવે છે. રાજા પ્રદેશિ કઈ રીતે સમ્યક્ત્વમૂલ બાર વ્રતને સાધે છે? પોતાની રાણી ભોગમાં વિઘ્નભૂત જાણીને પુત્રને કહે છે કે–તારા પિતાને મારીને તું રાજા થા. આ બાબતમાં પુત્ર ના પાડે છે. છેવટે રાણી પોતે ઝેર દઇને રાજાને મારવા તૈયાર થાય છે. અજાણતાં રાજા ઝેરી પદાર્થ છઠ્ઠના પારણે ખાય છે. અંતે તે રાણીનું કાવતરું જાણે છે, છતાં સમતાભાવ રાખતાં સમાધિ મરણે મરણ પામી સૂર્યાભ નામે મહર્દ્ધિક દેવ થાય છે. સૂર્યાભદેવ પ્રભુ મહાવીરને શા શા પ્રશ્નો પૂછે છે? તે બીના આવે છે. આ સૂત્ર બીજા અંગના ઉપાંગ તરીકે ગણાય છે. અંગમાં કહેલી બીનાનો વિસ્તાર જેમાં હોય, તે ઉપાંગ કહેવાય. આની ઉપર શ્રી મલયગિરિ મહારાજે સરલ ટીકા બનાવી છે. તે થોડાં વર્ષો પહેલાં આગમોદય સમિતિએ છપાવી હતી. પછીથી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે છપાવી છે.

**૩–જીવાભિગમવૃત્તિ**—મૂલ સૂત્રમાં જીવ, અજીવ, જંબૂદ્વીપના ક્ષેત્ર, પર્વત વગેરેની બીના જણાવી છે. તેની ઉપર શ્રીમલયગિરિજી મહારાજે સરલ ટીકા બનાવી છે તે દે. લા. તરફથી નં. ૫૦ માં છપાએલી છે.

**૪–પ્રજ્ઞાપનાવૃત્તિ**—મૂલસૂત્રકાર શ્યામાચાર્યમહારાજ છે, તે આર્ય સુધર્માસ્વામી ગણધરથી ૨૩મી પાટે થયા. પ્રજ્ઞાપના શબ્દનો અર્થ એ છે કે—**પ્ર=પ્રકર્ષપણે જ્ઞાપના=** જણાવવું છે જેમાં એટલે જે જીવ–અજીવ વગેરે પદાર્થોની યથાર્થ ( સ્યાદ્વાદશૈલીએ ) બીના જણાવે, તેનું નામ પ્રજ્ઞાપના કહેવાય. આ સૂત્રના ૩૬ ભાગ પાડ્યા છે. સૂત્રકાર દરેક ભાગને પદ શબ્દથી ઓળખાવે છે. ૧–૩–૫–૧૦–૧૩મા પદોમાં જીવ–અજીવની બીના જણાવી છે. ૧૬–૨૨મા પદમાં મન વચન કાય–એ–યોગ (આશ્રવ)ની બીના જણાવી છે. ૨૩મા પદમાં બંધની બીના જણાવી છે. ૩૬મા સમુદ્ઘાતપદમાં સમુદ્ઘાતનું સ્વરૂપ જણાવતાં–સંવર, નિર્જરા, મોક્ષની બીના જણાવી છે. પુણ્યતત્ત્વ અને પાપતત્ત્વને આશ્રવતત્ત્વમાં ગણ્યાં છે. એ પ્રમાણે લેશ્યા વગેરે પદાર્થોની બીના ચોવીસ દંડકના ક્રમે જણાવી છે. ૩૬ પદો આ પ્રમાણે જાણવાં. ૧–પ્રજ્ઞાપનાપદ–અહીં જીવસ્વરૂપ વગેરે બીના જણાવી છે. ૨–સ્થાનપદ–અહીં નારકી વગેરે જીવોના સ્થાનની બીના જણાવી છે. ૩–અલ્પબહુત્વ (બહુવક્તવ્ય) પદ–અહીં કયા જીવો કયા જીવોથી ઓછા અને વધારે છે? આ પ્રશ્નનો ખુલાસો વગેરે બીના જણાવી છે. ૪–સ્થિતિપદ–અહીં નારકી–અસુરકુમાર વગેરે, પૃથ્વીકાયાદિ, બેઇંદ્રિય વગેરે, ગર્ભજ તિર્યંચ અને મનુષ્ય, વ્યંતર, જ્યોતિષ્ક, વૈમાનિકના આયુષ્યની બીના જણાવી છે. ૫–પર્યાય (વિશેષ) પદ–અહીં પર્યાયની બીના જણાવી છે. ૬–ઉપપાતોદ્વર્ત્તના (વ્યુત્ક્રાંતિ) પદ–અહીં દરેક દંડકમાં કેટલા પ્રમાણમાં બીજી ગતિના જીવો આવીને ઉપજે અને ત્યાંથી નીકળે? આ પ્રશ્નનો ખુલાસો વિસ્તારથી જણાવ્યો છે. ૭–ઉચ્છ્વાસપદ–અહીં ઉચ્છ્વાસની બીના જણાવી છે. ૮–સંજ્ઞાપદ–અહીં આહારાદિ સંજ્ઞાને ચોવીસ દંડકમાં ગોઠવીને સમજાવી છે. ૯–યોનિપદ–અહીં કયા દંડકના જીવને કેટલી યોનિ હોય? તે ખુલાસો છે. ૧૦–ચરમાચરમપદ–અહીં ચરમ કોણ કહેવાય? અને અચરિમ કોણ કહેવાય? તે પ્રશ્નનો ખુલાસો જણાવ્યો છે. ૧૧–ભાષાપદ–અહીં સત્યાદિભાષાની બીના જણાવી છે. ૧૨–શરીરપદ–અહીં ઔદારિકાદિ શરીરની બીના દંડકના ક્રમે જણાવી છે. ૧૩–પરિણામપદ–અહીં વિવિધ પરિણામની બીના જણાવી છે. ૧૪–કષાયપદ–અહીં દંડકના ક્રમે કષાયની બીના જણાવી છે ૧૫–ઇંદ્રિયપદ–અહીં દંડકના ક્રમે ઇંદ્રિયોની બીના સમજાવી છે. ૧૬–પ્રયોગપદ–અહીં પ્રયોગના ભેદો દંડકના ક્રમે જણાવ્યા છે. ૧૭–લેશ્યાપદ–અહીં દંડકના ક્રમે છએ લેશ્યા સમજાવી છે કયા કયા દંડકમાં કેટલી કેટલી લેશ્યા હોય? આ ખુલાસો આ પદમાંથી મળે છે. ૧૮–કાયસ્થિતિપદ–અહીં કયા કયા દંડકના જીવો નિરંતરપણે સ્વદંડકમાં કેટલી વાર ઉપજે? આ પ્રશ્નનો ખુલાસો કર્યો છે. ૧૯–સમ્યક્ત્વપદ–અહીં કયા કયા દંડકના જીવો સમ્યગ્દષ્ટિ, મિશ્રદૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ હોય તે બીના જણાવી છે. ૨૦–અંતક્રિયાપદ–અહીં દંડકના ક્રમે અંતક્રિયાની બીના જણાવી છે. ૨૧–અવગાહનાપદ–અહીં દરેક દંડકના જીવોના શરીરની ઉંચાઈ સમજાવી છે. ૨૨–ક્રિયાપદ–અહીં દંડકના ક્રમે ક્રિયાના ભેદો સમજાવ્યા છે. ૨૩–કર્મપ્રકૃતિપદ–અહીં દંડકના ક્રમે કર્મના ભેદો સમજાવ્યા છે. ૨૪ કર્મબંધ–અહીં કર્મના બંધનું સ્વરૂપ દંડકના ક્રમે જણાવ્યું છે. ૨૫–કર્મવેદ–અહીં કયા જીવોને કેટલા કર્મનો ઉદય હોય? તે બીના જણાવી છે

૨૬–કર્મવેદ બંધ–અહીં દંડકના ક્રમે કર્મને વેદવાની અને બંધની બીના જણાવી છે. ૨૭–કર્મપ્રકૃતિ વેદ વેદ–અહીં એક કર્મના ચાલુ ઉદયમાં બીજાં કર્મોનો ઉદય સમજાવ્યો છે. ૨૮–આહાર–અહીં દંડકના ક્રમે ભેદ સાથે આહારની બીના જણાવી છે. ૨૯–ઉપયોગ–અહીં દંડકના ક્રમે ઉપયોગની બીના જણાવી છે. ૩૦–પશ્યત્તાપદ–અહીં દંડકના ક્રમે પશ્યત્તાનું સ્વરૂપ સમજાવ્યું છે. ૩૧–સંજ્ઞા (પરિણામ)પદ. ૩૨–સંયમ(યોગ)પદ. ૩૩–જ્ઞાનપરિણામ (અવધિ)પદ. ૩૪–પ્રવિચાર પરિણામ–(પ્રવિચારણા), ૩૫–વેદનાપદ, ૩૬–સમુદ્ઘાતપદ–અહીં દંડકના ક્રમે વેદના સમુદ્ઘાત વગેરે સાત સમુદ્ઘાતની બીના જણાવી છે.

ઐતિહાસિક ગ્રંથોમાં હરિભદ્રસૂરિમહારાજના મુદ્રિત–અમુદ્રિત ૮૨ ગ્રંથો જણાવ્યા છે, તેમાં "પ્રજ્ઞાપના સૂત્ર પ્રદેશ વ્યાખ્યા"નું નામ આવે છે. તેના આધારે મલયગિરિમહારાજે બહુ જ સરલ ટીકા બનાવી છે. ટીકામાં પ્રસંગે દિગંબરો 'સ્ત્રી મોક્ષે ન જાય' એમ માને છે. તેનું ખંડન કર્યું છે. તથા લેશ્યાનું સ્વરૂપ સમજાવતાં ત્રણ પ્રશ્નો ઊભા કરીને બંને પ્રશ્નોનું ખંડન કરીને છેવટે જણાવી દીધું કે લેશ્યા એ યોગપરિણામ છે. કર્મના નિસ્યંદરૂપ લેશ્યા હોય જ નહિ. જ્યાં સુધી યોગ પરિણામ હોય ત્યાં સુધી જ લેશ્યા હોય છે, માટે ક્રમસર છેવટે તેરમા સયોગિ ગુણસ્થાનકે યોગનિરોધ કર્યા પહેલાંના ટાઈમ સુધી શુક્લ લેશ્યા હોય એમ જણાવ્યું. ચૌદમા અયોગિ ગુણસ્થાનકે યોગ ન હોવાથી લેશ્યા ન હોય **"अजोगी अलेशा"** વગેરે બીના સમજાવી છે. કયો ગ્રંથ કઈ સાલમાં કયા સ્થળે બનાવ્યો ? પોતાના ગુરુ કોણ ? વગેરે બીના મલયગિરિમહારાજે પોતાના કોઈ પણ ગ્રંથમાં જણાવી નથી. દરેક ગ્રંથની છેવટે જેમ જણાવે છે તેમ અહીં પણ પૂજ્યશ્રી મલયગિરરિજીમહારાજે જણાવ્યું છે કે–'આ ગ્રંથ બનાવવાથી મને જે લાભ થયો હોય, તેના પ્રતાપે જગતના તમામ જીવો બોધિબીજને પામે એમ હું ચાહું છું.' બીજા ગ્રંથોની અંતમાં એમ પણ જણાવ્યું છે કે–'આ ગ્રંથ બનાવવાના લાભમાં હું એ જ ચાહું છું કે સર્વજીવો સમ્યક્ત્વને પામે, આત્મકલ્યાણ કરે, મોક્ષને પામે.'

**૫ સૂર્યપ્રજ્ઞપ્તિવૃત્તિ**—મૂલ સૂત્રનું પ્રમાણ ૨૨૦૦ છે. શ્રીમલયગિરિ મહારાજે બનાવેલી ટીકાનું પ્રમાણ ૯૦૦૦ શ્લોક અને ચૂર્ણિ ૧૦૦૦ શ્લોક પ્રમાણ છે. આમાં સૂર્યાદિ જ્યોતિષચક્રની બીના જણાવી છે. 'આ સૂત્રની ઉપર ભદ્રબાહુસ્વામી મહારાજે નિર્યુક્તિ રચી હતી, તે કલિકાલના દોષથી વિચ્છેદ પામી, તેથી હું ફક્ત સૂત્રની વ્યાખ્યા કરૂં છું.' એમ ટીકાકાર શ્રીમલયગિરિજી મહારાજ જણાવે છે. અહીં–૨૦ પાહુડા (પ્રાભૃત=ગ્રંથના નાના નાના વિભાગ) છે–તેમાં અનુક્રમે બીના આ પ્રમાણે જણાવી છે: ૧ મંડલની ગતિ અને સંખ્યા, ૨–સૂર્ય તિર્છી દિશામાં કઇ રીતે ભમે છે ? ૩ કેટલા ક્ષેત્રમાં સૂર્ય પ્રકાશ ફેંકે છે ? ૪ પ્રકાશનો આકાર, ૫ લેશ્યાનો પ્રતિઘાત, ૬ ઓજ: સંસ્થિતિ, ૭ સૂર્યાવરક, ૮ ઉદયસંસ્થિતિ, ૯ પૌરુષી છાંયાપ્રમાણ, ૧૦ યોગસ્વરૂપ, ૧૧ સંવત્સરોની આદિ અને અંત, ૧૨ સંવત્સરના પ્રકારો, ૧૩ ચંદ્રમાના તેજની વૃદ્ધિ તથા ઘટાડો. ૧૪ જ્યોત્સ્નાનું પ્રમાણ, ૧૫ શીઘ્રગતિ નિર્ણય, ૧૬ જ્યોત્સ્નાનું લક્ષણ, ૧૭ ચ્યવન અને ઉપપાત, ૧૮ ચંદ્ર-સૂર્ય વગેરેની ઉંચાઈ, ૧૯ તેમનું પરિમાણ, ૨૦ ચંદ્રાદનો અનુભવ.

**૬ ચંદ્રપ્રજ્ઞપ્તિટીકા**—આમાં ચંદ્રની ગતિ વગેરે બીના જણાવી છે. મૂલ સૂત્રપ્રમાણ–(સૂર્ય૦ ના જેટલું) ૨૨૦૦ શ્લોક છે. મલયગિરિજીકૃત ટીકાનું પ્રમાણ–૯૪૧૧ શ્લોક તથા લઘુવૃત્તિનું પ્રમાણ–૧૦૦૦ શ્લોક છે.

**૭ નંદીસૂત્રટીકા**—મૂલસૂત્રનું પ્રમાણ ૭૦૦ શ્લોક છે, તેમાં પાંચ જ્ઞાનની વિસ્તારથી બીના જણાવી છે. શ્રીજ્ઞાનપ્રવાદ પૂર્વમાંથી ઉદ્ધરીને શ્રીદેવવાચકે આની રચના કરી છે. ચૂર્ણિની રચના સં. ૭૩૩માં થઈ છે, તેનું પ્રમાણ ૨૦૦૦ શ્લોક, લઘુટીકાકાર શ્રીહરિભદ્રસૂરિમહારાજ, તેનું પ્રમાણ ૨૩૧૨ શ્લોક. આ બંનેના આધારે શ્રીમલયગિરિમહારાજે ૭૭૩૫ શ્લોકપ્રમાણ મોટી ટીકા બનાવી. શ્રીચંદ્રસૂરિકૃત ૩૦૦૦ શ્લોકપ્રમાણ ટિપ્પણ છે.

## બે છેદ ગ્રંથોની ટીકા

**૧–બૃહત્કલ્પટીકા**—અધ્યયન ૨૪. શરૂઆતમાં પીઠિકાની ટીકા શ્રી મલયગિરિમહારાજે બનાવી છે. આ ટીકા અધૂરી હતી તે બૃહત્શાલીય શ્રીક્ષેમકીર્ત્તિસૂરિજીએ વિ. સં. ૧૩૩૨માં પૂર્ણ કરી છે. ટીકાનું પ્રમાણ ૪૨૦૦૦ શ્લોક, મોટા ભાષ્યનું પ્રમાણ ૧૨૦૦૦ શ્લોક, લઘુભાષ્યનું પ્રમાણ ૮૦૦૦ શ્લોક, ચૂર્ણિનું પ્રમાણ ૧૪૩૨૫–સર્વ સંખ્યા ૭૬૭૯૮ શ્લોક છે.

**૨–વ્યવહારસૂત્રટીકા**—આમાં દશ અધ્યયન છે. જૂની ટીપમાં મૂલ સૂત્રનું પ્રમાણ ૬૦૦ શ્લોક જણાવ્યું છે. ચૂર્ણિનું પ્રમાણ ૧૦૩૬૧ શ્લોક, જૂની ટીપમાં ભાષ્યનું પ્રમાણ ૬૦૦૦ શ્લોક કહ્યા છે. આ બધાં સાધનોના આધારે શ્રીમલયગિરિજી મહારાજે ૩૩૬૨૫ શ્લોકપ્રમાણ સરલ ટીકા બનાવી છે. સરવાલે ૫૦૫૮૬ શ્લોક થાય છે.

## પ્રકીર્ણ ટીકા

**૧જ્યોતિષ્કરંડક ટીકા**—મૂલ સૂત્ર ૫૦૦ શ્લોક પ્રમાણ છે. શ્રીમલયગિરિમહારાજે ૫૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી છે. અહીં ચંદ્રાદિના મંડલ, ચાર વગેરેની બીના જણાવી છે.

## બીજાં સૂત્રો વગેરેની ટીકાઓ

**૧–આવશ્યક બૃહદ્વૃત્તિ**—મૂલ સૂત્રમાં છએ આવશ્યકની બીના જણાવી છે. આની ઉપર શ્રી ભદ્રબાહુસ્વામી મહારાજે ૩૧૦૦ શ્લોકપ્રમાણ નિર્યુક્તિ (ગાથાબદ્ધ) બનાવી છે. ભાષ્યનું પ્રમાણ ૪૦૦૦ શ્લોક, ટીકા–હરિભદ્રસૂરિકૃત ૨૨૦૦૦ શ્લોક પ્રમાણ, ચૂર્ણિનું પ્રમાણ ૧૮૦૦૦ શ્લોક–આ બધાં સાધનોના આધારે શ્રીમલયગિરિજી મહારાજે ૨૨૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી હતી, તે સંપૂર્ણ મલતી નથી. જેટલો ભાગ મળ્યો તેટલો આગમોદય સમિતિએ છપાવ્યો છે. તિલકાચાર્યે ૧૨૩૨૧ શ્લોક પ્રમાણ લઘુવૃત્તિ બનાવી. અંચલગચ્છના આચાર્યે ૧૨૦૦૦ શ્લોક પ્રમાણ ટીકા બનાવી. મલધારિ હેમચંદ્રસૂરિજીએ ૪૬૦૦ શ્લોક પ્રમાણ ટિપ્પણની રચના કરી છે. સરવાલે સંખ્યા ૯૮૧૪૬ શ્લોક

૨–ઓઘનિર્યુક્તિવૃત્તિ, ૩ પિંડનિર્યુક્તિવૃત્તિ, ૪ વિશેષાવશ્યવૃત્તિ, ૫ ક્ષેત્રસમાસટીકા, ૬ શ્રીશિવશર્મસૂરિકૃત ૪૧૫ ગાથાપ્રમાણ કર્મ પ્રકૃતિની ટીકા (આના આધારે શ્રીયશોવિજયજી મહારાજે મોટી ટીકા બનાવી.) ૭ શ્રીહરિભદ્રસૂરિકૃત ધર્મસંગ્રહણીની ટીકા, ૮ ધર્મસાર ટીકા, ૯ શ્રીચંદ્રમહત્તરકૃત પંચસંગ્રહની ૧૮૮૫૦ શ્લોકપ્રમાણ ટીકા મૂ. ગા. ૩૮૯, મૂલ ટીકા ૯૦૦૦ શ્લોક, ૧૦ ષડશીતિવૃત્તિ, ૧૧ સપ્તતિકા (છઠ્ઠા કર્મગ્રંથ)ની ટીકા.

આ પ્રમાણે જે ગ્રંથો જાણમાં હતા તેની બીના ટૂંકમાં જણાવી. પૂજ્ય શ્રીમલયગિરિમહારાજના ગ્રંથો વાંચતાં એમના હૃદયનો નિર્ણય જરૂર થઈ શકે છે. તેમના આશયની વિશાળતા, કહેવાની સ્પષ્ટતા, અપૂર્વ પરમોપકારદૃષ્ટિ વગેરે અનુકરણ કરવા લાયક ગુણો ગ્રંથોનું મનન કરતાં જરૂર જણાય છે. ભવ્ય જીવો આમાંથી સાર ગ્રહણ કરીને શ્રીમલયગિરિમહારાજના પંથે પ્રયાણ કરી આત્મકલ્યાણ સાધે એ જ હાર્દિક ભાવના!

મધ્યકાલીન ભારતના

# મહાવૈયાકરણ

## સિદ્ધહેમ વ્યાકરણ અને તેના પ્રણેતા કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય ]

લેખક: **શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ;** વ્યાકરણતીર્થ, મુંબઈ.

### ૧ ઉપક્રમ

**બારમી** સદીનો ગૂજરાતનો ઈતિહાસ સ્ફટિકસમો ઉજ્જવળ, ભવ્ય અને જ્વલંત છે. તેમાં અનેક તેજસ્વી તારલાઓ આપણી નજરે ચડે છે. સિદ્ધરાજ જયસિંહ અને પરમાર્હત કુમારપાલ–એ બે રાજવીઓ વચ્ચે એક નાનો સરખો બાળક પોતાની બુદ્ધિ–પ્રતિભાથી સૌને આંજી નાખતો સિંહાસન માંડે છે. સિદ્ધરાજ અને કુમારપાલ જેવા યુદ્ધવીરોની ગરવી ગૂજરાતમાં નૈતિક સંસ્કૃતિનાં ઓજસ પૂરે છે, અને ગૂર્જરીની નંદનવનસમી અનેકવિધ સંસ્કૃતિની વાડીઓ હેમચંદ્રનાં પ્રેરણા–પીયૂષ પીને મઘમઘી ઊઠે છે. તેમાંથી આજે પણ અવશેષસમાં મળી આવતાં અનેક જૈનવિહારો, શિવાલયો, કિલ્લાઓનાં શિલ્પ–સ્થાપત્યો ઈતિહાસની આરસીસમાં બની રહ્યાં છે. પાટણની પ્રભુતા અને રમ્યતા કોક ધરતીકંપના આંચકે પૃથ્વી-પેટાળમાં સમાઇ ગઈ; તેની સાથે જ આમાંનાં ઘણાં ખરાં શિલ્પ–સ્થાપત્યો ક્ષર બન્યાં. અમર રહ્યું છે એક માત્ર તે સમયનું વાઙ્મય.

માલવપતિ[૧] યશોવર્મા પર વિજય મેળવી આવેલા સિદ્ધરાજે [૨]ઉજ્જૈનીથી લાવેલા સરસ્વતી ભંડારમાં ભોજરાજના અનેક વિષયના ગ્રંથોમાં તેનું **भोज–व्याकरण** જોઈ, તેની પાંડિત્યકીર્તિ પર પણ વિજય મેળવવાની આ રાજવીને મહત્ત્વાકાંક્ષા જન્મી. વિજયી રાજવીને [૩]**भूमिं कामगवि**...વગેરે પ્રશસ્તિઓ રચી ખૂશ કરનારા વિદ્વાનોમાં અગ્રણી હેમચંદ્રાચાર્ય પર રાજવીની આંખ ઠરી.

રાજવીએ[૪] એ વિદ્વ-મંડલી આગળ પોતાની મહત્ત્વાકાંક્ષાને મૂર્ત સ્વરૂપ આપ્યું, પણ હેમચંદ્ર સિવાય તે કાર્યની યોગ્યતા અને ક્ષમતા બતાવવાની કોઇ હિંમત ન કરી શક્યું.

તે [૫]સમયે ગૂજરાતમાં **कातन्त्रकलाप** વ્યાકરણનો અત્યંત પ્રચાર હતો. પણ તેનાથી વિદ્યાર્થીઓને પૂર્ણ જ્ઞાન મળી શકતું નહિ. તેથી વ્યાકરણનાં વિખરાયેલાં અંગોને સંકલિત કરી સર્વાંગપૂર્ણ સરળ વ્યાકરણ બનાવવાની પ્રેરણા હેમચંદ્રને મળી.[૬]

---

૧ પ્રભાચંદ્રસૂરિકૃત प्रभावकचरितમાંના हेमचन्द्रप्रबन्धનો શ્લોક ૭૦

૨ प्रभा० च० ના हेम० प्र० શ્લો૦ ૭૧–૭૮

૩ सिद्धहेमशब्दानुशासनની અંતિમ પ્રશસ્તિનો શ્લો૦ ૨૪

૪ प्रभा० च० हेम० प्र० શ્લો૦ ૭૯–૮૧

૫ प्रभा० च० ના हेम० प्र० શ્લો૦ ૮૨

૬ सि० हे० ની અંતિમ પ્રશસ્તિનો શ્લો૦ ૩૫

આમ એક બાજુ સિદ્ધરાજ જયસિંહને ભોજરાજની પાંડિત્યકીર્તિનેય જીતે તેવી રાજસી મહત્ત્વાકાંક્ષા જન્મી તેમ બીજી બાજુ હેમચંદ્રને નવું વ્યાકરણ બનાવવાની સાત્ત્વિક પ્રેરણા મળતાં ગૂજરાતની અસ્મિતા જાળવવાના કોડ મૂર્ત થયા.

તેમને ગૂજરાતનો વાલ્મીકિ કે કાલિદાસ, ગૂજરાતનો પાણિનિ, ગૂજરાતનો પતંજલિ, ગૂજરાતનો પિંગલાચાર્ય, ગૂજરાતનો અક્ષપાદ ગૌતમ, ગૂજરાતનો અમરસિંહ, ગૂજરાતના ભટ્ટિથી ચડે તેવો ભટ્ટિ અને ગૂજરાતના આનન્દવર્ધનાચાર્ય કે મમ્મટ થવાની ભાવનાઓ પ્રગટી.

તેમને લાગ્યું કે, ગૂજરાતમાં વૈભવ અને સત્તા છે, વિદ્વત્તા અને ધાર્મિક સંસ્કારો છે, તો આ બધાની અસ્મિતા જાળવતું તેનું પોતાનું અમર વાઙ્મય કેમ નહિ?

હેમચંદ્રના આ વિચારો પાછળ ધ્યેયલક્ષી રચનાત્મક ખમીર હતું જે તેમના અનેક વિષયના સાહિત્યફાલ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ અને તેથી જ તેમને સંસ્કૃત સાહિત્યના "સર્વસંગ્રહ" (Encyclopaedia) અને તે વખતે તેમને અપાયેલા બિરુદ પ્રમાણે "કલિકાલસર્વજ્ઞ" કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. [૭]કલિકાલસર્વજ્ઞ એટલે કલિયુગના સમયથી લઈને તેમના સમય સુધીના સર્વ સાહિત્ય ગ્રંથોને સંપૂર્ણ રીતે જાણનાર–એટલે જ "સર્વસંગ્રહ" કે "જ્ઞાનકોશ" એ અર્થસૂચક વિશેષણ તેમને મળ્યું હતું. પાશ્ચાત્ય વિદ્વાનો તો તેમને "Ocean of the knowledge" (જ્ઞાન–મહાર્ણવ) કહીને સન્માને છે.

તેમણે [૮]સિદ્ધરાજ જયસિંહની પ્રેરણાથી "પાણિનિ–વ્યાકરણ" જેવું (૧) **सिद्धहेमशब्दानुशासन–सवृत्ति** રચ્યું અને ત્યારપછી પરમાર્હત કુમારપાલની પ્રાર્થનાથી "પાતંજલ "યોગસૂત્ર" જેવું (૨) **योगशास्त्र**, વ્યાકરણના પ્રયોગો સિદ્ધ કરતું [૯]"ભટ્ટિકાવ્ય" જેવું (૩) **द्वयाश्रयमहाकाव्य**, પિંગળના "છન્દશાસ્ત્ર" જેવું (૪) **छन्दोनुशासन**, [૧૦]આનન્દવર્ધનના "ધ્વન્યાલોક" અને [૧૧]મમ્મટના "કાવ્યપ્રકાશ"ના સ્થાનાપન્ન–તારણસમું (૫) **काव्यानुशासन**, [૧૨]અક્ષપાદ ગૌતમના "ન્યાયસૂત્ર" જેવું (૬) **प्रमाणमीमांसा**, અમર-

---

૭ अपारश्रुतकूपारदृश्यतया सञ्जातं कलिकालसर्वज्ञ 'प्रसिद्धिः–कुमारपालचरितसंग्रह ( सिंघी जैन ग्रन्थमाला ) પૃ૦ ૭૨

૮ त्रिषष्टिशलाकापुरुषचरित, पर्व १० ની પ્રશસ્તિના શ્લો૦ ૧૮–૨૦

૯ भट्टिकाव्यનો કર્તા ભટ્ટિ, જે મંત્રીશ્વર તરીકે પ્રસિદ્ધ હતો, તે વલભી (વળા)ના ચોથા ધરસેન રાજાના રાજ્યકાળ ઈ. સ. ૬૪૧ થી ૬૫૧ સમયે વિદ્યમાન હતો.

૧૦ આનંદવર્ધનાચાર્ય કાશ્મીરના રાજા અવન્તિવર્માના રાજ્યકાળ ઈ. સ. ૮૫૭ થી ૮૮૪ માં વિદ્યમાન હતા.

૧૧ મમ્મટની ઉત્તર સીમા હેમચંદ્રાચાર્યના काव्यानुशासनમાં ઉદ્ધૃત કરેલાં લાંબાં અવતરણો દ્વારા નિશ્ચિત થાય છે કે તેઓ હેમચંદ્રની પૂર્વે થયા. હેમચંદ્રનો જન્મકાળ ૧૦૮૮ ઈ. સ. છે. અને તેમની પૂર્વ સીમા ध्वन्यालोक પરની लोचन ટીકાના કર્તા પર નિર્ભર છે. તેમનો સમય ઈ. સ. ૧૦૫૦ નિર્ણીત થાય છે. તેથી તેમનો સમય તે પૂર્વે ઈ. ૧૦૨૫ થી ૧૦૭૫ વચ્ચે હોઈ શકે.

૧૨ અક્ષપાદ ગૌતમનો સમય ઈ. સ. થી કંઈક પૂર્વનો છે.

સિંહના "અમરકોશ"[૧૩]થીયે ચડે તેવા (૭) **अभिधानचिन्तामणि**, (૮) **अनेकार्थसंग्रह**, (૯) **देशीनाममाला**, (૧૦) **निघण्टुकोश** વગેરે કોશો અને વાલ્મીકિ તેમજ કાલિદાસની કવિતા–સરિતા જેવું નિર્મળ પ્રવાહભર્યું (૧૧) **त्रिषष्टिशलाकापुरुषचरित** વગેરે અનેક ગ્રંથો રચ્યા છે.

આમ પ્રત્યેક વિષયના સાહિત્ય માટે તેમને પૂર્વના ગ્રંથકારોને જોવા પડ્યા છે અને તેથી જ પૂર્વના ગ્રંથોમાં રહેલી ક્ષતિઓને સુધારતા, પોતાની નવી માન્યતાઓ રજૂ કરતા અને સૌના બુદ્ધિતેજને પોતાની માર્તણ્ડ મંડળશી પ્રતિભા–પ્રભામાં સંક્રમાવી દેતા તેમણે પ્રત્યેક વિષય પર લલિતપ્રવાહભર્યું સુંદર અને કળામય સાહિત્ય–સર્જન કર્યું છે.

તેમના બીજા ગ્રંથો અને વિષયોની ચર્ચા છોડીને આ લેખમાં તેમના વ્યાકરણનું મહત્ત્વ બતાવવાનો પ્રયાસ કરીશ. બીજાં વ્યાકરણો સાથેની વિસ્તૃત તુલના આ મર્યાદિત લેખમાં આલેખવી શક્ય નથી તેથી જ હેમચંદ્રે પૂર્વનાં વ્યાકરણો અને વૈયાકરણો, જેમનો એક યા બીજી રીતે પોતાના **न्यास**માં કે **वृत्ति**માં ઉલ્લેખ કરેલો છે તેના ઇતિહાસ–પારાવારમાં ડુબકી મારવી યોગ્ય લેખાશે. અને શુષ્ક ગણાતા વ્યાકરણનો ઇતિહાસ રસપ્રદ થઈ પડશે.

## ૨. વ્યાકરણનો આરંભ અને ક્રમિક વિકાસ

ભાષા ભાવનું કલેવર છે અને સંસારનો બધો વ્યવહાર ભાષાથી થાય છે. આ ભાષાની ઉત્પત્તિ, વિકાસ અને લિપિબદ્ધતાનો એક વિશિષ્ટ ઇતિહાસ છે. આજની આપણી પ્રાન્તીય ભાષાઓનો કોઈ એક ઉદ્‌ગમ હતો અને એ ઉદ્‌ગમની શોધમાં આપણે નીકળીએ તો તે ઉદ્‌ગમસ્વરૂપના ભાષા–ભાષીઓની જાતિ, તેમનું અસલ સ્થાન અને આર્યાવર્તમાં તેમનું થયેલું આગમન-એ વિષય પર ઊતરી જવું પડે. આપણે તો કેવળ પ્રાચીન કાળના લિપિબદ્ધ થયેલા ગ્રંથોમાં પણ જેટલા મળી શકે છે તેમાંથી યે જેમણે ભાષાના પ્રયોગોને નિયમબદ્ધ કરવા વ્યવસ્થિત મુખ્ય વ્યાકરણો રચ્યાં છે અને જે મહત્ત્વના ટીકા ગ્રંથો છે, તેમનું સામાન્ય વિહંગાવલોકન કરતાં આપણા વિષય ઉપર આવીશું.

વ્યાકરણનું વિજ્ઞાન કોઈ પણ દેશ કરતાં ભારતમાં પ્રાચીન કાળથી ફૂલ્યું છે તે આપણે ૩૦૦ જેટલા વૈયાકરણો અને હજારો ટીકાકારો તથા વિવરણકારોના આપણને મળી આવતા ઉલ્લેખો અને ગ્રંથો પરથી જાણી શકીએ છીએ.

વેદ–આ બધું જોતાં આપણી દૃષ્ટિ સૌથી પ્રથમ વેદો પર પડશે. તેના રચનાકાળ માટે પ્રો૦ મેકસમૂલર ઈ. સ. પૂર્વે ૧૨૦૦ થી ૮૦૦, પ્રો૦ મેકડોનલ ઈ. સ. પૂર્વે ૧૫૦૦ થી ૨૦૦ અને ભારતીય વિદ્વાન ઓઝાજી જેવા ભારતયુગની અને વૈદિક કાળની સમાપ્તિ ઇ. સ. પૂર્વે ૧૪૭૧ માને છે; જ્યારે પ્રો૦ યાકોબી જેવા વિદ્વાનો તેને ઇ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ સુધી ખેંચી જવાનો પ્રયત્ન કરે છે. આમ તેનો રચનાકાળ વિવાદગ્રસ્ત હોવા છતાં તેમાં રહેલા પ્રયોગોથી ભાષાની તે સમયની સ્થિતિ અને ત્યારપછીના વિદ્વાનોએ કરેલો વિકાસ આપણી નજરે પડે છે.

---

૧૩ અમરસિંહનો સમય ઇ. સ.ની ચોથી શતાબ્દિ છે. તેના વિસ્તૃત વિવેચન માટે જુઓ ભારતીય વિદ્યા વર્ષ ૧ અંક ૪ માં પ્રગટ થયેલો મારો લેખ **संस्कृतना कोश–साहित्यमां अमरकोशनुं स्थान**.

**વેદાંગ**–વેદોમાં પણ ઉત્તરોત્તર ભાષામાં વિકાસ થયેલો જોવાય છે. વૈદિક ગ્રંથોના સમગ્ર સમુદાયના "**वेदांग**" એ નામથી **१ शिक्षा** (સ્વરશાસ્ત્ર), **२ छन्दस्**, **३ व्याकरण**, **४ निरुक्त**, (વ્યુત્પત્તિશાસ્ત્ર), **५ कल्प** (ધર્મ–આચાર), **६ ज्योतिष्** (ખગોળશાસ્ત્ર) –એમ છ વર્ગ પાડવામાં આવ્યા છે; તેમાં પ્રથમના ચાર વર્ગો કેવળ ભાષાશાસ્ત્રોને જ દર્શાવનારા છે.

**બ્રાહ્મણ, પ્રાતિશાખ્ય અને નિરુક્ત**–વૈદિક **ब्राह्मणो** માંથી આપણને **विभक्ति**, **वचन**, **कुर्वन्त** (વર્તમાન કૃદન્ત) એવાં વ્યાકરણનાં સંજ્ઞાસૂચક નામો મળે છે. પછી તો ઉત્તર વૈદિક કાળના સર્વપ્રથમ વ્યાકરણ-ગ્રંથ **प्रातिशाख्यो** નું નામ જોવાય છે. અને તે પછી યાસ્ક, જે ઇ. સ. પૂર્વે ૬૦૦ થી અર્વાચીન નથી, તેનાં **निरुक्तो**માંથી મળી આવતાં **नाम, सर्वनाम, आख्यात, उपसर्ग** અને **निपात** વગેરે શબ્દોથી તેનું વ્યાકરણનું વિશિષ્ટ જ્ઞાન જાણી શકાય છે. યાસ્ક પહેલાં વ્યાકરણનું અધ્યયન ઘણું આગળ વધેલું હશે એમ લાગે છે કેમકે તેણે **प्राच्य** અને **उदीच्य** એવી બે શાખાઓનો ભેદ દર્શાવ્યો છે અને તે ઉપરાંત તેની આગળ થઇ ગયેલા વીશેક આચાર્યોનાં નામો પણ તેણે ગણાવ્યાં છે. તેમાંના શાકટાયન, ગાર્ગ્ય અને શાકલ્ય–એ સૌથી વધારે મહત્ત્વના છે. યાસ્ક શાકટાયનના સિદ્ધાંતોને અનુસરતાં તેની રસભરી ચર્ચા પણ કરે છે. ત્યારપછી કાત્યાયન અને કાશકૃત્સ્નનાં નામો પણ મળે છે.

**ઐન્દ્ર**–આ સૌમાં વધારે આશ્ચર્યકારી નામ, જે પ્રથમ વૈયાકરણ તરીકે ઉલ્લેખાયેલું **तैत्तिरीयसंहिता**[૧૪]માં મળે છે, તે ઇન્દ્રનું છે. બધા વૈયાકરણો તેના ઉલ્લેખો અને પદ્ધતિની નોંધ કરે છે. પણ તે **ऐन्द्र-व्याकरण** આજે આપણને ઉપલબ્ધ[૧૫] નથી.

એ પછી પાણિનિએ ઉલ્લેખેલાં કેટલાંક નામોમાંથી આપિશલિ, કાશ્યપ, ગાર્ગ્ય, ગાલવ, ચાક્રવાણી, ભારદ્વાજ, શાકટાયન, શાકલ્ય, સેનક અને સ્ફોટાયન પણ વૈદિક કાળથી લઇને યાસ્કમુનિ અને પાણિનિ સુધીના સમયમાં થયેલા ગણાવી શકાય.

**પાણિનીય**–ત્યારપછી પાણિનિનું ઇ. સ. પૂર્વે ૩૫૦ નું **पाणिनीय व्याकरण** બચી શકેલા ગ્રંથોમાં અવશેષસમું પણ પૂર્ણ જોવા મળે છે. પાણિનિની આગળ થઇ ગયેલા ૬૪ વૈયાકરણો ગણાવવામાં આવ્યા છે; તેમાંના કેટલાકનાં નામો ઉપર આપ્યાં છે. એ

---

૧૪ वाग् वै पराच्यव्याकृतावदत्। ते देवा इन्द्रमब्रुवन्निमां नो वाचं व्याकुर्विति।...तामिन्द्रो मध्यतोऽवक्रम्य व्याकरोत्॥ તે સંબંધમાં ડૉ. બરનલ કહે છે કે–

"Aindra was the oldest school of Sanskrit grammars and that Aindra treatises were actually known to and quoted by Panini and others and that Aindra still exist in the Pratishakhyas in the Katantra and in similar works, though they have been partly recast or corrected."

૧૫ "तेन प्रणष्टमैन्द्रं तदस्मद्व्याकरणं भुवि। जिताः पाणिनिना सर्वे मूर्खीभूता वयं पुनः॥"
कथासरित्सागर તરંગ ૪, શ્લોક ૨૫.

બધાની પાણિનિ પર સંપૂર્ણ અસર છે.[૧૬] છતાં તેનો પ્રયત્ન વિશિષ્ટ અને અત્યંત સંસ્કારી છે એટલું જ નહિ પણ શતાબ્દિઓથી બ્રાહ્મણો મર્યાદા તોડનારી સંસ્કૃત–ભાષાને વ્યાકરણોના નિયમોનો બંધ બાંધીને સ્થાયી કરતા રહ્યા છતાં તેમને તેમાં જે સફળતા ન મળી તે, અંતમાં જનપદોની સીમાઓ તોડીને સામ્રાજ્ય સ્થાપિત કરનારા યુગના પ્રતાપી શાસક નંદોના[૧૭] (ઈ. સ. પૂર્વ ૩૬૬–૩૨૫) કાળમાં, પાણિનિને મળી.

**पाणिनीय** માં ૪૦૦૦ સૂત્રો છે. આ વ્યાકરણ પર વાર્તિકકારો, ભાષ્યકાર અને અનેક ટીકાકારો થયા છે. વ્યાકરણને લગતા **उणादिसूत्र, धातुपाठ, परिभाषा** વગેરે ગ્રંથો પણ ભિન્ન ભિન્ન કર્તાઓએ રચેલા જોવામાં આવે છે.

**સંગ્રહ**–પાણિનિ પછી વ્યાડિના **संग्रह** નું નામ મળે છે.[૧૮] આ ગ્રંથ એક લાખ શ્લોકાત્મક હતો. પરંતુ તે નષ્ટ થયો છે. પતંજલિએ આ ગ્રંથનો ઉલ્લેખ કર્યો છે. સંભવતઃ આ ગ્રંથ વ્યાકરણ યા કોશનો હશે.

**વાર્તિક**–વ્યાડિ, ઇંદ્રદત્ત અને વરરુચિ એ ત્રણે સહાધ્યાયીઓ હતા. તેમનો ઉપાધ્યાય વર્ષ નામે હતો.[૧૯] તેમાં વરરુચિ જેને બીજા નામથી કાત્યાયન તરીકે ઓળખવામાં આવે છે, તે ઈ. સ. પૂર્વે ૨૫૦ થી ૨૦૦ ની આસપાસ થયો. તેણે **पाणिनीय** નાં ૧૨૪૫ સૂત્રો પર **वार्तिको** રચ્યાં. તે સિવાય **व्याकरणकारिका, प्राकृतप्रकाश, पुष्पसूत्र, लिङ्गवृत्ति** વગેરે ગ્રન્થો તેણે બનાવ્યા છે.

**મહાભાષ્ય**–આ બધા વૈયાકરણોના સંસ્કૃત પ્રચારનું અધિક ફળ ત્યાં સુધી ન આવ્યું જ્યાં સુધી ઈ. સ. પૂર્વે બીજી શતાબ્દિની મધ્યમાં શુંગોના ગુરુ ગોનર્દીય[૨૦] પતંજલિ, પોતાનાં બુદ્ધિપ્રભા અને જ્ઞાન શુંગોના[૨૧] પ્રભુત્વ સાથે મેળવી તેના પ્રતિનિધિરૂપે ઊભા ન થયા. મહર્ષિ પતંજલિએ[૨૨] **पाणिनीय** અને તે પૂર્વના બધા વ્યાકરણગ્રંથોનો અભ્યાસ કરીને **पाणिनीय** નાં ૧૭૧૩ સૂત્રો પર **महाभाष्य** ની રચના કરી. આ ગ્રંથ પ્રૌઢ ભાષામાં લખાયેલો અતિવિસ્તૃત ગ્રન્થ ગણાવી શકાય. એટલું જ નહિ પણ **पाणिनीय** ના સંસ્કૃતને ચિરસ્થાયી સ્વરૂપ આપવાનું ગૌરવભર્યું માન **महाभाष्य**કારને ઘટે છે.

---

૧૬ "What is clear from Panini's own work is that he summarizes the efforts of many privious writers, from whom we may be sure he borrowed his form as well as many facts." A History of sanskrit Literature," Keith પૃ. ૪૨૩.

૧૭ "नन्दोऽपि नृपातः श्रीमान्, पूर्वकर्मापराधतः । विरागयामास मन्त्रीणां, नगरे पटलाह्वये ॥...आयुस्तस्य च वै राज्ञः, षट्षष्टीवर्षी तथा ।...तस्याप्यन्यतमः सख्यः पाणिनिर्नाम माणवः ॥" मञ्जुश्रीकल्प पटल ५३ પૃષ્ઠ ६१२.

૧૮ "प्रायेण सक्षेपरुचीनल्पविद्यापरिग्रहान् । संप्राप्य वैयाकरणान् संग्रहेऽस्तमुपागते ॥" वाक्यपदीय, કાંડ ૨, શ્લો૦ ૪૮૪.

૧૯ कथासरित्सागर તરંગ ૪ ના શ્લોકો ૧, ૨, ૨૦.

૨૦ માલવામાં, વિદિશા અને ઉજ્જૈનની વચ્ચે, ભોપાલની પાસેનું કોઈ સ્થાન હતું.

૨૧ શુંગોના સમયના જ સૌથી પહેલવહેલા સંસ્કૃત લેખો મળે છે.

૨૨ Systems of Sanskrit Grammar પૃ. ૩૨

એ પછીનો લગભગ ૩૦૦–૩૫૦ વર્ષનો સમય–પ્રદેશ નવા વૈયાકરણ વિનાનો કોરો–વેરાન દેખાય છે. એટલે એ સમય દરમ્યાન સંસ્કૃતની ગતિ કંઇક મંદ અને કંઇક તેજ થતી રહી પણ ગુપ્તોના સમયમાં સંસ્કૃતને જે સ્થાન મળ્યું તે આજે પણ તેવું જ સ્થાયી છે.

**કાતન્ત્ર**–ત્યારપછી શિવશર્મા ( સર્વવર્મન્ ? ) નું **कातन्त्र व्याकरण** જોઇ શકાય છે. તેનો સમય નિશ્ચિત નથી પણ તે લગભગ ઇ. સ. ના ત્રીજા સૈકામાં રચાયું હશે.[૨૩] તેણે **पाणिनीय**નાં ૪૦૦૦ સૂત્રોનાં ૮૮૫ સૂત્રો અને કૃદંતનાં સૂત્રો ગણીએ તો કુલ ૧૪૦૦ સૂત્રો બનાવી તેણે મંગલાચરણમાં કરેલી પ્રતિજ્ઞા–

**" छान्दसः स्वल्पमतयः, शास्त्रान्तररताश्च ये।**
**ईश्वरा व्याधिनिरतास्तथाऽऽलस्ययुताश्च ये॥**
**वणिक्सस्यादिसंसक्ता लोकयात्रादिषु स्थिता**
**तेषां क्षिप्रप्रबोधार्थम्........................**

યથાર્થ કરી હોય તેમ લાગે છે. આટલું નાનું અને જલદી કંઠસ્થ રહી શકે તેવું વ્યાકરણ લોકપ્રિય બને તેમાં નવાઇ નથી. તેના પર **दुर्गसिंह–वृत्ति** જે લગભગ ઈ. સ. ૮૦૦ પછીની નહિ હોય તે અને બીજી ટીકાઓ પણ રચાયેલી જોવામાં આવે છે.

**ચાન્દ્ર**— તે પછી બૌદ્ધ વૈયાકરણ ચંદ્રગોમિન્ નજરે પડે છે. એણે, સાંપ્રદાયિકતાને વશ થઇ પતંજલિ **महाभाष्य**ના બૈજી, સૌભવ અને હર્યક્ષ જેવા શુષ્ક તાર્કિકોના હાથે નાશ થતા **महाभाष्य**ના ભાગને **चान्द्र व्याकरण**થી સાચવી રાખ્યો ન હોત તો તે બીજા ગ્રંથોની માફક ક્યારનું યે કાલકવલિત થઈ ગયું હોત.[૨૪]

ચંદ્રગોમિને પોતાના વ્યાકરણમાં **अजयद् गुप्तो हूणान्** એવું ઉદાહરણ મૂક્યું છે તે પરથી જાણી શકાય છે કે સ્કન્દગુપ્તે હૂણો પર જે સામાન્ય વિજય મેળવ્યો તેનો સમય ઈ. સ. ૪૫૫ થી ૪૬૭ લગભગનો છે અને યશોવર્માએ જે સપૂર્ણ વિજય મેળવ્યો તેનો રાજ્યકાળ લગભગ ઇ. સ. ૪૯૦ થી ૫૨૦ નો છે;[૨૫] તેથી ચંદ્રગોમિનનો સમય ઈ. સ. ૪૬૦ પછી આસપાસનો ગણી શકાય.

ચંદ્રગોમિન્ના સમય વિષે **राजतरङ्गिणी**ના

**" चन्द्राचार्यादिभिर्लब्धादेशं तस्मात् तदागमम् प्रवर्तितं महाभाष्यम्॥ "**

ઉલ્લેખ પર અનેક પાશ્ચાત્ય વિદ્વાનોએ વિચિત્ર તર્કો કર્યા છે. તેમાં કેટલાકે પાઠસુધારા કરીને પણ વાસ્તવિક અર્થ કાઢયો નથી. પણ ડૉ૦ કીલહોર્ને ઉપર્યુક્ત પાઠને

**" चन्द्राचार्यादिभिर्लब्ध्वा देशान्तरात् तदागमम् प्रवर्तितं महाभाष्यम्॥ "**

આ પ્રકારે સુધારીને શુદ્ધ તર્કપૂર્વક અર્થ કાઢવાની કોશિશ કરી છે અને તેને પ્રામાણિક ઠરાવવા **वाक्यपदीय**નો

---

૨૩ Katantra (कातन्त्र) must have been written during the close of the Andras in the 3rd century A. D.—Mythic Journal, જાન્યુ. ૧૯૨૮ ના અંકમાં ડૉ. શામ શાસ્ત્રીનો લેખ.

૨૪ वाक्यपदीय ભર્તૃહરિકૃતના કાંડ ૨ ના શ્લોકો ૪૮૭–૪૮૯

૨૫ भारतके प्राचीन राज्यवंश વિશ્વેશ્વરનાથ રેઉકૃત પૃ૦ ૨૮૮. રા. કેશવલાલ ધ્રુવે પોતાના "સાહિત્ય અને વિવેચન"માં "એશિયાઇ હૂણો" નામના લેખમાં चान्द्रदर्शनની सालवारीમાં ઊંડાણથી વિચાર કર્યો છે પણ તેમાંનો સમય હજુ વિદ્વાનોને સ્વીકાર્ય નથી બન્યો.

" पर्वतादागमं लब्ध्वा भाष्यबीजानुसारिभिः ।
स नीतो बहुशाखत्वं चन्द्राचार्यादिभिः पुनः ॥

આ ઉલ્લેખ આપ્યો છે.× જે ખરેખર આપણા વૈયાકરણોની સમય શૃંખલામાં બંધ બેસતો છે. આથી એટલું જાણી શકાય છે કે ચંદ્રગોમિનનો સમય **वाक्यपदीय**કાર ભર્તૃહરિથી પૂર્વનો છે. છતાં તે સમય કયો હશે તે તેમણે પોતાના વ્યાકરણમાં આપેલા **"अजयद् गुप्तो हूणान्"** એ ઉદાહરણથી નક્કી કરી શકાય છે.

ચંદ્રગોમિને પોતાના **चान्द्रव्याकरण**માં પાણિનિ, કાત્યાયન અને પતંજલિના પાઠોને સુધાર્યા છે અને બની શકે તેટલું લાઘવ લાવવાનો પ્રયત્ન કર્યો છે. તેણે **पाणिनीय** પ્રત્યાહારો કાઢીને નવા મૂક્યા છે. તેણે **वैदिक व्याकरण** અને **धातुपाठ** કાઢી નાંખ્યો છે. તેણે **पाणिनीय** થી લગભગ ૩૫ જેટલાં સૂત્રો નવાં બનાવ્યાં છે. અને **पाणिनीय**નાં ૪૦૦૦ સૂત્રોની સંખ્યાને ઓછી કરી ૩૧૦૦ જેટલી કરી નાંખી છે. **चान्द्र व्याकरण** પર ઘણી ટીકાઓ અને તેને લગતા લગભગ ૧૫ જેટલા ગ્રંથો રચાયાના ઉલ્લેખ મળે છે.[૨૬] આ ગ્રંથોના તિબેટી ભાષામાં થયેલા અનુવાદોમાંથી સ્થિરમતિ[૨૭] નામના બૌદ્ધાચાર્યે કરેલા કેટલાક અનુવાદો આજે પણ મળે છે.

**જૈનેન્દ્ર**–ચંદ્રગોમિનની માફક સાંપ્રદાયિકતાને વશ થઇ જૈનાચાર્યોમાં સૌથી પ્રથમ વ્યાકરણની રચના કરનાર **जैनेन्द्र**ના કર્તા દિગંબરાચાર્ય દેવનંદી નજરે પડે છે. તે ચંદ્રગોમિનના સમકાલીન કે આસપાસના છે. તેમને કેટલાક પૂજ્યપાદ પણ કહે છે. બોપદેવ અને આચાર્ય હેમચંદ્ર **जैनेन्द्र**ના કર્તા તરીકે દેવનંદીનો ઉલ્લેખ કરે છે.[૨૮] મિ. કીલહોર્ને આ બંને વ્યક્તિઓ ભિન્ન હોવાનો ઉલ્લેખ કરેલો પરંતુ **नन्दीसंघ-पट्टावली**ના ઉલ્લેખ પ્રમાણે–

यशःकीर्ति-यशोनन्दी देवनन्दी महायतिः ।
श्रीपूज्यपादापराऽऽख्यो गुणनन्दी गुणाकरः ॥

તેમનાં આટલાં પર્યાયવાચી નામોથી એ શંકા દૂર થાય છે. આ ગ્રંથ પર ઘણી ટીકાઓ અને ન્યાસ રચાયા છે, જેનો આગળ સમયક્રમાનુસાર ઉલ્લેખ થશે. દેવનંદીએ બીજા પણ કેટલાક ગ્રંથો રચ્યા છે.

**વાક્યપદીય**–એ પછી ભર્તૃહરિનું **वाक्यपदीय** જે **महाभाष्य** પરનો ટીકાગ્રંથ ગણાય છે, તે નજરે પડે છે. ભર્તૃહરિનો મૃત્યુસમય ચીની યાત્રી ઇત્સંગે ઇ. સ. ૬૫૦ નોંધ્યો છે. આ ગ્રંથ વિદ્વાનોમાં પ્રમાણભૂત મનાય છે.

**કાશિકા**–એ પછી **पाणिनीय** પર **काशिकावृत्ति** આવે છે. આ **वृत्ति**ના જયાદિત્ય અને વામન–એમ બે કર્તાઓ મળે છે. જયાદિત્ય આ **वृत्ति**ને પૂર્ણ કરે તે પહેલાં જ દિવંગત થયા હશે તેથી વામને એ કાર્ય પૂરું કર્યું હોય એમ લાગે છે. **पाणिनीय** વ્યાકરણ પર

× The Indian Autiquary April 1875. પૃ. ૧૦૭.

૨૬ Indian Antiquary XXV ના પૃષ્ઠ ૧૦૩ પરનો લેખ.

૨૭ સ્થિરમતિનો સમય લગભગ ઇ. સ. ૧૦૦૦ નો બેલવેલકરે નોંધ્યો છે.

૨૮ વિશેષ હકીકત માટે जैन साहित्य संशोधकના અંક ૧ ના પૃ. ૬૪ પરનો પં. નાથૂરામ પ્રેમીજીનો जैनेन्द्र व्याकरण और आचार्य देवनन्दी શીર્ષક લેખ જુઓ.

આ એક સુંદર ટીકાગ્રંથ આપણને પ્રાપ્ત થાય છે. આ ગ્રંથ સાતમી સદીનો હોવાનું અનુમાન છે. જૈનાચાર્ય વર્ધમાનકૃત [२९]**गणरत्नमहोदधि**માં આ વૃત્તિના કર્તા વિશ્રાન્તવિદ્યાધર એવું વામનનું બીજું નામ આપે છે. હેમચંદ્રાચાર્યે પણ વિશ્રાન્તવિદ્યાધરનો ઉલ્લેખ કર્યો છે. વામનકૃત એક **लिङ्गानुशासन** પણ મળે છે. તે કયા વામનનું હશે તે જાણી શકાતું નથી. બીજો એક વામન જે **काव्यालङ्कारसूत्र** નામના અલંકારગ્રંથનો કર્તા છે તે આ ટીકાકાર વામનથી સર્વથા ભિન્ન છે એવું તદ્વિદોએ નિર્ણીત કર્યું છે.

**કાશિકાન્યાસ**–તે પછી **काशिकावृत्ति** પર જિનેન્દ્રબુદ્ધિ બૌદ્ધાચાર્યનો **न्यास** પ્રાપ્ત થાય છે. તેમનો સમય નિર્ણીત નથી છતાં લગભગ ઈ. સ. ૭૦૦ નો માનવામાં આવે છે.

**શાકટાયન**–ત્યાર પછી **शाकटायन व्याकरण**[३०] જોવાય છે. **शाकटायन**કાર ખાસ કરીને **जैनेन्द्र**ના ઋણી છે. છતાં ઠીક ઠીક લાઘવ કરવાનો પ્રયત્ન કર્યો છે. આ. શાકટાયને પોતે જ પોતાના વ્યાકરણ પર **अमोघवृत्ति** રચીને સુંદર વિસ્તાર કર્યો છે અને તેમણે વ્યાકરણની પંચાંગી રચી પૂર્ણતા આણી છે. **शाकटायन** તેના સમયમાં લોકપ્રિય બન્યું હતું; જે તેના પર રચાયેલી ટીકાઓ અને કેટલાક ગ્રંથો પરથી જાણી શકાય છે. તેના પર વર્ધમાનસૂરિકૃત **गणरत्नमहोदधि** અને **माधवीयधातुवृत्ति** વગેરે સુંદર ગ્રંથો ગણાવી શકાય.

આ. શાકટાયન રાષ્ટ્રકૂટવંશીય રાજા અમોઘવર્ષના રાજ્યકાળ (ઈ. સ. ૮૧૪–૮૭૭) માં થયા છે. તેથી આ વ્યાકરણ પણ તે સમયનું માની શકાય. આચાર્ય મલયગિરિજીએ પોતાની **नन्दीसूत्र**ની ટીકા (પૃ. ૧૫)માં શાકટાયનને "**यापनीययतिग्रामाग्रणीः**" લખે છે. એટલે તેઓ યાપનીય સંઘના આચાર્ય હતા. યાપનીય સંઘનો બાહ્યાચાર ઘણોખરો દિગંબરો સાથે મળતો–ઝુલતો છે. તેઓ નગ્ન રહેતા, અને શ્વેતાંબર આગમોને આદરની દૃષ્ટિએ જોતા. આ. શાકટાયને પોતાની **अमोघवृत्ति**માં **छेदसूत्र, निर्युक्ति, कालिकसूत्र** આદિ શ્વેતામ્બર ગ્રંથોનો અત્યંત આદરપૂર્વક ઉલ્લેખ કર્યો છે. આ. શાકટાયને કેવલિકવલાહાર અને સ્ત્રીમુક્તિના સમર્થન માટે **स्त्रीमुक्ति** અને **केवलिभुक्ति** નામનાં બે પ્રકરણો પણ રચ્યાં છે.[३१] આમ યાપનીય સંઘ શ્વેતાંબર અને દિગંબર બંને સંપ્રદાયોની કેટલીક વાતોનો સ્વીકાર કરતો હતો. એક રીતે આ સંઘ બંને સંપ્રદાયને જોડવા માટે શૃંખલારૂપ કાર્ય કરતો.[३२]

આ સમયે મીમાંસક કુમારિલ, જે આઠમી સદીમાં થયા તેમણે વ્યાકરણની ચીવટ ધરાવનાર બ્રાહ્મણોમાં ખળભળાટ મચાવ્યો. તેણે **महाभाष्य** અને **वाक्यपदीय**માં ઉલ્લેખેલ "**तस्माद् व्याकरणं पठनीयम्**" જે લૌકિક વ્યાકરણ ભણવાનું સૂચવે છે તેનું પોતાના **तन्त्रवार्तिक**માં ખંડન કર્યું. તેમાં તેણે જણાવ્યું કે–વેદ પર **प्रातिशाख्यो** એટલે વૈદિક વ્યાકરણ છે તે જ ભણવું જોઈએ. તેથી કંઈ લૌકિક વ્યાકરણ ભણવાની આવશ્યકતા સિદ્ધ થતી નથી. એટલે તેણે વ્યાકરણની મહત્તામાં લૌકિક પરંપરાને માન્ય ન રાખતાં વેદ

---

२९ सप्तनवत्यधिकेष्वेकादशसु शतेष्वतीतेषु (११९७)।
वर्षाणां विक्रमतो गणरत्नमहोदधिर्विहितः॥

૩૦ પ્રો. પાઠકનો Indian Antiquary માંનો ઑક્ટો. ૧૯૧૪ નો લેખ.

૩૧ આ બંને પ્રકરણો जैन साहित्य संशोधक ખંડ ૨ ના અંક ૩–૪ માં મુદ્રિત છે.

૩૨ પં. મહેન્દ્રકુમાર ન્યાયાચાર્યની न्यायकुमुदचन्द्र ભા૦ ૨ ની પ્રસ્તાવના.

પરનાં પ્રત્યેક **प्रातिशाख्योनुं** મહત્ત્વ સ્વીકાર્યું. એટલે મીમાંસકો પ્રથમ **प्रातिशाख्यो**ને મહત્ત્વ આપીને બીજાનું વિધાન કરે એવી માન્યતા ઠસાવી.

**જૈનેન્દ્ર-મહાવૃત્તિ**–તે પછી **जैनेन्द्र व्याकरण** પર આ. અભયનંદિકૃત **महावृत्ति** ઉપલબ્ધ થાય છે. પં. નાથુરામ પ્રેમીજીએ પોતાના **जैनेन्द्र व्याकरण और आचार्य देवनन्दी** વાળા લેખમાં **जैनेन्द्र** વ્યાકરણના પ્રચલિત બે સૂત્રપાઠોમાંથી અભયનંદિકૃત સમ્મતસૂત્ર પ્રાચીન અને પૂજ્યપાદકૃત સિદ્ધ કરેલ છે. પં. પ્રેમીજીએ અભયનંદિને **चन्द्रप्रभचरित** કાર વીરનંદિના ગુરુ બતાવ્યા છે. અને તેમનો સમય અગિયારમી શતાબ્દિ નિર્ધારિત કર્યો છે. આ. નેમિચંદ્ર સિદ્ધાન્તચક્રવર્તીના ગુરુ પણ આ જ અભયનંદિ હતા. આ. નેમિચંદ્રનો સમય ઈ. સ. ૯૮૦ ની આસપાસનો નિશ્ચિત કરી શકાય છે.[૩૩] તેથી તે જ સમય અભયનંદિનો હોવો જોઇએ. અભયનંદિએ **महावृत्ति**માં **वाक्यपदीय, माघ** તેમજ **राजवार्त्तिक**નો ઉલ્લેખ કર્યો છે. જો આ. અભયનંદિએ જ **जैनेन्द्र** પર **महावृत्ति** રચી હોય તો તેમણે નિર્વિવાદતઃ ઇ. સ. ૯૬૦ ની લગભગમાં તે બનાવી હશે.

**શબ્દાંભોજભાસ્કર**–આ **महावृत्ति** પર ઈ. સ. ૧૦૬૦ ની લગભગમાં દિ. આચાર્ય પ્રભાચંદ્રે **शब्दाम्भोजभास्कर** નામનો ન્યાસ બનાવ્યો; કેમકે તેની રચના તેમણે **प्रमेयकमलमार्त्तण्ड** અને **न्यायकुमुदचन्द्र** પછી કરી છે. **न्यायकुमुदचन्द्र** ધારાનૃપતિ જયસિંહદેવ ( ઈ. સ. ૧૦૫૬ ) ના રાજ્યના પ્રારંભકાળમાં બનાવવામાં આવેલ છે.[૩૪] આ. પ્રભાચદ્રે વ્યાકરણ જેવા શુષ્ક શબ્દવિષયક ગ્રંથને દર્શન-શાસ્ત્રની તાર્કિક ચર્ચાવડે રસસભર બનાવી દર્શનગ્રંથની કોટિમાં મૂકવાનો પ્રયત્ન કર્યો છે.

**પંચવસ્તુ પ્રક્રિયા**–**जैनेन्द्र**ના પ્રાચીન સૂત્રપાઠપર આચાર્ય શ્રુતકીર્તિકૃત **पंचवस्तु-प्रक्रिया** ઉપલબ્ધ છે. શ્રુતકીર્તિએ પોતાની **प्रक्रिया**ના અંતમાં **श्रीमद्वृत्ति** શબ્દથી અભયનંદિકૃત **वृत्ति** અને **न्यास** શબ્દથી સંભવતઃ પ્રભાચંદ્રકૃત **न्यास**નો ઉલ્લેખ કર્યો છે. શ્રુતકીર્તિનો[૩૫] સમય લગભગ ઈ. સ. ૧૦૮૦ મનાય છે. શ્રુતકીર્તિએ **न्यास**ને **जैनेन्द्र** વ્યાકરણરૂપી પ્રાસાદની રત્નભૂમિની ઉપમા આપી છે. તેથી એ **न्यास**ની રચના લગભગ ઈ. સ. ૧૦૬૦ની જ સમર્થિત થાય છે.

**શબ્દાર્ણવચંદ્રિકા**–**जैनेन्द्र** પર **शब्दार्णचन्द्रिका** નામની વૃત્તિ પણ ઉપલબ્ધ છે.

**બુદ્ધિસાગર**–એ પછી શ્વેતાંબર જૈનાચાર્યોમાં વ્યાકરણની સૌથી પહેલી રચના

---

૩૩ નેમિચંદ્ર સિં. ચ. એ गोम्मटसार ગ્રંથ ચામુંડરાયના સંબોધનાર્થે બનાવ્યો હતો. ચામુંડરાય ગંગવંશીય મહારાજ મારસિંહ દ્વિતીય ( ૯૭૫ ઇ૦ ) તથા તેમના ઉત્તરાધિકારી રાજમલ્લ દ્વિતીયના મંત્રી હતા. ચામુંડરાયે શ્રવણબેલગુલસ્થ બાહુબલિ–ગોમ્મટેશ્વરની મૂર્તિની પ્રતિષ્ઠા ઇ. ૯૮૧ માં કરાવી હતી. તથા चामुंडपुराण ઈ. સ. ૯૭૮ માં સમાપ્ત કર્યું હતું. તેથી આ સમય સુનિશ્ચિત છે.

૩૪ श्रीजयसिंहदेवराज्ये श्रीमद्धारानिवासिना परापरपञ्चपरमेष्ठिप्रणामोपार्जितामलपुण्यनिराकृत–निखिलमकलङ्केन श्रीमत्प्रभाचन्द्रपण्डितेन ॥ शब्दाम्भोजभास्कर પરનો પુષ્પિકા લેખ.

૩૫ કન્નડી ભાષાના चन्द्रप्रभचरित्रના કર્તા દિ. અગ્ગલ કવિ શ્રુતકીર્તિને પોતાના ગુરુ બતાવે છે. આ ચરિત શક સં. ૧૦૧૧ ઇ. સ. ૧૦૮૯ માં સમાપ્ત થયું હતું.

કરનાર બુદ્ધિસાગરસૂરિ દૃષ્ટિગોચર થાય છે. તેમણે **बुद्धिसागर व्याकरण** રચ્યું. આ બુદ્ધિસાગરસૂરિ વર્ધમાનસૂરિના શિષ્ય શ્રી જિનેશ્વરસૂરિના ગુરુભાઈ હતા. તેઓ ચૌલુક્યવંશીય દુર્લભરાજના રાજ્યકાળ–ઈ. સ. ૧૦૦૯ થી ૧૦૨૧ દરમ્યાન હતા.[૩૬] અને તેથી આ વ્યાકરણની રચના પણ તે સમય લગભગની ગણાવી શકાય.

આ બધા વૈયાકરણોના વ્યાકરણપ્રદેશને જોતાં જોતાં માનસ સરોવરસમા હેમચંદ્રાચાર્યના **सिद्धहेमशब्दानुशासन**નાં દર્શન થાય છે.

### ૩. સિદ્ધહેમશબ્દાનુશાસનની રચના

હેમચંદ્રાચાર્યને નવું વ્યાકરણ બનાવવા માટે ઉપર્યુક્ત વ્યાકરણોનો અભ્યાસ કરવો જરૂરી હતો. અને તેથી જ તે સમયે કાશ્મીર દેશથી જ નહિ પણ ભિન્ન ભિન્ન દેશોમાંથી વ્યાકરણના પ્રાપ્ય ગ્રંથો સિદ્ધરાજે મંગાવી સૂરિજીને અર્પણ કર્યા. સૂરિજીએ પોતાની અતુલ બુદ્ધિપ્રભા અને સતત પરિશ્રમથી, **प्रबन्धचिन्तामणि**કારના કથન મુજબ, એક જ વર્ષમાં સવાલાખ શ્લોકાત્મક વ્યાકરણનો ગ્રંથ બનાવ્યો. તેમાં તેમણે **हैमन्यास**ની પણ ગણના કરી હશે. પરંતુ **सिद्धहेम सूत्र** ૧–૧–૨૬ પરના **हेमन्यास**માં પોતાના **काव्यानुशासन**ની **स्वोपज्ञ–अलङ्कार–चूडामणि** નામની વૃત્તિનો ઉલ્લેખ જોવાય છે. અને **अलङ्कारचूडामणि** માં **शब्दानुशासन**નો ઉલ્લેખ આવે છે. આથી જાણી શકાય છે કે હેમચંદ્રાચાર્યે **सिद्धहेमशब्दानुशासन**નાં પાંચ અંગો **१ सूत्र, २ सवृत्ति–गणपाठ, ३ उणादि, ४ धातुपाठ** અને **५ लिङ्गानुशासन** ઇ. સ. ૧૧૩૭ (સં. ૧૧૯૪) માં રચ્યાં. આ મૂળ મૂળ પાંચ અંગો લખતાં એક વર્ષ લાગ્યું હોય તો તે અસંભવિત નથી, પણ પાંચ અંગોના શ્લોકોની સંખ્યા સવા લાખ થઇ શકતી નથી. અને તેથી જ જર્મન વિદ્વાન્ ડૉ. બુલ્હરને આ ન્યાસ સાથેના વ્યાકરણના નિર્માણકાળ માટે ત્રણ વર્ષની કલ્પના કરાવી પડી છે. તેથી તેની રચના ઇ. સ. ઇ. ૧૧૪૦ (સં. ૧૧૯૭)માં થઇ એમ તેઓ માને છે.[૩૭]

આ વ્યાકરણ ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહની પ્રાર્થનાથી અને તેમણે આપેલી ગ્રંથોની સહાયથી રચાયેલું હોવાથી તેનું નામ **सिद्धहेमशब्दानुशासन** આપવામાં આવ્યું. કોઇકે તો **सिद्धराजेन कारितत्वात् "सिद्धम्" हेमचन्द्रेण कृतत्वाद् "हेमचन्द्रम्"** એવી યથાર્થ કલ્પના કરી છે. [૩૮]

આ વ્યાકરણમાં આઠ અધ્યાયો છે. પ્રત્યેક અધ્યાયમાં ચાર પાદો છે. તેથી કુલે બત્રીશ પાદ થાય. તેમાં ૪૬૮૫ સૂત્રો છે, અને **उणादि**નાં ૧૦૦૬ સૂત્રોની સંખ્યા મેળવવામાં આવે તો કુલ ૫૬૯૧ સૂત્રોની સંખ્યા છે. તેમાં સાત અધ્યાય સુધી તો સંસ્કૃત ભાષાનું વ્યાકરણ છે અને આઠમા અધ્યાયમાં ૭ પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ આપવામાં આવેલું છે. કેવળ સંસ્કૃત વ્યાકરણસૂત્રોની સંખ્યા ૩૫૬૬ છે જ્યારે **प्राकृत व्याकरण** વાળા આઠમા અધ્યાયમાં ૧૧૧૯ સૂત્રો છે. તેમાં પ્રત્યેક અધ્યાયની સૂત્રસંખ્યા નિમ્નલિખિત છે.

---

૩૬. श्रीविक्रमादित्यनरेन्द्रकालात् साशीतिके याति समासहस्रे ।
सश्रीकजावालिपुरे तदाद्यं दृब्धं मया सप्तसहस्रकल्पम् ॥ बुद्धिसागर व्याकरण ની અંતિમ પ્રશસ્તિ.

૩૭ The Life of Hemchandra. બુલ્હરકૃત, સિંઘી જૈન ગ્રંથમાળાથી પ્રકાશિત.

૩૮ Systems of Sanskrit Grammar પૃ. ૭૫.

| | | |
|---|---|---|
| પ્રથમ અધ્યાય–૨૪૧ | ચોથો અધ્યાય–૪૮૧ | સાતમો અધ્યાય–૬૭૩ |
| બીજો અધ્યાય–૪૬૦ | પાંચમો અધ્યાય–૪૯૮ | આઠમો અધ્યાય–૧૧૧૯ |
| ત્રીજો અધ્યાય–૫૨૧ | છઠ્ઠો અધ્યાય–૬૯૨ | |

આ બધામાં છઠ્ઠો, સાતમો અને આઠમો અધ્યાય બહુ વિસ્તૃત છે. પાંચ અધ્યાયમાં જેટલી સૂત્રસંખ્યા છે તેથીયે અધિક બાકીના ત્રણ અધ્યાયોમાં છે. કેમકે તેમાં ક્રમશઃ **कृदन्त, तद्धित** અને **प्राकृत** છ ભાષાઓનાં વ્યાકરણનાં મોટાં પ્રકરણો આવેલાં છે. પ્રત્યેક વૈયાકરણને આ પ્રકરણોનો વિસ્તાર કરવો પડે છે; કેમકે તેમાં ઘણા વિષયો પરત્વે વિસ્તૃત વક્તવ્ય હોય છે.

એકલા હેમચંદ્રાચાર્યે જ વ્યાકરણનાં પાંચ અંગો રચ્યાં અને તે પર વાર્તિકની પણ જરૂર ન પડે તેવી કુશળતાથી રચના કરી એ જ આ વ્યાકરણનું મહત્ત્વ છે. વળી આ પાંચે અંગો ઉપર વિસ્તૃત **हेमबृहन्न्यास** પણ પોતે જ રચ્યો એ ખરેખર તેમની અદ્‌ભુત ગ્રહણ અને સંગ્રહ શક્તિનો આપણને ખ્યાલ આપે છે.

હેમચંદ્રાચાર્યે ન કેવળ સંસ્કૃતભાષાનું જ એકલું વ્યાકરણ બનાવ્યું પણ આઠમા અધ્યાયમાં **१ प्राकृत, २ शौरसेनी, ३ मागधी, ४ पैशाची, ५ चूलिका-पैशाची** અને **६ अपभ्रंश**–એમ છયે શિષ્ટ સાહિત્યમાં પ્રસિદ્ધ ભાષાઓનું વ્યાકરણ રચ્યું. ગૂજરાતી ભાષાની માતા સમી **अपभ्रंश** ભાષાનું વિશદ વ્યાકરણ સૌથી પ્રથમ હેમચંદ્રે આપી અપભ્રંશના આદિ વૈયાકરણ તરીકેની ખ્યાતિ મેળવી.

જેમ પાણિનિએ લૌકિક વ્યાકરણ પછી વૈદિક સાહિત્યના જ્ઞાન માટે અંતમાં **वैदि-प्रक्रिया** રચી તેમ હેમચંદ્રાચાર્યે આઠમા અધ્યાયમાં **अर्धमागधी** ભાષામાં રચાયેલા **જૈન आगम** ગ્રંથોના જ્ઞાન માટે ટૂંકમાં પ્રયોગાનુકૂળ **आर्षभाषा**નું દિગ્દર્શન પણ કરાવ્યું.

આ અષ્ટાધ્યાયી વ્યાકરણના બત્રીશ પાદમાં પ્રત્યેક પાદની અંતે એક એક શ્લોક–એમ બત્રીશ અને ત્રણ અનુપૂર્તિના મળી પાંત્રીશ શ્લોકોના સુંદર લાક્ષણિક અને ઐતિહાસિક કાવ્યમાં ચૌલુક્યવંશીય સાત રાજાઓની પ્રશસ્તિ આપી છે, જે શ્લોકો એક રીતે પોતાના સંસ્કૃત, **द्व्याश्रय–महाकाव्य**ના નિષ્કર્ષ સ્વરૂપના લાગે છે. તે સાત રાજાઓનો રાજ્યકાળ આ પ્રમાણે છે–૧ મૂળરાજ ઇ. સ. ૯૬૦ થી ૯૯૫ (વિ. સં. ૧૦૧૭ થી ૧૦૫૨), ૨ ચામુંડરાજ (નં. ૧ નો પુત્ર) ઇ. સ. ૯૯૫ થી ૧૦૦૬, ૩ વલ્લભરાજ (નં. ૨ નો પુત્ર) છ માસ, ૪ દુર્લભરાજ (નં. ૩ નો ભાઇ) ૧૦૦૯ થી ૧૦૨૧, ૫ ભીમદેવ (નં. ૪ નો ભત્રીજો) ઇ. સ. ૧૦૨૧ થી ૧૦૬૩, ૬ કર્ણદેવ (નં. ૫ નો પુત્ર) ઇ. સ. ૧૦૬૩ થી ૧૦૯૩, ૭ સિદ્ધરાજ જયસિંહ (નં. ૬ નો પુત્ર) ઈ. સ. ૧૦૯૩ થી ૧૧૪૨.[૩૯] આનો ગૂજરાતી અનુવાદ પં. બહેચરદાસજીએ "પુરાતત્ત્વ" ત્રૈમાસિકમાં આપેલ છે.

## ૪ બીજાં વ્યાકરણો સાથે સિદ્ધહેમની તુલના

વ્યાકરણમાં ગુરુપણું દોષરૂપ મનાયું છે. અને તેથી જ **अर्धमात्रालाघवं पुत्रोत्सवाय मन्यन्ते वैयाकरणाः** જેવી ઉક્તિ યથાર્થ થયેલી હેમચંદ્રના વ્યાકરણમાં પ્રતીત થાય છે.

૩૯ આ બધા સોલંકીવંશના રાજવીઓના ઇતિહાસ માટે જુઓ દુર્ગાશંકર શાસ્ત્રીકૃત "ગૂજરાતીના મધ્યકાલીન રાજપૂતોનો ઇતિહાસ" ભા. ૧–૨.

વાર્તિકો વિના સૂત્રો રચતાં **पाणिनीय** આદિથી **सिद्धहेम**નાં સૂત્રોની સંખ્યા વધી જતી નથી. **सिद्धहेम**ના સૂત્રશ્લોકોની સંખ્યા કેવળ ૧૧૦૦ જેટલી જ છે અને તેમ છતાં વ્યાકરણનો કોઈ પણ પ્રયોગ તેમણે બાકી રાખ્યો નથી. જ્યાં પાણિનિ અને વાર્તિકકારને એક વિષયમાં સાત–આઠ સૂત્રો રચવાં પડ્યાં છે ત્યાં હેમચંદ્ર એક જ સૂત્રથી એ આખાય વિષયને એકમાં સમેટી પોતાના વિષયની ગંભીરતા કુશળતાથી બતાવી આપે છે. જેમ—

| પાણિની | હેમચંદ્ર |
| --- | --- |
| १ ध्रुवमपायेऽपादानम् | अपायेऽवधिरपादानम् ॥ २।२।२९ |
| २ जुगुप्साविरामप्रमादार्थानामुपसंख्यानम् (वार्तिक) | |
| ३ भीत्रार्थानां भयहेतुः | |
| ४ पराजेरसोढः | |
| ५ वारणार्थानामीप्सितः | |
| ६ अन्तर्धौ येनादर्शनमिच्छति | |
| ७ जनिकर्तुः प्रकृतिः | |
| ८ भुवः प्रभवः | |

**पाणिनीय**ના અષ્ટધ્યાયી ક્રમમાં કોઇ પણ પ્રકારનો પ્રકરણવિભાગ નથી. આ ક્રમ વિધાનના ક્રમે રચાએલો છે. તેને ચંદ્રગોમિન્, દેવનન્દી અને શાકટાયન અનુસર્યા છે. અને તેથી આ ક્રમ વિદ્યાર્થીઓને દુર્બોધ લાગવાથી ભટ્ટોજી દીક્ષિત, જેમનો સમય લગભગ ૧૬૩૦ ઇ. સ. ની આસપાસ છે, તેમણે **पाणिनीय**નાં સૂત્રોને પ્રકરણ પુરસ્સર પોતાની **सिद्धान्तकौमुदीमां** ગોઠવ્યાં છે. **सिद्धहेमचन्द्र** વ્યાકરણ પરથી **हैमकौमुदी** અથવા **चन्द्रप्रभा** નામનું સુંદર વ્યાકરણ રચનાર જૈનાચાર્ય મેઘવિજય ઉપાધ્યાયે એ **कौमुदी** ક્રમને હેમચંદ્રના અનુકરણ રૂપે લેખ્યો છે.[૪૦] બંનેના ક્રમ જોવાથી થોડા ફેરફાર સિવાય મેઘવિજયજીનું કથન સત્ય પુરવાર થાય છે, એમ લાગ્યા વિનાં નથી રહેતું.

પાણિનિને જો આદિ વૈયાકરણ માનીએ તો હેમચંદ્રને અંતિમ મહાવૈયાકરણ માનવામાં જરાયે અતિશયોક્તિ નથી. તેમણે **वेद**થી લઇને **बुद्धिसागर** વ્યાકરણ પર્યંત, જેમનો અગાઉ નિર્દેશ કરવામાં આવ્યો છે, તે બધાયનું પરિશીલન કર્યું–એમ તેમણે આપેલા વૈયાકરણોના નામનિર્દેશપૂર્વકના ઉલ્લેખો પરથી આપણે જાણી શકીએ છીએ. તેમાંના કેટલાકનાં નામો ઉદાહરણાર્થે અહીં અપાય છે—

૧ ઇન્દ્રિગોમિન્, ૨ ઉત્પલ, ૩ ઉપાધ્યાય (કૈયટ), ૪ કક્કલ, ૫ કલાપક ૬ કાશિકાકાર (જયાદિત્ય; વામન), ૭ ક્ષીરસ્વામી, ૮ ચંદ્રગોમિન્, ૯ જયંતિકાર, ૧૦ દુર્ગસિંહ, ૧૧ દેવનંદી, ૧૫ ન્યાસકાર (જિનેન્દ્રબુદ્ધિ), ૧૩ પાણિનિ, ૧૪ ભાષ્યકાર (પતંજલિ), ૧૫ શેષરાજ કે શ્રીશેષ, ૧૬ ભોજ, ૧૭ વામન, ૧૮ વાર્તિકકાર (કાત્યાયન), ૧૯ વિશ્રાંતવિદ્યાધર, ૨૦ શાકટાયન, ૨૧ શ્રુતપાલ વગેરે.

---

૪૦ "भट्टोजिनाम्ना भवदीक्षितेन सिद्धान्तचुक्ता वरकौमुदी या ।
श्रीसिद्धहैमानुगता व्यधायि सैवाश्रिता भानुविभोदयाय ॥
हैमकौमुदी પ્રશસ્તિનો શ્લો० ૧૨.

તેઓ ખાસ કરીને શાકટાયન અને કાતંત્રના ઋણી છે અને તે તે વૈયાકરણોના સીધા ઉલ્લેખો–ઉતારાઓ લેવા છતાં તેમનું સર્વાંગીણ સર્જક વ્યક્તિત્વ વિદ્યાર્થી ઉપર સીધી અસર પાડયા વિના રહેતું નથી. એટલે જ તેમનું રચના–કૌશલ તત્કાલીન દૃષ્ટિને આલેખતું ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે એમ કહેવું અસ્થાને નથી. અને તેથી જ તેમના **न्यास**માં, જેમ પ્રભાચંદ્રે **शब्दाम्भोजभास्कर**માં તર્ક શૈલી અપનાવી છે, તેમ તેમણે નિપજાવેલો સમન્વય-ભર્યો નવીન પ્રવાહ આપણે નિહાળી શકીએ છીએ, જે એમની વ્યાપક ભાવના–શૈલીને આભારી છે. તેમાં શું સાહિત્ય–વિષયતા, શું ધાર્મિકતા કે શું રાષ્ટ્રિયત્વ–એ બધાનો સમુચિત મેળ, મહાસાગરમાં ભળતી નદીઓનાં મુખસમો દૃષ્ટિગોચર થાય છે. આ જ દૃષ્ટિ તેમની અંતિમ મહાવૈયાકરણ તરીકેની ખ્યાતિને સમુજ્જ્વલ કરવા માટે પૂરતી છે.

હેમચંદ્રનું **प्राकृत व्याकरण** એ એક ખાસ સ્થાન રોકે તેવો ગ્રંથ છે, છતાં અહીં તો એટલું જ કહેવું ઉચિત થશે કે હેમચંદ્ર પૂર્વનાં **प्राकृत** વ્યાકરણો કરતાં તેમનું આ વ્યાકરણ અનેક અંશે પૂર્ણ છે. એટલું જ નહિ, તેમાંનું **अपभ्रंश** વ્યાકરણ, જેમાંથી **गूजराती** ભાષાનાં ઉત્પત્તિ અને વિકાસ થયાં તેના રચયિતા તરીકે હેમચંદ્રને સૌની મોખરે મૂકે છે. તેથી જ તેમને **अपभ्रंश** વ્યાકરણના આદિ વૈયાકરણ લેખવા અનુચિત નથી. આને લગતાં **देशीनाममाला** અને **प्राकृतद्व्याश्रय काव्य** પણ તેટલાં જ મહત્ત્વનાં ગણાવી શકાય.

### ૫. સિદ્ધહેમને લગતા ગ્રંથો

આચાર્ય હેમચંદ્રે ૧ મૂળસૂત્રો. ૨ એ પર બૃહદ્વૃત્તિ ૧૮૦૦૦ શ્લોકાત્મક અને લઘુ-વૃત્તિ ૬૦૦૦ શ્લોકાત્મક, ૩ સવિસ્તર વૃત્તિયુક્ત ધાતુપારાયણ ૫૬૦૦ શ્લોકાત્મક, ૪ સવૃત્તિ ઉણાદિ સૂત્ર અને ૫ બૃહત્ટીકાયુક્ત લિંગાનુશાસન ૩૬૮૪ શ્લોકાત્મક એ પાંચે અંગો અને ૮૪૦૦૦ શ્લોકનો ન્યાસ અને લઘુન્યાસ શ્લોક (?) પણ તેમણે એકલે હાથે રચ્યા. બીજાં વ્યાકરણોમાં તો સૂત્ર કોઈ રચે તો વૃત્તિ કોઈ બીજા, તેમ ઉણાદિ, ધાતુપાઠ અને લિંગાનુ-શાસન કોઈ ત્રીજા–ચોથાના હાથે રચાય. પણ આ વ્યાકરણમાં ઉપર્યુક્ત પાંચે અંગોના કર્તા એક જ હોવાથી **सिद्धहेमशब्दानुशासन**ની એ વિશેષતા સૌને હૃદયંગમ બની રહે છે અને કોઇ પણ શંકાનું એક જ હાથે આલેખાયેલું એક સરખું સમાધાન આપણે મેળવી શકીએ છીએ. વ્યાકરણના પ્રયોગો સિદ્ધ કરતું **द्व्याश्रयमहाकाव्य** રચીને પણ પોતાના વ્યાકરણના વિદ્યાર્થીઓની અથવા ગૂજરાતની પરાઙ્મુખ અપેક્ષા તેમણે દૂર કરી છે.

આ **द्व्याश्रय**ની સંપૂર્ણ વિશેષતા આ મર્યાદિત લેખમાં દર્શાવવી શકય નથી. પણ એટલું કહેવું તો જરૂરી છે કે ભટ્ટિના **भट्टिकाव्य** કરતાં સુંદર શૈલીમાં આ કાવ્યની રચના થઈ છે. એટલું જ નહિ પણ **भट्टिकाव्य**માં પ્રયોગો ક્રમપુરસ્સર સાધવાનો ઉદ્દેશ રખાયો નથી, જ્યારે **द्व्याश्रय** કાવ્ય પ્રત્યેક સૂત્રના ક્રમાનુસાર પ્રયોગો સિદ્ધ કરતું, સિદ્ધરાજની વંશાવલી અને તેના ઇતિહાસનો ક્રમશઃ નિર્દેશ કરતું સરિતા જેવું પ્રવાહબદ્ધ ચાલ્યું જાય છે. આજે એ કાવ્ય ગૂજરાતના સોલંકી વંશના ઇતિહાસનો નકકુર ખજાનો બની રહ્યું છે. **संस्कृत–द्व्याश्रय**માં ૨૦ સર્ગો છે. અને સિદ્ધરાજ સુધીનો ઇતિહાસ પૂર્ણપણે આલે-ખાયેલો પ્રાપ્ત થાય છે. **प्राकृत–द्व्याश्रय** તે જ રીતે આઠમા અધ્યાયનાં **प्राकृत** સૂત્રોના પ્રયોગો સાધતું અને કુમારપાલનો ઇતિહાસ દર્શાવતું આઠ સર્ગમાં રચાયું છે.

હેમચંદ્રના **अभिधानचिन्तामणि**, **अनेकार्थसंग्रह** અને **देशीनाममाला** ઉપર્યુક્ત વ્યાકરણસિદ્ધ યૌગિક અને રૂઢ શબ્દોનો સંગ્રહ કરતા હોવાથી તેને જ લગતા ગણાવી શકાય.

આ સિવાય બીજા આચાર્યો કે જેમણે હેમચંદ્રના વ્યાકરણ ઉપર જ સ્વતંત્રરૂપે લખ્યું છે તેમનો અને તેમના રચિત ગ્રંથોનો ઉલ્લેખ નીચે કરાય છેઃ

| ગ્રંથ | ગ્રંથકારો |
|---|---|
| ૧ **लिङ्गानुशासनवृत्ति** (બીજી) | જયાનંદ |
| ૨ **धातुपाठ ( स्वरवर्णानुक्रमयुक्त )** | પુણ્યસુંદરગણિ[૪૧] |
| ૩ **क्रियारत्नसमुच्चय** (૫૬૬૧ શ્લોકસંખ્યા) | ગુણરત્નસૂરિ[૪૨] |
| ૪ **हैमविभ्रमसटीक** | ગુણચંદ્રસૂરિ |
| ૫ **हैमविभ्रमवृत्ति** | જિનપ્રભસૂરિ |
| ૬ **हैमलघुन्यायप्रशस्तिअवचूरी** | ઉદયચંદ્ર |
| ૭ **न्यायमञ्जुषा** | હેમહંસ (સં૦ ૧૫૧૫) |
| ૮ **स्यादिशब्दसमुच्चय** | અમરચંદ્રસૂરિ[૪૩] |

આ બધાય ગ્રંથો પોતપોતાના વિષયમાં **सिद्धहेम** વ્યાકરણના અંગભૂત છે. અને તેથી **सिद्धहेम**ના અભ્યાસીને વ્યુત્પત્તિ માટે આટલાં સાધનો પૂરતાં છે એવો સ્વાનુભવ છે.

આ વ્યાકરણ પરથી સંક્ષિપ્ત કરેલાં કેટલાંક વ્યાકરણો આપણને ઉપલબ્ધ થાય છે; તેમાં નીચે મુજબનાં ગણાવી શકાયઃ

| | | |
|---|---|---|
| ૧ **सिद्धसारस्वत** | | દેવાનંદ |
| ૨ **चन्द्रप्रभा [ हैमकौमुदी ]** ૭૦૦૦ શ્લોક. | | મેઘવિજય ઉપાધ્યાય.[૪૪] |
| ૩ **हैमशब्दचन्द्रिका** | | ,, ,, |
| ૪ **हैमप्रक्रिया** | | મહેન્દ્રસુત વીરસી. |
| ૫ **हैमलघुप्रक्रिया** | | વિનયવિજયોપાધ્યાય |
| ૬ ,, ,, ,, **बृहन्न्यास** ૩૫૦૦૦ શ્લોક. | | ,, ,, |
| ૭ **बालभाषाव्याकरणसूत्रवृत्ति** | | |
| ૮ **हैमबृहत्प्रक्रिया** | (આધુનિક) | ગિરજાશંકર શાસ્ત્રી |

આ સિવાય આધુનિક સમયમાં આ. શ્રી વિજયનેમિસૂરિજીએ **सिद्धहेम** વ્યાકરણ પરથી

---

૪૧ काले षड्रसपूर्ववत्सरमिते ૧૪૬૬ वि० सं.માં ગ્રંથ બન્યો. क्रियारत्नसमुच्चयની અંતિમ પ્રશસ્તિ શ્લો૦ ૬૩

૪૨ अकारि गुणचन्द्रेण वृत्तिः स्व-परहेतवे ।

देवसूरिक्रमाम्भोजचञ्चरीकेण सर्वदा । हैमविभ्रमवृत्तिની અંતિમ પ્રશસ્તિ.

તેઓ વાદિદેવસૂરિના શિષ્ય છે. જ્યારે વાદિદેવસૂરિનો સમય સં. ૧૧૪૩-૧૨૨૬ નો છે, તેથી તેમનો સમય પણ તે જ નક્કી થાય છે.

૪૩ તેઓ વિસલદેવના રાજ્યકાલ ઈ. સ. ૧૨૪૩-૧૨૬૧ માં વિદ્યમાન હતા. જુઓ प्रबन्धकोश ગત अमरचन्द्रसूरिप्रबन्ध.

૪૪ "विजयन्ते ते गुरवः शैलशरर्षीन्दुवत्सरे तेषाम्" (૧૭૫૮)

हैमकौमुदीની અંતિમ પ્રશસ્તિનો શ્લો૦ ૭

ચાર અને આ. શ્રી સાગરાનંદસૂરિજીએ એક વ્યાકરણ બનાવેલ છે. તે સિવાય **प्राकृत** વ્યાકરણને કૌમુદીક્રમે ખરતરગચ્છીય શ્રી કૃપાચંદ્રસૂરિજીએ બનાવેલું જોવાય છે.

આ સૌમાં મેઘવિજય ઉપાધ્યાય અને વિનયવિજય ઉપાધ્યાયનાં વ્યાકરણોની રચના ગંભીર અને સ્વસ્થ હોવાથી વધારે સફળ છે. અને આજે પણ જૈન સાધુઓમાં તેનું પઠન-પાઠન ક્યાંક ક્યાંક જોવામાં આવે છે.

## ૬. સિદ્ધહેમ પર ટીકાગ્રંથો

**सिद्धहेम** વ્યાકરણ પર અનેક ટીકાગ્રંથો આજે પણ આપણને ઉપલબ્ધ થાય છે. તેમાંના મળી શક્યાં તેટલાં નામો નીચે દર્શાવવામાં આવે છે.

| ટીકાગ્રંથનામ | શ્લોકસંખ્યા | કર્તા | સંવત |
|---|---|---|---|
| १ **बृहन्न्यास** | ૮૪૦૦૦ | હેમચંદ્રસૂરિ | |
| २ **लघुन्यास** | ૫૩૦૦૦ | રામચંદ્રસૂરિ (હેમચંદ્રના શિષ્ય, સમકાલીન) | |
| ३ ,, ,, | ૯૦૦૦ | ધર્મઘોષ | |
| ४ **कतिचिद् दुर्गपदव्याख्या** | | દેવેન્દ્ર[૪૫] (હેમચંદ્રના શિષ્ય ઉદયસાગરના શિષ્ય) | |
| ५ **न्यासोद्धार** | | કનકપ્રભ[૪૬] | |
| ६ **हैमलघुवृत्ति** | | કાકલ (કક્કલ) કાયસ્થ[૪૭] (હેમચંદ્રનો સમકાલીન) | |
| ७ **हैमबृहद्वृत्ति ढुंढिका** | | સૌભાગ્યસાગર | ૧૫૯૧ |
| ८ **हैमसंस्कृत (व्याकरण) ढुंढिका** | | વિનયચંદ્ર | |
| ९ **हैमप्राकृत (व्याकरण) ढुंढिका** | | ઉદયસૌભાગ્ય ગણિ. | |
| १० **हैमलघुवृत्ति ढुंढिका** | | મુનિશેખર | |
| ११ **हैम-अवचूरि** | | ધનચંદ્ર | |
| १२ **हैमचतुर्थपादवृत्ति** | | ઉદયસૌભાગ્ય | १५९१ |
| १३ **हैमव्याकरणदीपिका** | | જિનસાગર | |
| १४ **हैमव्याकरणअवचूरि** | | રત્નશેખર | |
| १५ **प्राकृत दीपिका** | | હરિભદ્ર (દ્વિતીય) | |
| १६ **प्राकृत अवचूरि** | | હરિપ્રભસૂરિ | |
| १७ **हैमदुर्गपदप्रबोध** | | જ્ઞાનવિમલશિષ્ય વલ્લભ. | ૧૬૬૧ |
| १८ **हैमकारकसमुच्चय** | | શ્રીપ્રભસૂરિ | ૧૨૮૦ |
| १८ **हैमवृत्ति** | | ,, | ,, |
| २० **आख्यातवृत्ति** | | નંદસુંદર | |

૪૫ 'હેમચંદ્રાચાર્યના શિષ્ય ઉદયચંદ્ર, તેના શિષ્ય દેવેન્દ્રસૂરિ.

૪૬ હેમચંદ્રસૂરિના ઉદયચંદ્ર, તેના શિષ્ય દેવેન્દ્ર, તેના શિષ્ય કનકપ્રભ હતા.

૪૭ षट्तर्ककर्कशमतिः कविचक्रवर्ती, शब्दानुशासनमहाम्बुधिपारदृश्वा ।
शिष्याम्बुजप्रकरजृम्भणचन्द्रभानुः कक्कल एव सुकृती जयति स्थिरायाम् ॥
हैमविभ्रमની અંતિમ પ્રશસ્તિનો શ્લો० ५ અને प्रभा० च० માંના हेम० च० ના શ્લો० ૧૧૨-૧૧૫

આમાંથી **बृहन्न्यास**નો થોડો ભાગ, કનકપ્રભનો **न्यासोद्धार** અને આઠમા અધ્યાય **प्राकृत** વ્યાકરણ પર ઉદયસૌભાગ્યે રચેલી **हैमदुण्ढिका** મુદ્રિત થઈ પ્રગટ થયાં છે. બાકીના ટીકાગ્રંથો પ્રાય: અપ્રગટ છે.

## ૭. સિદ્ધહેમનો પ્રચાર

ઉપર્યુક્ત વિશેષતાઓથી પરિપૂર્ણ આ વ્યાકરણ જ્યારે હેમચંદ્રે પૂર્ણ કર્યું ત્યારે ગૂર્જરપતિ સિદ્ધરાજ જયસિંહે તેને સમારોહ પૂર્વક હાથી પર મૂકી, પોતાના મહેલમાં પધરાવી ભક્તિ પૂર્વક પૂજા કરી અને ૩૦૦ કુશળ લહિયાઓ પાસે તેની નકલો કરાવી, અંગ, બંગ, કલિંગ વગેરે બત્રીશ દેશોમાં પ્રચાર કરવા માટે આ વ્યાકરણની નકલો મોકલી. એકલા કાશ્મીરના સરસ્વતી ભંડાર માટે જ વીસ જેટલી નકલો મોકલવામાં આવી હતી.

પોતાને આધિન રાજ્યોમાં **सिद्धहेम** વ્યાકરણ ભણવાની રાજ-આજ્ઞા કરવામાં આવી અને આઠ વ્યાકરણોનો જાણકાર કાકલ નામનો કાયસ્થ વૈયાકરણ **हैम व्याकरण**ના અધ્યાપક તરીકે નિયુક્ત થયો. આ વ્યાકરણના અભ્યાસીઓને પરીક્ષામાં પાસ થતાં ઉત્તેજન અને પુરસ્કાર અપાવા લાગ્યાં.

આ રીતે હેમચંદ્રના જીવનકાળમાં જ આ વ્યાકરણનો ખૂબ પ્રચાર કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા. પણ હેમચંદ્રના સ્વર્ગગમન પછી પ્રાય: બ્રાહ્મણોની સાંપ્રદાયિકતાથી અને કુમારપાળ પછી અજયપાલ (સં. ૧૨૭૩-૭૬)ના જૈનો તરફના પ્રત્યાઘાતી વલણથી આ વ્યાકરણના જૈનેતર વિદ્વાનો વધુ ન નિકળ્યા. જૈન સાધુઓમાં તેનો પ્રચાર વિશેષપણે હતો. પણ શ્રાવકો વ્યવસાયી હોવાથી સંસ્કૃત ભણતા નહોતા. પાછળથી જૈન સાધુઓમાં પણ આ વ્યાકરણનો પ્રચાર ધીમે ધીમે ઘટતો ગયો. અને પરિણામે શ્રી હેમચંદ્રાચાર્યનું આ વ્યાકરણ તેની ખ્યાતિ અને યોગ્યતા મુજબના પ્રચારથી વંચિત રહી ગયું. અહીં એટલું કહેવું જરૂરી છે કે અત્યારે જેટલા સંસ્કૃત-પ્રાકૃત-ભાષાના જૈન સાહિત્યમાં રસલેનારા જૈન અને મુખ્યત્વે જૈનેતર વિદ્વાનો દૃષ્ટિગોચર થાય છે તેટલા પ્રાય: કોઈ કાળે નહોતા. એટલે આ સમયે આ વ્યાકરણ તેમજ બીજા જૈન સાહિત્યના પ્રચાર માટે સમર્થ પ્રયત્ન કરવામાં આવે તો ઘણો જ લાભ થઈ શકે એમ છે. આપણા પૂજ્ય મુનિવરો અને સમાજના આગેવાન ગૃહસ્થો આ તરફ અવશ્ય લક્ષ આપે એમ ઇચ્છીએ.

## ઉપસંહાર

ગમે તેમ હોય પણ હેમચંદ્રનું વ્યાકરણ જે ગૂજરાતની અસ્મિતાનું રક્ષક અને સર્જક છે તેને આપણે જોઈએ તેટલું ન અપનાવ્યું, અને તેથી તેની મહત્તા આપણે સમજી શક્યા નથી. પણ યુરોપીય વિદ્વાનોએ તો **धातुपारायण, उणादिवृत्ति, लिङ्गानुशासन, अनेकार्थसंग्रह** અને **अभिधानचिन्तामणि** જેવા ગ્રંથો સંશોધિત કર્યા અને તે ગ્રંથોનો આજે પણ પૂર્ણ રીતે ઉપયોગ કરે છે. અરે! હેમચંદ્રની મહત્તા ગાતા બુલ્હર જેવા વિદ્વાને તો તેમના જીવન પર સુંદર પ્રકાશ પાડતો એક આખો ગ્રંથ રચ્યો છે.

આપણે પણ એ મહાપુરુષની વિદ્વત્તાને વધુ પિછાણીએ!

# કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય
અને
# તેમનું સાહિત્ય

| બારમી–તેરમી સદીના પરમપ્રભાવક, યુગપ્રવર્તક સૂરીશ્વરના ઓજસપૂર્ણ જીવન અને અતિસમૃદ્ધ સાહિત્યનો પરિચય |
|---|

લેખકઃ પૂ. મુનિરાજ શ્રી સુશીલવિજયજી, રાધનપુર

**ગુજરાતની** અસ્મિતાના આદ્ય દ્રષ્ટા, ૧૨–૧૩મા સૈકાની અસાધારણ સમર્થ વ્યક્તિ, કલિકાલસર્વજ્ઞ બિરુદધારક, મહારાજા સિદ્ધરાજની સભાના શિરતાજ, કુમારપાલ ભૂપાલના પ્રતિબોધક ગુરુ, અને વ્યાકરણ–ન્યાય–સાહિત્ય–કોશ–ધર્મશાસ્ત્ર વગેરે વિષયોના સાડાત્રણ કરોડ શ્લોકપ્રમાણ ગ્રંથોના પ્રણેતા શ્રી હેમચન્દ્રાચાર્ય મહારાજનું નામ ભારતીય ઈતિહાસમાં અમર છે. આ લેખમાં એ મહાપુરુષના જીવનના કેટલાક વિશિષ્ટ પ્રસંગો તરફ આપણે દૃષ્ટિપાત કરીશું.

**જન્મસ્થાન, માતાપિતાદિ**

સદ્‌ગુણ અને સમૃદ્ધિથી ભરપૂર ગુર્જરભૂમિના પાટનગર અણહિલપુરમાં ચૌલુક્યવંશી મહારાજા સિદ્ધરાજનું રાજ્ય તપતું હતું. આ વખતે ધંધુકા ( અત્યારે પણ જે અમદાવાદ જિલ્લામાં એ જ નામથી વિખ્યાત છે તે ) શહેરમાં મોઢ વંશમાં પ્રતિભાશાલી ચાચ ( ચાચિંગ ) નામે શ્રેષ્ઠિ રહેતા હતા. તેને ધર્મપરાયણા શીલવંતી પાહિની નામે સ્ત્રી હતી. આ પાહિનીદેવીએ એક રાતે સ્વપ્નમાં ચિંતામણિ રત્ન જોયું; માત્ર જોયું એટલું જ નહીં પણ ભક્તિના આવેશથી તે ગુરુમહારાજને સમર્પણ કર્યું. પ્રભાતકાળ થતાં પાહિનીએ ત્યાં બિરાજતા ચંદ્રગચ્છમુકુટમણિ પૂર્ણતલગચ્છીય પ્રૌઢપ્રતાપી શ્રીમાન્ દેવચંદ્રસૂરીશ્વરજી[1] મહારાજને સ્વપ્નની હકીકત નિવેદન કરી. ત્યારે દેવચન્દ્રસૂરીશ્વરે જણાવ્યું કે : ‘હે ભદ્રે ! જિનશાસનરૂપ મહાસિન્ધુમાં કૌસ્તુભસમાન તને પુત્રરત્ન પ્રાપ્ત થશે, જેના સુચરિત્રથી આકર્ષાઇને દેવતાઓ પણ તેના ગુણગાન કરશે.’ આ પ્રમાણે સૂરીશ્વરજીનું ભાવી શુભસૂચક વચન સાંભળીને હર્ષમાન થયેલી તે આર્હતોપાસક પાહિણી ગુરુમહારાજને વંદન કરી સ્વગૃહે ગઈ. એકદા તે ગર્ભના પ્રભાવથી પાહિણીને જિનેશ્વર પ્રભુના બિંબોની પ્રતિષ્ઠા કરવાનો દોહલો ઉત્પન્ન થયો. અને તે દોહલો ચાચીંગપતિએ પૂર્ણ કર્યો. આ રીતે દિવસો પૂર્ણ થતાં ઈસ્વીસન ૧૦૮૮–૮૯, વીરસંવત્ ૧૬૧૫, વિક્રમસંવત્ ૧૧૪૫ ની કાર્તિક પૂર્ણિમાના

૧ ‘જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ’ ગ્રંથમાં ( પૃ. ૨૮૮–૨૮૯ ) આ. શ્રી દેવચંદ્રસૂરીશ્વરજીની પરંપરા આ પ્રમાણે આપી છે. પૂર્ણતલ્લગચ્છીય શ્રીદત્તસૂરિજીના શિષ્ય શ્રી યશોભદ્રસૂરિ; શ્રી યશોભદ્રસૂરિના શિષ્ય શ્રી પ્રદ્યુમ્નસૂરિ, શ્રી પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય શ્રી ગુણસેનસૂરિ અને શ્રી ગુણસેનસૂરિજીના શિષ્ય શ્રી દેવચંદ્રસૂરિ.

પરમ પવિત્ર દિવસે પાહિનીએ પુત્રરત્નને જન્મ આપ્યો. ચાચ શ્રેષ્ઠીએ ઘણા જ આડંબર પૂર્વક પુત્રનો જન્મોત્સવ ઉજવ્યો.

### નામકરણ અને ધાર્મિક સંસ્કાર

બારમો દિવસ વ્યતીત થતાં ચાચ શ્રેષ્ઠીએ સકલ પરિવારને એકત્રિત કર્યો, અને પુત્રજન્મ પહેલાં પાહિનીને જે દોહલો ઉત્પન્ન થયો હતો તે હકીકત ચાચ શ્રેષ્ઠીએ સૌને કહી સંભળાવી. અને તે પુત્રનું **ચંગદેવ** એવું નામ પાડવામાં આવ્યું. પુત્રનાં લક્ષણો પારણામાંથી ખબર પડે છે. બીજના ચંદ્રમાની જેમ વધતા પ્રતિભાશાળી અને પરાક્રમી પુત્રને બાલ્યાવસ્થામાં જ પૂર્વભવના ઉચ્ચત્તમ સંસ્કારો ઉદયમાં આવવાના હોય તેમ ધર્મ-પરાયણા માતા પાહિનીએ ધાર્મિક સસ્કારોનો વારસો આપ્યો હતો.

માતાપાહિની હમેશાં પુત્ર સહિત દેવદર્શન કરવા જતી હતી. એક વખત જિનમંદિરમાં દેવદર્શન કરી ગુરુવંદન કરવા તે પુત્ર સહિત ઉપાશ્રયમાં ગઈ. ત્યાં નાનો બાળ ચંચળ ચંગદેવ એકદમ ગુરુમહારાજના આસન ઉપર બેસી ગયો. એ વખતે તેની સુંદર આકૃતિ, ભવ્ય લલાટ, વિશાલ નેત્રો વગેરે સુલક્ષણો જોઈ ગુરુ મહારાજે માતા પાહિનીને સ્વપ્નની વાતનું સ્મરણ કરાવ્યું. અને તેની ભૂરી ભૂરી પ્રશંસા કરી. બાદ પુત્ર સહિત માતા વંદન કરીને પોતાના ગૃહે પાછી ફરી.

### માતા પાસે પુત્રની યાચના

શ્રીમાન્ દેવચંદ્રસૂરીશ્વરજી ચંગદેવનાં સામુદ્રિક લક્ષણો ઉપરથી તે કેવો પ્રભાવક મહાપુરુષ થવાનો છે તે બરાબર સમજી ગયા હતા એટલે તેમણે સંઘ સમક્ષ સર્વ હકીક્ત નિવેદન કરી. પછી સૂરીશ્વરજી અને સંઘે નક્કી કર્યું કે આપણે ચાચિંગ શ્રેષ્ઠિને ત્યાં જવું અને ચંગદેવની યાચના કરવી. સૂરીશ્વરજી અને સંઘના સદ્ગ્રહસ્થો ચાચિંગ શ્રેષ્ઠિને ત્યાં ગયા. ગુરુમહારાજ અને સંઘને સ્વગૃહે આવેલો જાણી હર્ષિત થયેલી પાહિનીએ તેમનો આદર સત્કાર કર્યો અને કહ્યું " હે પ્રભો ! આજ મારો જન્મ કૃતાર્થ થયો. આપના અને સંઘના પૂનીત ચરણ કમળથી મારું આંગણું પવિત્ર થયું. હે પ્રભો ! મારા માટે આજ્ઞા હોય તે ફરમાવો ! આપની અને સંઘની આજ્ઞા શિરસાવંદ્ય કરવાનો તૈયાર છું." આ પ્રમાણે પાહિણીનાં વચનો સાંભળી સૂરીશ્વરજીએ કહ્યું: "હે રત્નકુક્ષિણી ! ધર્મરૂપી કલ્પવૃક્ષને નવપલ્લવિત કરનાર, સંઘરૂપી નંદનવનને શોભાવનાર, જૈનધર્મનો વિજય વાવટો ફરકાવનાર, સમર્થ રાજવીઓને પ્રતિબોધ પમાડનાર, અનેક ગ્રન્થરૂપી ફુલમાલાઓને ગુંથનાર, તારા પુત્રરત્નને પૃથ્વીમંડલમાં જૈનધર્મનો ડિંડિમનાદ પ્રસાવવા અમને સમર્પણ કર!"

પાહિનીએ વિચાર્યું કે અત્યારે પુત્રનો પિતા વિદ્યમાન નથી. આ બાજુ ગુરુમહારાજ અને સંઘની માગણી છે. હવે મારે શું કરવું ? પ્રાણપ્રિય એકનાએક પુત્રનો વિરહ પણ કેમ સહન થાય ? ગુરુમહારાજ અને સંઘનું વચન પણ કેમ ઉત્થાપન થાય ? આખરે પુત્રમોહને દૂર કરી હૃદયમાં દૃઢ નિશ્ચય કરી માતાએ કહ્યું: "હે પ્રભો ! આપની અને સંઘની આજ્ઞા ઉલ્લંઘન કરવી ઉચિત નથી. આપને અને સંઘને યોગ્ય લાગે તેમ કરો ! " અને માતાએ પુત્રને ગુરુદેવના કરકમલમાં સમર્પણ કર્યો. સંઘ અને ગુરુદેવ હર્ષિત થયા. ધન્ય હો એ બડભાગી માતાને ! આવી માતાઓ અને આવા પુત્રથી જ ભારતભૂમિ ઉજ્જવલ બનેલી છે.

**દીક્ષા અને નામસ્થાપન**

સૂરીશ્વરજી ચંગદેવને સાથે લઇ સ્થંભનપુરમાં પધાર્યા. ઉદયનમંત્રીને સર્વ વાતથી વાકેફ કર્યા. ધર્મરંગી સમયજ્ઞ બુદ્ધિશાલી મંત્રીશ્વરે તેમાં સહાનુભૂતી પૂરી. ચંગદેવના પિતા ચાચીગ પરદેશથી દેશમાં આવ્યા. પુત્રવિરહની ખબર પડતાં તે કોપાયમાન થયા. અને પુત્રને પાછો લાવવા ખંભાત ગયા. પણ મહાબુદ્ધિનિધાન ઉદયનમંત્રીએ તેમને સમજાવી લીધા અને ઘણા જ ઠાઠમાઠ પૂર્વક ચંગદેવને ત્યાં ભાગવતી પ્રવ્રજ્યા[2] ( દીક્ષા ) આપવામાં આવી. અને તેમનું નામ સોમચંદ્ર જાહેર કરવામાં આવ્યું. અને બાલસાધુ તરીકે તેમની પ્રસિદ્ધિ થઈ.

**જ્ઞાનાભ્યાસ, કાશ્મીર તરફ પ્રયાણ**

ધારણાશક્તિ, પૂર્વભવના સુસંસ્કાર, બાલ્યજીવન, એકનિષ્ઠતા, અને સાધન સામગ્રી–આ બધું મળી આવે એટલે પછી પૂછવું જ શું? બુદ્ધિનિધાન બાલમુનિવર સોમચંદ્ર સંયમ માર્ગમાં આગેકુચ કરતાં, જ્ઞાનાભ્યાસમાં ઓતપ્રોત થઈ ગયા. અને થોડાં જ વર્ષમાં વ્યાકરણ, ન્યાય, સાહિત્ય આદિ અનેક વિષયોના પારગામી બન્યા. એકદા એકપદથી લક્ષપદ કરતાં અધિક પૂર્વનું ચિતવન કરતાં તેમને એકદમ ખેદ થવા પૂર્વક વિચાર ઉદ્ભવ્યો કે–અલ્પબુદ્ધિ એવા મને ધિક્કાર છે. બુદ્ધિના અધિક વિકાસ માટે કાશ્મીરવાસી દેવીનું આરાધન અવશ્ય કરવું જોઇએ. એમ નિશ્ચય કરી ગુરુમહારાજની આજ્ઞા માગી. ગુરુવર્યે આજ્ઞા આપી એટલે કેટલાક ગીતાર્થ સાધુઓ સાથે સોમચંદ્ર મુનિવરે તામ્રલિપ્તિથી કાશ્મીર તરફ પ્રયાણ કર્યું.

**ગિરનાર પર ધ્યાન, સરસ્વતીદર્શન**

વિહાર કરતાં રસ્તામાં બાવીશમા તીર્થંકર શ્રીનેમિનાથના નામથી સુપ્રસિદ્ધ એવા શ્રી રૈવતગિરિ (ગિરનાર–જુનાગઢ) તીર્થમાં ગીતાર્થોની અનુમતિથી સોમચંદ્રમુનિવરે એકાગ્ર ધ્યાન આદર્યું. રાત્રિ વ્યતીત થવા લાગી. અર્ધરાત્રે બ્રહ્મતેજના નિધાનરૂપ સાક્ષાત્ સરસ્વતી દેવી આવી ખડી થઈ અને કહેવા લાગીઃ "હે નિર્મળ બુદ્ધિમાન્ વત્સ! હવે તારે ત્યાં જવાની જરૂર નથી. ભક્તિથી વશ થયેલી હું તારી સર્વ ઇચ્છા પૂર્ણ કરીશ." આટલું કહીને વાગ્દેવી અદૃશ્ય થઈ ગઈ. બાકીની રાત ધ્યાનમાં પસાર કરી સોમચંદ્રમુનિ પ્રભાતે સ્વસ્થાનમાં આવતા રહ્યા. સરસ્વતીના પ્રસાદથી સોમચંદ્ર મુનિ સિદ્ધસારસ્વત, અને બુદ્ધિના ભંડાર થયા. જે ઉદ્દેશથી કાશ્મીર જવાનું હતું તે વચમાં જ સધાઈ ગયો એટલે એ તરફનો વિહાર મોકુફ રહ્યો.

**આચાર્યપદવી, નામમાં પરિવર્ત્તન**

શાસનની ધુરાને ધારણ કરવાનું સામર્થ્ય, સહજ ઓજસ્વીતા, સિદ્ધસારસ્વતપણું, ગહન જ્ઞાન અને આદર્શ બાલબ્રહ્મચારી જીવન વગેરે ગુણોથી આકર્ષાઈ શ્રી દેવચંદ્રસૂરીશ્વરજીએ, શ્રી સંઘની વિનતિથી, મહોત્સવપૂર્વક, પોતાના બાલશિષ્ય સોમચંદ્ર મુનિવરને વિ. સં.

---

૨ ચંગદેવની દીક્ષા ક્યારે થઇ તે માટે બે અભિપ્રાયો મળે છે:

[૧] પ્રભાવકચરિત્રકારના લખવા મુજબ વિક્રમસંવત્ ૧૧૫૦ માઘ શુદિ ૧૪ શનિવારે બ્રાહ્મ મુહૂર્તે પાર્શ્વનાથ પ્રભુના ચૈત્યમાં દીક્ષા આપવામા આપી અને સોમચંદ્ર નામ પાડવામાં આવ્યું. અર્થાત્ એ વખતે ચગદેવની ઉમ્મર પાંચ વર્ષની હતી. દીક્ષા સમયે ગ્રહોની કઈ સ્થિતિ વર્ત્તતી હતી તે પણ તેમણે પ્રદર્શિત કર્યું છે. જિજ્ઞાસુઓએ ત્યાથી જોઇ લેવું.

[૨] મેરુતુંગસૂરિના મત પ્રમાણે—વિક્રમસંવત્ ૧૧૫૪ના માઘ શુદિ ૪ શનિવારે દીક્ષા થઈ. અર્થાત્ ચગદેવની ઉમ્મર એ વખતે નવ વર્ષની હતી.

૧૧૬૬ ની અક્ષયતૃતીયા[3] (વૈશાખ શુદિ ત્રીજ)ના દિવસે ૨૧ વર્ષની વયે આચાર્યપદથી વિભૂષિત કર્યા. આચાર્યપદવી પછી સોમચંદ્રમુનિ હેમચન્દ્રસૂરિના નામથી વિખ્યાત થયા.

**હેમચન્દ્રાચાર્યની માતૃભક્તિ**

હેમચન્દ્રાચાર્યની માતૃભક્તિ પણ કોઈ અનેરી જ હતી. સાધુ અને આચાર્ય થવા છતાં તેમના હૃદયમાંથી માતૃપ્રેમનું વિસ્મરણ ન્હોતું થયું. પુત્રને આટલા ઉચ્ચ સ્થાને પહોંચાડવામાં નિમિત્તભૂત માતા જ હતી. માતાએ પણ સંસાર પરથી મોહ ઉતાર્યો અને ભાગવતી પ્રવ્રજ્યા અંગીકાર કરી. તે વખતે શ્રી હેમચંદ્રસૂરીશ્વરે પૂજ્ય ગુરુદેવ શ્રી દેવચંદ્રસૂરીશ્વરને વિનંતી કરીને પોતાની માતા સાધ્વીને ગુરુદેવના હસ્તે પ્રવર્તિની પદ અપાવ્યું. અને સંઘ સમક્ષ સિંહાસન પર બેસવાની છૂટ અપાવી. ધન્ય હો એવા પુત્ર રત્નને કે જેણે માતાને પણ તારી.

**સિદ્ધરાજ સાથે સમાગમ અને રાજસભામાં આગમન**

શ્રી સંઘરૂપ સાગરના કૌસ્તુભ સમાન ભગવાન્ હેમચંદ્રાચાર્ય ગ્રામાનુગ્રામ વિહાર કરતાં એક વખત ગુર્જરેશ્વર સિદ્ધરાજની રાજધાની અણહિલપુર પાટણ નગરમાં પધાર્યા.

એક દિવસ મહારાજા સિદ્ધરાજ સૈન્યથી પરિવરેલા ગજરાજ પર આરૂઢ થયેલા રથવાડીએ જવા નગરમાં થઈને પસાર થઇ રહ્યા હતા. નગરજનો બન્ને બાજુ ઊભા રહી આ દૃશ્ય નિહાળી રહ્યા હતા. સમયજ્ઞ ભગવાન હેમચંદ્રાચાર્ય પણ એક બાજુએ યોગ્ય સ્થળમાં ઊભેલા હતા. સિદ્ધરાજની દૃષ્ટિ તે દિવ્ય મૂર્તિ પર પડી. બ્રહ્મચર્યના તેજથી તેમનું ભવ્ય લલાટ ચમકી રહ્યું હતું. દેખતાંની સાથે જ પ્રણિપાત કરવાનું મન થઈ જાય એવી એ ભવ્ય આકૃતિ હતી. બન્નેની દૃષ્ટિનું મીલન થતાં સિદ્ધરાજે દૂરથી જ પ્રણિપાત કર્યો. અને શ્રી હેમચન્દ્રાચાર્યે સ્મિતવદને સંસ્કૃત પદ્યમાં અવસરોચિત આશીર્વાદ આપ્યો—

**कारय प्रसरं सिद्ध ! हस्तिराजमशङ्कितम् ॥**
**त्रस्यन्तु दिग्गजाः किं तैर्भूस्त्वयैवोद्धृता यतः ॥६७॥ (प्रभा० हेम० चरित्रे)**

"હે સિદ્ધરાજ ! શંકા વિના ગજરાજને આગળ ચલાવ, ભલે દિગ્ગજો ત્રાસ પામે, તેથી શું ? ભૂમણ્ડલને તો તું જ ધારણ કરી રહ્યો છે."

આ પ્રમાણે સંસ્કૃતમય મધુરવાણી સાંભળી સિદ્ધરાજ પસન્ન થયો, એટલું જ નહીં પણ તેણે શ્રી હેમચંદ્રાચાર્યને અહર્નિશ રાજસભામાં પધારી આવી સુંદરવાણી સંભળાવાની વિનંતી કરી. આ રીતે સિદ્ધરાજ અને હેમચંદ્રાચાર્યનો પ્રથમ સમાગમ થયો.

જેમ જેમ હેમચંદ્રાચાર્યને રાજસભામાં જવાના પ્રસંગો આવતા ગયા તેમ તેમ સિદ્ધરાજ અને હેમચંદ્રાચાર્યની વચ્ચે સ્નેહની સાંકળ ગુંથાતી ગઈ. રાજસભામાં તેમનું માન વધવા લાગ્યું. એક વખત રાજસભા ભરાઈ હતી. મહારાજા સિદ્ધરાજ સિંહાસન પર આરૂઢ થયા હતા. મંત્રિમંડળ યોગ્યસ્થાને બેઠું હતું. વિદ્વદ્વર્ગ પોતપોતાને સ્થાને સ્થિત હતો. હેમચંદ્રાચાર્ય પણ સ્વસ્થાને બિરાજ્યા હતા. એવામાં સિદ્ધરાજે રાજસભામાં સૌ સમક્ષ પ્રશ્ન કર્યો કે—"વિશ્વમાં કયો ધર્મ સંસારથી મુક્ત કરનારો છે ?" દરેક દર્શનકારે પોતપોતાના ધર્મની મહત્તા સમજાવી. પછી સિદ્ધરાજે હેમચંદ્રાચાર્ય તરફ દૃષ્ટિ ફેંકી. હેમચંદ્રાચાર્ય એમ તો કહી શકે એમ નહતું કે મારો ધર્મ સાચો છે અને સંસારથી મુક્ત કરી શકે એવો છે. કારણ

3 કોઇ સ્થળે વિ.સ. ૧૧૬૨માં આચાર્યપદ મળ્યાનો ઉલ્લેખ છે. આ ઉલ્લેખ પ્રમાણે આચાર્ય પદવી વખતે ૧૭ વર્ષની ઉમર હતી.

કે-સિદ્ધરાજ શૈવધર્મી હતો. એટલે સમયજ્ઞ હેમચંદ્રાચાર્યે રાજાના પ્રશ્નના પ્રત્યુત્તરમાં પુરાણના શંખાખ્યાનનો અધિકાર સંભળાવી-'સંજીવિની ન્યાય' જણાવી બતાવ્યું કે—

**तिरोधीयते दर्भाद्यैर्यथा दिव्यं तदौषधम् ।**
**तथाऽमुष्मिन् युगे सत्यो धर्मो धर्मान्तरैर्नृप ॥**
**परं समग्रधर्माणां सेवनात् कस्यचित् क्वचित् ।**
**जायते शुद्धधर्माप्तिर्दर्भच्छन्नौषधाप्तिवत् ॥**

"હે રાજન્! જેમ દર્ભાદિ સાથે મળી જવાથી દિવ્ય ઔષધીની પિછાન થતી નથી, તેમ આ યુગમાં કેટલાક ધર્મોથી સત્યધર્મ તિરોભૂત રહ્યો છે, પરન્તુ સમગ્ર ધર્મોના સેવનથી, દર્ભમિશ્રિત દિવ્ય ઔષધિની પ્રાપ્તિની જેમ, કોઈકને શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થઈ જાય છે."

હેમચંદ્રાચાર્યનો આવો નિષ્પક્ષ પ્રત્યુત્તર સાંભળી સિદ્ધરાજ ઘણો જ મુગ્ધ બન્યો.

## ગુર્જરેશ્વરે હેમચંદ્રાચાર્યને કરેલી વિનતિ: નૂતન વ્યાકરણની રચના

માલવદેશના વિજયમાં જે રાજકીય જ્ઞાનભંડાર અણહિલપુર પાટણમાં લાવવામાં આવ્યો હતો તેમાંથી માલવપતિ ભોજરાજકૃત લક્ષણશાસ્ત્ર-શબ્દશાસ્ત્ર (વ્યાકરણ), અલંકાર, તર્ક, વૈદ્યક, જ્યોતિષ, રાજનીતિ, અંક, શકુન, અધ્યાત્મ, વાસ્તુશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, નિમિત્તશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, આર્યસદ્‌ભાવ વિવરણ, મેઘમાળા, પ્રશ્નચૂડામણિ, વગેરે વિષયોનાં અનેક પુસ્તકો નીકળ્યાં. સિદ્ધરાજને આવો જ્ઞાનભંડાર પોતાના રાજ્યમાં પણ કરવાના મનોરથો પ્રગટ્યા. લક્ષણશાસ્ત્ર માટે સિદ્ધરાજે પૂછ્યું કે 'આ શું છે?' હેમચંદ્રાચાર્યે જણાવ્યું કે-'એ માલવપતિ ભોજરાજકૃત ભોજવ્યાકરણ છે. એ સિવાય પણ એમના સ્વરચિત અનેક ગ્રન્થો છે.' આ સાંભળી સિદ્ધરાજે કહ્યું કે-'આપણા ભંડારમાં શું એ શાસ્ત્રો નથી? સમસ્ત ગુર્જરદેશમાં શું કોઈ વિદ્વાન નથી? આપણી રાજસભાના વિદ્વાનો શું નિસ્તેજ થઈ ગયા છે?' આ શબ્દો સાંભળતાં જ રાજસભા ખળભળી ઊઠી અને વિદ્વાનો એકબીજાની સામે જોવા લાગ્યા. આખરે દરેકની દૃષ્ટિ હેમચંદ્રાચાર્ય પર પડી. મહારાજા સિદ્ધરાજે વિજ્ઞપ્તિ કરી કે-"હે ભગવન્! એક અભિનવ વ્યાકરણ બનાવી આપ અમારા મનોરથ પૂરા કરો! આપને જોઈતી બધી સામગ્રી હું પૂરી પાડીશ. મારી અને આપની કીર્તિ **यावच्चंद्रदिवाकरौ** જયવંતી વર્તે, જગત પર મહાન્ ઉપકાર થાય અને આપણો જ્ઞાનભંડાર નૂતન વ્યાકરણથી અલંકૃત બને, તે માટે મારી આ વિનંતીનો સ્વીકાર કરો."

ગુર્જરેશ્વરની વિનંતીનો હેમચંદ્રાચાર્યે સ્વીકાર કર્યો. સૂરીશ્વરની પ્રેરણાથી સેવકોને કાશ્મીરદેશના ભારતીદેવીના ભંડારમાંથી વ્યાકરણશાસ્ત્રનાં આઠ પુસ્તકો લાવવા મોકલ્યા. તેઓ કાશ્મીરદેશના પ્રવર નામના નગરમાં પહોંચ્યા. ભારતીદેવીની ચંદનાદિકથી પૂજા-સ્તુતિ કરી. એટલે સંતુષ્ટ થયેલ ભારતીએ સ્વઅધિષ્ઠાયકોને આજ્ઞા કરી કે-"શ્રી હેમચંદ્ર શ્વેતાંબર મારો પ્રસાદપાત્ર છે, એટલું જ નહીં પણ મારી મૂર્તિમંત પ્રતિકૃતિ છે, માટે તેમના નિમિત્તે પ્રેષ્યવર્ગને પુસ્તકો આપી વિદાય કરો!" અધિષ્ઠાયકે આજ્ઞા પ્રમાણે પુસ્તકો આપી તેમને વિદાય કર્યા. તેઓએ અણહિલપુરપાટણ આવી એ પુસ્તકો મહારાજા સિદ્ધરાજને સમર્પણ કર્યાં. અને ભારતિનો હેમચંદ્રાચાર્ય પર કેટલો આદરભાવ છે તે હકીકત નિવેદન કરી, જે સાંભળી

સિદ્ધરાજ અતિ સંતુષ્ટ થયો. પછી સિદ્ધરાજે આઠે પુસ્તકો હેમચંદ્રાચાર્યને સમર્પણ કર્યાં. ટૂંક મુદતમાં જ સિદ્ધસારસ્વત હેમચંદ્રાચાર્યજીએ એક સર્વાંગસંપૂર્ણ અભિનવ વ્યાકરણ તૈયાર કર્યું. તેમાં આઠ અધ્યાય બનાવ્યા. એકેક અધ્યાયમાં ચાર ચાર પાદ મૂક્યાં. એટલે આઠે અધ્યાયનાં કુલ ૩૨ પાદ થયાં. સાત અધ્યાય સંસ્કૃત વ્યાકરણના રચ્યા. અને આઠમો અધ્યાય પ્રાકૃતમાં વ્યાકરણનો બનાવ્યો. સાતે અધ્યાયનાં મૂળ સૂત્રો ૪૬૮૫, ઉણાદીનાં ૧૦૦૬ સૂત્રો અને આઠમા અધ્યાયનાં ૧૧૧૯ સૂત્રો છે, એમ સર્વે મળી આઠે અધ્યાયનાં ૫૬૯૧ સૂત્રો છે. કુલ સૂત્રના શ્લોકો ૧૧૦૦ છે. આ વ્યાકરણનું નામ તેના પ્રેરક અને રચયિતાના નામના સમન્વય રૂપે '**સિદ્ધહેમ**' રાખવામાં આવ્યું. અને આની ઉપર ખુદ હેમચંદ્રાચાર્યે બૃહદ્, મધ્યમ અને લઘુ એમ ત્રણ[૪] સ્વોપજ્ઞ ટીકાઓ બનાવી. બૃહદ્ વૃત્તિનું પ્રમાણ ૧૮૦૦૦ શ્લોક પ્રમાણનું છે. મધ્યમ વૃત્તિનું પ્રમાણ ૧૨૦૦૦ શ્લોક પ્રમાણનું છે. અને લઘુવૃત્તિનું પ્રમાણ ૬૦૦૦ શ્લોક પ્રમાણનું છે. પ્રત્યેક પાદને અંતે એકેક શ્લોક મૂકવામાં આવેલ છે. તે આર્યા, ઉપજાતિ, અનુષ્ટુપ્, શિખરિણી, શાર્દૂલવિ૦, વંસતતિલકા, માલિની, ઉપેન્દ્રવજ્રા વગેરે છંદથી અલંકૃત છે. તેમાં મૂળરાજના સમયથી માંડીને સિદ્ધરાજ સુધીના રાજવૈભવ વગેરેનો આબેહુબ ચિતાર છે. તેમાંથી અનેક ઐતિહાસિક ઘટનાઓ નીકળી શકે છે. પ્રશસ્તિ સહિત કુલ ૩૫ શ્લોકો છે. આટલો મોટો ગ્રંથ રચવા છતાં મંગળાચરણનો માત્ર એક જ શ્લોક છે. આ જ વ્યાકરણ ઉપર ફેર ૯૦૦૦૦ શ્લોકપ્રમાણ બૃહન્ન્યાસ રચેલો છે. જે અત્યારે સંપૂર્ણ મળતો નથી, ત્રુટક મળે છે. પ્રાયઃ એક પાદ જેટલો છપાયેલ છે. આ ત્રુટક બૃહન્ન્યાસને સંપૂર્ણ કરી જો બહાર પાડવામાં આવે તો વિદ્વાનોને—વ્યાકરણના અભ્યાસીઓને તેમાંથી ઘણું જાણવાનું મળે. આ ત્રુટક બૃહન્યાસને પૂર્ણ કરવાનો પૂજ્યપાદ પ્રગુરુદેવ વ્યાકરણવચસ્પતિ, શાસ્ત્રવિશારદ, કવિરત્ન શ્રીમદ્ વિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજ પ્રયત્ન કરી રહ્યા છે અને સિદ્ધહેમ બૃહદ્વૃત્તિ, બૃહન્યાસ, લઘુન્ન્યાસ સહિત માણેકલાલ મનસુખભાઇ તરફથી છપાઇ રહી છે.

આ રીતે શ્રી હેમચંદ્રાચાર્યે સવા લાખ શ્લોક પ્રમાણ પંચાંગપૂર્ણ વ્યાકરણ પૂર્ણ કર્યું એટલે મહારાજા સિદ્ધરાજને ખબર આપવામાં આવી. તેનો ધામધુમ પૂર્વક વરઘોડો કાઢવામાં આવ્યો. હાથીની અંબાડી પર તે પુસ્તકને આરૂઢ કરી રાજદરબારમાં લાવવામાં આવ્યું. અને પૂજા સત્કારથી તેનું બહુમાન કરવામાં આવ્યું. સિદ્ધરાજ અને સાક્ષરવર્ગ તથા સભાજનો આ કૃતિથી ઘણા જ ખુશી થયા. તેના પ્રણેતાની કીર્તિ ચારે તરફ પ્રસરવા લાગી. તેની નકલો લખાવવા માટે ત્રણસો લૈયાઓને જુદા જુદા દેશોમાંથી બોલાવામાં આવ્યા. ગ્રથ સંપૂર્ણ લખાઈ ગયા બાદ જુદા જુદા પ્રદેશમાં તે મોકલવામાં આવ્યું. અને અંગ, કલિંગ, લાટ, કર્ણાટક, કોંકણ, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, વત્સ, કચ્છ, માલવ, સિંધુ, સૌવીર, નેપાલ, પારસીક, મુરંડક, હરદ્વાર, કાશી, ચેદિ, ગયા, કુરુક્ષેત્ર, કાન્યકુબ્જ, ગૌડ, શ્રી કામરૂપ, સપાદલક્ષ, જાલંધર, ખસ, સિંહલ, મહાબોધ, બોડ, કૌશિક ઇત્યાદિ દેશોમાં આ વ્યાકરણ ખૂબ વિસ્તારને પામ્યું. પ્રથમનાં વ્યાકરણોમાં કેટલાંક અત્યંત વિસ્તીર્ણ, કેટલાંક સંક્ષિપ્ત, દુર્બોધ અને દોષ યુક્ત હતાં, તેથી આધુનિક વિદ્વાનોએ આ વ્યાકરણને પ્રમાણભૂત માન્યું.

૪ સિદ્ધિહેમ બૃહદ્વૃત્તિ લઘુન્યાસ સહિત મનસુખભાઈ ભગુભાઇ તરફથી બહાર પડી ચૂકેલ છે. મધ્યમવૃત્તિ હજુ સુધી બહાર પડેલ નથી. પરંતુ તે છપાય છે એમ સાંભળ્યું છે. અને લઘુવૃત્તિની તો બે આવૃત્તિઓ બહાર પડી ચૂકી છે.

આ વ્યાકરણનું અધ્યાપન કરાવવા માટે કક્કલ નામના અધ્યાપકને રોકયો. અણહિલપુરમાં અધ્યયન શાળા શરૂ કરી. આ વ્યાકરણરચનાનો કાલ લગભગ ૧૧૯૨–૯૩ નો હતો. હેમચંદ્રાચાર્યના સ્વર્ગવાસ બાદ આ વ્યાકરણ પર અનેક ટીકાઓ રચાઈ છે. એ પરથી અનેક બૃહદ્–મધ્યમ લઘુ વ્યાકરણો રચાયાં છે અને જુદા જુદા વિભાગો પર ટીકાઓ પણ લખાણી છે.

આ જ વ્યાકરણ ઉપરથી દેવાનંદે 'સિદ્ધસારસ્વત વ્યાકરણ' [ વિ. સં. ૧૩૩૪ માં ] બનાવ્યું, ઉપાધ્યાય વિનયવિજયજી મહારાજે [ સં. ૧૭૧૨] 'લઘુહૈમપ્રક્રિયા' નામનું વ્યાકરણ રચ્યું, અને તેના પર ૩૪૦૦૦ શ્લોકપ્રમાણ 'હૈમપ્રકાશ' રચ્યો. [આ બન્ને ગ્રન્થો બહાર પડેલા છે.] દુર્ગપદ વ્યાખ્યા નામનો 'લઘુન્યાસ' ૩૦૦૦૦ શ્લોકપ્રમાણ રચ્યો. [ આ ગ્રન્થ પણ સિદ્ધહેમ સહિત બહાર પડેલ છે. ]વાદિદેવસૂરિની પાટે થયેલા વિદ્યાધર ગણિએ [ સં. ૧૩૬૮ ] બૃહદ્‌વૃત્તિ પરથી 'દીપિકા' ઉદ્ધરી સદર વ્યાકરણ પર શ્રી રત્નશેખરસૂરિએ 'અવચૂરિ' રચી. મહોપાધ્યાય મેઘવિજયજી ગણિએ એના ઉપરથી **ચંદ્રપ્રભા** (હૈમકૌમુદી) વ્યાકરણ પ્રક્રિયાક્રમે રચ્યું. શ્રી હેમહંસગણિએ એના ઉપર ન્યાયસંગ્રહ અને ન્યાયમંજુષા ટીકા રચી. આ જ વ્યાકરણમાં સાધેલા ષટ્‌લિંગ શબ્દોનો સંગ્રહ '**स्यादिशब्दसमुच्चय** નામથી અમરચંદસૂરિએ કર્યો. વર્ત્તમાન વિદ્યમાન આચાર્ય મહારાજ વગેરેએ પણ આ વ્યાકરણ પર પોતપોતાની શક્તિનો ફાળો આપ્યો છે. અનેકગુણાલંકૃત સૂરિસમ્રાટ, પૂજ્યપાદ, પ્રાતઃસ્મરણી પ્રગુરુગુરુદેવ શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજે આ જ વ્યાકરણપરથી પ્રક્રિયાક્રમે બૃહદ્ હેમપ્રભા, લઘુહેમપ્રભા અને પરમલઘુહેમપ્રભા રચ્યાં. આગમોદ્ધારક શાસનપ્રભાવક સાગરાનંદસૂરીશ્વરજીએ આ જ વ્યાકરણપરથી પ્રક્રિયાક્રમે 'સિદ્ધપ્રભા' બનાવ્યું. આ રીતે આ સિદ્ધહેમની અદ્યાવધિ પ્રવૃત્તિ ચાલુ રહી છે અને જૈન–જૈનેતર દરેક તેનો ઉપયોગ કરી રહ્યા છે.

**સાંગોપાંગ સિદ્ધહેમ વ્યાકરણ**

સિદ્ધહેમ બૃહદ્‌વૃત્તિ, ૧૮૦૦૦ શ્લોકપ્રમાણ, આ ગ્રંથ મુદ્રિત થયેલ છે.
સિદ્ધહેમ લઘુવૃત્તિ, ૬૦૦૦ શ્લોકપ્રમાણ, આ ગ્રંથ મુદ્રિત થયેલ છે.
સિદ્ધહેમ બૃહન્યાસ, ૮૪૦૦૦–૯૦૦૦૦ શ્લોકપ્રમાણ, ( અપૂર્ણ મળે છે. )
સિદ્ધહેમ પ્રાકૃતવૃત્તિ, ૨૨૦૦ શ્લોકપ્રમાણ, આ ગ્રંથ મુદ્રિત થયેલ છે.
લિંગાનુશાસન સટીક, ૩૬૮૪ શ્લોકપ્રમાણ, આ ગ્રંથ મુદ્રિત થયેલ છે.
ઉણાદિગણ વિવરણ, ૩૨૫૦ શ્લોકપ્રમાણ, આ ગ્રંથ મુદ્રિત થયેલ છે.
ધાતુપારાયણ વિવરણ, ૫૬૦૦ શ્લોકપ્રમાણ, આ ગ્રંથ મુદ્રિત થયેલ છે.
આ સિવાય સિદ્ધહેમ મધ્યમવૃત્તિ પણ હોવાનો સંભવ છે.

ધાતુપારાયણસંક્ષેપ–આ ગ્રંથ પણ હેમચંદ્રાચાર્યનો છે. આ જ ધાતુપારાયણ પરથી 'ક્રિયારત્નસમુચ્ચય' ગ્રંથ ગુણરત્નસૂરિએ રચ્યો.

આ સિવાય હાલમાં પણ આ વ્યાકરણ ઉપયોગી ધાતુરત્નાકર, હેમધાતુમાલા વગેરે અનેક ગ્રન્થો મોજુદ છે, નવા નવા અનેક બહાર પણ પડતા જાય છે. આ આખું સાંગોપાંગ સપાદલક્ષ સિદ્ધહેમ વ્યાકરણ સિદ્ધરાજની વિનંતીથી હેમચંદ્રાચાર્યે રચીને ભારત ભૂમિની કીર્તિ, ગુર્જરદેશનો યશ, અને 'સિદ્ધહેમ' શબ્દની જોડણી અખંડિત રાખી છે. આ અંગે વિશેષ જિજ્ઞાસુએ શ્રી. મોહનલાલ દ. દેસાઈકૃત 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પુસ્તક જોવું.

**હેમચંદ્રાચાર્યની અન્ય કૃતિઓ**

આ મહાપુરુષે પંચાગી વ્યાકરણ ઉપરાંત બીજા અનેક ગ્રન્થો રચ્યા છે.

**અભિધાનચિંતામણિ કોષ**–આ ગ્રંથ સ્વોપજ્ઞ ટીકા સહિત છે. આના છ કાંડ છે. પ્રથમમાં દેવાધિદેવનો, બીજામાં દેવનો, ત્રીજામાં માનવનો, ચોથામાં તીર્યંચનો, પાંચમામાં નાટકનો, અને છઠ્ઠા કાંડમાં સાધરણનો સંગ્રહ કરવામાં આવેલ છે. યૌગિક, યોગરૂઢ અને રૂઢ શબ્દો ખૂબ સ્પષ્ટ કરવામાં આવેલ છે. છઠ્ઠામાં અવયવની ચર્ચા ઉપરાંત તેનાં સ્થાન બતાવેલ છે. આ ગ્રંથની શ્લોકસંખ્યા ૧૦૦૦૦ની છે. આ ગ્રંથ સં. ૧૨૦૦ના અરસામાં રચાયેલો હોય એમ સંભવે છે. આ ગ્રંથની પૃથક્ પૃથક્ પાંચ આવૃત્તિઓ મુદ્રિત થયેલ છે. આ ગ્રંથ 'સિદ્ધહેમ' રચાયા બાદ રચાયેલ છે અને તેનું નામ 'નામમાળા' છે તે તેના પ્રથમ શ્લોક પરથી જણાઈ આવે છે. આ ગ્રંથની શરૂઆતમાં વ્યાદિ, વાસુકી, અને મહાકવિ ધનપાલ વગેરે પૂર્વ પંડિતોનો આધાર બતાવી ગ્રંથની મહત્તા વધારી છે. આના પર 'અભિધાન ચિતામણિ પરિશિષ્ટ' ૨૦૪ શ્લોકપ્રમાણ છે.

**અનેકાર્થ કોષ**—કોષ ગ્રંથનો આ દ્વિતીય વિભાગ છે. અભિધાનચિંતામણિ કોષમાં એકઅર્થવાચી અનેક શબ્દોનો સંગ્રહ કર્યો ત્યારે આમાં એક શબ્દના અનેક અર્થો બતાવ્યા. આ ગ્રન્થની શ્લોક સંખ્યા ૧૮૨૮ શ્લોકપ્રમાણ છે. આના પર ૬૦૦૦ શ્લોકપ્રમાણની સ્વોપજ્ઞવૃત્તિ છે. અને અન્ય વૃત્તિ તેમના શિષ્ય મહેંદ્રે રચી છે તે ૧૨૦૦૦ શ્લોક પ્રમાણ છે. આ ગ્રન્થો મુદ્રિત થયેલા છે.

**નિઘંટુશેષ**—આ ગ્રન્થમાં વનસ્પતિનાં નામોનો સંગ્રહ કરેલ છે. વૈદક દૃષ્ટિએ આ ગ્રન્થ અતિ મહત્ત્વનો છે. આ ગ્રન્થની શ્લોકસંખ્યા ૩૯૬ ની છે. આના પર હેમાચાર્યે અગર કોઈ અન્યે ટીકા લખી હોય તેમ જણાતું નથી. ગ્રન્થ પરિપૂર્ણ છે. મુદ્રિત થયેલ છે.

**લિંગાનુશાસન** (સટીક)—આ ગ્રંથમાં જુદા જુદા શબ્દોના લિંગ સંબંધી સ્પષ્ટતાપૂર્વક ખુલાસો આપવામાં આવ્યો છે. આ ગ્રન્થ ઉપર સ્વોપજ્ઞ ટીકા છે. ટીકાસહિત ગ્રંથ ૩૬૮૪ શ્લોકપ્રમાણ છે. મૂળશ્લોકો ૧૩૮ લગભગ છે. પદ્યબંધ રચાના છે. એકનો એક શબ્દ એક અર્થમાં એક જાતિનો હોય તે જ શબ્દ અન્ય અર્થમાં બીજી જાતિનો હોય તેનો પણ સ્ફોટ કરવામાં આવેલ છે. આ ગ્રન્થ અને ટીકા મુદ્રિત થયેલ છે.

**વાદાનુશાસન**—આ ગ્રન્થ ઉપલબ્ધ નથી. વાદની ચર્ચા વિષયક આ ગ્રન્થ હોય તેમ એના નામ ઉપરથી કલ્પના થઈ શકે છે.

**દેશીનામમાળા**—આ ગ્રંથમાં, જે શબ્દો વ્યાકરણના નિયમ પ્રમાણે સિદ્ધ ન થઈ શકે છતાં ભાષામાં વપરાતા હોય એવા દેશ્ય શબ્દોનો સંગ્રહ કરેલ છે. પ્રાચીન ભારતીય ભાષાની શોધખોળ અંગે આ ગ્રન્થ મહત્ત્વનો છે. આ ગ્રન્થ મુદ્રિત થયેલ છે. સ્વોપજ્ઞવૃત્તિ સાથે આ ગ્રંથના શ્લોકની સંખ્યા ૩૫૦૦ છે.

**કાવ્યાનુશાસન** ( અલંકાર ચૂડામણિ–વિવેકવૃત્તિ સહિત )—આ ગ્રન્થના આઠ અધ્યાય બનાવ્યા છે. તેમાં રસ, ભાવ, રસાભાસ, ભાવાભાસ, કાવ્યના ગુણો, છ પ્રકારના શબ્દાલંકાર, અનુપ્રાસ, અલંકારના ઓગણત્રીશ વિભાગો, નાયક–નાયિકાના પ્રકાર, વગેર પર વિવેચન કરેલ છે. આ ગ્રન્થ ઉપર અલંકારચૂડામણિવૃત્તિ અને વિશેષ જિજ્ઞાસુ અર્થે વિસ્તૃત વિવેચન 'વિવેક' નામની વૃત્તિ હેમચંદ્રાચાર્યે બનાવી છે. બન્ને ટીકાઓ સહિત આ ગ્રન્થની

શ્લોકસંખ્યા ૬૮૦૦ છે. સાહિત્યના વિષય પર આ ગ્રન્થ સર્વદેશીય અને મહત્ત્વનો હોવાથી વિદ્દ્વર્ગમાં ઘણી પ્રશંસા પામેલો છે. આ ગ્રંથ બન્ને ટીકા સહિત મુદ્રિત થયેલ છે.

**છંદોનુશાસન** ( છંદશ્ચૂડામણિ વૃત્તિ સહિત )—આ ગ્રન્થ કાવ્યાનુશાસન રચાયા બાદ રચાયો છે. આ ગ્રંથ સંસ્કૃત-પ્રાકૃત ઉભય ભાષાનું પિંગળ છે. આમાં આઠ અધ્યાયો છે. કુલ સૂત્રો ૭૬૩ છે. પ્રાકૃત તથા અપભ્રંશ વૃત્તો માટે તો આ એક જ ગ્રન્થ બસ છે. આના પર સ્વોપજ્ઞ 'છંદશ્ચૂડામણિ' નામની વિસ્તૃત વૃત્તિ છે. ટીકા સહિત આનું પ્રમાણ ૩૦૦૦ શ્લોકનું છે. આ ગ્રંથ મુદ્રિત થએલ છે.

**સંસ્કૃત તથા પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય**—આ બન્ને ગ્રન્થો કાવ્યસાહિત્યમાં મહાકાવ્ય તરીકે સુપ્રસિદ્ધ છે. સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યમાં વીશ સર્ગ છે. તેમાં ચૌલુક્યવંશનું ( એટલે મૂળરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ, ભીમદેવ, કર્ણદેવનું ) તથા સિદ્ધરાજ જયસિંહના દિગ્વિજયનું મુખ્ય વર્ણન આવે છે. સાથે સાથે 'સિદ્ધહેમ' વ્યાકરણમાં આવતાં સૂત્રોનાં ક્રમશઃ ઉદાહરણો વર્ણવેલાં છે. તેથી કરીને જ તેનું નામ દ્વયાશ્રય રાખેલ છે. આનું શ્લોકપ્રમાણ ૨૮૨૮ છે. કાવ્ય અને ઐતિહાસિક દૃષ્ટિએ અતિ મહત્ત્વનો આ ગ્રંથ છે. સિદ્ધહેમ વ્યાકરણના અભ્યાસીને આ ગ્રન્થ ઘણો જ ઉપયોગી છે. આના પર અભયતિલક ગણિએ ટીકા રચેલી છે. તે ટીકા સહિત સંપૂર્ણ ગ્રન્થ બે વિભાગમાં બોંબે સંસ્કૃત સીરિઝમાં પ્રો૦ કાથવટેએ મુદ્રિત કરેલો છે. ટીકા સહિત આ ગ્રંથ લગભગ ૬૦૦૦ શ્લોકપ્રમાણનો છે. આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર સ્વ. સાક્ષર મણિલાલ નભુભાઈએ વિસ્તૃત પ્રસ્તાવના સાથે વડોદરા કેળવણી ખાતા તરફથી પ્રગટ કર્યું છે.

પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્યનું બીજું નામ 'કુમારપાલચરિત' છે. એના આઠ સર્ગ છે. તેમાં કુમારપાલ ભૂપાલનું વર્ણન છે. આમાં પણ સિદ્ધહેમ વ્યાકરણના આઠમા અધ્યાયમાં આવતાં પાકૃત ઉદાહરણો આવે છે. પાકૃતના અભ્યાસીઓને આ ગ્રન્થ ઘણો જ ઉપયોગી છે. આમાંથી ઐતિહાસિક હકીકત મળી શકે છે. આના પર પૂર્ણકળશ ગણિએ સુંદર ટીકા રચી છે. અને શંકર પાંડુરંગ પરબે એને બોમ્બે સંસ્કૃત સીરિઝમાં પ્રકટ કરેલ છે. આ ગ્રંથની શ્લોકસંખ્યા ૧૫૦૦ છે.

**પ્રમાણમીમાંસા** [ સ્વોપજ્ઞ વૃત્તિ સહિત ]–આ ગ્રંથ તર્ક પ્રધાન છે. એમાં સ્યાદ્વાદ–અનેકાંતવાદની છણાવટ ખૂબ કરી છે. ન્યાયગ્રંથ તરીકે તેની પ્રસિદ્ધિ છે. આના પાંચ અધ્યાય છે. બીજા અધ્યાયના પ્રથમ આહ્નિક સુધીનો ભાગ ઉપલબ્ધ છે. આના પર સ્વોપજ્ઞ ટીકા પણ છે. ટીકા સહિત અપૂર્ણ આ ગ્રંથની ગણત્રી ૨૫૦૦ શ્લોકની છે. સાંભળવા પ્રમાણે આની આખી પ્રત જેસલમેલના ભંડારમાં છે. તેની શોધ કરવાની જરૂર છે.

**વેદાંકુશ** ( દ્વિજવદનચપેટા )–આ ગ્રંથની શ્લોકસંખ્યા ૧૦૦૦ની છે. આમાં અનેક ગ્રન્થોના શ્લોકોનો સંગ્રહ કરેલ છે. આ ગ્રંથ મુદ્રિત થયેલ છે.

**ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર**–આ ગ્રંથ કુમારપાલની પ્રેરણાથી રચાયેલ છે. તેના દશ પર્વો છે. અનુષ્ટુપ્છંદમાં તેની રચના છે. લગભગ શ્લોકો ૩૨૦૦૦–૩૬૦૦૦ છે. કાવ્ય ગ્રંથ તરીકે તેની પ્રસિદ્ધિ છે. આમાં ચોવીશ તીર્થંકરો, બાર ચક્રવર્તીઓ, નવ વાસુદેવો, નવ પ્રતિવાસુદેવો અને નવ બળદેવનાં એમ સર્વ મળી ત્રેસઠ ચરિત્રો છે. આદ્ય તીર્થંકર શ્રી

ઋષભદેવ અને ચરમ તીર્થંકર શ્રી મહાવીરદેવ અને રામ–લક્ષ્મણનાં ચરિત્રો કર્તાએ ખૂબ વિસ્તારથી આપ્યાં છે. આ આખો ગ્રંથ અને તેનું ભાષાંતર મુદ્રિત થયેલ છે.

**પરિશિષ્ટપર્વ**–આ ગ્રંથમાં શ્રુતકેવલિ જંબૂસ્વામીથી આરંભીને આર્યરક્ષિતસૂરિ સુધિનાં ૧૩ આચાર્યોનાં ચરિત્રો આલેખેલાં છે. અનુષ્ટુપ્ છંદમાં સુંદર રચના કરેલ છે. આના કુલ ૧૩ સર્ગો છે. આ ગ્રંથ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર બાદ રચાયેલ છે. એટલે ત્યાર પછીનો ઇતિહાસ આમાં આલેખેલ છે. આ ગ્રંથના કુલ શ્લોક ૩૪૫૦–૩૫૦૦ લગભગ છે. ભાષા એટલી બધી સરલ છે કે માર્ગોપદેશિકા ભણેલો પણ સહેલાઈથી વાંચી શકે. આ ગ્રંથને પ્રો૦ હર્મન યાકોબીની વિસ્તૃત પ્રસ્તાવના સાથે બેં. રો. એ. સોસાયટીએ છપાવ્યો છે. જૈનધર્મ પ્રસારક સભાએ પણ આ ગ્રંથ અને તેનું ભાષાંતર છપાવેલ છે.

**યોગશાસ્ત્ર** (સટીક)–કુમારપાલ ભૂપાલની પ્રેરણાથી કુમારપાલ માટે જ આ ગ્રંથ રચાયો છે. યોગશાસ્ત્રનું અપરનામ 'અધ્યાત્મોપનિષદ્' છે. સ્વોપજ્ઞ ટીકા સહિત ૧૨૫૭૦ શ્લોકો છે. આ ગ્રથના બાર પ્રકાશ છે. આ ગ્રન્થ કુમારપાલના આત્મશ્રેય માટે રચાયો છે. આ ગ્રંથ ઘણો જ પ્રસિદ્ધ છે. આના પર ચર્ચાઓ પણ ઘણી ઘણી થયેલ છે.

**વીતરાગસ્તોત્ર**–જિનેશ્વર ભગવંતના પૃથગ્ પૃથગ્ લોકોત્તર ગુણોથી ભરપૂર પરમાત્માની સ્તુતિરૂપે કુમારપાલ ભૂપાલની પ્રેરણાથી આ ગ્રંથ રચવામાં આવેલ છે. તેમાં વીશ[5] સ્તવ–વિભાગ પાડેલ છે. અનુષ્ટુપ્ છંદમાં તેની મનોહર રચના છે. કુલ શ્લોકો ૧૮૮ છે. ભાષા ઘણી જ સુંદર છે. આ ગ્રંથ મુદ્રિત થયેલ છે. આના પર અન્યની સંસ્કૃત ટીકા છે.

**અયોગવ્યવચ્છેદિકા અને અન્યયોગવ્યવચ્છેદિકા** (બે બત્રીશીઓ)–આ બન્ને બત્રીશીઓ બત્રીશ બત્રીશ શ્લોકમાં રચેલી છે. વિવિધ છંદોમાં તેની રચના છે. અયોગવ્યવચ્છેદિકામાં જૈનધર્મ પરના આક્ષેપોની અસત્યતા બતાવી છે. આ ગ્રંથ મુદ્રિત થયો છે. અન્યયોગવ્યવચ્છેદિકામાં અન્ય દર્શનકારો કહે છે કે અમારા મતો સત્ય છે, એ કથન પર ચર્ચા કરી જૈનદૃષ્ટિએ જવાબો આપ્યા છે. આ બત્રીશી પર મલ્લિષેણે સ્યાદ્વાદમંજરી નામની ૩૦૦૦ શ્લોકપ્રમાણની વૃત્તિ રચેલ છે, જે પ્રો૦ આનંદશંકર બાપુભાઇ ધ્રુવે વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે બોમ્બે સંસ્કૃત સીરિઝ (નં. ૮૩) તરફથી પ્રગટ કરેલ છે.

**મહાદેવસ્તોત્ર**—આ ગ્રંથમાં મહાદેવ સંબંધી સ્પષ્ટ વિવરણ કરેલ છે. ૪૪ શ્લોકમાં તેની રચના કરેલ છે. આ ગ્રંથ અને તેનું ભાષાન્તર મુદ્રિત થયેલ છે.

**સપ્તસંધાન કાવ્ય**—આ ગ્રંથ તેમણે રચ્યો સંભળાય છે. પરંતુ ઉપલબ્ધ નથી.

**સપ્ત તત્ત્વ પ્રકરણ**—આ ગ્રંથની ૧૪૦ ગાથાઓ છે. સંસ્કૃતમાં તેની રચના છે. નવતત્ત્વો પર વિવરણ કરેલ છે. ભાષાંતર સહિત 'નવતત્ત્વસાહિત્યસંગ્રહ'માં પ્રસિદ્ધ થયેલ છે.

અર્હન્નીતિ–અર્હત્સહસ્રનામસમુચ્ચય વગેરે ગ્રન્થો એમના મનાય છે. આ ઉપરાંત બીજા ગ્રન્થો હોવાનો સંભવ છે. ઘણા ગ્રંથો ઉપલબ્ધ નથી. કોઇ પણ એવો વિષય નથી

---

૫, ૧ પ્રસ્તાવના સ્તવ, ૨ સહજાતિશયવર્ણન સ્તવ, ૩ કર્મક્ષયજાતિશય વર્ણન સ્તવ, ૪ સુરકૃતાતિશયવર્ણન પ્રકાશ, ૫ પ્રાતિહાર્યવર્ણન સ્તવ, ૬ વિપક્ષનિરાસ પ્રકાશ, ૭ જગત્કર્તૃત્વનિરાસ પ્રકાશ, ૮ એકાંતપક્ષનિરાસ પ્રકાશ, ૯ કલિપ્રશમસ્તવ, ૧૦ અદ્ભુત સ્તવ, ૧૧ અચિંત્યમહિમ સ્તવ, ૧૨ વૈરાગ્ય સ્તવ, ૧૩ વિરોધનિરાસ સ્તવ, ૧૪ યોગશુદ્ધિ સ્તવ, ૧૫ ભક્તિ સ્તવ, ૧૬ આત્મગર્હા સ્તવ, ૧૭ શરણ સ્તવ, ૧૮ કઠોર સ્તવ, ૧૯ આજ્ઞા સ્તવ, ૨૦ આશીઃ સ્તવ.

કે જેમાં એમની કલમ ન ચાલી હોય. શ્રી હેમચંદ્રાચાર્યનું આવું સર્વતોમુખી સાહિત્ય જોઇને જૈનેતર વિદ્વાનો પણ તેમની મુક્ત કંઠે પ્રશંસા કરે છે.

**પાંડવકથાનો કરેલો સ્ફોટ—**

શ્રી હેમચંદ્રાચાર્ય એક વખત અણહિલપુરમાં વ્યાખ્યાન આપી રહ્યા હતા, તેમાં પાંડવોનો પ્રસંગ આવતાં તેમણે જૈની દીક્ષા ગ્રહણ કરી હતી અને શત્રુંજય પર તેઓ નિર્વાણ પામ્યા હતા એ વાત આવી. આ સાંભળી શૈવો ખળભળી ઊઠયા અને આ હકીકત લેશમાત્ર સત્ય નથી એમ કહેવા લાગ્યા. ઊહાપોહ ખૂબ વધ્યો. છેવટે એ વાત રાજદ્વારે પહોંચી. સિદ્ધરાજ શૈવધર્મી હતો છતાં તેને હેમચંદ્રાચાર્યના વચન પર શ્રદ્ધા હતી. એટલે આમાં સત્ય શું છે, એનો સ્ફોટ કરવા હેમચંદ્રાચાર્યને બોલાવ્યા. જૈન–જૈનતર તમામ પ્રજા ભેગી થઇ હતી. બ્રાહ્મણોએ સ્વધર્મની વાત ઊકેલી કે પાંડવો શૈવધર્મી હતા અને હિમાલય પર પંચત્વ પામ્યા હતા, એ પ્રમાણે મહાભારતનું વચન છે. તેથી હેમચંદ્રાચાર્યનું કથન કેવી રીતે સંગત હોઇ શકે ? આ વાતનો ખુલાસો કરવા સિદ્ધરાજે હેમચંદ્રાચાર્યને કહ્યું એટલે બુદ્ધિના ભંડાર સમયજ્ઞ હેમચંદ્રાચાર્યે એના જ મહાભારતનું પ્રમાણ આપ્યું–કે મહાભારતમાં ગાંગેયનું એક આખ્યાન આવે છે. તેમાં ગાંગેય પોતાના પરિવારને કહે છે કે–યુદ્ધની અંદર મારા પ્રાણનો અંત થાય તો જ્યાં કોઇનો પણ અગ્નિસંસ્કાર ન થયો હોય તે સ્થળે મારો અગ્નિસંસ્કાર કરજો યુદ્ધમાં ગાંગેય પ્રાણમુક્ત થયા, એટલે તેમનું શબ એક એવા પર્વતના ઊંચા શિખર પર લઇ ગયા કે જ્યાં કોઇનો પણ પગસંચાર ન હતો. અહીં કોઇનો પણ અગ્નિસંસ્કાર થયેલ નથી એમ વિચારી શબ ઉતાર્યું, એટલામાં તો આકાશવાણી થઈ કે—

**अत्र भीष्मशतं दग्धं पाण्डवानां शतत्रयम् ॥**
**द्रोणाचार्यसहस्रं तु कर्णसंख्या न विद्यते ॥ १६२ ॥ प्रभा० हेम० चरित्रे**

અર્થાત્–"અહીં તો સો ભીષ્મોનો, ત્રણસો પાંડવોનો, સહસ્ર દ્રોણાચાર્યનો અને અસંખ્ય કર્ણોનો અગ્નિ સંસ્કાર થયો છે."

હેમચંદ્રાચાર્યે મહાભારતના ઉપર્યુક્ત શ્લોક તરફ બ્રાહ્મણોનું ધ્યાન ખેંચ્યું. અને જણાવ્યું કે મહાભારતના ઉલ્લેખ પ્રમાણે સો ભીષ્મો, ત્રણસો પાંડવો, હજાર દ્રોણાચાર્યો અને કર્ણોની તો સંખ્યા જ નથી. તો પછી જૈનશાસ્ત્રમાં વર્ણવેલા પાંડવો જૈન હોય અને મહાભારતમાં કથન કરેલ પાંડવો શૈવ હોય એમાં નવાઈ જેવું નથી. કારણ કે પાંડવોની પ્રતિમાઓ જેવી તમારા કેદાર તીર્થમાં મળી આવે છે તેવી જ અમારા પરમ પાવન તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ઉપર અને નાસિકના ચંદ્રપ્રભુના મંદિરમાં પણ મળી આવે છે. માટે આમાં અસત્ય જેવું કંઈ નથી. આ પ્રમાણે હેમચંદ્રાચાર્યનું યુક્તિયુક્ત વચન સાંભળીને સિદ્ધરાજને ખાત્રી થઈ.

**દેવબોધિએ કરેલી પ્રશંસા**

હેમચંદ્રાચાર્યની વિદ્વત્તા અને સચ્ચરિત્રતાની ખ્યાતિ દિવસે દિવસે વધતી જતી હતી. મહારાજા સિદ્ધરાજની રાજસભામાં તેમનું સ્થાન ઊંચું હતું. સિદ્ધરાજ ચર્ચાના શોખીન હતા. તેની સભામાં અવારનવાર અનેક વિષયો પર ચર્ચાઓ થતી હતી. એકદા ભાગવત મતદર્શની દેવબોધિ નામના પંડિત હેમચંદ્રાચાર્યની કીર્તિને ઝાંખી કરવા અણહિલપુર પાટણમાં આવ્યા. સિદ્ધરાજે તેની વિદ્વત્તાથી આકર્ષાઈ સત્કાર કર્યો. એક તો અભિમાની અને

એમાં રાજ્ય તરફથી સત્કાર થયો એટલે તો પછી પૂછવું જ શું ? ધીમે ધીમે સ્વભાન ભૂલી મદિરાપાન સુધી તે પહોંચી ગયા. ખુદ સિદ્ધરાજે પણ તેને મદિરાપન કરતા નજરે નિહાળ્યા. એટલે રાજાની શ્રદ્ધા કમી થઈ. આવક ધીમે ધીમે અટકવા લાગી. અન્તે દેવબોધિને સ્વભાન થયું. હેમચંદ્રાચાર્યની વિદ્વત્તા, સચ્ચરિત્રતા, પ્રખરપાંડિત્યથી આકર્ષાઇ દેવબોધિ મદદ માગવા તેમની પાસે ગયા. અને હેમચંદ્રાચાર્યની પ્રશંસા કરતાં જણાવ્યું કે—

**पातु वो हेमगोपालः कम्बलं दण्डमुद्वहन् ।**
**षड्दर्शनपशुग्रामं चारयन् जैनगोचरे ॥**

"દંડ અને કંબલને ધારણ કરતા શ્રી હેમ ગોપાલ તમારું રક્ષણ કરો, કે જે જૈન ગોચરમાં ષટ્દર્શન રૂપ પશુઓને ચારી રહ્યા છે."

હેમચંદ્રાચાર્યે આ વિદ્વાનને આસન આપ્યું, રાજસભાના પંડિત શ્રીપાલ સાથે મૈત્રી કરાવી અને સિદ્ધરાજ પાસે લક્ષ દ્રવ્ય અપાવ્યું. આ દેવબોધિ પંડિતને હેમચંદ્રાચાર્ય પાસે પોતાનો પરાભવ કબુલ કરવો પડયો હતો. પ્રાંતે દેવબોધિએ ગંગાકિનારે જઈ આત્મસાધન કર્યું.

**હેમચંદ્રાચાર્ય સાથે સિદ્ધરાજ યાત્રાર્થે**

પોતાને પુત્ર નહીં હોવાથી સિદ્ધરાજને ઘણું ખટકતું હતું. પણ કરે શું ? એ ભાગ્યની વાત ગણાય ! છતાં અંતઃકરણમાં તે શલ્ય સાલ્યા કરતું હતું. ખેદયુક્ત સિદ્ધરાજ અડવાણે પગે ચાલીને તીર્થયાત્રા કરવા નીકળ્યો. હેમચંદ્રાચાર્યને સાથે લીધા અને શ્રી શત્રુંજય ઉપર જઈ યુગાદિદેવની પૂજા-ભક્તિ કરી અને તે તીર્થની પૂજા માટે બાર ગામ સમર્પણ કર્યાં. ત્યાંથી નીકળી રૈવતાચલ પહોંચ્યો. ત્યાં શ્રી સજ્જન મંત્રીએ રાજ્યના ખર્ચે શ્રી નેમિનાથ પ્રભુના પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો તેને કબૂલ રાખી એ તીર્થની ભાવપૂર્વક યાત્રા કરી હેમચંદ્રાચાર્ય સહિત પ્રભાસપાટણના શિવમંદિરમાં આવ્યાં. ત્યાં હેમચંદ્રાચાર્યે સ્તુતિ કરી કે—

**यत्र तत्र समये यथा तथा, योसि सोस्यभिधया यया तया ।**
**वीतदोषकलुषः स चेद् भवा-नेक एव भगवन्नमोऽस्तु ते ॥**

"ગમે તે સમય [શાસ્ત્ર]માં ગમે તે રીતે અને ગમે તે નામથી તમે હો, પણ જો તે તમે દોષની કલુષતા રહિત હો, તો હે ભગવન્ ! તમે એક જ છો માટે તમને નમસ્કાર છે."

ત્યાંથી અંબિકાદેવીથી અધિષ્ઠિત કોટિ નગરમાં આવ્યા. ત્યાં હેમચંદ્રાચાર્યે, અટ્ઠમનો તપ કર્યો. પ્રાંતે દેવીએ પ્રત્યક્ષ થઇને કહ્યું કે—" હે મુનિવર ! સિદ્ધરાજના ભાગ્યમાં સંતતિ નથી. પરંતુ તેમના ભ્રાતાનો પુત્ર કુમારપાલ તેમની ગાદીનો વારસ થશે. પુણ્યશાલી એવો તે અનેક દેશોને જીતી પોતાની આણ મનાવશે, અને આર્હતોપાસક પરમ શ્રાવક થશે." આ પ્રમાણે કહી દેવી અદૃશ્ય થઈ ગઈ. હેમચંદ્રાચાર્યે સિદ્ધરાજને આ હકીકતથી વાકેફ કર્યો.

**કુમારપાલનું થયેલ સંરક્ષણ**

કુમારપાલ એ ત્રિભુવનપાલના પુત્રરત્ન, ભાવિના અઢારદેશના મહારાજા, પ્રૌઢ પ્રતાપશાલી અને ભાવીના પરમાર્હતોપાસક હતા. પુત્રની આશાના ભંગથી ખેદ પામેલ સિદ્ધરાજે નૈમિત્તિકોને બોલાવ્યા. નૈમિત્તિકોએ જણાવ્યું કે—"આપનું રાજ્ય કોઇને પણ નમ્યા વિના કુમારપાલ ચલાવશે. પોતાના પ્રતાપથી અનેક દેશોને જીતી રાજાઓને પોતાની આણ મનાવશે. તેના પછી રાજ્ય વિનાશ પામશે." આ સાંભળી '**यद् भाव्यं तद् भवत्येव**' એ વાકય સમજવા છતાં, પૂર્વભવોનાં કર્મોએ જોર કર્યું. સિદ્ધરાજની બુદ્ધિ ફરી. કુમારપાલ પર દ્વેષ

જાગ્યો. તેનો વધ કરી નાખવા સુધી તેને વિચારો સ્ફુર્યા. એ વાત કુમારપાલના જાણવામાં આવી એટલે એ ભસ્મ લગાવી જટાધારી તાપસ થઈ ચાલી નીકળ્યો. સિદ્ધરાજને આ બાબતની જાણ થઈ, એટલે તેને ગમે તે રીતે પકડવા મહેનત કરી. પરંતુ તેમાં સફળતા ન મળી. તાપસ વેશમાં પણ કુમારપાલ પર વિપત્તિના પહાડ તૂટી પડયા. આવી વિકટ અવસ્થામાં પણ હેમચંદ્રાચાર્યના ઉપદેશથી મંત્રી ઉદાયન, વાગ્ભટ્ટ, આલિગ, સજ્જન કુંભાર, ભીમસિંહ ખેડુત, દેવસી કટુક વાણીઓ, વોસિરિ વિપ્ર વગેરેએ કુમારપાળને કિંમતી મદદ કરી તેમનું સંરક્ષણ કર્યું. હેમચંદ્રાચાર્યે પણ કેટલાક વિકટ પ્રસંગોમાંથી બચાવી લીધા.

### કુમારપાલનો રાજ્યાભિષેક અને વિજય

મહારાજા સિદ્ધરાજ વિ સં. ૧૧૯૯ માં પંચત્વ પામ્યા. કુમારપાલનો દેશાટનનો અવધિ પૂરો થયો. કુમારપાલ પણ ત્યાં આવી પહોંચ્યો. અને ગુરુદેવ હેમચંદ્રાચાર્યનો આશીર્વાદ લીધો. અને સં. ૧૧૯૯ માગશર સુ. ૪ ને દિવસે ગાદિનશીન થયો. રાજ્યાભિષેક ઘણા જ મહોત્સવ પૂર્વક ઉજવાયો. કુમારપાલને વિકટ અવસ્થામાં જે જે લોકોએ આશ્રય આપી મદદો કરી હતી તેઓને ઉપકારનો યોગ્ય બદલો વાળી તેણે પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરી.

ગુર્જરેશ્વર કુમારપાલે અનેક દેશો જીત્યા. શાંકભરીના અર્ણોરાજ સાથેના યુદ્ધમાં સૈન્ય ફુટી જવાથી બીજાની સહાયતા વિના એકલાએ જ વિજય મેળવ્યો. રાજ્યભિષેક પછી તરત જ આશરે વિ. સં. ૧૨૦૦ માં આ યુદ્ધ થયેલ છે. ત્યાર પછી માળવા સૌરાષ્ટ્ર કોંકણ વગેરે પ્રદેશોમાં યુદ્ધ કરી પોતાની આણ પ્રવર્તાવી. અઢારદેશનું આધિપત્ય કુમારપાલ ભૂપાલે ભોગવેલું છે, એ વાત નિર્વિવાદ છે.

### કુમારપાલે કરેલાં ધાર્મિક કાર્યો

સંવત્ ૧૨૧૬નાં માગશીર્ષ શુકલ દ્વિતીયાને દિવસે કુમારપાલે જૈનધર્મ સ્વીકાર્યો–તેણે શ્રાવકનાં બાર વ્રત સ્વીકાર્યાં. હેમચંદ્રાચાર્ય અને કુમારપાલનો ગુરુ–શિષ્ય જેવો સંબંધ થયો. કુમારપાલે સાત કુવ્યસનોનો ત્યાગ કર્યો. સ્વ–રાજ્યની અંદર અમારિપટહની ઉદ્ઘોષણા કરાવી. જે પ્રભુમહાવીરના સમયમાં શ્રેણિક મહારાજાએ નતું કર્યું તે કુમારપાલે હેમચંદ્રાચાર્યના સમયમાં કર્યું. જુગાર સર્વથા બંધ કરાવ્યો. અપુત્રિયાનું ધન લેવાનો કાયદો રદ કરાવ્યો. તેના રાજ્યમાં ઢોરોને પણ પાણી ગળીને પાવામાં આવતું. એક માખીની પાંખ સરખી પણ કોઈ દુભાઇ ન શકે. રાજ્યલક્ષ્મીનો ધર્મકાર્યમાં પણ સારો વ્યય કર્યો. મદ્યપાનનો પ્રચાર પણ સર્વત્ર બંધ કર્યો. સોમનાથ પાટણમાં સોમેશ્વર મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. પાર્શ્વનાથ પ્રભુનું ચૈત્ય કરાવ્યું. કુમારવિહારાદિ જૈન મંદિરો બનાવ્યાં. ૭૨ દેરીવાળો ત્રિભુવનવિહાર કરાવ્યો. પાર્શ્વનાથ, નેમિનાથ વગેરે પ્રભુની પ્રતિમાઓ પધરાવી. દાનશાળા ખોલાવી, તેની વ્યવસ્થા શ્રીમાળી નેમિનાથના પુત્ર શ્રેષ્ઠી અભયકુમારને સુપ્રત કરી. પોશાળ, ધર્મશાળાઓ કરાવી. વાવો, તળાવો, કુવાઓ, હવાડાઓ વગેરે કરાવરાવ્યાં. દાનનો વરસાદ વરસાવ્યો. સાધર્મિક બન્ધુઓને મદદો કરી. પર્વોના દિવસે બ્રહ્મચર્યવ્રત પાળ્યું. રથોત્સવ અને અઠ્ઠાઇ મહોત્સવ કર્યો. શત્રુંજય તીર્થની યાત્રા કરી. સોમનાથની યાત્રા કરી. ૧૬૦૦ મંદિરોના જીર્ણોદ્ધાર કરાવ્યા અને ૧૪૪૪ નવાં જિન મંદિરો પર કળશ ચઢાવ્યા. પોતાના રાજ્યમાં ૨૧ જ્ઞાનભંડારો કરાવ્યા. અને બીજાં પણ અનેક ધાર્મિક કાર્યો કર્યાં છે. આ રીતે મહારાજા કુમારપાળે જે ધાર્મિક કાર્યો કર્યાં તે કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યનો જ પ્રતાપ છે.

## હેમચંદ્રાચાર્યનો શિષ્યપરિવાર

હેમચંદ્રાચાર્યને રામચંદ્રસૂરિ, ગુણચંદ્રસૂરિ, યશશ્ચંદ્ર, ઉદયચંદ, વર્દ્ધમાનગણિ, મહેન્દ્રસૂરિ, દેવચંદ્ર, બાલચંદ્રાચાર્ય વગેરે સમર્થ શિષ્યો હતા. આ રીતે ગૃહસ્થ શિષ્યમાં સિદ્ધરાજ, પરમાર્હત કુમારપાલ, મંત્રીશ્વર ઉદાયન, આંબડ, શ્રીપાલકવિ, મુંજાલ વગેરે મુખ્ય હતા.

૧ આ રામચંદ્રસૂરીશ્વર તેમના મુખ્ય પટ્ટધર હતા. સિદ્ધરાજ જયસિંહે તેમને 'કવિ કટારમલ્લ' નામનું બિરુદ આપ્યું હતું. 'વિદ્યાત્રયીચણ' 'અચુમ્બિત કાવ્યતન્દ્ર' 'વિશીર્ણ કાવ્ય નિર્માણતન્દ્ર' 'પ્રબંધશતક કર્તા' વગેરે બીજાં પણ તેમનાં વિશેષણો હતાં. તેમને 'નાટ્યદર્પણ વિવૃત્તિ' નામનો ગ્રંથ રચ્યો છે. સમસ્યા પૂરવાની શક્તિ તેમનામાં અદ્‌ભુત હતી. હેમચંદ્રાચાર્ય સં. ૧૨૨૯માં સ્વર્ગસ્થ થયા બાદ કુમારપાલને થયેલા શોકનું શમન રામચંદ્રાચાર્યે કર્યું હતું.

૨ ગુણચંદ્રસૂરિએ પણ બે કૃતિઓ રચેલ છે.

૩ મહેન્દ્રસૂરિએ 'અનેકાર્થકૈરવાકરકૌમુદી' નામની હૈમઅનેકાર્થ સંગ્રહપરની ટીકા સ્વગુરુના નામથી જ સં. ૧૨૪૧માં રચી હતી.

૪ વર્દ્ધમાનગણિએ કુમારવિહાર પ્રશસ્તિ કાવ્ય–વ્યાખ્યાદિ રચેલ છે.

૫ દેવચંદ્ર નામના શિષ્યે ચંદ્રલેખાવિજય પ્રકરણ રચેલ છે.

૬ ઉદયચંદ્ર નામના શિષ્યના ઉપદેશથી ચંદ્રગચ્છના ધર્મસૂરિ–રત્નસિંહ–દેવચંદ્રસૂરિના શિષ્ય કનકપ્રભે હૈમન્યાસસારનો ઉદ્ધાર કર્યો.

૭ બાલચંદ્ર રામચંદ્રનો પ્રતિસ્પર્દ્ધિ હતો. 'સ્નાતસ્યા'ની સ્તુતિ આ બાલચંદ્રે રચેલ છે.

આ સિવાય અન્ય શિષ્યોએ પણ ગ્રંથો રચ્યા હોય એમ સંભવે છે.

## હેમચંદ્રાચાર્યનો સ્વર્ગવાસ

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યનો સ્વર્ગવાસ ૧૨૨૯માં ૮૪ વર્ષની પુક્ત ઉમ્મરે થયો હતો. પોતાનો અંતસમય પહેલેથી જ જાણ્યો હતો. પાછળની જિંદગીમાં નિરંતર અન્તર્મુખ બની આત્મકલ્યાણમાં જ વધુ મશગુલ રહેતા. પ્રાંતે સમસ્ત સંઘ સમક્ષ 'મિથ્યા દુષ્કૃત' આપી પોતાનો વારસો ભાવી પ્રજાને સમર્પી સ્વર્ગલોકે સિધાવ્યા. તેમના સ્વર્ગગમન પછી છ મહિને મહારાજા કુમારપાલ સ્વર્ગે સીધાવ્યા.

## હૈમયુગ

ભારતવર્ષના પ્રાચીન પણ્ડિતોની ગણત્રીમાં શ્વેતામ્બરાચાર્ય કલિકાલસર્વજ્ઞ શ્રીમાન્ હેમચંદ્રાચાર્યે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરેલ છે. સસ્કૃત સાહિત્યમાં વિક્રમાદિત્યના ઇતિહાસમાં જે સ્થાન કાલિદાસનું, શ્રી હર્ષના દરબારમાં બાણભટ્ટનું અને ભોજરાજાના દરબારમાં પરમાર્હત મહાકવિ ધનપાલનું હતું તે જ સ્થાન ગુર્જરપતિ સિદ્ધરાજના દરબારમાં હેમચંદ્રાચાર્યનું હતું. અને કુમારપાલના ઇતિહાસમાં તો ગુરુ–શિષ્ય જેવું હતું. ટૂંકમાં હેમચંદ્રાચાર્ય એ એક યુગપ્રભાવક મહાપુરુષ હતા. તે વખતના ધર્મ, સાહિત્ય, સમાજ, રાજકરણ અને લોકજીવન–એ દરેક ઉપર આચાર્ય હેમચંદ્રસૂરિનો ખૂબ પ્રભાવ પડયો હતો. એટલે એમના યુગને 'હૈમયુગ' કહીએ તો તે સર્વતા ઉચિત જ છે. ગુજરાતમાં લક્ષ્મી સાથે ભારતીની ઉપાસના થઈ એ આ યુગનો જ પ્રતાપ છે. આ મહાપુરુષની સાહિત્યસેવા ભારતભરમાં જ નહીં, પણ સમસ્ત જગતમાં જયવંતી છે. એમને હાલના પાશ્ચાત્ય વિદ્વાનો સમર્થ વ્યક્તિ તરીકે

માને છે. ડૉ. પીટર્સન પોતાના વ્યાખ્યાનમાં હેમચંદ્રાચાર્યને 'ભરતભૂમીના કોહીનૂર', 'જ્ઞાનના સાગર' તરીકે સંબોધે છે. ડો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ જણાવે છે કે– ઈ. સ. ૧૦૮૯ થી ૧૧૭૩ એ વર્ષો 'કલિકાલસર્વજ્ઞ' હેમચંદ્રના તેજથી દેદીપ્યમાન છે. તેઓ ધર્મ અને તત્ત્વજ્ઞાનના બેશક સારા વિદ્વાન હતા.' જર્મન સ્કોલર ડૉ બુહલર વગેરેને પણ હેમચંદ્રાચાર્ય પ્રત્યે બહુ માન હતું. આ પ્રમાણે હેમચંદ્રાચાર્યે હૈમયુગ એટલે સુવર્ણ યુગ પ્રવર્તાવ્યો હતો.

## હેમચંદ્રાચાર્ય અને કુમારપાલ સંબંધી પ્રાચીન ઐતિહાસક સાધનો

હેમચંદ્રાચાર્ય અને કુમારપાલના ઐતિહાસિક સંબંધમાં અનેક જૈન વિદ્વાનોએ વિવિધ ગ્રન્થો લખ્યા છે, જે નીચે પ્રમાણે ટાંકવામાં આવે છે—

૧–૨ હેમચંદ્રાચાર્યકૃત દ્વ્યાશ્રય મહાકાવ્ય (સંસ્કૃત પ્રાકૃત)
૩ મંત્રી યશઃપાળ( સં. ૧૨૩૨ ) કૃત મોહપરાજય નાટક
૪ સોમપ્રભાચાર્યકૃત ( સં. ૧૨૪૧–અજયપાલના સમયમાં ) કુમાર–પ્રતિબોધ
૫ પ્રભાચંદ્રાચાર્યકૃત (સં. ૧૩૩૪) પ્રભાવકચરિત્ર
૬ મેરુતુંગસૂરીશ્વરકૃત (સં. ૧૩૬૧) પ્રબંધચિંતામણિ
૭ રત્નશેખરસૂરીશ્વરકૃત ( સં. ૧૪૦૫ )ચતુર્વિંશતિપ્રબંધ
૮ જયસિંહસૂરિકૃત (સં. ૧૪૨૨) કુમારપાલચરિત્ર
૯ સોમતિલકસૂરિકૃત (સં. ૧૪૨૪) કુમારપાલચરિત્ર
૧૦ ચારિત્રસુંદરકૃત કુમારપાલચરિત્ર
૧૧ હરિશ્ચંદ્રકૃત કુમારપાલચરિત્ર (પ્રાકૃત)
૧૨ જિનમંડનકૃત કુમારપાલપ્રબંધ
૧૩ દેવપ્રભગણિકૃત કુમારપાલ રાસ
૧૪ હીરકુશલકૃત કુમારપાલ રાસ
૧૫ શ્રાવક ઋષભદાસકૃત કુમારપાલ રાસ
૧૬ જિનહર્ષકૃત કુમારપાલ રાસ

આ ઉપરાંત બીજા પણ અનેક ગ્રંથોમાં વર્ણન મળી શકે છે.

## હેમચંદ્રાચાર્ય સંબંધમાં લખાએલા લેખો—

"હેમચંદ્ર માટેના લેખોઃ–જર્મન સ્કોલર ડૉ. બુહ્‌લરકૃત Buhler das Lebendes Hemchandra[1] Wier 1889.

"જિનવિજયની કુમારપાલચરિત્તની પ્રસ્તાવના તથા તેમના સંપાદિત સોમપ્રભસૂરિકૃત કુમારપાલપ્રતિબોધની પ્રસ્તાવના, પં. શિવદત્ત શર્માનો લેખ નામે 'શ્રી હેમચંદ્રાચાર્ય' હિન્દીમાં નાગરી પ્ર૦ પત્રિકા ભાગ ૬, ૪ અને ભાગ ૭, ૧; પં. હરગોવિન્દદાસનો લેખ 'શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય અને તેમના પ્રૌઢ પાંડિત્યનો પરિચય'–જૈનશાસન સન ૧૯૧૧ ના ત્રણ અંક, મધપૂડો એ નામના ગ્રંથમાં 'હેમાચાર્ય' નામનો રા. નરહરિ

૧ આ પુસ્તક મૂળ જર્મન ભાષામાં લખાયું છે. તેનું અંગ્રેજી તથા ગુજરાતી ભાષાંતર પણ પ્રગટ થયેલ છે.

પરીખનો લેખ, શ્રી કેશરવિજયજીના યોગશાસ્ત્ર ભાષાંતરની પ્રસ્તાવનામાં 'શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય' એ નામનો મારો લેખ, સ્વ૦ મનઃસુખલાલ કિરતચંદનો તે આચાર્યપરનો લેખ પ્ર૦ 'જૈનપતાયા' અને 'જૈનયુગ'."

જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ, પૃ૦ ૩૨૬ ટિપ્પણી.

સયાજી બાલજ્ઞાનમાળા પુષ્પ ૧૩૮મું 'હેમચંદ્રાચાર્ય' (લે૦ પં. બેચરદાસ જીવરાજ દોસી)

'હેમચંદ્રાચાર્ય' (લે૦ ધૂમકેતુ) આ લેખ પુસ્તક આકારે બહાર પડેલ છેઃ

'ગુજરાતની અસ્મિતાનો આદ્ય દ્રષ્ટા હેમચંદ્રાચાર્ય' (શ્રી હૈમસારસ્વત સત્રને પ્રસંગે તા ૮-૪-૩૯ ને દિને પાટણમાં પ્રમુખસ્થાનેથી કનૈયાલાલ મુનશીએ કરેલ ભાષણ. આ 'જૈન'માં છપાએલ છે.)

'મહાન આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિ' (લે. મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ) 'જૈન'માં પ્રકાશિત.

'હેમચંદ્રાચાર્ય તથા યોગશાસ્ત્ર' (ડૉ. પીટર્સને પુનાની ડેક્કન કૉલેજમાં આપેલ અંગ્રેજી ભાષણ) આનો અનુવાદ જૈન ધર્મ પ્રકાશમાં છપાયો છે.

'સિદ્ધહેમ શબ્દાનુશાસન અને તેમાંના ઐતિહાસિક ૩૫ શ્લોકો અર્થ સહિત.' (લે. મૌક્તિક.) જૈનધર્મ પ્રકાશમાં પ્રકાશિત.

'શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની કૃતિઓ' (લે. મૌક્તિક) જૈનધર્મ પ્રકાશમાં પ્રકાશિત.

'કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય' (લે. મુનિરાજ શ્રી ન્યાયવિજયજી) શ્રી જૈન-સત્ય પ્રકાશમાં પ્રકાશિત.

'કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યના વિકાસનાં નિમિત્તો' લે. મુનિરાજ શ્રી ધુરંધરવિ-જયજી) શ્રી જૈન સત્ય પ્રકાશમાં પ્રકાશિત.

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય (લે. પં. ઈશ્વરલાલ જૈન)

આ સિવાય પણ અનેક લેખો લખાયેલા છે અને બીજા નવા નવા લખાતા જાય છે. આ ઉપરથી જૈન-જૈનેતર આલમમાં શ્રી હેમચંદ્રાચાર્ય પ્રત્યે કેટલું બહુમાન હતું તે જણાઈ આવે છે.

## ઉપસંહાર

આ બધી હકીકતો ઉપરથી સહજ ખ્યાલ આવી શકે છે કે શ્રી હેમચંદ્રાચાર્યનું જીવન કેટલું ઓજસપૂર્ણ અને તેમણે રચેલ સર્વતોમુખી સાહિત્ય કેટલું સમૃદ્ધ હતું. જો એ મહા-પુરુષે આટલો સમૃદ્ધ સાહિત્યવારસો ભાવી પ્રજાને સમર્પણ ન કર્યો હોત તો જૈનધર્મના સાહિત્યગૌરવમાં અને ગુજરાતની અસ્મિતામાં બહુ મોટી ખામી આવત. સાહિત્યની આટલી સેવા કરવા ઉપરાંત તેમણે સિદ્ધરાજ અને કુમારપાલ જેવા ભૂપેન્દ્રોને પ્રતિબોધ્યા, 'કલિકાલ સર્વજ્ઞ' બિરૂદની સાર્થકતા કરી અને અહિંસાનો વિજયવાવટો ફરકાવી જૈનધર્મની અનુપમ પ્રભાવના કરી.

આ મહાપુરુષના જીવનને સામે રાખી સૌ આત્મસાધન કરે એ જ શુભ ભાવના!

# વિક્રમની નવમી સદીના પ્રભાવક જૈન મહાત્મા

# કણ્હ(કૃષ્ણ)મુનિ

[ લેખક-શ્રીયુત પંડિત **લાલચંદ્ર ભગવાન ગાંધી**, વડોદરા. ]

**પ્રા**ચીન પ્રાકૃત અપ્રસિદ્ધ વિશાલ સાહિત્ય તરફ હજી વિદ્વાનોનું જોઇયે તેવું લક્ષ્ય ખેંચાયું નથી-એથી અત્યુપયોગી મહત્ત્વના આવશ્યક વિવિધ જ્ઞાનથી સમાજને વંચિત રહેવું પડે છે. ભાષા-વિષયક કેટલાક બંધાયેલા પૂર્વગ્રહો-દુરાગ્રહો અને ઇતિહાસ-વિષયક અજ્ઞાન પણ એ સાહિત્યના પઠન-પાઠનથી ઘણે અંશે દૂર થવા સંભવ છે. કેટલાક સાક્ષરો ગુજરાત શબ્દને **गूर्जरराष्ट्र** શબ્દના અપભ્રંશ તરીકે પણ ઓળખાવતા હતા, પરંતુ પ્રાચીન પ્રાકૃત સાહિત્યમાં **गुज्जरत्ता** શબ્દ જોયા પછી એ વિચારને ફેરવવા લાગ્યા છે. આજે એવો **गुज्जरत्ता** શબ્દનો પ્રાચીન પ્રયોગ, વિક્રમની દસમી સદીના પ્રારંભમાં-વિ. સં. ૯૧૫માં રચાયેલા પ્રાકૃત ગ્રંથમાંથી દર્શાવતાં અમ્હને આનંદ થાય છે, જે ગ્રંથમાંથી પ્રસ્તુત કણ્હ(કૃષ્ણ) મુનિ-મહાત્માનો અહિં પરિચય આપવામાં આવે છે.

શ્રુતદેવીના સ્મરણરૂપ મંગલાચરણવાળી [1] વિમલગુણવાળી સુંદર જય-પતાકા જેવી **ધર્મોપદેશમાલા** નામની પ્રાચીન પ્રાકૃત કૃતિ અતિસંક્ષિપ્ત-૧૦૪ ગાથાપ્રમાણની હોવા છતાં બહુ મહત્ત્વની છે; જેના પર હજારોશ્લોકોવાળી વ્યાખ્યાઓ રચાયેલી છે. આ ધર્મોપદેશ-માલા કર્મ-ક્ષય ઇચ્છતા જયસિંહસૂરિએ રચી હતી, જેઓ પ્રસ્તુત જગત્પ્રસિદ્ધ કન્હ(કૃષ્ણ) મુનિના શિષ્ય હતા-તેમ તેના અન્તિમ ઉલ્લેખથી જણાય છે.[2] આ મૂળ ગ્રંથની અનેક નકલો પાટણ-જૈનભંડારમાં હોવાનું અમે તેની ગ્રંથ-સૂચીમાં સૂચવી ગયા છીએ.

[ ૧ ]

૫૭૭૮ શ્લોકપ્રમાણની જયસિંહસૂરિએ(મૂલગ્રંથકારે) એની પહેલી વ્યાખ્યા વિ. સં. ૯૧૫માં રચી હતી; આ વિવરણરૂપ વ્યાખ્યાની તાડપત્રપોથી પાટણમાં જૈન-સંઘના ભંડારમાં અને જેસલમેરમાં બડાભંડારમાં તાડપત્રપર તપાગચ્છ-ઉપાશ્રયના જૈન-ભંડારમાં સં. ૧૬૭૭માં કાગળ પર લખેલી હોવાનું અમે તેનાં સૂચિપત્રોમાં સૂચવ્યું છે, (પાટણ-ગ્રંથસૂચી પૃ. ૩૪૮, જેસલમેરભાં. સૂચી પૃ. ૧૩,૫૩)

લગભગ ચારસો વર્ષો પહેલાં રચાયેલી બૃહટ્ટિપનિકા નામની પ્રાચીનજૈનગ્રંથ-સૂચી (જૈનસાહિત્ય-સંશોધક ભા ૧, અં. ૨માં પ્ર. પૃ. ૧૭૯-૧૮૦)માં આ જયસિંહસૂરિની

---

૧ " सिज्झउ मज्झ वि सुयदेवी तुज्झ भरणाउ सुंदरा ज्झत्ति ।
**धम्मोवएसमाला** विमलगुणा **जय**पडाय व्व ॥ "

૨ " इय **जय**पायडकन्ह(ण्ह) मुणि-सीस**जयसिं(सी)ह**सूरिणा रइया ।
**धम्मोवएसमाला** कम्मक्खयमिच्छमाणेण ॥ "

૯૧૫ વર્ષમાં રચાયેલી **ધર્મોપદેશમાલા**-લઘુવૃત્તિનો ઉલ્લેખ છે અને આનું વિવરણ **સ્તમ્ભ-તીર્થ**(ખંભાત) વિના બીજે નથી-તેમ જણાવ્યું છે.[1]

વિક્રમની દસમી સદીના પ્રારંભમાં સ્વોપજ્ઞ **ધર્મોપદેશમાલાની** વ્યાખ્યા રચનાર આચાર્ય **જયસિંહસૂરિ** વિક્રમની નવમી સદીના ઉત્તરાર્ધમાં જન્મ્યા હશે, તે સદીના છેલ્લા ચરણમાં દીક્ષિત થયા હશે અને એ સમય દરમ્યાન ઉત્તમ ગુરુ-સહવાસમાં રહી સુશિક્ષિત થઈ સૂરિપદ પર પ્રતિષ્ઠિત થઈ પ્રશસ્ત જૈનધર્મના ઉપદેશક-પ્રચારક થયા હશે-એ વિચારી શકાય તેવું છે. આ **જયસિંહસૂરિએ** ધર્મોપદેશમાલા-વિવરણના અંતમાં પ્રાકૃતભાષામાં ૩૨ ગાથાઓ દ્વારા પોતાની ગુરુ-પરંપરા સાથે આવશ્યક ગુરુ-પરિચય કરાવ્યો છે-એથી આપણે તે કણ્હ(કૃષ્ણ)મુનિ-મહાત્માનો પરિચય મેળવીએ છીએ. તેઓએ ત્યાં જણાવ્યું છે કે—

[2]**વટેશ્વર**—"આ **સ્થવિરાવલી**, જે પૂર્વ મુનિઓએ **વીર**જિનથી પ્રારંભ કરીને કહી છે, ત્યાંથી બાકી રહેલાઓની આવલીને હું હવે કહું છું, તે તમે સાંભળો. **દેવવાચક(નંદીસૂત્રકાર)** પછી અનેક સૂરિઓ થઈ ગયા પછી મિથ્યાત્વરૂપી અંધકારને દૂર કરવામાં સૂર્ય જેવા **વટેસર** (વટેશ્વર) નામના ક્ષમાશ્રમણ થઈ ગયા.

[3]**તત્ત્વાચાર્ય**—તેના શિષ્ય 'તત્ત્વાચાર્ય' નામથી સુપ્રસિદ્ધ થયા, પાંચ પ્રકારના આચારો (જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય સંબંધી)ની શુદ્ધિથી જેમનો જશ જગત્માં પ્રકટ થયો હતો, તેઓ જિન-પ્રવચનરૂપી ગગનમાં ચંદ્ર જેવા હતા.

[4]**યક્ષ**—તેમના પ્રધાન શિષ્ય **યક્ષ** નામે પ્રકટ થયા, જેમણે **ખેટ્ટઉય(ખેટ્ટકૂપ)**માં સુપ્રસિદ્ધ જિન-ભવન સ્થાપ્યું હતું.

**કૃષ્ણ મુનિ**—તેમના શિષ્ય તે સુપ્રસિદ્ધ કણ્હ(કૃષ્ણ)મુનિ થયા, જેઓ તપસ્તેજના રાશિ હતા. દુઃષમકાલમાં અનેક રાજાઓએ જેમનાં ચરણ-કમલ સેવ્યાં હતાં. ભવ્યજનરૂપી કમળોને વિકસાવવામાં-પ્રફુલ્લ-વિકસ્વર કરવામાં જેઓ સૂર્ય જેવા હતા.

**તીર્થયાત્રા**—સંઘથી પૂજિત-સત્કૃત થયેલા જેમણે (કૃષ્ણમુનિએ) ભારતમાં રહેલી જિનવરોની અવતરણ (ચ્યવન), જન્મ, નિષ્ક્રમણ (દીક્ષા), [જ્ઞાન], નિર્વાણ (મોક્ષ)ની ધરા-કલ્યાણક ભૂમિઓને બહુપ્રકારે (મન, વચન, કાયાથી) નમન કર્યું હતું.

**તપ**-જિન-કલ્પ ધારણ કરનારની જેમ જેમણે કાય-કલેશ વિના એક માસ-ખમણ (ઉપવાસ-તપ), બેમાસી-ખમણ, ત્રણમાસી ખમણ, અને ચોમાસી ખમણ(તપો) કર્યાં હતાં.

**પ્રભાવ**—ભક્તિથી જેમનું નામ ગ્રહણ કરવાથી મનુષ્યોનાં અનેક પ્રકારનાં અનિષ્ટો-જેમકે-દેવો, મનુષ્યો કે તિર્યંચોદ્વારા કરાતી પીડા, ગ્રહો, ભૂતો, રોગો, ઉપસર્ગો, મારિ(મરકી) અને શત્રુઓએ ઉત્પન્ન કરેલ અનિષ્ટ, ચોરો તથા શત્રુઓ, મત્ત થયેલા રાજાઓ, દુઃસ્વપ્નો, અને અશુભ શકુનોદ્વારા કરેલું-કરાતું અનિષ્ટ પણ જલદી ક્ષય પામે છે. સૂર્યનાં કિરણોથી ભેદાયેલ ગાઢ અંધકાર ક્ષય પામે-એમાં વિસંવાદ ક્યાં છે ?

---

૧ " **धर्मोपदेशमाला**–लघुवृत्तिः ९१५ वर्षे जयसिंहीया ।
...विवरणं **स्तम्भतीर्थे** विना न ॥ "–બૃ.

૨-૪ આ **વટેશ્વર**, **તત્ત્વાચાર્ય** અને **યક્ષ**, વિ.સં. ૮૩૫માં પ્રા. **કુવલયમાલાકથાકાર દાક્ષિણ્ય-ચિન્હ** ઉદ્દ્યોતનાચાર્યના પૂર્વજો છે કે કેમ ? તે વિચારણીય છે,

સુમેરુ જેવા નિશ્ચલ જે મહાત્મા સ્મશાન-ભૂમિઓમાં સર્વ રાત્રિમાં દેવ વગેરે દ્વારા કરાતા બહુપ્રકારના ઉપસર્ગો વડે [ધ્યાનથી] ચલાયમાન કરી શકાયા ન હતા.

જેમણે **ભારતવર્ષ**માં અજ્ઞાનરૂપી ગાઢ અંધારામાં પડેલાઓને **જિન-વચનરૂપી પ્રદીપ** વડે **સિદ્ધપુર**(મોક્ષ)નો માર્ગ પ્રકટ કર્યો હતો-દર્શાવ્યો હતો.

જેમણે અનેક મહાસત્ત્વોને-રાજાઓ, બ્રાહ્મણો અને શેઠોને પ્રવ્રજ્યા આપી પ્રવ્રજિત કર્યા હતા; અને બીજાઓને ઠેકાણે ઠેકાણે **અભય**(મંત્રીશ્વર **અભયકુમાર**) જેવા **શ્રાદ્ધો**-શ્રાવકો કર્યા હતા.

**જિન-મંદિરો થવાં**—જેમણે ઘણા દેશોમાં ચતુર્વિધ(સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા-રૂપ) શ્રીસંઘદ્વારા કરાતી યાત્રાવાળાં મનોહર અનેક **જિન-મંદિરો** કરાવ્યાં હતાં.

ગુજ્જરત્તા(**ગુજરાત**) સુધીમાં **નાગઉર(નાગોર-મારવાડ)** વગેરે નગરોમાં, તે મહાત્મા પોતે જાતે ભોજન કરવા માટે પણ જ્યાં વસ્યા, ત્યાં ત્યાં (**નાગઉર** વગેરે નગરોમાં) અનેક જિન-મંદિરો થયાં હતાં.[1]

---

"१ **कारावियाणि जिणमंदिराणि** नेगाणि जेण ग(स)च्छाए।
**देसेसु बहुविहेसुं** चउव्विहसिरिसंघजत्ताणि ॥
**नगरेसु** सयं वुच्छो भुत्तुं वा जाव **गुज्जरत्ताए**।
**नागउराइसु जिणमंदिराणि** जायाणि णेगाणि ॥"

—જયસિંહસૂરિના **ધર્મોપદેશમાલા**-વિવરણના અંતમાં (ગાથા ૧૩, ૧૪)

ગૂર્જરશબ્દનો પ્રાચીન ઉલ્લેખ, વિક્રમની ૭ મી સદીમાં સુપ્રસિદ્ધ **કાદંબરીકાર મહાકવિ બાણભટ્ટે** સંસ્કૃતમાં શ્રીહર્ષ-ચરિતમા ઉ. ૪ માં '**गूर्जर**प्रजागरः' વિશેષણદ્વારા પ્રતાપશીલ **પ્રભાકર-વર્ધન** રાજાધિરાજનો પરિચય કરાવતાં કરેલો છે, તેમજ ૧૮ દેશીભાષાઓનો પરિચય કરાવનાર **દાક્ષિણ્ય-ચિહ્નસૂરિ** અપરનામ ઉદ્દ્યોતનાચાર્યે શકકાલ ૭૦૦=વિ. સં. ૮૩૫ માં રચેલી પ્રાકૃત **કુવલયમાલા**-કથામાં **गुज्जर देस** અને **गुज्जर देसीभासा** તથા **गुज्जर** પથિકના પ્રાકૃતમાં ઉલ્લેખો કર્યા છે, તે અમ્હે **અપભ્રંશકાવ્યત્રયી**( ગા. ઓ. સિ. ન. ૩૭ ભૂમિકા પૃ. ૮૯-૯૪ )માં દર્શાવ્યા છે.

અહીં દર્શાવેલ **गुज्जरत्ता** શબ્દનો આવો ઉલ્લેખ, વિક્રમસંવત્ ૯૧૫ નો હોઇ પ્રાચીન છે, **ઘટિયાલા**( જોધપુર, **મારવાડ** )માંથી મળેલ જૈન પ્રાકૃત શિલાલેખમા થયેલ **गुज्जरत्ता**નો ઉલ્લેખ, આ પછી ત્રીજા વર્ષનો-વિ. સં. ૯૧૮ નો મળે છે. ઇતિહાસપ્રેમી મુંશી દેવીપ્રસાદજીએ '**મારવાડના પ્રાચીન લેખ**' પુસ્તકમાં સં. છાયા સાથે ૨૪ પદ્યોવાળા એ પ્રાકૃત શિલાલેખને થોડી અશુદ્ધિઓ સાથે પ્રકાશિત કર્યો છે; તેને સ્વ. **પૂ. નાહરજી**એ જૈનલેખસંગ્રહ (ખ. ૧, પૃ. ૨૫૯ થી ૨૬૧)માં પુનઃ પ્રકટ કરેલ છે. તે પરથી જણાય છે કે-પડિહાર (પ્રતિહાર) વંશી સદ્ગુણી રાજા શ્રીકક્કુકે ભક્તિથી જિન-ભવન કરાવ્યું હતું, અને તે, સિદ્ધ-ધનેશ્વરના ગચ્છમાં ગોષ્ઠિકોને અર્પણ કર્યું હતું.

આ કક્કુક મહારાજાએ પોતાના સચ્ચરિત-ગુણોવડે **મરુ** વગેરે અનેક દેશો( જેમાં **अज्ज-गुज्जरत्तासु** આર્ય ગુજરાત દેશ છે )માં જનોને અનુરાગ ઉત્પન્ન કર્યો હતો. [ 'जनानुराग-प्रभवा हि सम्पदः' આ નીતિ-વચન તરફ કવિનું સૂચન સાર્થક જણાય છે. ]

જેણે વિષમ પ્રસંગમાં ગિરિ-જ્વાલાથી પ્રજ્વલિત પલ્લીમાંથી ગો-ધન આદિને ગ્રહણ કરી તેની રક્ષા કરી હતી, જેણે ભૂમિને નીલોત્પલ વગેરેની સુગંધથી સુગંધવાળી અને આંબા, મહૂડા તથા શ્રેષ્ઠ શેલડી વગેરે વૃક્ષોદ્વારા મધુર રમણીય બનાવી હતી.

**વ્યાધિ-નાશક લબ્ધિઓ**—આમોસહિ(ઔષધિરૂપ થતો સ્પર્શ), ખેલોસહિ (ઔષધિરૂપ થતો કફ), વિપ્પોસહિ (ઔષધિરૂપ થતાં મલ-મૂત્ર), જલ્લ(ઔષધિરૂપ થતો મેલ) પરમ ઔષધિ જેવી આશ્ચર્યકારક લબ્ધિઓ વડે આ મુનિ વ્યાધિઓનો નાશ કરતા હતા.

**અગણિત ગુણો**—એવી રીતે તે મહામુનિના ગુણોનું વર્ણન કરવા કોણ સમર્થ થઈ શકે ? (ગુણોનો પાર કોણ પામી શકે ?); અથવા ગગનના વિસ્તારમાં રહેલાં દ્રવ્યો(તારાઓ)નું પ્રમાણ કોણ જાણી શકે ?

**વિવરણકાર શિષ્ય**—દેવો અને મનુષ્યોથી સ્તુતિ કરાયેલા તે(કૃષ્ણમુનિ)ના જયસિંહાચાર્ય નામના અસમ શિષ્યાવયવે (નમ્ર શિષ્યે) અભ્યાસ કરેલા **આગમને અનુસારે, શ્રુત**-દેવીના પ્રસાદથી ફૂલ-માળ જેવું વિમલ ગુણવાળું ધર્મોપદેશમાલાનું વિવરણ કર્યું છે.

---

જે કક્કુકે રોહિંસકુપ ગામમાં કીર્તિ-વૃદ્ધિ માટે મહાજન, વિપ્ર, પ્રકૃતિ અને વણિગ્જનોની બહુલતાવાળું હાટ-વેપારી બજાર સ્થાપ્યું હતું,

જેણે મડ્ડોઅર(મંડોવર)માં એક અને બીજો રોહિંસકુપ ગામમાં; પોતાના યશના પુંજ જેવા આ બે સ્તંભો સારી રીતે સ્થપાવ્યા હતા; તે શ્રીકક્કુકે દુરિત-નાશક, સુખ-જનક જિનદેવનું આ અચલ-ભવન ભક્તિથી કરાવ્યું હતું. એ ભવન, સિદ્ધ-ધનેશ્વરના ગચ્છમાં તથા-સત (?), જંબ, અંબય, વણિક્ ભાઉડ વગેરે ગોષ્ઠી(વહીવટદાર-ટ્રસ્ટી-સમિતિ)ને અર્પણ કર્યું હતું-એવું સૂચવતી ગાથાઓ આ પ્રમાણે છે—

“ मरु-माडवल्लतमणीपरिअंका अज्जगुज्जरि(र)त्तासु ।
जणिओ जेण जणाणं सच्चरिअ-गुणेहि अणुराओ ॥
वरिससपसु अ णवसु अट्ठारहसमग्गलेसु चेत्तम्मि ।
णक्खत्ते वि हु हत्थे बुहवारे घवलबीआये ॥
सिरिकक्कुपण हट्टं महाजण-विप्प-पयइ-वणिबहुलं ।
रोहिन्सकुअगामे णिवेसिअं क्त्तिविद्धिए ॥
मड्डोअरम्मे एक्को बीओ रोहिन्सकुअगामम्मि ।
जेण जसस्स व पुजा एए त्थम्भा समुत्थविआ ॥
तेण सिरिकक्कुपणं जिणस्स देवस्स दुरिअणिद्दलणं ।
कारविअं अचलमिमं भवणं भत्तीए सुहजणयं ॥
अप्पियमेअं भवणं सिद्धस्स धणेसरस्स गच्छम्मि ।
तह संत-जंब-अंबय-वणि-भाउड-पमुहगोट्ठीए ॥ ”

—જૈનલેખસંગ્રહ ( ખ. ૧, પૃ. ૨૫૯ થી ૨૬૧ ગા. ૧૬, ૧૯ થી ૨૩ )

માલવાના મહારાજા મુંજ અને ભોજના માનનીય જૈન મહાકવિ ધનપાલે તિલકમંજરીના પ્રારંભમાં તથા સત્યપુરમંડન મહાવીરોત્સાહમાં ગૂર્જરોનું સ્મરણ કર્યું છે.—

“ वासिष्ठैः स्म कृतस्मयो वरशतैरस्त्यग्निकुण्डोद्भवो
भूपालः परमार इत्यभिधया ख्यातो महीमण्डले ।
अद्याप्युद्गतहर्षगद्गदगिरो गायन्ति यस्यार्बुदे
विश्वामित्रजयोज्झि(र्जि)तस्य भुजयोर्विस्फूर्जितं गूर्जराः ॥ ”

—તિલકમંજરીકથા શ્લો. ૩૯

**ગ્રંથનું મહત્ત્વ**—અજ્ઞાન, રાગ, દ્વેષ વગેરે વડે જે કંઈ અયુક્ત રચ્યું હોય, તેને શ્રુતદેવીના ગુણવાળા શ્રુતજ્ઞાનવંત ગુણી જનો સુધારીને સુશ્લિષ્ટ–સુસંબદ્ધ કરો. આ સર્વ, આગમ-વિધિ( વિધાન ) પ્રમાણે કર્યું છે, કલ્પનાથી ન્યૂન નથી; તેથી જિન–વચનો પ્રત્યે સતૃષ્ણ–શ્રદ્ધાળુજનો આગમ પ્રત્યેની ભક્તિથી આને ગ્રહણ કરો. શ્રુતદેવીના સાંનિધ્યથી રચેલું વિચારીને જે( ઉપદેશક આચાર્ય વગેરે ) આ ગ્રંથને પર્ષદામાં વાંચશે, તે શ્રુતદેવી–સંબંધ મોક્ષ વગેરેને જાણશે. પોતાની મતિ પ્રમાણે મોક્ષ માટે ઉદ્યમ કરનાર, ગ્રંથ( ધન ) વગેરે પરિહરવા છતાં બીજા પુરુષાર્થો( ધર્મ વગેરે )થી મુક્ત થતો નથી; કણ–ધાન્ય માટે ઉદ્યમ કરનાર, પલાલ(પરાળ)થી મુક્ત થઇ શકતો નથી-તેમ. કારણ કે આ ગ્રંથમાં( જિનો–તીર્થંકરો ), ગણધરો, ચક્રવર્તીઓ, બલદેવો, વાસુદેવો, કેવલજ્ઞાનીઓ, મનઃપર્યવજ્ઞાનીઓ અવધિજ્ઞાનીઓ, પ્રત્યેકબુદ્ધો, જિનકલ્પીઓ વગેરેનું ચરિત્ર કહેવામાં આવે છે; તે અનિષ્ટ–વિઘાત કરનાર અને મોક્ષ સુધીનું આ લોક અને પરલોક સંબંધી ચિંતિત–ચાહેલું સુખ આપવામાં ચિંતામણિ(રત્ન) જેવું છે. તેથી [ હે મુમુક્ષો ! ] આ લોકમાં અને પરલોકમાં દુરિતોના વિઘાતને અને કલ્યાણને ઇચ્છતો તું આ ગ્રંથને સાંભળ અને સર્વ સત્ત્વોને વંચાવ–સંભળાવ. આ ગ્રંથને વાંચનાર, સાંભળનાર અને એમાં કહેલાં–અનુષ્ઠાનમાં વર્તનાર–એમાં જણાવેલ ધર્મોપદેશો પ્રમાણે પ્રવૃત્તિ કરનાર ત્રીજા ભવમાં અથવા ૭–૮ ભવોમાં સિદ્ધ થાય છે.

જ્યાં સુધી દ્વીપો, સમુદ્રો, કુલપર્વતો, ચંદ્ર, સૂર્ય અને દેવલોકમાં દેવો છે; ત્યાં સુધી નેમિ–ચરિત જેવું મનોહર ( આ પુસ્તક ) સ્ખલના પામ્યા વિના પ્રસાર પામો.

**રચના–સમય, સ્થળ, રાજા**—૯૧૫ સંવત્સરો[1] ગયા પછી ભાદ્રપદ શુદ્ધ પંચમી ને

સુપ્રસિદ્ધ હેમચંદ્રાચાર્યે સ્વોપજ્ઞ **સિદ્ધહેમશબ્દાનુશાસન**–બૃહદ્વૃત્તિમાં અને **ચૌલુક્યવંશ-દ્વયાશ્રય** મહાકાવ્યમાં ગૂર્જરશબ્દનો અનેકવાર ઉલ્લેખ કર્યો છે.

વિ. સં. ૧૧૬૯ માં સૂરિ-પદ અને સં. ૧૨૧૧ માં સ્વર્ગ–વાસ પ્રાપ્ત કરનાર જિનદત્તસૂરિએ પ્રાકૃત ગણધરસાર્ધશતક (ગા. ૬૮) મા **'गुज्जरत्ता'** નો ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કે–પોતાના પૂર્વજ જિનેશ્વરસૂરિએ સરસ્વતીના ખોળાથી શોભતા અણહિલવાડ (પાટણ)માં શ્રીમદ્ દુર્લભરાજના રાજ્ય-સમય(વિ. સં. ૧૦૬૬ થી ૧૦૭૮)માં રાજ-સભામાં પ્રવેશ કરી નામાચાર્યો સાથે લોક અને આગમને અનુમત વિચાર કરી સાધુઓના વસતિ–વાસને સ્થાપ્યો હતો અને ગુજ્જરત્તા–ગુજરાત ભૂમિમાં વસતિ–નિવાસ સ્ફુટ કર્યો હતો [વિશેષ માટે જુઓ અપભ્રંશકાવ્યત્રયી પરિ. ૨, ગા. ૬૪થી ૬૮].

—ત્યાર પછી ૧૩ મી સદીથી છેલ્લી સદી સુધી અનેક જૈન વિદ્વાનોએ પુષ્કળ ગ્રંથોમાં પ્રાકૃતમાં **गुज्जर, गुज्जरत्ता** અને સંસ્કૃતમાં **गूर्जर, गूर्जरत्रा** શબ્દનો પ્રયોગ ગુજરાત માટે કર્યો છે, તે સ્થળ–સંકોચને લીધે વિસ્તારના ભયથી અહીં દર્શાવી શકાય નહિ. **' सुज्ञेषु किं बहुना ? '**

૧ " संवच्छराण गएहिं **नवसएहिं पण्णरस**वासअहिएहिं ।
भद्दवयसुद्धपंचमि–बुहवारे साइरिक्खमि ॥
सिरि**भोजदेव**रज्जे पवट्टमाणंमि जण–मणाणंदे ।
**नागउर–जिणायतणे** समाणियं विवरणं एयं ॥
एयं जयपयड**कण्हमुणि**–सीस–**जयसिंहसूरि**णा रइयं ।
**धम्मोवएसमाला–विवरण**मिह विमलगुणकलियं ॥
—ધર્મોપદેશમાલા–વિવરણના અંતમાં (ગાથા ૨૮, ૨૯, ૩૧)

બુધવારે, સ્વાતિનક્ષત્રમાં, જનોનાં મનને આનંદ પમાડનાર[1] શ્રીભોજદેવનું રાજ્ય પ્રવર્તમાન હતુ-ત્યારે નાગપુર( નાગોર )માં જિનાયતન( જિન-મંદિર )માં આ વિવરણ સમાપ્ત કર્યું. ...આ વિવરણ કરવામાં મેં જે કુશલ( પુણ્ય ) ઉપાર્જન કર્યું, તેથી ભવ્યો મોક્ષ-સુખ પામો.

વિમલ ગુણોવાળું આ ધર્મોપદેશમાલાનું વિવરણ, જગત્પ્રસિદ્ધ કણ્હ( કૃષ્ણ )મુનિના શિષ્ય જયસિંહસૂરિએ રચ્યું છે." [ અંતમાં આની શ્લોક-સંખ્યા ૫૭૭૮ જણાવી છે. ] આ. શીલોપદેશમાલાના રચનાર જયકીર્તિ, આ જયસિંહસૂરિના શિષ્ય જણાય છે.



૧ સં. ૯૧૯ નો ભોજદેવના રાજ્ય-સમયનો સ્તંભ-લેખ—આ ભોજદેવના રાજ્ય-સમયમાં, તેમના પ્રસાદપાત્ર મહાસામંત વિષ્ણુરાજના રાજ્યમાં વિ. સં. ૯૧૯ માં થયેલા જૈન સ્તંભ(સ્તૂપ)ના લેખમાં જણાવ્યું છે કે—" પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર ભોજદેવનું કલ્યાણકારી વિજયવંત રાજ્ય, પૃથ્વીમાં પ્રવર્ધમાન હતું, ત્યારે તેમણે આપેલા પાંચ મહાશબ્દોવાળા મહાસામંત વિષ્ણુરામના ભોગવટાવાળા લુઅચ્છગિરમાં શ્રીશાન્ત્યાયતન-(શ્રી શાંન્તિનાથના મંદિર) સમીપમાં કમલદેવાચાર્યના શિષ્ય દેવે આ સ્તંભ કરાવ્યો હતો. સં. ૯૧૯ આસો માસના શુક્લપક્ષની ચતુર્દશી બૃહસ્પતિ-દિવસે ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં આ સ્તંભ સમાપ્ત થયો હતો. વાજુઆ ગગાએ ગોષ્ઠિકભૂતે આ સ્તંભ ઘડયો હતો. શકાબ્દ ૭૮૪"—આવા આશયવાળો દસ પંક્તિવાળો સં. લેખ, એપિગ્રાફિયા ઇન્ડિકા (વૉ. ૪, પૃ. ૩૧૦) માં અંગ્રેજી લિપિમાં પ્રકટ થયો છે, તે અહીં નાગરી લિપિમાં દર્શાવવામાં આવે છે—

१ " ॐ [।।) परमभट्टार[क]-महाराजाधिराज-परमेश्वर-श्रीभोजदेव-महीप्रवर्धमानकल्याणवि-जयराज्ये तत्प्रदत्तपचमहाशब्द-महासामतश्रीविष्णु[र]म् परिभुज्यमाके(ने) लुअच्छगिरे श्रीशान्त्यायत[न][स]निधे श्रीकमलदेवाचार्यशिष्येण श्रीदेवेन कारा[पि]तम् इदम् स्तंभम् ॥ संवत् ९१९ अस्व-(श्व)युजशुक्लपक्षचतुर्दश्याम् व्र(बृ)हस्पतिदिनेन उत्तरभाद्रपद्[दा]नक्षत्रे इदं स्तम्भ समाप्त इति ॥ ◎ ॥ वाजुआ गगाकेन गोष्ठिकभूतेन इदम् स्तम्भ घटितम् इति ॥ ◎ ॥ शककाल( लाब्द ) सप्तशतानि चतुरशीत्य-अधिकानि ७८४ [।।] " —एपिग्राफिया इन्डिका (वॉ. ४, पृ. ३१०)

આ ભોજદેવ, તે મહારાજા નાગાવલોક(આમ)ના પૌત્ર હતા. જે નાગાવલોકનો સ્વર્ગ-વાસ, પ્રભાવકચરિત્ર(બપ્પભટ્ટિસૂરિ-પ્રબંધ)માં ઉદ્ધૃત કરેલા ઉલ્લેખ પ્રમાણે વિ. સં. ૮૯૦ માં થયો હતો; બપ્પભટ્ટિસૂરિદ્વારા જૈનધર્મમાં પ્રતિબોધિત જે મહારાજાના સ્વર્ગવાસનો સમય સૂચવતાં કવિએ દુઃખોદ્ગારો દર્શાવ્યા છે—

" मा भूत् संवत्सरोऽसौ वसु-शतनवतेर्मा च ऋक्षेषु चित्रा
धिग् मासं तं नभस्यं क्षयमपि स खलः शुक्लपक्षोऽपि यातु ।
सङ्क्रान्तिर्या च सिंहे विशतु हुतभुजं पञ्चमी या तु शुक्रे
गङ्गातोयाग्निमध्ये त्रिदिवमुपगतो यत्र नागावलोकः ॥ "

—પ્રભાવકચરિત્રમાં બપ્પભટ્ટિ(સં. ૮૦૦-૮૯૫)પ્રબંધમાં ઉદ્ધૃત શ્લો. ૭૨૫

આ મહારાજા ભોજદેવે વિ. સં. ૮૯૫માં બપ્પભટ્ટિસૂરિ સ્વર્ગવાસી થયા ત્યારે ઘણો શોક દર્શાવ્યો હતો-અને ગુરુના દેહના અગ્નિ-સંસ્કારમાં પોતાનું ઉત્તરીય નાખી આંતરિક લાગણી દર્શાવી હતી.-પ્રભાચંદ્રસૂરિના વિ. સં. ૧૩૩૪ના પ્રભાવકચરિત્ર વગેરેમાં એ સંબંધમાં ઉલ્લેખો છે.

[ ૨ ]

**બીજું વિવરણ**—આ ગ્રન્થનું બીજું **સવિસ્તર વિવરણ** ૧૪૪૭૧ શ્લોકપ્રમાણનું જયસિંહસૂરિએ વિ. સં. ૧૧૯૧માં સિદ્ધરાજના રાજ્યકાલમાં રચ્યું હતું, જેઓ સુપ્રસિદ્ધ મલધારી હેમચંદ્રાચાર્યના પ્રથમ પટ્ટધર હતા. આ વિવરણકારની પ્રાંત પ્રશસ્તિ અમ્હે પાટણ જૈનભંડાર–ગ્રંથ–સૂચી ( ગા. ઓ. સિ. નં. ૭૬ પૃ. ૩૧૧ થી ૩૧૩ )માં દર્શાવી છે, જેની ૪૩૩ તાડપત્રવાળી પોથી પાટણમાં છે.

[ ૩ ]

**ત્રીજી વ્યાખ્યા**—આ ગ્રંથની ત્રીજી વ્યાખ્યા–વિવૃતિ ( ૬૮૦૦ શ્લોક–પ્રમાણ ) મુનિદેવસૂરિએ વિક્રમની ૧૪મી સદીના પ્રારંભમાં રચી હતી, જેનો ઉલ્લેખ અમ્હે પાટણ–જૈન–ભંડાર–ગ્રંથસૂચી ( ગા. ઓ. સિ. નં. ૭૬ ભા. ૧, પૃ. ૧૦૯–૧૧૦)માં દર્શાવ્યો છે. તે વિવૃતિકારે કૃષ્ણઋષિને સુગૃહીતનામવાળા, ભવિક લોકોના શોકને હરનારા જણાવ્યા છે અને તેમનો તપરૂપી કલ્પવૃક્ષ, લબ્ધિરૂપ અવિરલ ફળોવડે ફળ્યો હતો–તેમ જણાવ્યું છે. તથા તેમના શિષ્ય જયસિંહસૂરિનું સ્મરણ કર્યું છે, કે જેમનાં શાસ્ત્રરૂપી વૃક્ષનાં અર્થ–પુષ્પોનો સંગ્રહ કરીને પોતે એ વૃત્તિ રચી હતી. વૃત્તિકારે પોતાને શાંતિનાથ–ચરિત્ર રચનાર તરીકે ત્યાં સૂચવેલ છે.[1]

## કૃષ્ણમુનિ સંબંધમાં બીજા ઉલ્લેખો.

વિ. સં. ૧૪૨૨માં ૬૩૭૦ શ્લોકપ્રમાણ કુમારપાલચરિત મહાકાવ્ય રચનાર જયસિંહસૂરિએ પોતાના પૂર્વજ તરીકે આ કૃષ્ણમુનિનો પરિચય આપ્યો છે કે–

" આર્ય સુહસ્તીના મુખ્ય શિષ્ય શ્રીગુપ્તસૂરિથી ચારણલબ્ધિના કારણથી ચારણ–ગણ પ્રખ્યાત થયો, તેની ચોથી શાખા વજ્રનાગરીમાં, વિટપ નામના બીજા કુલમાં અનહદ લબ્ધિઓના વાસસ્થાનરૂપ દેવ–સમૂહથી વન્દન કરાતા, પ્રખ્યાત તપસ્વી, કૃપા–સાગર કૃષ્ણ નામના મુનિ થયા. જેમણે મિત્ર–વ્યય(મરણ)–દુઃખથી વ્રત સ્વીકાર્યું હતું, જેમણે દુઃખે ગ્રહણ કરી શકાય એવા અભિગ્રહો ધારણ કર્યા હતા, જેમણે સર્પોના ઝેરથી આકુલ પ્રાણીઓને પગના પાણીથી ઉજ્જીવિત કર્યા હતા, જેમણે પ્રતિવર્ષ ૩૪ પારણાં કર્યાં હતાં; રાજાઓને પ્રતિબોધ કરનારા, શમરૂપી ધનવાળા તે કૃષ્ણ ઋષિ હર્ષ માટે થાઓ. તે

[1] આ મુનિદેવસૂરિ, વાદી દેવસૂરિની પરંપરામાં થયેલા મદનચંદ્રસૂરિના શિષ્ય હતા. દેવચંદ્રસૂરિ (હેમચંદ્રાચાર્યના ગુરુ)ના પ્રાકૃત ( વિ. સ ૧૧૬૦ ના ૧૨૦૦૦ શ્લોકપ્રમાણ ) શાંતિનાથચરિત્રને વિ. સં. ૧૩૨૨ માં તેમણે સંક્ષિપ્ત કરી બીજું સંસ્કૃત રચ્યું હતું, જે અદ્ભુત ચરિત્ર જોઇને સં. ૧૪૧૦ માં મુનિભદ્રસૂરિએ ત્રીજું શાંતિનાથ–ચરિત્ર રચ્યું હતું. ઉપર્યુક્ત મુનિદેવસૂરિને પીટર્સન રિપોર્ટ ૧, ૪ માં ભૂલથી 'મુનિ' ને વિશેષણ સમજવાથી દેવસૂરિ સૂચવતાં તેના આધારે બીજા સાક્ષર લેખકોએ તેવી ભૂલ ચાલુ રાખી હતી. ખરી રીતે આનું નામ મુનિદેવસૂરિ સમજવું જોઇએ. પોતાના અને સમકાલીન અન્ય અનેક સૂરિ–કવિઓના કાવ્ય–ગ્રંથોના સંશોધક સમરાદિત્ય–સંક્ષેપ રચનાર પ્રદ્યુમ્નસૂરિએ રચેલી પ્રવ્રજ્યા–વિધાનવૃત્તિને આ મુનિદેવસૂરિએ પ્રથમ આદર્શમાં દર્શાવી હતી–આ સંબંધમાં અમ્હે જેસલમેરભાં. ગ્રંથસૂચી( અપ્રસિદ્ધગ્રંથ–ગ્રંથકૃત્પરિચય પૃ. ૫૨–૫૩ ) માં સૂચવ્યું છે. એથી આ મુનિદેવીયા ધર્મોપદેશમાલા–વૃત્તિ, વિક્રમની ૧૪ મી સદીના પ્રારંભમાં તેમણે રચેલી હોવી જોઇએ. બૃહટ્ટિપનિકામાં તે સંબંધમાં ૧૧૯૦ વર્ષનો થયેલો ઉલ્લેખ વાસ્તવિક જણાતો નથી.

મુનિરાજે પહેલાં શ્રીમત્ નાગપુરમાં પોતાના વચનથી નારાયણ શેઠ દ્વારા ઉત્તમ ચૈત્ય (જિન–મંદિર) કરાવીને તેમાં વીરથી ૭૧૯ (અમ્હારા ધારવા પ્રમાણે વિક્રમસંવત્ ૯૧૭ જોઈએ) વર્ષમાં શુ. પંચમીએ અંતિમ જિન( મહાવીર તીર્થંકર )ની પ્રતિષ્ઠા કરી વંભ ( બ્રહ્મ ) વગેરે ૭૨ ગોષ્ઠિકો ( જિનમંદિરની સાર સંભાળ કરનારા વહીવટદાર–ટ્રસ્ટીઓ) સ્થાપ્યા હતા. "[1]

કૃષ્ણર્ષિગચ્છ–આ કૃષ્ણમુનિ(ઋષિ)ના નામથી કૃષ્ણર્ષિ–ગચ્છ પ્રસિદ્ધિમાં આવ્યો હતો.

કુમારપાલચરિત્રકાર જયસિંહસૂરિ પોતાની ગુરુ–પરંપરા સૂચવતાં જણાવે છે કે–તેમાં થયેલા આચાર્યો વગેરેના ઉલ્લેખો અહીં દર્શાવવામાં આવે છે. ૧૪ મી, ૧૫ મી સદીમાં તે કૃષ્ણમુનિની પરંપરામાં આશ્ચર્યકારી મનોહર–ચરિત્રવાળા સૂરિઓ થઇ ગયા પછી જયસિંહસૂરિ નિર્ગ્રંથચૂડામણિ ઉત્પન્ન થયા, જેમણે વિ. સં. ૧૩૦૧માં મરુદેશ(મારવાડ)માં સૂર્યના તાપથી પીડાતા સંઘને મંત્રથી આકર્ષેલા પાણીના સમૂહ દ્વારા જીવાડ્યો હતો. તેમના પટ્ટ પર પ્રસન્નચંદ્રસૂરિ[2] પ્રભાવક–શિરોમણિ થયા; જેમના પટ્ટ પર નિસ્પૃહ–શિરોમણિ મહાત્મા મહેન્દ્રસૂરિ થયા; જેઓ મહમ્મદસાહિથી પ્રશંસિત થયા હતા. [ 'જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ' નામના પુસ્તકમાં અમ્હે એનો ઉલ્લેખ કર્યો છે–લે. ] કુમારપાલ–ચરિત્રકાર જયસિંહસૂરિ, એ મહેન્દ્રસૂરિના પટ્ટધર હતા. ગુરુ–ભક્તિથી કુમારપાલચરિત્રના પ્રથમ આદર્શને લખનાર મુનિ નયચંદ્ર એ હમ્મીર–મહાકાવ્ય અને રંભામંજરી–નાટિકાના કર્તા જણાય છે.

ધર્કટ ઊકેશવંશમાં થયેલા મૂલૂ નામના સુશ્રાવકે પોતાની માતાના શ્રેય માટે ગ્રહણ કરેલું મહાવીર–ચરિત્ર (હેમચંદ્રાચાર્યનું ત્રિષષ્ટિ શ.પુ. ચ. પર્વ ૧૦), પોતાના ગુરુ–કૃષ્ણર્ષિ–શિષ્ય નન્નસૂરિ દ્વારા વિ. સં. ૧૩૬૮માં કોલાપુરીમાં સભા-વ્યાખ્યાનમાં વંચાવ્યું હતું–એમ

---

૧ " तत्रासीदपसीमलब्धिवसतिर्वन्दारुवृन्दारक–
व्रातख्याततपाः कृपाजलनिधिः श्रीकृष्णनामा मुनिः ॥
यो मित्रव्ययदुःखतो व्रतमधाद् योऽभिग्रहान् दुर्ग्रहान् ;
दध्रे व्यालविषाकुलान् पद–जलैरुज्जीवयामास यः ।
प्रत्यब्दं चतुरुत्तरां व्यरचयद् यः पारणात्रिंशत
स क्ष्मापालविबोधनः शमधनः कृष्णर्षिरास्तां मुदे ॥
श्रीमन्नागपुरे पुरा निजगिरा नारायणश्रेष्ठितो
निर्माप्योत्तमचैत्यमन्तिमजिनं तत्र प्रतिष्ठाय च ।
श्रीवीरान्नव–चन्द्र–सप्त (९१७) शरदि श्वेतेषुतिथ्यां शुचौ
वंभाद्यान् समतिष्ठपत् स मुनिराड् द्वासप्तर्ति गौष्ठिकान् ॥ "
—કુમારપાલચરિત મહાકાવ્ય–પ્રશસ્તિ (શ્લો. ૨ થી ૪)

૨ વિ. સં. ૧૩૭૯ માં ઉએસ( ઓસવાળ ) જ્ઞાતિના સંઘપતિ આઝાના પુત્ર...જૂકે પિતાના શ્રેય માટે કરાવેલ પાર્શ્વનાથ બિંબની પ્રતિષ્ઠા કૃષ્ણર્ષિ–ગચ્છના આ પ્રસન્નચંદ્રસૂરિએ કરી જણાય છે, જે પ્રતિમા મિર્જાપુરના પંચાયતી–મંદિરમાં છે. તેનો ઉલ્લેખ સ્વ. બાબુ પૂ. નાહરના જૈનલેખસંગ્રહ (ખ. ૧ લે. ૪૨૬ )માં પ્રકાશિત થયેલ છે.

એ જ પુસ્તકની પાટણ–જૈનસંઘ–ભંડારમાંની તાડપત્ર–પોથીના પ્રાન્ત પ્રશસ્તિવાળા ઉલ્લેખથી જણાય છે. (વિશેષ માટે જુઓ પાટણજૈનભંડાર–ગ્રંથસૂચી (ગા. ઓ. સિ. નં. ૭૬ વો. ૧, પૃ. ૩૨૭–૩૨૮)

એ પ્રસિદ્ધ કૃષ્ણ–ગચ્છમાં થયેલા શ્રમણ–સ્વામી પ્રભાનંદસૂરિએ હરિભદ્રસૂરિની ક્ષેત્ર-સંગ્રહણીની વૃત્તિ વિ. સં. ૧૩૯૦માં ભાદ્રપદ વદિ ચોથે રચી હતી. (જુઓ પીટર્સન રીપોર્ટ ૩, પૃ. ૨૭૬–૨૭૭)

એ કૃષ્ણર્ષિગચ્છમાં થયેલા સુવિહિત–શિરોમણિ પદ્મચંદ્ર ઉપાધ્યાયના અન્વયમાં થયેલા ભટ્ટારક પૃથ્વીચંદ્રસૂરિના પટ્ટને શોભાવનાર એ પ્રભાનંદસૂરિનો સદુપદેશ સાંભળી પૃથ્વીમાં પ્રસિદ્ધ સુચિંતિગોત્રથી પવિત્ર વંશ–કુલમાં થયેલા સોમસિંહના પુત્રોએ સં. ૧૩૯૧માં પોતાની માતા સોમશ્રીના શ્રેય માટે ત્રિષષ્ટિ શ. પુ. ચરિત (૮મું પર્વ) તાડપત્ર-પુસ્તક ગ્રહણ કર્યું હતું; તે સદા વંચાતું–સંભળાતું રહે–તેવી ઇચ્છા તેના અંતમાં દર્શાવી છે.–ત્રિષષ્ટિ શ. પુ. ચરિત (૮મા પર્વની શાંતિનાથ–જ્ઞાનભંડાર–ખંભાતની તાડપત્રીય પ્રતિના અંતમાં ઉલ્લેખ છે.)

પૃથ્વીને હર્ષ આપનાર, વિકસ્વર થયેલાં નવાં જાઇનાં ફૂલોના ગુચ્છા જેવો સ્વચ્છ મૂર્તિવાળો, વિવિધ બુધ–જન–સમૂહરૂપી ભમરો વડે ગવાયેલી કીર્તિવાળો, ચતુર જનોનાં મસ્તકો પર નિરંતર વાસ કરનાર કૃષ્ણ [ઋષિ]–ગચ્છ જયવંત વર્તે છે. આશ્ચર્યકારી ચરિત-વાળા સૂરિમંડલથી શોભતા તે ગચ્છમાં અનુક્રમે પ્રાજ્ઞ–શિરોમણિ જયસિંહસૂરિ સુગુરુ થયા; જેમણે ષડ્ભાષાના કવીન્દ્ર અને પ્રામાણિકોમાં અગ્રેસર એવા સારંગ નામના વિદ્વાનને વાદ–વિદ્યાની વિધિમાં જલદી વિરંગ બનાવ્યો હતો. ન્યાયસારની ટીકા, નવું વ્યાકરણ અને કુમારપાલરાજાનું કાવ્ય કરીને ત્રૈવિદ્યવેદીઓમાં જે ચક્રવર્તી તરીકે પ્રખ્યાત થયા હતા. તેમના ગણના નાયક પ્રસન્નચંદ્ર પ્રભુ જયવંત વર્તે છે. જેઓ નમતા જનની રક્ષા કરનારા છે, જેમની પ્રભા વાદીને ભેદનારી છે, જેમના ચરણ–કમળમાં મોટા રાજાઓનાં મસ્તકો પણ સદા નમતા ભમરો જેવું આચરણ કરે છે. તેમના પટ્ટરૂપી કમળને પ્રફુલ્લ કરવામાં સૂર્ય જેવા, સર્વ શાસ્ત્રોના અદ્વિતીય જ્ઞાતા, કવિ–કુલરૂપી સાગરને ઉલ્લસિત કરવામાં ચંદ્ર જેવા નયચંદ્રસૂરિ–ચંદ્ર જયવંત વર્તે છે; પોતાના ચરિતને વિસ્તારવા તે જ રાજા હમ્મીર વડે સ્વપ્નમાં અત્યંત પ્રેરાયેલા તે કવિએ રાજ–સમૂહના હર્ષ માટે વીરાંકથી રમણીય આ સુંદર કાવ્ય રચ્યું છે.

કવિ–ગુરુ જયસિંહસૂરિનો પૌત્ર(પ્રશિષ્ય) હોવા છતાં પણ આ નયચંદ્રસૂરિ, કાવ્યોમાં નવીન અર્થ–સમૂહ, ઘટના, પદ–પંક્તિ, યુક્તિ–વિન્યાસ, રીતિ, રસ, ભાવ, રચનાના યત્નો વડે વિશેષ પ્રકારે પુત્ર જેવું આચરણ કરે છે.

જયસિંહસૂરિના શિષ્ય મહાકવિ નયચંદ્રસૂરિએ રચેલા ૧૪ સર્ગોવાળાએ વીરાંક હમ્મીર-મહાકાવ્યને વિ. સં. ૧૫૪૨માં પેરોજપુરમાં પોતાના પઠન માટે લખનાર નયહંસ પણ એ કૃષ્ણર્ષિ–ગચ્છના જયસિંહસૂરિના શિષ્ય હતા.

સંસ્કૃત કવિત્વરૂપી કમલ–વનને વિકસાવવામાં સૂર્ય જેવા અને પ્રાકૃત કવિતારૂપી માલતીના મધુકર મહાકવિ નયચંદ્રે કવિ રાજશેખરની રચેલી કપ્પૂરમંજરી જેવી રંભામંજરી

નાટિકા રચી છે, તેમાં સૂત્રધારના મુખથી ઉચ્ચરાયેલ કવિ-પરિચય મળે છે કે-તે **નયચંદ્ર** કવિ ષડ્ભાષામાં કવિત્વ કરવામાં કુશલ હતા, તેમણે શારદા દેવતાના પ્રૌઢ વર-પ્રસાદથી રાજાઓને પણ રંજિત કર્યા હતા. પૂર્વ કવિઓના માર્ગને અનુસરનાર એ સમસ્ત વિદ્યાઓના નિધિ જેવા હતા. કવિ **હર્ષ** અને **અમરચંદ્ર** સાથે એની તુલના કરવામાં આવી છે. (વિશેષ માટે જુઓ **રંભામંજરી** નાટિકા)

વિ. સં. ૧૪૯૯ વર્ષે કા. શુ. ૯ શનિવારે **સરસ્વતીપત્તન** (પાટણ)માં **કૃષ્ણર્ષીય ગચ્છ**ના વા. જયવલ્લભના શિષ્ય પૂજ્ય દેવસુંદરે લખાવેલો વર્ધમાનવિદ્યા-કલ્પ જેસલમેર-(મારવાડ)માં ડૂંગરજી યતિજીના સંગ્રહમાં છે (વિશેષ માટે જુઓ જેસલમેરભાં. ગ્રંથસૂચી પૃ. ૫૮ ગા. ઓ. સિ. નં. ૨૧)

વિ. સ. ૧૫૧૭માં ઉપકેશજાતીય(ઓસવાળ) કાકરીયા-ગોત્રવાળા સં. **સોઢલે** કરાવેલ **ચંદ્રપ્રભસ્વામી**ના બિંબને કૃષ્ણર્ષિ-ગચ્છમાં થયેલા **નયચંદ્રસૂરિ**ના પટ્ટ પર થયેલા **જયસિંહ-સૂરિએ** પ્રતિષ્ઠિત કર્યું હતું.

---

# શ્રી શીલાંકસૂરિ તે કોણ ?

લેખક–શ્રીયુત પ્રો. **હીરાલાલ રસિકલાલ કાપડીયા** એમ. એ.

**જૈન** દૃષ્ટિ અનુસાર આ અવસર્પિણી કાળમાં ચોવીસ તીર્થંકરો થઈ ગયા છે. એ પૈકી પહેલા, સોળમા, બાવીસમા, ત્રેવીસમા અને ચોવીસમા એ પાંચે તીર્થંકરોનાં નામ જૈન સમાજમાં અને કેવળ ત્રેવીસમા તીર્થંકરનું **પાર્શ્વનાથ** નામ અજૈન સમાજમાં સુપ્રસિદ્ધ છે, જ્યારે બાકીનાનાં નામ એટલાં સુપ્રસિદ્ધ નથી. આવી હકીકત જે જૈન મુનિવરો ગ્રંથકારો–લેખકો થઈ ગયા છે તેમના સંબંધમાં પણ જોવાય છે. દાખલા તરીકે શ્રી **સિદ્ધસેન દિવાકર, શ્રી મલ્લવાદી, યાકિની**મહત્તરાધર્મસૂનુ શ્રી **હરિભદ્ર**સૂરિ, કલિકાલસર્વજ્ઞ શ્રી **હેમચન્દ્ર**સૂરિ અને ન્યાયવિશારદ શ્રી **યશોવિજય**ગણિ એ પાંચ મુનિવરોનાં નામથી જૈન જગત્ સુપરિચિત છે, જ્યારે અન્ય જૈન લેખકોને સામાન્ય જનતા ભાગ્યે જ ઓળખે છે. આથી તો શ્રી **શીલાં**કસૂરિનું નામ સાંભળતાં 'એ શ્રી શીલાંકસૂરિ તે કોણ' એવો પ્રશ્ન સહજ પૂછાય છે. આનો ઉત્તર આપવો એ આ લેખકનું પ્રયોજન છે એટલે હવે હું એ દિશામાં પ્રયાણ કરું છું.

શ્રમણ ભગવાન્ શ્રી **મહાવીરસ્વામી**ના ૧૧ ગણધરોમાંના પાંચમા ગણધર શ્રી **સુધર્મસ્વામી**એ રચેલાં ૧૨ અંગો (દ્વાદશાંગી) માંથી આજે આપણને **દિટ્ઠિવાય** સિવાયનાં ૧૧ અંગો અમુક અંશે ઉપલબ્ધ થાય છે. એ અગ્યાર અંગોમાં **આયાર** એ પહેલું અંગ અને **સૂયગડ** એ બીજું અંગ ગણાય છે. આ બંને અંગો ઉપર સંસ્કૃતમાં ટીકા રચવાનું માન શ્રી **શીલાંક**સૂરિને મળે છે.

નવાઈની વાત છે કે **આયાર** ઉપર ક્યારે ટીકા રચાઈ એ સંબંધમાં જુદી જુદી હસ્તલિખિત પ્રતિઓમાં ભિન્ન ભિન્ન ઉલ્લેખ જોવાય છે. રચનાસમય તરીકે **શક**સંવત્ ૭૭૨, **શક**સંવત્ ૭૮૪, **શક**સંવત્ ૭૯૮ અને **ગુપ્ત** સંવત્ ૭૭૨ નો નિર્દેશ છે. આ પૈકી **શક**સંવત્ ૭૯૮ એટલે કે **વિક્રમ**સંવત્ ૯૩૩ મને વધારે વિશ્વસનીય જણાય છે. **ગુપ્ત**સંવત્થી શું સમજવું એ સંબંધમાં મતભેદ જોવાય છે એટલે એનો વિચાર હું અત્ર કરતો નથી.

**સૂયગડ**ની ટીકાના રચનાસમય પરત્વે કોઈ ઉલ્લેખ જોવાતો નથી, પણ એ તેમ જ **આયર**ની ટીકા રચવામાં શ્રી **વાહરિ**ગણિએ શ્રી **શીલાંક**સૂરિને–શ્રી **શીલા**ચાર્યને સહાયતા કર્યાનો ઉલ્લેખ તે તે ટીકામાં મળે છે. આ **વાહરિ**ગણિ તે કોણ તે વિષે આપણે હજી સુધી તો અંધારામાં છીએ એટલે આ ઉલ્લેખ આ દિશામાં કશો વિશેષ પ્રકાશ પાડતો નથી.

**પ્રભાવકચરિત્ર**માં જે **અભયદેવસૂરિપ્રબન્ધ** છે તેમાં એમ કહ્યું છે કે શ્રી **શીલાંક**-સૂરિએ પહેલાં ૧૧ અંગો ઉપર ટીકા રચી હતી, પણ પહેલાં બે અંગો સિવાયનાં નવ અંગો ઉપરની ટીકા વિચ્છિન્ન જવાથી શ્રી **અભયદેવ**સૂરિએ ત્રીજાથી અગ્યારમા સુધીનાં અંગો ઉપર ટીકા રચી. આ ઉલ્લેખ ભ્રાન્ત છે, કેમકે **ઠાણ**ની ટીકામાં શ્રી **અભયદેવ**સૂરિ પોતે જ કહે છે કે એના ઉપર કોઈએ ટીકા રચી નથી. વળી શ્રી **જિનવલ્લભ**સૂરિ પણ **અષ્ટસપ્તતિકા**માં એ જ વાત કહે છે. વિશેષમાં આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રી **આનંદ-સાગર**સૂરિ પણ આ હકીકત સ્વીકારે છે, કેમકે આ વાત **વિસેસાવસ્સયભાસ**ની શ્રી

**કોટ્યાચાર્ય**ની વૃત્તિ સહિતની આવૃત્તિની એમની પ્રસ્તાવના ઉપરથી જોઈ શકાય છે. શ્રી **અભયદેવસૂરિ**એ **વિવાહપણ્ણત્તિ**ની ટીકાના ૬૫૯ બ પત્રમાં એ પાંચમા અંગની ચુણ્ણિ તેમજ ટીકાનો નિર્દેશ કર્યો છે. એ ટીકાના કર્તા કદાચ શ્રી **શીલાંકસૂરિ** હોય અને એ ટીકાનો **પ્રભાવકચરિત્ર**કારના સમય પૂર્વે ઉચ્છેદ ગયો હોવાથી ઉપર્યુક્ત દંતકથા પ્રચલિત બની હોય. આવી પરિસ્થિતિમાં બહુમાં બહુ પહેલા, બીજા અને પાંચમા અંગની ટીકા શ્રી **શીલાંકસૂરિ**એ રચ્યાનું અનુમાન થઈ શકે.

**આયાર**ની ટીકામાં ત્રીજા પદ્યમાં શ્રી **શીલાંકસૂરિ**એ સૂચવ્યું છે કે **શસ્ત્રપરિજ્ઞા** (જે **આયાર**નું પહેલું અધ્યયન છે તે) ના ઉપર **ગંધહસ્તી**એ ટીકા રચી છે, પણ તે ગહન હોવાથી એનો સાર હું રજુ કરું છું. આ **ગંધહસ્તી** તે શ્રી **ભાસ્વામી**ના શિષ્ય અને **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર**ની ભાષ્યાનુસારિણી ટીકાના રચનારા શ્રી **સિદ્ધસેનગણિ** હોવા સંભવ છે. જો એમ હોય તો શ્રી **શીલાંકસૂરિ** આ ગણિની પછી થયેલા ગણી શકાય.

**નાગાર્જુને ધર્મસંગ્રહ**માં અને શ્રી **સિદ્ધસેનગણિ**એ **તત્ત્વાર્થ**ની ટીકા (ભા ૨, પૃ. ૬૭) માં જે પાંચ આનન્તર્ય પાપોનો વિષય ચર્ચ્યો છે તે શ્રી **શીલાંકસૂરિ**એ **સૂયગડ**ની ટીકાના ૨૧૫ મા પત્રમાં આલેખ્યો છે. આ હકીકત પણ ઉપર્યુક્ત અનુમાન કરતાં વિચારાય તો ખોટું નહિ.

પાઇય (સં. પ્રાકૃત) ભાષામાં [1]**ચઉપન્નમહાપુરિસચરિય** નામનો ગ્રન્થ **વિક્રમ** સંવત્ ૯૨૫ માં રચાયેલો છે. એના કર્તા તરીકે શ્રી **શીલાંકસૂરિ**નું નામ સૂચવાય છે. જો આ કથન વાસ્તવિક હોય તો આ ગ્રન્થ ઉપરથી એ જાણી શકાય છે કે શ્રી **શીલાંકસૂરિ**નું ખરું નામ **વિમલમતિ** છે.

કલિકાસર્વજ્ઞ શ્રી **હેમચન્દ્રસૂરિ**એ **રયણાવલી**ની જે ટીકા રચી છે તેમાં ત્રણ સ્થળે **શીલાંક**નો ઉલ્લેખ છે. એ **શીલાંક** તે પ્રસ્તુત **શીલાંકસૂરિ** છે કે કેમ તે જાણવું બાકી રહે છે.

શ્રી **શીલાંકસૂરિ**એ **જીવસમાસ**ની વૃત્તિ રચી છે અને તે ઉપલબ્ધ છે એમ **જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ** (પૃ. ૧૮૧) માં ઉલ્લેખ છે તો શું આ હકીકત સાચી છે અને આ શ્રી **શીલાંકસૂરિ** તે આ લેખમાં નિર્દેશાયેલ સૂરિ છે?

**આયાર**ની ટીકાના ૩૧૭ અ પત્ર ઉપરથી જણાય છે કે શ્રી **શીલાંકસૂરિ**નું બીજું નામ **તત્ત્વાદિત્ય** હતું. દાક્ષિણ્યચિહ્ન શ્રી **ઉદ્દ્યોતનસૂરિ**એ જે **કુવલયમાલા** લગભગ **શકસંવત્** ૭૦૦ માં રચી છે તેની પ્રશસ્તિમાં **તત્તાયરિય**નો ઉલ્લેખ છે. આથી શ્રી **જિનવિજયે** એવી કલ્પના કરી છે કે **તત્ત્વાદિત્ય** તે આ **તત્તાયરિય** એટલે કે **તત્ત્વાચાર્ય** હોય. વળી એ જ પ્રશસ્તિમાં **સીલંગવિઉલસાલો** એવો જે પ્રયોગ છે તેને શ્લેષાત્મક વિશેષણ ગણી તેઓ એ દ્વારા શ્રી **શીલાંકસૂરિ**નો નિર્દેશ કરાયો છે એમ માને છે. પરંતુ આ. શ્રી **આનંદસાગરસૂરિ**એ આ મંતવ્યની વિરુદ્ધ પોતાનો અભિપ્રાય **વિસેસાવસ્સય**ની પ્રસ્તાવનામાં ઉચ્ચાર્યો છે. એની સવિસ્તર ચર્ચા કરવાનું અત્ર બની શકે તેમ નથી.

શ્રી **શીલાંકસૂરિ** તે **વિક્રમસંવત્** ૮૦૨ માં 'અણહિલ્લપુર પાટણ'ની સ્થાપના કરનારા **વનરાજ ચાવડા**ના ગુરુ તરીકે સુપ્રસિદ્ધ **શીલગુણસૂરિ** છે એમ કેટલાક માને છે.

૧ આના આધારે શ્રી **હેમચન્દ્રસૂરિ**એ **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર** રચ્યાનું મનાય છે એ વાત ગમે તેમ હો, પણ આ ગ્રન્થ સત્વર પ્રસિદ્ધ થવો ઘટે, કેમકે પાઈયના અભ્યાસીઓ વધ્યા છે અને વિદ્યાપીઠ આવા પ્રાચીન ગ્રન્થોને પાઠ્યપુસ્તક તરીકે સ્થાન આપવા ઉત્સુક છે.

આ માન્યતા શ્રી **મુનિરત્ન**કૃત **અમરચરિત્ર**ને આભારી હોય એમ લાગે છે. પણ આ મંતવ્ય વાસ્તવિક હોવા વિષે શંકા રહે છે, કેમકે **આયાર**ની ટીકા વગેરેનો રચના-સમય વિચારતાં શ્રી **શીલાંકસૂરિ વિક્રમસંવત્** ૯૦૭–૯૩૩ ની આસપાસમાં થયેલા ગણાય અને આ તો લગભગ સો વર્ષ પૂર્વેનો સમય છે.

શ્રી **શીલાંકસૂરિ**ને કેટલાક **કોટ્યાચાર્ય** ગણે છે એટલું જ નહિ પણ **વીરસંવત્** ૧૧૧૫ એટલે કે **વિક્રમસંવત્** ૬૪૫ની આસપાસ થયેલા શ્રી **જિનભદ્ર**ગણિના શિષ્ય માને છે. આ સંબંધમાં વિશેષ વિચાર કરાય તે પૂર્વે એ નોંધી લઇએ કે **કોટ્યાચાર્ય** એ શ્રી **જિનભદ્ર**ગણિના શિષ્ય નહિ, પરંતુ એના પ્રશિષ્ય-સંતાનીય કદાચ હોય એમ એ **કોટ્યાચાર્યે** રચેલી **વિસેસાવસ્સયભાસ**ની ટીકા જોતાં જણાય છે, કેમકે ત્યાં [1]પાઠભેદનો ઉલ્લેખ છે. આ **કોટ્યાચાર્ય** તે શ્રી **શીલાંકસૂરિ** નથી. પરંતુ શ્રી **હરિભદ્રસૂરિ**ના પૂર્વગામી છે એમ આ. શ્રી **આનંદસાગરસૂરિ**નું કહેવું છે. એમની પૂર્વગામિતા સિદ્ધ કરવા માટે તેઓ એમ કહે છે કે શ્રી **હરિભદ્રસૂરિ**એ **અંબા, કૂષ્માંડી** વગેરેનો વિદ્યા તરીકે અને વિદ્યારાજ **હરિણૈકમિષી**નો મંત્ર તરીકે નિર્દેશ કર્યો છે, જ્યારે **કોટ્યાચાર્યે** કેવળ **કૂષ્માંડી**નો વિદ્યા તરીકે અને **હરિણૈકમિષી**નો મંત્ર તરીકે ઉલ્લેખ કર્યો છે. આ પરત્વે વિશેષ ઊહાપોહ કરવો જોઇએ, પણ તે આ લઘુ લેખમાં બને તેમ નથી એટલે અહીં તો આટલો ઈસારો કરીશ અને સાથે સાથે ઉમેરીશ કે જેસલમેરની હસ્તલિખિત પ્રતિઓના સૂચીપત્ર[1] ( પૃ. ૧૯૭ ) માં આ મુજબ નિર્દેશ છેઃ—" **जिनभद्रगणिक्षमाश्रमणप्रारब्धा समर्थिता श्रीकोट्याचार्यवादि–( हरि ) गणिमहत्तरेण** " સદ્ગત **સી. ડી. દલાલે वादि**ને બદલે **वाहरि**ની કલ્પના કરી છે, પણ તે સાધાર જણાતી નથી, કેમકે પાટણના જૈન ભંડારોને લગતા સૂચીપત્રમાં **वादि**નો જ ઉલ્લેખ છે. અત્ર એ પ્રશ્ન પૂછવાનું મન થાય છે કે 'સમર્થિત'થી શું સમજવું ? પ્રો. **વેલનકરે** આ સંબંધમાં જે એમ સૂચવ્યું છે કે **કોટાચાર્યે** શ્રી **જિનભદ્ર**ગણિને મદદ કરી હતી તે શું વાસ્તવિક છે ?

શ્રી **શીલાંકસૂરિ**એ **સૂયગડ**ની ટીકાના ૨૧૮ બ પત્રમાં જે નિમિત્તશાસ્ત્રનો નિર્દેશ કર્યો છે તેથી શું સમજવું એ પણ એક પ્રશ્ન છે. શું તેઓ **નિમિત્તપાહુડ**ને ઉદ્દેશીને આ કથન કરે છે ?

આ પ્રમાણે શ્રી **શીલાંકસૂરિ** વિષે સમય અને સાધન અનુસાર [2]આટલો ઊહાપોહ કરી હવે હું વિરમું તે પૂર્વે એટલી સૂચના કરીશ કે એમણે જે પહેલાં બે અંગો ઉપર ટીકા રચી છે તેમાં આવતાં અવતરણો એકત્રિત કરાવાં જોઈએ અને તેનાં મૂલ નક્કી કરાવાં જોઇએ. સાથે સાથે **ચઉપ્પન્નમહાપુરિસચરિય** સમીક્ષાત્મક પદ્ધતિપૂર્વક પ્રકાશિત થવું ઘટે. જો તેમ થશે તો **શીલાંકસૂરિ તે કોણ** એનો અંતિમ ઉત્તર આપી શકાશે.

---

૧ આમાં સૂચવાયું છે કે શ્રી **જિનભદ્રગણિ**એ **વિસેસાવસ્સયભાસ** ઉપર પોતે જે ટીકા રચી છે તેની હસ્તલિખિત પ્રતિ ઉપલબ્ધ છે. જો એમ હોય તો એ સત્વર પ્રકાશિત થવી ઘટે.

૨ શ્રી **શીલાંકસૂરિ** અંગે " A History of the Canonical Literature of the Jainas "માં આમાંની પ્રાયઃ બધી બાબતો છૂટી છવાયેલી મેં આલેખી છે. વિશેષમાં ત્યાં **આયારના** એક નષ્ટ થયેલા અધ્યયનની પણ ચર્ચા કરી છે, એટલે અંગ્રેજીમાં એ વિષય જાણવા ઇચ્છનારે આ અંગ્રેજી પુસ્તક જોવું.

વીરનિ. સં ૧૦૦૦ થી વીરનિ. સં. ૧૭૦૦ સુધીનાં સાતસો વર્ષની

# ગુરુપરંપરા

**[ પટ્ટપરંપરાના આચાર્યો તથા બીજા મુખ્ય આચાર્યોનો પરિચય ]**

લેખક–પૂ. મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી અમદાવાદ.

---

શ્રી જૈન સત્ય પ્રકાશના ગયા–બીજા વિશેષાંક, શ્રી પર્યુષણાપર્વ વિશેષાંકમાં ભગવાન મહાવીરસ્વામીથી ૨૭મી પાટ સુધીના આચાર્યોની જીવનઝાંખી આપી હતી. તેના અનુસંધાનમાં અહીં ૨૮ મી પાટથી શરૂ કરીને વીરનિ સ. ૧૭૦૦ સુધીના પટ્ટધર આચાર્યો તથા બીજા મુખ્ય મુખ્ય આચાર્યોનો પરિચય આપણે સાધીશું.

મુખ્ય પાટ ઉપર થયેલા ૨૮મા આચાર્યનો પરિચય આપતાં પહેલાં એ સમયમાં થઈ ગયેલ આ ચાર આચાર્ય ભગવંતોનો પરિચય આપવો ઉચિત ધાર્યો છે: ૧ શ્રી જીવદેવસૂરિજી, ૨ શ્રી મલ્લવાદીસૂરિજી, ૩ શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ અને ૪ શ્રી હરિભદ્રસૂરિજી.

**જીવદેવસૂરિ**–આ આચાર્ય મહાપ્રાભાવિક થયા છે. તેમના માટે પ્રભાવકચરિત્રકાર લખે છે કે–"જેમણે આર્હતવાણીરૂપ ધેનુને પ્રાણોલ્લાસ પમાડી ચરણ (ચારિત્ર)નો ઉદય કર્યો એવા શ્રીજીવદેવસૂરિ તમને કલ્યાણદાયક થાઓ!"

આ મહાન્ આચાર્યના પિતાનું નામ ધર્મદેવ, માતાનુ નામ શીલવતી, જ્ઞાતિએ વાયડ અને વાયડનિવાસી હતા. તેમનું ગૃહસ્થાશ્રમનું નામ મહીધર હતું અને મહીપાલ નામે તેમને એક નાના ભાઈ હતા. મહીધરે વાયડ ગચ્છના આચાર્ય જિનદત્તસૂરિજી પાસે દીક્ષા લીધી હતી. ભણી ગણીને ગીતાર્થ થતાં જિનદત્તસૂરિએ તેમને આચાર્યપદ આપ્યું અને પોતાની શાખાને અનુસારે રાશિલસૂરિનામ પાડી પોતાના પટ્ટધર બનાવ્યા.

મહીપાલે રાજગૃહ નગરમાં દિગંબરાચાર્ય શ્રી શ્રુતકીર્તિ પાસે દીક્ષા લીધી. તેમનું નામ સુવર્ણકીર્તિ રાખવામાં આવ્યું. ગુરુ પાસેથી અપ્રતિચક્ર વિદ્યાનો આમ્નાય અને પરકાય પ્રવેશીની વિદ્યા તેમને પ્રાપ્ત થઈ. જ્યારે તેમની માતાએ સાંભળ્યું કે મહીપાલે દિગંબર દીક્ષા લીધી છે એટલે તેમને મલી વાયડદેશ તરફ પધારવા અને બન્ને ભાઇઓને એક જ જિનમત સ્વીકારવા સમજાવ્યા. સુવર્ણકીર્તિ વાયડદેશમાં આવ્યા. બન્ને ભાઈઓ મલ્યા. માતાએ બન્ને ધર્મની પરીક્ષા કરી. છેવટે નાના ભાઇ સુવર્ણકીર્તિએ દિગંબર મત છોડી શ્વેતાંબર દીક્ષા લીધી. તેમનું નામ **જીવદેવસૂરિ** રાખવામાં આવ્યું. અને એ પટ્ટધર આચાર્ય બન્યા.

એકવાર એક યોગીએ જીવદેવસૂરિના શિષ્યની વાચા (ક્યાંક સૂરિજીની પોતાની વાચા લખેલ છે) બંધ કરી દીધી અને એકવાર તેમના સમુદાયની સાધ્વી પર યોગચૂર્ણ નાખી પરવશ બનાવી દીધી; સૂરિજીએ બન્ને સ્થળે મંત્રબળથી યોગીનો પરાજય કરી તેને યોગ્ય શિક્ષા

કરી હતી તેમના સમયમાં વાયડના શ્રીમહાવીર જિનમંદિરનો જીર્ણોદ્ધાર થયો હતો. વાયડમાં લલ્લનામે એક કોટીધ્વજ ધનાઢ્ય શેઠ રહેતો હતો. તે બ્રાહ્મણોનો બહુ ઉપાસક હતો. યજ્ઞાદિ-કરાવતો હતો. તેને પાછળથી સંયોગવશાત્ યજ્ઞાદિ અને બ્રાહ્મણો ઉપરથી શ્રદ્ધા ઊઠી ગઈ જેથી તેણે સૂરિજીને આ વાત કરી. સૂરિજીના ઉપદેશથી તે ધનાઢ્ય શેઠે જૈનધર્મ સ્વીકાર્યો. પછી સૂરિજીના ઉપદેશથી તેણે "પિપ્પલાનક" નગરમાં વિશાલ જિનમંદિર બનાવ્યું. ત્યાંની અધિષ્ઠાયિકા વિઘ્ન નાખતી હતી તેને ઉપદેશ આપી ઠીક કરી મંદિરની પાસે જ તે ભૂવનદેવીની દેરી બનાવી. લલ્લશેઠ જૈન બનવાથી બ્રાહ્મણોનો જૈનધર્મ ઉપર દ્વેષ વધ્યો. પરિણામે એકવાર એક મૃતપ્રાય: ગાય મહાવીર મંદિર તરફ વાળી. તે ગાય રાતે મરી ગઇ. સાધુઓએ આ દશ્ય જોઇ ગુરુને–જીવદેવસૂરિજીને જણાવ્યું. સૂરિજીએ પરકાયપ્રવેશિની વિદ્યાથી તે ગાયને ઉઠાડી અને બ્રાહ્મણોના વિશાલ મંદિરમાં બ્રહ્મદેવના ગભારામાં સુવાડી દીધી. મરેલી ગાય તે મંદિરમાં જોઇ પૂજારી અને બ્રાહ્મણો ગભરાયા. તેમને એમ લાગ્યું કે આપણે જૈનોની છેડતી કરી છે તેનું આ પરિણામ છે. તેમણે સૂરિજીને વિનંતિ કરી જણાવ્યું કે આપ આ ગાયને ઉઠાડી દ્યો. સૂરિજીએ તેમના કથન ઉપર લક્ષ્ય ન આપ્યું. બ્રાહ્મણોએ લલ્લશેઠને વિનવ્યા કે હવે પછી અમે જૈનો ઉપર દ્વેષ નહીં રાખીએ અને કદી પણ તેમની છેડતી નહીં કરીએ. આથી લલ્લશેઠે સૂરિજીને વિનવ્યા અને બ્રાહ્મણો સાથે એક સુલેહનામું તૈયાર કર્યું કે જેમાં એ શરત હતી કે આ ગામમાં જૈનો કોઈ પણ ધાર્મિક ઉત્સવ કરે તેમાં કોઇએ કોઈ પણ પ્રકારનું વિઘ્ન ન કરવું, દરેક ધર્મકાર્યમાં તેઓ–જૈન સાધુઓ અગ્રણી રહેશે અને જે નવીન આચાર્ય ગાદીએ બેસે તેને બ્રાહ્મણોએ સુવર્ણ જનોઈ આપી બ્રહ્માજીના મંદિરમાં પાટોત્સવ કરવો. આ સુલેહનામા પછી સૂરિજીએ ત્યાંથી ગાય ઉઠાડી અને ત્યારથી ત્યાં જૈનો અને બ્રાહ્મણો વચ્ચે ભાઈચારા જેવો સંબંધ બંધાયો, જે અદ્યાવધિ–(પ્રભાવકચરિત્રકારના સમય સુધી) અવિચ્છિન્ન ચાલ્યો આવે છે.

અન્તે પોતાનો સ્વર્ગગમનકાલ નજીક જાણી અનશન કરી, ગચ્છવ્યવસ્થા કરી તેઓ સ્વર્ગે સીધાવ્યા. પેલો યોગી તેમના કપાલખંડ લેવા આવ્યો હતો પરંતુ તેની પહેલેથી વ્યવસ્થા થઇ હતી. સૂરિજીની પરંપરામાં અર્થાત્ વાયડગચ્છના શ્રી જિનદત્તસૂરિના શિષ્ય–બાલભારત, કાવ્યકલ્પલતા આદિ ગ્રંથોના નિર્માતા પ્રસિદ્ધ કવિ અમરચંદ્રસૂરિ થયા, જેનો ઉલ્લેખ પ્રભાવકચરિત્રમાં પણ મળે છે.

વાયડગચ્છ અને વાયડજ્ઞાતિ જે સ્થાનના નામથી અદ્યાપિ પ્રસિદ્ધ છે તે વાયડ સ્થાન આજે પણ ડીસાની પાસે છે. આજ તો નાનું ગામડું છે. આ ગચ્છના પટ્ટધર આચાર્યોનાં નામ ઘણે ભાગે જિનદત્તસૂરિ, રાશિલસૂરિ અને જીવદેવસૂરિ જ હતાં. આ ગચ્છની પરંપરા વિક્રમના તેરમા શતક સુધી વિદ્યમાન હતી. મહામંત્રી વસ્તુપાલના સમયમાં એ ગચ્છના જિનદત્તસૂરિ અને તેમના શિષ્ય અમરચંદ્રસૂરિ વિદ્યમાન હતા. એ જ જિનદત્તસૂરિજીએ 'વિવેકવિલાસ' અને 'શકુનશાસ્ત્ર'ની રચના કરી છે.

જીવદેવસૂરિજીના સમયે બ્રાહ્મણોએ જૈનો સાથે જે સહચાર બાંધ્યો તે જ બ્રાહ્મણો કાલાન્તરે સત્તાહીન અને જાગીરરહીત થતાં જૈનોના આશ્રિત થતા ભોજકો થયા.

ભોજક જાતિનું હજી પણ આદરસૂચક–'ઠાકાર' વિશેષણ એ જ સૂચવે છે કે પૂર્વે તે જ્ઞાતિ જમીનદાર–જાગીરદાર હશે. એ લોકોનું એ પ્રદેશમાં ઘણું માન છે. જૈનો ઉપર તેમના લાગા છે. દન્તકથા પ્રમાણે જે એમ કહેવાય છે કે શ્રી હેમચંદ્રાચાર્યજી અને ખતરગચ્છીય શ્રી જિનદત્તસૂરિજી તેમને જૈનમાં લેવરાવ્યા; અને જૈનોને ઘેર ભોજન કરવાથી ભોજક નામ પાડયું તે વાત યથાર્થ જણાતી નથી, કારણકે નવાંગીવૃત્તિકાર શ્રી અભયદેવસૂરિજીના સમયે તેમનું ભોજક–પૂજક નામ મલે છે. આ ઉરથી એમ લાગે છે પ્રસિદ્ધ આચાર્યશ્રી હેમચંદ્રસૂરિજી અને જિનદત્તસૂરિજીની પહેલાં જ આ લોકોને વાયડગચ્છના જ કોઇ આચાર્યે જૈન મંદિરોના પૂજક તરીકે કાયમ કર્યા હશે અને તે આચાર્યનું નામ જિનદત્તસૂરિ પણ હોય તો નવાઇ નથી. કારણ કે તે ગચ્છમાં દરેક ત્રીજા આચાર્યનું નામ જિનદત્તસૂરિ જ અપાતું. અર્થાત્ ભોજક જાતિ વાયડગચ્છના આચાર્યના ઉપદેશથી જૈન બનેલ છે. આ આચાર્યના કેટલાય મંત્રના ચમત્કારોથી આકર્ષાઇ અન્ય ગચ્છના આચાર્યના નામે ચમત્કારો ચડેલા છે, પરંતુ એ તો માત્ર કલ્પનાઓ જ છે. (પ્રભાવકચરિત્રની પર્યાલોચના)

**મલ્લવાદીસૂરિજી**–આ નામના ત્રણ આચાર્યોનો ઉલ્લેખ મલે છે.

૧—સુપ્રસિદ્ધ શિલાદિત્યના ભાણેજ અને દ્વાદશારનયચક્રવાલના રચયિતા થયા છે. તેમણે શિલાદિત્યની સભામાં બૌદ્ધોને હરાવી સૌરાષ્ટ્રમાંથી દૂર કાઢયા અને શ્વેતાંબર જૈનધર્મનો વિજયધ્વજ ફરકાવ્યો. આ સંબંધી પ્રભાવકચરિત્રકાર લખે છે.–

**श्रीवीरवत्सरादथ शताष्टके चतुरशीतिसंयुक्ते ॥**
**जिग्ये स मल्लवादी बौद्धांस्तद्व्यन्तरांश्चापि ॥**

'વીર સંવત ૮૮૪ માં મલ્લવાદિએ બૌદ્ધોને તથા બૌદ્ધવ્યન્તરોને જીત્યા." 'ચતુર્વિંશતિ પ્રબંધ'માં પણ બૌદ્ધોને જીત્યાનો તેમજ નયચક્ર ગ્રંથ તેમણે બનાવ્યાનો ઉલ્લેખ છે.

દ્વાદશારનયચક્ર બારહજાર શ્લોકપ્રમાણ ન્યાયનો અદ્વિતીય ગ્રંથ છે. આ નયચક્ર ઉપર સિંહ ક્ષમાશ્રમણે વિશાલ ટીકા રચી છે. આખો ગ્રંથ સંસ્કૃતમાં છે. આ આચાર્યનો શ્રી હરિભદ્રસૂરિજી પોતાના ગ્રંથોમાં બહુમાન પૂર્વક ઉલ્લેખ કરે છે. કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજી તો પોતાના મહાન વ્યાકરણમાં લખે છે કે—

**उत्कृष्टेऽनूपेन २ । २ । ३९ ॥**
**अनुमल्लिवादिनः तार्किकाः** " ( સિદ્ધહેમશબ્દાનુશાસન બૃહત્ ટીકા )

૨–બીજા મલ્લવાદી જે વિક્રમની દસમી સદીના અંતમાં થયા, તેમણે લઘુધર્મોત્તરના ન્યાયબિન્દુ ઉપર ટિપ્પણ બનાવ્યું.

૩–ત્રીજા મલ્લવાદી વિક્રમની તેરમી સદીમાં થયા જેમની કવિતાની પ્રશંસા મંત્રીશ્વર વસ્તુપાલે કરી છે.

મલ્લવાદી આચાર્યના નામથી મલ્લવાદી ગચ્છ થયો છે. આ મલ્લવાદી ગચ્છના કોઈ એક આચાર્યે પ્રતિષ્ઠિત કરેલી ધાતુમૂર્તિ દિલ્હીમાં લાલા હજારીમલજી ઝવેરીના ઘરમંદિરમાં છે, જે લગભગ ચૌદમી શતાબ્દિની મૂર્તિ છે.

**જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ**–આ આચાર્ય મહાપ્રતાપી અને પ્રખર વિદ્વાન થયા છે. તેમનો સમય વીરનિ સં. ૧૧૪૫ વિક્રમ સં. ૬૪૫ લગભગ મનાય છે. તેમનો બીજો વિશેષ પરિચય નથી મલતો. તેમણે રચેલા ગ્રંથો આ છે—

વિશેષાવશ્યક ભાષ્ય–મૂલ અને ટીકા.

બૃહત્સંગ્રહણી ૪૦૦ થી ૫૦૦ ગાથાપ્રમાણ.

બૃહત્ક્ષેત્રસમાસ.

વિશેષણવતી–૪૦૦ ગાથાનો પ્રકરણગ્રંથ.

જીતકલ્પસૂત્ર–સભાષ્ય જૈન સાધુઓના પ્રાયશ્ચિત્તનો સુંદર ગ્રંથ.

તેઓની સ્તુતિ કરતાં સિદ્ધસેનસૂરિ–જીતકલ્પચૂર્ણિ ઉપર ટીકા રચતાં લખે છે કે–

"અનુયોગ એટલે આગમોના અર્થજ્ઞાનના ધારક, યુગપ્રધાન, પ્રધાન જ્ઞાનીઓને બહુમત, સર્વ શ્રુતિ અને શાસ્ત્રમાં કુશલ, અને દર્શન–જ્ઞાન ઉપયોગના માર્ગસ્થ એટલે માર્ગ-રક્ષક, જેમણે છેદસૂત્રોના અર્થાધારે પુરુષવિશેષના પૃથક્કરણ પ્રમાણે પ્રાયશ્ચિત્તના વિધિનું વિધાન કરનાર જીતકલ્પસૂત્રની રચના કરી છે એવા સ્વપર સમયના સિદ્ધાન્તોમાં નિપુણ, સંયમશીલ શ્રમણોના માર્ગના અનુગામી અને ક્ષમાશ્રમણોમાં નિધાનભૂત જિનભદ્રગણિ ક્ષમાશ્રમણને નમસ્કાર!"

ભાષ્યકાર તરીકે તેમની બહુ મોટી ખ્યાતિ છે.

વિશેષાવશ્યક ભાષ્ય જૈનપ્રવચનમાં એક મુકુટમણિ સમાન લેખાય છે. જૈનદર્શન-પ્રતિપાદિત જ્ઞાનવિષયક વિચારને કેવલ શ્રદ્ધાગમ્ય વિષયની કોટિમાંથી બુદ્ધિગમ્ય વિષયની કોટિમાં ઉતારવાનો સુસંગત પ્રયત્ન એમણે આ ભાષ્યમાં કર્યો હોય તેમ લાગે છે.

જૈન આગમોના ગુરુપરંપરાગત રહસ્ય અને અર્થના તેઓ પોતાના સમયમાં અદ્વિતીય જ્ઞાતા મનાતા હતા તેથી તેમને યુગપ્રધાન એવું અનુપમ બિરુદ મળ્યું હતું.

સુપ્રસિદ્ધ મહાતાર્કિક સન્મતિતર્કના કર્તા શ્રીસિદ્ધસેન દિવાકરે સન્મતિતર્કમાં કેવલ-જ્ઞાન અને કેવલદર્શન યુગપત્ થતાં નથી, બન્ને એક છે, જુદાં નથી; આવું આગમ-પરંપરાથી જુદું પ્રરૂપ્યું હતું; જ્યારે શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે આગમપરંપરાના મતને વળગી રહી, યુક્તિ અને તર્કથી સિદ્ધસેન દિવાકરની માન્યતાનો સચોટ જવાબ આપ્યો હતો. તેઓ આગમપરંપરાના મહાન સંરક્ષક હતા, તેથી તેઓ આગમવાદી કે સિદ્ધાન્ત-વાદી તરીકે પ્રસિદ્ધ છે. શ્રીજિનભદ્રગણિ ઉત્કૃષ્ટ વ્યાખ્યાતા હતા, આચાર્ય હેમચંદ્રસૂરિજી લખે છે કે

"**उपजिनभद्रक्षमाश्रमणाः व्याख्यातारः।**"

વિશેષાવશ્યક ભાષ્ય ઉપર શ્રીકોટયાચાર્યજીએ સુંદર ટીકા બનાવી છે. શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણજીએ નંદિસૂત્ર ચૂર્ણિ; નિશીથ સૂત્ર પર વિશેષ નામની ચૂર્ણિ, તથા અનુયોગ-દ્વાર ચૂર્ણિ રચી છે. નિશીથચૂર્ણિનાં અવતરણો આચાર્ય હરિભદ્રસૂરિજીએ પોતાની આવશ્યકવૃત્તિમાં લીધાં છે. ( વિશેષ પરિચય માટે જૈન સા. સં. ઇતિહાસ જુઓ. )

આચાર્ય હરિભદ્રસૂરિજીએ તેમના ધ્યાનશતકપર ટીકા બનાવી છે.

વિક્રમની સાતમી શતાબ્દિના આ પ્રકાંડ વિદ્વાન્ અને પ્રતાપી પુરુષ થયા છે.

**આચાર્ય હરિભદ્રસૂરિજી**—આ આચાર્યનો સંક્ષિપ્ત પરિચય હું ગયા ઐતિહાસિક વિ-શેષાંકમાં આપી ગયો છું. છતાં પુનરુક્તિ દોષ વહોરીને પણ અહીં સંક્ષિપ્ત પરિચય આપું છું.

શ્રીહરિભદ્રસૂરિજી ચિત્રકુટના સમર્થ બ્રાહ્મણ, વિદ્વાન્ અને રાજ્યપુરોહિત હતા વિદ્વત્તાના અભિમાને તેમણે પ્રતિજ્ઞા લીધેલી કે જેનું કહેલું હું ન સમજું તેનો શિષ્ય થાઉં

એકદા જૈન સાધ્વી યાકિની મહત્તરાના મુખેથી નીકળેલી ગાથા પોતે સમજી ન શક્યા, માન ગળ્યું એટલે એ આર્યા પાસે શિષ્ય થવા ગયા; તેણે પોતાના ધર્માચાર્ય શ્રીજિનભટસૂરિ પાસે દીક્ષા લેવા જણાવ્યું. તેમણે દીક્ષા લીધી, પરંતુ પોતાની ધર્મમાતા તો આર્યા મહત્તરાને જ રાખી. પોતાના દરેક ગ્રંથોને અન્તે પ્રાયઃ યાકિની મહત્તરાસૂનુ તરીકે પોતાને ઓળખાવ્યા છે.

તેઓ ગૃહસ્થાવસ્થામાં વૈદિક સાહિત્યના પ્રકાંડ વિદ્વાન્ હતા. જૈન દીક્ષા લીધા પછી ટૂંક સમયમાં જ જૈન દર્શનના પણ ધુરંધર વિદ્વાન્ થયા. અને યોગ્યતા જોઈ ગુરુએ તેમને આચાર્યપદથી વિભૂષિત કર્યા.

આચાર્ય થયા પછી તેમણે પોતાના હંસ અને પરમહંસ નામના બે ભાણેજોને દીક્ષા આપી પોતાના શિષ્ય બનાવ્યા. એમના જીવનની કથા બહુ જ કરુણ છે. આ કથા પ્રસિદ્ધ હોવાથી હું લંબાણના ભયથી તે નથી આપતો. વિશેષ જાણવા ઇચ્છનારે પ્રભાવકચરિત્ર, ચતુર્વિંશતિપ્રબંધ, જૈન સા. સં. ઇ. વગેરે ગ્રન્થો જોવા.

આ બન્ને શિષ્યોની કરુણ મૃત્યુકથાના નિમિત્તથી હરિભદ્રસૂરિજીના અનેક ગ્રંથોની રચના આપણને મળી છે.

તેમના ક્રોધાગ્નિને શાંત કરવા ગુરુજીએ સમરાદિત્યના નવ ભવની સૂચક નવ ગાથાઓ મોકલી. તેમાંથી આખી સમરાઇચ્ચકહા નામનો અદ્ભુત ગ્રન્થ બન્યો છે. શ્રીહરિભદ્રસૂરિજીએ ૧૪૪૪ કે ૧૪૪૦ ગ્રંથો બનાવ્યાનું કહેવાય છે.

તેઓ શ્વેતાંબર સંપ્રદાયમાં બહુ જ પ્રસિદ્ધ અને મહાવિદ્વાન્ આચાર્ય થયા છે. તેમણે સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં ધર્મ, કથા, દર્શનશાસ્ત્ર, તત્ત્વજ્ઞાનના પ્રતિપાદક અનેક ઉત્તમોત્તમ ગ્રંથો, સ્વમતનો જરા પણ આગ્રહ કે પક્ષપાત રાખ્યા સિવાય રચ્યા છે.

તેમણે બનાવેલા ૮૨ ગ્રંથોનાં નામ 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ'માં આપ્યાં છે.

તેઓ જૈનધર્મના પૂર્વકાલીન અને ઉત્તરકાલીન ઇતિહાસના મધ્યવર્તી સીમાસ્થંભ સમાન ગણાય છે. તેમણે જૈનાગમો પર પહેલ વહેલી સંસ્કૃત ભાષામાં સુંદર ટીકાઓ રચી છે. તેમના બનાવેલા ગ્રંથોનું અવલોકન કરતાં જણાય છે કે તેઓ પ્રકૃતિથી અતિ સરલ, આકૃતિથી અતિ સૌમ્ય અને વૃત્તિથી બહુ જ ઉદાર હતા.

શ્રીહરિભદ્રસૂરિજીએ પોરવાલ જાતિને સંગઠિત કરીને તેમને જૈન બનાવ્યા હતા. હર્મન યાકોબી 'સમરાઇચ્ચકહા'ની પ્રસ્તાવનામાં લખે છે કે "હરિભદ્રે તો શ્વેતાંબરોના સાહિત્યને પૂર્ણતાની ઊંચી ટોચે પહોંચાડયું."

શ્રીહરિભદ્રસૂરિ શ્વેતાંબર સાહિત્યમાં એક પ્રખર યુગપ્રવર્તક થયા છે. તેમનો સમય હાલના વિદ્વાનો સં. ૭૦૬ નક્કી કરે છે. જૈન પરંપરાપ્રમાણે વિ. સં. ૫૮૫નો સમય છે.

તેમના ગ્રંથોમાંથી તેમનો પરિચય આ પ્રમાણે મલે છેઃ તેઓ શ્વેતાંબર સંપ્રદાયના હતા, ગચ્છનું નામ [1]વિદ્યાધર, ગચ્છપતિ આચાર્યનું નામ જિનભટસૂરિ, દીક્ષાગુરુ જિનદત્ત અને ધર્મજનની સાધ્વી શ્રીયાકિની મહત્તરા હતું. (આવશ્યકસૂત્રની ટીકાનો અન્તિમ ભાગ.)

૧ હરિભદ્રસૂરિના નામથી ભોળાભાઈ કેટલાક તેમને પોતાના ગચ્છના જણાવે છે, પરન્તુ તેઓ તો વિદ્યાધર ગચ્છના છે એ ભૂલવા જેવું નથી.

**૨૮ વિબુધપ્રભસૂરિ, ૨૯ જયાનંદસૂરિ, ૩૦ રવિપ્રભસૂરિ, ૩૧ યશોદેવસૂરિ**— આ ચાર પટ્ટધરો સંબંધી વિશેષ ઇતિહાસ નથી મળતો. સંક્ષિપ્તમાં આટલી નોંધ મળે છેઃ શ્રી જયાનંદસૂરિજી પ્રખર વિદ્વાન અને ધુરંધર વ્યાખ્યાતા હતા. તેમણે "**દેવાપ્રભો-સ્તોત્ર**" બનાવ્યું છે. અને સંપ્રતિ મહારાજાનાં નિર્માણ કરાવેલાં ૯૦૦ જિનમંદિરોનો, ધર્માત્મા **સામંતમંત્રી**, કે જે પોરવાડ હતો તેને ઉપદેશ આપી, જીર્ણોદ્ધાર કરાવરાવ્યો હતો. તેમના પટ્ટધર શ્રી રવિપ્રભસૂરિજીએ વિ. સં. ૭૦૦ માં નાડોલ નગરમાં નમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા બહુ જ ઉત્સવપૂર્વક કરાવી હતી.

**બપ્પભટ્ટિસૂરિ**–આ અરસામાં મહાપ્રભાવક શ્રી બપ્પભટ્ટિસૂરિ થયા. તેમનું જન્મસ્થાન પંચાલદેશનું ડુંબ ગામ, પિતાનું નામ બપ્પ, અને માતાનું નામ ભટ્ટિ હતું. પુત્રનું નામ **સુરપાલ** હતું. તેમનો જન્મ વિ. સં. ૮૦૦ માં ભા. શુ. ૩ ના દિવસે થયો હતો. સુરપાલ બાલ્યાવસ્થાથી જ પરાક્રમી અને બુદ્ધિશાળી હતો, નાનપણમાં જ પિતાથી રીસાઈ ઘર છોડી મોઢેરા ગયો. ત્યાં મોઢ ગચ્છના પ્રતાપી જૈનાચાર્ય શ્રી સિદ્ધસેનસૂરિ સાથે તેને પરિચય થયો અને તેમના ઉપદેશથી પ્રતિબોધ પામી સાત વર્ષની ઉમ્મરે વિ. સ. ૮૦૭ માં દીક્ષા લીધી. તેઓ રોજ એક હજાર શ્લોક કંઠસ્થ કરતા હતા. તેમની યોગ્યતા જોઈ ગુરુએ તેમને ૮૧૧માં આચાર્યપદ આપ્યું.

તેમણે ગોપગિરિના પ્રસિદ્ધ રાજવી **આમરાજાને** પ્રતિબોધ આપી જૈનધર્મનો અનુરાગી બનાવ્યો હતો. રાજાએ સૂરિજીના ઉપદેશથી શ્રાવકનાં અગિયાર વ્રત લીધાં હતાં. ગોપગિરિ કે જેને અત્યારે ગ્વાલીયર કહેવામાં આવે છે ત્યાં રાજાએ ૧૦૧ ગજ પ્રમાણ શ્રી જિનવરેંદ્ર-દેવનું ભવ્ય જિનમંદિર બનાવ્યું હતું અને તેમાં ૧૮ ભાર પ્રમાણ સુવર્ણની મહાવીરદેવની ભવ્ય પ્રતિમા બિરાજમાન કરી હતી. લક્ષણાવતીના ધર્મરાજાની રાજસભામાં બૌદ્ધવાદી **વર્ધનકુંજરને** હરાવી વિજયપતાકા ફેરવી હતી. તેથી રાજાએ તેમને 'વાદિકુંજર કેસરી'નું બિરુદ આપ્યું અને પોતે જૈનધર્મ સ્વીકાર્યો. ધર્મરાજાની સભાના પંડિત શ્રી **વાક્પતિ-રાજને** પણ સૂરિજીના ઉપદેશની સુંદર અસર થઇ હતી જેથી "**ગૌડવધ**" અને '**મહામહ-વિજય**' કાવ્યો રચી તેમાં શ્રીબપ્પભટ્ટિસૂરિજીને અને આમરાજાને અમર બનાવ્યા

સૂરિજીએ લક્ષણાવતીના સેનાધિપતિને પ્રતિબોધ આપી જૈન બનાવ્યા દીક્ષા આપી સાધુ પણ બનાવ્યા હતા. શ્રી બપ્પભટ્ટિસૂરિજીએ મથુરા, મોઢે ગોપગિરિ, સતારકક્ષાપુર આદિ સ્થાનોમાં પ્રતિષ્ઠાઓ કરાવી છે.

આમરાજાએ સૂરિજીના ઉપદેશથી શત્રુંજય અને ગિરનારનો મહાન ગિરનારમાં દિગંબરોએ મોટો વિવાદ ઊભો કર્યો હતો. શ્રી બપ્પભટ્ટિસૂ હરાવી, "**उज्जितसेलसिहरे**" ગાથા બનાવી તીર્થને શ્વેતાંબરી જૈન હતું. આમરાજા ત્યાંથી પ્રભાસમાં શ્રી ચંદ્રપ્રભુને વાંદવા ગયા હતા.

આચાર્ય મહારાજના ઉપદેશથી ધર્મરાજાની સભાના પંડિત વાક્પા અવસ્થામાં જૈનધર્મ સ્વીકારી કૃતકૃત્ય થયા હતા. સૂરિજીએ પંડિતોના હિત આદિ બાવન પ્રબંધોની રચના કરી છે જે અત્યારે ઉપલબ્ધ નથી. તેમણે બનાવેલ ... ચતુર્વિંશતિકા" ગ્રંથ અત્યારે ઉપલબ્ધ[1] છે જે તેમના પાંડિત્યને પ્રકાશી રહેલ છે. તેમજ તેઓએ રચેલ સુંદર સરસ્વતી સ્તોત્ર પણ ઉપલબ્ધ છે.

૧ આ ગ્રંથ અને સ્તોત્ર દેવચંદ લાલભાઈ પુ. ફંડ સુરત તરફથી પ્રકાશિત થયેલ છે.

આમ રાજા વિ. સં. ૮૯૦ માં સ્વર્ગવાસી થયા. અને સૂરિજી વિ. સં. ૮૯૫ માં સ્વર્ગવાસી થયા. સૂરિજી મહારાજને સિદ્ધસારસ્વત, વાદિકુંજરકેસરી, બ્રહ્મચારી, ગજવર, રાજપૂજિત આદિ બિરુદો હતાં. આમ રાજાના મૃત્યુ પછી તેના પૌત્ર ભોજરાજે બપ્પભટ્ટિસૂરિજીના જ ગુરુભાઈઓ શ્રીગોવિંદસૂરિજી અને નન્નસૂરિજીના ઉપદેશથી જૈનધર્મ પાળી જૈનશાસનની પ્રભાવના કરી હતી. આ બન્ને પણ મહાવિદ્વાન અને સારા ગ્રંથકાર થયા છે.

નવમી શતાબ્દિમાં શ્રી બપ્પભટ્ટિસૂરિ એક યુગપ્રવર્તક સૂરિ થયા છે. આમરાજાને એક વૈશ્ય પત્ની હતી, જે જૈનધર્મ પાળતી હતી અને જેના વંશજો–પુત્રો પણ જૈનધર્મ પાળતા હતા. આમની વંશપરંપરા પ્રચલિત રહી, જેમાં શ્રી શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવનાર સુપ્રસિદ્ધ ધર્માત્મા દાનવીર **કર્માશાહ** થયા. ( જુઓ " **કર્માશાહ** " )

સ. ૧૧૧૬ માં મહાપ્રાભાવિક વિજયસિંહસૂરિજી થયા.

સં. ૧૧૯૦ માં મહાપ્રતાપી શ્રી ઉમાસ્વાતિ[૨] યુગપ્રધાન થયા.

વિ. સં. ૮૦૨માં વીર નિ. સં. ૧૨૭૨માં વનરાજે અણહિલ્લપુરની સ્થાપના કરી. ચાવડા વંશના અંતિમ રાજા જયશિખરીના પુત્ર વનરાજને શ્રીશીલગુણસૂરિજીએ આશ્રય આપી તેનું રક્ષણ કર્યું. બાદમાં જ્યારે વનરાજને ગાદી મળી અને પાટણની સ્થાપના કરી ત્યારે પાટણમાં શ્રી પંચાસરા પાર્શ્વનાથના ભવ્ય જિનમંદિરની સ્થાપના સૂરિજીના ઉપદેશથી થઈ હતી. વનરાજના રાજરક્ષણ અને વૃદ્ધિમાં ચાંપા નામના જૈન મંત્રીનો પણ મોટો હિસ્સો હતો. ગુજરાતના રાજની સ્થાપના, તેનો વિસ્તાર અને તેના રક્ષણમાં મહાન્ જૈનાચાર્યો અને બુદ્ધિશાળી જૈન મંત્રિઓનો મોટો હિસ્સો હતો.

દસમી સદીમાં નીચેના ગ્રંથકારો થયા છે.

**જયસિંહસૂરિ**—વિ. સ. ૯૧૩–૧૫માં કૃષ્ણર્ષિના શિષ્ય જયસિંહસૂરિએ ભોજદેવ રાજાના સમયમાં ( કનોજનો પ્રતિહાર વંશનો આ રાજા હતો; રાજશેખર કવિનો દાદો આ ભોજદેવનો રાજકવિ હતો.) પ્રાકૃત ધર્મોપદેશમાલાવૃત્તિ રચી. સં. ૯૧૬માં રાણા નવઘણના [illegible] જુનાગઢમાં રાજ્ય મેળવ્યું. તેમના સમયમાં શ્રી બલિભદ્રસૂરિએ બૌદ્ધોના હાથમાં [illegible] તીર્થ ગિરનાર પાછું વાળ્યું અને જૈન સંઘના હાથમાં અપાવ્યું. આ રાજા પણ [illegible] ગયો હતો. સૂરિજીએ તેને પ્રતિબોધી જૈનધર્મનો અનુરાગી બનાવ્યો.

**વિજયસિંહસૂરિ**—વિ. સં. ૯૭૫માં વિજયસિંહસૂરિજીએ પ્રાકૃતમાં ૮૯૧૧ ગાથા-[illegible] ભુવનસુંદરી કથા રચી. તેઓ નાઈલ્લ ( નાગેંદ્ર ) કુલના આચાર્ય શ્રી સમુદ્રસૂરિના હસ્તે દીક્ષિત શિષ્ય હતા. આ જ સદીમાં સજ્જન ઉપાધ્યાયના શિષ્ય મહેશ્વરસૂરિએ જ્ઞાનપંચમી-માહાત્મ્ય પ્રાકૃતમાં બનાવ્યું. આ સિવાય સંયમમંજરી નામનું અપભ્રંશ કાવ્ય રચનાર પણ આ જ આચાર્ય હોય તેમ લાગે છે.

**શિલાંકાચાર્ય**—આ એક પ્રસિદ્ધ ટીકાકાર આચાર્ય થયા છે. વિ. સં. ૯૨૫માં તેમણે દસ હજાર શ્લોકપ્રમાણ, પ્રાકૃતભાષામાં મહાપુરુષચરિયં બનાવ્યું છે, જેમાં ૫૪ મહાપુરુષોનાં ચરિત્રો આપ્યાં છે. તેમણે આચારાંગ સૂત્ર તથા સૂત્રકૃતાંગ સૂત્ર ઉપર સંસ્કૃતમાં મનોહર ટીકા રચી છે. આ સિવાયનાં નવે અંગો ઉપર તેમણે ટીકાઓ બનાવી હતી એમ જણાય છે, પરંતુ અભયદેવસૂરિજીના સમયે ઉપરનાં બે સિવાય બાકીનાં અંગોની

૨ આ યુગપ્રધાન ઉમાસ્વાતી તત્ત્વાર્થસૂત્રકાર ઉમાસ્વાતીજીથી ભિન્ન સમજવા.

ટીકાઓ ઉપલબ્ધ ન થતી હોવાથી અભયદેવસૂરિને નવ અંગ ઉપર ટીકાઓ બનાવવી પડી હતી. તેમણે જીવસમાસ ઉપર બનાવેલી વૃત્તિ ઉપલબ્ધ છે. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના વિશેષાવશ્યક ભાષ્ય ઉપર ટીકા રચનાર કોટયાચાર્ય, ઉર્ફે શિલાંકાચાર્ય અને વનરાજના ગુરુતરીકેની ખ્યાતિ પ્રાપ્ત કરનાર શીલગુણસૂરિ કે શીલાંક નામ સૂરિ એક છે કે જુદા તેનો હજી નિર્ણય થયો નથી. તેઓ ૯૨૫માં વિદ્યમાન હતા એટલે દસમી સદીમાં થયા છે.

**સિદ્ધર્ષિ**—આ એક સમર્થ ગ્રંથકાર છે. તેમણે ઉપમિતિભવપ્રપંચાકથા ગ્રંથ રચ્યો છે, જે ભારતીય સાહિત્યમાં પહેલામાં પહેલો રૂપક ગ્રંથ છે. તેમનું જન્મસ્થાન ભિન્નમાલ, પિતાનું નામ શુભંકર, માતાનું નામ લક્ષ્મી દેવી હતું. તેમનું પોતાનું નામ સિદ્ધ હતું. સિદ્ધને બાલ્યાવસ્થાથી ખરાબ સોબતોને લીધે ખરાબ વ્યસનોની ટેવ પડી હતી. એકવાર માતાના તિરસ્કારના કારણે ઘર છોડી ઉપાશ્રયે ગયા અને અન્તે માતાપિતાની રજા લઇ ગર્ગર્ષિ પાસે દીક્ષા લીધી. શ્રીગર્ગર્ષિ નિવૃત્તિકુલના સુરાચાર્યની શિષ્યપરંપરામાં થયેલા છે. સિદ્ધર્ષિ પોતાના ગુરુની ઇચ્છા ન હોવા છતાં બૌદ્ધ તર્કશાસ્ત્રનો અભ્યાસ કરવા જાય છે, અને ત્યાં બૌદ્ધ ધર્મની દીક્ષા સ્વીકારે છે. પણ વચનબદ્ધ હોવાથી પોતાના મૂલ ગુરુ પાસે આવે છે. આવી રીતે ઘણીવાર (૨૧ વાર) બને છે અને છેવટ શ્રીહરિભદ્રસૂરિજીની લલિતવિસ્તરા નામની ચૈત્યવંદનસૂત્રવૃત્તિ વાંચી પ્રતિબોધ પામી જૈનધર્મમાં સ્થિર થાય છે. ત્યારપછી તેમણે **ઉપમિતિભવપ્રપંચા** નામની અદ્ભુત કથાની રચના કરી હતી. આ સિવાય ઉપદેશમાલાવૃત્તિ, ન્યાયાવતારવૃત્તિ વગેરે ગ્રંથો બનાવ્યા છે. તેઓ અદ્ભુત વ્યાખ્યાતા હતા જેથી તેમને "સિદ્ધવ્યાખ્યાતા"નું બિરુદ મલ્યું હતું. તેમના સમય વિષે વધુ જાણવાનું નથી મલતું. માત્ર સં. ૯૬૨માં તેમણે ઉપમિતિભવપ્રપંચા ગ્રંથ પૂર્ણ કર્યો આટલું મલે છે જેથી સિદ્ધ થાય છે કે વિક્રમની દસમી સદીમાં તેઓ થયા છે.

૩૧મા પટધર શ્રીયશોદેવસૂરિ નાગર બ્રાહ્મણ હતા. તેઓ મહાન્ વિદ્વાન્ અને સારા વક્તા હતા. તેમણે અનેક નાગર બ્રાહ્મણોને જૈનધર્મના અનુયાયી બનાવ્યા હતા. તેમની પાટે–

**૩૨ પ્રદ્યુમ્નસૂરિજી**—આ નામના ત્રણ આચાર્યો બહુ પ્રસિદ્ધ થયા છે. અને લગભગ સમકાલીન જ લાગે છે. (૧) એક તો આ ૩૨ મા પટ્ટધર કે જેમણે ઉપધાનવિધિ ગ્રંથ બનાવ્યો. તેમણે પૂર્વદેશમાં વિચરી ઘણો ઉપકાર કર્યો છે. તેઓ સમર્થ ઉપદેશક હતા. તેમણે ઉપદેશ આપી પૂર્વ દેશમાં ૧૭ જિનમંદિર નવાં સ્થાપિત કરાવ્યાં તેમજ અગિયાર જ્ઞાનભંડારો સ્થપાવ્યા હતા. સમેતશિખર તીર્થની સાત વાર યાત્રા કરી હતી. અલ્પ આયુષ્ય છતાં શાસનપ્રભાવના ઘણી સારી કરી છે. તેમનો જન્મ દીક્ષા કે સ્વર્ગગમનનો ચોક્કસ સંવત નથી મલતો.

(૨) બીજા પ્રદ્યુમ્નસૂરિ શ્રીહેમચંદ્રસૂરિજી જે પટ્ટપરંપરામાં થયા તેમાં શ્રીદત્તસૂરિ; યશોભદ્રસૂરિ અને તેમના શ્રીપ્રદ્યુમ્નસૂરિનો ઉલ્લેખ મલે છે. પ્રભાવકચરિત્રમાં તેમને માટે લખ્યું છે કે "ત્યાં ચંદ્રગચ્છરૂપ સરોવરમાં, પદ્મસમાન અનેક ગુણોથી મંડિત એવા શ્રી દેવચંદ્રસૂરિ બિરાજમાન હતા કે જે શ્રી પદ્યુમ્નસૂરિના શિષ્ય હતા." જ્યારે પં. શ્રી કલ્યાણવિજયજી મહારાજ 'કુમારચરિત્ર' મહાકાવ્યના આધારે લખે છે કે "શ્રી પદ્યુમ્નસૂરિના શિષ્ય ગુણસેનસૂરિ અને તેમના શિષ્ય શ્રી દેવચંદ્રસૂરિ થયા."

( ૩ ) ત્રીજા પ્રદ્યુમ્નસૂરિ—જેઓ પ્રભાવકચરિત્રના સંશોધક છે, અને પ્રભાવકચરિત્રકારે પ્રભાવકચરિત્રની પ્રશસ્તિમાં પોતાની ગુરુપરંપરામાં ચંદ્રગચ્છના પ્રદ્યુમ્નસૂરિજીનો પ્રથમ પરિચય આપ્યો છે તેઓ પોતાના સમરાદિત્યસંક્ષેપમાં પોતાનો પરિચય આ પ્રમાણે આપે છે—

" वादं जित्वाल्लुकक्ष्मापसभायां तलपाटके ।
आत्तैकपट्टोयस्तं श्रीप्रद्युम्नं पूर्वजं स्तुवे ॥ "

તેમણે અલ્લુરાજની સભામાં દિગંબરોને પરાજિત કર્યા હતા, અને શ્વેતાંબર જૈનધર્મની વિજયપતાકા ફરકાવી હતી. સૂરિજીએ સપાદલક્ષ, ત્રિભુવનગિરિ આદિના રાજાઓને ઉપદેશ આપી જૈન બનાવ્યા હતા. શ્રી પદ્યુમ્નસૂરિ પ્રખર વિદ્વાન અને મહાન વાદી હતા. આ આચાર્ય ચંદ્રકુલમાં થયા છે જે ગચ્છ પાછળથી રાજગચ્છ તરીકે પ્રસિદ્ધ થયો. તેઓ વિક્રમની અગિયારમી શતાબ્દિના પ્રારંભમાં થયા.[1]

**૩૩ માનદેવસૂરિ**—પ્રદ્યુમ્નસૂરિજીની પાટ ઉપર શ્રી માનદેવસૂરિ (ત્રીજા) થયા જેમણે ઉપધાન—વિધિગ્રંથ બનાવ્યો. તેઓ પણ અલ્પાયુષી હતા.

**૩૪ વિમલચંદ્રસૂરિ**—તેમના પટ્ટધર શ્રી વિમલચંદ્રસૂરિજી થયા. તેઓ મહાપ્રાભાવિક હતા. તેમને પદ્માવતીદેવી પ્રત્યક્ષ હતાં. સૂરિજી મહારાજે દેવીની સહાયતાથી અનેક વાદીઓને જીતી જૈનશાસનની વિજયપતાકા ફરકાવી હતી.

ઉપરના ત્રણે પટધરો સંબંધી વિશેષ ઇતિહાસ નથી મલતો, તેમનો જન્મ—દીક્ષા—સ્વર્ગાદિના સંવતો પણ મલતા નથી.

**૩૫ ઉદ્યોતનસૂરિ**—તેમની પાટે શ્રી ઉદ્યોતનસૂરિ થયા. આ આચાર્ય મહાપ્રભાવશાલી થયા. યદ્યપિ તેમનું પણ જન્મસ્થાનાદિ નથી મલતું તથાપિ સાધુજીવનનાં શુભ કાર્યોની નોંધ આ પ્રમાણે મલે છે—

તેમનું વિહારક્ષેત્ર પૂર્વદેશ હતો. તેમણે સમ્મેતશિખરજીની પાંચવાર યાત્રા કરી હતી. પૂર્વદેશમાં વિચરી અનેક ભવ્ય જીવોને પ્રતિબોધી વીતરાગ ધર્મના અનુરાગી બનાવ્યા હતા. ત્યાં એકવાર તેઓએ આબુતીર્થનું માહાત્મ્ય સાંભળ્યું, એટલે પૂર્વદેશથી વિહાર કરી આબુ તરફ પધાર્યા. ત્યાં આબુની તલેટીમાં ટેલી નામના ગામના સીમાડામાં વિશાળ વટવૃક્ષની છાયામાં વિસામો ખાવા બેઠા હતા; તે વખતે અદ્દભુત ચારિત્ર, ઉત્તમ તપ, અને અનુપમ જ્ઞાન જોઈ ત્યાં રહેલ સર્વાનુભૂતિ નામના યક્ષરાજ, સૂરિજીને પ્રત્યક્ષ થયા અને દૈવી વાણીમાં જણાવ્યું છે કે " ગુરુજી મહારાજ! આપનામાં આવા ઉત્તમ અનુપમ ગુણો છે. આપના જેવા પ્રભાવશાલી અત્યારે બીજા નથી, છતાં અત્યારે શુભ ઘટિકામાં આપની પરંપરાના ઉદય માટે યોગ્ય પુરુષને આચાર્ય પદવી આપશો તો તે પણ મહાપ્રભાવશાલી અને આ વટવૃક્ષની જેમ જૈનશાસનનો ફેલાવો કરનાર થશે. શ્રી ઉદ્યોતનસૂરિએ આ શુભ અવસર ઓળખી શ્રી સર્વદેવ મુનિ આદિ આઠ મુનિરાજોને આચાર્ય પદવી આપી. વડવૃક્ષની નીચે

[1] આ પ્રદ્યુમ્નસૂરિજીના શિષ્ય શ્રી **અભયદેવસૂરિજી** થયા છે, જેમનું "**ન્યાયવનસિંહ**" અથવા "**તર્કપંચાનન**" બિરુદ હતુ. તેમણે સુપ્રસિદ્ધ તાર્કિકશિરોમણિ શ્રી સિદ્ધસેન દિવાકરકૃત '**સન્મતિતર્ક**' ઉપર તત્ત્વબોધવિધાયિની અપરનામ વાદમહાર્ણવ ટીકા પચીશ હજાર શ્લોક પ્રમાણ બનાવી. આ અભયદેવસૂરિજીના શિષ્ય શ્રી ધનેશ્વરસૂરિજી થયા છે, જેમણે ધારાધીશ મુંજરાજની સભામાં અન્યવાદિઓ સાથે વાદ કરી વિજયપતાકા ફરકાવી હતી. તે મુંજરાજના માનીતા ગુરુ હતા.

આઠ મહાનુભાવોને આચાર્ય બનાવ્યા ત્યારથી નિર્ગ્રંથગચ્છનું "વડગચ્છ" એવું પાંચમું નવું નામ શરૂ થયું. આ આચાર્યપદવી વીરનિ. સંવત્ ૧૪૬૪ વિ. સં. ૯૯૪ માં થઈ હતી. વડગચ્છની શરૂઆત ત્યારથી જ થઈ. આમનો સ્વર્ગવાસ મેદપાટના ધવલ ગામમાં થયો.

શ્રી ઉદ્યોતનસૂરિજી નામના એક બીજા આચાર્ય કે જેઓએ એ વિ. સં. ૮૩૪માં ( શક સં. ૬૯૯ )ના છેલ્લા દિવસે કુવલયમાલા કથાની પૂર્ણાહુતિ કરી છે તે થયા છે.[૧] તેમનું બીજું નામ દાક્ષિણ્યાંકસૂરિ છે. આ ઉદ્યોતનસૂરિજી–દાક્ષિણ્યાંકસૂરિજી અને ઉપરના ઉદ્યોતનસૂરિજી બન્ને તદ્દન જુદા જ આચાર્યો છે. અને બન્ને વચ્ચે સો વર્ષનું અંતર છે. તપગચ્છપટ્ટાવલીના અનુવાદમાં નામઐક્યથી ભૂલ થઈ છે અને બન્ને આચાર્યોને એક કરી નાખ્યા છે.

**૩૬ સર્વદેવસૂરિ**— શ્રી ઉદ્યોતનસૂરિજીના પટધર શ્રી સર્વદેવસૂરિજી થયા. તેઓ મહાપ્રતાપી અને પુણ્યશાલી હતા. તેઓ નવીન ગૌતમસ્વામી કહેવાતા. સર્વાનુભૂતિયક્ષના કહેવાથી શ્રી ઉદ્યોતસૂરિજીએ તેમને પોતાની પાટ ઉપર સ્થાપ્યા હતા. આ આચાર્યનો જન્મ, દીક્ષા, સ્વર્ગસ્થાન સંવતાદિ મલતાં નથી. શ્રી સર્વદેવસૂરિજીએ સં. ૧૦૧૦ માં રામસૈન્યપુરમાં શ્રી ઋષભદેવ જિનમંદિરમાં શ્રી ચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા કરાવી તીર્થરૂપે તેની સ્થાપના કરી હતી. તેમના ઉપદેશથી ૨૭ જિનપ્રાસોદ સ્થપાયા હતા. તેમણે ચંદ્રાવતી નગરીના રાજાના વિશ્વાસુ મંત્રી કુંકુણને પ્રતિબોધ આપી ચંદ્રાવતીમાં ગગનચુમ્બી જિનાલય બંધાવ્યું હતું. અને છેવટે ઉત્સવપૂર્વક તેને દીક્ષા આપી હતી.

આ આચાર્યના સમય દરમ્યાન ચંદ્રગચ્છના જંબૂનાગ ( જંબૂ ) નામના સુવિહિત સાધુએ સં. ૧૦૦૫ માં શ્રીમણિપતિચરિત્ર તથા જિનશતક કાવ્ય સ્તવન રૂપે રચ્યું; જે કાવ્ય ઉપર ૧૦૨૫ માં નાગેન્દ્રગચ્છના શ્રી સામ્બમુનિએ વિવરણ–ટીકા રચેલ છે. આ ઉપરાંત તેમણે ચંદ્રદૂતકાવ્ય પણ બનાવ્યું લાગે છે.

વિ. સં. ૧૦૨૯ માં ધનપાલ મહાકવિએ દેશી નામમાલા બનાવી. આ અરસામાં જ વિમલમંત્રી થયા. વિ. સં. ૧૦૯૬માં શ્રીથીરાપદ્રીયગચ્છીય વાદિવેતાલ શ્રી શાન્તિસૂરિજી સ્વર્ગવાસી થયા; જેમણે શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર ઉપર પ્રખર ન્યાયથી ભરેલી પાઈય ટીકા બનાવી હતી. આ જ સમયે શ્રી સુરાચાર્ય થયા અને બારસી સદીના પૂર્વકાલમાં મહાપ્રભાવક શ્રી વિજયસિંહસૂરિ થયા. આ પાંચેનો ટૂંક પરિચય આ પ્રમાણે છે—

**મહાકવિ ધનપાલ**—આ એક ગૃહસ્થ મહાકવિ થયા છે. તેઓ માળવાના ધારનગરીના સુપ્રસિદ્ધ રાજા મુંજ અને ભોજરાજની સભાના રત્ન અને રાજ્યમાન્ય હતા. તેઓ જાતે બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ સર્વદેવ, જન્મસ્થાન મધ્યપ્રાંતમાં આવેલું સંકાશ્ય નગર હતું. તેઓ ધારાનગરીમાં ક્યારે આવ્યા તે મલતું નથી. પરંતુ તેમનાં દાદા ધારા-

---

૧ કુવલયમાલાના કર્તા શ્રી ઉદ્યોતનસૂરિજીનો પરિચય આ પ્રમાણે મલે છે: મહાદુવારમાં ત્રિકર્માભિરત ઉદ્યોતન નામનો ક્ષત્રિય હતો જે તે વખતે ત્યાંનો રાજા હતો. તેનો પુત્ર સંપ્રતિ થયો, જે વડેસર પણ કહેવાતો. તેનો પુત્ર ઉદ્યોતન થયો, જેણે આ–કુવલયમાલાની કથાની રચના કરી. તેમના વિદ્યાગુરુ વીરભદ્રાચાર્ય, યુક્તિશાસ્ત્રશીખવનાર હરિભદ્રસૂરિ, અને ગુરુ શ્રી તત્ત્વાચાર્યજી હતા. તેમણે શ્રી વીરભદ્રસૂરિજીના ઉપદેશથી જાબાલીપુરમાં આ કથા રચી. તેમને હ્રી દેવીનાં પ્રત્યક્ષ દર્શન થયાં હતાં, જેના પ્રતાપે આ મહાઅદ્ભુત કથા રચવામાં આવી. આ વખતે જાબાલીપુરમાં વત્સરાજ નામે પ્રતાપી રાજા હતો. તેમનો સમય વિક્રમની નવમી સદીનો પૂર્વાર્ધ છે.

નગરીમાં આવ્યા હશે એમ લાગે છે. મુંજરાજાએ વિદ્વત્તાથી પ્રસન્ન થઈ તેમને 'સરસ્વતી'નું બિરુદ આપ્યું હતું. તેઓ પ્રથમ વેદધર્માવલંબી હતા. પરંતુ પાછળથી તેમના ભાઈ શોભનકુમાર જે જૈન સાધુ હતા તેમના સંસર્ગથી જૈન બન્યા હતા. શોભનકુમાર પણ જૈનધર્મના ચંદ્રગચ્છના શ્રી મહેંદ્રસૂરિજીના ઉપદેશથી જૈન સાધુ બની મહાન્ વિદ્વાન થયા હતા. તેમની દીક્ષાથી ક્રોધિત થઈ ધનપાલે ભોજરાજ દ્વારા જૈન સાધુઓનો માલવામાં વિહાર બંધ કરાવ્યો હતો. શોભનમુનિએ તે વિહાર ખુલ્લો કરાવ્યો, ધનપાલને પ્રતિબોધ આપ્યો, અને યમકમય સુંદર ચતુર્વિંશતિ જિનસ્તુતિ બનાવી, જેના ઉપર સુંદર ટીકા ધનપાલ કવિએ જ બનાવી. ધનપાલે જૈનધર્મી થયા પછી જિનેશ્વરનું મંદિર બંધાવ્યું જેમાં શ્રી આદિનાથ પ્રભુની મૂર્તિની પ્રતિષ્ઠા શ્રી મહેંદ્રસૂરિજીએ કરી હતી. આ મૂર્તિ સમક્ષ ધનપાલ કવિએ પાંચસો શ્લોકોની ઋષભજિનસ્તુતિ બનાવી.

ભોજરાજને જૈનધર્મની સુંદર કથા સાંભળવાની અભિલાષા થતાં ધનપાલે "**તિલકમંજરી**" મહાકાવ્ય બનાવ્યું. આ કથા વાદિવેતાલ શાન્તિસૂરિજીએ સંશોધિત કરી હતી.

કવિએ ઋષભપંચાશિકા, શ્રાવકવિધિ, વિરોધાભાસઅલંકારવાળી મહાવીર સ્તુતિ; સત્યપુરીય શ્રી મહાવીર ઉત્સાહવાળું અપભ્રંશમાં સ્તુતિકાવ્ય, પાઇયલચ્છીય નામમાલા; એક મોટી નામમાલા–કોષ બનાવ્યાં છે. શ્રી હેમચંદ્રાચાર્ય જેવા સમર્થ આચાર્યો તો કહે છે કે "**वचनं धनपालस्य**" તથા અભિધાનચિંતામણિ કોષની ટીકાની શરૂઆતમાં જ કહ્યું છે "**व्युत्पत्तिर्धनपालतः**" ભોજરાજાએ તેમને "સિદ્ધસારસ્વત" અને "કુર્ચાલસારસ્વતી" નાં બિરુદો આપ્યાં હતાં. કવિરાજના વિશેષ પરિચય માટે પ્રભાવકચરિત્ર, પ્રબંધચિન્તામણિ, જૈન સા. સં. ઈ. વગેરે જોવાં. ધનપાલ નામના એક બીજા પણ કવિ થયા છે, જેમણે અપભ્રંશ ભાષામાં "ભવિસયત્તકહા" નામનો સુંદર કથાગ્રંથ બનાવ્યો છે.

**વર્ધમાનસૂરિ**—વિ. સં. ૧૦૫૫માં ચંદ્રગચ્છના શ્રીવર્દ્ધમાનસૂરિજીએ સુપ્રસિદ્ધ શ્રી હરિભદ્રસૂરિજીના ઉપદેશપદ ઉપર ટીકા રચી. આ સિવાય, ઉપમિતિભવપ્રપંચા, નામસમુચ્ચય તથા ઉપદેશમાલા બૃહદ્વૃત્તિ રચી છે. આ આચાર્યનો વિ. સં. ૧૦૪૫ (શક સં. ૯૧૦) નો કટીગ્રામમાં પ્રતિમાલેખ ઉપલબ્ધ છે. તેમનું સ્વર્ગગમન વિ. સં. ૧૦૮૮માં થયું છે.

આ જ આચાર્યના શિષ્યો શ્રીજિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિજી થયા છે. શ્રીબુદ્ધિસાગરસૂરિજીએ ૭૦૦૦ શ્લોકપ્રમાણ પદ્યબદ્ધ સુંદર વ્યાકરણ જાબાલીપુરમાં ૧૦૮૦માં બનાવ્યું છે. શ્રીજિનેશ્વરસૂરિજીએ શ્રીહરિભદ્રસૂરિજીનાં અષ્ટકોપર ૧૦૮૦માં સં. વૃત્તિ રચી છે. પંચલિંગી પ્રકરણ, વીરચરિત્ર, નિર્વાણ લીલાવતી કથા, કથાકોષ, પ્રમાણલક્ષણ સટીક; ષટ્સ્થાનક પ્રકરણ વગેરે ગ્રંથો બનાવ્યા છે.

આ બન્ને આચાર્યો માટે એક રસિક કથા ચાલે છે કે તેમણે દુર્લભરાજના સમયે પાટણમાં **વસતી**ની સ્થાપના કરી હતી. પ્રભાવકચરિત્રકાર આ સંબંધી જે જણાવે છે તેનો ભાવાર્થ આ પ્રમાણે છે–તેઓ જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિ એવા નામથી પ્રસિદ્ધ થયા. એટલે ગુરુમહારાજે તેમને વિહાર માટે અનુજ્ઞા આપી, અને શિક્ષા આપતાં જણાવ્યું કે 'શ્રી પત્તન (પાટણ)માં ચૈત્યવાસિ આચાર્યો, સુવિહિત સાધુઓને ત્યાં રહેવા ન દેતાં વિઘ્ન કરે છે. શક્તિ અને બુદ્ધિથી, તમારે તેનું નિવારણ કરવું. કારણ કે આ કાળમાં તમારા સમાન કોઇ નથી. (પ્રભાવકચરિત્ર, પૃ. ૨૫૬)

આથી બુદ્ધિસાગરસૂરિ અને જિનેશ્વરસૂરિ પાટણ જાય છે, પણ સાથે શ્રી વર્દ્ધમાન-સૂરિજી જતા નથી. તેઓ ત્યાં કરવાનું કાર્ય શિષ્યોને ભળાવે છે.

બીજું–પ્રભાવકચરિત્રકારના કથન મુજબ શ્રીવર્દ્ધમાનસૂરિજી પણ ચૈત્યવાસી હતા. "જેમણે સિદ્ધાંતના અભ્યાસથી સંસારનું સત્ય સ્વરૂપ સમજીને ચોરાશી ચૈત્યોનો ત્યાગ કર્યો હતો."

જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિ પાટણ આવે છે અને ત્યાં સોમેશ્વર પુરોહિતને ત્યાં ઊતરે છે. ત્યાં ચૈત્યવાસિઓને ખબર પડવાથી તેઓ તે બન્નેને ન રહેવા, વિહાર કરવા જણાવેલ છે. બીજે દિવસે તેઓ રાજસભામાં જઈ વિરોધ ઉઠાવે છે, પરંતુ રાજપુરોહિતના કહેવાથી સત્ય વસ્તુ સમજીને રાજા ચૈત્યવાસિઓને કહે છે કે—

"ત્યારે રાજાએ જણાવ્યું કે–પૂર્વ રાજાઓના નિયમને અમે દૃઢતાથી પાળીએ છીએ; પરંતુ ગુણી જનોની પૂજાનું ઉલ્લંઘન અમે કરવાના નથી. **તમારા જેવા સદ્દાચારનિષ્ઠ પુરુષોની આશિષથી** રાજાઓ પોતાનું રાજ્ય અમર બનાવે છે, તેમાં કોઈ જાતનો સંશય નથી. તો અમારા ઉપરોધથી એમને નગરમાં રહેવાનું તમે કબુલ રાખો. એમ સાંભળતાં તેમણે રાજાનું વચન માન્ય રાખ્યું." ( પ્રભાવકચરિત્ર પૃ. ૨૫૮ )

ઉપરનાં વાક્યોથી તો સાફ સમજાય છે કે જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિનો રાજસભામાં કોઈની સાથે શાસ્ત્રાર્થ થયો નથી.

**વિમલમંત્રી**—વિશ્વવિખ્યાત આબુના વિમલવસહી જિનમંદિરના નિર્માતા આ મંત્રીશ્વર થયા છે. તેઓ જ્ઞાતિએ પોરવાડ જૈન હતા. તેમના પૂર્વજો ભિન્નમાલથી ગાંભૂ આવ્યા અને ગુર્જરેશ્વર વનરાજે તેમને પોતાના રાજ્યમાં મહામાત્ય ( દંડનાયક ) પદ સોંપ્યું હતું. તે પૂર્વજનું નામ નિનુ–નિનય. તેમણે પાટણમાં શ્રીઋષભજિનપ્રાસાદ બનાવ્યો હતો. તેમનો પુત્ર મહામાત્ય લહર, તેમનો પુત્ર મહામાત્ય વીર તેના બે પુત્રો માહામાત્ય નેઢ અને વિમલ. વિમલમંત્રી દૃઢ જૈનધર્મી હતા. ગુર્જરેશ્વર ભીમદેવની, અને ગુજરાતની કીર્તિ વધે તેવાં કાર્યો તેમણે કર્યાં છે. તેઓ પહેલાં દંડનાયક હતા અને પાછળથી ચંદ્રાવતીના મહામાત્ય થયા. તેમણે આબુ ઉપર અદ્ભુત કળામય જિનમંદિરો સ્થાપિત કરાવ્યાં. તેમને વર્દ્ધમાનસૂરિજીએ જૈન બનાવ્યા, અને તેમના ઉપદેશથી તેમણે આબુમાં મંદિરો બનાવ્યાં. આ વાત બરાબર નથી. વિમલ અને તેના પૂર્વજો જૈન જ હતા, અને આબુ ઉપર મંદિરો અંબિકાદેવીના આદેશથી તેમણે બનાવ્યાં છે. આ મંદિરો ૧૦૮૮માં તેમણે બનાવ્યાં.

**વાદિવેતાલ શાંતિસૂરિ**–મહાકવિ ધનપાલની તિલકમંજરી કથાનું સંશોધન કરનાર આ આચાર્ય હતા. મહાકવિ ધનપાલની પ્રેરણાથી જ તેઓ માલવા પધાર્યા હતા અને ભોજ રાજની સભાના મહાન્ પંડિતોને જીતવાથી રાજાએ તેમને "વાદિવેતાલ"નું બિરુદ આપ્યું હતું. તેમનું જન્મસ્થાન પાટણની પશ્ચિમે આવેલ ઉન્નાયુ ગામ, પિતાનું નામ ધનદેવ, માતાનું નામ ધનશ્રી, પોતાનું નામ **ભીમકુમાર**. એકવાર ચંદ્રકુલના થારાપદ્રીય ગચ્છના શ્રીવિજયસિંહસૂરિજી વિહાર કરતા ત્યાં પધાર્યા અને આ પુત્રને યોગ્ય લક્ષણ યુક્ત જોઈ તેના પિતા પાસે પુત્રની માગણી કરી. પિતાએ ગુરુજીને તે પુત્ર વહોરાવ્યો. તેનું નામ "**શાંતિ**" રાખ્યું. તેમણે તીક્ષ્ણ બુદ્ધિના બળે ટૂંક સમયમાં શાસ્ત્રાભ્યાસ કરી લીધો. ગુર્જરેશ્વર ભીમદેવે(પહેલો) તેમની વિદ્વત્તાથી પ્રસન્ન થઈ તેમને 'કવીંદ્ર' અને વાદિ ચક્રી "નાં બિરુદ આપ્યાં હતાં. સૂરિજીએ ઉત્તરાધ્યનસૂત્ર ઉપર મનોહર ટીકા રચી છે,

જે ટીકા પાઇય ટીકા તરીકે પ્રસિદ્ધ છે. તેમણે તિલકમંજરી ઉપર ટિપ્પણ લખ્યું છે. તેમણે અંગવિદ્યા, ધર્મશાસ્ત્ર, જીવવિચારપ્રકરણ, તથા ચૈત્યવંદનમહાભાષ્ય બનાવ્યાં છે. મોટી શાંતિ પણ આ આચાર્યે બનાવ્યાનું કેટલાક માને છે. તેઓ બહુ જ સરસ વ્યાખ્યાતા હતા. તેઓ વિ. સં. ૧૦૯૬માં ગિરનારપર અનશત કરી સ્વર્ગે સિધાવ્યા.

**સુરાચાર્ય**—સુરાચાર્યજી એક પ્રતાપી આચાર્ય થયા છે. ગુર્જરેશ્વર ભીમદેવના મામા શ્રી **દ્રોણાચાર્ય**-જૈન સાધુ થયા હતા તેમના જ ભાઈ સંગ્રામસિંહનો પુત્ર મહિપાલ હતો. તેમણે પિતાના મૃત્યુ પછી દ્રોણાચાર્ય પાસે દીક્ષા લીધી હતી. પોતે બહુ બુદ્ધિશાળી હતા. ટૂંક વખતમાં વ્યાકરણ, કાવ્ય, ન્યાય, સાહિત્ય તથા જૈનદર્શનના પ્રકાંડ વિદ્વાન થયા અને આચાર્યે તેમની યોગ્યતા જોઈ તેમને આચાર્ય બનાવ્યા. અને ત્યારથી તેઓ સુરાચાર્ય તરીકે પ્રસિદ્ધ થયા. તેઓ ચૈત્યવાસિ હતા પણ બહુ જ વિદ્વાન્ અને ત્યાગી હતા. તેમણે, ભોજરાજાએ ગુર્જરેશ્વર ભીમરાજને મોકલેલ એક સમસ્યાપૂર્તિનો બહુ જ સરસ જવાબ આપી પોતાની ખ્યાતિ વધારી હતી. છેવટે ધારા જઈ ભોજરાજની સભાના પંડિતોને હરાવી ગુજરાતના પાંડિત્યની યશોગાથા ફેલાવી હતી.

સુરાચાર્યજીના ગુરુ દ્રોણાચાર્ય હતા, જેમણે પિંડનિર્યુક્તિ તથા ઓઘનિર્યુકિત પર ટીકા રચી. તથા શ્રીઅભયદેવસૂરિજીકૃત નવાંગિવૃત્તિમાં સંશોધનાદિમાં સહાય કરી હતી. આ સંબંધી શ્રી અભયદેવસૂરિજી પોતાની વૃત્તિમાં સૂચન કરે છે. સુરાચાર્યજીએ પણ દ્વિસંધાન મહાકાવ્ય તથા નેમિનાથચરિત્ર મહાકાવ્ય ગદ્યપદ્યમય સં. ૧૦૯૦માં બનાવ્યું.

**વિજયસિંહસૂરિ**—આ આચાર્યનાં માતાપિતા આદિનાં નામ નથી મળતાં. તેઓ આચાર્ય આર્ય ખટપટની પરંપરામાં થયેલા છે. આચાર્ય આર્ય ખટપટસૂરિજીએ **શકુનિકા-વિહાર** નામના સુપ્રસિદ્ધ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. બૌદ્ધ વ્યન્તરો અને બૌદ્ધોના ઉપદ્રવમાંથી તીર્થને મુક્ત કરાવી તીર્થની રક્ષા કરી હતી. તેમની પરંપરાના આચાર્ય શ્રી વિજયસિંહસૂરિજી થયા છે. તેમણે ક્રિયોદ્ધાર કરી શુદ્ધ સાધુધર્મની પ્રરૂપણા કરી હતી. પછી શત્રુંજય-ગિરનાર આદિની તીર્થયાત્રા કરવા ગયા હતા. ગિરનાર ઉપર તેમને અંબિકા-દેવી પ્રસન્ન થયાં હતાં અને સિદ્ધગુટિકા સૂરિજીને આપી હતી. તેમણે "**નેમિ: समाहित-धियां**" આ પદથી શરૂ થતી સ્તુતિ-સ્તોત્રથી ગિરનાર ઉપર શ્રી નેમિનાથજીની સ્તવના કરી હતી. યાત્રા કરી પાછા વળતાં તેઓ ભરૂચ પધાર્યા હતા.

એક દિવસે ભરૂચમાં ભયંકર આગ લાગી આખું નગર બળીને ભસ્મ થઈ ગયું. આમાં શ્રી શકુનિકાવિહાર ચૈત્ય, તેમાંની પાષાણ અને પીત્તલ વગેરેની મૂર્તિઓ બળી ગઇ. ફક્ત એક શ્રી મુનિસુવ્રતસ્વામીનું બિંબ અખંડિત રહ્યું. આ નગરદાહમાં બળેલા ચૈત્યનો પુનરુદ્ધાર સૂરિજીએ કરાવ્યો અને લાકડાનું શાલમંદિર કરાવી તેમાં પ્રતિષ્ઠા કરાવી. આ મંદિર જીર્ણ થયું ત્યારે ઉદાયન મંત્રીના પુત્ર આંબડે વિ. સં. ૧૧૧૬ માં જીર્ણોદ્ધાર કરાવી શ્રી હેમચંદ્ર-સૂરિજીના હાથે પ્રતિષ્ઠા કરાવી. આ આચાર્યનો સમય નિશ્ચત નથી મલતો, પરંતુ તેમના કાષ્ઠના મંદિરનો જીર્ણોદ્ધાર ૧૧૧૬ માં થયો છે એટલે આ પહેલાં બસો અઢીસો વર્ષે તેઓ થયા હોય તેથી અનુમાનથી વિ. સં. નવસો લગભગ આવે છે. તેમણે નેમિસ્તવ બનાવ્યું છે. પ્રતિક્રમણચૂર્ણિ પણ આ નામના આચાર્યે બનાવી છે, તે આ જ કે કેમ તે નિશ્ચિત નથી.

**૩૭ દેવસૂરિ**—શ્રી સર્વદેવસૂરિજીની પાટે શ્રી દેવસૂરિજી થયા. તેમણે હાલોરના રાજા કર્ણસિંહને પ્રતિબોધ આપ્યો હતો. રાજાએ પ્રસન્ન થઇ તેમને " રૂપશ્રી " એવું બિરુદ આપ્યું હતું. તેમના ઉપદેશથી ગોપ નામના શ્રાવકે નવ જિનમંદિર કરાવ્યાં હતાં, તેમણે વિહાર પણ ઉગ્ર કર્યો હતો. માળવામાં જઈ પોરુ ગૃહસ્થોને પ્રતિબોધ આપી પોરવાડ જૈન બનાવ્યા હતા. પોરવાડોને શ્રી હરિભદ્રસૂરિજીએ જૈન બનાવ્યા હતા એવો ઉલ્લેખ હું આપી ગયો છું. આ જાતિને શ્રીમાલ નગરમાંથી જૈન બનાવ્યાના ઉલ્લેખો મલે છે. આ સૂરિજીએ માળવામાં પોરવાડો બનાવ્યા. માળવાના પોરવાડો દેવસૂરિજીના ઉપદેશથી જૈન બન્યા એમ સમજાય છે.

**૩૮ સર્વદેવસૂરિ (બીજા)**–દેવસૂરિજીની પાટે સર્વ દેવસૂરિજી થયા. તેમણે શ્રી યશોભદ્ર અને નેમિચંદ્ર આદિ આઠ શિષ્યોને આચાર્ય બનાવ્યા હતા. આથી વિશેષ પરિચય આ સૂરિજીનો મળતો નથી.

**૩૯ શ્રીયશોભદ્રસૂરિ તથા નેમિચંદ્રસૂરિ**–શ્રી સર્વદેવસૂરિની પાટે આ બે પટ્ટધરો થયા છે. શ્રી નેમિચંદ્રસૂરિજીએ પોતાના ગુરુભાઈ શ્રી વીરગણિવિરચિત પિંડનિર્યુક્તિ પરની ૭૬૭૧ શ્લોકપ્રમાણની વૃત્તિનું સંશોધન કર્યું. આ આચાર્યના સમયમાં નવાંગીવૃત્તિકાર શ્રી અભયદેવસૂરિજી થયા.

**નવાંગીવૃત્તિકાર શ્રી અભયદેવસૂરિજી**–તેઓ એક મહાપ્રભાવક પ્રાવચનિક આચાર્ય થયા છે. તેમનું જન્મસ્થાન ધારાનગરી, પિતાનું નામ મહીધર શેઠ, માતા ધનદેવી, પોતાનું નામ અભયકુમાર. તેમણે બહુ નાની ઉમ્મરે દીક્ષા લીધી. શ્રી વર્દ્ધમાનસૂરિજીના આદેશથી તેમને સોળ વર્ષની ઉમ્મરે આચાર્ય પદવી આપવામાં આવી. તેમના સમયે નવ અંગ ઉપરની ટીકાઓ જીર્ણશીર્ણ થઈહતી જેથી તેમણે નવ અંગની ટીકાઓ તથા જિનેશ્વરસૂરિકૃત ષટ્સ્થાનક પર ભાષ્ય, શ્રી હરિભદ્રસૂરિજીના પંચાશક ઉપર વૃત્તિ તથા આરાધનાકુલક આદિ ગ્રંથો બનાવ્યા છે. શ્રી અભયદેવસૂરિજી પોતે પોતાના ગ્રંથોમાં પ્રશસ્તિમાં પોતાની ગુરુપરંપરા આપતાં સર્વત્ર પોતાને ચંદ્રકુળના ઓળખાવે છે. આ સિવાય બીજું કાંઈ લખતા નથી. તેમણે શેઢી નદીને કાંઠે નાગાર્જુન યોગીભંડારિત શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમા બહાર કઢાવી હતી તે વખતે જયતિહુયણ સ્તોત્ર–સ્તુતિ બનાવી હતી, જેની સત્તરમી ગાથાએ મૂર્તિ પ્રગટ થઇ હતી. પછી સ્થંભનપુરમાં તેની પ્રતિષ્ઠા કરાવી હતી. તેમનો સ્વર્ગવાસ વિ. સં. ૧૧૩૫ (મતાંતરે ૧૧૩૯) માં થયો.

આ જ અરસામાં કૂર્ચપુરગચ્છના ચૈત્યવાસી જિનેશ્વરસૂરિના શિષ્ય શ્રી જિનવલ્લભસૂરિજીએ ચિત્તોડમાં છ કલ્યાણકની પ્રરૂપણાવાળો પોતાનો મત પ્રચલિત કર્યો.

આ અરસામાં વીરાચાર્યજી, મલધારી અભયદેવસૂરિ, મલધારી હેમચંદ્રસૂરિ થયા.

**વીરાચાર્યજી**–તેઓ ચંદ્રકુલના ષંડીલ્લગચ્છના આચાર્ય હતા. ષંડિલ્લગચ્છને ભાવડગચ્છ નામ અપાવનાર શ્રી ભાવદેવસૂરિજીની પાટે વિજયસિંહસૂરિજી થયા અને તેમની પાટે શ્રી વીરાચાર્યજી થયા. તેઓ ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહના મિત્ર હતા. એક દિવસ રાજાએ હસતાં હસતાં સૂરિજીને કહ્યું કે ' તમ્હારું જે આ મહત્ત્વ છે તે કેવલ રાજ્યાશ્રયથી જ છે, જો મ્હારી સભા છોડીને તમે પરદેશ ચાલ્યા જાઓ તો ગરીબ ભિક્ષુકોના જેવી તમ્હારી પણ દશા થાય.' સૂરિજી આ સાંભળી ત્યાંથી ઊઠયા ને રાજાને પોતાનો પરદેશ જવાનો વિચાર જણાવ્યો. રાજાએ કહ્યું–અમે અહીંથી તમને જવા જ નહીં દઇએ. સૂરિજીએ કહ્યું:

અમને કોણ રોકનાર છે. રાજાએ પાટણને દરવાજે દરવાજે સિપાઇઓ રોકી સૂરિજીને જવાનો માર્ગ બંધ કરાવ્યો. થોડા દિવસ પછી પાલીના બ્રાહ્મણોએ રાજા પાસે આવી સૂરિજીના ધર્મલાભ જણાવ્યા. આખરે રાજાને ખબર પડી કે સૂરિજી તો તેજ દિવસે પોતાના યોગબલથી પાલી પહોંચી ગયા હતા. ત્યારપછી વીરાચાર્યે **મહાબોધપુરમાં** જઇને બૌદ્ધાચાર્યોને વાદમાં જીત્યા હતા. ત્યાંથી પાછા વળતાં ગ્વાલીયરમાં અનેક વાદીઓને તેમણે જીત્યા, જેથી ત્યાંના રાજાએ ખુશી થઈ સારો સત્કાર કર્યો. સૂરિજી ત્યાંથી નાગોર ગયા. અહીં સિદ્ધરાજના મંત્રીઓ તેમને બીજી વાર આમંત્રણ કરવા આવ્યા. સૂરિજી ત્યાંથી વિહાર કરતા ચારૂપ આવ્યા ત્યારે ગુર્જરેશ્વર સિદ્ધરાજ ચારૂપ સુધી તેમની સામે આવ્યો હતો. પછી મોટા ઉત્સવપૂર્વક તેમનો પાટણમાં નગરપ્રવેશ કરાવ્યો. એક વાર પાટણમાં **'વાદિસિંહ'** નામનો સાંખ્યવાદી આવ્યો તેને કોઈ જીતતું ન હતું; આખરે સિદ્ધરાજાની સમક્ષ વીરાચાર્યે આ વાદીને જીત્યો અને રાજસભામાં વિજયપત્ર મેળવ્યું હતું.

સિદ્ધરાજે તેમના મંદિર ઉપર પતાકા ચઢાવી હતી.

પાટણમાં સિદ્ધરાજની સભામાં એક વાર કમલકીર્તિ નામનો દિગંબરવાદી આવ્યો હતો તેને પણ વીરાચાર્યે જીત્યો હતો. તેમનાં જન્મ દીક્ષા કે સ્વર્ગ સમય આદિ કશું નથી મલતું, પરંતુ તેઓ સિદ્ધરાજ જયસિંહના સમકાલીન હતા અર્થાત્ વીરાચાર્યનો સમય પણ એ જ છે. સિદ્ધરાજ ૧૧૫૦ થી ૧૧૯૯ સુધી હતો.

**મલધારી શ્રીઅભયદેવસૂરિજી**—તેઓ પ્રશ્નવાહન કુલના હર્ષપુરીય ગચ્છના શ્રીજયસિંહસૂરિજીના શિષ્ય હતા. તેઓ મહાત્યાગી, તપસ્વી અને નિસ્પૃહી હતા. તેઓ વસ્ત્રમાં એક ચોળપટ્ટો અને કપડો જ રાખતા. તેમનો મલસહિત દેહ અને વસ્ત્ર જોઈ ગુર્જરેશ્વર કર્ણદેવે ( અન્યમતે સિદ્ધરાજે ) તેમને ' મલધારિ 'નું બિરુદ આપ્યું હતું. તેમણે ગુજરાતના રાજા કર્ણદેવને ઉપદેશ આપ્યો હતો.

**जस्स मलहारिनामं दिन्नं कन्नेण नरवइणा** ( પદ્મદેવસૂરિકૃત સદ્‌ગુરુપદ્ધતિ )

બીજું પ્રમાણ પણ છે, જુઓ-

**श्रीगूर्जरेश्वरो...दृष्ट्वा मलपरिषहं।**
**श्रीकर्णो बिरुदं यस्य मलधारी व्यघोषयत्** ॥ (રાજશેખરકૃત પ્રાકૃત દ્વયાશ્રયવૃત્તિ)

જ્યારે જિનપ્રભસૂરિકૃત તીર્થકલ્પમાં નીચે પ્રમાણે લખ્યું છે-

**अन्नया सिरिजयसिंहदेवनरिंदेण गयखंधारूढेण रायवाडिये गयेण दिट्ठो मलमलिणवत्थदेहो रायेण गयखंधाओ ओसरीऊण दुक्करकारओत्ति दिण्णं'मलधारि' तिनामं**

આ સિવાય કર્ણદેવના પુત્ર સિદ્ધરાજ જયસિંહદેવને પણ આ જ આચાર્યે પ્રતિબોધ આપી તેના સમસ્ત દેશમાં પર્યુષણા મહાપર્વ ( શ્રાવણ વદિ ૧૨ થી ભા. શુ. ૪ ) સુધી તથા અગિયારશ પ્રમુખ દિવસોમાં અમારી-અહિંસા પળાવી હતી.

આ સિવાય શાકંભરી (સાંભર-અજમેર પાસે)ના રાજા પૃથ્વીરાજે ( પૃથ્વીરાજ પહેલો તે વીસલદેવ-વિગ્રહરાજનો ત્રીજો પુત્ર ) તેમના ઉપદેશથી અજમેર પાસેના રણથંભોરમાં જિનમંદિરમાં સોનાનો કુંભ-કલશ ચઢાવ્યો હતો. તેમને વીર દેવ વિદ્વાનથી શ્રેષ્ઠ સૂરિમંત્ર,

મળ્યો હતો. સૂરિજીએ ગોપગિરિ (ગ્વાલીયર)ના શિખર પરના મહાવીર મંદિરના દ્વારનો ત્યાંના અધિકારીઓએ જે અવરોધ કર્યો હતો તે ત્યાં જઈ ત્યાંના રાજા ભૂવનપાલને સમજાવી દૂર કરાવ્યો હતો.

આ સૂરિજીએ વિ. સં. ૧૧૪૨માં મહાશુદિ ૫ રવિવારે શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથજીની મહાપ્રાભાવિક મૂર્તિની પ્રતિષ્ઠા કરી; આ વખતે રાજા એલચશ્રીપાલ કે જેને તેમના ઉપદેશથી પ્રતિબોધ થયો હતો તેણે જિનપૂજા માટે સિરપુર ગામ ભેટ આપ્યું; તેમજ જે સ્થાનેથી પ્રતિમા નીકળી હતી ત્યાં કુંડ બંધાવ્યો. આ પ્રભાવક તીર્થ આજે પણ વિદ્યમાન છે.

સૂરિજીએ સાંતૂ મંત્રીને કહી ભરૂચમાં સમલિકાવિહાર–મંદિર ઉપર સોનાના કલશો ચઢાવરાવ્યા હતા. તેમણે હજારો બ્રાહ્મણોને અને કમડયક્ષને પ્રતિબોધી મેડતામાં વીરપ્રભુનું મંદિર કરાવ્યું. છેલ્લે ૪૭ દિવસનું અનશન કર્યું હતું. આ વખતે ગુર્જરેશ્વર સિદ્ધરાજ તેમનાં દર્શને ગયો હતો. જ્યારે સૂરિજીનો સ્વર્ગવાસ થયો અને તેમના શબને અગ્નિદાહ દેવા લઈ જતા હતા ત્યારે સિદ્ધરાજે કોટની પાછલી અટારીએ ઊભા રહી પરિજન સમેત સૂરિજીના દેહનાં અન્તિમ દર્શન કર્યાં હતાં.

**મલધારી શ્રી હેમચંદ્રસૂરિજી**–મલધારી અભયદેવસૂરિજીના શિષ્ય મલધારી હેમચંદ્રસૂરિજી થયા. તેઓ સમર્થ ઉપદેશક વ્યાખ્યાતા અને ગ્રંથકાર થયા છે. તેમના ગુરુની માફક સિદ્ધરાજ જયસિંહ તેમનું પણ બહુમાન કરતો હતો. સૂરિજીના ઉપદેશથી સિદ્ધરાજે જૈનમંદિરો ઉપર સોનાના કળશ ચઢાવ્યા હતા. ધંધુકા અને સાચોર વગેરેમાં અન્ય તીર્થીઓ તરફથી જૈનશાસનને થતી પીડા નીવારી, રથયાત્રાના વરઘોડા નિર્વિઘ્ને કઢાવ્યા હતા. કેટલાક ખરાબ અધિકારીઓ દ્વારા, જૈન મંદિરોમાં ઉપજતી આવક ઉપર જે રોકટોક થતી હતી તે પણ સૂરિજીએ સિદ્ધરાજને કહી બંધ કરાવી.

પાટણથી ગિરનારજી ગયેલો એક મોટો સંઘ કે જેમાં ઉક્ત સૂરિજી મહારાજ પણ સાથે હતા, તે સંઘને જૂનાગઢના રા' ખેંગારને લૂંટવાનું મન થયું અને તેણે વણથલીમાં સંઘને રોક્યો. આ વખતે અચાનક રા' ખેંગારના સ્વજનનું મૃત્યું થતાં સૂરિજી ત્યાં ગયા અને ખેંગારને પ્રતિબોધ આપ્યો. સંઘને સહિસલામત યાત્રા કરવા જવા દીધો. ટેક્સ બધો માફ કરાવ્યો. આ સંઘ શત્રુંજય અને ગિરનાર ગયો હતો. જેમાં ગિરનારમાં અર્ધો લાખ અને શત્રુંજયમાં ત્રીસ હજારની આવક થઈ હતી.

આ સૂરિજી મહારાજના ઉપદેશથી સિદ્ધરાજ જયસિંહે પોતાના રાજ્યમાં દર વર્ષે ૮૦ દિવસ અમારી–અહિંસા પાળવાનું તામ્રપત્ર કરી આપ્યું હતું. ( રાજશેખરકૃત પ્રાકૃત દ્વયાશ્રય વૃત્તિ. ) સૂરિજી મહારાજ અન્તે સાત દિવસનું અનશન કરી સ્વર્ગે પધાર્યા. સિદ્ધરાજ જયસિંહ આથી બહુ દુઃખી થયો અને થોડે સુધી સ્મશાનયાત્રામાં સાથે જઇ સૂરિજી પ્રત્યે પોતાનો ભક્તિભાવ પ્રદર્શિત કર્યો હતો. તેમનો સમય પણ સિદ્ધરાજ જયસિંહનો જ છે.

**૪૦ મુનિચંદ્રસૂરિ**—શ્રી યશોભદ્રસૂરિ અને નેમિચંદ્રસૂરિજીની પાટે શ્રી મુનિચંદ્રજીસૂરિ થયા. તેઓ પરમ ત્યાગી, મહાતપસ્વી અને તાર્કિકશિરોમણિ હતા. તેમનો જન્મ સમય–સ્થાન કે માતાપિતાનાં નામ આદિ મલતાં નથી. પરંતુ વિ. સં. ૧૧૭૮ નાં તેઓ સ્વર્ગવાસી થયા, તેવો ઉલ્લેખ મલે છે. તેમણે બાલવયમાં દીક્ષા લીધી હતી. સાધુજીવનમાં આહારમાં માત્ર

કાંજી લઈને જ રહેતા તેથી તેમની 'સૌવીરપાયી' તરીકે પ્રસિદ્ધિ થઈ. તેઓ નેમિચંદ્રસૂરિજીના ગુરુભાઈ શ્રી વિનયચંદ્ર ઉપાધ્યાયના શિષ્ય હતા. શ્રી નેમિચંદ્રસૂરિજીએ તેમને યોગ્ય જોઈ પટધર તરીકે સ્થાપી આચાર્યપદથી વિભૂષિત કર્યો હતા. તેમની સ્મરણશક્તિ બહુ જ તેજ હતી. એક વાર તેઓ ચૈત્યપરિપાટી કરવા નડુંલથી વિહાર કરી પાટણ આવ્યા હતા. પાટણ આ સમયે ચૈત્યવાસીઓનો અજેય દુર્ગ મનાતો હતો. વાદિવેતાલ શાંતિસૂરિજી પોતાના શિષ્યોને પ્રમાણશાસ્ત્રનો અભ્યાસ કરાવી રહ્યા હતા. મુનિચંદ્રે ત્યાં જઈ તે પ્રમાણશાસ્ત્રનું એકાગ્ર ચિત્તથી શ્રવણ કર્યું અને તે પાઠ તેમને યાદ રહી ગયો. વાંદિવેતાલ શાંતિસૂરિજીના શિષ્યો તે પાઠ સમજી શક્યા નહિ, આ વખતે છેવટે મુનિચંદ્રમુનિએ તે પાઠ બરાબર સંભળાવ્યો. આથી શાંતિસૂરિજી પ્રસન્ન થયા અને તેમને પ્રમાણશાસ્ત્રનો વિશેષ અભ્યાસ કરાવ્યો.

એક વાર મુનિચંદ્રસૂરિએ વાદિવેતાલ શાંતિસૂરિજી પાસે ફરિયાદ કરી કે અમને ઊતરવાનું યોગ્ય સ્થાન નથી. શ્રી શાંતિસૂરિજીએ શ્રાવકોને કહી ટંકશાલ પાસેનું મકાન તેમને રહેવા–ઉતરવા અપાવ્યું. આ વસ્તુ ચૈત્યવાસીઓની પ્રબલતા સૂચવે છે.

શ્રી મુનિચંદ્રસૂરિજીએ ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરી ઉત્તમ ગ્રંથો–ટીકાઓ બનાવી અને વાદી શ્રી દેવસૂરિજી જેવા પ્રતાપી શિષ્ય રત્ન મહાવિદ્વાન તૈયાર કર્યા. સૂરિજીએ આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજીકૃત અનેકાંતજયપતાકા ઉપદેશપદ આદિ ગ્રંથો ઉપર સરલ ટીકાઓ બનાવી છે. તેમણે બનાવેલ ટીકાઓ આ પ્રમાણે છે–ચિરંતાચાર્યકૃત. દેવેંદ્ર નરકેંદ્ર પ્રકરણ પર વૃત્તિ, ઉપદેશપદ પર વૃત્તિ, લલિતવિસ્તરાપર પંજિકા, ધર્મબિંદુ પર વૃત્તિ, કર્મપ્રકૃતિ પર ટિપ્પન. આ સિવાય નૈષધમહાકાવ્ય પર ૧૨૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવ્યાની પણ સંભાવના મલે છે. આ સિવાય તેમણે વીસ ગ્રંથો મૌલિક બનાવ્યા છે.

| | |
|---|---|
| ૧ અંગુલસપ્તતિ | ૧૦ હિતોપદેશકુલક |
| ૨ વનસ્પતિસપ્તતિકા | ૧૧ મંડલવિચારકુલક |
| ૩ આવશ્યક પાક્ષિક સપ્તતિ | ૧૨–૧૩ ઉપદેશામૃત કુલક પહેલું તથા બીજું |
| ૪ ગાથાકોષ | ૧૪–૧૫ ધર્મોપદેશ કુલક પહેલું તથા બીજું |
| ૫ અનુશાસનાંકુશકુલક | ૧૬ મોક્ષોપદેશ પંચાશિકા |
| ૬ ઉપદેશપંચાશિકા | ૧૭ શોકહર ઉપદેશક કુલક |
| ૭ પ્રાભાતિક સ્તુતિ ( સ્તોત્ર ) | ૧૮ સામાન્ય ગુણોપદેશ કુલક |
| ૮ રત્નત્રય કુલક | ૧૯ કાલશતક |
| ૯ સમ્યોક્ત્વોત્પાદવિધિ | ૨૦ દ્વાદશવર્ગ |

તેમની વિદ્યમાનતામાં તેમના ગુરુભાઈ **ચંદ્રપ્રભે** પૂર્ણિમા મતની ઉત્પત્તિ કરી. અર્થાત્ શ્રીકાલિકાચાર્ય પછી ૧૧૫૯ સુધી ચૌદશની પખ્ખી ચાલી આવતી હતી તેમાં તેમણે ફેરફાર કરી પૂર્ણિમાની પખ્ખી શરૂ કરી. આજે પૂર્ણિમાની પખ્ખી જે કેટલાક માને છે તેમની માન્યતા અહીંથી જ શરૂ થાય છે. આચાર્ય શ્રી મુનિચંદ્રસૂરિજીએ તેમને પ્રતિબોધ કરવા માટે પાક્ષિકસપ્તતિકાની રચના કરી છે. પૂર્ણિમામતસ્થાપક શ્રીચંદ્રપ્રભસૂરિજીએ દર્શન શુદ્ધિ તથા પ્રમેયરત્નકોશની રચના કરી છે.

આચાર્ય શ્રીમુનિચંદ્રસૂરિજીએ આનંદસૂરિ આદિ પોતાના બાંધવોને પ્રતિબોધી દીક્ષા આપી આચાર્ય બનાવ્યા હતા. આ મહાશાસનપ્રભાવક આચાર્યશ્રીનો ૧૧૭૮માં સ્વર્ગવાસ થયો.

આ અરસામાં શ્રીધર્મઘોષસૂરિજી, વાદી દેવસૂરિજી ( મુનિચંદ્રજીના શિષ્ય ), કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી, શ્રીજિનવલ્લભસૂરિજી શ્રીજિનદત્તસૂરિજી અને વિ. સં. ૧૨૨૫ માં મુનિરત્નસૂરિજી થયા. આ બધાનો સંક્ષિપ્ત પરિચય આ પ્રમાણે છે—

**ધર્મઘોષસૂરિ**–તેઓ રાજગચ્છના આચાર્ય શ્રી શીલભદ્રસૂરિજીના શિષ્ય છે. તેમણે **ધર્મકલ્પદ્રુમ** ગ્રંથ પ્રાકૃતમાં બનાવ્યો છે. તેઓએ શાકંભરીરાજ, વિગ્રહરાજ–વીસલદેવ ત્રીજાને પ્રતિબોધિત કર્યો હતો. તેમના શિષ્ય શ્રી યશોભદ્રસૂરિજીએ **ગદ્યગોદાવરી** રચ્યું. બન્નેનો પરિચય આ પ્રમાણે મળે છેઃ

**अभवद् वादिमदहरः षट्तर्कांभोजबोधनदिनेशः**
**श्रीधर्मघोषसूरिर्बोधितशाकंभरीभूपः ।**
**चारित्रांभोधिशशी त्रिवर्गपरिहारजनितबुधहर्षः**
**दर्शितविधिः शमनिधिः सिद्धान्तमहोदधिप्रवरः ॥**
( શ્રી પૃથ્વીચંદ્રસૂરિ ( જે આ સૂરિજીના પ્રશિષ્ય છે ) કૃત પર્યુષણાકલ્પપ્રશસ્તિ. )
**वादिचंद्रगुणचंद्रविजेता विग्रहक्षितिपतिबोधविधाता ।**
**धर्म्मसूरिरिति नाम पुरासीत् विश्वविश्वविदितो मुनिराजः ।**

તેમજ—

**श्रीराजगच्छमुकुटोपमशीलभद्रसूरेर्विनेयतिलकः किल धर्म्मसूरिः ।**
**दुर्वादिगर्वभरसिंधुरसिंहनादः श्रीविग्रहक्षितिपतेर्दलितप्रमादः ॥**

શ્રી ધર્મ્મઘોષસૂરિજીએ ૧૧૮૬ માં ધર્મ્મકલ્પદ્રુમ ગ્રંથ રચ્યો છે. એ બારમી સદીના ઉત્તરાર્દ્ધમાં થયા છે.

**વાદી શ્રીદેવસૂરિ**—તેમનું જન્મસ્થાન મદુઆ છે કે જે આબુની પાસે છે. અત્યારે તેને મદાહૃત કહે છે. તેમનો જન્મ વિ. સં. ૧૧૪૩માં થયો હતો. તેમના પિતાનું નામ **વીરનાગ**, માતાનું નામ **જિનદેવી**, તેમનું નામ પૂર્ણચંદ્ર હતું. તેઓ જાતે પોરવાલ વણિક હતા. તેમણે ૯ વર્ષની વયે મહાપ્રતાપી શ્રીમુનિચંદ્રસૂરિજી પાસેની દીક્ષા લીધી તે વખતે તેમનું નામ **રામચંદ્ર** મુનિ રાખવામાં આવ્યું હતું. રામચંદ્ર મુનિએ વાદિવેતાલ શાન્તિ સૂરિજીના ચરણે બેસી પ્રમાણશાસ્ત્રનો ગહન અભ્યાસ કર્યો હતો. તેમણે આચાર્યપદવીની પ્રાપ્તિ પહેલાં અનેક વાદીઓને જીત્યા હતા.

ધોળકામાં **બન્ધ** નામના દ્વૈતવાદિ શૈવમતાનુયાયીને, કાશ્મીર, સાગર અને સાચોરમાં બીજા વાદિઓને, નાગોરમાં ગુણચંદ્ર દિગંબરને, ચિત્તોડમાં ભાગવત શિવભૂતિને, ગ્વાલીયરમાં ગંગાધરને, ધારામાં ધરણીધરને, પોકરણમાં પ્રભાકરને, અને ભરૂચમાં કૃષ્ણનામક વાદિને જીત્યા હતા. શ્રીમુનિચંદ્રસૂરિજીએ સં. ૧૧૭૪માં તેમને આચાર્યપદ આપ્યું અને ત્યારથી તેમનું દેવસૂરિ નામ પ્રસિદ્ધ થયું. અને વાદીઓને જીતવાથી 'વાદી શ્રીદેવસૂરિ' તરીકે પ્રસિદ્ધ પામ્યા. સૂરિજીએ ધોળકામાં ઉદય શ્રાવકે કરાવેલ ઉદાવસહિ ચૈત્યમાં સીમંધરસ્વામીની પ્રતિષ્ઠા કરી.

મારવાડ તરફ વિહાર કરતા તેઓ આબુ આવ્યા ત્યારે આબુ ઉપર ચઢતાં અમ્બાપ્રસાદ

મંત્રીને સાપ કરડયો. સૂરિજીએ તરત જ તેના ઝેરનું નિવારણ કર્યું. પાટણના શ્રાવક બાહડે સૂરિજીના ઉપદેશથી જિનમંદિર બંધાવ્યું અને સૂરિજીએ તેમાં શ્રીવર્દ્ધમાન પ્રભુની પ્રતિષ્ઠા કરી.

સૂરિજી મારવાડમાં નાગોર તરફ ઘણું વિચર્યા છે. ત્યાં તેમણે ફલોધી તીર્થની સ્થાપના કરી. ૧૨૦૪ માં તેની પ્રતિષ્ઠા કરી. તેમજ તેમના શિષ્ય શ્રીજિનચંદ્રસૂરિજીએ ગુરુવાસક્ષેપ લઈ ત્યાં જઈ ધ્વજા–કલશની પ્રતિષ્ઠા કરી હતી. આ ફલોધી તીર્થ આજે પણ વિદ્યમાન છે. (આ તીર્થ સંબંધી, વિવિધતીર્થકલ્પ, પૂરાતનપ્રબંધસંગ્રહ આદિ પ્રાચીન અર્વાચીન ગ્રંથોના આધારે વિગતવાર લખેલો ફલવર્ધિતીર્થ નામનો મ્હારો લેખ જૈન સત્ય પ્રકાશમાં જુઓ.) આરાસણમાં નેમિજિનની પ્રતિષ્ઠા આ સૂરિજી મહારાજે કરી છે.

દિગંબર વાદી કુમુદચંદ્રને સિદ્ધરાજની સભામાં જીતી તેમણે શ્વેતાંબર જૈનધર્મનો વિજયડંકો વગડાવ્યો. હતો. આ વાદ ૧૧૮૧ ના વૈશાખી પૂર્ણિમાએ શરૂ થયો હતો. સૂરિજી જીત્યા જેથી રાજાએ પ્રસન્ન થઈ એક લાખ રૂપિયા આપવા માંડયા સૂરિજીએ તે ન લીધા. તેથી રાજાની આજ્ઞાથી મંત્રીઓએ તે દ્રવ્યથી ઋષભદેવચૈત્ય બનાવ્યું. તેની પ્રતિષ્ઠા ૧૧૮૩માં ચાર આચાર્યોના હાથથી થઇ.

તેમને શ્રીભદ્રેશ્વરસૂરિ, રત્નપ્રભસૂરિ, અને માણિક્યસૂરિ નામના પ્રસિદ્ધ શિષ્યો થયા. સૂરિજીએ પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર અને તેના ઉપર સ્યાદ્વાદરત્નાકર નામનો મહાન્ ગ્રંથ બનાવ્યો છે.

અંતે ૮૩ વર્ષનું આયુષ્ય ભોગવી શ્રી ભદ્રેશ્વરસૂરિને પોતાની પાટપર સ્થાપી, ૧૨૨૬ ના શ્રાવણ વદિ ૭ ને ગુરુવારે આ સૂરિજી સ્વર્ગે સીધાવ્યા.

**કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્ય**—તેઓ જૈન શાસનના એક મહાપ્રભાવક યુગપ્રધાન પુરુષ થયા છે, જેનાથી જૈનધર્મની વિજયપતાકા સમસ્ત ભારતમાં ગૌરવવન્તી બની હતી. તેમની વિદ્વત્તા, અનુપમ વાદશક્તિ, અપૂર્વ ચારિત્ર અને બુદ્ધિચાતુર્યથી આજ પણ જૈન જૈનેતર વિદ્વાનો મુગ્ધ છે. આ આચાર્ય સંબંધી પ્રાચીન તેમજ અર્વાચીન ગ્રંથોમાં ઘણું લખાએલું છે. જૈન સત્ય પ્રકાશના વર્ષ ૫ના અંક ૯માં પણ આવી ગયું છે. ( અને આ–દીપોત્સવી અંકમાં પણ એમના સંબંધી બે સ્વતંત્ર લેખો છપાયા છે. **તંત્રી** ) તેથી અહીં માત્ર નામ નિર્દેશ કરવો-બસ છે.

**શ્રીજિનવલ્લભસૂરિજી**—તેઓનો જન્મ ક્યાં અને ક્યારે થયો હતો, તે સંબંધી ઉલ્લેખ નથી મલતો. તેમણે દુર્ગવાસી–ચૈત્યવાસી કુર્ચપુરીગ જિનેશ્વરસૂરિજી પાસે દીક્ષા લીધી હતી. ત્યાં દશવૈકાલિક સૂત્રનું અધ્યયન કરતાં ચૈત્યવાસ પ્રત્યે અરુચિ થઇ તેથી નવાંગી-વૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિજી પાસે શાસ્ત્રાભ્યાસ કરવા ગયા. તેમણે નવીન જિનમંદિરો બંધાવ્યાં તેનું નામ " વિધિચૈત્ય " આપ્યું. ત્યાં ચૈત્યવાસિઓની જેમ શાસ્ત્રવિરુદ્ધ અમુક અમુક કાર્યો નહિં થાય તેવા શ્લોકો મુકાવ્યા. મેદપાટાદિ દેશોમાં, ચીત્તોડમાં ચૈત્યવાસીઓનું પ્રાબલ્ય હતું તેના વિરોધ માટે તેમણે જબ્બર પુરુષાર્થ કર્યો. ચીત્તોડમાં પોતાના અનેક ભક્તો બનાવી ત્યાં " **બે વિધિ ચૈત્યની પ્રતિષ્ઠા**[૧] " **કરી.** તેમણે વાગ્જડ ( વાગડ )ના લોકોને પ્રતિબોધ્યા. ધારાનગરીમાં જઈ નરવર્મા રાજાની સભામાં માન પામ્યા. તેમણે ચિત્તોડમાં ચામુંડાને પ્રતિબોધી હતી. ૧૧૬૭માં આચાર્યપદ પ્રાપ્ત થયા પછી ૭ મહિને જ

૧ અત્યારે ત્યા એક પણ વિધિચૈત્ય નથી, અર્થાત્ એટલું પ્રાચીન મંદિર જ ત્યાં નથી.

તેઓ સ્વર્ગે પધાર્યા. તેમણે પિંડવિશુદ્ધિ પ્રકરણ, ષડશીતિપૌષધવિધિ પ્રકરણ, સંઘપટ્ટક, પ્રતિક્રમણ સમાચારી, ધર્મશિક્ષા, ધર્મોપદેશમય દ્વાદશકુલ પ્રકરણ, પ્રશ્નોત્તરશતક, શૃંગારશતક, સ્વપ્નાષ્ટક વિચાર, ચિત્રકાવ્ય, સોએક સ્તુતિ–સ્તોત્રાદિની રચના કરી છે.

એમ કહેવાય છે કે તેમણે ભગવાન મહાવીરનાં છ કલ્યાણકોની પ્રરૂપણા કરી હતી. અને છઠ્ઠા કલ્યાણકને ઉજવવા મહાવીરચૈત્ય ચિત્તોડમાં નવું કરાવ્યું. તેને વિધિચૈત્ય, કહેતા હતા. ત્યાં તેમણે પોતાના સંઘપટ્ટક આદિ ગ્રંથો કોતરાવ્યા હતા. જેમાં ચૈત્યવાસિઓનું ખૂબ ખંડન છે. તેઓ ખતરગચ્છના મહાપ્રતાપી અને પ્રભાવશાલી આચાર્ય થયા.

**આચાર્ય શ્રીજિનદત્તસૂરિજી**—તેઓ શ્રીજિનવલ્લભસૂરિજીના શિષ્ય છે. તેમણે અનેક રાજપુતોને પ્રતિબોધી જૈન કર્યા છે. ખતરગચ્છના એક પ્રભાવક પુરુષ તરીકે તેઓ "દાદા" નામથી ઓળખાય છે. તેઓ વાચ્છિગ મંત્રી અને બાહડદેવીના પુત્ર હતા, તેમનું નામ સોમચંદ્ર, તેઓ જ્ઞાતિએ હુંબડ હતા. ૧૧૩૨માં જન્મ, ૧૧૪૧માં વાચક ધર્મદેવ પાસે દીક્ષા લીધી ( નાહરજી પટ્ટાવલી પૃ. ૨૪ ). તેમને ૧૧૬૯માં વૈશાખ વદિ ૬ ચિત્તોડમાં દેવભદ્રાચાર્યે સૂરિમંત્ર આપી આચાર્યપદે સ્થાપ્યા અને **જિનદત્તસૂરિ નામ સ્થાપ્યું.**

તેમના ગ્રંથો–ગણધરસાર્ધશતક પ્રાકૃત ગાથા ૧૫૦, સંદેહદોલાવલી, ગણધરસપ્તતિ, સુગુરુ-પારતંત્ર્ય, વિઘ્નવિનાશી સ્તોત્ર, અવસ્થાકુલક, ચૈત્યવંદનકુલક, વિંશિકા, અપભ્રંશ-કાવ્યત્રયી–ચર્ચરી, ઉપદેશરસાયન, કાલસ્વરૂપકુલક, તથા શ્રીદેવસૂરિજીનું જીવાનુશાસન સટીક શોધ્યું.

વિ. સં. ૧૨૧૧ ના અષાડ શુદિ અગિયારશે અજમેરમાં તેમનો સ્વર્ગવાસ થયો. તેમનાથી ખરતરગચ્છ મહાપ્રભાવશાલી થયો.

**શ્રી જિનચંદ્રસૂરિ**-તેમના શિષ્ય શ્રી **જિનચંદ્રસૂરિજી** થયા. તેઓ પણ મહાપ્રતાપી અને પ્રભાવશાળી હતા. તેઓ પણ ખરતરગચ્છમાં **દાદા** તરીકે પ્રસિદ્ધ છે. તેમના પિતાનું નામ રાસલક, માતાનું નામ દેલ્હણદેવી, ૧૧૯૭ ના ભા. શુ. ૮ જન્મ, ૧૨૦૩ માં દીક્ષા. ૧૨૧૧ માં આચાર્યપદ. દીલ્હીમાં મદનપાલ શ્રાવક આદિ તેમના ભકતો હતા. ( નાહરજીપટ્ટાવલી પૃ. ૨૭. ). વિ. સં. ૧૨૩૩ માં દીલ્હીમાં સ્વર્ગગમન.

**શ્રીમુનિરત્નસૂરિ**—તેઓ પૌર્ણિમિક ગચ્છના શ્રીસમુદ્રઘોષસૂરિજીના શિષ્ય હતા. તેમણે ઉજ્જયિનીમાં મહાકાલના દેવાલયમાં 'નરવર્મા' રાજાની સભામાં વિદ્યાશિવવાદીને હરાવ્યો હતો. તેમણે "બાલકવિ" જગદેવ મંત્રીની વિનંતિથી ભવિષ્યમાં થનારા તીર્થંકર શ્રીઅમમસ્વામીનું બિંબ વિ. સં. ૧૨૨૫માં બનાવ્યું. તેમણે **અંબડચરિત્ર** તથા શ્રીમુનિસુવ્રતસ્વામિચરિત્ર બનાવેલ છે.

**૪૧ અજિતદેવસૂરિ**-શ્રી મુનિચંદ્રસૂરિજીની પાટે શ્રી અજિતદેવસૂરિજી થયા. આમની વિશેષ માહીતિ નથી મલતી. તેઓને પણ સિદ્ધરાજે સારું માન આપ્યું હતું. જીરાઉલાતીર્થની સ્થાપના આ આચાર્યશ્રીના હાથે થઈ છે. આ તેરમા સૈકામાં બાહડમંત્રીએ શ્રી શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવ્યો. સમલિકાવિહારતીર્થનો ઉદ્ધાર પણ આ સમયે જ થયો.

**૪૨ વિજયસિંહસૂરિ**-અજિતદેવસૂરિજીની પાટે શ્રી વિજયસિંહસૂરિજી થયા. તેમનો પણ વિશેષ પરિચય નથી મલતો. તેમણે શ્રાવકકવિ આસડવિરચિત વિવેકમંજરી ઉપર વૃત્તિ રચનાર બાલચંદ્રના ગ્રંથનું સંશોધન કર્યું હતું.

**૪૩ સોમપ્રભસૂરિ** તથા **મણિરત્નસૂરિ**-શ્રી વિજયસિંહસૂરિજીની પાટે શતાર્થી શ્રી સોમપ્રભસૂરિજી તથા શ્રીમણિરત્નસૂરિજી થયા.

**શ્રી સોમપ્રભસૂરિ**—તેઓ જાતે પોરવાડ હતા. પિતાજીનું નામ સર્વદેવ હતું. પિતામહનું નામ જિનદેવ હતું. જિનદેવ રાજ્યમંત્રી હતા. સોમપ્રભે શ્રી વિજયસિંહસૂરિજી પાસે બાલ્યાવસ્થામાં દીક્ષા લીધી. તેઓ પ્રખર પંડિત હતા. તેમણે સુમતિચરિત્ર, સૂક્તિ-મુક્તાવલી-સિંદુરપ્રકર (સોમશતક), શતાર્થી, કુમારપાલપ્રતિબોધ આદિ ગ્રંથો[1] બનાવ્યા છે. કુમારપાલપ્રતિબોધ ૧૨૪૧ માં બનાવ્યું છે. અર્થાત્ ૧૨૩૩ માં તો તે સૂરિજી મહારાજ વિદ્વાન્ તરીકે પ્રસિદ્ધ હતા તેથી જ મેં તેમને અહીં આપ્યા છે.

**મણિરત્નસૂરિ**—મણિરત્નસૂરિજી કે જેમનો ૧૨૩૦ પહેલાં જન્મ થયો હતો, અને જેમનાથી તપાગચ્છ બિરુદ મળ્યું તે આચાર્યાદિનો પરિચય હવે પછી આવશે.

**ઉપસંહાર**—આ લેખમાં આથી વધુ ઘણું લખી શકાય તેમ હતું. પરન્તુ લેખ મર્યાદિત જગ્યામાં લખવાનો હોવાથી તેમજ બીજાં કારણોથી વધુ વસ્તુ નથી આપી શક્યો. આ આખો લેખ મુખ્યતયા પ્રભાવકચરિત્ર-પર્યાલોચના સહિત, પટ્ટાવલી સમુચ્ચય, જૈન-સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, તપાગચ્છપટ્ટાવલી ભા. ૧, ખરતરગચ્છ પટ્ટાવલી સંગ્રહ તથા કોન્ફરન્સ હેરલ્ડની ફાઇલો વગેરેના આધારે લખ્યો છે. ખાસ કરીને જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસની વધુ મદદ લીધી છે.

આમાં લખવામાં સમયફેર, સ્થાનફેર કે બીજી કાંઇ ભૂલ થઈ હોય તો તે બનવા જોગ છે. સુજ્ઞ મહાનુભાવો મને યોગ્ય સૂચના આપશે તો જરૂર તે તરફ લક્ષ્ય આપીશ.

---

૧ આ સૂરિજી મહારાજના ગ્રથોનો સક્ષિપ્ત પરિચય આ પ્રમાણે છે—

(૧) **સુમતિનાથચરિત્ર**—આમાં પાંચમા તીર્થંકર ભગવાનનું ચરિત્ર છે અને તે પ્રાકૃતભાષામાં છે. તેમાં સુંદર ધર્મબોધ, જૈનધર્મના સરલ સિદ્ધાન્તો અને વ્રતાદિ ઉપર મનોરંજક કથાઓ છે.

(૨) **સૂક્તમુક્તાવલી**—સો પદ્યનો સુંદર સુભાષિત ગ્રંથ છે. તેનું પ્રથમ પદ્ય 'સિન્દુરપ્રકર' એ વાક્યથી શરૂ થતું હોવાથી તેને સિન્દુરપ્રકર પણ કહે છે. તેને સોમશતક પણ કહે છે. ભતૃહરિના શતકોની પદ્ધતિનો સુંદર ઉપદેશગ્રથ છે.

(૩) **શતાર્થીકાવ્ય**—આ ગ્રંથ વસંતતિલકા છંદમાં છે. આમાં જુદા જુદા સો અર્થો કરેલા છે. આની ટીકા પણ પોતે જ રચી છે. ટીકાના પ્રારંભમાં પાચ શ્લોકોમા સોએ અર્થોની અનુક્રમણિકા આપેલી છે. પછી ૨૪ તીર્થંકરોના અર્થો, વચ્ચે બ્રહ્મા, નારદ, વિષ્ણુ આદિ ૩ દેવોના અર્થો આપ્યા છે, અને છેવટે પોતાના સમકાલીન પ્રભાવકાચાર્યો વાદી શ્રી દેવસૂરિ આદિ જૈનાચાર્યોના અર્થો આપ્યા છે; પછી જયસિંહદેવ, પરમાર્હત શ્રી કુમારપાલદેવ, અજયદેવ, મૂલરાજ વગેરે ગુજરાતના ચારે રાજાઓનો પરિચય છે. કવિ સિદ્ધપાલ તથા પોતાના ગુરુ શ્રી અજિતદેવસૂરિ તથા વિજયસિંહસૂરિનો પરિચય આપ્યો છે. આ વગેરે અનેક અર્થો લખી તેમનુ સસ્કૃત ભાષા પરનું પ્રભુત્વ બતાવ્યું છે. આ ગ્રથ વિ. સં. ૧૨૩૩ ને ૩૫ ની વચ્ચે રચાયેલ છે.

(૪) **કુમારપાલપ્રતિબોધ**-પરમાર્હત કુમારપાલના મૃત્યુ પછી માત્ર નવ વર્ષ બાદ રચાયેલો આ ગ્રંથ છે. ગ્રથ પ્રાકૃતમાં છે. આ ગ્રથ શ્રી હેમચંદ્રાચાર્યજીના શિષ્ય શ્રી મહેંદ્રસૂરિ, વર્ધમાનગણિ અને ગુણચદ્રગણિએ સાભળ્યો હતો. એટલે કે આચાર્ય શ્રી હેમચંદ્રાચાર્યજી, મહારાજા કુમારપાલ અને તે વખતની આખી પરિસ્થિતિ પ્રામાણિક પણે-નજરે જોયા જેવી ગ્રથકારે તેમાં રજુ કરી છે.

# આચાર્ય શ્રીમલયગિરિ
## અને
# તેમનું શબ્દાનુશાસન

લેખક-પૂ. મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી, પાટણ

**आगमदुर्गमपदसंशयादितापो विलीयते विदुषाम् ।**
**यद्वचनचन्दनरसैर्मलयगिरिः स जयति यथार्थः ॥**
**–आचार्य श्रीक्षेमकीर्त्तिसूरिः ॥**

**પ્રસ્તુત** સંક્ષિપ્ત લેખમાં આગમજ્ઞમુકુટમણિ સમર્થ ટીકાકાર આચાર્ય શ્રી મલયગિરિકૃત શબ્દાનુશાસન–વ્યાકરણનો પરિચય કરાવવામાં આવે છે. આ૦ શ્રી મલયગિરિએ સંખ્યાબંધ જૈન આગમો, પ્રકરણો અને ગ્રંથો ઉપર ટીકાઓની રચના કરી છે; પરંતુ તેમની જે સ્વતંત્ર ગ્રંથરચના કોઇ હોય તો તે માત્ર પ્રસ્તુત સ્વોપજ્ઞવૃત્તિસહિત શબ્દાનુશાસન ગ્રંથજ છે.

શ્રીમલયગિરિસૂરિ, કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીહેમચંદ્રાચાર્યના વિદ્યાસાધનસમયના સહચર હતા. તેમના પ્રત્યે તેઓશ્રીનું એટલું બહુમાન હતું કે તેમણે પોતાની આવશ્યકસૂત્ર ઉપરની વૃત્તિમાં ભગવાન્ શ્રીહેમચંદ્રને **तथा चाहुः स्तुतिषु गुरवः** ( આવ૦ વૃત્તિ પત્ર ૧૧) એ શબ્દોથી ગુરુતરીકેના હાર્દિક પ્રેમથી સંબોધ્યા છે.

આ૦ શ્રીમલયગિરિએ **મલયગિરિશબ્દાનુશાસન**ની રચના કરવા છતાં આપણે તેઓશ્રીને આ૦ શ્રીહેમચંદ્રની જેમ વૈયાકરણાચાર્ય તરીકે સંબોધી કે ઓળખાવી શકીએ તેમ નથી. એ રીતે તો આપણે તેઓશ્રીને જૈનપરિભાષા પ્રમાણે આગમિક કે સૈદ્ધાંતિક યુગપ્રધાન આચાર્ય તરીકે ઓળખાવીએ એ જ વધારે ગૌરવરૂપ અને ઘટમાન વસ્તુ છે. સિદ્ધાંતસાગરમાં રાતદિવસ ઝીલનાર એ મહાપુરુષે વ્યાકરણના જેવા કિલષ્ટ અને વિષમ વિષયને હાથમાં ધર્યો એ હકીકત હરકોઈને મુગ્ધ કરી દે તેવી જ છે.

સમર્થ વૈયાકરણાચાર્ય ભગવાન્ શ્રીહેમચંદ્રે જે જમાનામાં સાંગોપાંગ સપાદલક્ષ શબ્દાનુશાસન વ્યાકરણગ્રંથની રચના કરી હોય એ જ જમાનામાં અને એ સમર્થ વ્યાકરણની રચના થઈ ગયા બાદ તરતમાં જ આચાર્ય શ્રીમલયગિરિ નવીન શબ્દાનુશાસન ગ્રંથના નિર્માણ માટે પ્રયત્ન કરે કે હિમ્મત કરે એ વાત પ્રથમ દૃષ્ટિએ આપણને સંકોચકારક તો જરૂર લાગે છે; તેમ છતાં આપણને આથી એક એવું અનુમાન કરવાનું કારણ મળે છે કે આ૦ શ્રીમલયગિરિએ, ભ૦ હેમચંદ્ર જેવા પોતાના મુરબ્બીના સર્વતોમુખી પાંડિત્યથી મુગ્ધ થઈ અને કુતૂહલવૃત્તિથી પ્રેરાઈને આ શબ્દાનુશાસનગ્રંથની રચના કરી હશે; અથવા તેઓશ્રીના જીવનમાં જરૂર કોઈ એવું પ્રેરણાદાયી કારણ ઉત્પન્ન થયું હશે જેથી પ્રેરાઈને તેમણે આ વ્યાકરણગ્રંથની રચનાનું કાર્ય હાથ ધર્યું હશે.

શ્રીમલયગિરિએ પોતાની વ્યાકરણરચનામાં સંજ્ઞાપ્રકરણ આદિ પ્રત્યેક વસ્તુ માટે શાકટાયન, ચાંદ્ર વગેરે પ્રાચીન વ્યાકરણોને જરૂર લક્ષ્યમાં રાખ્યાં જ હશે, તેમ છતાં તેમણે પોતાની વ્યાકરણરચનાનાં મુખ્ય કેન્દ્રસ્થાન તરીકે ભગવાન્ શ્રીહેમચંદ્રાચાર્યના સ્વોપજ્ઞ બૃહદ્વૃ-

ત્તિસહિત સિદ્ધહેમશબ્દાનુશાસનને જ રાખેલું છે. જેમ ભગવાન શ્રીહેમચંદ્રે વ્યાકરણના પ્રારંભમાં **सिद्धिः स्याद्वादात्** અને **लोकात्** એ સૂત્રો ગૂંથ્યાં છે તે જ રીતે શ્રીમલયગિરિએ પોતાના શબ્દાનુશાસનની શરૂઆત **सिद्धिरनेकान्तात्** અને **लोकाद् वर्णक्रमः** સૂત્રોથી જ કરી છે. આ સિવાય શ્રીહેમચંદ્ર અને શ્રીમલયગિરિ એ બન્ને આચાર્યોનાં શબ્દાનુશાસનોમાં સૂત્રોનું લગભગ એટલું બધું સામ્ય છે જેથી હરકોઈ વિદ્વાન્ પ્રથમ નજરે ભૂલો જ પડી જાય. અને તેથી જ આજ સુધીમાં મુદ્રિત થયેલ આચાર્ય શ્રીમલયગિરિના ટીકાગ્રંથોમાં આવતાં વ્યાકરણસૂત્રોના અંકો આપવા વગેરેમાં ખૂબ જ ગોટાળો થઇ ગયો છે. કેટલીક વાર એ સૂત્રોને સિદ્ધહેમવ્યાકરણનાં સૂત્રો સમજી અંકો આપવામાં આવ્યા છે અને કેટલીક વાર પાણીનીય વ્યાકરણનાં સૂત્રો સમજી તેના અંકો આપવામાં આવ્યા છે. જ્યારે કેટલાંક સૂત્રો નહિ મળવાને લીધે તેના સ્થાનનો નિર્દેશ પડતો જ મૂકવામાં આવ્યો છે. આ પ્રમાણે આ બાબતમાં ખૂબ જ ગોટાળો થવા પામ્યો છે; પરંતુ શ્રીમલયગિરિનું શબ્દાનુશાસન જોયા પછી એ ચોક્કસ રીતે જાણી શકાયું છે કે શ્રીમલયગિરિએ પોતાના ટીકાગ્રંથોમાં જે વ્યાકરણસૂત્રો ટાંકયાં છે એ નથી સિદ્ધહેમશબ્દાનુશાસનનાં કે નથી પાણિનીય વ્યાકરણનાં કે બીજા કોઇ વ્યાકરણનાં; પરંતુ એ સૂત્રો તેમણે પોતાના મલયગિરિશબ્દાનુશાસનમાંથી જ ટાંકયાં છે.

પ્રસ્તુત મલયગિરિવ્યાકરણની સ્વોપજ્ઞવૃત્તિ, એ આચાર્ય હેમચંદ્રના સિદ્ધહેમવ્યાકરણની બૃહદ્વૃત્તિનું પ્રતિબિંબ જ છે, એ બન્નેય વૃત્તિઓની તુલના કરવાથી જાણી શકાયું છે. અને એ જ કારણસર આજે મળતી મલયગિરિશબ્દાનુશાસનની હસ્તલિખિત પ્રતિઓ ભારોભાર અશુદ્ધ હોવા છતાં તેનું સંશોધન અને સંપાદન જરાય અશક્ય નથી એમ મેં ખાત્રી કરી લીધી છે.

પ્રસ્તુત વ્યાકરણની રચના આ. મલયગિરિએ ગૂર્જરેશ્વર પરમાર્હત રાજર્ષિ શ્રીકુમારપાલદેવના રાજ્યઅમલ દરમિયાન કરી છે એ આપણે મલયગિરિશબ્દાનુશાસનના "**ख्याते दृश्ये**" ( કૃદ્વૃત્તિ તૃતીય પાદ સૂત્ર ૨૨ ) સૂત્રની સ્વોપજ્ઞવૃત્તિમાં આવતા "**अदहदरातीन् कुमारपालः**" એ ઉદાહરણ પરથી સ્પષ્ટ રીતે જાણી શકીએ છીએ. આનો અર્થ એ થયો કે આચાર્ય શ્રીમલયગિરિકૃત જે જે ગ્રંથોમાં પ્રસ્તુત શબ્દાનુશાસનનાં સૂત્રો મળે તે ગ્રંથોની રચના પ્રસ્તુત શબ્દાનુશાસનની રચના બાદની તેમજ મહારાજા શ્રીકુમારપાલદેવના રાજ્યમાં થએલી છે. અથવા એમ પણ બન્યું હોય કે શ્રીમલયગિરિએ પોતાના શબ્દાનુશાસનની મૂલ દ્વાદશાધ્યાયીની રચના ગૂર્જરેશ્વર મહારાજા શ્રીજયસિંહદેવના રાજ્ય દરમિયાન કરી હોય તે આધારે પોતાના ટીકાગ્રંથોમાં સૂત્રો ટાંકતા હોય અને શબ્દાનુશાસન ઉપરના સ્વોપજ્ઞ વિવરણનું નિર્માણ તેઓશ્રીએ મહારાજા શ્રીકુમારપાલના રાજ્યમાં કર્યું હોય. એ ગમે તેમ હો, તે છતાં એક વાત તો નિર્વિવાદ જ છે કે શ્રીમલયગિરિએ પોતાના શબ્દાનુશાસન ઉપરની સ્વોપજ્ઞવૃત્તિની રચના તો શ્રી કુમારપાલદેવના રાજ્યઅમલ દરમિયાન જ કરેલી છે.

આચાર્ય મલયગિરિકૃત સ્વોપજ્ઞશબ્દાનુશાસનની પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓ આજે ત્રણ જ્ઞાનભંડારોમાં છે એમ જાણવામાં આવ્યું છે. ૧ એક પાટણ–વાડીપાર્શ્વનાથ જ્ઞાનભંડારમાં કાગળ ઉપર લખેલી પ્રતિ. ૨ બીજી પાટણ–સંઘવીના પાડાના તાડપત્રીય પુસ્તકભંડારમાં તાડપત્ર ઉપર લખાએલ પ્રતિ. અને ૩ ત્રીજી પૂના–ડેક્કન કૉલેજના ભાંડારકર

ઇન્સ્ટીટ્યુટના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાં તાડપત્ર ઉપર લખેલી પ્રતિ. આ સિવાયની બીજી જે જે હસ્તલિખિત પ્રતિઓ જૈન મુનિઓના જ્ઞાનભંડારોમાં જોવામાં તેમજ સાંભળવામાં આવી છે તે બધીએ, જો હું ન ભૂલતો હોઉં અને નથી જ ભૂલતો તો, પાટણ–વાડીપાર્શ્વનાથના ગ્રંથસંગ્રહની પ્રતિની નકલો જ છે. અને એ પ્રતિઓ ધરાવનાર પૈકી ભાગ્યે જ કોઇને ખબર હશે કે એમની એ વ્યાકરણપ્રતિ સંપૂર્ણ નહિ પણ અધૂરી જ છે.

ઉપર જણાવેલી ત્રણે પ્રતિઓ પૈકીની એકેય પ્રતિ સંપૂર્ણ નથી, તેમજ ત્રણે પ્રતિઓ એકઠી કરવામાં આવે તો પણ આ. શ્રીમલયગિરિકૃત શબ્દાનુશાસન પૂર્ણ થાય તેમ નથી.

૧ પાટણ–વાડીપાર્શ્વનાથના ભંડારની પ્રતિ પંચસંધિ, નામ, આખ્યાત અને કૃત્ સુધીની છે. અર્થાત્ આ પ્રતિમાં ચતુષ્કવૃત્તિ, આખ્યાતવૃત્તિ અને કૃદ્વૃત્તિ એમ ત્રણ વૃત્તિનાં મળી એકંદર ત્રીસ પાદનો સમાવેશ થાય છે. પરંતુ તદ્ધિતવૃત્તિ કે જે અઢાર પાદ જેટલી છે તે આ પ્રતિમાં નથી.

૨ પાટણ–સંઘવીના પાડાની તાડપત્રીય પ્રતિ અતિ ખંડિત છે. એ પ્રતિ મારા ધારવા પ્રમાણે લગભગ ૫૦૦ પાનાં જેટલી હોવી જોઇએ, તેને બદલે અત્યારે એનાં માત્ર ૩૩૦ થી ૪૫૬ સુધીનાં જ પાનાં વિદ્યમાન છે અને તેમાં પણ વચમાં વચમાંથી સંખ્યાબંધ પાનાં ગૂમ થયાં છે. તેમ છતાં આ ત્રુટિત પ્રતિ તદ્ધિતવૃત્તિની હોઇ એનું અતિઘણું મહત્ત્વ છે. આ પ્રતિમાં લેખકે આખા ગ્રંથના પત્રાંકો અને દરેક વૃત્તિના વિભાગસૂચક પત્રાંકો એમ બે જાતના પત્રાંકો કર્યા છે. એ રીતે આ પ્રતિના ૩૩૦મા પાનામાં તદ્ધિતવૃત્તિના પાનાં તરીકે ૩૫મો અંક આવ્યો છે. એટલે તદ્ધિતવૃત્તિનો પ્રારંભનો ૩૪ પાનાં જેટલો ભાગ આ પ્રતિમાં નથી. એ ચોત્રીસ પાનામાં તદ્ધિતનો લગભગ દોઢ અધ્યાય ગૂમ થયો છે. આ પ્રતિનાં અત્યારે જે ખંડિત પાનાં હયાત છે તેમાં તદ્ધિતના દ્વિતીયાધ્યાય દ્વિતીયપાદના અપૂર્ણ અંશથી શરૂઆત થાય છે અને લગભગ ૪૦૦ મા પાના દરમિયાનમાં દશમા પાદની સમાપ્તિ થાય છે. આ પછી થોકબંધ પાનાં ગૂમ થયાં છે. માત્ર પાંચ–દશ જ છુટક પાનાં છે. આ રીતે સંઘવીના પાડાની પ્રતિ અતિખંડિત હોઈ પાછળનાં આઠ પાદ એમાં છે જ નહિ.

૩ ડેક્કન કોલેજમાંની પ્રતિની તપાસ કરાવવા છતાં હજુ એને અંગેની ચોક્કસ માહિતી મળી શકી નથી કે એ પ્રતિ કેટલી અને ક્યાં સુધીની છે. એ માહિતી મેળવવા માટે પ્રયત્ન ચાલુ જ છે. તેમ છતાં અધૂરી તપાસ પરથી એમ તો ચોક્કસ જાણવા મળ્યું છે કે એ પ્રતિ દ્વારા પણ પ્રસ્તુત શબ્દાનુશાસનની પૂર્ણતા થાય તેમ નથી. ડેક્કન કોલેજની આ પ્રતિ તાડપત્ર ઉપર લખાએલી અને ખંડિત છે.

પ્રસ્તુત વ્યાકરણ પૂર્ણ ન મળે ત્યાંસુધી આપણે એની સૂત્રસંખ્યા તેમજ સ્વોપજ્ઞવૃત્તિનું ચોક્કસ પ્રમાણ જાણી શકીએ તેમ નથી. પરંતુ એની અપૂર્ણ દશામાં પણ તેના અધ્યાય અને પાદસંખ્યાનું પ્રમાણ ચોક્કસ રીતે જાણી શકાય તેમ છે. ખુદ આ૦ શ્રીમલયગિરિએ તદ્ધિતના નવમા પાદના **संख्यायाः पाठसूत्रसङ्गो वा** એ સૂત્રની સ્વોપજ્ઞવૃત્તિમાં **अष्टाव्यायाः परिमाणमस्य अष्टकं पाणिनीयं सूत्रम्। द्वादशकं मलयगिरीयम्** એ પ્રમાણે જણાવ્યું છે એને આધારે જાણી શકાય છે કે મલયગિરિશબ્દાનુશાસનની બાર અધ્યાય અને અડતાલીસ પાદમાં સમાપ્તિ થાય છે. જો કે શ્રીમલયગિરિએ આ. શ્રીહેમચંદ્રની માફક

પુષ્પિકામાં અધ્યાય અને પાદની નોંધ વિભાગવાર કરી નથી, તેમ છતાં તેમને એક અધ્યાયનાં ચાર પાદ જ અભીષ્ટ છે એ, તદ્ધિતવૃત્તિમાં આવતી **इति श्रीमलयगिरिविरचिते शब्दानुशासने तद्धिते द्वितीयाध्याये द्वितीयः पादः समाप्तः** આ મુજબની પુષ્પિકા અને તે પછી સપ્તમ–અષ્ટમ આદિ પાદોની સમાપ્તિને લગતી પુષ્પિકાઓ આવે છે તેને આધારે નક્કી કરી શકાય છે.

વાડીપાર્શ્વનાથના ભંડારની પ્રતિ કે જે કૃદ્વૃત્તિ સુધી સમાપ્ત છે, તેમાં પાદસંખ્યા આ પ્રમાણે છેઃ–પંચસંધિનાં પાંચ પાદ, નામના + નવ પાદ, આખ્યાતનાં દશ પાદ અને કૃત્નાં છ પાદ. આ રીતે પંચસંધિ અને ત્રણ વૃત્તિનાં મળી એકંદર ૩૦ પાદ થાય છે. અર્થાત્ વાડીપાર્શ્વનાથની પ્રતિ અધ્યાયના હીસાબે અષ્ટમાધ્યાય દ્વિતીયપાદ પર્યન્તની છે એમ કહી શકાય. આમાં બીજો અઢારપાદ જેટલો વિભાગ ઉમેરીએ ત્યારે બાર અધ્યાય પ્રમાણ મલયગિરિશબ્દાનુશાસન વ્યાકરણ સંપૂર્ણ બને. સંઘવીના પાડાની ખંડિત તાડપત્રીય પ્રતિના લગભગ ૪૦૦મા પાનામાં **इति श्रीमलयगिरिविरचिते शब्दानुशासने तद्धिते दशमः पादः समाप्तः** એ પ્રમાણે આવ્યું છે એટલે તે પછીનાં પાનામાં બીજાં આઠ પાદ હોવા માટે જરાય શંકાને સ્થાન નથી. અને એ મુજબ આચાર્ય શ્રીમલયગિરિકૃત શબ્દાનુશાસન બાર અધ્યાય અને અડતાલીસ પાદમાં સમાપ્ત થવા વિષે પણ શંકા જેવું કશું જ નથી.

આ૦ શ્રીમલયગિરિએ પોતાના શબ્દાનુશાસન સાથે સંબંધ ધરાવતા સ્વતંત્ર ધાતુપાઠ, ઉણાદિગણ આદિની રચના કરી હોય તેમ જણાતું નથી. એમના શબ્દાનુશાસનના અભ્યાસીઓને એ માટે તો અન્યઆચાર્યકૃત ધાતુપાઠ આદિ તરફ જ નજર કરવી પડે તેવું છે.

શ્રીમલયગિરિસૂરિના શબ્દાનુશાસનનો પઠન–પાઠન માટે ખાસ ઉપયોગ થયો હોય તેવું દેખાતું નથી. એ જ કારણ છે કે એની નકલો સિદ્ધહેમવ્યાકરણની માફક વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત થતી નથી. આમ છતાં આચાર્ય શ્રીક્ષેમકીર્તિએ બૃહત્કલ્પસૂત્રની ટીકાના અનુસંધાનની ઉત્થાનિકામાં **शब्दानुशासनादिविश्वविद्यामयज्योतिःपुञ्जपरमाणुघटितमूर्त्तिभिः श्रीमलयगिरिमुनीन्द्रपादैर्विवरणकरणमुपचक्रमे** આ પ્રમાણે શ્રીમલયગિરિના શબ્દાનુશાસનની ખાસ નોંધ લીધી છે. એ ઉપરથી એમના વ્યાકરણનો વિદ્વાનોમાં અમુક પ્રકારનો વિશિષ્ટ પ્રભાવ તો જરૂર જ હતો એમાં જરાય શક નથી.

પ્રસ્તુત વ્યાકરણગ્રંથ અપૂર્ણ હોઈ એના અંતની પ્રશસ્તિમાં શ્રીમલયગિરિએ કઈ કઈ ખાસ વસ્તુની નોંધ કરી હશે એ કહી શકાય એમ નથી. તેમ છતાં એની શરૂઆતમાં આવતા **एवं कृतमङ्गलविधानः परिपूर्णमल्पग्रन्थं लघूपाय आचार्यो मलयगिरिः शब्दानुशासनमारभते** આ ઉલ્લેખમાં તેમણે પોતાને આચાર્ય તરીકે ઓળખાવ્યા છે એ વસ્તુ તદ્દન જ નવી છે કે જે, તેમના બીજા કોઈ ગ્રંથમાંય નોંધાએલ નથી.

આચાર્ય શ્રીમલયગિરિસૂરિવરના શબ્દાનુસાશનને લગતી આટલી સંક્ષિપ્ત નોંધ લખી આ લેખને અહીં જ સમાપ્ત કરવામાં આવે છે.

આ૦ શ્રીમલયગિરિના જીવનનો સંક્ષિપ્ત છતાં અતિવિશિષ્ટ પરિચય મેળવવા ઇચ્છનારને શ્રીજૈન આત્માનંદ સભા–ભાવનગર તરફથી પ્રસિદ્ધ થએલ **सटीकौ शतक-सप्ततिकाख्यौ पञ्चम-षष्ठौ कर्मग्रन्थौ**ની મારી લખેલી ગૂજરાતી પ્રસ્તાવના જોવા ભલામણ છે.

+ નામના નવ પાદમાં ષડ્લિંગ, સ્ત્રીપ્રત્યય, કારક અને સમાસપ્રકરણનો સમાવેશ કરવામાં આવ્યો છે.

વીરનિ. સં. ૧૦૦૦ થી વીર નિ. સં. ૧૭૦૦ સુધીમાં થયેલ

# જૈન રાજાઓ

[ભિન્નભિન્ન રાજાઓનો ટૂંક પરિચય]

: લેખક :

પૂ. મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી

---

**પ્રાચીન રાજાઓ**—ભગવાન મહાવીરના નિર્વાણ પછીના એક હજાર વર્ષમાં મહારાજા ઉદાયી, નવ નંદો, સમ્રાટ્ ચંદ્રગુપ્ત, રાજા બલભદ્ર મૌર્ય, મહારાજા બિંદુસાર, સમ્રાટ્ સંપ્રતિ, કલિંગરાજ મહામેઘવાહન ખારવેલ, મહારાજા વિક્રમાદિત્ય, રાજા સાતવાહન, કલિંગનરેશ, રથવીરપુરનરેશ, રાજા નાહડ, મહાક્ષત્રપ રાજા રુદ્રદામા, મહાક્ષત્રપ ભદ્રમુખ રાજા રુદ્રસિંહ, મહારાજા ધનસેન વગેરે જૈન રાજાઓ થએલ છે, જેનો ટૂંક પરિચય જૈન સત્ય પ્રકાશના પુસ્તક ૪ ના પર્યુષણા પર્વ વિશેષાંકમાં આવી ગએલ છે. ત્યારપછીનાં ૭૦૦ વર્ષના ગાળામાં જે જૈનધર્મી કે જૈનધર્મપ્રેમી રાજાઓ થયા છે તે નીચે પ્રમાણે છે—

**હરિગુપ્ત** (વીરનિ. સં. ૧૦૪૨ લગભગમાં)—હરિગુપ્ત એ ગુપ્તવંશનો જૈન રાજા છે. તેનો એક સિક્કો પંજાબમાંથી મળેલ છે જેની ઉપર "શ્રી મહારાજ હરિગુપ્ત" એમ અક્ષરો કોતરેલ છે. લીપી અને ઘાટના હિસાબે આ સિક્કો વિક્રમની છઠ્ઠી સદીમાં બન્યો હોય એમ મનાય છે. રાજા હરિગુપ્ત જૈન રાજા હતો તેમ જૈન દીક્ષા સ્વીકારીને જૈન સંઘનો પણ રાજા બન્યો હતો, એટલે કે તે જૈનાચાર્યની પદવીથી વિભૂષિત થયો હતો.

હુણવંશીય રાજા તોરમાણ કે જે ચંદ્રભાગા (ચિનાબ) નદીના કિનારે પવ્વઈયા (ચિનાબ અને સિન્ધુના સંગમપર પર્વતિકા—પાવિયા, ચચરાજાના નામે જાહેર થએલ ચચપુર, ચાચર)માં રાજ્ય કરતો હતો તે આ આચાર્ય શ્રી હરિગુપ્તસૂરિને ગુરુ તરીકે માનતો હતો. અટલે કે રાજા તોરમાણ પણ જૈનધર્મનો પ્રેમી રાજા હતો.

—(પ્રાકૃત કુવલયમાલા કથા, ઉત્તર હિન્દુસ્તાનમાં જૈનધર્મ)

**શંકરગણ** (વીરનિ. સંવત્ ૧૧૦૦ લગભગ)—દક્ષિણમાં શિવ અને શંકર નામના પાંચ રાજાઓ થયા છે. દક્ષિણના ઇતિહાસમાં તેમની સાલવારી નીચે મુજબ છે—

૧. કાંચીપતિ શિવકોટિ, શિવસ્કંદ કે શિવકુમાર (વિક્રમની પહેલી શતાબ્દિ)
૨. કલચુરીરાજ કૃષ્ણરાજનો પુત્ર શંકરગણ. (વિ૰ સં૰ ૬૪૮ પૂર્વે)
૩. શ્રી પુરુષનો પુત્ર જૈન રાજા શિવામર (વિક્રમની આઠમી સદી)
૪. લક્ષ્મણનો મોટો પુત્ર શંકરગણ (વિ. સં૰ ૧૦૦૫)
૫. પલ્લવરાયનો પુત્ર શંકરનાયક (વિ. સં૰ ૧૧૪૦)

આ પાંચ રાજાઓ પૈકીના પ્રથમના બન્ને રાજાઓ જૈન રાજાઓ છે.

શંકરગણ એ કલ્યાણીનો જૈન રાજા હતો. તે કલચુરી વંશનો હતો. તેના પિતાનું નામ બુદ્ધરાજ હતું. તેના સમયે કર્ણાટકનો રાજા પ્રથમ પુલકેશી ચૌલુકય હતો, જેણે અલક્તામાં જૈનમંદિર બંધાવ્યું હતું.[1] પ્રથમ પુલકેશીના નાના પુત્ર મંગલેશે વિ. સં. ૬૪૮ કે

---

૧ કર્ણાટકમાં બીજાથી બારમા સૈકા સુધી કદંબ, ગંગ, ચૌલુકય, રાષ્ટ્રકૂટ, કલચુરી અને હોયશલ એમ છ મોટા રાજવંશોએ રાજ્ય કર્યું છે, જેઓ મોટા ભાગે જૈનધર્મપ્રેમી રાજાઓ હતા. દ્વિતીય પૂલકેશી વગેરે જૈનરાજાઓ થયા છે.

૬૬૭માં શંકરના પુત્ર બુદ્ધરાજને હરાવીને કલ્યાણીમાં પોતાની સત્તા સ્થાપી હતી. અને બીજા પુલકેશીના ઉત્તરાધિકારીઓએ તો વિ. સં. ૬૮૦માં કલ્યાણીનેજ પુનઃ પાટનગર બનાવ્યું હતું. આ દરેક સાલવારી પરથી એમ તારવી શકાય છે કે–શંકરગણ વીરનિ. સં૦ ૧૧૦૦ લગભગમાં થએલ છે. આ રાજાએ કલ્યાણનગરીની મરકી શાંત કરવા માટે ચક્રવર્તી ભરતરાજાએ અંજનશલાકા કરેલ શ્રીમાણેકસ્વામી–આદિનાથ ભગવાનની પ્રતિમા મેળવીને તેની કર્ણાટકના કુલ્પાકનગરમાં સ્થાપના કરી છે. રાજા શંકરગણે તેની પૂજા માટે ૧૨ ગામો આપ્યાં હતાં. અને એ સ્થાન કુલ્પાકતીર્થ અને માણેકસ્વામી એવા નામથી પ્રસિદ્ધિ પામ્યું છે.

વીરનિ૦ સં૦ ૧૧૫૦માં રાજ્યક્રાન્તિ થવાથી અજૈન રાજા કે અધિકારીઓએ આ તીર્થ પર કંઈક આક્રમણ કર્યું હતું, જેમાં ઘણું નુકશાન થયું પણ તીર્થ બચી ગયેલ છે. આજેય આ તીર્થ કુલ્પાક તીર્થ તરીકે વિદ્યમાન છે.

શંકરગણ એ શ્વેતાંબર જૈન રાજા છે. આ સિવાય કોંકણના સીલ્હરો, હલસીના કદંબો અને મ્હૈસુરના હોયશલોમાં પણ ઘણા શ્વેતામ્બર રાજાઓ થયા છે. જેનાં નામો સંપ્રદાયભેદના કારણે દિગમ્બર શિલાલેખોમાં પૂરી રીતે મળી શકતા નથી.

–( તીર્થકલ્પ, ઉપદેશસપ્તતિકા, હીરસૌભાગ્ય મહાકાવ્ય, જૈન સત્ય પ્રકાશ વ૦ ૬ માં શ્રી કુલ્પાક તીર્થ લેખ. )

જીર્ણ પત્રમાં ઉલ્લેખ મળે છે કે–આચાર્ય ધર્મશેખરસૂરિએ કર્ણાટકની રાજસભામાં "નમુત્થુણં કલ્પ"નો પ્રભાવ બતાવ્યો હતો.

એમ લાગે છે કે શંકરગણ કે બુદ્ધરાજના સમયમાં કલ્યાણીમાં આ ઘટના બની હોય.

—( પ્રાચીન હસ્તલિખિત પત્ર )

**શિવમૃગેશ** ( વીરનિ૦ સં. ૧૩૪૦ )-શિવમૃગેશ એ દક્ષિણનો જૈન રાજા છે. તેણે જૈન સંઘને કાલવંગ ગામ આપ્યું અને તેની ઉપજ ૧ જિનાલય ૨ શ્વેતામ્બર મહાશ્રમણ સંઘ અને ૩ દિગમ્બર મહાશ્રમણસંઘ એમ ત્રણ વિભાગમાં વાપરવા આજ્ઞા કરી હતી. આ ઉપરથી એ રાજા જૈન હતો એમ નક્કી થાય છે.

–( રૉયલ એશિયાટિક સોસાયટી મુંબઈ બ્રાંચ જર્નલ ૩૨ માં છપાએલ બીજું દાનપત્ર, શ્રીયુત નથુરામ પ્રેમીએ તા. ૨૧–૧૦–૩૦ લખેલ હરિવંશપુરાણની પ્રસ્તાવના )

**રાણો ભતૃભટ**–મેવાડના મહારાજા બાપ્પારાવલના[2] વંશજ રાણો ભતૃભટ જૈન

---

૨ મહારાજા બાપ્પા રાવલના વંશજોની નામાવાલી નીચે પ્રમાણે જુદી જુદી રીતે મળે છે—

૧ મહારાજા શ્રી બપ્પ, ૨ શ્રી ગુહિલ, ૩ ભોજ, ૪ શીલ, ૫ કાલભોજ, ૬ **ભતૃભટ** ૭ સિંહ, ૮ મહાયક, ૯ રાજ્ઞીસુતપુત સ્વસુવર્ણતુલાતોલક શ્રી **ખુમ્માણ**, ૧૦ શ્રીમદ્ **અલ્લટ**, ૧૧ નરવાહન, ૧૨ શક્તિકુમાર, ૧૩ શુચિવર્મ, ૧૪ કીર્તિવર્મ, ૧૫ યોગરાજ ૧૬ વૈરટ, ૧૭ વંશપાલ, ૧૮ વૈરીસિંહ, ૧૯ વીરસિંહ ઇત્યાદિ.–(રાણકપુર મંદિરનો શિલાલેખ, સં૦ ૧૪૯૬).

૧ શ્રી ગોહ, ૨ મહારાજા બાપ્પા (સં૦ ૭૮૪), ૩ અપરાજિત, (નાનો ભાઇ અસીલ) ખલભોજ, મહારાણા ખુમાન, (સં૦ ૮૯૨) (પિતૃઘાતક મંગલ) ભતૃભટ, ઉલ્લટ, નરવાહન, શાલિવાહન, ૧૧ શક્તિકુમાર.–(ટૉડ રાજસ્થાન).

ગીહલોત કુલના ૧૫ રાજાઓ—ગ્રહાદિત્ય ભોજ મહેન્દ્ર નાગાદિત્ય શૈલ (બાપ્પા) અપરાજિત

રાજા હતા, જેણે ભતૃપુર (ભટેવર)નો કિલ્લો બનાવ્યો છે અને એ ભતૃપુર મહાદુર્ગમાં ગુહિલવિહાર બનાવી તેમાં ચૈત્રપુરીયગચ્છના શ્રીબુડાગણીના હાથે શ્રીઆદીશ્વર ભગવાનની પ્રતિષ્ઠા કરાવી હતી. આ મંદિરની ડાબી બાજુ દક્ષિણમુખી દરવાજાવાળી એક ગુફા છે, જેમાં સા૦ હરપાલે સં. ૧૪માં બીજી બીજી પાદુકાઓ સ્થાપેલ છે, જેની પ્રતિષ્ઠા ભતૃગચ્છીય (ભેટવરા ગચ્છના) મહાપ્રભાવક આ. શ્રી આમ્રદેવસૂરિએ કરેલ છે. આ રીતે ગોહિલ રાણાના વંશજોએ આદીશ્વર ભગવાનનું મન્દિર બનાવેલ છે. એટલે તેઓ જૈનધર્મી છે.

આજે પણ મેવાડ માટે એમ કહેવાય છે કે મેવાડમાં નવો કિલ્લો બને તો તેમાં આદિનાથનું મન્દિર પણ બનાવાય છે. એટલે આ પ્રવૃત્તિ સંભવતઃ મેવાડનું રાજ્ય સ્થપાયું ત્યારથી ચાલુ હોય એમ લાગે છે.[3]

-( ગોમુખ કુંડ પરના જૈન ગુફાના જૈન મન્દિરમાંના શ્રી આદિનાથ જિનબિંબના પરિકર પરનો લેખ. )

**શિલાદિત્ય** ( વીરનિ. સં. ૧૧૦૦ થી ૧૩૦૦ આશરે )-વલભીવંશમાં ધ્રુવસેન ગુહસેન ધરસેન ખરગ્રહ અને શિલાદિત્ય એ નામવાલા અનેક રાજાઓ થયેલ છે. જે પૈકીના સાત શિલાદિત્યો વલભી સં. ૨૫૫ થી ૪૫૫ (વિ. સં. ૬૩૦ થી ૮૩૦ લગભગ) સુધીમાં થએલ છે. વલભીવંશના ઘણા રાજાઓ અને ખાસ કરીને શિલાદિત્યો જૈનધર્મી હતા. પરન્તુ તેઓનાં વ્યવસ્થિત ચરિત્રો મળતાં નથી એટલે કયો જૈનધર્મી હતો અને કયો રાજા જૈનધર્મ પ્રેમી હતો તેનું સ્પષ્ટ તારણ કરી શકાય તેમ નથી.[4]

શિલાદિત્યોના જૈનત્વને પુરવાર કરતી કેટલીક ઘટનાઓ નીચે મુજબ છે-

શિલાદિત્યની સભામાં ( ભરુચમાં ) શ્વેતામ્બર અને બૌદ્ધોનો શાસ્ત્રાર્થ થયો હતો, જેમાં શ્વેતામ્બર આ૦ જિનાનન્દસૂરિ હાર્યા હતા. ત્યારપછી પુનઃ એવો જ શાસ્ત્રાર્થ ( ભરુચમાં ) ઉપસ્થિત થયો જેમાં બૌદ્ધો હાર્યા અને જે હારે તે દેશાન્તરમાં ચાલ્યા જાય એ પ્રતિજ્ઞા પ્રમાણે બૌદ્ધો દેશાન્તરમાં ચાલ્યા ગયા. અને રાજા શિલાદિત્યના ભાણેજ તથા આ. જિનાનન્દના શિષ્ય શ્વેતામ્બર આચાર્ય મલ્લવાદી જય પામ્યા. એટલે શિલાદિત્ય જૈનધર્મમાં વધુ સ્થિર થયો. ગુરુએ પણ રાજાની પ્રાર્થનાથી મલ્લવાદીજીને આચાર્યપદ આપ્યું.

---

મહેન્દ્ર ખલ્લભોજ ખુમાન ભતૃપાદ સિંહજી શ્રી લલિત નરવાહન શાલિવાહન શક્તિકુમાર.-( ટોડ રાજસ્થાન અ૦ર પૃ૦ ૧૭ની ટિપ્પણી).

૧ ગોહિલ, ૨ ભોજ, ૩ શીલ, ૪ ખલભોજ, ૫ ભતૃ, ૬ આધિસિંહજી, ૭ સુભાયકજી, ૮ ખુમાનજી, ૯ આલ્લટજી અને ૧૦ નરવાહજી.-(ટોડ રાજસ્થાન અ૦૨ પૃ૦ ૧૮ની ટીપણી).

ગુહાદિત્ય, ગુહિલ, બાપ્પ (સ૦ ૯૦૧ મહા વદિ ૭), ખુમાણ, રાવલ, ગોવિંદ, મહેન્દ્ર, આલુ, સિંહવર્મ, શક્તિકુમાર.-(કાંકરોલી રાજનગર પાસેના અન્નાસાગર તલાવનો શિલાલેખ)

૩ મેવાડના રાણા કુંભાના એક ફરમાનમાં આ માન્યતાનું સમર્થન મળે છે. જે ફરમાનની નકલ ઉદેપુરના શ્રી શીતલનાથજીના દેરાસરમાં છે.

૪ જો કે ઘણાં તામ્રપત્રોમાં આ રાજાઓ માટે ફેરફારો સાથે પરમ માહેશ્વર, પરમેશ્વર, ઈશ્વર શ્રી બપ્પપાદાનુધ્યાત, ચક્રવર્તિ ઇત્યાદિ વિશેષણો લખાએલાં છે, પણ તે માત્ર પરિપાટીરૂપે છે કેમકે તે જ રાજાઓએ બૌદ્ધવિહારો કરાવ્યા છે, તેમા દાન પણ આપ્યું છે એમ તે જ તામ્રપત્રો બતાવે છે એટલે ઉપરનાં વિશેષણો પરિપાટીરૂપે લખાએલ છે.

આ૦ મલ્લવાદીસૂરિજીએ જે યુક્તિથી બૌદ્ધોને હરાવ્યા હતા, તે જ યુક્તિથી સ્થાને સ્થાને હાર પામતાં બૌદ્ધોને હિન્દ બહાર જવાની ફરજ પડી છે અને ત્યારથી હિન્દમાંથી બાદ્ધધર્મનો નાશ થયો છે.

આવી જ રીતે શત્રુંજય તીર્થ પરધર્મીના હાથમા ગયું હતું તે પુનઃ જૈનતીર્થ બનેલ છે.

આચાર્ય ધનેશ્વરસૂરિજી પણ રાજા શિલાદિત્યના ધર્મગુરુ હતા. તેઓએ શિલાદિત્યની સભામાં 'શત્રુંજયમાહાત્મ્ય'ની રચના કરી છે.

ટોડસાહેબ લખે છે કે-ઈસ્વીસનની છઠ્ઠી શતાબ્દિના પ્રારંભમાં જે વખતે વિદેશીઓએ વલ્લભીપુરનો નાશ કર્યો તે વખતે ત્યાં જૈનધર્મનો પ્રચાર હતો અને આજે ઓગણીસમી શતાબ્દિના પાછલા ભાગમાં ત્યાં તે પ્રાચીન જૈનધર્મ તે જ પ્રકારે ચાલતો જણાય છે.

-( પ્રભાવકચરિત્ર, પ્રબન્ધચિંતામણિ, શત્રુંજયમાહાત્મ્ય, ટોડરાજસ્થાન અ૦ ૧ )

**વનરાજ ચાવડો** ( વીરનિ. સં. ૧૨૭૨ થી ૧૩૩૧ )-વનરાજ ચાવડાએ અણહિલપુર પાટણ વસાવી વિ. સં. ૮૦૨ ના વૈ. શુ. ૨ સોમવારે ગુજરાતના રાજ્યની સ્થાપના કરી. વનરાજ શિશુવયમાં જ પંચાસરમાં આ. શ્રી શીલગુણસૂરિ, આ. શ્રી દેવચંદ્રસૂરિ અને સાધ્વી વીરમતી ગણિનીના ચરણમાં આવ્યો હતો અને ત્યાં જ મોટો થયો હતો. વનરાજની માતા રૂપસુંદરી જૈનધર્મ પાળતી હતી. તેને પંચાસરાપાર્શ્વનાથ ઉપર બહુ જ ભક્તિ હતી. એટલે વનરાજે પાટણમાં મોટો વનરાજવિહાર બનાવી તેમાં આ. શ્રી દેવચંદ્રસૂરિના વાસક્ષેપપૂર્વક પંચાસરાપાર્શ્વનાથની સ્થાપના કરી અને તે જ મંદિરમાં પોતાની આરાધક ભાવવાલી આકૃતિ બનાવી સ્થાપિત કરી. વનરાજે ઉક્ત આચાર્યોને બહુ જ આદર સહિત પાટણમાં લાવીને ગુરુ તરીકે સન્માન્યા, અને રાજા તથા સંઘે તેના બહુ માન માટે એવી વ્યવસ્થા કરી કે-સંપ્રદાયની મર્યાદા કહાડી નાખવાથી લઘુતા થવા પામી છે માટે ચૈત્યવાસી યતિઓને સમ્મત હોય તે જ યતિ-મુનિ પાટણમાં રહી શકે, બીજો યતિ અત્રે ન રહી શકે.

આ વ્યવસ્થાથી એ ફલિતાર્થ થાય છે કે-પાટણમાં આ. દેવચંદ્રસૂરિની ગાદી હતી અને તેમને અનુકુળ હોય તે જ જૈન યતિ પાટણમાં આવી રહી શકતા, તેમની સમ્મતિ મળે તેને માટે આવવા-રહેવાની અને ગમે તે સ્થાને ઊતરવાની છૂટ હતી. તેઓની સમ્મતિ વિના કે તેઓની વિરુદ્ધમાં જઈને કોઈ જૈન યતિ પાટણમાં આવી શકે નહીં.[૫]

આ વ્યવસ્થા તે રાજાએ ઉપકારના બદલામાં પ્રવર્તાવેલ બહુમાન કે ગુરુદક્ષિણા જ છે. વંશપરંપરા સુધી પાળી શકાય તેવી આ વ્યવસ્થા છે જેમાં ફેરફાર કરી શકાય તેમ હોતું જ નથી. ખાસ પ્રસંગ આવે તો રાજા પણ તત્કાલીન આચાર્યને માત્ર વિનંતિ કરે, પણ વ્યવસ્થામાં છુટછાટ મૂકવી એ તો આચાર્યને આધીન હોય છે.

પાટણમાં ઘણાં વર્ષો સુધી આ વ્યસ્થાનું નિયમિત રીતે પાલન થયું હતું. આવનાર યતિઓ ત્યાંની ઉક્ત ગાદીના આચાર્યની નિશ્રાએ આવી રહેતા હતા. પરન્તુ ઇતિહાસમાં એ ઘટનાઓ એવી પણ મળે છે કે જેમાં તે ગાદીધર આચાર્યને છૂટછાટ પણ મૂકવી પડી હતી.

---

૫ અત્યારે પણ બીકાનેર-જયપુર વગેરે રાજ્યોમાં ખરતરગચ્છના શ્રીપૂજો માટે પરસ્પર આવી મર્યાદાઓ વર્તે છે. ખરતરગચ્છની મોટી ગાદીના શ્રીપૂજ જિનચારિત્રસૂરિજી ડંકા નિશાન સાથે જયપુર શહેરમાં આવી શકતા નથી. તેના બદલામાં નાની ગાદીના શ્રીપૂજ જિનધરણેન્દ્રસૂરિજી બીકાનેરમાં જઇ શકતા નથી. એકબીજાની સમ્મતિ મેળવીને જઇ શકે છે. આમાં ફેરફાર થાય તો તેને માટે રાજ્ય તરફથી મનાઇ હુકમ મેળવી તેના પ્રવેશઉત્સવને રોકી દેવામાં આવે છે.

૧–ચંદ્રકુલીન આ. શ્રી જિનેશ્વરસૂરિ અને આ. બુદ્ધિસાગરસૂરિ અણહિલપુરપાટણમાં પધાર્યા હતા, ત્યારે ગુર્જરપતિ રાજાએ ચૈત્યવાસી આચાર્યને વિનય અને બહુ જ માનપૂર્વક વિનતિ કરી **આજ્ઞા** મેળવી, ઉપાશ્રયની વ્યવસ્થા કરાવી આપી હતી.

૨–આ. મુનિચંદ્રસૂરિ ( ભીમરાજાના સમયમાં ) નાડોલથી પાટણ પધાર્યા ત્યારે વાદિવેતાલ આ૦ શ્રી શાંતિસૂરિજીએ તેમને ઉતરવા માટે શ્રાવકો પાસેથી ટંકશાળાની પાછળના ભાગમાં સુંદર સ્થાન અપાવ્યું. આચાર્ય મુનિચંદ્રસૂરિએ અહીં ષટ્દર્શનના શાસ્ત્રોનું અધ્યયન કર્યું. ત્યારપછી પાટણમાં સર્વસંઘના ચારિત્રધારી સુવિહિત સાધુઓના ઉપાશ્રય થયા.

વનરાજે પોતાના ગુરુના બહુમાન માટે ઉપર પ્રમાણે વ્યવસ્થા કરી હતી.

વનરાજની માતા જૈન હતી તેમ તેનો મંત્રી જાંબુ શ્રીમાળી, મંત્રી ચાંપો, તિલક કરનારી ધર્મબહેન શ્રીદેવી, પાટણમાં ઋષભદેવનું મંદિર બનાવનાર નિનો ( નિનય ) શેઠ, દંડનાયક નીનાનો પુત્ર લહીર[૬]–એ દરેક જૈન હતા. એકંદરે વનરાજે સ્થાપેલ ગુજરાતનું રાજ્ય એટલે જૈન રાજ્ય એમ કહીએ તો પણ ચાલે.

ચાવડા વગેરે વંશો ચૈત્યવાસી યતિઓને કુલગુરુ માનતા હતા. જે માટે એક દોહરો પણ મળે છે કે–

શિશોદિયા સંડેસરા, ચઉદસિયા ચૌહાણ;
ચૈત્યવાસીયા ચાવડા, કુલગુરુ એહ વખાણ. (૧)

–(પ્રબન્ધચિંતામણિ, પ્રભાવકચરિત્ર, જૈન સા૦ સં૦ ઇતિહાસ, રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ B. A. LL. B. કૃત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ.)

**રાણો અલ્લટજી**—મહારાણા બાપા રાવલના વંશમાં થએલ રાજા અલ્લટ પણ મહાન્ પ્રભાવશાલી જૈન રાજા હતો.[૭] શિલાલેખ ( સં૦ ૧૦૦૮–૧૦૧૦ ) પરથી જણાય છે કે તે આઘાટમાં રાજ્ય કરતો હતો. તે સમયે તેની મૂલ રાજધાનીનું નગર નાગદા હતું. આ રાજાનાં અલ્લ અલ્લૂ આલૂ રાવલ અને અલ્લટ એમ અનેક નામો હોય એમ લાગે છે.

આ રાજાની સભામાં શ્વેતામ્બર અને દિગમ્બરોનો શાસ્ત્રાર્થ થયો હતો, જેમાં દિગંબરોનો પરાજય અને શ્વેતાંબરોનો જય થયો હતો. આ શાસ્ત્રાર્થમાં શ્વેતામ્બરો તરફથી ચંદ્રગચ્છના આચાર્ય શ્રીપ્રદ્યુમ્નસૂરિ હતા. રાજા અલ્લટ તેઓશ્રીને પૂજ્ય માનતો હતો. આ આચાર્યને સમ્મતિતર્કના ટીકાકાર આ. શ્રી અભયદેવસૂરિ વગેરે અનેક વિદ્વાન્ શિષ્યો થયા છે.

અલ્લરાજા નંદકસૂરિ ( નન્નસૂરિ ) ને ગુરુ તરીકે માનતો હતો કે જેઓના કહેવાથી આ૦ શ્રીમલ્લવાદીસૂરિજીના વડિલ ગુરુબન્ધુ શ્રીજિનયશ મુનિવરે અલ્લરાજાની સભામાં પોતે રચેલ પ્રમાણગ્રંથ કહી સંભળાવ્યો હતો.

અલ્લટ રાજાની રાણી હરિયદેવી જે હૂણ રાજાની પુત્રી હતી તેણે હર્ષપુર વસાવ્યું હતું એમ શિલાલેખ મળે છે, જે હર્ષપુરથી હર્ષપુરીય ગચ્છ નીકળ્યો છે. આજના અજમેરથી

૬ આ લહીરના વંશજો, વનરાજ વગેરે ચાર રાજાઓ સુધી, પાટણના દંડનાયક તરીકે રહ્યા છે. વીર અને તેનો પુત્ર વિમલ મંત્રી પણ તે જ પરંપરામાં થએલ છે.

૭ ટૉડ સાહેબ લખે છે કે–એક પ્રાચીન વિશ્વનીય જૈન ગ્રંથપરથી વિદિત થાય છે કે મહારાણા શક્તિકુમારથી ચાર પેઢી પૂર્વે સંવત ૯૨૨ (ઇ૦સ૦ ૮૬૬)માં બીજો એક પ્રતિભાવાન રાજા ચિતોડના સિંહાસનપર બિરાજમાન હતો. આ રાજાનું નામ અલ્લટજી હતું.

લગભગ ૧૨ માઈલ દૂર પર હાંસોટ ગામડું છે તે જ આ હર્ષપુર છે. આ હર્ષપુરની સ્થાપના પરથી એમ લાગે છે કે તે વખતે સપાદલક્ષદેશ મેવાડના રાણાને આધીન હતો. બીજી તરફથી એ પણ પ્રમાણ મળે છે કે–અલ્લનો પુત્ર ભુવનપાલ આ૦ શ્રી વર્ધમાનસૂરિના સમયમાં ( વિક્રમની ૧૧ સદીના પૂર્વાર્ધમાં ) સપાદલક્ષનો કુર્ચપુર ( કુચેરા )નો રાજા હતો. વાસ્તવમાં આ અલ્લટ અને અલ્લ એક હોય તો આ ઉપરથી રાજા અલ્લટની રાજસીમાનો કંઈક ખ્યાલ બાંધી શકાય તેમ છે.

અલ્લટની રાણીને રેવતીનો રોગ હતો, જે આ. બલિભદ્રસૂરિએ ટાળ્યો હતો.

આ રાજાના સમયમાં ચિત્તોડના કિલ્લામાં એક મહાન્ જૈન સ્તંભ બનેલ છે જે શ્વેતામ્બર દિગમ્બરોના વાદમાં શ્વેતામ્બરોના વિજયનું પ્રતીક હોય એવો શોભે છે. તેની સાથે જ ભ૦ મહાવીરસ્વામીનું શ્વેતામ્બર જૈનમન્દિર છે, જેનો જીર્ણોદ્ધાર સંઘપતિ ગુણરાજે મોકલરાણાના આદેશથી સં. ૧૪૮૫માં કરાવી તેમાં આ. શ્રીસોમસુંદરસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી હતી. આ સ્તંભ અત્યારે કીર્તિસ્તંભ તરીકે પ્રખ્યાત છે; આજે આ મન્દિર પણ જીર્ણ દશામાં ઊભું છે. [આ કીર્તિસ્તંભનું ચિત્ર આ અંકમાં આપ્યું છે.]

–( પ્રભાવકચરિત્ર, પ્ર૦ પ્રશસ્તિ, મો૦ દ. દેશાઈકૃત જૈન સા૦ સં. ઈતિહાસ ફ૦ ૨૬૩, ટી૦ ૧૯૮, પ્ર૦ રો૦ એ૦ જર્નલ પુ૦ ૨૩ નં૦ ૬૩ પૃ૦ ૪૨ થી ૬૦ )

**સમુદ્ર**—ચિત્તોડની ગાદી પર મહારાણા બાપ્પારાવલના વંશમાં રાણા ખુમાણ નામે શૂરવીર રાજા થએલ છે. ટોડ સાહેબ કહે છે કે–'આ રાજાએ બ્રાહ્મણોની સલાહથી પોતાના નાના પુત્રને રાજ્ય આપ્યું. પછી એ ઠીક ન લાગવાથી તેણે રાજ્યની લગામ પોતાના હાથમાં લઈ એ સલાહ આપનાર બ્રાહ્મણોનો નાશ કરાવ્યો. ઘણા બ્રાહ્મણોને પોતાના દેશમાંથી કાઢી મુકાવ્યા. તેને બ્રાહ્મણો ઉપર તિરસ્કાર હતો. થોડા વખતમાં મંગલ નામના રાજકુમારે રાણા ખુમાણને મારી ચિત્તોડની ગાદી પોતાને હાથ કરી. ચિત્તોડના સામંતોએ એ પિતૃઘાતક મંગલને પણ દેશમાંથી હાંકી કાઢયો. અને ચિત્તોડના સિંહાસન પર ભતૃભાટ બેઠો' વગેરે વગેરે. આ લખાણ પરથી નક્કી થાય છે કે–ખુમાણ રાજા અને તેના સામંતો બ્રાહ્મણોના અને બ્રાહ્મણોનો પક્ષકારોના વિરોધી હતા. એટલે કે શૈવધર્મી ન હતા.

ખુમાણના વંશના ગહિલો જૈનધર્મી હતા. અને જૈન મુનિ પણ બનતા હતા. ઇતિહાસ કહે છે કે પ્રસિદ્ધ જૈનાચાર્ય સમુદ્રસૂરિ કે જે ન્યાયના પ્રખર પંડિત હતા અને જેણે દિગંબરોને વાદમાં જીતી નાગદાતીર્થ શ્વેતામ્બરોને આધીન બનાવ્યું હતું તે ખોમાણ-રાજવંશમાં ઉત્પન્ન થએલ છે. સંભવ છે કે તે સમયનો ચિત્તોડનો રાણો પણ આ૦ શ્રી સમુદ્રસૂરિના પ્રભાવે જૈનધર્મી હશે.

—(ટોડરાજસ્થાન અ૦ ૩, ગુર્વાવલી શ્લો૦ ૩૯, તપગચ્છપટ્ટાવલી ગા૦ ૯ ટીકા પૃ૦ ૫૦)

**મંડલાધીશ ચચ્ચિગ**—ચચ્ચિગ તે જૈન રાજા હતો. તેણે નાગેન્દ્રગચ્છના આ૦ શ્રી વીરસૂરિ પાસે ઉપદેશ સાંભળી જૈનધર્મ સ્વીકાર્યો હતો અને જૈનમુનિપણું પણ સ્વીકાર્યું હતું. આ૦ વીરસૂરિના પટ્ટધર વર્ધમાનસૂરિ પણ પરમાર વંશના હતા.

—( આ૦ વર્ધમાનસૂરિકૃત શ્રી વાસુપૂજ્યચરિત્ર પ્રશસ્તિ )

**રાજા આમ** ( આશરે વીર નિ. સં. ૧૩૦૦ થી ૧૩૬૦ )—કનોજના રાજા મૌર્ય

ચંદ્રગુપ્તના વંશમાં ઉત્પન્ન થએલ પ્રતિહાર વંશીય યશોવર્માનો પુત્ર આમ એ જૈનધર્મી રાજા છે. તેનાં ૧ નાગભટ બીજો, ૨ નાગલોક અને ૩ આમ એમ ત્રણ નામો છે.

રાજા યશોવર્માએ બીજી રાણીની ખટપટથી આમની સગર્ભા માતાને સાંથી કાઢી મૂકી, એટલે રાણીએ રામસૈન્યમાં આવી આમને જન્મ આપ્યો અને મોઢગચ્છના આ૦ સિદ્ધસેનના ઉપદેશથી રામસૈન્યના જૈનમંદિરમાં રહી એ બાલકને મોટો કર્યો. ક્રમે બીજી રાણી મરી જતાં યશોવર્માએ આમને તથા તેની માતાને બોલાવી લીધા અને આમને યુવરાજપદ આપ્યું. વળી એક દિવસે આમ પિતાથી રીસાઈ નીકળી ગયો અને આ૦ સિદ્ધસેનના શરણમાં જઈ પહોંચ્યો. ત્યાં તેને તેઓના શિષ્ય આ૦ બપ્પભટ્ટિ સાથે ગાઢ પ્રેમ બંધાયો. યશોવર્માએ પણ આમને બોલાવી કનોજમાં ગાદીએ બેસાડ્યો.

આમ રાજા થયા પછી બપ્પભટ્ટિજીને કનોજમાં લઈ આવ્યો અને ધર્મપ્રેમી બન્યો. તેણે સૌથી પહેલાં બપ્પભટ્ટિજીને સૂરિપદ ( વિ. સં. ૮૧૧ માં ) અપાવ્યું અને પછી તેઓના ઉપદેશથી આમરાજાએ અનેક ધર્મ કાર્યો કર્યાં, તે આ પ્રમાણે–કનોજમાં ૧૦૦ હાથ ઊંચો જૈન આમવિહાર બનાવ્યો અને તેમાં ૯ રતલપ્રમાણ શુદ્ધ સોનાથી બનાવેલ ભ. મહાવીરની પ્રતિમાની આ૦ બપ્પભટ્ટિસૂરિના હાથે પ્રતિષ્ઠા કરી. ( વિ. સં. ૮૨૬ આશરે ) ગોપગિરિમાં મંદિર કરાવી તેમાં ૨૩ હાથ માપવાળી ભ૦ મહાવીરસ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી; આ મન્દિરનો રંગમંડપ તૈયાર કરવામાં સવાલાખ સોનામહોરોનો ખર્ચ થયો હતો. ગૌડદેશના લક્ષણાવતી નગરીના રાજા ધર્મ સાથે વૈર હતું તે હટાવી મૈત્રી કરી અને આ ઘટનામાં ધર્મરાજા પણ આ૦ બપ્પભટ્ટિસૂરિના ઉપદેશથી જૈન બન્યો.

આ૦ બપ્પભટ્ટિએ વાદિ વર્ધનકુંજરને જીત્યો અને જૈન બનાવ્યો. આથી આમરાજાએ તેઓને વાદિકુંજરકેસરીનું બિરુદ આપ્યું.

આ૦ બપ્પભટ્ટિસૂરિના ઉપદેશથી મથુરાનો ગૌડબંધ અને મદ્રમહિવિજય જેવા ગ્રંથનો રચયિતા પરમાર વંશનો વિદ્વાન્ વાક્પતિરાજ શૈવયોગી જૈનમુનિ બન્યો. આમ ઉપર આની અસર પડી તેથી આમ રાજા પણ વિશેષ જૈનધર્મનો પ્રેમી બન્યો.

કનોજ, મથુરા, અણહિલપુર પાટણ, સનારક અને મોઢેરામાં જિનાલયો બનાવ્યાં. શત્રુંજય અને રૈવતાચલ તીર્થોની યાત્રા કરી. રૈવતાચલની યાત્રામાં દિગમ્બરોએ ઝઘડો ઉઠાવ્યો, જેમાં આ૦ બપ્પભટ્ટિસૂરિજીએ તે ઝઘડો શમાવ્યો, અને તીર્થ શ્વેતામ્બરોને આધીન કર્યું.

આ રાજાએ આ૦ શ્રી વિમલચંદ્રસૂરિનાં દર્શન–વંદન કર્યાં હતાં.

આ રીતે આમરાજાએ જૈનધર્મની અનેક રીતે પ્રભાવના કરી. આમરાજા વિ. સં. ૮૯૦ ભા. શુ. ૫ શુક્રવારે સ્વર્ગે ગયો. અને આ૦ બપ્પભટ્ટિસૂરિ જે વિ. સં. ૮૦૦ માં ભા. ૩ રવિવારે જન્મ્યા હતા, તે વિ. સં. ૮૯૫ ના ભા. શુ. ૮ ને દિને સ્વર્ગે પધાર્યા.

આમરાજાને એક વૈસ્ય રાણી હતી જેના વંશજો દોશીના નામથી જાહેર થયા છે. તેઓ જૈનધર્મી હતા–છે, શત્રુંજયતીર્થનો ઉદ્ધારક પ્રસિદ્ધ કર્માશાહ એ જ વંશનું રત્ન છે.

—( પ્રભાવકચરિત્ર, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પેરા ૨૪૨, ગુર્વાવલી શ્લો૦ ૪૪ )

**ઉદ્યોતન** ( વીરનિ. સં. ૧૩૦૫ )–હુણવંશીય રાજા તોરમાણના ગુરુ આ૦ હરિગુપ્તસૂરિની પટ્ટધરપરંપરા આ પ્રમાણે છે—ગુપ્તવંશીય આ૦ હરિગુપ્તસૂરિ, મહાકવિ આ૦ દેવગુપ્તસૂરિ, શિવચન્દ્રગણિ, યક્ષદત્તગણિ, વડેસરો ખમાસમણ, તત્ત્વાચાર્ય અને ઉદ્યોતનસૂરિ.

આ આ૦ ઉદ્યોતનસૂરિનું બીજું નામ દાક્ષિણ્યચિહ્નસૂરિ છે. તેઓ ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થએલ રાજા વડેસરના પુત્ર અને સાધુપણામાં તે જ "વડેસર" ખમાસમણના પ્રશિષ્ય થાય. આ આચાર્યશ્રીએ આ૦ શ્રી હરિભદ્રસૂરિ પાસે સિદ્ધાંતનું અધ્યયન કર્યું હતું અને આ૦ વીરભદ્રસૂરિએ આદિનાથ ભગવાનના મંદિરમાં શક સં. ૬૯૯ ના ચૈત્ર વદી ૧૪ ( ગુજરાતી ફાગણ વદિ ૧૪ ) દિને પ્રાકૃત કુવલયમાલા કથાની રચના કરી હતી. તેઓએ પોતાની કથાના પ્રારંભમાં પૂર્વાચાર્યોને અંજલિ આપતાં ગુપ્તવંશી રાજર્ષિ દેવગુપ્તસૂરિ અને રાજર્ષિ પ્રભંજનનાં નામો આપ્યાં છે. એટલે કે તેઓ પણ જૈન રાજા હતા અને જૈનાચાર્ય થએલ છે.

—( કુલવયમાલા કથા, પ્રારંભ, પ્રશસ્તિ, પ્રસ્તાવના )

**ભોજરાજ** ( ૧૩૭૦ થી ૧૪૦૮ સુધી )–કનોજના પ્રતિહારવંશમાં આમ રાજા પછી તેનો પુત્ર દુંદુક કનોજની ગાદીએ બેઠો. પણ તે વેશ્યાગામી અને અન્યાયી હતો એટલે તેના પુત્ર ભોજરાજે વિ. સં. ૯૦૦ માં દુંદુકને મારીને કનોજની ગાદી પોતાને હાથ કરી.

ભોજરાજ પણ જૈનધર્મપ્રેમી હતો. તેણે આ૦ બપ્પભટ્ટિના અગ્નિ સંસ્કારમાં પોતાનું ઉત્તરીય વસ્ત્ર નાખી ગુરુવિરહની વ્યથાને પ્રકટ કરી હતી. આ૦ બપ્પભટ્ટિસૂરિના ગુરુભાઈ આ૦ નન્નસૂરિ તથા આ૦ ગોવિંદસૂરિને પોતાના ગુરુ તરીકે માનતો હતો અને નન્નસૂરિને તો બહુ આદરપૂર્વક કનોજમાં જ રાખ્યા હતા. રાજા ભોજરાજે આ૦ નન્નસૂરિના ઉપદેશથી આમરાજ કરતાં વિશેષ જિનશાસનની ઉન્નતિ કરી છે.

આ રાજાનાં ભોજ, ભોજદેવ, મિહિત અને આદિવરાહ ઇત્યાદિ નામો છે.

— ( પ્રભાવક ચરિત્ર )

**વિદગ્ધરાજ** ( વીરનિ. સં. ૧૪૪૩ )–હસ્તિકુંડી ( હથુંડી ) માં રાજા હરિવર્મા પછી તેની ગાદીએ તેનો પુત્ર વિદગ્ધરાજ રાજા થયો. તે આ૦ વાસુદેવસૂરિ ( કેશવસૂરિ ) ના ઉપદેશથી જૈનધર્મી બન્યો હતો. તેણે આ. વાસુદેવના શિષ્ય આ. બલભદ્રના ઉપદેશથી હથુંડીમાં વિ. સં. ૯૭૩ માં જૈન ચૈત્યાલય બનાવ્યું હતું અને તેના નિર્વાહ માટે દરેક દેશના લોકોને એકઠા કરી તેની સન્મુખ નીચે પ્રમાણે સૂર્ય ચંદ્ર તપે ત્યાં સુધીનું શાસન કરી આપ્યું હતું—

દર વીસ પોઠે રૂપૈયો ૧, ભરેલી દરેક ગાડી દીઠ રૂ. ૧, તેલ ઘાણી ઉપર દર ઘડા દીઠ કર્ષ ૧, ભાટો પાસેથી નાગરવેલના પાનની તેરમી ચોલી, જુગારીઓએ પેલ્લક ( પાઈ ) ૧, સુથારે પાટડા દીઠ..., દર કોશે ઘઉં અને જવ આઢક ૧, પેડ્ડા પાલી ૫, દર ભારે વિંશોપક ૧, કપાસ, કાંસ, કુંકુમ, મંજિષ્ઠ આદિ વેચવાની વસ્તુમાં દર ભારે પલ ૧૦, ઘઉં, મગ, જવ, મીઠું રાલ વગેરે દર દ્રોણે માવણક ( માણું ) ૧, આ પ્રમાણે દરેકે આપવું. અને આમાંથી ⅔ ભાગ મંદિરમાં તથા ⅓ ભાગ ગુરુના વિદ્યાભંડારમાં ખરચવો ઇત્યાદિ. આ ઉપરાંત રાજાએ પોતાના વજન પ્રમાણે સોનું તોળી તેમાંના ⅔ ભાગ મંદિરને અને ⅓ ભાગ આચાર્યને આપ્યો હતો.

વિદગ્ધરાજે મંદિર બનાવ્યું અને ઉપર પ્રમાણે શાસન કરી આપ્યું હતું આ રીતે તે જૈન રાજા હતો.

–( હસ્તિકુંડીનો શિલાલેખ )

**મમ્મટરાજ**—( વીરનિ. સં. ૧૪૬૬ ) હથુંડીના જૈન રાજા વિદગ્ધરાજ પછી તેની ગાદીએ તેનો પુત્ર મમ્મટ થયો, તે પણ જૈનધર્મી હતો. તેણે આ. બલભદ્રસૂરિના ઉપદેશથી

વિ. સં. ૯૯૬ માં મહા વદિ ૧૧ દિને પોતાના પિતાએ કરાવેલ, મંદિરના નિર્વાહ માટે જે દાનશાસન હતું તેને પુનઃ દાનશાસન તરીકે જાહેર કર્યું હતું.[૮]

એટલે કે મમ્મટરાજ પિતાને પગલે ચાલનાર જૈન રાજા હતો.

માળવાનો મુંજ અને ગુજરાતનો મૂલરાજ આ રાજાના સમસમયી રાજાઓ છે.

—( હસ્તિકુંડીનો શિલાલેખ.)

**સપાદલક્ષપતિ** ( વીર નિ. ની પંદરમી સદીના પ્રારંભમાં )—ચંદ્રગચ્છના આ૦ શ્રી પ્રદ્યુમ્નસૂરિના ઉપદેશથી સપાદલક્ષ અને ત્રિભુવનગિરિ આદિના રાજાઓ જૈન બન્યા હતા.

—( પાર્શ્વનાથચરિત, જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પા૦ ૨૬૩ )

**કર્દમરાજ** ( વીર નિ. સં. ૧૫૦૦ લગભગમાં ) ત્રિભુવનગિરિનો[૯] રાજા આ૦ પદ્યુમ્નસૂરિના ઉપદેશથી જૈન બન્યો હતો તેનો જ પુત્ર કે પૌત્ર **કર્દમ** નામે રાજા થએલ છે જે પણ જૈનધર્મને માનનારો હતો. એટલું જ નહીં કિન્તુ તેણે આ૦ **પ્રદ્યુમ્નસૂરિ શિષ્ય** આ૦ અભયસૂરિની પાસે દીક્ષા લઈ આ૦ **ધનેશ્વરસૂરિ** એવા નામથી તેઓનો પટ્ટ શોભાવ્યો છે. અને ત્યારથી તેનો ગચ્છ રાજગચ્છ તરીકે વિખ્યાત થએલ છે.

માલવરાજ મુંજ પણ આ આચાર્યને પોતાના માનીતા ગુરુ તરીકે માનતો હતો.

આ૦ ધનેશ્વરસૂરિની પાટે અનુક્રમે આ૦ અજિતસિંહસૂરિ, આ૦ વર્ધમાનસૂરિ, આ૦ શ્રી શાલિભદ્રસૂરિ, આ૦ શ્રી ચંદ્રસૂરિ, આ૦ શ્રી જિનેશ્વરસૂરિ, આ૦ શ્રી પૂર્ણભદ્રસૂરિ, આ૦ શ્રી ચંદ્રપ્રભસૂરિ અને આ૦ **શ્રી પ્રભાચંદ્રસૂરિ** થએલ છે. આ. પ્રભાચંદ્રસૂરિએ સં. ૧૩૩૪ માં પોતપોતાના ગચ્છ કે વાડાની નહીં કિન્તુ અવિભક્ત જૈન શાસનની પ્રભાવના કરનાર આચાર્યોનાં ચરિત્રોથી ભરપૂર પ્રભાવકચરિત્ર રચેલ છે.

—( પ્રભાવકચરિત્ર પ્રશસ્તિ, જૈન સા૦ સં૦ ઇતિહાસ પેરો ૨૭૦ )

**મૂલરાજ સોલંકી** ( વીરનિ. સં. ૧૪૬૮ થી ૧૫૨૩ )—મહારાજા મૂલરાજ એ ગુજરાતમાં સોલંકી ( ચૌલુક્ય ) વંશનું રાજ્ય સ્થાપનાર આદિ પુરુષ છે. જૈનધર્મ તરફ તેમનો સંપૂર્ણ સદ્ભાવ હતો. તેણે અણહિલ્લપુર પાટણમાં "શ્રીમૂલરાજવસહી" એ નામનું જૈનમન્દિર બનાવ્યું હતું. વીર મહત્તમ ( મહેતો ) એ રાજા મૂલરાજનો જૈનમંત્રી છે.

—( પ્રબન્ધચિંતામણિ, રા૦ બા૦ ગો૦ હા. દેસાઇકૃત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ )

**ચામુંડરાજ સોલંકી** ( વીર નિ. સં. ૧૫૨૩ )—મૂલરાજ સોલંકી પછી તેનો પુત્ર ચામુંડરાજ વિ૦ સં. ૧૦૫૩ માં પાટણની ગાદીએ આવ્યો, જેને જૈનધર્મ પ્રત્યે ઘણો જ સદ્ભાવ હતો. તેણે પોતાના પિતાની પેઠે જૈનમન્દિર બનાવ્યું નથી, કિન્તુ પિતાના જ રાજ્યકાળમાં જૈનમન્દિરને દાન આપ્યું છે, જેનું તામ્રપત્ર આજે વિદ્યમાન છે. એ તામ્રપત્રમાં લખ્યું છે કે—' મહારાજા મૂલરાજના પુત્ર યુવરાજ ચામુંડરાજે પોતાના આત્માના

૮ આ મન્દિર આદિનાથ ભગવાનનું હતું જે અત્યારે વિદ્યમાન નથી. આ હથુંડીથી ૧ માઇલ દૂર (સમીપાટીમા) લાલ મહાવીરનુ મંદિર છે જેના થાંભલાઓમાં વિ૦સં૦ ૧૨૯૯, ૧૩૪૫ વગેરે સાલના શિલાલેખો ખોદાએલ છે. એટલે આ મંદિર પણ પ્રાચીન છે.

૯ આ સ્થાન અત્યારે કરૌલી (જયપુર રાજ્ય)થી ઇશાનમાં ૨૪ માઇલ દૂર છે, જેનું પ્રચલિત નામ તહનગઢ છે.

કલ્યાણુ માટે સં. ૧૦૩૩ માં પંચની સાક્ષી પૂર્વક જૈનમંદિરની પૂજા માટે વરુણુશર્મા (વડસમા) ગામનું ખેતર સમર્પિત કર્યું.'

આ તામ્રપત્ર ઉપર **श्री चामुंडराजस्य मम मतं** એમ સહી છે. અને તેમાં બારમી લીટીમાં–

**दानफलं च ॥ जिनभवनं जिनबिम्बं, जिनपूजां जिनमतं च यः कुर्यात् ।**
**तस्य नरामरशिवसुखफलानि करपल्लवस्थानि ॥**

આ રાજાએ આ૦ શ્રી વિમલચંદ્રસૂરિના શિષ્ય વીરસૂરિના ઉપદેશથી થિરા ગામના વિરૂપનાથ યક્ષના મંદિરમાં બલિદાનમાં પશુહિંસા થતી હતી તે ન કરવા માટેનું શાસન-પત્ર કરી આપ્યું. (વીરસૂરિ પણુ ત્યારબાદ પાટણુમાં આચાર્યપદથી વિભૂષિત થયા છે.)[૧૦]

–( પ્રભાવકચરિત્ર, તામ્રપત્ર, ભારતીય વિદ્યા ત્રૈમાસિક વર્ષ ૨. અંક ૧ )

**ભદ્રકુમાર** (વીરનિ૦ સં. ૧૪૬૧ લગભગ)–અષ્ટાદશશતી દેશના ઉંબરિણી ગામમાં પરમારવંશી ભદ્ર નામે રાજકુમાર હતો તેણે જૈનધર્મ સ્વીકાર્યો હતો અને અંતે આ૦ શ્રી વિમલચંદ્રસૂરિના શિષ્ય આ૦ વીરસૂરિની પાસે ભદ્રમુનિના નામથી જૈન દીક્ષા પણુ સ્વીકારી હતી. આ૦ વીરસૂરિનું સ્વર્ગ ગમન થતાં તેની પાટે ભદ્રમુનિજી આ૦ શ્રી ચંદ્રસૂરિજી એ નામથી પ્રસિદ્ધ થયા.–( પ્રભાવકચરિત્ર, શ્રી વીરસૂરિપ્રબંધ )

**ધવલરાજ** (વીરનિ૦ સં. ૧૫૨૩)–ધવલરાજ એ હસ્તિકુંડીના રાજા મમ્મટ રાજનો પુત્ર અને જૈન રાજા છે. વિદગ્ધરાજે જે આદિનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો તેમાં શ્રાવક ગોષ્ઠીઓએ પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્ય વડે ભરાવેલ અને અંજનશલાકા કરાવેલ આદિનાથ પ્રભુની પ્રતિમાની, આ. વસુદેવસૂરિ સંતાનીય આ૦ શાંતિભદ્રના ઉપદેશથી વિ. સં. ૧૦૫૩ ના માહ શુદિ ૧૩ રવિવારે પુષ્યનક્ષત્રમાં પ્રતિષ્ઠા કરાવી તથા ધ્વજાદંડ ચડાવ્યો.

ધવલરાજે પોતાના દાદાએ આપેલ તુલાદાન વગેરે દાનોને કાયમ રાખીને જિનાલય માટે પીપળા પાસેનો અરઘટ્ટવાલો કૂવો દાનમાં આપ્યો હતો.

આ રાજાએ પાછલી વયમાં પોતાના હાથે જ પોતાના પુત્ર બાલપ્રસાદને રાજ્ય સોંપી આત્મકલ્યાણુ કર્યું હતું. આ આત્માભિમુખ જૈન રાજા હતો.

–( હસ્તિકુંડી–હથુંડીનો શિલાલેખ )

**મહીપાલકુમાર** ( લગભગ વીરનિ. સં. ૧૫૫૦ )–મહીપાલ તે રાજા સંગ્રામ-સિંહનો પુત્ર હતો. રાજા સંગ્રામસિંહનું મૃત્યુ થતાં રાણીએ બાલક મહીપાલને ગુર્જરેશ ભીમદેવના મામા અને રાજા સંગ્રામસિંહના ભાઈ દ્રોણાચાર્યની પાસે ભણુવવા મૂક્યો. મહીપાલે દ્રોણાચાર્યજી પાસે દીક્ષા સ્વીકારી, જેઓ યોગ્ય સમયે શ્રી સુરાચાર્ય તરીકે પ્રસિદ્ધ થયા હતા. તેણે રાજા ભોજની[૧૧] સભામાં જઈને પંડિતોને જીત્યા હતા અને ગુર્જરપતિ ભીમદેવ તેમને બહુ માનતો હતો.–( પ્રભાવકચરિત્ર )

૧૦ પ્રથમ ભીમદેવનો મંત્રી નેઢ દંડનાયક–મંત્રી વિમલ અને ખર્ચખાતાનો પ્રધાન જાહિલ એ જૈન હતા. (ભારતીય વિદ્યા, ભા૦૨ અં૦૧)

૧૧ ભોજરાજે આ૦ શાન્તિસૂરિજીને 'વાદિવેતાલ''નું બિરૂદ આપ્યું છે અને જૈન ચૈત્ય બનાવ્યાં છે. મુંજરાજે પં. ધનપાલ કવિને 'કુર્ચાલસરસ્વતી'નું બિરુદ આપ્યું હતું. આ રાજા આ૦ અજિત-સેનસૂરિના પટ્ટધર આ૦ જિનેશ્વરસૂરિનો પરમ ભક્ત હતો.

**રાજાયશોભદ્ર** ( વીરનિ. ની સોળમી શતાબ્દિ )-વાગડદેશના રત્નપુરમાં **યશોભદ્ર** રાજા થએલ છે જે જૈનધર્મી હતો. તેણે ડિંડુયાનકમાં ચોવીશ દેરીવાળું જિનાલય બંધાવ્યું. અને આ૦ શ્રીદત્તસૂરિ પાસે જૈન દીક્ષા ગ્રહણ કરી હતી. તેઓ સમય જતાં આ૦ યશોભદ્રસૂરિ એવા નામથી પ્રભાવક જૈનાચાર્ય થએલ છે. તેઓએ ગિરનાર તીર્થપર ૧૩ દિવસનું અનશન સ્વીકારી સ્વર્ગ પ્રાપ્ત કર્યું. આ આચાર્યની પાટે અનુક્રમે આ૦ શ્રી પ્રદ્યુમ્નસૂરિ આ૦ શ્રી ગુણસેનસૂરિ આ૦ શ્રી દેવચંદ્રસૂરિ અને કલિકાલસર્વજ્ઞ આ૦ શ્રી હેમચંદ્રસૂરિ ( વિ૦ સં. ૧૧૪૫ થી ૧૨૨૯ ) થએલ છે. ( કુમારપાલપ્રતિબોધ )

**રાજકુમારો** ( વીર નિ૦ સં. ૧૫૮૭ )-આ૦ શ્રી ચક્રેશ્વરસૂરિના ઉપદેશથી ૪૧૫ રાજકુમારો પ્રતિબોધ પામ્યા હતા.

**શ્રીપાલ** ( વીર નિ૦ સં. ૧૬૧૨ )-એલીચપુરનો રાજા એલક શ્રીપાલ જૈન રાજા હતો. તેણે મલધારી આ૦ શ્રી અભયદેવસૂરિના ઉપદેશથી વિ૦ સં. ૧૧૪૨ ના મહા શુદિ ૫ રવિવારે શ્રીપુરનગરમાં શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી હતી. તથા મુક્તાગિરિ પર્વત પર શ્રી શામળીયા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી હતી. આ બન્ને શ્વેતામ્બર તીર્થો આજે પણ વિદ્યમાન છે. મુક્તાગિરિ તીર્થમાં મૂળનાયક પણ તે સમયના પ્રતિષ્ઠિત વિદ્યમાન છે. આ તીર્થ વિ૦ સં. ૧૯૪૦ સુધી શ્વેતામ્બરોના તાબામાં હતું.

**નરવર્મા** ( વીરનિ૦ સં. ૧૬૩૭ )-ધારાપતિ નરવર્માએ આ૦ શ્રી વલ્લભસૂરિને બહુ માન આપ્યું હતું, એ એ રાજા જૈનધર્મનો પ્રેમી હતો, એમ બતાવે છે.

—( જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પેરો ૩૧૪ )

**કુમારપાલ** ( વીરનિ૦ સં. લગભગ ૧૬૮૦ )-ત્રિભુવનગિરિ ( તહનગઢ )નો યાદવ વંશી રાજા કુમારપાલ આ૦ શ્રી જિનદત્તસૂરિના ઉપદેશથી જૈનધર્મનો પ્રેમી બન્યો હતો.

—( ભારતીય વિદ્યા ત્રૈમાસિક, ભા. ૨ અં. ૧ )

**પહેલો કર્ણદેવ સોલંકી** ( વીર નિ૦ સં. ૧૫૯૦ થી ૧૬૨૦ )-ગૂર્જરપતિ રાજા કર્ણદેવ જૈનધર્મ પ્રત્યે સદ્‌ભાવ ધરાવનાર રાજા હતો. તેણે આ૦ શ્રી વિમલચંદ્રસૂરિના પટ્ટધર આ૦ શ્રી સર્વદેવસૂરિના પટ્ટધર આ૦ શ્રી દેવસૂરિને " રૂપશ્રી "નું બિરુદ આપ્યું હતું. તેમજ પ્રશ્નવાહન કુલના હર્ષપુરીય ગચ્છના આ૦ શ્રી જયસિંહસૂરિના શિષ્ય આ૦ શ્રી અભયદેવસૂરિને " મલધારી "નું બિરૂદ આપ્યું હતું.[૧૨] તે ગોવિંદાચાર્યને પણ બહુ માનતો હતો.

આ રાજાના મંત્રી ધવલક, મહામાત્ય મુંજાલ અને મહામાત્ય શાંતૂ વગેરે જૈનધર્મી હતા.

—( તપગચ્છ પટ્ટાવલી, સિદ્ધરાજ અને જૈનો, પ્રભાવકચરિત્ર, ભારતીય વિદ્યા ભા૦ ૨, અં૦ ૧ )

**મહારાજા સિદ્ધરાજ જયસિંહ** ( વીર નિ૦ સં. ૧૬૨૦ થી ૧૬૬૯ )-કર્ણદેવ પછી તેની ગાદીએ તેનો પુત્ર સિદ્ધરાજ જયસિંહ આવ્યો.

---

૧૨ તેઓને આ બિરૂદ સિદ્ધરાજ જયસિંહે આપ્યું હોય એવા પણ ઉલ્લેખો મળે છે, સંભવ છે કે—રાજા કર્ણદેવ અને સિદ્ધરાજ સાથે હશે અને બિરુદની ઘટના બની હશે.

રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈના કહેવા પ્રમાણે કદાચ તે રાજા જૈનધર્મનો તિરસ્કાર કરનારો હતો, પરન્તુ સમય જતાં તે જૈન નહીં કિન્તુ જૈનધર્મ પ્રત્યે સમભાવી બનેલ છે અને તેણે જૈનધર્મનાં અનેક કાર્યોમાં સક્રિય ભાગ લીધેલ છે જે પૈકીની ટૂંકી નોંધ નીચે મુજબ છે—

સૌરાષ્ટ્ર ઉપર નીમેલા હાકેમ સજ્જને રાજ્યની ત્રણ વર્ષની ઉપજ ખરચી ગિરનાર ઉપર નેમિનાથ ભગવાનનું મન્દિર ફરીથી બંધાવ્યું અને મહારાજા સિદ્ધરાજે તેને બહાલી આપી. અને પૂજાના ખર્ચા સારું ૧૨ ગામ ધર્માદા આપ્યાં. આ જ રીતે તે બ્રાહ્મણોની મના છતાં સિદ્ધાચલજીના પહાડ ઉપર ગયો, ભ० આદિનાથની પૂજા કરી અને દેવદાયમાં ૧૨ ગામોનું દાન કર્યું.-(ગુ० પ્રા० ઇ० પૃ० ૧૭૪-૧૭૫)

સિદ્ધરાજે ચંદ્રગચ્છના—શાંડિલ્ય ગચ્છના આ. શ્રીભાવદેવસૂરિના શિષ્ય આ. વિજયસિંહ-સૂરિના શિષ્ય આ. શ્રીવીરસૂરિને એમ ટકોર કરી કે "તમારું તેજ રાજાના આશ્રયથી જ વિકસિત લાગે છે." આથી આચાર્યે ત્યાંથી વિહાર કરી ભિન્ન ભિન્ન દેશના રાજાઓનો સત્કાર પામી પુનઃ સિદ્ધરાજની આગ્રહભરી વિનતિથી અને રાજાને એવા વિદ્વાનની ખોટ સાલતી હતી તેથી પાટણમાં પ્રવેશ કર્યો. અને તે જ દિવસે સાંખ્ય મતના વાદી સિંહને જીતી સિદ્ધરાજ તરફથી "જયપત્ર" મેળવ્યું. તેમજ દિગમ્બર મુનિ કમલકીર્તિને જીતી સિદ્ધરાજ તથા તેની સભા તરફથી ઘણું સન્માન મેળવ્યું.

સિદ્ધરાજે આ આચાર્યને ઘણું માન આપ્યું અને માલવાની યુદ્ધયાત્રા પ્રસંગે આ० ભાવદેસૂરિના ચૈત્યના બલાનકે પોતાની વિજયપતાકા ચડાવી ચૈત્યનું ઘણું ગૌરવ કર્યું.

સિદ્ધરાજ જયસિંહે મલધારી આ० શ્રી અભયદેવસૂરિના ઉપદેશથી પોતાના રાજ્યમાં પર્યુષણાપર્વ અને અગ્યારશ વગેરે મોટા દિવસોની શાસનદાનપૂર્વક અમારી પ્રવર્તાવી હતી.[૧૩]

તેઓના પટ્ટધર મલધારી આ. શ્રીહેમચંદ્રસૂરિના ઉપદેશથી સિદ્ધરાજ જયસિંહે સકલ દેશમાં જિનાલયપર સ્વર્ણકલશ ચડાવ્યા, ધંધુકા, સાચોર વગેરેમાં જૈન વરઘોડાની છૂટ કરાવી આપી, જિનાલયોની દેવદાયો ચાલુ કરાવી છે.

સિદ્ધરાજ જયસિંહે સં. ૧૧૫૨માં ૧ રુદ્રમહાલય, ૨ સુવિધિનાથ (મહાવીર) મન્દિર, ૩ ચાર પ્રતિમાયુક્ત સિદ્ધપુર વિહાર અને ૪ પાટણમાં રાજવિહાર કરાવ્યા છે.

આ રાજાએ આ. દેવસૂરિને દિગંબરવાદી કુમુદચંદ્રને જીતવાનું જયપત્ર આપ્યું (સં. ૧૧૮૧ ના વૈશાખી પૂનમ), અને તે ઉપરાંત લાખ સોનામહોરો આપી, પરન્તુ આચાર્યે જૈનમુનિ હોઈને તે લેવાની મના કરી એટલે તેના વડે જિનપ્રસાદ બનાવી તેમાં ચાર આચાર્યો દ્વારા વિ. સં. ૧૧૮૩ વૈ. શુ. ૧૨ દિને શ્રીઋષભદેવ ભગવાનની પ્રતિષ્ઠા કરી.

---

૧૩ यस्पोपदेशादखिलस्वदेशे, सिद्धाधिपः श्रीजयसिंहदेवः ।
एकादशीमुख्यदिनेष्वमारी—मकारयच्छासनदानपूर्वम् ॥
(આ० વિજયસિંહસૂરિકૃત ધર્મોપદેશમાલા વિવરણ સં. ૧૧૯૧)

जेण जयसिंहदेवो, राया भणिऊण सयलदेसम्मि ।
कारविओ अमारिं, पज्जोसवणाइसु तिहीसु ॥
(આ० શ્રી ચંદ્રસૂરિકૃત શ્રીમુનિસુવ્રતસ્વામીચરિત્ર)

ત્યારથી આ આચાર્ય વાદીદેવસૂરિ તરીકે વિખ્યાત થયા છે. તેમણે સ્વાદ્વાદરત્નાકર નામનો ૮૪૦૦૦ શ્લોકપ્રમાણ ન્યાયનો ગ્રંથ બનાવ્યો છે. સિદ્ધરાજે સિદ્ધાંતાર્ણવના નિર્માતા આ૦ અમરચંદ્રસૂરિને વાદીને જીતવાની ખુશાલીમાં "સિંહશિશુક" બિરૂદ આપ્યું હતું.

સિદ્ધરાજે કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિને આચાર્યપદ અપાવ્યું અને ગુજરાતની મહત્તા વધારે તેવું વ્યાકરણ બનાવવા વિનતિ કરી જેથી આચાર્યશ્રીએ સિદ્ધહેમ વ્યાકરણ બનાવી તેને સ્વોપજ્ઞ નાની મોટી ટીકા બૃહદ્‌ન્યાસ અને ચારે અનુશાસન વગેરેથી સમૃદ્ધ કર્યું.

સિદ્ધરાજના મહામાત્યો સાંભૂ, આશુક, ઉદાયન, દંડનાયક સજ્જન અને ખજાનચી સોમ એ દરેક જૈન હતા.

—( પ્રભાવકચરિત્ર, જૈ. સા. સં. ઈતિહાસ પેરા ૩૦૯ થી ૩૩૯, તપગચ્છ શ્રમણ વંશવૃક્ષ, ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, ભારતીય વિદ્યા ૨–૧)

**કટુકરાજ** ( વીરનિ. સં. ૧૬૪૨ )–નાંદોલની ગાદી ઉપર અનુક્રમે ચૌહાણ અણહિલ્લ, જીંદ, અશ્વરાજ, કટુકરાજ, અને જયંતસિંહ રાજાઓ થયેલ છે. કટુકસિંહ બારમી સદીના ત્રીજા ચરણમાં યુવરાજપદે હતો ત્યારે તેને યુવરાજપદના ભોગવટામાં શમીપાટી ( સેવાડી ) ગામ મલ્યું હતું. સં. ૧૧૬૭ અને ૧૧૭૨ના શિલાલેખોમાં તેને યુવરાજ તથા શમીપાટીના ભોક્તા તરીકે વર્ણવ્યો છે. ત્યારપછી એક સં. ૩૧ ( જે પ્રાયઃ ૧૨૩૧ ) હશે, ના શિલાલેખમાં તેને કટુકદેવ રાજા તરીકે અને તેના પુત્ર જયંતસિંહને યુવરાજ તથા શમીપાટીના ભોક્તા તરીકે વર્ણવ્યા છે. આ કટુકરાજ–કટુકદેવ જૈનધર્મપ્રેમી રાજા હતો.

ખંડરેક ગચ્છના સેનાધિપતિ યશોદેવે વીર ભગવાનના મંદિરથી શોભતા શમીપાટીમાં મંદિર કરાવ્યું. આ યશોદેવનો પુત્ર બાહડ અને પૌત્ર થલ્લક નામે હતા. થલ્લક અશ્વરાજ રાજાનો કૃપાપાત્ર હતો. તે થલ્લકની પ્રેરણાથી યુવરાજ કટુકરાજે યશોદેવના મન્દિરમાં શાન્તિનાથની પૂજા માટે પ્રતિવર્ષ ખર્ચ બાંધી આપ્યો હતો.–(સેવાડી ગામના શિલાલેખો)

**રાજમાતા આનલદેવી** (વીરનિ. સં. ૧૬૯૧)—નાડોલના રાજા આલ્હણની પત્ની આનલદેવી જૈનધર્મની પ્રેમી હતી. તેણે પોતાના પુત્ર કેલ્હણદેવના રાજ્યકાળમાં વિ. સં. ૧૨૨૧ મહાવદિ ૨ને શુક્રવારે ખંડરેક ગચ્છના મહાવીર મંદિરમાં ભગવાન મહાવીરસ્વામીના ચૈત્ર શુદિ ૧૩ના જન્મોત્સવ નિમિત્તે રાજકીય મહેસુલમાંથી ( પ્રતિવર્ષ ) જુવારનો એક હાએલ આપવાનું જારી રાખ્યું હતું. તે રાષ્ટ્રકૂટ સહુલની પુત્રી હતી એટલે તેના પિયરના રાષ્ટ્રકૂટ ખાતૂ અને કેલ્હણ વગેરેએ પણ ભ.મહાવીરના જન્મોત્સવ નિમિત્તે એકેક દ્રમ્મ આપ્યો હતો.

–( જિનવિજયજી સંપાદિત પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા. ૨ લેખાંક ૩૪૯ )

**પરમાર્હત મહારાજા કુમારપાલ** ( વીર નિ. સં. ૧૬૬૯ થી ૧૬૯૯ )–મહારાજા કુમારપાલ સોલંકી એ પરમ જૈન રાજા હતા.

ગુજરાતનો રાજા સિદ્ધરાજ જયસિંહદેવ અપુત્રિયો મરણ પામ્યો, એટલે તેની ગાદીએ, ભીમદેવરાજાના પુત્ર ક્ષેમરાજ (હરિપાળ)ના પુત્ર ત્રિભુવનપાળનો પુત્ર કુમારપાળ આવ્યો. તેણે વિ. સં. ૧૧૯૯ માગશર શુદિ ૪ થી ૧૨૨૯ ના પોષ શુદિ ૧૨ સુધી એમ ૩૦ વર્ષ ૧ મહિનો ને ૭ દિવસ રાજ્ય ભોગવ્યું. તેને ૨ ભાઇ, ૨ બહેન, ૨ પત્ની અને મહાબલભોજ નામે ભાણેજ હતા. સિદ્ધરાજે પોતાનો ઉત્તરાધિકારી કુમારપાલ થશે એમ જાણી કુમારપાલને મારવા અનેક પ્રયત્નો કર્યા હતા પણ તે બધા નિષ્ફળ નિવડ્યા. આ વિકટ અવસ્થામાં કલિકાલ-

સર્વજ્ઞ આ૦ શ્રી હેમચંદ્રસૂરિજીના ઉપદેશથી મંત્રી ઉદાયન, મંત્રી વાગ્ભટ તથા આલિગ સર્જન, કુંભાર ( સગરા ), ભીમસિંહ ખેડુત, દેવસી કટુકવાણીયે અને વોસિરી બ્રાહ્મણે કુમારપાળને કિંમતી મદદ કરી છે. અને કુમારપાળે પણ રાજ્ય પ્રાપ્ત થતાં તે દરેકના ઉપકારનો યોગ્ય બદલો વાળી આપ્યો છે, અને પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરી છે.

તેને રાજ્ય પ્રાપ્ત થતાં જ પ્રથમ શાકંભરીના અર્ણોરાજ સાથે મહત્ત્વનું યુદ્ધ થયું છે. પોતાનું સૈન્ય ફુટી જવા છતાં એકલાએ જ આ યુદ્ધમાં વિજય મેળવ્યો હતો.

ત્યારપછી માળવાના બલ્લાલ, સૌરાષ્ટ્રના સયર, કોંકણના મલ્લિકાર્જૂન, સાંભરરાજ અને ચેદીરાજને પણ જીતી તે દેશોમાં પોતાની આણ ફેરવી હતી. મહારાજા કુમારપાલ કર્ણાટક, ગૂજરાત, લાટ, સોરઠ, કચ્છ, સિન્ધુ, ઉચ્ચ, ભંભેરી, મરૂ, માળવા, કોંકણ, મહારાષ્ટ્ર, કીર, જાલંધર, સપાદલક્ષ, મેવાડ, દીવ અને આભીર એ ૧૮ દેશોનો રાજા હતો. મહારાજા કુમારપાળનાં બિરુદો અને વિશેષણો નીચે મુજબ મળે છે–

**મહારાજાધિરાજ**—અર્ણોરાજને જીતવાથી તેનું આ પદ સાર્થક મનાય છે.

**પ્રૌઢપ્રતાપ**—સિદ્ધરાજ જયસિંહની મના છતાં તે એકાએક ગુજરાતનો રાજા બન્યો તેથી તેને આ બિરુદ અપાય છે.

**અવન્તીનાથ**—રા. ગો. હા. દેશાઈ લખે છે કે—"કુમારપાળે માળવા અને સાંભરના રાજા ઉપર જીત મેળવી હતી, એ નિર્વિવાદ છે. ' અવન્તિનાથ ' એ કુમારપાલનાં બિરુદો પૈકીનું એક છે." ( ગુ. પ્રા. ઈ. પૃ. ૧૯૩–૧૯૪ )[૧૩]

**ચક્રવર્તી**—ગુજરાતના ૭ રાજાઓ ચક્રવર્તિઓ મનાય છે. ભીમદેવ, કર્ણદેવ, સિદ્ધરાજ, કુમારપાળ, અજયપાલ, મૂળરાજ અને ભીમદેવ (ગુ. ઐ. લે. લેખાંક ૧૬૬થી ૨૦૬). સિદ્ધરાજ, કુમાળપાલ, અજયપાલ, બીજો મૂળરાજ, વિશળદેવ, અર્જૂનદેવ, અને સારંગદેવ ( સં. ૧૩૩૩નો આમરણ લેખ, પુરાતત્ત્વ પુ. ૧ અં. ૧ )

**વિજયોદયી**—મહારાજા કુમારપાળ એક પછી એક વિજય પામતો ગયો અને ઉત્તરોત્તર પ્રકાશતો ગયો.

**વિચારચતુરાનન**—કુમારપાલે ૫૦ વર્ષની ઉંમરે કપર્દીમંત્રીના "રાજા મૂર્ખ ન જોઈએ' એવા આગ્રહથી ભણવાનું શરૂ કર્યું. અને એક જ વર્ષમાં ત્રણ કાવ્ય સુધીનું જ્ઞાન મેળવ્યું, ત્યારથી તેને આ બિરુદ અપાય છે.

**ત્રૈલોક્યકલ્પદ્રુમ**–પાશુપતાચાર્ય ગંડ ભાવબૃહસ્પતિની પ્રભાસપાટણમાં રહેલ પ્રશસ્તિમાં કુમારપાળને **तेजोविशेषोदयी, अचिन्त्यमहिमा, बल्लालधराधिपजांगलनरेशविजेता** અને **त्रैलोक्यकल्पद्रुम** વિશેષણો આપ્યાં છે.

મહારાજા કુમારપાળના આંતરિક જીવન ઉપર ઉપરનાં બિરુદો–વિશેષણો સુંદર પ્રકાશ પાડે છે. તેણે કરેલ પ્રજાપાલનનાં ધાર્મિક કાર્યોના વિસ્તૃત ઉલ્લેખો મળે છે જેની ટૂંકી નોંધ નીચે મુજબ છે.

---

૧૩ મહારાજા કુમારપાલે માળવાના વિજયસ્મારક તરીકે ચિત્તોડના કિલ્લામા સિદ્ધેશ્વર મહાદેવનુ મંદિર બંધાવેલ છે જે આજે મોકલજીના મન્દિર તરીકે વિખ્યાત છે, જેમા મહારાજા કુમારપાળનો ૨૮ લીટીમાં શિલાલેખ પણ ચોડેલો છે. આ મન્દિરના નસ્થરમા જૈન તીર્થંકરોના કલ્યાણકો જિનાભિષેકો વગેરેનાં આલેખનો છે. કુમારપાલનો તે શિલાલેખ દિગમ્બર મુનિ રામકીર્તિએ તૈયાર કરેલ છે.

મહારાજા કુમારપાળે પ્રજાનું સુંદર રીતે પાલન કર્યું, ન્યાય પ્રવર્તાવ્યો. પ્રજાપ્રેમ સંપાદન કર્યો[૧૪] અને અનેક રાજાઓને વશ કરી પોતાની આજ્ઞા તથા કીર્તિ દૂર સુધી ફેલાવી.

તેણે પહેલવહેલાં પ્રભાસપાટણના સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર શરૂ કરાવ્યો, અને તેની સફળતા માટે કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજી પાસે માંસાહારનો ત્યાગ કર્યો અને બ્રહ્મચર્યનો સ્વીકાર કર્યો (સં. ૧૨૦૭-૮). ત્યાર પછી સાત કુવ્યસનો (હિંસા, માંસ, જુગાર, વેશ્યયાગમન, પરસ્ત્રીસેવન, મદિરા અને ચોરી )નો હંમેશને માટે ત્યાગ કર્યો. પોતાના રાજ્યમાં અમારીપટહ વગડાવ્યો. ( સં. ૧૨૦૮ ), જેનો અવાજ મારવાડના રત્નપુર કિરાડુ લાટહ્રદ, શિઓની વગેરે સ્થાનો સુધી પહોંચ્યો હતો. પરિણામે ત્યાંના જાગીરદારોએ પણ આ અમારી–આજ્ઞાને વધાવી લીધી હતી. મહારાજા કુમારપાળે પોતાના રાજ્યમાં જુગાર સર્વથા બંધ કરાવ્યો તથા અપુત્રિયાનું ધન રાજા લે એવો પુરાણયુગથી ચાલ્યો આવતો કાયદો રદ કર્યો. સ્ત્રીહકના કાનુનમાં ક્રાન્તિ કરી. ( સં. ૧૨૦૮ થી ૧૨૧૨ ). સોમનાથપાટણમાં સોમેશ્વરના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. ( સં. ૧૨૦૮ થી ૧૨૧૧ ), અને પાર્શ્વનાથનું દહેરાસર પણ કરાવ્યું. કુમારવિહારો, જૈન મંદિરો બનાવ્યાં, ૭૨ દેરીવાલો ત્રિભુવનવિહાર કરાવ્યો. ભગવાન પાર્શ્વનાથ, ભ૦ નેમિનાથ વગેરેની પ્રતિમાઓ ભરાવી. શ્રાવકનાં ૧૨ વ્રત સ્વીકાર્યાં ( સં. ૧૨૧૬ ). દાનશાળા ખોલી અને તેની વ્યવસ્થા શ્રીમાળી નેમિનાગના પુત્ર શ્રેષ્ઠી અભયકુમારને સુપ્રત કરી. પર્વોના દિવસે સર્વથા શીલ પાળ્યું. મોટો તપ કર્યો નથી, રથોત્સવ કર્યા, અઠ્ઠાઈ મહોત્સવ કર્યા, શત્રુંજય તીર્થની યાત્રા કરી, કિન્તુ વૃદ્ધાવસ્થાના કારણે ગિરનાર તીર્થની યાત્રા કરી શકયો નહીં. ( વિ. સં. ૧૨૨૨-૨૩ )

ગુર્જરેશ્વર કુમારપાળ શ્રી હેમચંદ્રસૂરિનો શ્રાવક હતો. તેણે લગભગ ૧૪૪૦ કુમારવિહારો બનાવ્યા છે, જે પૈકી પાટણ, સોમનાથપાટણ, થરાદ, ઝાલોર, લાડોલ, ખંભાત, તારંગા, શત્રુંજય વગેરે સ્થાનોના કુમારવિહારોના શિલાલેખો અને ઉલ્લેખો મળે છે.[૧૫] તેનો આ ધર્મપ્રચાર તેના જ ઉત્તરાધિકારી અજયપાળને ખટક્યો હતો. એટલે તેણે પોતાને कलिकालनिकलंकावतार તરીકે જાહેર કરીને કુમારવિહારો જૈનમુનિઓ અને જૈન ગૃહસ્થોનો વિનાશ કરવા કમ્મર કસી, પરન્તુ આભડ શ્રાવક અને શીલ ભાંડના પ્રયત્નથી

---

૧૪ हरिरितिज्ञात: प्रभावाजने, शुद्धाचारनवावतारतरणि:, सद्धर्मकर्मक्रम–प्रादुर्भावविशारद: नयपथप्रस्थानसार्थाधिप: ॥ य: कृतयुगं संप्रत्यवतारयत् ॥–વડનગર કિલ્લાની પ્રશસ્તિ શ્લો.૧૪–૧૬.

त्रैलोक्यकल्पद्रुम–ગંડ ભાવબૃહસ્પતિની પ્રશસ્તિ શ્લો. ૧૧.

चौलुक्यकुलकल्पद्रुम, विचारचतुरागन ॥–અભિનવ સિદ્ધરાજ જયંતસિંહનું તામ્રપત્ર.

त्रैलोक्दरक्षाक्षम: विक्रम:, लोकंपृणैरात्मगुणैरलंघ्य: ॥–શ્રીધરની પ્રશસ્તિ શ્લો૦ ૧૯.

૧૫ કુમારપાળે જૈન દેવળો પાછળ ખર્ચ કરેલો છે. સાગલવસહિકા, કરબકવિહાર, મુશકવિહાર, ઝોલિકાવિહાર અને આ સિવાય બીજા ૧૪૪૪ જૈન દેવળ કુમારે બંધાવ્યાની દંતકથા ચાલે છે.
(ગુ૦ પ્રા૦ ઇ૦ પૃ૦ ૧૯૬)

તેણે તે અનર્થજનક કાર્યને રોકી દીધું. છતાંય એનું એ જુલ્મી વર્તન એને નુકશાનકારક નિવડયું.[૧૬] એના જુલ્મમાંથી શત્રુંજય અને તારંગા વગેરે સ્થાનોના કુમારવિહારો બચી ગયા છે.

ગુર્જરેશ્વર કુમારપાળ વિ. સં. ૧૨૧૬માં પરમાર્હત બન્યો ત્યારથી તે નિરન્તર—સવારે—નમસ્કારમંત્રનું સ્મરણ, જિનેન્દ્રવંદન, ચૈત્યવંદન, અષ્ટપ્રકારી જિનપૂજા, ચંદન કપૂર અને સ્વર્ણકમળોથી ગુરુપૂજા, પ્રત્યાખ્યાન, વ્યાખ્યાનશ્રવણ, ઘર દેરાસરમાં ભોજન ધર્યા પછી ભોજન કરવું, આઠમ ચૌદશે એકાસણું, બપોરે વિદ્વદ્‌ગોષ્ઠી, રાજકાર્ય, સાંજે—ભોજન, દહેરાસરમાં આંગી, આરતી, મંગળદીવો, જિનેન્દ્રનાં ગુણગાન, રાત્રે મહાપુરુષોનાં જીવનની વિચારણા અને નિદ્રા—આ પ્રમાણે સાધારણ દૈનિક કાર્યક્રમને પાળતો હતો.

એકંદરે ગુર્જરેશ્વર કુમારપાળ તે વડનગર અને શ્રીધરની પ્રશસ્તિ વગેરેના આધારે વસુધાનો ઉદ્ધારક, હરિ જેવો પ્રભાવક, નયમાર્ગપ્રવર્તક, ત્રૈલોક્ય રક્ષાક્ષમ વિક્રમ અને લોકપ્રિય ગુણવાળો મહારાજા છે એટલે કે એક આદર્શ રાજા છે. તેમજ શતાર્થી આ. શ્રી સોમપ્રભસૂરિના કથન પ્રમાણે—

**सत्त्वानुकंपा न महीभूजां स्यादित्येष क्लृप्तो वितथप्रवादः ।**
**जिनेन्द्रधर्मं प्रतिपद्य येन, श्लाघ्यः स केषां न कुमारपालः ॥**

—( કુમારપાલ પ્રતિબોધ પૃ૦ ૪૭૫ )

એટલે કે કુમારપાળ એ સાચો અહિંસક અને પરમ જૈન રાજા હતો.

કુમારપાળના મહામાત્યો—મંત્રીઓ ઉદાયન ( ખંભાતનો સૂબો ), આલિગ, બાહડ, પૃથ્વીપાલ, કુમારસિંહ, કપર્દી, સર્જન, આંબડ અને આભડ એ દરેક જૈન હતા.

—(દ્વયાશ્રય કાવ્ય બન્ને, કુમારપાલપ્રતિબોધ, પ્રબંધચિંતામણિ, મોહરાજપરાજય નાટક, કુમારપાલચરિત્ર, શિલાલેખો, ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, "પરમાર્હત મહારાજા શ્રી કુમારપાળ" લેખ જૈન સત્ય પ્રકાશ ક્રમાંક ૪૫, ભારતીય વિદ્યા ૨–૧.)

**પ્રાંતે**—વીર નિ. સં. ૧૭૦૦ પછી જૈન રાજાઓ નહીંવત્ થયા છે, જેનો પરિચય અવસરે રજુ કરવામાં આવશે.

---

૧૬ અજયપાલે ગાદીપર બેસતાં જ જૈન લોકોપર જુલમ કરવા માંડયો, કુમારપાલે બંધાવેલાં જૈન દેવળો તેણે તોડી નાખવા માંડયાં. જૈન ગ્રંથકારો તેને ભ્રષ્ટબુદ્ધિનો પિતૃઘાતક અને નાસ્તિક તરીકે વર્ણવે છે. અજયપાલે ક્રૂર ઉન્મત્ત અને દંશીલી ચાલ ચલાવી છે, એમાં કંઇ શક નથી. કુમારપાલ રાજાના માનીતા મંત્રી કપર્દીને ધગધગતી તેલની કડાઈમાં તળી નાખ્યો. આ૦ રામચંદ્રસૂરિને તપાવેલી તાંબાની પાટ ઉપર સુવરાવી મારવાનો હુકમ કર્યો. અને મંત્રી આંબડને મારી નાખ્યો. વગેરે. આ જુલ્મી રાજાનું રાજ્ય ઘણા વર્ષ ટકી શક્યું નહીં. તેણે ત્રણ વર્ષ રાજ્ય કર્યા પછી વિજયદેવ નામના તેના દ્વારપાળે તેના પેટમાં કટાર મારીને તેનો પ્રાણ લીધો.

—( રા૦ બ૦ ગો૦ હા૦ દેશાઈકૃત ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ, પૃ૦ ૨૦૩–૨૦૪ )

# પરમાર્હત મહારાજા કુમારપાળ

## [ એક આદર્શ રાજવી ]

લેખક–શ્રીયુત **ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ, ભાવનગર.**

---

બારમા સૈકામાં ગુજરાતના પાટનગર **પાટણ**ની જાહોજલાલી બહુ જ ઉચ્ચ હદે ગયેલી હતી. **કુમારપાળ મહારાજા** પહેલાં ગુજરાતની ગાદી ઉપર **સિદ્ધરાજ જયસિંહ** રાજા રાજ્ય કરતો હતો. તેમની સાથે પ્રથમ શ્રીમાન્ **હેમચંદ્રાચાર્ય** મહારાજનો પરિચય થયો હતો; પરંતુ કુમારપાળ મહારાજનો પરિચય **આચાર્ય** મહારાજ સાથે થયો અને બંને મહાન વ્યક્તિઓથી શાસનપ્રભાવનાનાં શું શું કાર્યો થયાં તે જણાવવાનો જ આ લેખનો હેતુ છે.

આચાર્યપદ પ્રાપ્ત થયા પછી શાસનોદ્ધાર કરવાની પ્રતિજ્ઞા આચાર્ય મહારાજે કરેલી હતી. અને રાજામહારાજા જ્યાં સુધી જૈનધર્મના નાયક ન થાય ત્યાં સુધી આ સંકલ્પ સિદ્ધ થવો મુશ્કેલ છે એમ વિચારી મંત્રારાધન કરી દેવતા પાસેથી તે ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત થતાં સમયની રાહ જોતા હતા. આચાર્ય મહારાજે સરસ્વતીદેવીનું આરાધન કર્યું હતું. જેથી તેમને પ્રસન્ન થયાં હતાં. શ્રીગિરનારજી તીર્થ ઉપર તેમને શ્રી **અંબિકાદેવી**નો સાક્ષાત્કાર થયો હતો. અને **વિમલેશ્વર**દેવની પણ આરાધના કરી હતી.

**સિદ્ધરાજ** મહારાજાને પુત્ર નહોતો અને થવાનો પણ નહોતો; પરંતુ તેમની પાછળ કુમારપાળ રાજા ગાદીપતિ થશે, તેમ દૈવી શક્તિ અને જ્યોતિષથી તેમના જાણવામાં આવ્યા પછી પૂર્વભવના કોઈ વૈરભાવથી કુમારપાળને મારી નાખવાના અનેક પ્રયત્નો કરવા છતાં ભાવિ-ભાવના યોગે, ભવિષ્યકાળમાં આચાર્ય મહારાજના ઉપદેશથી કુમારપાળ મહારાજા વડે શાસન-પ્રભાવનાનાં કાર્યો થવાનાં હોવાથી, સિદ્ધરાજનું ધાર્યું બન્યું નહિ. તે દરમિયાન કુમારપાળને પોતાનું જીવન સાચવવા દેશાટનમાં ગુપ્ત રીતે રહેવું પડ્યું હતું, જે વખતે **આચાર્ય મહારાજે** કુમારપાળનું જીવન બચાવ્યું હતું. સિદ્ધરાજના અવસાન બાદ કુમારપાળ મહારાજા ગાદીપતિ થયા. પૂર્વભવે કરેલ ધર્મારાધનથી પ્રગટ થયેલ પુણ્યબળ, પુરુષાર્થ અને મહાન પુરુષોના ઉપદેશ–પરિચય વગર આદર્શપણું પ્રાપ્ત થતું નથી. મહારાજા કુમારપાળે પૂર્વભવે કરેલી આરાધનાના ફળરૂપે કુમારપાળ રાજવી થયા. અને રાજા તરીકેનો પુરુષાર્થ પણ તેમનામાં હતો. અને કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રાચાર્યના પરિચય–ઉપદેશ અને ગુરુભક્તિ વડે તેઓ એક આદર્શ નૃપતિ થયા હતા, કે જે પછી કોઈ તેવો રાજવી અત્યાર સુધી થયેલ નથી.

કુમારપાળ મહારાજા ગાદીપતિ થયા તે વખતે **પાટણ** ભારતના સર્વોત્કૃષ્ટ નગરમાંનું એક હતું. વ્યાપાર, કલાકૌશલ્ય વગેરેમાં તે ઘણું જ આગળ વધીને સમૃદ્ધિના શિખર ઉપર પહોંચ્યું હતું. કહેવાય છે કે **પાટણ**માં તે વખતે ૧૮૦૦ કરોડપતિ હતા.

**રાજ્યવિસ્તાર**—ગાદીએ બેઠા પછી કુમારપાળ રાજાએ રાજ્યનો વિસ્તાર વધાર્યો હતો. તેનો વિસ્તાર ઉત્તર દિશામાં **તુર્કસ્તાન**, પૂર્વમાં **ગંગા** નદી, દક્ષિણમાં **વિંધ્યાચલ** અને પશ્ચિમમાં **સમુદ્રપર્યંત સિંધદેશ** અને **પંજાબ**ના કેટલાક ભાગ સુધી હતો.

ઉપર પ્રમાણે રાજ્યની વૃદ્ધિ કર્યા પછી દરેક કાર્યો માટે રાજાએ સમય નિયત કર્યો હતો.

**કુમારપાળ રાજાની કાર્યવાહી**—પ્રથમ વિભાગમાં ખર્ચ લાયક ધનનો વિચાર,

બીજામાં પ્રજાની રક્ષાના ઉપાયના વિચાર, ત્રીજામાં દેવભક્તિ અને ચોથા વિભાગમાં ખજાનાનો હિસાબ લેવો, પછી બહાર ફરવા જવાનો, પછી હાથી, ઘોડા વગેરે રાજ્યની રિયાસતની રક્ષા કરવા માટેનો, પછી બીજા રાજાઓને તાબે કરવાનો, નવી સેના તૈયાર કરવા અનુકૂળ ઉપાયો શોધવા વગેરે તેમની કાર્યવાહી હતી.

આ બધું જાણીને કલિકાલસર્વજ્ઞ **આચાર્ય** ભગવાન બહુ જ ખુશી થયા અને હવે-શાસનોદ્ધારની પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થવાનો સમય નજીક આવ્યો જાણી પાટણ નગરમાં પધાર્યા.

**ગુરુદેવના ઉપદેશની અસર**—કેટલાક સમય બાદ જ્યારે કુમારપાળ મહારાજને યથાર્થ ધર્મનું સ્વરૂપ જાણવાની જિજ્ઞાસા થઈ, ત્યારે **આચાર્ય** મહારાજે સત્ય ધર્મનું સ્વરૂપ સમજાવતાં, પ્રથમ જીવદયાનું સ્વરૂપ અને અભયદાન ઉપર શાસ્ત્રીય દૃષ્ટાંતો આપવાથી, કુમારપાળ રાજવીએ માંસ નહિ ખાવાનો, શિકાર નહિ કરવાનો અને જીવદયા પાળવાનો નિયમ કરતાં પોતાના આખા રાજ્યમાં **અ**મારી ઘોષણાનો પડહ વગાડાવ્યો. ત્યારપછી ગુરૂ મહારાજે દ્યુત વગેરે સાત વ્યસનોનો ઉપદેશ આપતાં તે પણ બંધ કરાવ્યાં. અને પરદારાગમનના ઉપદેશથી રાજાએ પરદારાગમનનો નિયમ કર્યો. ત્યારબાદ ગુરુમહારાજે દેવપૂજાનો અધિકાર, સર્વજ્ઞનું સ્વરૂપ, દેવગુરુપૂજા-ઉપાસનાનો ઉપદેશ આપતાં કુમારપાળે ત્રિભુવનવિહાર જિનમંદિર બંધાવી શ્રી નેમિનાથ ભગવાનને પ્રતિષ્ઠિત કર્યા. ધર્મના ચાર પ્રકાર—દાન, શિયળ, તપ અને ભાવનું સ્વરૂપ જણાવતાં કુમારપાળ મહારાજે બાર વ્રતો ગ્રહણ કર્યાં અને પરમ જૈન બન્યા.

રાત્રિના પણ કુમારપાળ મહારાજા પ્રામાણિક પુરુષો સાથે વાતચીત કરવી, શાસ્ત્રનું સ્મરણ કરવું, સંગીત સાંભળવું, ધ્યાન કરવું, દેવને નમસ્કાર કરવા, મંત્રજાપ કરવો વગેરે નિયત સમયે કરતા. કોઈ કોઈ દિવસ રાત્રિના નગરચર્ચા જોવા પણ જતાં. એક વખત રાત્રિના નગરમાં ફરવા જતાં, કોઈ અપુત્ર મનુષ્યના મૃત્યુ બાદ તેની સંપત્તિ રાજ્ય લેતું તે દારુણ નિયમ છે અને પ્રજા તેથી બહુ પીડાય છે તેનો અનુભવ થતાં, સવારે તેનું ધન રાજ્યે નહિ લેવું તેવો પોતાના રાજ્યમાં નિયમ કર્યો; એટલે કે પ્રજાના કોઈ પણ દુઃખો જાણી તેને દૂર કરવાનો પ્રયાસ પણ તરત કરતા.

**પરિગ્રહ અને રાજ્યરિયાસતનું પરિમાણ**—કુમારપાળ રાજાએ **આચાર્ય** ભગવાનના ઉપદેશથી બાર વ્રતો ગ્રહણ કર્યાં પછી રાજાએ પરિગ્રહપરિમાણ કર્યું હતું. ૬ કરોડ સોનૈયા, ૯ કરોડ રૂપિયા, ૧૦૦૦ રત્નો, ૫૦૦ મહેલો-મકાનો, ૫૦૦ વખારો, ૮૦૦૦૦ ગાયો, ૫૦૦ ગાડાંઓ—એટલા સામાન્ય પરિગ્રહ સાથે સૈન્યમાં ૧૧૦૦ હાથી, ૫૦૦૦૦ રથ, ૧૧૦૦૦૦૦ ઘોડા, ૧૮૦૦૦૦૦ પાયદળ એટલાથી વધારે રાખવાનો નિયમ લીધો હતો.

**કુમારપાળ મહારાજે કરેલી દેવગુરુભક્તિ અને શાસનપ્રભાવના**—કુમારપાળ મહારાજે ૧૪૦૦ જિનમંદિરો બંધાવ્યાં. અઢાર દેશોમાં જીવદયા પળાવી. ૧૬૦૦ જિનમંદિરના જીર્ણોદ્ધાર કરાવ્યા. ૧૪૪૪ નવાં જિનચૈત્યો પર કળશ ચડાવ્યા. ૯૮ લાખ રૂપિયાનો ઉચિત દાનમાં વ્યય કર્યો. ૭ વખત તીર્થયાત્રા કરી. ૨૧ જ્ઞાનભંડાર સ્થપાવ્યાં. ૭૨ લાખ અપુત્રીયાનું ધન છોડી દીધું. ૭૨ લાખ રૂપિયા શ્રાવકોનો કર માફ કર્યો. શ્રાવકોને સહાયતા માટે એક કરોડ રૂપિયા પ્રતિવર્ષ આપ્યા.

**કુમારપાળ રાજાનું દિનકૃત્ય અને ધાર્મિક ભાવના**—એ પ્રમાણે શ્રી હેમચંદ્ર મહારાજની દેશના સાંભળતાં કુમારપાળ ભૂપાલ સમસ્ત તત્ત્વને જાણીને જિનધર્મમાં પરાયણ

થયો. એટલે પ્રભાતે પંચનમસ્કારનું સ્મરણ કરતાં તે જાગૃત થતો. તેમજ હૃદયમાં દેવ, ગુરુ અને ધર્મની પ્રતિપત્તિ–પ્રાપ્તિનો વિચાર કરતો. પછી કાયશુદ્ધિ કરીને તે પુષ્પ, ફળ, સ્તોત્રરૂપ વિવિધ પૂજાથી જિનપ્રતિમાને પૂજતો. સત્ત્વગુણના સ્થાનરૂપ તથા સમસ્ત જય–લક્ષ્મીના તિલક સમાન તે પ્રતિદિન યથાશક્તિ વ્યાખ્યાન આદરતો. વળી તે હસ્તીના સ્કંધ પર આરૂઢ થઇ સમસ્ત સામંત મંત્રીઓના પરિવાર સાથે જિનભવનમાં આવતો અને ત્યાં વિધિપૂર્વક પ્રવેશ કરતો હતો. પછી અષ્ટપ્રકારની પૂજાથી તે જિનપ્રતિમાઓને પૂજતો અને પ્રણામ કરીને પવિત્ર સ્તોત્રોથી ભગવંતના ગુણગાન કરતો હતો. વળી શ્રીહેમચંદ્ર ગુરુમહારાજના ચરણ ચંદન, કર્પૂર અને કનક–કમળોથી પૂજીને તે પ્રણામ કરતો અને પ્રત્યાખ્યાન લેતો. તથા ગુરુની સમક્ષ બેસીને પરલોકમાં સુખ આપનાર એવા ધર્મનું તે શ્રવણ કરતો અને પોતાના મહેલમાં આવીને તે લોકોને દાદફરિયાદ કરવાનો અવસર આપતો હતો. વળી ભોજન વિશેષનો થાળ આગળ ધરીને પુનઃ ગૃહચૈત્યની પૂજા કરતો અને યોગ્ય સંવિભાગવ્રત સાચવીને તે પવિત્ર આહારનું ભોજન કરતો હતો. ભોજન કર્યા પછી રાજ-સભાના મંડનરૂપ સિંહાસન પર બેસીને તે પંડિતોની સાથે શાસ્ત્રાર્થનો વિચાર ચલાવતો હતો. વળી અષ્ટમી કે ચતુર્દશી વિના તે દિવસના આઠમા ભાગે ભોજન લેતો અને સાંજે ગૃહચૈત્યોની પુષ્પાદિકથી પૂજા કરતો હતો. એમ પુણ્યના નિધાનરૂપ કુમારપાળ રાજા પવિત્ર આચરણોથી કાળ વ્યતીત કરતો.

**નવકારમંત્ર માટે રાજાની અચલ શ્રદ્ધા**—કુમારપાળ મહારાજા હંમેશાં **પંચપર-**મેષ્ઠિનું સ્મરણ કરતાં નિદ્રાવશ થતો અને નમસ્કારમંત્રનું સ્મરણ કરતાં અને બંદીજનોને કહેલ જિનસ્તવનથી જાગૃત થતો. પંચપરમેષ્ઠિનમસ્કારના માહાત્મ્ય માટે કુમારપાળ નરેશ કહેતો કે તેથી મને સાક્ષાત્ ફળ મળ્યું. સૈન્ય સહિત દિગ્યાત્રા કરવા જતાં મારું કામ ન સરતું અને વિપરીત ફળ મળતું, પરંતુ હવે નમસ્કાર મંત્રનું સ્મરણ કરતાં તેના પ્રભાવથી મારા શત્રુઓને મારા દંડનાયકો પણ જીતી શકે છે. વળી કયાંય પણ અનર્થ ઉપજતો નથી. મારા દેશમાં દુષ્કાળનું પણ કોઈ વખત નામ સાંભળવામાં આવતું નથી. વળી શ્રી પાર્શ્વનાથ ભગવાનના સ્મરણના મહિમાને પણ અદ્ભુત ગણતો હતો.

કુમારપાળ મહારાજાના ધાર્મિક જીવન માટેની હકીકતો કુમારપાળચરિત, કુમારપાળ-પ્રબંધ, કુમારપાળપ્રતિબોધ, પ્રબંધચિંતામણિ, પ્રભાવકચરિત્ર, કુમારપાળ રાસ વગેરે ઘણા ગ્રંથોમાં લખાયેલ છે; પરંતુ કુમારપાળપ્રતિબોધના કર્તા શ્રીસોમપ્રભાચાર્ય રાજા કુમાર-પાળના સમકાલીન હતા, અને રાજાના ખાનગી જીવનના પણ માહિતગાર હતા તેથી તેમનું લખાણ વધુ માનનીય છે. કુમારપાળ મહારાજા એક આદર્શ રાજવી, ધાર્મિક–શ્રદ્ધાળુ નૃપતિ, પરમાર્હત જૈન રાજા હતા. ધર્મના સર્વ નિયમોનું એક સરખું પાલન કરતા ઉદાર રાજા હોવાથી સર્વ ધર્મને માન આપનાર હતા. ઊંચા પ્રકારનું ચારિત્ર હોવાથી સદ્ગુણી મનુષ્યોનો સત્કાર કરતા અને તેમના રાજ્યકાળમાં પ્રજા સર્વ રીતે સુખી હતી.

કુમાળપાળ રાજાનો જન્મ સં. ૧૧૪૯, રાજ્યાભિષેક સં. ૧૧૯૯, સમ્યક્ત્વમૂળ બાર વ્રતસ્વીકાર સં. ૧૨૧૬, સ્વર્ગગમન સં. ૧૨૩૦. એ રીતે ૫૦ વર્ષની પ્રૌઢ ઉમરે ગાદી ઉપર બેઠા પછી ૩૧ વર્ષનો રાજ્યકાળ ભોગવી ૮૧ વર્ષની ઉમરે તેમનો સ્વર્ગવાસ થયો.

# જૈન ગૃહસ્થોની

# સાહિત્યસેવા



લેખક :

પૂ. મુનિમહારાજ

**શ્રી ચતુરવિજયજી**

ગંભીરા.

**જૈન** સાહિત્યના સૃષ્ટાઓ મુખ્ય ભાગે ત્યાગી મહાત્માઓ છે, જેઓ સાંસારિક ઉપાધિથી સર્વથા મુક્ત હોવાને કારણે અધ્યયન અધ્યાપન તથા સહિત્ય-સર્જનમાં જ મોટા ભાગે પોતાના સમયનો ભોગ આપતા. સાહિત્યરચનામાં નિવૃત્તિ અગ્રસ્થાન ભોગવે છે. જૈન ગૃહસ્થોમાં ઘણા ખરા મંત્રીઓ વગેરે વિદ્યાવ્યાસંગી તેમજ વિદ્વદ્વર્ગમાં પ્રતિષ્ઠાપાત્ર તથા વિદ્વાનોની કવિતાની યોગ્ય કદર કરનારા અને તેના ગુણદોષનું નિરૂપણ કરવામાં શક્તિ ધરાવનારા હતા. પરંતુ તેમનું જીવન વ્યાપારિક, સામાજિક, રાજકીય અનેક વ્યવસાયોમાં પ્રવૃત્તિમય હોવાથી સાહિત્યસર્જનમાં વિશેષ ઉદ્યમશીલ થયા જોવામાં આવતા નથી. છતાં સર્વથા અભાવતો નથી જ. ભલે અલ્પ પ્રમાણમાં હોય પરંતુ ગૃહસ્થ કવિઓએ પણ સાહિત્યમાં પોતાનો ફાળો આપ્યો છે. જો કે સર્વ સાહિત્યથી હું પરિચિત નથી, છતાં મારા અભ્યાસ પ્રમાણે કેટલાક જૈન ગૃહસ્થોની સાહિત્યસેવાનું દિગ્દર્શન કરાવવા પ્રવૃત્તમાન થાઉં છું.

**૧ કવિ ધનપાળ**—ગૃહસ્થ જૈન કવિઓમાં સહુથી અગ્રસ્થાન પં. શ્રી **ધનપાળ** ભોગવે છે. એઓ જન્મથી શૈવધર્મી હતા. છતાં એમના લઘુ ભ્રાતા શોભન (જેણે જૈનદીક્ષા સ્વીકારી હતી)ના સહવાસે જૈનતત્ત્વોનો અભ્યાસ કરી શુદ્ધ શ્રદ્ધા થવાથી જૈનત્વ અંગીકાર કર્યું હતું. એ ધારાધીશ મુંજનો અતિમાનીતો રાજસભાલંકાર મહાકવિ હતો. મુંજ પછી ધારાધીશ ભોજરાજાએ ‘ સિદ્ધસારસ્વત કવીશ્વર ’ ‘ કૂર્ચાલ સરસ્વતી ’ એ નામનું બિરૂદ આપ્યું હતું. ભોજ અને ધનપાળ બાલ્યાવસ્થાથી જ પરસ્પર પરમસ્નેહિઓ હતા.

ધનપાળે જૈનધર્મ સ્વીકાર્યા પછી જૈનસિદ્ધાંતોક્ત વિચારો અને સંસ્કારોને પ્રતિપાદન કરનારી તિલકમંજરી જેવી અદ્વિતીય અને અદ્ભુત કથા રચી. જે મુદ્રિત અને સુપ્રાપ્ય છે.

કવિ પોતાની વંશપરંપરાદિ હકીકત નીચે પ્રમાણે જણાવે છે.

आसीद् द्विजन्माखिलमध्यदेशे प्रकाशशंकाश्यनिवेशजन्मा ।
अलब्ध देवर्षिरिति प्रसिद्धिं यो दानवर्षित्वविभूषितोऽपि ॥
शास्त्रेष्वधीती कुशलः कलासु बन्धे च बोधे च गिरां प्रकृष्टः ।
तस्यात्मजन्मा समभून्महात्मा देवः स्वयंभूरिव सर्वदेवः ॥
तज्जन्मा जनकांह्रिपंकजरजःसेवाप्तविद्यालवो ।
विप्रः श्रीधनपाल इत्यविशदामेतामबध्नात् कथाम् ॥
अक्षुण्णोऽपि विविक्तसूक्तरचने यः सर्वविद्याब्धितः ।
श्रीमुंजेन ‘ सरस्वती ’ ति सदसि क्षोणीभृता व्याहृतः ॥
निःशेषवाङ्मयविदोऽपि जिनागमोक्ताः श्रोतुं कथाः समुपजातकुतूहलस्य ।
तस्यावदातचरितस्य विनोदहेतो राज्ञः स्फुटाद्भुतरसा रचिता कथेयम् ॥

ભાવાર્થ—મગધદેશમાં આવેલા સાંકાસ્યનામા નિવેશમાં ( સંયુક્ત પ્રાંતમાં ફરૂકાબાદ જિલ્લામાં સંકિસ નામનું હાલ ગામ છે ત્યાં ( જુઓ ઇંડિયન હિસ્ટોરિકલ કવાટર્લી માર્ચ. ૧૯૨૯ પૃ. ૧૪૨ ) દેવર્ષિ નામનો દ્વિજ હતો કે જેનો પુત્ર સર્વ શાસ્ત્રમાં કુશલ સ્વયંભૂસમાન **સર્વદેવ** નામે થયો. તે પિતાના ચરણકમળની સેવાથી વિદ્યાલવને પ્રાપ્ત થયેલા અને સર્વ વિદ્યાના સમુદ્રરૂપ મુંજરાજાએ સભામાં જેને 'સરસ્વતી' એવા ઉપનામથી બોલાવેલો એવા તેના પુત્ર ધનપાલ વિપ્રે સર્વ શાસ્ત્રના જ્ઞાતા હોવા છતાં પણ, જૈનશાસ્ત્રોમાં વર્ણવેલી કથાઓ સાંભળવા માટે ઉત્પન્ન થયેલા કૌતૂહલવાળા તેમજ નિર્મલ ચરિતવાળા ભોજરાજાના વિનોદ ખાતર આ તિલકમંજરી નામની સ્ફુટ અને અદ્ભુત રસવાળી કથા રચી.

કથામાં ઉત્સૂત્ર પ્રરૂપણા ન થાય તેવી દૃષ્ટિએ જૈનાચાર્ય વાદિવેતાલ શાંતિસૂરિએ તેનું સંશોધન કર્યું હતું.[1] તિલકમંજરીની તાડપત્રની પ્રત સં. ૧૧૩૦માં લખાયેલી જેસલમેરૂ ભંડારમાં છે. કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય જેવાએ પણ તિલકમંજરીનાં પદ્યો ઉચ્ચ કોટિનાં માન્યાં છે અને કાવ્યાનુશાસન તથા છંદોનુશાસનમાં ઉદાહરણ તરીકે મૂકયાં છે.

સં. ૧૦૨૯ માં જ્યારે માળવાના રાજ્યની ધાડે મન્નખેડ નામનું ગામ લૂંટયું ત્યારે ધારાનગરીના પ્રતિષ્ઠિત ધનપાળ પંડિતે નિર્દોષ માર્ગ ઉપર રહેલી પોતાની સુંદરી નામની બ્હેન માટે 'પાઇયલચ્છી નામમાળા' રચી. જે સં. ૧૯૭૩માં પં. બેચરદાસે સંશોધિત કરી જૈ. શ્વે. કોન્ફરન્સ ઓફીસદ્વારા પ્રગટ કરેલ છે.

ધનપાળરચિત નામમાળા શ્લો. ૧૮૦૦ એવી યાદી એક ટિપ્પણીમાંથી મળે છે. તે પ્રાયઃ સંસ્કૃત નામમાળા હોવી જોઇએ. ધનપાલે સંસ્કૃત કોષ રચ્યો હતો તેની સાબીતી તો ખુદ હેમચંદ્રાચાર્યના કોષોમાંથી મળી આવે છે. કારણ કે તેમણે પોતાના અભિધાનચિંતામણિ નામના સંસ્કૃતકોષની ટીકાના પ્રારંભમાં જ **व्युत्पत्तिर्धनपालतः** એવો ઉલ્લેખ કરી શબ્દોની વ્યુત્પત્તિના વિષયમાં ધનપાલના કોષને પ્રમાણભૂત માન્યો છે. એવી જ રીતે દેશીનામમાળાની ટીકામાં પણ ધનપાળનો નામોલ્લેખ કરેલો મળી આવે છે. આ કોષ હાલ ક્યાંય પણ દૃષ્ટિગોચર થતો નથી.

ધનપાળના લઘુ બંધુ શોભન મુનિએ યમકાલંકારમય ૨૪ તીર્થંકરોની જે સ્તુતિઓ રચી છે તે શોભનસ્તુતિ નામે પ્રસિદ્ધ છે. તે સ્તુતિ પર ધનપાલે સંસ્કૃત ટીકા રચી છે. તે ટીકામાં તે જણાવે છે કે—[2]

**अब्जायताक्षः समजायताऽस्य श्लाघ्यस्तनूजो गुणलब्धपूजः ।**
**स शोभनत्वं शुभवर्णभाजा न नाम नाम्ना वपुषाप्यधत्त ॥ ३ ॥**
**कातंत्रचंद्रोदिततंत्रवेदी यो बुद्धबौद्धार्हततत्त्वतत्त्वः ।**
**साहित्यविद्यार्णवपारदर्शी निदर्शनं काव्यकृतां बभूव ॥ ४ ॥**

---

१ अशोधयदिमां चासावुत्सूत्राणां प्ररूपणात् । शब्दसाहित्यदोषास्तु सिद्धसारस्वतेषु किम् ? ॥

૨ પહેલા બે શ્લોક પોતાના પિતામહ તથા પિતાસંબંધમાં, તિલકમંજરીમાં આપ્યા તે પ્રમાણે છે.

कौमार एव क्षतमारवीर्यश्रेष्ठां चिकीर्षन्निव रिष्टनेमेः ।
यः सर्वसावद्यनिवृत्तिगुर्वी सत्यप्रतिज्ञां विदधे प्रतिज्ञाम् ॥ ५ ॥
अभ्यस्यता धर्ममकारि येन जीवाभिघातः कलयापि नैव ।
चित्रं चतुःसागरचक्रकांञ्चिस्तथापि भूर्व्यापि गुणस्वनेन ॥ ६ ॥
एतां यथामति विमृश्य निजानुजस्य तस्योज्ज्वलां कृतिमलंकृतवान् स्ववृत्त्या ।
अभ्यर्थितो विदधता त्रिदिवप्रयाणं तेनैव सांप्रतकविर्धनपालनामा ॥ ७ ॥

અંતે कृतिरियं तस्यैव ज्येष्ठभ्रातुः पंडितधनपालस्य ।

તે ઉપરાંત પ્રા. ૨૦ ગાથામાં શ્રાવકવિધિ ( પાટણ૦ સૂચિ નં. ૨૬ ), તથા પ્રાકૃતમાં ૫૦ ગાથામાં ઋષભદેવપ્રભુની સ્તુતિ રચી કે જે [3]ઋષભપંચાશિકાના નામે ઓળખાય છે. વળી [4]વિરોધાલંકારવાળી શ્રી મહાવીરસ્તુતિ, અને સત્યપુરીય શ્રી મહાવીરઉત્સાહ નામનું સ્તુતિકાવ્ય તત્કાલીન અપભ્રંશ ભાષામાં રચેલ છે, જે કેટલીક ઐતિહાસિક હકીકત રજુ કરે છે. અર્થ સંસ્કૃત-પ્રાકૃતમય સ્તોત્ર અસ્મદીય જૈન સ્તોત્રસંદોહમાં મુદ્રિત છે.

ધનપાળ માટે અન્ય કવિઓ આ પ્રમાણે માનપૂર્વક ઉલ્લેખ કરે છે—

चैत्रवद् धनपालो न कस्य राजप्रियः प्रियः ।
सकर्णाभरणं यस्मात् जज्ञे तिलकमंजरी ॥ મુનિરત્નકૃત અમમચરિત્ર
वचनं धनपालस्य चन्दनं मलयस्य च ।
सरसं हृदि विनस्य कोऽभून्नाम न निर्वृतः ॥ प्रबंधचिंतामणि

**૨ શિવનાગ**—આ ભિન્નમાળ (શ્રીમાળ)ના વતની ક્રોડાધિપતિ શેઠ હતા. અને ત્યાંના પરમાર રાજા દેવરાજાના માનીતા હતા. એમને ધરણેંદ્રનું વરદાન હતું કે જેથી તેમનો હાથ અડતાં જ ગમે તેવા કાળા નાગનું ઝેર ઊતરી જતું. તેઓ હંમેશાં ધરણેંદ્રની સ્તુતિ કરતા અને તે માટે એક સ્તવન બનાવેલ છે. જે 'ધરણોરગેંદ્ર' નામથી પ્રસિદ્ધ છે. એ ટીકાયુક્ત મુદ્રિત થયેલ છે. ( જુઓ જૈનસ્તોત્રસંદોહ ભા. ૨ યાને મંત્રાધિરાજચિંતામણિ પૃ. ૭૦ )

એમને પૂર્ણલતા નામની સુશીલા સ્ત્રી હતી. એમના પુત્ર વીર તે [5]વીરાચાર્ય નામે ઓળખાય છે. તેઓ વિદ્યાસંપન્ન મહાપ્રભાવક હતા. ચામુંડરાય તેમનો ભક્ત થયો હતો. શ્રી વીરસૂરિનો જન્મ વિ. સં. ૯૩૮ માં થયો હતો. દીક્ષા સં. ૯૮૦ માં અને સ્વર્ગવાસ સં. ૯૯૧માં થયો હતો એવું પ્રભાવકચરિત્રમાં જણાવેલ છે. પરંતુ મુનિશ્રી કલ્યાણવિજયજીએ કરેલા સંશોધન મુજબ એ સમય વિક્રમની અગ્યારમી સદીનો પૂર્વાર્ધ ભાગ હોવો જોઈએ. વિશેષ માટે જુઓ પ્રભાવકચરિત્ર ભાષાંતર પ્રસ્તાવના.

**૩ પદ્માનંદ**—એ શ્રીજિનવલ્લભસૂરિના ભક્ત અને નાગપુર ( નાગોર )ના વતની

---

૩ આ સ્તુતિ અનેક સ્થળે મુદ્રિત થયેલ છે. તેના ઉપર પાદલિપ્તાચાર્યકૃત તરંગલોલાનો સંક્ષેપ કરનાર હારિજગચ્છના વીરભદ્રના શિષ્ય નેમિચંદ્રે ટીકા રચી છે. ( કાં. વડો )

૪ આ બન્ને સ્તોત્રો જૈન સાહિત્ય સંશોધક ખંડ ૩, અંક ૩ માં પૃ. ૨૯૫ અને ૨૪૧ પર વિવેચન સહિત પ્રસિદ્ધ થયેલ છે. વે. નં. ૧૮૨૨ માં સં. વીરસ્તવસાવચૂરિ નોંધેલ છે.

૫ એમની પાસે સુભદ્ર નામના પરમાર વંશના રાજકુમારે દીક્ષા લીધી હતી. જેમનું નામ ભદ્રમુનિ હતું. યોગ્ય શિક્ષણ આપી તેને આચાર્યપદ આપી ચંદ્રસૂરિ નામ રાખવામાં આવ્યું.

[૬]ધનદેવના પુત્ર હતા. એમણે વૈરાગ્યશતક રચેલ છે, જે કાવ્યમાલા સપ્તમ ગુચ્છક (નિ. સા. માં પ્રગટ થયું છે. વિશેષ માટે જુઓ પં. લાલચંદ ભ. ગાંધીનો ટૂંકો લેખ નામે "કવિ પદ્માનંદ" જૈન ૭-૮ સન ૧૯૨૭ પૃ. ૫૫૫.

**૪ વાગ્ભટ**—એનું બીજું નામ બાહડ હતું. અને એના પિતાનું સોમ હતું. તેન પોતાના જ શબ્દો આ પ્રમાણે છે–

**वंभंडसुत्तिसंपुडमुत्तिअमणिणो पहासमूह व्व ।**
**सिरिबाहडत्ति तणओ आसि वुहो तस्स सोमस्स ॥**

એમણે પાંચ પરિચ્છેદમાં જયસિંહના રાજ્યમાં [૭]વાગ્ભટાલંકાર રચ્યો. કોઈ ઉદયન મંત્રીના પુત્ર વાગ્ભટ ( બાહડ )ને આ ગ્રંથના રચયિતા માને છે. વળી નેમિકુમારના પુત્ર વાગ્ભટ છે, જેણે કાવ્યાનુશાસન રચ્યું છે. તેમાં ઉક્ત વાગ્ભટાલંકારનો પણ ઉલ્લેખ કર્યો છે. તે ઉપરાંત નેમિનિર્વાણના કર્તા પણ વાગ્ભટ છે.

**૫ શ્રીપાળ**—આ કવિ સિદ્ધરાજ જયસિંહની પ્રતિભાશાલી પરિષદ્નો પ્રમુખ સભ્ય-સભાપતિ હતો. તે જાતે જૈન પોરવાડ વૈશ્ય હતો. અને સિદ્ધરાજનો બાલમિત્ર–પ્રતિપન્ન બંધુ હતો. તેને કવિરાજ યા કવિચક્રવર્તિ એ નામનું બિરુદ તેની લોકોત્તર કવિત્વશક્તિથી પ્રસન્ન થઈ નૃપતિએ આપ્યું હતું.[૮] બૃહદ્ગચ્છના સર્વદેવસૂરિ–યશોભદ્ર–મુનિચંદ્રસૂરિ–અજિત-દેવસૂરિના શિષ્ય હેમચંદ્રસૂરિએ નાભેયનેમિદ્વિસંધાન નામનું કાવ્ય રચ્યું ( પાટણમાં કાં. વડો. નં. ૧૪૧ ) તેનું તથા શ્રીહેમચંદ્રાચાર્યના દ્વયાશ્રયનું સંશોધન[૯] કવિચક્રવર્તિ શ્રીપાલે કર્યું હતું.

આ કવિ નેત્રહીન હોવાની એક કિંવદંતી એ છે કે—ભાગવત સંપ્રદાયના કોઇ દેવબોધિ નામના વિદ્વાન્ પાટણમાં આવતાં તેની પાસે શ્રીપાળ સાથે સિદ્ધરાજ ગયો હતો. અને શ્રીપાળની ચક્ષુહીનતાની મશ્કરી કરતાં શ્રીપાળે પોતાની વિદ્વત્તાથી તેનો ગર્વ ઉતાર્યો હતો.

આ શ્રીપાળે સિદ્ધરાજ સહસ્રલિંગ સરોવરની, નેમિરાજ સરોવરની તથા રુદ્રમાળની પ્રશસ્તિ સારી કરી હતી અને કુમારપાળના રાજ્યમાં આવેલ આનંદપુર ( વડનગર )ના વપ્ર

---

૬ જિનવલ્લભગુરુના શાંત ઉપદેશથી એમણે નાગોરામાં શ્રીનેમિનાથનું મંદિર કરાવ્યું હતું.

૭ આ ગ્રંથ ઉપર જિનવર્ધનસૂરિકૃત, ક્ષેમહંસગણિકૃત, અનંતભટ્ટસુતકૃત, રાજહંસ-ઉપાધ્યાયકૃત અને સિંહદેવગણિકૃત એમ ૫ ટીકા પ્રાચીન ભંડારોમાં ઉપલબ્ધ થાય છે. તેમાં સિંહદેવગણિકૃત સુંદર ટીકા લગભગ ૧૫ વર્ષ ઉપર નિર્ણયસાગર પ્રેસ (મુંબઈ) દ્વારા પ્રકાશિત થયેલ છે. વાગ્ભટે એક ક્રોડ ૬૦ લાખ ખર્ચી સ્વજનના વચનથી સં.:૧૧૧૨ માં સિદ્ધાચલ ઉપર જિનભવન બંધાવ્યું. તથા દેવસૂરિના ઉપદેશથી વીરચૈત્ય એક વર્ષમાં તૈયાર કરાવ્યું.

૮ એના સમકાલીન શ્રીસોમપ્રભાચાર્યે એના પુત્ર સિદ્ધપાલની વસતિમાં રચેલા કુમારપાળ પ્રતિબોધની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે—

प्राग्वाटान्वयसागरेन्दुरसमप्रज्ञः कृतज्ञः क्षमी, वाग्मी सूक्तिसुधानिधानमजनि श्रीपालनामा पुमान्।
यं लोकोत्तरकाव्यरंजितमतिः साहित्यविद्यारतिः श्रीसिद्धाधिपतिः कविन्द्र इति च भ्रातेति च व्याहरत् ॥

९ एकाहनिष्पन्नमहाप्रबन्धः श्रीसिद्धराजप्रतिपन्नबंधुः ।
श्रीपालनामा कविचक्रवर्ती सुधीरमुं शोधितवान् प्रबंधम् ॥
—હેમચંદ્રકૃત નાભેયનેમિકાવ્ય ( કાં. વડો. નં. ૧૧૧ )

(પ્રાકાર-ગઢ)ની પ્રશસ્તિ[10] પણ રચી હતી. એક જ દિવસમાં એક મહાપ્રબંધ-વૈરોચન પરાજય નામનો રચ્યો હતો. તથા યમકમય ચતુર્વિંશતિ જિનસ્તુતિ પણ રચેલ છે જે જૈન સ્તોત્ર સંદોહમાં મુદ્રિત થયેલ છે.

**૬ સિદ્ધપાળ**—ઉપરોક્ત ષડ્ભાષા કવિચક્રવર્તી શ્રીપાળનો પુત્ર સિદ્ધપાળ પણ મહાકવિ હતો. તેના વસતિગૃહમાં મોટા મોટા જૈન વિદ્વાન્ સાધુ-આચાર્યો નિવાસ કરતા હતા. એ કુમારપાળ રાજાનો [11]પ્રીતિપાત્ર અને શ્રધ્ધેય સુહૃદ્ હતો. અને એની પાસેથી તે રાજા શાંતિદાયક અને નિર્વૃતિજનક વ્યાખ્યાન કોઈ કોઈ વખત સાંભળતો હતો. આવું એક આખ્યાન. તેની વસતિમાં જ રહી સં. ૧૨૪૧માં સોમપ્રભસૂરિએ પૂરા કરેલા કુમારપાળ-પ્રતિબોધ નામના ગ્રંથમાં છે. એ કવિ સિદ્ધરાજ, કુમારપાળ અને મૂળરાજની સભામાં એટલે સં. ૧૨૧૧ થી ૧૨૫૦ સુધીમાં વિદ્યમાન હતો. એની કોઈ કૃતિ જોવામાં આવતી નથી.

**૭ વિજયપાળ**—ઉપર જણાવેલા મહાકવિ શ્રીપાલનો પુત્ર વિજયપાળ પણ મહાકવિ હતો. એણે રચેલું દ્રૌપદીસ્વયંવર નામનું દ્વિઅંકી સંસ્કૃત નાટક ગુજરાતના સોલંકી અભિનવ સિદ્ધરાજ બિરુદધારક મહારાજ ભીમદેવ (બીજો ભીમ-ભોળો ભીમ, રાજ્ય સં. ૧૨૩૫ થી ૧૨૯૮) ની આજ્ઞાઅનુસાર ત્રિપુરૂષદેવ સ્હામે વસંતોત્સવ સમયે ભજવવામાં આવ્યું હતું, અને તેના અભિનયથી ગૂર્જર રાજધાની અણહિલપુરની પ્રજા પ્રમુદિત થઈ હતી. (જુઓ તે નાટકની જિનવિજયજીએ લખેલી પ્રસ્તાવના પ્ર. આ. સભા ભાવનગર.)

**૮ આસડ કવિ**—આ મહાકવિ તે ભિન્નમાલ (શ્રીમાલ) વંશના કટુકરાજનો આનલદેવીથી થયેલ પુત્ર હતો. કટુકરાજને જૈનદર્શનમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. ગૂર્જરધરીમાં મંડલી (માંડલ) નગરમાં શ્રી મહાવીરચૈત્યની પ્રતિષ્ઠા કરાવનારા અને શ્રીદેવેંદ્રસૂરિના સ્વહસ્તથી સૂરિપદ પ્રાપ્ત કરનારા એવા ભદ્રેશ્વરસૂરિના પટ્ટધર કલિકાલગૌતમ બિરુદધાકર શ્રીઅભયદેવસૂરિના ઉપદેશથી આસડે જૈન સિદ્ધાંતમાં પ્રવીણતા મેળવી હતી. આસડને કવિતાશૃંગાર નામનું બિરુદ મળ્યું હતું. એણે કાલિદાસના મેઘદૂત[12] પર ટીકા, અનેક જિનસ્તોત્ર સ્તુતિઓ અને ઉપદેશકંદલી નામના પ્રકરણ (પી. ૫,૪૮) ની રચના કરી. વળી પોતાના 'બાળ-સરસ્વતી' નામના પ્રખ્યાત પામેલા રાજડ નામના પુત્રના તરુણ વયમાં જ થયેલા મૃત્યુથી પોતાને થયેલ શોકમાંથી અભયદેવસૂરિએ બોધ આપી જાગૃત કર્યો હતો અને તેમના

---

૧૦ જુઓ નિર્ણયસાગર પ્રેસ મુદ્રિત પ્રાચીન લેખમાળા પ્રથમ ભાગ. (કાવ્યમાળા નં. ૩૪) લેખ નં. ૪૫ માં પોતાને માટે જણાવે છે કે—

एकाहनिष्पन्नमहाप्रबन्धः श्रीसिद्धराजप्रतिपन्नबंधुः श्रीपालनामा कविचक्रवर्ती प्रशस्तिमेतामकरोत् प्रशस्ताम्।
॥ सं. १२०८ वर्षे आश्विन शुदि २ गुरौ लिखितं नागरब्राह्मण पडित वालणेन ॥

११ सूनुस्तस्य कुमारपालनृपतेः प्रीतेः पदं धीमतामुत्तंसः कविचक्रमस्तकमणिः श्रीसिद्धपालोऽभवत्।
यं व्यालोक्य परोपकारकरुणासौजन्यसत्यक्षमा-दाक्षिण्यैः कलितं कलौ कृतयुगारंभो जनैर्मन्यते ॥

१२ आसडः कालिदासस्य यशोदीपमदीपयत्। मेघदूतमहाकाव्ये टीकास्नेहनिषेचनात् ॥
श्रुत्वा नवरसोद्गारकिरोऽस्य कविता गिरः। राजसभ्याः 'कविसभाशृंगार' इति यं जगुः ॥
जिनस्तोत्रस्तुतीः पद्यगद्यबन्धैरनेकशः। चक्रे यः क्रूरकर्माहिजांगुलीमंत्रसन्निभाः ॥
येनोपदेशकंदल्याह्वानप्रकरणच्छलात्। कृतं मोक्षाध्वनीनेभ्यः पाथेयातिथ्यमक्षयम् ॥

વાક્યોથી વિવેકમંજરી નામનું[૧૩] પ્રકરણ પોતે સૂત્રિત કર્યું (પી. ૨. ૫૬, પી. ૩, ૧૨ તથા ૧૦૦)

**૯ દુર્લભરાજ**—જાતે પ્રાગ્વાટ વણિક અને મૂળ ભીમદેવ રાજાના વ્યયકરણપદામાત્ય જાહિલના[૧૪] પુત્ર મહત્તમ નરસિંહનો પુત્ર હતો. એ કવિ હતો. તેને કુમારપાળે મહત્તમ[૧૫] ( મહેતો–પ્રધાન ) કરેલો હતો. તે મંત્રીએ સં. ૧૨૧૬ માં સામુદ્રિકતિલક નામના સામુદ્રિક ગ્રંથની રચના કરી ( વે. નં. ૪૦૧, લીં. દા. ૨૭ નં. ૬૭).

**૧૦ જગદ્દેવ**—ઉપરોક્ત દુર્લભરાજાનો પુત્ર હતો. એણે શુભ–અશુભ નામક બે પ્રકરણમય સ્વપ્નચિંતામણિ ગ્રંથ રચેલ છે. પોતાના પિતાએ રચેલા સામુદ્રિકતિલકનું પણ સમર્થન કર્યું હતું. તથા ચૌલુક્ય રાજાની વારાહી નામની નગરીમાં વસતા કોષાધિપતિ ( ખજાનચી ) શ્રીપાલકુલના યશોધવળના પુત્ર જગદ્દેવને પણ હેમચંદ્રાચાર્યે બાલકવિ બિરુદ આપ્યું હતું જેની વિનંતીથી પૌર્ણમિકગચ્છના સમુદ્રઘોષસૂરિએ સં. ૧૨૫૨ (દ્વિપંચદિનકૃત) વર્ષે પત્તનમાં અમમચરિત્ર રચ્યું.

**૧૧ મહારાજા કુમારપાલ**—સિદ્ધરાજ જયસિંહ પછી સં. ૧૧૯૯ માં કુમારપાળ ગાદિએ આવ્યો. અને કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યના ઉપદેશથી સં. ૧૨૧૬ માં સંપૂર્ણ જૈનધર્મ સ્વીકાર્યો હતો. તે હેમાચાર્યકૃત યોગશાસ્ત્ર તથા વીતરાગસ્તોત્રનું દરરોજ પઠન કરતા હતા. એમણે રત્નાકર પચ્ચીસીના સમાન જિનેશ્વર સ્તુતિરૂપ સ્તોત્ર રચેલ છે, જે પ્રસિદ્ધ છે. તેમણે કુમારવિહાર, ત્રિભુવનવિહાર, ત્રિવિહાર વગેરે અનેક જિનચૈત્યો બંધાવ્યાં, જીર્ણોદ્ધાર કર્યા હતા. તે ઉપરાંત ૨૧ જ્ઞાનભંડારો સ્થપાવ્યા હતા. જૈન આગમોની સુવર્ણાક્ષરે સાત પ્રતો અને શ્રીહેમચંદ્રાચાર્ય વ્યાકરણાદિ ગ્રંથોની ૨૧ પ્રતો લખાવી હતી.

**૧૨ પ્રલ્હાદનદેવ**—આ ગુજરાતના સામંત, આબૂના રાજા ધારાવર્ષ (કુમારપાળના મહાસામંત યશોધવળના પુત્ર) નો ભાઈ હતો. એણે પાર્થપરાક્રમવ્યાયોગ રચ્યું (પ્ર. ગા. ઓ. સી. ) ને પોતાના નામથી પ્રલ્હાદનપુર ( પાલણપુર ) વસાવ્યું. અને ત્યાં પાલ્હવિહાર નામનું જૈન મંદિર કરાવ્યું. અજયપાળ મેવાડના રાજા સામંતસિંહ સાથેના યુદ્ધમાં બહુ ઘવાયો હતો ત્યારે તેના પ્રાણોની રક્ષા આ પ્રલ્હાદનદેવે ( પાલનસીએ ) પોતાની વીરતાથી કરી હતી. આ પ્રલ્હાદનદેવે શ્રી ભોજ અને મુંજ સંબંધી એક કરુણારસપ્રધાન કથા રચ્યાનું સોમેશ્વર કહે છે પરંતુ તે કથા કે પ્રલ્હાદનદેવના બીજા ગ્રંથો હાથ લાગતા નથી. પણ આ ( રાજા ) કે જે સોમેશ્વરના પિતાના ગુરુ થાય, તે અત્યંત પરોપકારપરાયણ પુરુષ હશે, એમ સોમેશ્વરના એક વચનથી જણાય છે.

**वैदुष्यं विगताश्रयं श्रितवति श्रीहेमचंद्रे दिवं ।**
**श्रीप्रल्हादनमन्तरेण विरतं विश्वोपकारव्रतम् ॥**

---

૧૩ એના ધર્મોપદેશક ગુરુ અભયદેવસૂરિના શિષ્ય હરિભદ્રસૂરિના શિષ્ય બાલચંદ્ર કવિએ ઉપદેશકંદલી અને વિવેકમંજરી ઉપર વૃત્તિ સં. ૧૨૪૭ (૮) માં રચી. (કી. ૨. ૫, પી. ૩. ૧૦૦) તે ઉપદેશકંદલીવૃત્તિની તાડપત્રીય પ્રત સં. ૧૨૯૬ માં લખાયેલી પાટણના ભંડારમાં છે. (પી. ૫. ૪૨ ). એ બન્ને સટીક ગ્રંથો મુદ્રિત થઈ ગયેલ છે.

૧૪ आसीत् तत्र विचित्रश्रीमज्जाहिलसंज्ञया जातः । व्ययकरणपदामात्यो नृपतेः श्रीभीमदेवस्य ॥

૧૫ श्रीमान् दुर्लभराजस्तदपत्यं बुद्धिधाम सुकविरभूत् । यं श्रीकुमारपालो महत्तमं क्षितिपतिः कृतवान ॥

**૧૩ યશઃપાલ**—એ મોઢવંશના મંત્રી ધનદેવ અને રૂક્મણીનો પુત્ર અને અજયપાળના સમયમાં જૈન મંત્રી હતો. એણે થારાપદ (થરાદ)માં ત્યાંના કુમારવિહારક્રોડાલંકાર શ્રી વીરજિનેશ્વરના યાત્રામહોત્સવ પ્રસંગે મોહરાજપરાજય નાટક રચ્યું હતું. તેમાં આલંકારિક રીતે કુમારપાલરાજા સાથે ધર્મરાજ અને વિરતી દેવીની પુત્રી કૃપાસુંદરીનું પાણિગ્રહણ શ્રી મહાવીર અને હેમચંદ્રાચાર્ય સમક્ષ કરાવવમાં આવેલ છે. જેની મિતિ સં. ૧૨૧૬ ના માગશર શુદિ ૨ બતાવી છે. તે દિવસે કુમારપાળે પ્રગટરૂપે જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો.

આ ગ્રંથ સં. ૧૨૨૯ થી ૧૨૩૨ની વચમાં રચાયો જણાય છે.

મુનિરત્નસૂરિએ પત્તનમાં શાંતિનાથના મંદિરમાં સભાસમક્ષ પૌર્ણમિકગચ્છના સમુદ્રઘોષસૂરિકૃત અમમચરિત્ર વાંચી સંભળાવ્યું હતું. તે વખતે વૈયાકરણ શ્રી પૂર્ણપાલ, યશઃપાલ, જગદેવ (બાલકવિ) આદિ હાજર હતા, તે આજ યશઃપાલ હશે.

**૧૪ મહામંત્રી વસ્તુપાલ**—એ સં. ૧૨૭૬ માં[૧૬] વીરધવલના મંત્રીપદે નિયુક્ત થયો હતો. વસ્તુપાલ વીર પુરુષ હતો એટલું જ નહીં પરંતુ પ્રસિદ્ધ વિદ્વાન્–કવિ પણ હતો. તેણે નરનારાયણાનંદ નામનું કાવ્ય (પ્ર. ગા. ઓ. સી. નં. ૨) ૧૬ સર્ગમાં રચ્યું. તેમાં પોતાનું નામ કર્તા તરીકે–કવિ હરહર અને સોમેશ્વરે આપેલ વસંતપાલ રાખેલ છે. (જુઓ સર્ગ ૧૬–૩૮) અને તે જ નામ ઉપરથી બાલચંદ્રસૂરિએ તેના (વસ્તુપાળના) ચરિત્રરૂપ વસંતવિલાસ નામનું મહાકાવ્ય રચ્યું. નરનારાયણાનંદનો રચનાકાળ સં. ૧૨૭૭ થી ૧૨૮૭ ની મધ્યમાં અનુમાનાય છે. આની પહેલાં સંસ્કૃતમાં આદિજિનેશ્વરમનોરથમય સ્તોત્ર રચ્યું હતું (જુઓ નરનારાયણાનંદ ૧૬–૨૯. તેના પરિશિષ્ટમાં મુદ્રિત) તથા અંબિકાસ્તવન રચ્યું. (જુઓ જૈનસ્તોત્ર સમુચ્ચય પૃ. ૧૪૩) તથા અનેક સૂક્તિઓ[૧૭] બનાવી હતી, જેનાં અવતરણો જલ્હણની સૂક્તમુક્તાવલીમાં અને પ્રબંધચિંતામણિ, ચતુર્વિંશતિપ્રબંધ અને સારંગધર પદ્ધતિમાં લેવાયાં છે. વસ્તુપાળની કવિ તરીકેની ખ્યાતિ ફક્ત ગુજરાતમાં જ નહીં પણ ચારે દિશાએ પ્રસરી હતી, તે વાત તેનાં બિરુદો સાબીત કરે છે. તેને આ મુજબ બિરુદો હતાં–સરસ્વતીપુત્ર, વાગ્દેવીસૂનુ, (સરખાવો શારદાપ્રતિપન્નાપત્ય–ગિરનાર પ્રશસ્તિ) કાવ્યદેવીપુત્ર (ગિરનાર પ્રશસ્તિ), કવિકુંજર, કવિચક્રવર્તી, મહાકવિ વગેરે. સોમેશ્વરે તેને શ્રેષ્ઠ કવિ વર્ણવેલો છે. એ કવિઓનો આશ્રયદાતા પણ હતો.

મલધારી દેવપ્રભસૂરિના શિષ્ય નરેંદ્રપ્રભસૂરિએ વસ્તુપાલના વિનોદ માટે આઠ પ્રકરણમાં અલંકારમહોદધિ નામનો ગ્રંથ રચ્યો.

**૧૫ મંત્રી યશોવીર**—એ જાવાલીપુરના ચાહમાન રાજા ઉદયસિંહનો મંત્રી હતો.

---

૧૬ આ અંકની યોજના પ્રમાણે આમાં વિ. સં. ૧૨૩૦ લગભગના સમય સુધીની હકીકત આવી શકે એમ હોવા છતાં આ વિષયની વિગતો એકસાથે હોય તો વધુ ઉપયોગી થઈ પડે એમ સમજી ઉક્ત સમય પછીની કેટલીક હકીકત પણ આમાં આપવી ઉચિત ધારી છે. —તં.

થયો હતો. સાક્ષરસમૂહ વસ્તુપાલ અને તેજપાલના નામથી ભાગ્યે જ અપરિચિત હશે.

૧૭ अंभोजसभवसुता वक्त्राम्भोजेऽस्ति वस्तुपालस्य । यद्वाणीरणितानि श्रूयन्ते सूक्तिदंभेन ॥
ઉ. રા. ૮ મો સર્ગ

सूत्रे वृत्तिः कृता पूर्वं दुर्गसिंहेन धीमता । विसूत्रे तु कृता तेन वस्तुपालेन मंत्रिणा ॥

અને 'કવીન્દ્રબંધુ' નામનું બિરુદ ધરાવતો હતો. એ બહુશ્રુત, વિદ્વાન અને રાજનીતિનિપુણ પ્રધાન હતો. પિતાનું નામ ઉદયસિંહ અને માતાનું નામ ઉદયશ્રી હતું. મહામાત્ય વસ્તુપાલ તથા તેજઃપાલની સાથે આની ગાઢ મૈત્રી હતી. તેજઃપાલના બનાવેલા આબુ પરના નેમિનાથ ચૈત્યના શિલ્પકામમાં એણે કેટલાક દોષો બતાવ્યા હતા. ( જુઓ જિનહર્ષનું વ. ચ., તથા ઉપદેશતરંગિણી ) તેણે [૧૮]મદ્દાહડીમાં સં. ૧૨૮૮ માં બિંબપ્રતિષ્ઠા તથા સં. ૧૨૯૧ માં આબૂ પર દેવકુલિકા કરાવી હતી. તેના બે શિલાલેખો સં. ૧૨૮૮ ના 'જૈન' તા. ૧૩–૧૧–૨૭ પૃ. ૭૮૭ માં પ્રગટ થયા છે. અને સં. ૧૨૯૦ ના લેખ માટે જુઓ જિનવિ. જૈ. લે. સં. ભા. ૨. ૧૦૮–૯. સુંદર પદ્યમય લેખો છે. અન્ય કોઇ કૃતિ ઉપલબ્ધ થઇ નથી.

**૧૬ નેમિચંદ્ર ભાંડાગારિક**—એને ખરતરગચ્છીય જિનપતિસૂરિએ જૈનધર્મી બનાવ્યો હતો. ( ભાં. ૪, ૧૪૯ ) એ શ્રેષ્ઠિએ સટ્ટિસય ( ષષ્ઠિશતક ) નામક ઉપદેશપ્રકરણ રચેલ છે. ( વે. નં. ૧૬૭૦–૭૨, પ્ર. હી. હં. અને મોહનલાલજી ગ્રં. નં. ૨, સત્યવિજય ગ્રં. નં. ૬ ) તથા સં. ૧૨૫૮ માં તથા સં. ૧૨૪૫ માં જિનવલ્લભસૂરિગીત રચેલ છે.

આ શ્રેષ્ઠીના પુત્ર સં. ૧૨૨૫ માં દીક્ષા લઇ પછી જિનપતિસૂરિના પટ્ટધર જિનેશ્વરસૂરિ નામે પ્રસિદ્ધ થયા.

**૧૭ સંગ્રામસિંહ**—આ માંડવગઢના પ્રસિદ્ધ ઓસવાળ અને માળવાના મહમદ ખીલજીના માનીતા વિશ્વાસપાત્ર ભંડારી હતા. એમણે સં. ૧૫૨૦ માં બુદ્ધિસાગર નામનો સર્વમાન્ય અત્યુપયોગી ગ્રંથ રચ્યો ( કાં. વડો., બુહ ૨, નં. ૨૯૬ ) જે થોડાં જ વર્ષો ઉપર મુદ્રિત થયેલ છે.

**૧૮ મંડનમંત્રી**—એ શ્રીમાલ વંશમાં સ્વર્ણગિરીયક ( સોનગરા ) ગોત્રમાં જાવાલપત્તન( જાલોર )ના મૂળ વતની હતા. અને વંશપરંપરાથી માળવાના મંડપદુર્ગ (માંડુ) ના મંત્રી હતા. તેઓ ચૌદમી સદીની અંતે અને પંદરમી સદીના પ્રારંભમાં થયેલ છે.

મંડનમંત્રીના સમકાલીન–આશ્રિત મહેશ્વર નામના પંડિતે વિદ્વાન્ મંડનને કહેવા–સાંભળવા માટે રચેલા કાવ્યમનોહરમાં મંડનની વંશાવલી આપેલ છે. તે ત્યાંથી અગર મો. દ. દેશાઇકૃત જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૪૭૬ થી અથવા વિજ્ઞપ્તિત્રિવેણીની ભૂમિકામાંથી જિજ્ઞાસુઓએ જોઇ લેવી. લંબાણના ભયે અહીં માત્ર વંશવૃક્ષ રજુ કરું છું—

આભૂ—અભયદ—આંબડ—સહણપાળ—નૈણા—
દુસાજક—વીકા—ઝાઝણ અને ઝાઝણ પછી—




[૧૮] માદડી તે હાલનું માદ્રી કે જે એરનપુરા રોડથી ૩૦ માઇલ પશ્ચિમે જોધપુર રાજ્યનું ગામ છે, તે તે વખતે મોટું શહેર હતું.

મંડન જેવો વિદ્વાન્ હતો તેવો ધની પણ હતો. એણે પોતાના ગ્રંથોમાં પોતાનું નામ જોડયું છે, ને તેમાં મંડનનો અર્થ ભૂષણ પણ લઈ શકાય. મંડનના ગ્રંથો આ છે—

૧ સારસ્વતમંડન—આ સારસ્વત વ્યાકરણ પરનો ગ્રંથ છે. (પાટણ વાડીપાર્શ્વનાથ ભં.)

૨–૩ કાવ્યમંડન, ચંપૂમંડન—તે બન્નેને સારસ્વતમંડનના અનુજ કહેલ છે.

૪ કાદંબરીમંડન—અનુષ્ટુપ્ ૪ પરિચ્છેદમાં છે.

૫ ચંદ્રવિજય—૧૪૧ લલિત પદ્યમાં બે પટલમાં છે.

૬ અલંકારમંડન—પાંચ પરિચ્છેદમાં છે.

૭ શૃંગારમંડન—જેમાં શૃંગારિક પરચૂરણ શ્લોક છે.

૮ સગીતમંડન અને ૯ ઉપસર્ગમંડન.

આ બધા ગ્રંથો મંડને પોતે જ લખ્યા હોય તેમ સં. ૧૫૦૪માં કાયસ્થ વિનાયકદાસના હાથની તાડપત્રીય પ્રતો જે પાટણ વાડીપાર્શ્વનાથના મંદિરના ભંડારમાં વિદ્યમાન છે તે ઉપરથી પ્રતીત થાય છે. તે પૈકી ૧,૮ અને ૯ સિવાયના સર્વ હે. ગ્રં. માં મુદ્રિત થયા છે. દશમી કૃતિ નામે કવિકલ્પદ્રુમસ્કંધ છે.

માંડનને ચાર પુત્રો હતા. આ ભાઈઓએ શ્રીજિનભદ્રસૂરિના ઉપદેશથી એક વિશાલ સિદ્ધાંતકોષ લખાવ્યો હતો. આજે તે સિદ્ધાંતકોષ વિદ્યમાન નથી. પાટણનો એક ભંડાર કે જે સાગરગચ્છના ઉપાશ્રયમાં રક્ષિત છે, તેમાં ભગવતી સૂત્ર ( મૂળ ) ની એક પ્રતિ છે, જે મંડનના સિદ્ધાંતકોશની છે. તેમાં જણાવ્યું છે કે—

**सं. १५०३ वैशाख शुदि १ प्रतिपत्तिथौ रविदिने अद्येह श्रीस्तम्भतीर्थे श्रीखरतरगच्छे श्रीजिनराजसूरिपट्टे श्रीजिनभद्रसूरीश्वरणामुपदेशेन श्रीश्रीमालज्ञातीय सं. मांडण. सं. धनराज भगवतीसूत्रपुस्तकं निजपुण्यार्थे लिखापितं।**

આ પછી મંડનની પ્રશસ્તિ સારસ્વતમંડનમાં પહેલાં ત્રણ પદ્ય ( છેલ્લા પાદ સિવાય ) માં મૂકી છે ને તે પછી ચોથું પદ્ય ઉમેરેલું છે. પછી ગદ્યમાં જણાવ્યું છે કે—

**श्रीमालज्ञातिमंडनेन संघेश्वरश्रीमंडनेन सं. श्रीधनराज, सं. खीगराज, सं. उदयराज, सं. मंडनपुत्र सं. पूजा, सं.जीजी, सं. संग्राम, सं. श्रीमाल प्रमुखपरिवारपरिवृतेन सकलसिद्धान्तपुस्तकानि लेखयांचक्राणि श्रीः ।**

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે-મંડનને ચાર પુત્રો થયા હતા.

**૧૮ ધનદ**—મંડળની પેઠે તેના કાકા—દાદા દેહડનો પુત્ર ધન્યરાજ—ધનરાજ—ધનદ પણ એક નામી વિદ્વાન હતો. તેણે ભર્તૃહરિશતકત્રયની પેઠે શૃંગારધનદ, નીતિધનદ, અને વૈરાગ્યધનદ નામના ત્રણ શતક—ધનદત્રિશતી રચેલ છે. તે પૈકી નીતિધનદની પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે તેણે તે મંડપદુર્ગમાં સં. ૧૪૯૦ માં વૈશાખ શુદિમાં ગુરુ પાસે રચેલ છે. વળી તેમાં પોતાનો પરિચય આપ્યો છે અને તત્કાલે વિદ્યમાન ખરતરગચ્છીય આચાર્ય શ્રીજિનભદ્રસૂરિનું સ્મરણ કરેલ છે. વૈરાગ્યધનદ નામના તૃતીય શતકના ત્રીજા શ્લોકમાં પોતે કહે છે કે—

**श्रीमालः श्रीविशालः खरतरमुनितोऽधीतधर्मोपचारः**
**पारावारान्यतीरप्रचुरदुरयशादानसन्तानबन्धुः ।**
**नानाविद्याविनोदस्फुरदमलशमः कामरूपाभिरामो**
**जीयाद् धन्यो धनेशः शमशतकमिदं यस्य नाम्ना विभाति ॥**

ત્રણેય શતકને અંતે ગદ્યમાં જણાવ્યું છે—

**तपः सिद्धतरखरतराम्नाय सोनवंशावतंस श्रीमालकुलतिलक संघपाल श्रीमद् देहडात्मज विविध विहद्राजी विराजमान संघपति श्री धनद्राजविरचिते।**
—(કાવ્ય. ગુ. ૧૩ મુદ્રિત.)

**૧૯ ચંડપાળ**—પોરવાડ વણિક યશોરાજનો પુત્ર અને લૂણિગનો વિદ્યાર્થી હતો. એણે ત્રિવિક્રમભટ્ટકૃત દમયંતી કથા (નલચંપૂ) પર ૧૯૦૦ શ્લોકપ્રમાણ વિષમપદપ્રકાશ નામે વિવરણ રચેલ છે.[૧૯] ત્રિવિક્રમનો સમય ઇ. સ. ૯૧૫નો છે. ટીકાકારનો કાલ નિર્ણીત નથી પરંતુ એના વિવરણ ઉપરથી સં. ૧૬૪૬ માં ખ. ક્ષેમશાખાના ક્ષેમરાજ–જયસોમના શિષ્ય ગુણવિજય ઉપાધ્યાયે ટીકા રચી છે. તેથી તેના પૂર્વે થઈ ગયેલા સંભવે છે.

**૨૦ આશાધર**—એણે ૧૦ શતકમય જિનસહસ્ર નામ સ્તવન રચેલ છે. જે અર્હન્નામ સહસ્રસમુચ્ચય (પ્ર. જૈ. ધ. પ્ર. સભા ભાવનગર) પરિશિષ્ટમાં પ્રગટ થયેલ છે.

આ કવિ શ્વેતાંબર છે કે દિગંબર તે નિર્ણીત નથી. દિગંબરી પંડિત આશાધરે સં. ૧૩૯૨ માં માળવાના પરમાર દેવપાળના રાજ્યમાં ત્રિષષ્ટિસ્મૃતિગ્રંથ અને સં. ૧૩૦૦ માં જયતુગિદેવ (જયસિંહ)ના રાજ્યમાં ધર્મામૃતશાસ્ત્ર વગેરે અનેક ગ્રંથો રચેલ છે.

**૨૧ હલપતિરાય**—આ કવિ ક્યારે થયો તે ખ્યાલમાં નથી. એણે સિદ્ધવિંશિકા તથા પ્રશ્નાષ્ટક રચેલ છે. (જૈ. સ્તો. સં. પૃ. ૨૫૧ તથા ૨૫૭) આ બન્ને કૃતિઓ એની વિદ્વત્તા પ્રકટ કરે છે.

**૨૨ આલ્હાદ મંત્રી**—એમનોય સમય નિર્ણીત નથી. એમણે પાર્શ્વજિનસ્તવન રચેલ છે. (જુઓ મંત્રાધિરાજ ચિંતામણિ નં. ૫૨)

આ તો સંસ્કૃતસાહિત્યસેવીઓની વાત થઈ. હવે કેટલાક ગૂર્જરગિરોપાસક શ્રાવકો તરફ દૃષ્ટિ કરીએ—

**૧ સોલણ**—(વિ. નો ૧૪ મો સૈકો) એણે પ્રાચીન ગુજરાતીમાં ૩૮ કડીની ચર્મરિકા રચી છે. (જૈ. ગુ. ક. ભા. ૧, નં. ૧૨)

**૨ વસ્તિક**—એણે સં. ૧૪૬૨ પહેલાં ચિહું ગતિ ચોપઇ રચી. (જૈ. ગુ. ભા. ૧ નં. ૨૧)

**૩ વચ્છ ભંડારી**—એણે મંગળપુર (માંગરોળ) મંડન નવપલ્લવ પાર્શ્વનાથ કલશ રચ્યો છે. (જૈ. ગુ. ક. ભા. ૧ નં. ૬૩)

**૪ અમીપાલ**—એણે સં. ૧૫૭૨ માં મહીપાલનો રાસ રચ્યો. (સં. સા. ઇતિ પૃ. ૫૨૭)

**૬ ભીમ ભાવસાર**—એણે સં. ૧૬૨૧ ભા. શુ. વટપદ્ર (વડોદરા)માં શ્રેણિક રાસ બનાવ્યો, જેના અંતે લખે છે કે—

---

૧૯ इति विषमपदप्रकाशमेनं दमयत्यां तनुते स्म चंडपालः ।
शिशुमतिलतिकाविकासचैत्रं चतुरमतिस्फुटभित्तिचारुचित्रम् ॥
श्रीप्राग्वाटकुलाब्धि...शशभृत् श्रीमान् **यशोराज** इ–
त्यार्यो यस्य पिता प्रबन्धसुकवि; श्रीचडसिंहोऽग्रजः ।
श्रीसारस्वतसिद्धये गुरुरपि श्रीलूणिगः शुद्धधीः
सोऽकार्षीद् दमयंत्युदारविवृत्तिं श्रीचंदपालः कृती ॥
इति श्रीचंडपालविरचिते दमयंतीविवरणे सप्तम उच्छ्वासः समाप्तः ॥
अस्मिन् विवरणे दुर्गपदतत्त्वावबुद्धये । एकोनविंशतिः श्लोकशतानि ग्रंथसंख्यया ॥

ગૌતમપાએ સારદમાએ, ચિત રાખુ ચરણે સમું;
ભાવસાર ભીમ કરજોડી બોલે, સાધ સહુ ચરણે નયું. —( નં. ૧૫૧ )

૬ **ખીમો**—એણે શત્રુંજય ચૈત્યપ્રવાડી (પરિપાટી) કડી ૩૨ માં રચી. જેની ૧૬૧૯ ની વા. સહજરત્નગણિલિખિત પ્રતિ મળે છે. તેથી તે કવિ ઋષભદાસ કરતાં જૂના જણાય છે.

૭ **લીંબો**—એણે પાર્શ્વનાથનો સંવેગરસ ચંદ્રાઉલો બનાવેલ છે.

સં. ૧૬૭૦ માં કવિ ઋષભદાસે બનાવેલા કુમારપાળરાસમાં બીજા કવિઓ સાથે આ બન્નેને પણ સભાર્યા છે. તે આ પ્રમાણે—

આગિ જે મોટા કવિરાય, તાસ ચરણરજ ઋષભાય;
લાવણ્ય લીંબો ખીમો ખરો, સકલ કવિની કીરતિ કરો.

૮ **હીરાણંદ**—આ કાન્હાનો સુત સંઘપતિ હતો. એણે સં. ૧૬૬૮ પહેલાં અધ્યાત્મ-બાવની બનાવી, જેનો અંત્ય ભાગ આ પ્રમાણે છે—

મુનિરાજ કહઈ મંગલ કરઉ, સપરિવાર શ્રી કાન્હસુઅ;
બાવન્ન વરન બહુ ફલ કરઉ, સંઘપતિ હીરાણંદ તુઅ. (નં. ૨૧૬)

૯ **કવિ ઋષભદાસ**—ગૂર્જરગિરાના જૈન કવિઓમાં ઋષભદાસનો ફાળો સહુથી મોટો છે. એ ખંભાતનો વતની શ્રાવક હતો અને વિજયહીરસૂરિ–વિજયદેવસૂરિનો પરમભક્ત હતો. એના પિતાનું નામ સાંગણ હતું. જાતે પ્રાગ્વાટ (પોરવાડ) હતો. અને માતાનું નામ રીડી હતું. એણે સંવત્ ૧૬૬૬ થી ૧૬૮૮ સુધી ગૂર્જરગિરામાં પદ્યસાહિત્યનો પ્રવાહ વહેવડાવ્યો હતો. સર્વ કૃતિઓ માટે જુઓ જૈ. ગૂ. ક. ભા. ૧ પૃ. ૪૦૯ થી ૪૫૮ તથા સુરતની ગુજરાતી સાહિત્ય પરિષદ માટે લખેલો મો. દ. દેશાઈનો જૈન કોન્ફરન્સ હેરલ્ડમાં ૧૯૧૫ ના ૭–૯ અંકમાં પ્રગટ થયેલો નિબંધ.

૧૦ **વાનો**—એ તપાગચ્છીય શ્રીવિજયાનંદસૂરિનો શ્રાવક શિષ્ય હતો. સં. ૧૬૮૬માં વિજયાનંદસૂરિ મહારાજે બારેજામાં ચાતુર્માસ કરેલું તે વખતે તેમના મુખે શ્રવણ કરીને એણે પોષ શુદિ ૧૩ ગુરુવારે જયાનંદ રાસ રચેલ છે. તેથી પ્રાયઃ બારેજાનો જ વતની હોય એમ સંભવે છે. અંત્ય ઉલ્લેખ–"ઇતિ શ્રી જયાનંદ ચરિત્રે–રાસપ્રબંધે વાના કવિ વિરચિતે ચક્રાયુધ દીક્ષા ગ્રહણ, મોક્ષપ્રાપ્તિ, શ્રીજયાનંદરાજ્યપાલન, દીક્ષાગ્રહણ, નિર્વાણગમનો નામ પંચમોલ્લાસ; સમાપ્તઃ । ઉલ્લાસ ૫, પ્ર. ૨૪૦, દ્વિ. ૨૭૦, ત્રિ. ૨૮૪, ચ. ૨૪૪, પં. ૧૬૧ એવં સર્વાંકે ૧૨૦૭, શુભં ભવતુ લેખકપાઠકયોઃ ।'

૧૧ **શાંતિદાસ**—એણે સં. ૧૭૩૨ આસો શુદિ ૧૦ ગૌતમસ્વામીનો રાસ (કડી ૬૫) રચ્યો. (જુઓ જૈ. ગૂ. ક. ભા. ૨, નં. ૩૬૮.)

૧૨ **ગોડીદાસ**—એ તપાગચ્છી શ્રાવક હતો. એણે સં. ૧૭૭૫ આશો શુદિ ૧૦ (વિજયાદશમી) ભોમવારે વટપ્રદ (વડોદરા)માં નવકારરાસ-અથવા રાજસિંહ–રાજવતીરાસ વિજયરત્નસૂરીશ્વરરાજ્યે ઢાળ ૨૫ મય રચ્યો. ( નં. ૪૧૧)

આ પ્રમાણે સંસ્કૃત તથા ગુજરાતી સાહિત્ય સરજનાર જૈન ગૃહસ્થોની સામાન્ય હકીકત રજુ કરી છે. એ સિવાય અન્ય કેટલાય વિદ્વાનોએ પોતાની પ્રતિભાકુસુમોની પરિમલ વેરી સાહિત્યોદ્યાનને સુવાસિત બનાવ્યો હશે, પરંતુ તે સર્વની માહિતી અને સાધનના અભાવે આટલેથી જ સંતોષ માની, પ્રમાદદોષને લીધે થયેલી ક્ષતિઓ માટે સાક્ષર સમૂહ પ્રત્યે ક્ષમા યાચી વિરમું છું.



અંબિકા દેવીની એક પ્રાચીન જૈન મૂર્તિ, ખંભાત

ચિત્તોડનો પ્રસિદ્ધ જૈન કીર્તિસ્તંભ

આ ચિત્રના વિશેષ પરિચય માટે જુઓ આ અંકમાંનો પૂજ્ય મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી મહારાજનો "જૈન તીર્થો" શિર્ષક લેખમાંનો ચિત્તોડને લગતો ભાગ



Advance Printery, Ahmedabad.

વીરનિ. સંવત ૧૦૦૦ થી વીરનિ. સંવત ૧૭૦૦ સુધીનાં

# જૈન તીર્થો

લેખક-પૂ. મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી

---

**ઉપક્રમ**—૨૩ ભગવાનની કલ્યાણક ભૂમિઓ, તક્ષશિલા, મથુરા, અજારા, શંખેશ્વરજી, અશ્વાવબોધ-શકુનિકાવિહાર, ક્ષત્રિયકુંડ, ઋજુવાલુકા, મુંડસ્થલ, નાદિયા-એ સિદ્ધક્ષેત્રો અને અતિશય ક્ષેત્રો ભગવાન્ મહાવીરસ્વામીના નિર્વાણ પહેલાનાં તીર્થો છે. વીરનિર્વાણ સંવત્ ૧૦૦૦ સુધીમાં પાવાપુરી, વૈભારગિરિ, ભદ્રેશ્વર, મથુરા, દ્વારિકા, જગન્નાથપુરી, બદ્રી, અવન્તીપાર્શ્વનાથ, થિરાપદ્ર, ઓશિયા, ભિન્નમાલ, શત્રુંજય, વલભીપુર, પ્રભાસપાટણ, રથાવર્તગિરિ, સ્વર્ણગિરિ, સાચોર, નાગોર, નાગહૃદ (નાગદા), અદબદજી અને આણંદપુર વગેરે તીર્થો થયાં છે. જેનો પરિચય અમો જૈન સત્ય પ્રકાશના પર્યુષણ પર્વ વિશેષાંક (ક્રમાંક ૩૭-૩૮)માં આપી ગયા છીએ. વીરનિર્વાણ સં. ૧૭૦૦ સુધીમાં ભીમપલ્લી (ભીલડીયાજી), મલ્લીજી, વટપદ્ર (જે પ્રતિમા હાલ કેસરિયાજી તરીકે પ્રસિદ્ધ છે), ઓસમ (જુનાગઢ સ્ટેટ) પહાડ, કરેડા (મેવાડ), ઢંકગિરિ (ઢાંકની ટેકરી) વગેરે અનેક તીર્થો સ્થપાયાં છે. પરંતુ તેના પૂરાં પ્રમાણો ન મળવાથી અમે અત્રે તેનો પરિચય આપ્યો નથી. વીરનિર્વાણ સં. ૧૦૦૦ થી ૧૭૦૦માં સ્થપાએલ તીર્થો પૈકીનાં કેટલાંએક નીચે પ્રમાણે છે-

**કુલ્પાકજી** (વિ. સં. ૬૦૦ લગભગ)—નિઝામ સ્ટેટમાં કુલ્પાકજી તીર્થ છે જેને લોકો કુલ્પાક, કુલ્પપાક, કોલીયાપાક અને માણેકસ્વામી એમ વિવિધ નામોથી સંબોધે છે.

ભરતચક્રવર્તીએ અષ્ટાપદ પર્વત સિંહનિષદ્યાપ્રાસાદમાં ચોવીશે તીર્થંકરોની રત્નમય પ્રતિમાઓ સ્થાપી તેમજ પોતાની આંગળીના લીલામાણેકમાંથી શ્રી ઋષભદેવ ભગવાનની જટાજુથ વાળી "માણિક્યસ્વામી" નામની મૂર્તિ બિરાજમાન કરી જે પ્રતિમા ઘણી જ સુંદર હતી. એટલે અનુક્રમે વિદ્યાધરો, સૌધર્મેન્દ્ર અને રાવણ-મંદોદરીએ પોતપોતાના સ્થાનમાં આ પ્રતિમાને લાવી તેની પૂજા કરી. લંકાનો નાશ થયો ત્યારે મંદોદરીએ આ પ્રતિમાને સમુદ્રમાં પધરાવી, જ્યાં તેની પૂજા દેવો કરતા હતા. કર્ણાટકના શંકર રાજાએ પોતાના પાટનગર કલ્યાણીમાં ફેલાએલ મરકીને શાંત કરવા માટે લવણાધિપતિદેવને આરાધી આ પ્રતિમા મેળવી, તેને સાથે લઈ કલ્યાણી તરફ પ્રયાણ કર્યું. વિકટ માર્ગ વટાવી કુલ્પાક પહોંચતા શંકર રાજાને પ્રતિમાજીનો રથ આ વિકટ માર્ગ વટીને આવે છે કે નહીં એમ શંકા પડતાં જ (પાછળ જોયું તેટલામાં) રથ કુલ્પાકજીમાં જ સ્તંભિત થઈ ગયો એટલે શંકર રાજાએ માણિક્યસ્વામીની કુલ્પાકજીમાં પ્રતિષ્ઠા કરી. તેની પૂજા માટે ૧૨ ગામ આપ્યાં. તેના અભિષેકનું પાણી છાંટવાથી કલ્યાણીની મરકી શાંત થઇ અને કુલ્પાકજીનું ધામ તીર્થ તરીકે વિખ્યાત થયું. વિ. સં. ૬૮૦માં અને ૧૨૪૩માં વિધર્મીઓ તરફથી આ તીર્થનો વિનાશ કરવા માટે આક્રમણો થયા હતાં, જેમાંથી આ તીર્થનો બચાવ થયો છે.

આ તીર્થનો જીર્ણોદ્ધાર ક્યારે ક્યારે થયો તેની પૂરી યાદી મળતી નથી, કિન્તુ ત્યાંના શિલાલેખો પરથી કેટલાએક જીર્ણોદ્ધારનો ઇતિહાસ નીચે મુજબ મળે છે.

વિ. સં. ૧૪૮૩માં તપાગચ્છાધિરાજ શ્રી સોમસુંદરસૂરિના શિષ્ય પં. શાંતીશગણી સંઘ સાથે અહીં પધાર્યા. આ લેખ ગાદી પર છે. માટે જીર્ણોદ્ધાર કરી ગાદી પર આ લેખ ખોદાવ્યો હોય એમ માની શકાય છે.

વિ. સં. ૧૬૬૫ ચૈ. શુ. ૧૫ સોમવારે હસ્ત નક્ષત્રમાં માણેકસ્વામીની મૂર્તિની પ્રતિષ્ઠા કરી.

વિ. સં. ૧૭૬૭ ચૈ. શુ. રવિવારે પુષ્પ નક્ષત્રમાં વિજયમૂહૂર્તમાં શ્રી માણેકસ્વામીની પ્રતિષ્ઠા કરી, દિલ્લીના બાદશાહ ઔરંઝેબના પુત્ર બાદશાહ બહાદરશાહના રાજ્યમાં સૂબા નવાબ મહમ્મદ યુસફખાનની મદદથી તપાગચ્છના આ. શ્રીવિજયપ્રભસૂરિના પટ્ટધર આ. શ્રી વિજયરત્નસૂરિની વિદ્યમાનતામાં પં. ધર્મકુશલગણીના શિષ્ય પં. કેસરકુશલના ઉપદેશથી જીર્ણોદ્ધાર થયો.

સં. ૧૯૬૬ પોષ ( માગશર ) વદી ૧૧ શુક્રવારે તપાગચ્છે વિદ્યારત્ન મુનિ શાંતિવિજયજીના ઉપદેશથી શ્રીસંઘે કુલ્પાકજી તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો, ધ્વજાદંડ ચડાવ્યો.

આજે પણ આ તીર્થ પ્રભાવક તીર્થ તરીકે વિખ્યાત છે. નિઝામ સ્ટેટમાં ગગનચુંબી શિખરવાળું જો કોઈ હિન્દુ મન્દિર હોય તો તે માત્ર આ કુલ્પાકજીનું જ જૈન શ્વેતાંબર મન્દિર છે. આ સ્થાન દક્ષિણના નિઝામ હૈદ્રાબાદથી ઈશાન ખૂણામાં ૪૭ માઈલ અને બે ફર્લાંગ પર છે. હૈદ્રાબાદથી બેઝવાડા જતી મોટર સડક અને રેલ્વે લાઈન પર ૪૩ માઈલની દૂરી પર આલેર સ્ટેશન છે, ત્યાંથી ૪ માઈલ અને બે ફર્લાંગ પર કુલ્પાક ગામ છે. કુલ્પાક ગામની બહાર ઉક્ત ભવ્ય મન્દિર ઊભું છે.

–( આ. જિનપ્રભસૂરિકૃત તીર્થકલ્પ, પં. સોમધર્મગણીકૃત ઉપદેશસપ્તતિકા, પં. દેવવિમલગણીકૃત હીરસૌભાગ્ય મહાકાવ્ય સર્ગ–૬ ઠો, બસવપુરાણ, વિજ્જલ કાવ્ય, શ્રી કુલ્પાકજી તીર્થ લેખ–જૈન સત્ય પ્રકાશ ક્રમાંક ૬૮ થી ૭૨ )

**મહાતીર્થ મોઢેરા** ( વિ. સં. ના આઠમા સૈકા પહેલાં )–વિ. સં. ૮૦૨માં અણહિલપુર પાટણ વસ્યું, તે પહેલાંનું આ તીર્થ છે. અહીં ભગવાન મહાવીરસ્વામીનું મંદિર હતું. આ૦ બપ્પભટ્ટિસૂરિ ગ્વાલીયરથી વિદ્યાના બળે અહીં રોજ જિનદર્શન કરવાને આવતા હતા. અહીંથી મોઢ ગચ્છની ઉત્પત્તિ થઇ છે, જે ગચ્છમાં આ. સિદ્ધસેનસૂરિ આ૦બપ્પભટ્ટિસૂરિ જેવા ધર્મપ્રભાવક આચાર્યો થયા છે. મોઢજ્ઞાતિનું ઉત્પત્તિસ્થાન પણ આ જ ભૂમિ છે. કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ, આ૦ શ્રીબાલચંદ્રસૂરિ જેવા શાસનસ્તંભ આચાર્યો અને મહર્દ્ધિક જૈનો પણ આ જ્ઞાતિનાં જ રત્નો છે.

ગુજરાતના રાજા અજયપાળે દ્વેષબુદ્ધિથી જૈનમંદિરોનો ધ્વંસ કરાવ્યો હતો તેમાં પાટણ, મોઢેરા અને રાંતેજા વગેરે સ્થાનમાં જૈન મંદિરોનો નાશ થએલ છે.

વનરાજ ચાવડાએ પાટણ વસાવ્યું ત્યારે ત્યાં જૈન મંદિર બનાવી તેમાં પંચાસરા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી તેમજ ત્યાં પોતાની ભક્તિભાવયુક્ત મૂર્તિ કોતરાવી. આ વનરાજ ચાવડાની જમણી બાજુએ મંત્રી આશકની મૂર્તિ છે જે મોઢ જ્ઞાતીના જૈન છે એમ તેપરના શિલાલેખમાં ઉલ્લેખ છેઃ મોઢેરા તીર્થ આજે તીર્થરૂપે નથી.

—( પ્રભાવકચરિત્ર, જૈન સત્ય પ્રકાશ ક્રમાંક ૯ )

**કરહેડા** ( વિ. સં. ૮૬૧ )—સંપ્રતિ રાજાએ અનેક જિનમંદિરો બનાવ્યાં હતાં. જે પૈકીનાં ૯૦૦ જિનાલયોનો જીર્ણોદ્ધાર વિ. સં. ૮૬૧ માં જ્ઞાનભંડારના સ્થાપક આ. શ્રી

જયાનંદસૂરિના ઉપદેશથી થયો હતો. આ જ અરસામાં આ૦ શ્રી જયાનંદસૂરિના ઉપદેશથી શાહ ખીમસીહ ઓસવાળે કરહેડા પાર્શ્વનાથનો પ્રાસાદ કરાવ્યો હતો. ત્યારપછી મહાપ્રાભાવિક આ૦ શ્રી ધર્મઘોષસૂરિના ઉપદેશથી મંત્રી ઝાંઝણકુમારે વિ. સં. ૧૩૪૦માં તે મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. કરેડા પાર્શ્વનાથના મંદિરમાં બાવનજિનાલયોની દેરીઓની પાટ ઉપર ભિન્ન ભિન્ન લેખો છે જે પૈકી એક લેખ વિ. સં. ૧૦૩૯ નો છે, જેમાં લખેલ છે કે—સંડેરક ગચ્છીય શ્રીયશોભદ્રસૂરિએ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી હતી.

આ સ્થાન ઉદેપુર–ચિતોડ રેલ્વેના કરેડા સ્ટેશનથી લગભગ ૦ાા માઇલ દૂર છે.

—( જૈન તીર્થોનો ઇતિહાસ, મેવાડની પંચતીર્થી, જૈન સત્ય પ્રકાશ ક્રમાંક ૯ )

**ચિત્તોડ**—ચિત્તોડના કિલ્લામાં બે ઊંચા કીર્તિસ્થંભો છે, જે પૈકીનો એક ભ૦ મહાવીરસ્વામીના મંદિરના કંપાઉંડમાં જૈન કીર્તિસ્થંભ છે. જે સમયે શ્વેતાંબર અને દિગમ્બરના પ્રતિમાભેદો પડ્યા ન હતા તે સમયનો એટલે વિ. સં. ૮૯૫ પહેલાંનો એ જૈન શ્વેતામ્બર કીર્તિસ્થંભ છે. અલ્લટરાજા જૈનધર્મપ્રેમી રાજા હતો. તે વાદીજેતા આ. પ્રદ્યુમ્નસૂરિ આ. નન્દકગુરુ આ. જિનયશ ( આ. સમુદ્રસૂરિ ) વગેરે શ્વે. આચાર્યોને માનતો હતો. એટલે સંભવ છે કે તેના સમયમાં ભ. મહાવીરસ્વામીનું મંદિર અને કીર્તિસ્તંભ બન્યાં હશે. આ કીર્તિસ્થંભનું શિલ્પસ્થાપત્ય અને પ્રતિમાવિધાન તે સમયને અનુરૂપ છે.

આ કીર્તિસ્તંભના પાસેના મંદિરના જીર્ણોદ્ધાર અંગે જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૪૫૫ માં લખ્યું છે કે:– " આ ગુણરાજે ચિત્રકૂટ પર મોકલ રાજાના આદેશથી તે રાજાનો ઘણો પ્રસાદ પામી કીર્તિસ્તંભ પાસેના પ્રાસાદનો ઉદ્ધાર કર્યો કે જે ઊંચા મંડપો તથા દેવકુલિકાઓથી વધુ શોભા પામતો હતો. આમાં તેના પુત્રયુક્ત બાલને તેના કાર્યમાં દેખરેખ રાખવા રોકયો હતો. તે તૈયાર થયા પછી ગુણરાજના પાંચે પુત્રોએ વર્ધમાનજિનની નવીન પ્રતિમા સ્થાપી અને તેની સોમસુંદરસૂરિએ પ્રતિષ્ઠા કરી. સં. ૧૪૮૫ માં. ( પ્રતિષ્ઠા પહેલાં ગુણરાજનો સ્વર્ગવાસ થયો લાગે છે. ) "

**નાડુલાઇ** ( વિ. સં. ૯૫૪ )—નાડલાઇ પાસે શત્રુંજય અને ગિરનાર નામની બે પહાડીઓ છે. શત્રુંજય નામની પહાડી ઉપર શ્રી આદિનાથ ભગવાનનું પ્રાચીન મંદિર છે. જેનો ઇતિહાસ આ પ્રમાણે છે—

ખંડેરક ગચ્છના આ. શ્રી યશોભદ્રસૂરિ અને એક કાપાલિક યોગીએ પોતપોતાની મંત્રશક્તિ અજમાવવા માટે એવી હરિફાઇ કરી કે મારવાડના પાલાણી ખંડમાંથી ( ખેડનગરથી ) પોતપોતાના ઇષ્ટ દેવનું મંદિર મંત્ર બળે ઉડાવીને નાડુલાઈ લઇ આવવા. જે પોતાના મંદિરને સવાર થતાં પહેલાં નાડુલની ટેકરી ઉપર પ્રથમ સ્થાપન કરે તેની જીત થઈ જાણવી. આ. યશોભદ્રસૂરિએ આ હરિફાઈમાં આ ટેકરી પર સૂર્યોદય થતાં પહેલાં આદિનાથનું મંદિર ઉતાર્યું જે આજે વિદ્યમાન છે અને ત્યારથી ઉક્ત ટેકરી શત્રુંજયના નામથી ઓળખાય છે. આ ઘટના વિ. સં. ૯૫૪માં બનેલ છે.

તે જ સૂરીશ્વરે નાડોલના ચોહાણોને ઉપદેશ આપી જૈન બનાવ્યા છે અને તેના ગોત્રની ભંડારી તરીકે સ્થાપના કરી છે. આચાર્યશ્રીના પટધર શાલિસૂરિ પણ ચોહાણવંશના હતા. આદિનાથના મંદિરનો જીર્ણોદ્ધાર ભંડારીઓએ જુદા જુદા સમય પર કરાવેલ છે. છેલ્લો જીર્ણોદ્ધાર તપગચ્છના આ. શ્રી વિજયદેવસૂરિના ઉપદેશથી નાડુલાઈના સંઘે સં. ૧૬૮૬ વૈ. શુ. ૮ શનિવારે પુષ્યનક્ષત્રમાં મહારાણા જગતસિંહના રાજ્યમાં કરાવેલ છે.

નાડુલાઇની પાસે નાડોલ એ પણ પ્રાચીન જૈન તીર્થસ્થાન છે. બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના ફાલના અને રાણી સ્ટેશનથી આ સ્થાનોમાં જવાય છે.

**રામસેન** ( વિ. સં. ૧૦૧૦ ની પૂર્વે )—આ. શ્રી ઉદ્યોતનસૂરિએ વિ. સં. ૯૯૪માં આબૂ પાસે ટેલી ગામમાં એક મોટા વડના ઝાડની નીચે એક સાથે પોતાના ૮ શિષ્યોને આચાર્યપદ આપ્યું અને તેઓને પોતાની પાટે સ્થાપ્યા. તેઓમાં મુખ્ય આ. સર્વદેવસૂરિ વડગચ્છના આદિ આચાર્ય છે. આ. સર્વદેવસૂરિએ વિ. સ. ૧૦૧૦ માં રામસેનમાં આદિનાથ ભગવાનના મંદિરમાં ચંદ્રપ્રભની પ્રતિષ્ઠા કરાવી છે અને ચંદ્રાવતીના મંત્રી કુંકુણને દીક્ષા આપી પોતાનો શિષ્ય બનાવેલ છે આ ઉપરથી નક્કી થાય છે કે રામસેન તીર્થ એ પ્રાચીન તીર્થ છે.

રામસેનમાં ૧૧ મા સૈકાની જિનપ્રતિમાઓ છે. ભોંયરામાં ચાર ચમત્કારી મૂર્તિઓ છે. ત્યાંની જનતા તેને બહુ માને છે. આ સ્થાન ભીલડીયાથી ૧૨ કોશ દૂર છે.

—( ગુર્વાવલી, તપગચ્છપટ્ટાવલી, જૈનતીર્થોનો ઇતિહાસ )

**આબૂ** (વિમલવસહિકા–વિ. સં. ૧૦૮૮)—આબુ સંબંધી ઇતિહાસ તો ઘણો મલે છે. અને સાહિત્યપ્રેમી પૂજ્ય મુનિમહારાજ શ્રી જયન્તવિજયજીએ આબું પુસ્તક પ્રકાશિત કરી આબુનો ઇતિહાસ આપણી સામે રજુ કર્યો છે. આબુના વર્તમાન તીર્થના સ્થાપક ગુર્જરેશ્વર ભીમદેવ( પહેલા )ના મંત્રી દંડનાયક વિમલમંત્રી છે. તેઓ પોરવાડ જૈન હતા. તેમના પૂર્વજો શ્રીમાલમાંથી ગૂજરાતના ગાંભૂ ગામે રહેતા. અને ત્યાંથી વનરાજ ચાવડો તેમને પાટણ લાવેલો. તેમાંના નીના મંત્રીએ પાટણમાં ભવ્ય જિનમદિર બંધાવેલું. વિમલને પણ મુખ્ય ઉપદેશ આપનાર તે વખતના પ્રાભાવિક આચાર્ય શ્રી ધર્મઘોષસૂરિજી હતા. વિમલ પહેલેથી જ જૈનધર્મનો અનુરાગી હતો. મંત્રી અને છેલ્લે ચંદ્રાવતીના પરમાર રાજાને જીતી ત્યાંના દંડનાયક બન્યા પછી તેમને પોતાનું જીવન સફલ કરવાની તક મલી અને આબુના શિખરે મનોહર જિનપ્રાસાદ બનાવ્યા

વસ્તુપાલ ચરિત્ર ( સંસ્કૃત–રચના સં. ૧૪૯૭ )માં શ્રી જિનહર્ષ આપણને વિમલનો જે પરિચય આપે છે તેનો સાર આ પ્રમાણે છે—

"ચંદ્રાવતીમાં પ્રાગ્વાટ વંશના વિમલનામે દંડપતિ થયા. તે શ્રી ભીમ ગુર્જરપતિના પરમ પ્રસાદરૂપ હતા. સિંધુરાજાના દારુણ યુદ્ધમાં તેણે રાજાને મોટી સહાય આપી હતી. પરમાર રાજા પણ તેનાથી પરાભવની શંકાથી પોતાની રાજધાની છોડી ગિરિદુર્ગમાં જઇ રહ્યા હતા. તેણે માલવીય રાજાની સાથે સંગ્રામમાં ભીમરાજાના સેનાપતિપદને પામી વિજય મેળવ્યો હતો. ત્રણ દિવસમાં સ્થટ્ટ (?) નામના રાજાને હરાવી બાંધી લીધો હતો. નદ્દલનગરના રાજાએ તેમને સુવર્ણનું સિંહાસન આપ્યું હતું, ને યોગીની( દિલ્હી )પતિએ તેને છત્ર આપ્યું હતું. વિમલાચલની યાત્રામાં ચાર કોટી સુવર્ણનો વ્યય કરી સંઘપતિ થયા હતા. તેમની સ્ત્રીનું નામ શ્રી હતું. પુત્ર ન્હોતો. અંબિકાની આરાધના કરી અર્બુદગિરિ પર ચૈત્ય બાંધવાનું ને વંશની ઉન્નતિરૂપ પુત્ર થવાનું–એમ બે વર માગ્યાં. દેવીએ બેમાંથી એક મળશે એમ કહેતાં જિનચૈત્યની માંગણી કરી અને તે ફળી. શૈવમતિઓનો વિરોધ થતાં અંબિકાની સહાયથી ત્યાંથી ઋષભદેવની પ્રતિમા નીકળી. આખરે સં. ૧૦૮૮

માં આદિનાથની દિવ્ય ધાતુમય પ્રતિમા કરાવી પોતાના કરેલા મંદિરમાં બૃહદ્ગચ્છનાયક[1] શ્રી રત્નસૂરિપાસે તેની પ્રતિષ્ઠા કરાવી સ્થાપી, તેમાં ૮ કોટી સુવર્ણનો વ્યય થયો."

આબુના વિમલવસહીના મંદિર માટે સમગ્ર ભારતવર્ષને ગૌરવ કરવા જેવું છે—

"આ મંદિરને વિમલવસતિ—વિમલવસહિ કહેવામાં આવે છે. તેની અદ્ભુત કારીગરી માટે તે જગપ્રસિદ્ધ છે. આખી દુનિયામાં આવું મંદિર–મકાન પહેલવહેલું થયું છે." 'આ વિમલમંત્રીનો કીર્તિસ્થંભ છે.' 'આ મંદિર અને તેની પાસેનું વસ્તુપાલના ભાઈ તેજપાલ-કૃત નેમિનાથનું મંદિર કારીગરીની ઉત્તમતાને માટે સંસારભરમાં અનુપમ છે. તેમાં પણ વિમલમંત્રીનું મંદિર શિલ્પની દૃષ્ટિએ અધિક ઉત્તમ છે. મુખ્ય મંદિરની સામે વિશાલ સભામંડપ અને ચારે બાજુએ નાની નાની કેટલીક દેવકુલિકા છે. આ મંદિરમાં મુખ્ય મૂર્તિ ઋષભદેવની છે, જેની બન્ને બાજુએ એક એક ઊભી મૂર્તિ પણ છે. આ મંદિરની જેટલી પ્રશંસા કરીએ એટલી ઓછી છે. સ્તંભ, તોરણ, ગુંબજ, છત, દરવાજા આદિ પર જ્યાં જ્યાં નજર નાંખીએ ત્યાં ત્યાં કારીગરીની સીમા–અવધિ જ માલૂમ પડે છે.' કર્નલ ટૉડે આ મંદિરના વિશે લખ્યું છે કે "ભારતભરમાં આ મદિર સર્વોત્તમ છે, અને તાજમહેલ સિવાય કોઇ બીજું સ્થાન આની બરાબરી કરી શકે તેમ નથી." ફર્ગ્યુસને જણાવ્યું છે કે "આ મંદિર કે જે સંગેમરમરનું બનેલું છે, તે અત્યન્ત પરિશ્રમ સહન કરનાર હિન્દુઓના ટાંકણાથી ફીત જેવી બારીકી સાથે એવી મનોહર આકૃતિઓ બનાવવામાં આવી છે કે તેની નકલ કાગળ પર કરવામાં કેટલાય સમય તથા પરિશ્રમથી હું પણ સમર્થ થઇ શક્યો નથી." હજી આગળ લખતાં તેઓ જણાવે છે કે–"આ મંદિરોની કોતરણીના કામમાં સ્વાભાવિક નિર્જીવ પદાર્થોનાં ચિત્ર બનાવ્યાં છે એટલું જ નહિ, પરન્તુ સાંસારિક જીવનનાં દશ્ય–વ્યાપાર તથા નૌકાશાસ્ત્ર સંબંધી વિષય તો શું પણ રણક્ષેત્રનાં યુદ્ધોનાં ચિત્રો પણ કોતરવામાં આવ્યાં છે. છતોમાં જૈનધર્મની અનેક કથાઓનાં ચિત્રો પણ અંકિત છે."

વિમલ મંત્રીશ્વરના મંદિરના પ્રતિષ્ઠાપક ધર્મઘોષસૂરિ નામના આચાર્ય છે. આ નામના બીજા પણ આચાર્યો થયા છે.

આ મંદિરોમાં તેરમી સદીના પૂર્વાર્દ્ધના લેખો મળે છે.

---

૧ આબુના મંદિરોના પ્રતિષ્ઠાપક તરીકે શ્રી ધર્મઘોષસૂરિજી અને આ૦ શ્રી રત્નસૂરિજીનું નામ ઉપલબ્ધ થાય છે. જિનપ્રભસૂરિજી વિવિધ તીર્થકલ્પમાં કોઇ પ્રતિષ્ઠાપક આચાર્યનું નામ નથી આપતા, તેમના મતમુજબ—

"वैक्रमे वसुवस्वाशा (१०८८)मितेऽब्दे भूरिरैव्ययात् । सत्प्रासादं स विमलवसत्याह्वं व्यधापयत् ॥"

વિમલવસહીના પ્રતિષ્ઠાપક કે વિમલને જૈનધર્મનો ઉપદેશ આપનાર કોઈ આચાર્યનું નામ મલતુ નથી. બાકી શ્રી વર્દ્ધમાનસૂરિજીતો ઘટી શકતા જ નથી. આ સમયે તેઓ વિદ્યમાન જ નથી. વિમલ અને તેના પૂર્વજો જૈનધર્મના દૃઢ અનુયાયી હતા. એટલે વિમલને જૈન બનાવ્યાની વાત સંગત નથી. મહાપ્રતાપી શ્રી ઉદ્યોતનસૂરિજીએ વિ. સ. ૯૯૪માં વડ નીચે શ્રીસર્વદેવસૂરિજી આદિ આઠ શિષ્યોને આચાર્ય બનાવ્યા છે. આ વખતે આચાર્ય બનનાર ૧૦૮૮ માં વિદ્યમાન હોય એ માનવું જ વધુ પડતું છે. વર્દ્ધમાનસૂરિજી પહેલાં ચૈત્યવાસી હતા. બાદમાં ક્રિયોદ્ધાર કર્યો અને આચાર્ય બન્યા ત્યારે ઓછામાં ઓછી તીસ વર્ષ ઉપર ઉમ્મર હશે. આથી તેઓ ૧૦૮૮ માં વિદ્યમાન હોય એ સંભવતું નથી.

આ તીર્થની યાત્રાએ જવા માટે બી. બી. એન્ડ. સી. આઈ. રેલ્વેના આબુરોડ સ્ટેશને ઊતરવું પડે છે. ત્યાં ગામમાં સુંદર શ્વે. જૈન ધર્મશાળા તથા જિનમન્દિર છે. આબુરોડને ખરેડી પણ કહે છે. ત્યાંથી સ્ટેશન પાસેથી ઉપર જવા મોટર મલે છે. રસ્તામાં તલાટી આવે છે. ઉપર ધર્મશાળા છે. ત્યાંથી આબુ કેમ્પ થઈ શ્વે. જૈન મંદિરો પાસે જવાય છે. ત્યાં સ્ટેટ ચોકી છે, જે ટેક્સ લે છે. ત્યાં વિશાલ ધર્મશાળા છે અને મંદિરો છે.

આબૂની આસપાસ શિરોહી રાજ્યમાં વિ. સં. ૧૨૩૦ પહેલાંના ઘણા જૈન શિલાલેખો મળી શકે છે: જેમકે નાંદિયાના નંદીશ્વર ચૈત્યમાં સં. ૧૧૩૦માં વાવ બની, કોજારામાં સં. ૧૨૨૪નો પાર્શ્વનાથ મંદિરનો સ્તંભલેખ, મુંગસ્થલાના દેરાસરમાં સં. ૧૨૧૬નો ૧૨૧૬ શિલાલેખ. –(સીરોહી રાજ્યકા ઈતિહાસ, જૈન સત્ય પ્રકાશ ક્રમાંક ૧૧)

**સ્થંભણ પાર્શ્વનાથ**–આ તીર્થની સ્થાપના ચંદ્રગચ્છના નવાંગીવૃત્તિકાર અભયદેવસૂરિજીના હાથે થઈ છે. આ સંબંધી પ્રભાવકચરિત્રમાંના ઉલ્લેખનો સાર નીચે પ્રમાણે છે—

એક વખત શ્રી અભયદેવસૂરિજી મહારાજ કોઢના રોગથી ગ્રસિત થયેલા પીડા પામતા હતા, તેમને ઊંઘ આવતી ન હતી. ત્યારે ધરણેંદ્ર આવીને કહ્યું: "હવે આજે દીનતા તજીને જિનબિંબના ઉદ્ધારથી તમે જૈનશાસનની પ્રભાવના કરો. શ્રીકાંતનગરીનો ધનેશ શ્રાવક વહાણ લઈને સમુદ્રમાર્ગે જતો હતો ત્યારે માર્ગમાં તેના વહાણને ત્યાંના અધિષ્ઠાયકદેવે થંભાવી દીધું. આથી તે શ્રેષ્ઠીએ તે અધિષ્ઠાયકની પૂજા કરતાં તે વ્યંતરે વ્યવહારીને ઉપદેશ આપી તે ભૂમિમાં રહેલ જિનેશ્વર ભગવંતની ત્રણ પ્રતિમાઓ બહાર કઢાવી. તેમાંની એક પ્રતિમા ચારૂપ ગામમાં સ્થાપી તેથી ત્યાં તીર્થ થયું. બીજી પાટણમાં સ્થાપન કરી અને ત્રીજી પ્રતિમા સ્તંભન ગામમાં સેટીકા (સેઢી) નદીના તટ પર વૃક્ષઘટાની અંદર ભૂમિમાં સ્થાપન કરેલ છે. તે શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમાને તમે પ્રગટ કરો. કારણ કે ત્યાં મહાતીર્થ થવાનું છે. પૂર્વે વિદ્યા અને રસસિદ્ધિમાં ભારે પ્રવીણ એવા નાગાર્જુને ભૂમિમાં રહેલા એ બિંબના પ્રભાવથી રસનું સ્થંભન કર્યું; અને તેથી તેણે ત્યાં સ્તંભનક નામનું નગર સ્થાપન કર્યું. તે પ્રતિમાથી તમારી પવિત્ર કીર્તિ અચલ થશે. આ કાર્યમાં ક્ષેત્રપાલની જેમ શ્વેતસ્વરૂપથી તમારી આગળ, અન્ય જનોના જોવામાં ન આવે તેમ, એક દેવી માર્ગ બતાવનાર રહેશે." એ પ્રમાણે કહીને ધરણેંદ્ર અંતર્ધાન થઈ ગયો.

આ વૃત્તાંત સૂરિજીએ શ્રી સંઘને જણાવ્યો. સંઘ ઘણો ખુશી થયો અને નવસેં ગાડાં સાથે યાત્રાએ નીકળ્યો. સૂરિમહારાજ પણ સંઘ સાથે આગળ ચાલવા લાગ્યા. ધીમે ધીમે સંઘ સેટિકા નદીના કિનારે આવ્યો ત્યારે ત્યાં બે વૃદ્ધ અશ્વો અદૃશ્ય થઈ ગયા. એટલે સંઘે ત્યાં જ પડાવ નાંખ્યો. ત્યાં ગાયો ચરાવતા ગોવાળોને સૂરિજીએ પૂછ્યું કે અહીં કોઇ ચમત્કારી સ્થાન છે? ત્યારે એકે કહ્યું કે આ પાસેના ગામના મહીણ પટેલ છે તેની કાળી ગાય અહીં આવી દૂધ ઝરી જાય છે. સૂરિજીએ ત્યાં બેસી પ્રાકૃતમાં ગાથાબદ્ધ શ્રી પાર્શ્વજિનની સ્તુતિ શરૂ કરી **जयतिहुयण** સ્તોત્ર બનાવવું શરૂ કર્યું. ત્યાં સત્તરમી ગાથા બોલતાં પ્રભુજીનાં દર્શન થયાં છે. બત્રીશ ગાથા પૂરી થતાં પ્રભુજી બહાર નીકળ્યા. તેનાં દર્શન અને ન્હવણના અભિષકથી સૂરિજીનો કોઢનો રોગ મટયો, શરીર નીરોગી થયું. બધાએ તે જોયું અને તેનો ઉપયોગ કર્યો. પછી તો સંઘે ત્યાં દાનશાળા બંધાવી અને વિશાલ જિનમન્દિર પણ

બનાવ્યું. એ તીર્થની વિ. સં. ૧૧૫૯માં સૂરિજીમહારાજના હાથે પ્રતિષ્ઠા થઇ. પાછળથી દેવના કહેવાથી સૂરિએ **जयतिहुयण** ની બે ગાથા ભંડારી દીધી.

**અંતરીક્ષ પાર્શ્વનાથજી** ( વિ. સં. ૧૧૪૨ )—દક્ષિણમાં આવેલ અમરાવતીથી ઉત્તરે બત્રીશ માઇલ દૂર એલચપુરના રાજા એલચ શ્રીપાલને કોઢનો રોગ થયો હતો. રાજા રાજપાટ છોડી રાણી અને થોડા માણસો સાથે જંગલમાં નીકળ્યો. બહુ દૂર જતાં એક વાર એક તળાવમાંનું પાણી પી હાથ મ્હોં ધોયા. આ જલથી રાજાના રોગને થોડી શાંતિ વળી. થોડા વધુ દિવસ આ પાણી પીવાથી તેને વધુ ફાયદો થયો. આથી તેને લાગ્યું અહીં કંઇક ચમત્કાર છે. તળાવ ખોદાવતાં મહાચમત્કારી શ્રીપાર્શ્વપ્રભુની સુંદર પ્રતિમા નીકળી. રાજાએ ઉત્સવપૂર્વક તેને બહાર પધરાવી, સીરપુર નગર વસાવી પોતાના ખર્ચે મંદિર બંધાવ્યું. પરંતુ રાજાના અભિમાનને લીધે, અધિષ્ઠાયકે કહ્યું: ' રાજાના મંદિરમાં પ્રભુજી નહિ બિરાજે; સંઘના મંદિરમાં પ્રભુજી બિરાજશે.' સંઘે નૂતન જિનમંદિર બંધાવ્યું. આ વખતે દેશમાં વિચરતા શ્વેતાંબર જૈનસંઘના પ્રતાપી આચાર્ય, રાજ્યમાન્ય અને મહાવિદ્વાન્ મલધારી અભયદેવસૂરિજીને ત્યાં બોલાવ્યા અને સૂરિજીએ વિ. સં. ૧૧૪૨માં મહા શુદ ૫ તેની પ્રતિષ્ઠા કરી. રાજા એલચે પૂજાના ખર્ચ માટે સીરપુર ગામ અર્પણ કર્યું.

આ મૂર્તિ બહુ જ પ્રાચીન છે. લંકાપતિ રાવણરાજાને જિનમૂર્તિનાં દર્શન કર્યા સિવાય ભોજન ન કરવું એવો નિયમ હતો. એકવાર બહાર જતાં સાથે જિનમૂર્તિ લેવાનું ભૂલી ગયા. રાજા સ્નાન કરવા જતાં ખરદૂષણે વેળુની પ્રતિમા બનાવી; રાજાએ તેની પૂજા કરી. પછી આ મૂર્તિ પધરાવી દીધી, તે આ રાજાના સમયે બહાર નીકળી. સાત ફણામય આ મૂર્તિ મહાચમત્કારી અને પરમપ્રભાવક છે. રાજા એલચના બધા રોગો તેનાથી મટયા.

ઉત્તરાધ્યયન સૂત્ર ઉપર ટીકા રચનાર શ્રીભાવવિજયજી ગણિ, જેઓ આંખોથી દેખતા નહતા તેઓ, ખંભાતથી સંઘ સાથે અહીં આવ્યા; પ્રભુનાં દર્શન કર્યાં, ભાવના ભાવી જેથી દેખતા થયા. તેમણે અંતરીક્ષમાહાત્મ્ય બનાવ્યું છે. કવિ લાવણ્યસમયે પણ અંતરીક્ષપાર્શ્વનાથજીનું માહાત્મ્ય ગાયું છે. જિનપ્રભસૂરિએ વિવિધ તીર્થકલ્પમાં કલ્પ આપ્યો છે.

પ્રતિષ્ઠા થઇ તે વખતે પ્રભુજી જમીનથી અદ્ધર હતા. પછી ધીમે ધીમે કાળપ્રભાવે મૂર્તિ નીચે આવતી ગઇ છે. અત્યારે એક અંગલુણું નીકળી જાય એટલી જમીનથી અદ્ધર છે.

આ તીર્થનો બધો વહીવટ બાલાપુર આદિ ગામોનો શ્વેતાંબર જૈન સંઘ કરે છે. અંતરીક્ષ પાર્શ્વનાથ જવા ઇચ્છનારે આકોલાથી મોટરમાં ૪૩ માઇલ દૂર સીરપુર જવું. ત્યાંથી ત્રણ માઇલ આ તીર્થ છે. હમણાં શ્વેતાંબર જૈનસંઘ તરફથી જીર્ણોદ્ધારનું કામ ચાલે છે.

**મુક્તાગિરિ તીર્થ** ( વિ. સં. ૧૧૪૨ )—એલીચપુરના એલચ શ્રીપાલે મુક્તાગિરિની પહાડી પર મલધારી આચાર્યશ્રી અભયદેવસૂરિના હાથે પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરાવી. ત્યારથી તે તીર્થ ઘણી પ્રસિદ્ધિમાં આવેલ છે. આજે પણ ત્યાં એ જ પ્રાચીન શામળિયા પાર્શ્વનાથની પ્રતિમા પૂજાય છે. વિ. સં. ૧૯૪૦ સુધી આ તીર્થ શ્વેતામ્બરોના તાબામાં હતું.

આ સ્થાનમાં આકોલા અને અમરાવતીથી જવાય છે. અમરાવતીથી લગભગ ૪૦ માઇલ એલચપુર છે તેની પાસે પરતવાડી ગામ છે તેની પાસે નાની ટેકરી પર આ તીર્થ છે.

**સેરીસા પાર્શ્વનાથજી**—( લોડસણ પાર્શ્વનાથ, બારમીસદી )—આ તીર્થની સ્થાપના

બારમી શતાબ્દિમાં થયેલ છે. એકવાર નાગેન્દ્ર ગચ્છના આચાર્ય દેવેંદ્રસૂરિજી વિહાર કરતા ગુજરાતના સેરીસા નગરમાં પધાર્યા. તેમના શિષ્યો તેમની સાથે હતા. એક શિષ્ય ગુરુ પાસે એક મંત્રની પોથી છે તે જાણતો હતો. ગુરુજી તેનાથી તે પોથી ગુપ્ત રાખતા. એક વાર આ જ નગરમાં પધાર્યા ત્યારે ગુરુજી નિદ્રાવશ થતાં શિષ્યે લાગ જોઇ તે પોથી કાઢી. ચંદ્રના અજવાળામાં તે વાંચી, તેનાથી બાવન વીર હાજર થયા અને પૂછ્યું 'શું કામ છે?' શિષ્યે કહ્યું: "આ નગરમાં એકે જિનમન્દિર નથી માટે કાન્તિનગરથી એક ભવ્ય જિનમંદિર લાવો" વીરોએ કહ્યું: "કુકડા બોલે તે પહેલાં જેટલું થઈ શકશે તેટલું કરીશું." તેઓ કાન્તિનગરથી મૂર્તિઓ સહિત મંદિર લાવ્યા. કુકડા બોલ્યા જેથી અહીં મંદિર મૂક્યું. ગુરુએ કોલાહલથી જોયું તો પોથી ન મલે. શિષ્યનું કામ સમજી પોથ લઇ લીધી અને ચક્રેશ્વરીદેવીને સંભારી.

પછી સૂરિજીના ઉપદેશથી ભવ્ય મંદિર બન્યું અને સૂરિજીએ બારમી સદીમાં જ તેની પ્રતિષ્ઠા કરી. આ પછી તે તીર્થ મુસલમાની જમાનામાં, આસ્માની સુલતાનીમાં જમીનમાં છુપાવાયું. તે આ વીસમી સદીમાં મંદિર અને ભવ્ય મૂર્તિઓ સહિત બહાર નીકળ્યું છે. ત્યાં પૂ. આચાર્ય શ્રી વિજયનેમીસૂરીશ્વરજીના ઉપદેશથી અસલના સ્થાને જ અમદાવાદના નગરશેઠ કુટુંબના નબીરા શેઠ સારાભાઈ ડાહ્યાભાઇએ ભવ્ય જિન મદિર બંધાવ્યું છે, જેમાં તે જ પ્રાચીન ભવ્યમૂર્તિઓની પ્રતિષ્ઠા થવાની છે. સ્વ. શેઠશ્રી સારાભાઈના સુપુત્રો આ કાર્ય પૂર્ણ કરી પોતાના પિતાશ્રીની ભાવના સફળ કરે એમ ઇચ્છીએ.

આ તીર્થ અમદાવાદથી મ્હેસાણા જતાં વચમાં કલોલ જંકશનથી ત્રણ માઇલ દૂર છે. અમદાવાદથી ૧૦ થી ૧૧ કોશ દૂર છે. ત્યાં શ્રી સારાભાઈ શેઠે મોટી ધર્મશાળા બંધાવી છે.

**જીરાવલાપાર્શ્વનાથ** (વિ. સં. ૧૧૯૧)—આબુની પાસે જીરાઉલી ગામ છે ત્યાંના શેઠ **ધાંધલ**ની ગાય જંગલમાં ચરવા જતાં એક સ્થાન પર રોજ દૂધ ઝરી આવતી. શેઠે જમીન ખોદી તો ત્યાંથી શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ પ્રગટ થઈ; અધિષ્ઠાયદેવે શેઠને સ્વપ્ન આપ્યું કે–પ્રભુજીને જીરાઉલા નગરમાં સ્થાપજો. પછી શેઠે ભવ્ય જિનમંદિર બંધાવ્યું. તે વખતે વિચરતા મહાપ્રતાપી શ્રી અજિતદેવસૂરિજીને ત્યાં બોલાવ્યા અને તેમણે ૧૧૯૧ માં તેની પ્રતિષ્ઠા કરી. આ તીર્થ આજે પણ વિદ્યમાન છે. આ તીર્થના ચમત્કાર માટે ઉલ્લેખ મળે છે કે–

**प्रबलेऽपि कलिकाले स्मृतमपि यन्नाम हरति दुरितानि ।**
**कामितफलानि कुरुते स जयति जराउलिपार्श्वः ॥"**

—( તપાગચ્છપટ્ટાવલી, જૈ. કો. હેરલ્ડ )

**નવખંડ પાર્શ્વનાથ**-ઘોઘા ( વિ. સં. ૧૧૬૮ )—ઘોઘા બંદરમાં આ. શ્રી અજિતસૂરિના સમકાલીન આ. શ્રી મહેન્દ્રસૂરિના ઉપદેશથી વિ. સં. ૧૧૬૮ માં શ્રીમાળી નાણાવટી જૈન હીરૂએ પાર્શ્વનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી છે. આ પ્રતિમાના, ધર્મદ્વેષીઓએ નવ ટુકડા કરી નાખ્યા, કિન્તુ તે દૈવી સહાયથી જોડાઇ ગયા. ત્યારથી તેનું નવખંડા પાર્શ્વનાથ નામ પડેલ છે. નવખંડ ધરતીના માણસો તેની પૂજા કરતા માટે પણ આ નામ સાર્થક છે.

આ સ્થાન કાઠિઆવાડમાં ભાવનગરથી ૬ કોષ દૂર સમુદ્ર કિનારે છે.

**કુંભારિયાજી** ( વિ. સં. ૧૧૯૩ )—આબૂથી દક્ષિણે આરાસણ ગામ છે જે અત્યારે કુંભારિયા એવા નામથી પ્રસિદ્ધ છે. ત્યાંના ગોગા મંત્રીનો પુત્ર પાસિલ નિર્ધન દશામાં

પાટણ ગયો હતો. ત્યાં રાજવિહારમાં જિનબિમ્બને નમી તેનું માપ કરવા લાગ્યો, આથી ઠક્કર છાડાની પુત્રીએ તેની મશ્કરી કરી કે ભાઈ! તમારે આવું નવું જિનબિમ્બ બનાવવું છે ? પાસીલે ઉત્તર આપ્યો કે–હા બેન ! એ દિવસ આવે ત્યારે તમે પણ પધારજો. એમ કહી તે આરાસણ જઈ પહોંચ્યો. તેણે ત્યાં ૧૦ ઉપવાસ કરીને દેવીની આરાધના કરી અને ધન મેળવ્યું. અને જિનાલય તૈયાર કરાવ્યું, જેમાં સં. ૧૧૯૩ ના વૈ. શુ. ૧૦ ગુરૂવારે આ. શ્રી વાદીદેવસૂરિના હાથે શ્રી નેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરાવી. તે સમયે તેના આમંત્રણથી ઠક્કર છાડાની પુત્રી પણ તે પ્રતિષ્ઠામાં આવી હતી અને તેણીએ તે મંદિરનું બાકી રહેલ કામ પૂરું કરાવ્યું તથા નવલાખ દ્રવ્ય ખરચીને મેઘનાદ મંડપ તૈયાર કરાવ્યો.

આ તીર્થમાં આબૂરોડ સ્ટેશનથી મોટર રસ્તે જવાય છે. —( પુરાતનપ્રબન્ધસંગ્રહ )

**ફલોધી** ( વિ. સં. ૧૧૯૯ ( ૧૨૦૪ )—આ તીર્થની સ્થાપના શ્રી વાદી દેવસૂરિજીના હાથે થઇ છે. તેઓ જ્યારે ગુજરાત છોડી નાગોર તરફ પધાર્યા ત્યારે વિચરતા વિચરતા ફલવર્ધિ આવ્યા. ત્યાં પારસ નામે શેઠ રહેતો હતો તેણે ગામ બહાર જંગલમાં ઝાડીની વચ્ચે એક ઢગલો જોયો અને તેની પૂજા થયેલી હતી તે જોઇ. તેણે દેવસૂરિજીને તેનું કારણ પૂછ્યું. સૂરિજીએ કહ્યું તે ઢગલો દૂર કરી નાંખો. ઢગલો હટાવતાં ત્યાંથી શ્રી પાર્શ્વનાથ-પ્રભુજીની મૂર્તિ કાઢી. વાદી શ્રી દેવસૂરિજીએ ત્યાં આવી વાસક્ષેપ નાંખ્યો. અને ઉત્સવપૂર્વક પ્રભુજીનો શહેરમાં પ્રવેશ કરાવ્યો.

એક વાર અધિષ્ઠાયક દેવે સ્વપ્નામાં પારસ શેઠને કહ્યું: તું મંદિર બંધાવી પ્રભુને બિરાજમાન કર ! શેઠે કહ્યું: મ્હારી પાસે દ્રવ્ય નથી. દેવે કહ્યું: પ્રભુજી સન્મુખ જેટલા ચાવલ ( ચોખા ) ચઢશે તે સુવર્ણના થઇ જશે. બીજા દિવસથી આ પ્રમાણે થવા માંડ્યું; પારસ શેઠે તે દ્રવ્યથી મંદિર બનાવ્યું. થોડુ કામ બાકી હતું ત્યાં શેઠના પુત્રોએ પૂછ્યું કે આપણી પાસે દ્રવ્ય નથી અને તમે મંદિર ક્યાંથી બનાવો છો ? તેમના બહુ આગ્રહથી શેઠે યથાર્થ વાત જણાવી; છોકરાઓએ બીજે દિવસે જોયું તો કશું ન મલે, મંદિરનું કામ અપૂર્ણ રહ્યું.

૧૧૯૯ માં ફાગણ સુદિ ૧૦ પ્રભુજીની પ્રતિષ્ઠા શ્રી વાદિદેવસૂરિના હાથે થઈ, ૧૨૦૪ માં મંદિર ઉપર કલશ–ધ્વજપ્રતિષ્ઠા વાદિદેવસૂરિજીના શિષ્ય શ્રી જિનચંદ્રસૂરિજીના હાથે થઈ.

આજે પણ આ તીર્થ વિદ્યમાન છે. બારમા સૈકાના અંતમાં અને તેરમા સૈકાના પૂર્વાર્દ્ધમાં વાદી શ્રી દેવસૂરિજીના હાથે આ તીર્થ સ્થપાયું. આ સંબંધી વિવિધતીર્થકલ્પ, ઉપદેશસપ્તતિ, ઉપદેશતરંગિણી, પુરાતનપ્રબંધ સંગ્રહ, તથા શ્રી ક્ષમાકલ્યાણકૃત પર્વકથા સંગ્રહમાંની પોષ દશમીની કથા અને જૈન સત્ય પ્રકાશના અંકો વગેરે જોવું.

**ભૃગુકચ્છ–ભરૂચ** ( વિ. સં. ૧૧૨૦ )–આ તીર્થ બહુ જ પ્રાચીન છે. શ્રી મુનિસુવ્રતસ્વામીના સમયથી આ સ્થાન તીર્થરૂપે પ્રસિદ્ધ થયું છે. આ યુગમાં કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીના ઉપદેશથી મહારાજા કુમારપાલના મંત્રી બાહડે ભગીરથ પ્રયત્ન કરી આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને ૧૨૨૦ માં ઉક્તસૂરિજી મહારાજના હાથે પ્રતિષ્ઠા કરાવી.

ભરૂચમાં અત્યારે પણ આ મૂર્તિ વિદ્યમાન છે. બાહડ મંત્રીએ વિ. સં. ૧૨૧૩ માં શત્રુંજય તીર્થ પર ઉદ્ધાર કરેલ છે, જેનું બનાવેલ જિનાલય આજે પણ વિદ્યમાન છે.

આ તીર્થની પ્રાચીનતા માટે તો જગચિંતામણિ ચૈત્યવંદનમાં " **भरुअच्छहिं मुणि-सुव्वय** " પાઠ જ બસ છે. મુસલમાની જમાનામાં આ વિશાલ મંદિરનો ભંગ થયો છે. મૂર્તિની રક્ષા થઈ છે. એ વિશાલ મંદિરની મુસલમાનોએ મસિદ કરી જે અત્યારે વિદ્યમાન છે.

આ સ્થાને બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેના ભરૂચ સ્ટેશને ઊતરીને જવાય છે.

**તારંગા** (વિ. સં. ૧૨૨૧)—મહારાજા કુમારપાલે જૈનધર્મ સ્વીકાર્યા પછી કલિકાલ-સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીના ઉપદેશથી ૧૪૪૦ જિનમંદિરો બંધાવ્યાં તેમાં તારંગાનું ભવ્ય જિનાલય પણ બંધાવ્યું. આ સંબંધી પ્રભાવકચરિત્રમાં નિમ્ન ઉલ્લેખ મલે છે—

"પછી એકદા રિપુચ્છેદના સંકલ્પથી પૂર્ણ એવા, શ્રીમાન્ અજિતસ્વામીની સ્તુતિ કરતા અને તેનો પ્રાસાદ બનાવવાને ઇચ્છતા રાજાને શ્રીહેમચંદ્ર મહારાજે પ્રગટ રીતે આદેશ કર્યો કે હે ભૂપાલ ! અનેક સિદ્ધોથી ઉન્નત સ્થિતિયુક્ત એવા શ્રી તારંગાજી પર્વત પર અક્ષય સ્થાન અને વૈભવથી સુશોભિત એવો પ્રાસાદ કરાવવાની જરૂર છે. એ પર્વત શત્રુંજયની અપર મૂર્તિ હોય, એમ સમજી લ્યો.' આ પ્રમાણે શ્રી ગુરુની આજ્ઞા થતાં રાજાએ ચોવીશ હસ્તપ્રમાણ મંદિર કરાવ્યું અને તેમાં એકસો ને એક અંગુલપ્રમાણનું બિંબ સ્થાપન કરાવ્યું. તે પ્રાસાદ અદ્યાદિ દેવો અને રાજાઓની સ્તુતિથી શોભિત અને પર્વતના મુકુટ સમાન શ્રી સંઘજનોને દર્શનીય છે." આ મંદિર બનાવવા માટે બે કારણ કહેવાય છે :

૧. કુમારપાલે અજમેરના અર્ણોરાજ ઉપર ચઢાઈ કરી, ત્યારે છેલ્લીવારનો સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરવા જતાં પહેલાં પાટણમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં દર્શન કરી એક ગોખલામાં બિરાજિત શ્રી અજિતનાથપ્રભુનાં દર્શન–પૂજન તેણે કર્યાં. અને તેથી જ કુમારપાળ વિજય પામ્યો. આની સ્મૃતિમાં તારંગાજી ઉપર વિશાલ મંદિર બંધાવી અજિતનાથપ્રભુની મૂર્તિ સ્થાપી છે. આ પ્રસંગ તો કુમારપાલ જૈન બન્યા પહેલાંનો છે.

૨. કુમારપાલે જૈનધર્મ સ્વીકાર્યા પછી એકદા તેને માંસાહારની સ્મૃતિ થઇ આવવાથી તેના પ્રાયશ્ચિત્તરૂપે આ મંદિર બંધાવ્યું છે.

કેટલેક ઠેકાણે આ પ્રાયશ્ચિત્ત માટે ૩૨ મંદિર બંધાવ્યાનો પણ ઉલ્લેખ મલે છે.

તારંગાજીની પ્રતિષ્ઠા આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિજી મહારાજના હાથે ૧૨૨૧ માં થઈ છે. ત્યારપછી ઈડર રાજ્યના માન્ય સંઘપતિ ગોવિંદે સોમસુંદરસૂરિના ઉપદેશથી આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને તેની પ્રતિષ્ઠા ઉક્ત સૂરિજીના હાથે ૧૪૭૯ માં થઈ.

—( પ્રભાવકચરિત્ર–તપગચ્છપટ્ટાવલી, જૈન કો. હેરલ્ડ વગેરે જોવાં. )

**ઉપસંહાર**—આ રીતે સાતસો વર્ષના ગાળામાં થયેલાં તીર્થોની ટૂંકી વિગત અહીં આપી છે. આ તીર્થો અંગે વધુ હકીકત આપી શકાય એમ છે, તેમજ આ સિવાયનાં બીજાં નાનાં–મોટાં તીર્થોનો પણ આમાં સમાવેશ કરી શકાયો હોત. પરન્તુ સ્થાન, સમય અને સાધનના અભાવે આટલી ટૂંકી નોંધ આપીને સંતોષ માનવો પડે છે.

# અંબિકા-દેવીની એક અપ્રસિદ્ધ પ્રતિમા

લેખક-શ્રીયુત ઉમાકાન્ત પ્રેમાનંદ શાહ. એમ-એ., વડોદરા

જૈન શાસનદેવતાઓમાં અંબિકા-દેવીનું સ્થાન ઘણું ઊંચુ છે. રૂપમંડન નામના શિલ્પગ્રંથમાં જણાવ્યું છે:

> **जिनस्य मूर्त्तयोऽनन्ताः पूजिताः सर्वसौख्यदाः ।**
> **चतस्रोऽतिशयैर्युक्तास्तासां पूज्या विशेषतः ॥ २५ ॥**
> **श्रीआदिनाथो नेमिश्च पार्श्वो वीरश्चतुर्थकः ।**
> **चक्रेश्वर्याम्बिका पद्मावती सिद्धायकेति च ॥ २६ ॥**

**रूपमण्डन, पृ० ४५.**

આ સૂચવે છે કે શ્રી આદિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ, મહાવીરસ્વામી, ચક્રેશ્વરી, અંબિકા, પદ્માવતી અને સિદ્ધાયિકાની પ્રતિમાઓ ખાસ કરીને વધારે પ્રમાણમાં પૂજાતી હશે. સારાયે ભારતવર્ષમાં જૈન પ્રતિમાઓ પુષ્કળ છે અને ઉપર જણાવેલા ચાર તીર્થંકરો તથા ચાર શાસનદેવીઓ સિવાય અન્ય દેવદેવીઓની પણ પ્રતિમાઓ મળી આવે છે. કિંતુ જૈનધર્મીઓને આ ચારે ય શાસનદેવીઓ વધારે પરિચિત છે એટલું જ નહિ પણ ઘણી પ્રાભાવિક મનાઈ વિશેષતઃ પૂજાતી આવે છે.

અંબિકાદેવીની પ્રાચીન પ્રતિમાઓ પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે અને દ્વિભુજ, ચતુર્ભુજ, અષ્ટભુજ તથા વિંશતિભુજ પ્રતિમાઓ પણ નજરે પડે છે. આ સર્વ સ્વરૂપો જુદા જુદા સમયે, જુદા જુદા પ્રદેશમાં પૂજાયાં છે અને શ્વેતામ્બર તેમજ દિગમ્બર સંપ્રદાયમાં અંબિકાદેવીની પ્રતિમાઓનો ખૂબ પ્રચાર માલમ પડે છે. એ સર્વેનો ટૂંકો હેવાલ આપવાનો અલ્પ પ્રયાસ આ પહેલાંના મારા Iconography of the Jain Goddess Ambika (જૂઓ, Bombay University Journal, September 1940, pp. 147–169 ) માં મળી આવશે. એમાં ચતુર્ભુજ પ્રતિમાઓનાં ભિન્ન ભિન્ન આયુધ અને મુદ્રાવાળાં સ્વરૂપો પણ બતાવ્યાં છે. એ પછીથી એક નવીન સ્વરૂપની પ્રતિમા મળી આવી છે.

આ પ્રતિમા ( જુઓ આ સાથેનું ચિત્ર ) ખંભાતના એક દહેરાસરમાં પૂજાય છે. સફેદ આરસ ઉપર કોતરેલી આ પ્રતિમામાં વચ્ચે ભદ્રાસને, મુકુટ, કુંડલ, હાર, નૂપુર આદિ અલંકારોથી સુશોભિત દેવી અંબિકા વિરાજે છે. ઉપરના બેઉ હાથમાં આમ્રલુંબિ ધારણ કરી છે જ્યારે જમણો નીચેનો હાથ વરદમુદ્રાએ રાખી તેમાં માલા ગ્રહણ કરી છે, અને નીચેના ડાબા હાથ વડે પોતાના ખોળામાં બેઠેલા પુત્રને સાચવે છે. દેવીના મુકુટના ઉપરના ભાગમાં ભગવાન નેમિનાથની ધ્યાનમુદ્રાએ પદ્માસનસ્થ પ્રતિમા વિરાજે છે. દેવી આમ્રવૃક્ષની છાયા નીચે બેઠેલાં છે એ સૂચવવા માટે ત્રણ ત્રણ આમ્રફલ સાથેના આમ્રપલ્લવોના ગુચ્છોની રચના કરી છે. એ ગુચ્છોની વચમાં મયૂરો પણ બેઠેલા દેખાડ્યા છે.

આ ઉપરાંત બે થાંભલીઓ ઉપર એક તોરણની રચના કરી દેવીને એની વચ્ચે ગોઠવી છે. થાંભલીઓ ઉપર ચાર ચાર દેવીઓ કોતરી છે. નીચેની એક એક ઊભી છે જ્યારે બાકીની ૭ દેવીઓ ભદ્રાસને બેઠેલી છે. સર્વેને ચાર ચાર હાથ છે, હાથમાંનાં આયુધો પૂરતાં સ્પષ્ટ નથી.

દેવીને સિંહ ઉપર બેઠેલાં બતાવ્યાં છે. વાહનની બેઉ બાજુની બબ્બે નાની આકૃતિઓ કોતરી છે. આ આકૃતિઓ દેવીના ભક્તોની છે અને પ્રત્યેકને પોતાના બેઉ હાથ જોડી વંદન કરતી બતાવી છે. જમણા પગના પાછળના ભાગમાં એક ઊભી મૂર્તિ છે તે અંબિકાદેવીના બીજા પુત્રની છે.

શ્રી જિનપ્રભસૂરિકૃત **अम्बिका-कल्प** × માં અંબિકાદેવીની ઉત્પત્તિ બતાવી છે. તે અનુસાર આ બે પુત્રો તે સિદ્ધ અને બુદ્ધ નામના છે. વાહન તરીકે બતાવેલ સિંહ પૂર્વ ભવમાં અંબિકાનો પતિ હતો.

આખી પ્રતિમા સારી રીતે સચવાયલી છે. કલાવિધાનની દૃષ્ટિએ પણ આ મૂર્તિ અગત્યની છે, કેમકે એમાં ગુજરાતની તે સમયની કલાના ગુણ તેમજ દોષ દેખાઈ આવે છે. તોરણ, થાંભલીઓ પરની દેવીઓ, અંબિકાને વંદન કરતી ચારેય આકૃતિઓ અને આમ્રવૃક્ષનું સૂચન કરતા આમ્રપલ્લવોના ગુચ્છો વગેરે સુંદર છે. વંદન કરતી ચારેય આકૃતિઓમાં બારમી સદી આસપાસની ગુજરાતની કલાની છાયા દેખાઇ આવે છે. અમ્બિકાના ઉપલા બે હાથની અંગુલીઓનું રેખાંકન પણ આકર્ષક છે.

આમ છતાં, ગુજરાતની ક્ષીણ થતી, ઓસરતી જતી કલાનો એ નમૂનો છે. આકૃતિઓમાં એક જાતની કૃત્રિમ કડકાઈ નજરે ચડે છે. જમણા પગનો નીચેનો ભાગ બેડોળ હોઈ આંખને ખૂંચે છે. આ પ્રતિમા લગભગ સોળમી કે પંદરમી સદીથી વધારે જૂની લાગતી નથી.

મૂર્તિવિધાન ( Iconography ) ની દૃષ્ટિએ પણ આ પ્રતિમા અગત્યની છે, કેમકે નવું સ્વરૂપ નજરે ચડે છે. ઉપરના બે હાથમાં આમ્રલુંબિ, નીચેના જમણા હાથમાં માળા અને ચોથા હાથમાં પુત્ર એ રીતનું ચતુર્ભુજ સ્વરૂપ નવું છે.

દિગમ્બર તેમજ શ્વેતામ્બર સમ્પ્રદાયમાં મળીને લગભગ સત્તર વિવિધ ચતુર્ભુજ સ્વરૂપો મારા જાણવામાં આવ્યાં છે. એમાંના ૧૪ સ્વરૂપોની ચર્ચા ઉપર બતાવેલ લેખમાં કરી હતી. આ સ્વરૂપ એ ૧૪ થી ભિન્ન છે. આ ઉપરાંત આ પ્રતિમામાં એક વિશેષતા છે. અંબિકાદેવીની ઘણી પ્રતિમાઓ મળે છે પણ આમ આઠ દેવીઓ સાથેની આ પ્રતિમા નવીન છે. આ નાની દેવીઓને ઓળખવી મુશ્કેલ છે, આમ છતાં એ કઈ દેવીઓ છે તેનો ખુલાસો કોઈ સાધુમહારાજ અથવા જૈન પંડિત કરશે એવી આશા રાખું છું. દેવતાઓને પરિવાર હોય છે એ વાત જાણીતી છે; સંભવ છે કે આ આઠે દેવીઓ અંબિકાદેવીની પરિવારદેવીઓ હોય.

---

× જુઓ, મુનિ શ્રી જિનવિજયજી સંપાદિત विविधतीर्थकल्प, પૃ૦ ૧૦૭-૧૦૮

# ભૃગુકચ્છ—ભરૂચનો

# શકુનિકાવિહાર

લેખક:—શ્રીયુત ધનપ્રસાદ ચંદાલાલ મુનશી, મુંબઇ.

અશ્વાવબોધ તીર્થ યાને ભૃગુકચ્છ—ભરૂચ ભારતવર્ષનું અતિ પ્રાચીન નગર અને બધા ધર્મોમાં પવિત્ર તીર્થ ગણાય છે. આ તીર્થમાં પુરાતન કાળમાં અને સોલંકી યુગમાં શકુનિકાવિહાર હતો. એની યશોગાથા પ્રાકૃત અને સંસ્કૃત જૈન સાહિત્યમાં મળે છે. સોલંકીઓના સુવર્ણયુગ પછી અને વાઘેલા રાજ્યના પતન પછી શકુનિકાવિહાર મસ્જીદમાં પરિવર્તન પામ્યો હતો.

ભારતવર્ષના અતિ પ્રાચીન નગરોમાં ભરૂચનો ઉલ્લેખ મળે છે, પણ એ નગરની ઉત્પત્તિ અથવા સ્થાપના ક્યારે થઇ તે યુગ-સમય અંકિત કરવાનાં પુરાતત્ત્વસાધનો પ્રાપ્ત નથી. સ્કન્દ પુરાણમાં, બૌદ્ધોના દિવ્યાવદાનમાં અને અશ્વાવબોધ તીર્થકલ્પમાં આ જૂના ભરૂચની સ્થાપનાની કથા છે. કથાનકના દોહનમાં નગરના પુરાતત્ત્વ અંકુરોનું દિગ્દર્શન થતું નથી, પણ ઇ. સ. પૂર્વે મહાજનપદયુગમાં–ઈ. સ. પૂર્વે ૮૦૦ માં ભરૂચ નગર અસ્તિત્વમાં હતું એમ નક્કી ફળે છે. જૈનધર્મના ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથ અને ચોવીશમા તીર્થંકર ભગવાન મહાવીરસ્વામીના સમયમાં ધર્મના ક્ષેત્ર કરતા વ્યાપારના કેન્દ્ર તરીકે ભરૂચ વિશેષ પ્રસિદ્ધિ પામ્યું હતું. સ્વ. પંડિત કે. પી. જાયસ્વાલે બૌદ્ધની જાતક કથા–સુપ્પારક જાતકમાં બોધિસત્ત્વની સાગર સફરમાં અનેક મહાસાગરોની સંકલના કરી છે. એ વિષયની વિવેચના પ્રમાણે ભરૂચ નગરની મહત્તા ઈશુની પૂર્વે ૧૦૦૦ સુધીની મળે છે.

અશ્વાવબોધ તીર્થ અને જગજૂના શકુનિકાવિહાર વિશે જિનપ્રભસૂરિના 'વિવિધતીર્થકલ્પ'માં પ્રબન્ધ છે. 'પ્રબન્ધચિન્તામણિ' અને 'પ્રભાવકચરિત'માં પણ આ વિહાર અને તીર્થની આખ્યાયિકા છે. કથાનકની સંક્ષિપ્ત ભૂમિકા આ પ્રમાણે છે. "લાટ દેશના અલંકારસમા નર્મદા નદીના તટે ભરૂચમાં શ્રી મુનિસુવ્રતસ્વામી પૈથાણથી આવ્યા, અને કોરંટક ઉદ્યાનમાં વાસ કર્યો. સ્વામીનો ઉપદેશ શ્રવણ કરવા નગરનો રાજા જિતશત્રુ અશ્વારૂઢ થઈ ઉદ્યાનમાં આવ્યો. ઉપદેશ શ્રવણ કરતા ઘોડાને જાતિસ્મરણ થતાં તે મૃત્યુ પામ્યો." કોરંટક ઉદ્યાન ચૈત્ય બન્યું. રેવાતટનું ભૃગુકચ્છ–ભરૂચ જૈનોનું પવિત્ર ધામ અશ્વાવબોધ તીર્થ ગણાયું. ઉદ્યાન એ શકુનિકાવિહાર ગણાયું.

'વિવિધતીર્થકલ્પ'માં સોમપ્રભકૃત 'કુમારપાલપ્રતિબોધ'માં અને મુનિસુવ્રતસ્વામીનાં બીજાં ચરિત્રોમાં–અશ્વાવબોધતીર્થ કથાનકના અનુસંધાનમાં આ પ્રમાણે કથા પ્રાપ્ત થાય છે. "ગુરુએ આપેલ નમસ્કારનું સ્મરણ કરતાં એક પક્ષિણી મૃત્યુ પામી. એ પછી એ પક્ષિણીનો સિંહલદ્વીપના રાજાને ત્યાં સુદર્શના નામની પુત્રીરૂપે અવતાર થયો. ત્યાં શ્રાવકે

કહેલ નમસ્કાર સાંભળતાં તે જાતિસ્મરણ પામી. ભરૂચ આવી એણે શ્રી મુનિસુવ્રતસ્વામીના ચૈત્ય શકુનિકાવિહારનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને પુષ્કળ ધન-દાન કર્યું."

શકુનિકાવિહાર 'સમલીવિહાર' નામે પણ સાહિત્યમાં પ્રસિદ્ધ છે.

ડૉ. શાર્પેન્ટિયર અને જેકોબી જેવા જૈનધર્મના અભ્યાસી અને પંડિતના મત પ્રમાણે શ્રી પાર્શ્વનાથ જૈનધર્મના પ્રરૂપક અને ઐતિહાસિક દૃષ્ટિએ સીમાસ્તંભ ગણાય, અને ભગવાન મહાવીર તથા તેમના શિષ્ય સુધર્માએ જૈનધર્મનો પુનરુદ્ધાર કરીને તેને સંપૂર્ણ રીતે વ્યવસ્થિત કર્યો છે. તેઓનું માનવું છે કે શ્રી પાર્શ્વનાથ પહેલાનું સર્વસ્વ, કલ્પિત કથાનકોમાં અને માન્યતાઓના ગર્ભમાં અદૃશ્ય થઇ ગયું છે.

**અશ્વાવબોધતીર્થ**—શકુનિકાવિહાર યાને સમલીવિહારના કથાનકમાંથી આટલું તારવી શકાય છે કે દક્ષિણાપથના અસ્મક અને મુલક પ્રદેશનું નામ પ્રાચીન ગ્રંથોમાં મળે છે. અસ્મકની રાજધાની પોતલી અને મુલકનું પાટનગર પ્રતિષ્ઠાન હતું. આધુનિક પૈથાણ એ જૂના કાળનું પ્રતિષ્ઠાન. આ નગરેથી મહાજનપદયુગમાં વણજારાની પોઠો અને વ્યાપારીઓના સાથે કાફલા મગધ સુધી અને નર્મદા તટના ભરૂચને કુરજે આવતા હતા. મધ્ય ભારત-માજ્ઝિમ પ્રદેશ અને મગધથી ઉજ્જન થઈ ગોદાવરી કાંઠાના અસ્મક-મુલક દેશે જવાનું અને અવન્તીની દક્ષિણ રાજધાની માહિષ્મતીથી પૈથાણ અને નર્મદાના કિનારે કિનારે ભરૂચ સુધીનો રાજપંથ હતો.

ભારતવર્ષનો આંતરિક વ્યાપાર નદી તરફ, સમુદ્ર અને ખુશકી માર્ગે વ્યવસ્થિત ચાલતો હતો. ઉત્તરાપથના ગાંધારથી જમીન માર્ગે (ખુશકી માર્ગે) ઉજ્જન સુધી અને પશ્ચિમ ભારતના બંદરગાહ સૌરાષ્ટ્ર અને ભરૂચ સુધીના રાજમાર્ગે બધો વહેવાર હતો. ભરૂચના બંદરેથી દૂર દૂર દેશ સુધી વહાણો જતાં. વહાણો તામ્રદ્વીપ-તામ્રપર્ણી-સિંહલદ્વીપ થઈને સુવર્ણભૂમિ (વર્તમાન બરમા), રાતા સમુદ્ર, ઇજીપ્ત અને ઈરાનના અખાત અને બેબિલોન સુધીનો વ્યાપારી વ્યવહાર, આયાત નિકાસ, અને રાજપ્રતિનિધિઓ જતા એમ સાહિત્યથી ફળે છે.

ભરૂચ પ્રાચીન કાળથી રાજકીયતા કરતાં વ્યાપારના પટ્ટન-બંદર તરીકે વધારે પ્રસિદ્ધિ પામ્યું છે. ઉજ્જયિની-ઉજ્જન એ અવન્તીનું ઉત્તરનું રાજધાનીનું નગર. લોકપ્રસિદ્ધ વિક્રમ રાજાના નામ સાથે ઉજ્જન જોડાયેલું હોવાથી, વિદ્યા અને જ્યોતિષને માટે પ્રખ્યાત હોવાથી, ઉજ્જયિનીનું સ્થાન મહત્ત્વનું ગણાતું. ઉજ્જન પશ્ચિમ ભારતનું સંગમસ્થાન હતું. મહાક્ષત્રપ નહપાનના સમયમાં પશ્ચિમની દુનિયાનાં વહાણો સુપ્પારક બંદરે આવતાં તો તેઓને પ્રથમ બંદરી અકસાઈ સારૂ ભરુચ પાછા જવું પડતું. તીર્થ અને વિહારની લોકકથામાં જગજૂના કાળનું તથ્ય સમાયેલું છે.

બૌદ્ધો ।। નિકાયમાં બુદ્ધ ભગવાનનું 'નિવ્વાણ' થયા પૂર્વે બૌદ્ધધર્મ પશ્ચિમ ભારતમાંના સૌરાષ્ટ્ર અને ભરૂચ સુધી પ્રવર્તમાન થયો હતો. ઉજ્જનના મહાસ્થવિર કચ્ચાયને પશ્ચિમ ભારતમાં બુદ્ધધર્મ પ્રચલિત કરેલો, જ્યારે જૈન ધર્મ ભગવાન મહાવીરના સમયમાં અથવા મૌર્યસમ્રાટ સંપ્રતિ પૂર્વે ગુજરાતને આંગણે વધુ પ્રગતિમાન થયો હોય એમ જણાતું નથી. સંપ્રતિનું કાર્યક્ષેત્ર અને ધાર્મિક કેન્દ્ર ઉત્તર ભારત અને મધ્ય ભારત હતું. ભદ્રબાહુના કલ્પસૂત્રમાં ભરુચનો ઉલ્લેખ છે. (ઈ. સ. પૂ. ૩૦૦)

**શકુનિકાવિહારઃ** કુમારપાલપ્રતિબોધ, પ્રભાવકચરિત, સમ્યક્ત્વસપ્તતિ વૃત્તિ, કથાવલી, અને ચતુર્વિંશતિપ્રબન્ધ વગેરે ગ્રંથોથી શકુનિકાવિહારનો ઐતિહાસિક યુગ ઈસ્વી સન પૂર્વેની પહેલી–બીજી સદીથી શરૂ થયો એમ માનવાને કારણ મળે છે. શકુનિકાવિહારનું દિગ્દર્શન આર્ય ખપુટાચાર્યના પ્રબન્ધમાં થાય છે. આપણે ઉપર જોયું તેમ બુદ્ધ ભગવાનના સમયમાં અને પછીના એક સૈકામાં બૌદ્ધ ભિખ્ખુઓ, વિહારો અને ઉપાસકો અને બૌદ્ધોનો નિવાસ ભરૂચમાં ઘણો હતો. આર્ય ખપુટાચાર્યના વિદ્વાન શિષ્ય ભુવનો વિહાર–વાસ શકુનિકાવિહારમાં હતો. એણે બૌદ્ધોને વાદમાં હરાવી જીત્યા હતા. આર્ય ખપુટાચાર્યે બૌદ્ધ ભિખ્ખુ બટુ(વદ્ધ)કરને વાદમાં જીત્યો હતો અને નમાવ્યો હતો.

આર્ય ખપુટાચાર્યનો અને આ. કાલકાચાર્યનો સમય એક સરખો મનાય છે. ભરૂચમાં એ સમયે બલમિત્ર અને ભાનુમિત્ર શાસન કરતા હતા. ઈ. સ. પૂર્વે ૧૨૩ ની આસપાસ ભારતવર્ષમાં ઉજ્જનમાં ગર્દભિલ્લ રાજા ગાદીનશીન હતો. આથી જણાય છે કે આર્ય ખપુટાચાર્યનો ભરૂચના શકુનિકાવિહારમાં નિવાસ હતો અને બૌદ્ધો જોડે વાદ થયેલો એ સમય પૂર્વે ગુજરાત અને ભરૂચમાં જૈન ધર્મ પ્રચલિત થઈ ગયો હતો. એ જ અરસામાં બીજો પ્રસંગ જૈનોના પરમ પવિત્ર એવા શત્રુંજયતીર્થ અથવા પાલીતાણાનું ખાતમુહૂર્ત થયેલું.

પ્રભાવચરિતમાં વિજયસિંહસૂરિનો પ્રબન્ધ છે.[૧]

આ પછી ગુપ્ત, વલ્લભી અને ભરૂચના ગુજ્જર રાજાઓના રાજ્યશાસન દરમિયાન શકુનિકાવિહાર ઈતિહાસના પાને મળતો નથી. રાષ્ટ્રકૂટથી ચાવડા અને સોલંકી કર્ણદેવ સુધી ઇતિહાસ ઉપર શકુનિકાવિહારનું દર્શન થતું નથી.

આપણો આધુનિક ગુજરાત ભગવાન મહાવીરના સમયમાં પશ્ચિમ ભારતનો પ્રદેશ ગણાતો હતો. સૌરાષ્ટ્ર, આનર્ત અને લાટ જે ગુજરાતના જૂના વિભાગીય નામ આપણને મળે છે એ મૌર્ય યુગનાં વિભાગીય નામ છે. લાટ દેશ એ દક્ષિણ ગુજરાત. એની સીમા ઘણી જ ઉથલપાથલ થયેલી મળે છે. સોલંકી યુગમાં મહીથી નર્મદા નદી સુધી અથવા તાપી સુધીનો પ્રદેશ લાટ કહેવાતો. મૂળરાજ અથવા દુર્લભરાજે લાટ ઉપર પ્રભુત્વ જમાવવા પ્રયત્ન કરેલો પણ તે નિષ્ફળ ગયો હતો. લાટ દેશને તાબે કરનાર કર્ણદેવ સોલંકી હતો એમ તેના વિ. સં. ૧૧૩૧ ના નવસારી દાનપત્રથી ફલે છે.

---

૧ મુનિશ્રી કલ્યાણવિજયજી વિજયસિંહસૂરિના પ્રબન્ધ ઉપર આ પ્રમાણે નોંધ લખે છે. "ભરૂચમાં ઘણા જ પ્રાચીન કાળથી વીસમા તીર્થંકર મુનિસુવ્રતનું તીર્થરૂપ ચૈત્ય હતુ, જે પ્રથમ 'અશ્વાવબોધ' એ નામથી ઓળખાતું હતુ. સિંહલ રાજાની પુત્રી સુદર્શનાએ તેનો જીર્ણોદ્ધાર કરાવીને **શકુનિકાવિહાર** એ નામ પાડયું હતુ. તે પછી મૌર્યરાજ સંપ્રતિ અને તેના પછી સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી વિક્રમાદિત્યે આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. વીર સંવત ૪૮૪ ઈ. સ. પૂર્વેના પહેલા શતકમાં ભરૂચના રાજા બલમિત્ર ભાનુમિત્રના શાસનકાળમાં આચાર્ય ખપુટાચાર્યે બૌદ્ધો પાસેથી આ તીર્થ છોડાવ્યું હતું. આન્ધ્રદેશના સાતવાહન રાજાએ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરેલો અને પાદલિપ્તસૂરિએ એના ધ્વજદંડની પ્રતિષ્ઠા કરેલી હતી. વિજયસિંહસૂરિના સમયમાં અંકલેશ્વરમાં દાવાનળ પ્રગટયો ને નદી પર અગ્નિના પ્રવેશથી આ વિહાર નાશ પામેલો ને તે સૂરિએ ગામના બ્રાહ્મણો પાસેથી દ્રવ્ય સંપાદન કરી ફરી વિહાર બંધાવેલો. પૂર્વે આ વિહાર કાષ્ટનો હતો અને પછી આખંડ પથ્થરનો બધાવ્યો.

સોલંકી કર્ણદેવના સંપત્કર–શાન્તુ મહેતા–મંત્રી હતા. કર્ણદેવ, સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલના સમયમાં શ્રીમાલી જૈન વાણિયા લાટ દેશની મંત્રીમુદ્રા શોભાવતા હતા, એટલે દંડનાયક નિમાતા હતા. વિ. સં. ૧૧૯૩ માં પૂર્વે શ્રીમાળીવણિકે લાટના દંડનાયક અને પાછળથી દીક્ષા લઈ શ્રી ચંદ્રસૂરિ નામ ધારણ કરેલું તેમણે પ્રાકૃતમાં મુનિસુવ્રતસ્વામી ચરિત્ર લખ્યું છે. તેમાં લખ્યું છે કે વરણગના પુત્ર સંતુયે ( સાન્તુએ ) ભરૂચમાં સમલિકા-વિહાર–શકુનિકાવિહારને સોનાના કળશો ચડાવ્યા હતા.

પ્રખ્યાત નવાંગીવૃત્તિકાર અભયદેવસૂરિના શિષ્ય પ્રસન્નચંદ્રસૂરિના શિષ્ય દેવભદ્રસૂરિએ કહારયણ કોસ ( કથારત્નકોશ વિ. સં. ૧૧૫૮ ) લખ્યો છે અને સુવર્ણદંડથી મંડિત થયેલા મુનિસુવ્રત અને વીર પ્રભુના મંદિરોથી રમણીય એવા ભરૂચમાં આમ્રદત્તના મંદિરમાં રહી સં. ૧૧૬૫માં પ્રાકૃતમાં પાર્શ્વનાથચરિત્ર રચ્યું એમ ઊડતો ઉલ્લેખ આ વિહારનો મળે છે.

કુમારપાલ સોલંકીના રાજ્યશાસન વિશે ઘણા પ્રબન્ધોમાં હકીકત મળે છે. પ્રબન્ધ-ચિન્તામણિમાં કુમારપાલ પ્રબન્ધમાં લાટના મંત્રી આંબડ અને શકુનિકાવિહાર વિશે ઉલ્લેખ છે તેમાં લખ્યું છે કે "એક વખત સોરઠના સુવંર ( બ્હારવટીઓ ? ) સામે ઉદામહેતાને સૈન્ય લઈ મોકલ્યો હતો. પ્ર.ચ. શ્લો. ૪૨૯ માં કુમારપાલનો ભાઈ કીર્તિપાલ સોરઠ સામે ગયો ત્યારે તેને ઉદયને ખંભાતથી પોતાના લશ્કરની મદદ કરી હતી. સોરઠમાં ઉદયન મંત્રીને વાગ્યું, ઘાયલ થયો અને મરવા પડયો, પણ એનો જીવ જતો ન હતો. એના મનમાં શત્રુંજયના મંદિરનો અને ભરૂચના શકુનિકાવિહારનો જીર્ણોદ્ધાર કરવાનો વિચાર રમ્યા કરતો હોવાથી જીવ જતો નહોતો. કીર્તિપાલે એ જીર્ણોદ્ધાર વાગ્ભટ અને આબંડ કરશે એમ કબૂલ કર્યું. વાગ્ભટે વિ. સં. ૧૨૧૧ માં શત્રુંજયના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો અને ધ્વજા ચડાવી.

ગુજરાતની દક્ષિણે કોકણ રાજ્ય હતું. પૂર્વકાળમાં અપરાન્તનો છેડો કોકણ સુધી ગણાતો હતો. એનું પાટનગર થાણાપત્તન હતું અને શિલાહારવંશી રાજાઓ રાજ્ય કરતા હતા. કોકણ રાજ્યની પેલી બાજુની દક્ષિણ સીમા ઉપર કર્ણાટકના કદંબવંશીનું રાજ્ય હતું. જેની રાજધાની ગોપકપટ્ટન–ગોવા હતું. સિદ્ધરાજની માતા અને કર્ણદેવની રાણી મયણલ્લાદેવી એ વંશની હતી. સિદ્ધરાજના રાજકામમાં કર્ણાટકનો સંબંધ મૈત્રી ભાવે રહ્યો. એના મરણ પછી કોકણના ગર્વિષ્ટ રાજા મલ્લિકાર્જુને ગુજરાત સામે માથુ ઊચકયું. એ સમયે મારવાડ અને માલવાના રાજા કુમારપાલ જોડે રણે ચઢ્યા હતા. કુમારપાલે ઉદયન મંત્રીના પુત્ર આબંડને કોકણના મલ્લિકાર્જુનને મહાત કરવા મોકલ્યો. ગુજરાતનું લશ્કર એક વેળા હાર્યું, પણ મારવાડ ઉપર વિજય મેળવી આંબડે કોકણને હરાવ્યું અને 'રાજપિતામહ'નું બિરુદ કુમારપાલે આંબડને અર્પિત કર્યું.

કુમારપાલે કોકણ જીત્યા પછી આંબડને લાટનો દંડનાયક નીમ્યો. લાટનું રાજનગર ભરૂચ હતું. ભરૂચ આવી પિતાની ઇચ્છાને માન આપી ભરૂચમાં શકુનિકાવિહાર બંધાવાનું કાર્ય આરંભ્યું. 'પ્રબંધચિંતામણિ' પ્રમાણે ભૃગુપુરમાં શ્રીશકુનિકાવિહારનું મંદિર બાંધવાની શરૂઆત કરતાં પાયા ખોદતા હતા ત્યાં નર્મદા પાસે હોવાથી અકસ્માત જમીન ભેગી થઈ જઇને પાયા પૂરાઈ જતાં મજુરો હેરાન થવા ( દટાઈ જવા ) લાગ્યા એટલે તે મજુરોની દયાને વશ થઇને પોતાની જ ખૂબ નિન્દા કરતાં કરતાં આમ્રભટે સ્ત્રી પુત્ર સાથે એ પાયામાં ઝંપાપાત કર્યો. આખરે અતિશય સાહસથી તે વિઘ્ન દૂર થઈ ગયું. મંદિર પૂરું

થયું. કળશ અને ધજા ચડાવવાના ઉત્સવ વખતે શહેરના સંઘોને નિમંત્રણ પૂર્વક તેડાવી સન્માન કર્યું. × × × શ્રી અણહિલપુરથી ધજા ચડાવવાના શુભ મૂહૂર્તે ભટ્ટારક શ્રીહેમચંદ્ર અને સોલંકી રાજા કુમારપાલ અને પાટણના સંઘને પણ ભરૂચ બોલાવ્યો. શ્રી સુવ્રત સ્વામીના મંદિરમાં મહાધ્વજ ચડાવી કુમારપાલદેવને હાથે આરતી ઉતરાવી. ( ઇ. સ. ૧૨૧૧ અથવા ૧૨૨૨ ).

કાર્ય પતાવી આમ્રભટનું અનુમોદન મેળવી ગુરુ અને રાજા પાટણ પાછા સિધાવ્યા.

પાટણમાં ગુરુશ્રી હેમચંદ્ર આવ્યા પછી શ્રી આમ્રભટને દેવીના દોષથી છેલ્લી સ્થિતિએ આવી જતા રજા માંગતો પત્ર પાટણ આવ્યો. તે જ વખતે, મહામાત્ય ( આમ્રભટ ) મંદિરના શિખર ઉપર નૃત્ય કરતા હતા ત્યાં તેના ઉપર દૃષ્ટિવાળાઓ ( અજૈનો )ની દેવીનો દોષ લાગ્યો છે એમ નક્કી કરીને રાતે યશશ્ચન્દ્ર નામના સાધુ જોડે આકાશમાર્ગે ઊડીને એક નિમેષમાં ભરૂચના પાદરે આવી પહોંચ્યા. શ્રી હેમાચાર્ય પ્રભુએ સૈન્ધવી દેવીને પ્રસન્ન કરવા માટે કાયોત્સર્ગ કર્યો અને મિથ્યાદૃષ્ટિવાળાઓની જંત્રી ( વ્યન્તરી )ના દોષને દૂર કરી શ્રી સુવ્રતસ્વામીના મંદિરે ગયા.

ભૃગુકચ્છ—ભરૂચમાં શકુનિકાવિહારનું સ્થળ ક્યાં હતું તે આપણે આગળ જોઈશું. સૈન્ધવી એ સિન્ધવાઈ માતાનું મંદિર અત્યારે પણ છે. માતાની પ્રતિમા કુમારપાલના સમયની છે, પણ મંદિર સો—દોઢસો વર્ષનું નવું બાંધેલું છે. અત્યારે જ્યાં મંદિર છે ત્યાંથી પાંચ—૭ ફરલાંગ જૂના સિન્ધાવાઈ—સૈન્ધવી દેવીનું સ્થળ હતું, ત્યાં માત્ર કૂવો ઊભો છે. શકુનિકાવિહાર નદી કાંઠે ઉત્તર તરફ હતો, જ્યારે દેવીનું મંદિર દક્ષિણે બે માઈલને અંતરે છે.

કુમારપાલ પછી અજય દેવ ગાદીએ આવ્યો. અજયદેવ શિવભક્ત હતો. અજયદેવ પછી બાલ મૂળરાજ અને ભીમદેવ બીજો પાટણના સામ્રાજ્યના સ્વામી થયા.

સં. ૧૨૩૩ માં વાદિદેવસૂરિના શિષ્ય રત્નપ્રભસૂરિએ પ્રાકૃતમાં નેમિનાથ ચરિત્ર અને સં. ૧૨૩૮ માં ભરૂચના અશ્વાવબોધ તીર્થમાં—શકુનિકાવિહારમાં ધર્મદાસકૃત ઉપદેશમાલા ઉપર વૃત્તિ રચી કે જે વૃત્તિ ભદ્રેશ્વરસૂરિ આદિએ સંશોધિત કરી હતી.

કુમારપાલની માસીનો પુત્ર અર્ણોરાજ ઉર્ફે આનક ભીમપલ્લી અથવા વ્યાઘ્રપલ્લીનો રજપૂત સામન્ત હતો. એને પરાક્રમી લવણપ્રસાદ નામનો પુત્ર હતો. લવણપ્રસાદે ગૌરવ અને શૂરાતનથી પોતાનું મંડળ વધાર્યું અને પિતામહ ધવલના નામથી ધવલ્લક—ધોલકા વસાવ્યું અને રાજધાની સ્થાપી. એનો પુત્ર વીરધવલ, એ પણ પિતા જેવો પરાક્રમી અને શૂરો હતો.

વીરધલવ વાઘેલાના મંત્રી વસ્તુપાલ તેજપાલ હતા. તેઓ જૈન ધર્મના મોટા પ્રભાવક અને પ્રાગ્વટ વાણિયા હતા. વીરધવલે મંત્રીપદને યોગ્ય શસ્ત્રમાં, શાસ્ત્રમાં, ધનમાં ( ધન મેળવવામાં ), પ્રહ્‌ન ( શત્રુને મારવા )માં કુશલ હોય એવા મંત્રીને વાસ્તે ભીમદેવ સોલંકી પાસે માંગણી કરેલી અને લાટદેશની સરહદના ખંભાતની લડાઈમાં વસ્તુપાલે રાણાની જોડે રહીને કુશળતા બતાવેલી. ઈ. સ. ૧૨૭૭ માં વસ્તુપાલ ખંભાતનો દંડનાયક નિમાયો. ચાણક્યયુક્તિ અને વણિકદૃષ્ટિએ ગુજરાતનું ગૌરવ વસ્તુપાલ અને તેજપાલે વધાર્યું. વસ્તુપાલ તેજપાલના દાનની, યશની અને વિદ્વત્તા અને જૈન તીર્થોની યાત્રાના બ્યાનો અનેક પ્રબન્ધોમાં મળે છે. ભરૂચમાં ત્રણ સરસ્વતી ભંડાર (પુસ્તકાલય) વસ્તુપાલ તેજપાળે સ્થાપ્યાં હતા.

મંત્રીશ્વર તેજપાલની જીવનઘટના જોડે શકુનિકાવિહાર અગત્યનું સ્થાન ભોગવે છે. પ્રબન્ધમાં કથાનક આ પ્રમાણે મળે છેઃ એક સમયે ભરૂચના પ્રસિદ્ધ શકુનિકાવિહાર નામના મુનિસુવ્રતસ્વામીના મંદિરની યાત્રાએ તેજપાલ આવ્યા હતા. મંદિરના આચાર્ય વીરસૂરિના શિષ્ય જયસિંહસૂરિએ મંત્રીની સ્તુતિ કરી. આમ્રભટ મંત્રીએ (આંબડે) શકુનિકા વિહારમાંની પચ્ચીશ દેવકુલિકા માટે સુવર્ણ ધ્વજ કરાવી આપવાની વિનંતિ કરી. મંત્રી ભાઇ વસ્તુપાલની સંમતિ મેળવી તેજપાલે પચીશ દેવકુલિકાને સુવર્ણ દંડ કરાવી આપ્યા.

વીરસૂરિના શિષ્ય જયસિંહસૂરિ વિહારના આચાર્ય ઉપરાંત એક કવિ હતા. કવિ જયસિંહસૂરિ વિશે બીજી માહિતી મળતી નથી, પણ મંત્રીશ્વર વસ્તુપાલ–તેજપાલના દાનની સ્મૃતિ ચિરંજીવી રાખવા એક સુંદર લાંબું પ્રશસ્તિ કાવ્ય રચ્યું છે, જેમાં મૂળરાજથી વીરધવલ સુધીની વંશાવળી અને ટૂંક વર્ણનનો સમાવેશ થાય છે. આ પ્રશસ્તિકાવ્ય શકુનિકાવિહારમાંની ભીંતના પથ્થરમાં અંકિત કર્યું હતું.

કવિ અને આચાર્ય જયસિંહસૂરિની બીજી કૃતિ 'હમ્મીરમદમર્દન' ગ્રંથ, જેમાં ગુજરાત ઉપર તુરૂષ્કોએ–મુસલમાનોએ કરેલો હુમલો, વસ્તુપાલ–તેજપાલનું શૌર્ય, તેઓએ તુરૂષ્કોના ઉપર વિજય મેળવ્યો તે વગેરે નાટકના રૂપમાં આપ્યું છે. આ કાવ્યને અંતે બંને મંત્રીભાઇઓની પ્રશંસાનું પ્રશસ્તિકાવ્ય આ ભરૂચના કવિએ બનાવેલું આપણને મળે છે એ જ આપણું ભાગ્ય છે.

હમ્મીરમદમર્દન કાવ્ય–નાટક વસ્તુપાલના પુત્ર જયંતસિંહની આજ્ઞાથી ખંભાતના ભીમેશ્વર ભગવાનની યાત્રાના ઉત્સવ પ્રસંગે પહેલવહેલું ભજવાયું હતું. આ નાટકમાં પાંચ અંક છે અને તેની તાડપત્રની સં. ૧૨૮૬ની લિખિત પ્રત મળી આવી છે.

વાઘેલા વંશના છેલ્લા રાજા કર્ણદેવ સુધી શકુનિકાવિહાર અસ્તિત્વમાં હતો. એ પછી તઘલખ વંશના ગ્યાસુદ્દીન તઘલખના સમયમાં જૈન વિહાર મસ્જીદમાં પરિવર્તન પામ્યો.

શકુનિકાવિહારનું ચોક્કસ સ્થળ નિર્ણય કરવાનાં સાધન નથી; તેમજ ભરૂચના કવિની કાવ્ય પ્રસાદી વસ્તુપાલ–તેજપાલનું પ્રશસ્તિકાવ્ય અંકિત દશામાં ઉપલબ્ધ નથી, પણ વર્તમાનમાં ભરૂચમાં જૂના કાળમાં જૈન વિહાર મસ્જીદમાં પરિવર્તિત થયાના અવશેષ પ્રાપ્ત થાય છે અને તે **ભરૂચની જુમ્મા** મસ્જીદ છે. પુરાતત્ત્વની દૃષ્ટિએ આ મસ્જીદના સ્થળનું બારીક અવલોકન કરતા અને એની વિશિષ્ટતા જોતાં આબંડ ભટ્ટે પથ્થરનું બંધાવેલું સકુનિકાવિહાર આ જ સ્થળ હોય એમ મારો પોતાનો અભિપ્રાય છે.

મહાશય બરજેસ ઇ. સ. ૧૮૬૫–૬૬માં ગુજરાતના અવશેષોની સર્વે કરવા આવેલા ત્યારે આર્કીઓલોજીકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડિયા પુસ્તક ૬ ઠામાં જુમ્મા મસ્જીદ વિષે આ પ્રમાણે નોંધ લખે છે :—

"ઈ. સ. ૧૨૯૭માં અલાઉદ્દીન ખીલજીએ ગુજરાત સર કર્યું એ સમયે ભરૂચ પણ મુસલમાનોને હસ્તક ગયું. તેઓએ ગુજરાતમાં ઘણે સ્થળે હિંદુ અને જૈન દેવાલયોને મસ્જીદમાં ફેરવી નાંખ્યાં. એ કાળમાં ભરૂચની જુમ્મા મસ્જીદ પણ જૈન મંદિરમાંથી પરિવર્તિત થયેલી લાગે છે. અત્યારે પણ ત્યાંના અવશેષો ખંડિત થયેલા પુરાતન જૈન વિહાર કે મંદિરનો ભાગ છે એમ જણાય છે. સને ૧૮૦૩ સુધી આ જગ્યા અવડ રહેલી લાગે છે. જ્યારે અંગ્રેજોએ એ સાલમાં ભરૂચ લીધું ત્યારે આ સ્થળમાં લશ્કરે મુકામ કર્યો હતો.

લશ્કરના પડાવથી અને તે રાંધવાને લઈને તેમજ જૂના કાળમાં એ જગ્યા અવડ પડી રહેવાને લીધે છત વગેરે સર્વ ઠેકાણે ધૂમાડાથી કાળું મેશ થઈ ગયેલું હતું. તે બર્જેસ સાહેબે જોયેલું."

વધુમાં "આ સ્થળની પ્રાચીન કારીગરી, આકૃતિઓની કોતરણી અને રસિકતા, સ્થાપત્ય, શિલ્પીની કળાનું રૂપ અને લાવણ્ય ભારતવર્ષમાં અજોડ છે." એમ તેઓશ્રીએ અભિપ્રાય ટાંકયો છે. [ A. S. of India Vol. VI. p. 22 ff. ]

મુસલમાનોના રાજ્યતંત્ર નીચે પણ કાયમ રહેલી હિંદુ કળાનું આમાંથી સૂચન થાય છે. જુમ્મા મસ્જીદની લંબાઈ ૧૨૬ $\frac{3}{4}$ અને પહોળાઈ પર ફીટની છે. અડતાલીશ થાંભલાની સરખી હાર છે અને તે ઉપર અગાશી છે અને ત્રણ ભવ્ય ઘુમ્મટ છે. છત ઉપર આબુના વિમળ-વસતિમાં જે સુંદર કોતરણી છે તેવી કોતરણી છે. થાંભલામાં શિલ્પીની કારીગરી અને કળા અદ્ભુત છે. થાંભલા ઉપરના પાટમાં જૈન અને હિંદુ ધાર્મિક જીવનના કેટલાંએ દશ્યો કોતરેલાં છે. [ પુરાતત્ત્વ અને વિદ્યારસિક આ કૃતિઓને પુરાતત્ત્વ દષ્ટિએ ઓળખવાને પ્રયાસ કરે તો એમાંથી કળા અને ઇતિહાસમાંથી ઘણું જાણવા મળે તેમ છે. ઘણી કૃતિઓના મુખારવિંદ ખવાઈ ગયા છે અને છતની કૃતિ પણ વરસાદના પાણીથી તૂટી ગઇ છે, પણ તેમાં ઇતિ-હાસનું જીવન છે. ] નીચેની પગથાર સાદી છે. સિદ્ધરાજ અથવા કુમારપાલે ભરૂચનો કોટ બંધાવેલો તેના પથ્થર અને આ મસ્જીદની દીવાલના પથ્થર એક જ છે અને એક જ સમયના છે. ભીંતે ત્રણ આરસના મહેરાબ છે. મધ્ય મહેરાબની ( Qiblah ) સુંદર કોતરણી છે. તેમાં અરેબીક ધર્મની કલમાં કોતરેલી છે. બે દરવાજા છે અને ઉત્તર તરફનો દરવાજો જૈન દેવળનો છે. દ્વારપાળ–યક્ષ દંડ લઇને ઊભેલા છે. આખું દ્વાર આરસનું છે. કેટલીક કળા ઘસાઇ ગઈ છે. ઉંબરો આરસનો છે અને પ્રતિમાના આસનની ઝાંખી કરાવે છે.

દ્વાર ઉપર ઉત્તર તરફના ઘુમ્મટની નીચે હી. સ. ૭૨૧ ઇ. સ. ૧૩૨૧નો શિલાલેખ આ પ્રમાણે મળે છે. આ લેખ ગ્યાસુદીન તઘલખના સમયનો છે :—

"તમામ દુનિયાના સુલતાન ગયાસુદ–દુન્યા વદ દીન (ગ્યાસુદ્દીન)ના સમયમાં દૌલતશાહ મોતમદ ખુતમારા( ખુત્તુમારા )તે આ જગ્યા પ્રાપ્ત થઈ (એનો) સાલ સાતસો એકવીશ હતો."

( આ અરેબીક શિલાલેખનો અનુવાદ મારા મિત્ર કાજી સૈયદનુરૂદીન હુસેન અહમદ હુસેને કરી આપેલો છે જેઓ એક ઇતિહાસ રસિક છે. )

આ શિલાલેખ ગ્યાસુદીન તઘલખના સમયનો છે. ગ્યાસુદીનનો રાજ્ય કાળ ઇ. સ. ૧૩૨૦ થી ૧૩૨૫નો હતો. અલાઉદ્દીન ખીલજીએ ગુજરાત જીતી લઈ દક્ષિણ સુધી સવારી કરી હતી. ગુજરાતમાં કર્ણદેવ વાઘેલાનું શાસન હતું. કર્ણદેવ સુલતાનને હાથે હાર્યો અને ગુજરાત પડયું. દિલ્હીની હકુમત ગુજરાત ઉપર થઈ. સુલતાન તરફથી નાઝિમો (અમીરો) ગુજરાતમાં દિલ્હીની સલતનતના પ્રતિનિધિ તરીકે શાસન કરતા હતા. સુલતાન અલાઉ-દ્દીનના સમયમાં ગ્યાસુદીન સરહદ પ્રાંતનો સૂબો અને સૈન્યનો અમલદાર હતો. ગ્યાસુદીને એ પ્રદેશના મોગલ લોકને શિસ્ત કર્યા, અને આ પરાક્રમના બદલામાં અલાઉદ્દીન ખીલજીએ એને ગાત્રી–મલીકનું નામ એનાયત કર્યું હતું. ધર્મપ્રેમી સુલતાન અલાઉદ્દીન પછી કોઈ ગૌરવશાળી વ્યક્તિ દિલ્હીના તખ્તને સાચવનાર રહી નહિ. આ તક અને અંધાધુંધીનો

લાભ લઇને ગ્યાસુદીન તઘલખે દિલ્હીની રાજગાદી કબજે કરી અને તઘલખ વંશની સ્થાપના કરી ખીલજીવંશના રાજની સરહદ-સીમાના વિસ્તારનો માલીક ગ્યાસુદીન થયો. તે વિદ્વાન અને નીતિમાન સુલતાન હતો. ભરૂચ સરકારમાં (ભરૂચ પ્રગણુ) તઘલખનો પ્રતિનિધિ શ્રીમંત મોહમદ બૂતુમરી શાસન કરતો હતો. તેણે આ સ્થળે જે પૂર્વે જૈન વિહાર-ચૈત્ય મંદિર હતું તેનું મસ્જીદમાં પરિવર્તન કર્યાનો ઉલ્લેખ છે.

કથાનકના મુનિવ્રતસ્વામીનો અશ્વાવબોધ તીર્થ સમલીવિહાર અને સિંહલદ્વીપની રાજકન્યાનો શકુનિકાવિહાર ઉદા મહેતાના પુત્ર આમ્રભટ-આબંડ મંત્રીએ પથ્થરમાં બંધાવેલો, સોલંકી રાજા કુમારપાલ અને આચાર્ય હેમચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા અને ધ્વજ ફરકાવેલો શકુનિકા-વિહાર મસ્જીદમાં પરિવર્તન પામ્યો. એ સ્થલ અને વિહારના રૂપાન્તરમાં ભરૂચની જુમ્મામસ્જીદ ઊભી છે.



**લેખના આધાર ગ્રંથો.**

૧ ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, વિભાગ ૧-૨
૨ ભારતકી રૂપરેખા, જિલ્દ ૧.
૩ પ્રબંધચિન્તામણિ, ગુ. અનુવાદ, રા. દુ. કે. શાસ્ત્રી.
૪ ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ, લેખક સી. જે. શાહ.
૫ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, મોહનલાલ દ. દેશાઈ.
૬ મહાક્ષત્રપ રૂદ્રમાળા, વિજયેન્દ્રસૂરિ.
૭ ભારતીય વિદ્યા, રાજર્ષિ કુમારપાલ લેખ, પૃ. ૨૨૧.
૮ જૈન સત્ય પ્રકાશ, વર્ષ ૪ અંક ૯ મહારાજા શ્રી કુમારપાળ.
૯ વિવિધ તીર્થકલ્પ, જિનપ્રભસૂરિ, સિંઘી જૈન ગ્રંથમાલા.
૧૦ પ્રભાવકચરિત્ર, ગુ. ભાવનગર.
૧૧ Early History of the Spread of Buddhism and the Buddhist schools by Nalikant Dutta.
૧૨ શ્રી ફાર્બસ ગુજરાત સભા 'ત્રૈમાસિક' ઈ. સ. ૧૯૩૯ પુ. ૪ અં. ૩ ભરૂચના ઇસ્લામી યુગના શિલાલેખો. લેખક અને સંપાદક ધ. ચં. મુનશી અને સંપાદક રા. કાજી સૈયદ નુરૂદીન.
૧૩ લેખકના નિબંધ: અગિયારમી સાહિત્ય પરિષદ "ગુજરાતે ગુજરાત નામ ક્યારે ધારણ કર્યું" અને બારમી સાહિત્ય પરિષદનો નિબંધ "ગુજરાતના પ્રાચીન કિનારાની ભૂગોળ."



તક્ષશિલાના ખોદકામમાંથી નીકળેલાં
છત વગરનાં મકાનો.

[ જેને વિશ્વવિદ્યાલયનાં મકાનો તરીકે ઓળખાવવામાં આવે છે ]

[ પરિચય માટે જુઓ પૃ. ૧૯૯ ]

*Aditya Printery, Ahmeda*



સંસ્કૃતિ અને સાહિત્યના યાત્રાધામસમી, આર્યાવર્તની પ્રાચીનતમ નગરી

# તક્ષશિલા

## [ તેનું સુપ્રસિદ્ધ વિશ્વવિદ્યાલય ]

લેખક : શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ, પાલનપુર



### તક્ષશિલા નગરનો ભૌગોલિક પરિચય

ભારતવર્ષની પુરાતન રાજધાની તક્ષશિલા નગરનો પ્રામાણિક ઈતિહાસ આદિ યુગમાં આપણી નજરે આવે છે. તેના વૈભવ અને જાહોજલાલીનું ગૌરવ પુરાતન સાહિત્યોમાં સુવર્ણાક્ષરે આલખાયેલ છે, જે આગળ ઉપર પ્રાચિનતાના પ્રકરણમાં આપણને જોવા મળશે.

પંજાબના સુપ્રસિદ્ધ શહેર રાવળપિંડિથી નૈઋત્યકોણમાં વીશ માઈલના અંતરે અને સરાઈકલાથી પૂર્વ અને ઈશાન કોણમાં આ તક્ષશિલા નગરના પુરાતન ખંડેરો અદ્યાપિ પર્યંત વિદ્યમાન છે, જે આશ્ચર્યકારક રીતે સુંદર ખીણમાં આવેલ છે. ખીણની આજુબાજુ ફરતી હેરો નામની નદી તેના નાના નાના પ્રવાહોમાં વહે છે. તેની ઉત્તર દિશાએ નાની નાની ટેકરીઓની લાંબી હારમાળા તેની સુંદરતામાં વધારો કરે છે. પૂર્વ દિશાએ મોરી અને હઝારા નામના સફેદ બરફના પર્વતો ચળકતા દેખાય છે. તેમજ દક્ષિણ અને પશ્ચિમ દિશા તરફ મરગલા અને બીજી નાની ડુંગરીઓ દેખાઈ આવે છે. તક્ષશિલાની પૂર્વ અને ઈશાન દિશાના વિભાગમાં તેમજ નૈઋત્ય અને પશ્ચિમ તરફના ભાગમાં ડુંગરીઓની હાર આવેલ છે. જેમાંના પશ્ચિમ તરફના ભાગને હથીઆળ કહેવામાં આવે છે. ડુંગરીઓના ઉત્તર તરફના વિભાગમાં હેરો નદીમાંથી નહેરો નીકળેલી છે તેમજ દક્ષિણ તરફના વિભાગમાં ઘણા ઊંડા ખાડાઓ અને પત્થરોની નાની ટેકરીઓ આવેલ છે, જેમાં પ્રાચીન સમયના સ્તૂપો અને મઠો( વિહારો )ના અવશેષો મળી આવેલ છે.

પુરાતત્ત્વવેત્તા જનરલ કનિંગહામ એન્સ્યન્ટ જોગ્રોફી ઓફ ઇન્ડિયા ( Ancient Geography of India) નામના ગ્રંથમાં પૃ. ૧૮૦–૧૮૩ માં જણાવે છે કેઃ–આમંડા જિલ્લાના નીચા સપાટ મેદાનમાં તક્ષશિલા આવેલ છે, જે યુકાપોલીટીસથી ૧૦ રોમન માઈલ અથવા અંગ્રેથી ૫૫ માઇલ પર છે.

( પ્લીની ૪–૨૩ ) તે સિંધુ અને હાઈડાસપેસ (એરિયન એમ. ક્રિન્ડલ. અલેકઝાન્ડર પૃષ્ઠ ૮૮) વચ્ચે જે મ્હોટાં શહેરો આવેલાં છે, તેમાં તક્ષશિલા સર્વશ્રી . મ્હોટું શહેર છે. તેની વસ્તી ગીચ છે અને જમીન ઘણી ફળદ્રુપ છે. ( સ્ટ્રેબો પૃ. ૩૪ એમ. ક્રીન્ડલ ) અને ગાન્ધારથી સાત દિવસના અંતરે પૂર્વ તરફ આવેલ છે. અને સિંધુની પૂર્વ તરફ ત્રણ દિવસના અંતરે છે. તેના વિસ્તારવાળા આ શહેરની બાર અથવા તેર 'લી'ની ઉત્તર તરફ બુદ્ધે તેમના માથાને ભિક્ષામાં અર્પણ કરેલ તેને લગતો સ્તૂપ આવેલ છે. આ પ્રદેશની જમીન ઘણી ફળદ્રુપ છે. તેમાં ઘણા ઝરાઓ વહે છે. તેમ ઘણી વનસ્પતીઓ પાકે છે. આ

સમયપર આ પ્રદેશ કાશ્મીરનો ખંડીઓ ભાગ હતો. અને તેનો વિસ્તાર ૨૦૦૦ 'લી'નો હતો. ( હુએનત્સૉંગ પૃષ્ઠ ૨૪૯ ) તે પછી તક્ષશિલા વિષે આપણે કાંઇ સાંભળતા નથી, તેમ તેનો નાશ ક્યારે થયો તેની આપણને ખબર મળતી નથી. મુસ્લીમ લેખકો આ સંબંધમાં તદ્દન ચુપ છે. કર્મવિભાગના ૨૯ મા પ્રકરણમાં આલ્બેરૂનીએ તક્ષશિલાને "મારીકાલા" નામથી જણાવેલ છે. તક્ષશિલાની ઉત્તરે ઉરસા, પૂર્વે જેલમ, દક્ષિણે સિંહપુરા, અને પશ્ચિમે સિંધુ આવેલ છે.

રાવળપિંડીની ઉત્તર–પશ્ચિમે બાર માઇલના અંતર પર આવેલ શહાઢેરી નજીક તક્ષશિલા હતું એમ જનરલ કનિંગહામ જણાવે છે. અહીં મ્હોટી મૂર્તિઓ, હજારો સિક્કાઓ, ઓછામાં ઓછા પંચાવન સ્તૂપો, અઠાવીશ મઠો અને નવ મંદિરો જડ્યાં છે. તે ઉપરાંત તક્ષશિલાનું નામ ધરાવતું એક તામ્રપત્ર અને ખરોષ્ટ્રિ લિપિમાં કોતરાએલ Vase ( પાત્ર વિશેષ ) મળી આવેલ છે. આના ઉપરનો ભાગ તક્ષશિલામાં તૈયાર થયેલ હતો. ( C. A. R. S. II ) આના ખંડેરો કેટલાક માઇલો સુધી લંબાએલ છે, જે હસનઅબડલ સુધી જોવામાં આવી શકે છે. ( હસનઅબડલ એ પંજાબમાં અટક જિલ્લામાં આવેલ છે. ) આ ખંડેરો થોડા સમય પર ખોદવામાં આવ્યા હતા.

—(Anual Report A. S. I. 1912–13 P. 1–5 and Vol. 1 P. 10–12).

સર જોન માર્શલની ગાઇડમાં તક્ષશિલાનું વર્ણન કરતાં હેરો નદીના પાણીની ખીણમાં આવેલ ત્રણ જુદા જુદા શહેરોના ખંડેરોનું વર્ણન આપેલ છે. આ શહેર સરાઇકાલા કે જે રાવળપિંડીની ઉત્તર–પશ્ચિમે વીશ માઇલ પર આવેલું રેલ્વે જંકસન છે, તેની ઘણી જ નજદીકમાં આવેલ છે.

ચીનાઈ યાત્રિ હુએનત્સૉંગના વર્ણન પ્રમાણે તક્ષશિલા જિલ્લાનો વિસ્તાર ૨૦૦૦ 'લી' અથવા ૩૩૩ માઇલનો હતો. તેની પશ્ચિમે સિંધુ નદી, ઉત્તરે ઉરસા જિલ્લો, પૂર્વે જેહલમ અથવા બેહુત નદી અને દક્ષિણે સિંહપુર જિલ્લો આવેલ છે. છેલ્લા જિલ્લાનું મુખ્ય શહેર પહાડો વચ્ચે કેટીઝની નજદીક આવેલું હતું. તેથી દક્ષિણ–પશ્ચિમે તક્ષશિલાની સરહદ સુહાન નદીથી બંધાઈ જતી હતી અને દક્ષિણ–પૂર્વે બકરાલાના ડુંગરો આવેલ હતા. જો આ રીતથી તક્ષશિલાની હદો લગભગ ખરી છે એમ આપણે માનીએ તો સિંધુ અને જેહલમ નદીની આગલી લાઇન અનુક્રમે એંશી માઇલની અને પચાસ માઇલની થાય અને ઉત્તર અને દક્ષિણની સરહદો સાઠ અને એકસો વીશ માઇની અનુક્રમે થાય; અથવા બીજા શબ્દોમાં કહીએ તો આ હદો બધી મળીને ૩૧૦ માઇલની થાય છે, જે હુએનત્સૉંગે જણાવેલ તે પ્રમાણે આપણી સાથે લગભગ મળતું આવી શકે છે.

—( Connigham–Ancient Geogrophy of India P. II. )

## તક્ષશિલા–વિશ્વવિદ્યાલય

તક્ષશિલા નગરમાં પુરાતન સમયમાં ઉચ્ચ શિક્ષણ–અભ્યાસ માટે મહાન્ વિદ્યાલયો ચાલતાં હતાં, જ્યાં હિન્દ અને એશિયામાંથી ઘણા પ્રમાણમાં વિદ્યાર્થીઓ વિદ્યાસંપાદન અર્થે આવતા, જેથી તક્ષશિલા જગતભરમાં વિદ્યાના કેન્દ્ર તરીકે મશહૂર ગણાતું. ભારતીય સંસ્કૃતિના ઉત્થાનમાં તક્ષશિલાએ બહુ ઉચ્ચ સ્થાન ભોગવ્યું છે. વર્તમાનમાં જેમ સંસ્કૃત ભાષાના અધ્યયનનું કેન્દ્ર કાશિ (બનારસ) અને ન્યાયસાસ્ત્રના અભ્યાસ માટેનું કેંદ્ર નદ્દિયાશાંતિ ગણાય છે, તેમ પુરાતન સમયમાં એ વિદ્યાઓ પ્રાપ્ત કરવાનું વિદ્યાસ્થાન તક્ષશિલા હતું.

શિશુનાગવંશીય મગધસમ્રાટ્ શ્રેણિક[1] ( બિંબિસાર ) કે જેઓ ઇ. સ. પૂર્વે છસોની શતાબ્દિ લગભગ થઈ ગયેલ છે, તેમના પ્રખ્યાત રાજ્યવૈદ્ય–જીવક[2] પણ અહીંના વિદ્યાલયમાં વૈદ્યકનો ઉચ્ચ અભ્યાસ પ્રાપ્ત કરેલ હતો. તેઓએ પોતાના વૈદ્યકીય ઉપચારોથી મહારાજા બિંબિસાર, ચંડપ્રદ્યોત અને મહાત્મા ગૌતમબુદ્ધને નીરોગી બનાવેલ હતા, જે માટે જૈન અને બૌદ્ધ સાહિત્યોમાં ઘણા ઠેકાણે ઉલ્લેખો મળી આવે છે.

## પાયથાગોરસ અને તેનું તત્ત્વજ્ઞાન

મહાન ગ્રીક તત્ત્વજ્ઞ પાયથાગોરસ જ્યારે હિંદની મુલાકાતે આવેલ તે સમયે તેણે તક્ષશિલામાં જૈન તત્ત્વજ્ઞાન મેળવેલ એમ જણાઇ આવે છે. આ સમયમાં જૈન તીર્થંકર શ્રમણ, ભગવાન મહાવીરસ્વામી પોતાના ધર્મોપદેશનો પ્રચાર કરતા હતા, જેમનો ઉપદેશ પાયથાગોરસે મેળવેલ હોય તેમ સંભવે છે. તક્ષશિલાના પ્રદેશમાં ગંધારજનપદના મહારાજા નિગ્ગઇ ( નિગ્ગતી )ને મહાવીરે આત્મજ્ઞાનનો ઉપદેશ આપેલ હતો તે પ્રતિબુદ્ધના નામથી જૈન સાહિત્યમાં પ્રસિદ્ધ છે. —( ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યાય ૧૮ )

શ્રમણ જૈન તીર્થંકર મહાવીર અને મહાન તત્ત્વજ્ઞ પાયથાગોરને સંબંધ થએલ હતો.

—( જુઓ બુદ્ધ અને મહાવીર, મૂલ લેખક ઍન્સ્ટ લોઇમૅન જર્મની.)

( પ્ર. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ પુના, ૧૯૨૫. )

પાયથાગોરસ ઈ. સ. પૂર્વે. ૫૮૦ સામોસ નામના ગામમાં જન્મ્યો હતો. તેના શિક્ષણ સંબંધી આપણે એટલું જાણીએ છીએ કે પ્રાચીન આયોનિક તત્ત્વજ્ઞાનીઓના સિદ્ધાંતોનો ઇજીપ્તના ધર્મગુરુઓ સાથેના તેના મહાન પ્રવાસ દરમ્યાન તેમણે પરિચય સાધ્યો હતો. આ પ્રવાસમાં માત્ર ઇજીપ્શયનો જ નહીં પણ ફ્રોએનીશીયન્સ, શેલડીઅન્સ, પર્શીયન માગી, હિન્દુ, જ્યુઝ, ડ્રુઇડઝ અને થ્રેશિન્સના સંપર્કમાં તે આવ્યો હતો. ઇ. સ. પૂર્વે ૫૩૦ના અરસામાં તેણે માગ્ના ગ્રેશીયાના ક્રોટોનામાં સ્થિરવાસ કર્યો, જ્યાં તેણે પોતાના નામની નીતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર શિખવવાની પાઠશાળા સ્થાપિત કરી.

પાઇથાગોરસના સિદ્ધાંત જીવનશાસ્ત્રને અનુકુળ હતા. પ્રસિદ્ધ કાવ્યમય ધર્મોને પ્રતિકૂળ પણ પવિત્રતા અને નૈતિક આત્મજ્ઞાન પ્રેરતા આ સિદ્ધાંતો જુના...વિદ્વાનો અને સંસ્થાઓ પ્રતિ ઉદાર હતા. તેમનું મહત્ત્વનું તત્ત્વ આત્માનો પુનર્જન્મ ગણાય છે. આ ઉપરાંત ધાર્મિક અને નૈતિક નિયમનો તેમજ સંખ્યાની નવીન શોધની શરૂઆત તથા સંખ્યાના વિવિધ સંબંધો વગેરે માટે પાયથાગોરસની પાઠશાળા પ્રસિદ્ધ હતી. ઇ. સ. પૂર્વે ૫૧૦ ક્રોટાની-એટોથી સાઇબેરીટાની હાર પછી પાઇથાગોરસ અને...અપ્રિય થયાં પહેલાંજ ઇટાલીમાં લોકશાહી મંડળને તોડી પાડવામાં સાધનભૂત થયાં અને પછી તો તેમના પાસા બદલાયા અને તેઓને અત્યાચારમાંથી નાસવું પડયું. પાઇથાગોરાસનું મૃત્યુ કેવી રીતે થયું તે બરાબર જણાયું નથી. દંતકથા પ્રમાણે કહેવાય છે કે તેમનું મૃત્યુ મેટેપોન્ટમ પાસે ઇ. સ. પૂર્વે ૫૦૦માં થયેલ હોય.

તેણે પોતાના દેશમાં ક્રેસોફિલ, સાઇરેસના, ફેરીસીડઝ અને બીજાઓ પાસે અભ્યાસ

૧ ટર્નરનો મહાયાનનો ઉપોદ્ઘાત આચાર્ય હેમચંદ્રનું સ્થવિરાવલીચરિત્ર ૮ પૃષ્ઠ ૨૩૧, ડો. હર્મન યાકોબી.

૨ બુદ્ધચર્યા. લેખક ત્રિપિટકાચાર્ય રાહુલ સાંકૃત્યાયન. પૃષ્ઠ ૨૯૭–૩૦૭

કર્યો હતો. તેમજ જ્ઞાનપ્રાપ્તિ માટે ઈજીપ્ત અને પૂર્વમાં ઘણા દેશોમાં પ્રવાસ કર્યો કહેવાય છે. તેમના પ્રવાસો પછી તેણે ઇટાલીના ક્રોટોનામાં સ્થિરવાસ કર્યો તેમ કહેવાય છે. અહીં તેમની પ્રતિષ્ઠા જલદી વધી અને તેને ખાસ કરીને ઉમરાવ અને શ્રીમંત વર્ગના અનુયાયીઓ મ્હોટી સંખ્યામાં મલ્યા.

આમાંના ત્રણસોનું એક બંધુમંડળ બનાવવામાં આવ્યું જે પાઈથાગોરસ અને એક-બીજાને માટે સહાયક થવા, ગુરૂના આદેશ પ્રમાણે ધાર્મિક અને સાધુવૃત્તિના આચાર કેળવવા અને ધાર્મિક તેમજ તત્ત્વવિદ્યાના સિદ્ધાંતોનો અભ્યાસ કરવા પ્રતિજ્ઞાબદ્ધ થયું હતું. આ મંડળમાં પ્રવેશ કરનારને બેથી પાંચ વર્ષ માટે ઉમેદવાર તરીકે દાખલ કરવામાં આવતા હતા. આ સમય દરમ્યાન ખાસ કરીને મૌનવૃત્તિ કેળવવાની શક્તિની કસોટી કરવામાં આવતી હતી. સંયમ અને જીવનની પવિત્રતાનું સખ્ત રીતે પાલન કરવામાં આવતું. ક્રોટોના જેવાં મંડળો સાઈરીસ, મેટાપોન્ટમ, ટેરેન્ટમ અને માગ્ના ગ્રેશીયાના બીજા શહેરોમાં પણ સ્થાપિત કરવામાં આવ્યાં હતાં.

પાઈથાગોરસના ધાર્મિક સિદ્ધાંતોનું મુખ્ય તત્ત્વ આત્માના પુનર્જન્મ ( Feature ) વિષે હતું. તેમાં મનુષ્યના મરણ પછી મનુષ્ય કે તિર્યંચયોનિમાં અને તિર્યંચનો મનુષ્યયોનિમાં પુનર્જન્મ થઈ શકે છે. આત્માનો પુનર્જન્મ તે પવિત્રતાની ક્રમિક ગતિ છે. પવિત્ર આત્માઓ જીવનની ઉચ્ચ ગતિને પ્રાપ્ત કરે તે સ્વાભાવિક છે.

પાઈથાગોરસનો[1] બાપ ધનાઢ્ય વેપારી હતો. તેણે પૂર્વના દેશો ( હિંદુસ્તાન ) તરફ ઘણો પ્રવાસ કર્યો હતો. આત્માને જન્માંતર થાય છે તેવું તે માનતો, પેથાગોરસ ભૂમિતિ-શાસ્ત્ર અને ગણિતશાસ્ત્રનો પ્રખર વિદ્વાન અને પારંગત હતો. પરંતુ તે જેટલો તત્ત્વવેત્તા હતો તે કરતાં અધિક ધર્મનો ઉપદેશક હતો. તેના શિષ્યોને નવી અને વિશેષ નિર્મળ કરણી શિખવવાને દેવતાઓએ તેને નિર્માણ કરેલ, એવું તે પોતાને ગણતો. તેણે પોતાના મતનો પ્રચાર કરવા માગ્ના ગ્રોશીઆમાં સત્વર પ્રવાસ કર્યો. અને તેમના પંથની મંડળીઓ સિબારિસ, મેતાપોંત્તમ, તારેંત્તમ તેમ બીજા નગરોમાં સ્થાપન કરી.

ઈ. સ. પૂર્વે ૩૨૬ના વસંતકાળમાં મહાન્ અલેકઝાન્ડર તક્ષશિલામાં દાખલ થયો તે સમયે આ શહેર ઘણું જ સમૃદ્ધ હતું. **આ જ સમયમાં તક્ષશિલામાં ગ્રીકો અને જૈનો પરસ્પર સમાગમમાં આવતા**, તેમ આ સમયમાં પણ કેટલીક વિદ્યાપીઠો સ્થાપિત થયાનું જાણવામાં આવી શકે છે. મી. હેવલના જણાવ્યા પ્રમાણે સમ્રાટ્ અશોકે-તક્ષશિલા અને ઉજ્જેનીની વિદ્યાપીઠોમાં ઉચ્ચ કેળવણી મેળવેલ હતી. તક્ષશિલા કાવ્યમાં[2] જણાવ્યા પ્રમાણે મહારાજા દશરથ અને સંપ્રતિએ તક્ષશિલાના વિશ્વવિદ્યાલયમાં ઉચ્ચ અભ્યાસ કરેલ હતો.

### વૈદ્ય જીવકનો તક્ષશિલા-વિદ્યાપીઠમાં અભ્યાસ

ભારતીય વૈદ્યોમાં વૈદ્ય જીવક સંબંધી ઐતિહાસિક ઘટના જાણવા જેવી છે. મગધના પ્રખ્યાત મહારાજા બિંબિસાર યાને શ્રેણિકના સમયમાં તેણે તક્ષશિલા વિદ્યાપીઠમાં ઉચ્ચ જ્ઞાન સંપાદન કરેલ. તે સંબંધી તેના જીવનની કેટલીએક ઘટનાઓ બૌદ્ધ તેમજ જૈન સાહિત્યોમાં મળી આવે છે. વૈદ્ય જીવકે તક્ષશિલામાં વૈદ્યકીય જ્ઞાન સપૂર્ણ રીતે મેળવેલ તે સંબંધી ઐતિહાસિક ઘટના વર્તમાનમાં બહાર આવેલ છે.

---

૧ ગ્રીસદેશનો ઇતિહાસ, ગુ. વ. સો. પૃષ્ઠ ૩૭૬-૭૭

૨ તક્ષશિલા કાવ્ય. ઇન્ડીયન પ્રેસ પ્રયાગ.

નેપાલ રાજ્યના ભંડારમાંથી એક તાડપત્ર પર લખાએલ "કાશ્યપ સંહિતા યાને વૃદ્ધ જીવકીય તન્ત્રમ્" એ નામનો પુરાતન ગ્રંથ હાલમાં રાજ્ય તરફથી બહાર પડેલ છે. તેમાં ઈ. સ. પૂર્વેની આયુર્વેદના વિષયની અતિ ઉપયોગી હકીકત શ્લોકબદ્ધ આપેલ છે. આ પરથી સ્હેજે જણાઈ આવે છે કે–તક્ષશિલા વૈદ્યવિદ્યા માટે પણ એક ઉપયોગી કેન્દ્ર હતું.

—( નેપાલ સંસ્કૃત ગ્રંથમાલા, પ્રથમશતક )
"કાશ્યપ સંહિતા" સંવત ૧૯૯૫, પંડિત હેમરાજ શર્મા.

## તક્ષશિલા–વિદ્યાપીઠ અંગે સર જ્હોન માર્શલનો મત

તક્ષશિલા વિશ્વવિદ્યાલયના સંશોધનમાં સર જ્હોન માર્શલ જણાવે છે કે—

"હું રજા ઉપર યુરોપ ગયો તે વખતે નવ માસની મારી ગેરહાજરી દરમ્યાન તક્ષશિલાનું ખોદકામ રોકી દેવામાં આવ્યું હતું અને તે દરમ્યાન સીથો-પાર્થીયન સમયના મકાનોનાં કેટલાક વિભાગો જે સીરકપ ગામમાંથી મળી આવ્યા હતા, તેના નીકાલનું બાકી રહેલું કામ હાથ ધરવામાં આવ્યું હતું. આ કાર્ય મારા ખોદકામના મદદનીશ મિ. એ. ડી. સીદ્દીકીએ બહુ જ બાહોશીપૂર્વક કર્યું હતું. શહેરના ઉત્તર તરફના દરવાજા, અને જેને હું સીથો–પાર્થીયન રાજાઓનો મહેલ માનું છું તેની વચમાં, મુખ્ય માર્ગની બાજુએ, મકાનોનાં અગિયાર વિભાગો આવેલ છે, જે વિભાગો સાંકડી શેરીઓથી એક બીજાથી જુદા પાડેલ છે. આમાંના ચાર વિભાગોના, મુખ્ય માર્ગ ઉપર પડતા, મુખ આગળ એક એક પવિત્ર મંદિર છે. આમાંનું એક મોટું મંદિર છે તે નિઃશંક રીતે બૌદ્ધ મંદિર છે અને બાકીના ત્રણ સ્તૂપ છે જે બૌદ્ધ અથવા **જૈન** હોવા જોઇએ. **વધારે સંભવ તો એ જૈન હોવાનો જ છે.** આ અગિયારે વિભાગોમાં પુષ્કળ ઓરાડાઓ અને પ્રાંગણો છે. આ વિભાગો સામાન્ય વસવાટ માટેના હતા કે નહીં, એ એક ચર્ચાનો વિષય છે. જો એ સ્વીકારવામાં આવે કે એ બે માળના હતા (અને એ ઓછામાં ઓછા બે માળના તો હોવા જ જોઇએ) તો સામાન્ય રીતે દરેક વિભાગમાં, ઉપરના ભાગમાં કેટલાંક ખુલ્લાં પ્રાંગણો ઉપરાંત એ પ્રાંગણોને ફરતા ૨૦૦ ઓરડાઓ હશે જ. આથી સ્પષ્ટ થાય છે કે એ વિભાગો સામાન્ય પ્રકારના એકલવાયાં ઘરો ન હોઇ શકે. આગળના અહેવાલમાં મેં જણાવ્યું છે કે એ કોઈ ખાસ કાર્ય માટે બનેલાં હોય. ગ્રીકો, સિથીયનો અને પાર્થીયનોના યુગમાં, સૌ જાણે છે તે મુજબ, તક્ષિલા એક પ્રસિદ્ધ વિશ્વવિદ્યાલયનું શહેર હતું, અને એથી એમ માનવું અયૌક્તિક નથી કે–શહેરનો આ ખાસ વિભાગ, જે તેની એક સરખા પ્રકારની રચના અને ઘણા ધર્મોના મંદિરોથી જુદો તરી આવે છે તે, વિશ્વવિદ્યાલયનું સ્થાન હોય અને મકાનોના આ મોટા વિભાગોમાં. જુદા જુદા આચાર્યો ( શિક્ષકો ) અને તેમના શિષ્યો રહેતા હોય. કારણકે આપણે જાણીએ છીએ કે માનવ શિક્ષણના લગભગ દરેક વિભાગો, જેવા કે–વેદોના જ્ઞાનથી લઇને કાયદાઓ અને વૈદકનું જ્ઞાન તેમજ હાથી પાળવાની કળાથી માંડીને નિશાનબાજીની કળા–એ બધાનું જ્ઞાન તક્ષિલામાં આપવામાં આવતું હતું, અને અહીં તેમજ ભારતવર્ષના અન્ય પ્રદેશોમાં એ અચૂક નિયમ હતો કે વિદ્યાર્થીઓને તેમના ગુરુઓ સાથે રહેવું પડતું."

—( આર્કયોલોજિકલ સર્વે ઓફ ઇન્ડિયા, એન્યુઅલ રીપોર્ટ, ૧૯૨૬–૨૭, પૃ. ૧૧૦–૧૧૧ ઉપરથી અનુવાદિત. )

## તક્ષશિલા–વિદ્યાપીઠમાં અભ્યાસ કરનારાઓ

અલેકઝાન્ડર ધી ગ્રેટના ગુરુ એરિષ્ટોટલનો સિદ્ધાંત જૈનોના સિદ્ધાંતની સાથે કેટલાક અંશે મળતો આવે છે. એરિષ્ટોટલના સિદ્ધાંત સંબંધીના તત્ત્વજ્ઞાનનો ફેલાવો ગ્રીક દેશમાં આ સમય પર સારા પ્રમાણમાં થએલ. મહાન તત્ત્વજ્ઞ સ્ટોઈક અને ઝેનો જે ગ્રીક દેશમાં મહાન તત્ત્વજ્ઞાની થઈ ગયા **તેમના સિદ્ધાંત અને જૈનો તત્ત્વજ્ઞાનમાં સામ્ય હોવાનું પ્રતીત થાય** છે. આ મહાન તત્ત્વજ્ઞાનીઓએ તક્ષશિલાની વિદ્યાપીઠમાં જૈન તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરેલ જણાઈ આવે છે.

મૌર્યોના રાજ્યકાળ પછીના સમયમાં આ પ્રદેશ બેકટ્રીયન ગ્રીકોના હાથમાં આવ્યો. તે સમયમાં પશ્ચિમ એશિયા અને ચીનમાંથી વિદ્યાર્થીઓ અભ્યાસ અર્થે આવતા. તેમ બૌદ્ધ અને જૈન શ્રમણો અહીંની વિદ્યાપીઠમાં ઉચ્ચ અભ્યાસ અર્થે દૂર દૂરના પ્રદેશોથી આવતા. તથા મૌર્ય સમ્રાટ્ ચન્દ્રગુપ્તના રાજ્યમંત્રી ચાણક્ય તક્ષશિલાની વિદ્યાપીઠમાં અભ્યાસ કરેલ હતો. જે નીચેના ઉલ્લેખથી જાણવામાં આવી શકે છે—

**“ एवमाद्यनेकसंविधानकनिधाने तत्र नगरेऽष्टदशसु विद्यासु स्मृतिषु पुराणेषु च द्वासप्ततौ कलासु भरत–वात्सायन–चाणाक्यलक्षणे रत्नत्रये मन्त्र–यन्त्र–तन्त्रविद्यासु रसवाद–धातु–निधिवादाञ्जन–गुटिका–पादप्रलेप–रत्नपरीक्षा–वास्तुविद्या–पुं–स्त्री–गजाश्ववृषभादिलक्षणेन्द्रजालादि–ग्रन्थेषु काव्येषु च नैपुणचरणास्ते ते पुरुषाः प्रत्युषकीर्तनीयनामधेयाः । ”**

—( શ્રી જિનપ્રભસૂરિ–વિવિધ તીર્થકલ્પ–( સિંઘી જૈન ગ્રંથમાલા ) પાટલિપુત્ર નગર કલ્પ પૃષ્ઠ ૬૨–૭૦ )

**અર્થ**—આ રીતે અનેક વિદ્યાઓના ભંડારસમા એ નગરમાં અઢાર વિદ્યાઓ, સ્મૃતિઓ, પુરાણો અને ૭૨ કળાઓમાં ભરત, વાત્સાયન અને ચાણાક્યરૂપી ત્રણ રત્નો, મંત્ર–યંત્ર–તંત્રની વિદ્યાઓમાં, રસવાદ, ધાતુવાદ, નિધિવાદ, અંજન, ગુટિકા પાદલેપ, રત્નપરીક્ષા, વાસ્તુવિદ્યા, પુરુષ, સ્ત્રી, ગજ અશ્વ, વૃષભ વગેરેનાં લક્ષણોમાં ઇંદ્રજાળ વગેરેના ગ્રંથોમાં અને કાવ્યોમાં નિપુણ થયેલા એવા એ પુરુષો પ્રાતઃસ્મરણીય છે.

ઇ. સ. ૬૬૩–૬૪ વીર નિર્વાણ સંવત ૧૧૯૦–૯૧[1] માં જૈનાચાર્ય પંડિતવર્ય યશોદેવસૂરિ કે જેઓનો જન્મ નાગરકુલમાં થએલ હતો તેમને “ તક્ષશિલા–વિશ્વવિદ્યાલય ”માંથી “ સાહિત્યપયોનિધિ ” અને “ અધંજણ (?) ” નામની પદવીઓ મળી હતી.

**યતઃ नागरवाडवकुलजः साहित्यपयोनिधिर्यशोदेवः ।**
**अजनीति बिरुद्ध विदितोऽजनि जनितजगजनानंदः ॥**

—( નાગપુરીય તપગચ્છ પટ્ટાવલી. પૃષ્ઠ ૧૯–૩૬ લે. આચાર્ય ભ્રાતૃચંદ્રસૂરિ. )

ઉપરોક્ત ઐતિહાસિક ઉલ્લેખો પરથી સિદ્ધ થાય છે કે સાતમી શતાબ્દિ સુધીમાં જૈન શ્રમણોનો વિહાર જ્ઞાનપ્રાપ્તિ કરવા માટે તક્ષશિલા પર્યંત હતો.

મૌર્યવંશીય સમ્રાટ અશોક,[2] સંપ્રતિ, દશરથ અને વૃષસેન યાને સોભાગસેન વગેરે

૧ વીરવંશાવલીમા તેમનો જન્મ વિક્રમ સં. ૯૯૫ માં થયાનું જણાવેલ છે.
૨ તક્ષશિલા કાવ્ય–ઇન્ડીયન પ્રેસ પ્રયાગ.

રાજવીઓએ અહીંની વિદ્યાલયમાં વિદ્યા પ્રાપ્ત કરેલ હતી. બૌદ્ધોની જાતન કથાઓમાં[1] જણાવ્યા પ્રમાણે અહીંની વિદ્યાલયમાં અભ્યાસ કરતા કેટલાક રાજપુત્રોનાં નામો મળી આવે છે:

વાણારસી( કાશી )નો રાજકુમાર બ્રહ્મદત્ત.
મગધરાજનો પુત્ર અરિન્દમ.
કુરુદેશનો રાજકુમાર સુતસોમ.
મિથિલાનો રાજકુમાર વિદેહ
ઇંદ્રિપ્રસ્થનો રાજકુમાર ધનંજય.
કમ્પિલ્લ દેશનો રાજકુમાર.
મિથિલાનો રાજકુમાર સુરુચિ.

એવી જ રીતે અહીંના વિદ્યાલયોમાં ઘણા રાજાઓના રાજકુમારો ઉચ્ચ પ્રકારનું શિક્ષણ મેળવવા આવતા. એવા ઉલ્લેખો મળે છે કે તક્ષશિલામાં એક આચાર્ય પાસે એકસો એક રાજકુમારો અધ્યયન કરતા હતા. આ રાજકુમારો પોતાના આચાર્યને એક હજાર કાર્ષાપણ ફી આપતા અને ત્યાં રહી અભ્યાસ કરી તૈયાર થતા. જ્ઞાન મેળવ્યા પછી સ્વયં અવલોકન દ્વારા શિલ્પ આદિનો ક્રિયાત્મક અભ્યાસ કરવા યાત્રા માટે નીકળતા. પછી રાજધાનીમાં જઈ યોગ્યતા બતાવી સફળ રાજકર્તા નીવડતા.

મહાસુતસોમ જાતક કથામાં જણાવેલ છે કે–કુરુદેશનો રાજકુમાર સુતસોમ તક્ષશિલામાં અભ્યાસ અર્થે જાય છે અને રસ્તામાં તેને કાશી દેશનો રાજકુમાર બ્રહ્મદત્ત મળેલ છે. આ બન્ને સાથે ત્યાં જાય છે, અને કેવી રીતે તેઓ અભ્યાસ કરી તૈયાર થાય છે તેની રસિક કથા આમાં આપવામાં આવી છે.

તક્ષશિલાની પ્રત્યેક શાળાના, વિશિષ્ટ અધ્યાપકથી અધિષ્ઠિત એવી, ૧૮ શાખા સંપન્ન હતી. સમસ્ત ભારતમાં બુદ્ધિના પ્રદેશમાં આ પુરાતન નગર આધિપત્ય ભોગવતું. વિદ્યાપીઠમાં ન્યાયશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, શિલ્પકળા, મૂર્તિશાસ્ત્ર, ચિત્રકળા આદિ ઘણા વિષયોનું જ્ઞાન સંપાદન કરવાનું મહાન ક્ષેત્ર હતું. અહીંના કેટલાક વિદ્યાલયો જુદા જુદા વિષય માટે સ્થાપિત થયેલ હતાં તેમાં "સીરકાપ" વિભાગમાંની વિદ્યાપીઠ ઇ. સ. પૂર્વે પહેલા સૈકામાં સ્થાપિત થઇ હતી અને ઇ. સ. બારમા સૈકામાં મુસલમાનોમાં બખ્તીયાર ખિલજીની આગેવાની નીચે ઘણા સ્થાનો અને વિદ્યાલયોનો નાશ થયો.

**પ્રાન્તે**—વિદ્વાન વાચક! ભારતવર્ષમાં રાજ્યવિપ્લવો અને ધર્મદ્વેષના કારણે જૈનોના પુરાતન ઘણા સાહિત્યો પુષ્યમિત્ર અને મુસલમાનોના રાજ્યના સમયમાં નાશ થયો છે, જે બીના જાણીતી છે. તેથી કરીને આપણા સાહિત્યોમાંથી પુરતો ઇતિહાસ મળી શકતો નથી. આર્કીયોલોજીકલ ખાતાએ કરેલ શોધખોળના પરિણામે આપણને તેમાંથી કંઇક અંશે જાણવા મળી શકે છે, એ બીના ભૂલવા જેવી નથી. તક્ષશિલાનું ખોદકામ હજુ થોડુંક થયું છે. મને ખાત્રી છે કે જો શોધખોળ ખાતા તરફથી પુરતું ખોદકામ થઇ જશે તો જૈનોના પુરાતન અવશેષો મળી આવવા સંભવ છે. કમનસીબે હીંદ ભરમાં જૈનો તરફથી એક પણ સંશોધનખાતું સ્થપાયેલ નથી. તેને લઇને તેઓ પોતાના પૂર્વજોની ઐતિહાસિક ઘટના બહાર લાવી શકતા નથી એ ઘણા ખેદનો વિષય છે. આશા છે હવે પછી પણ જાગ્રત થઇને આ સંબંધમાં આપણે કંઇક કરીશું.

૧ મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ પૃષ્ઠ ૬૭૮–૭૯.

# तक्षशिलाका विध्वंस

लेखक–श्रीमान् डा. बनारसीदासजी जैन, एम. ए., पी एच. डी., लाहोर

तक्षशिला भारतीय संस्कृतिका एक अति प्राचीन तथा प्रसिद्ध केन्द्र था, जो आज शताब्दियोंसे उजड़ा पड़ा है। इसके अवशेष पंजाबमें रावलपिंडी नगरसे २० मील उत्तर-की ओर टेक्सिला रेलवे स्टेशनके पास विद्यमान हैं। इसकी खुदाईका काम कुछ वर्ष पूर्व सर 'जॉन मॉर्शल'की देखरेखमें आरम्भ हुआ था।

इसके उल्लेख भारतके प्रायः सभी–ब्राह्मण, जैन तथा बौद्ध–साहित्योंमें प्राप्त होते हैं। ब्राह्मण–साहित्यमें इसका सम्बन्ध जनमेजयसे है, जिसने नागयज्ञ करके तक्षकनागको पराजित किया था।[1] बौद्ध–साहित्यमें तक्षशिला एक विशाल विश्वविद्यालयके रूपमें आती है। यहां अनेक बौद्ध विहार हैं, जिनमें बड़े बडे विद्वान् भिक्षु रहा करते थे। विद्यादान ही इनके जीवनका परम लक्ष्य था, और इनसे विद्या प्राप्त करनेके लिए विद्याप्रेमी दूरस्थ देशोंसे आते थे। इस बातकी पुष्टिके लिए चीनी–यूनानी आदि विदेशी दूतों, यात्रियों तथा लेखकोंके कथनोंका आश्रय लेना पड़ता है।

जैन–साहित्यमें तक्षशिलाका वर्णन आदि तीर्थङ्कर श्रीऋषभदेवके काल तक पहुंचता है। दीक्षा ग्रहण करते समय भगवान् ऋषभदेवने अपना सारा राज्य अपने पुत्रोंमें बांट दिया। भरतको अयोध्याका राज्य मिला और बाहुबलीको तक्षशिलाका[2]। फिर जब भरत दिग्विजयके लिए निकला, तो उसके भाई बाहुबलीने उसका विरोध किया। घोर युद्ध हुआ, परन्तु ऋषभ-देवके उपदेशसे बाहुबलीने भरतकी अधीनताको अङ्गीकार कर लिया[3]। एक बार विहार करते हुए ऋषभदेव तक्षशिला नगरीके निकट आ पहुंचे। बाहुबलीको सूचना मिली। दूसरे दिन प्रातः वह भगवद्दर्शनके लिए आया तो उद्यानको खाली पाया। भगवान् कहीं अन्यत्र चले गये थे। बाहुबलीको असीम खेद हुआ। इसके उपलक्ष्यमें बाहुबलीने भगवान् आदिनाथके पदबिम्ब बनवाये[4]।

---

१ महाभारत, लाहोर १९९७; आदिपर्व अ० ३, श्लो० २०,–१७२.

२. त्रिषष्टिशलाकापुरुषचरित, प्रथम पर्व, भावनगर १९९२, सर्ग ३, श्लो० १७; श्री विजयानंदसूरिः जैन तत्त्वादर्श, उत्तरार्द्ध, अम्बाला १९९३, पृ. ३७६।

३ त्रिषष्टि० पर्व १, सर्ग ५; पउमचरिय, भावनगर, पृ० १६, श्लो० ३८, ४०, ४१.

४ त्रिषष्टि० पर्व १, सर्ग, ३३५–८५। महेंद्रप्रभसूरि : विधिपक्षगच्छीय पञ्चप्रतिक्रमण बम्बई, पृ० २५४, श्लो० ५६–८ यही वर्णन हरिभद्रसूरिकृत आवश्यकनिर्युक्ति; तथा दर्शनरत्नाकरमें भी आता है।

यद्यपि इनका कोई अवशेष अभीतक नहीं मिला, तथापि तक्षशिलाके ५० या ६० मील दक्षिणकी ओर सिंहपुरनामक एक और प्राचीन नगर था (वर्तमान कटासराजके पास मूर्तिग्राम)। चीनी यात्री ह्यूनचांगने लिखा है–"यहां (सिंहपुरमें) श्वेत पटधारी पाखण्डियोंके आदि उपदेष्टाने बोधिको प्राप्त किया, और प्रथम देशना दी। इस घटनाका सूचक एक शिलालेख भी यहां रक्खा हुआ है। पास हि एक देवमन्दिर है। जो लोग यहां आते हैं वे घोर तपस्या करते हैं........[५]।"

सम्भव है कि ऋषभदेवस्वामी यहां पहुंचे हों औ यहींसे बाहुबलीको समाचार मिला हो। और यहीं पर दर्शनार्थ आकर वे निराश हुए हों।

**जैन अवशेषः**—जैन–साहित्यमें तक्षशिलाका जो वर्णन आता है उसके आधार पर इस नगरीको जैनधर्मका एक बड़ा भारी केन्द्र माननेमें कोई आपत्ति न होनी चाहिए। इससे यह भी सिद्ध होता है कि यहां अनेक जैन मन्दिर तथा स्तूप होंगे, जिनमेंसे कई निःसंदेह अति सुन्दर और अति विशाल भी होंगे। पर अब वहां कोई ऐसा अवशेष नहीं मिला, जिसको निश्चित रूपसे जैन कहा जा सके। केवल दो स्तूप ही ऐसे हैं जिनके विषयमें सर जॉन मॉर्शलने लिखा है:–"अब मेरा विश्वास है कि सिरकपके एफ़ (F) और जी (G) ब्लोकके छोटे मन्दिर इन्हीं (जैन) मन्दिरोंमेंसे हैं। पहले मैं इन मन्दिरोंको बौद्ध–मन्दिर समझता था। परन्तु अब एक तो इनकी रचना मथुरासे निकले हुए आयागपट्टों पर उत्कीर्ण जैन स्तूपोंसे मिलती है, और दूसरे इनमें और तक्षशिलासे अब तक निकले हुए बौद्ध–मन्दिरोंमें काफ़ी भिन्नता है। इन कारणोंसे अब मैं इनको बौद्धकी अपेक्षा जैन स्तूप ही मानता हूं। यद्यपि इस निश्चयके लिए अभी तक अकाट्य प्रमाण नहीं मिला।[६]

**तक्षशिला का विध्वंशः**—तक्षशिलाका विध्वंस विक्रमकी प्रांचवी शताब्दिके लगभग माना जाता है। सर जॉन मॉर्शलके मतानुसार यहांकी विमल अट्टालिकाओंको मिट्टीमें मिलानेवाले तुरुष्क ही थे। इनका यह अनुमान चन्द्रप्रभसूरिकृत प्रभावकचरित[७]के मानदेव–प्रबन्धके आधार पर है जो इस प्रकार है:—

"सप्तशति नाम देशमें कोरंटक नाम नागर था–जहां भगवान् महावीरका मन्दिर था। वहां उपाध्याय देवचन्द्र रहते थे। विहार करते हुए वे एक बार बनारस आ पहुंचे। वहां इनको आचार्य–पद मिला और ये वृद्धदेवसूरिके नामसे प्रसिद्ध हुए। अन्तमें प्रद्योतनसूरिको अपने पट्टपर बिठा कर श्रीशत्रुंजयतीर्थ पर अनशन करके स्वर्ग सिधारे। (४–१६)

५ बील=बुधिस्ट रिकॉड्र्ज़ ऑफ वेस्टर्न वर्ल्ड, लडन १८८४, भाग १, पृ० १४३–४५।

६. सर जॉन मॉर्शलः आर्केओलोजिकल सर्वे ऑफ इंडिया, ऐन्युअल रिपोर्ट १९१४–१५, पृ० २.

७. प्रकाशित बम्बई १९०९, पृ० १९१–९६।

"विहार करते हुए प्रद्योतनसूरि नमुल (?) में आए। वहां श्रीजिनदत्त और धारिणी के पुत्र मानदेवको वैराग्य उत्पन्न हो गया और उसने दीक्षा लेली। उसने शास्त्रोंका खूब अध्ययन किया। समय पाकर वे चन्द्रगच्छके आचार्य बने। जया और विजया नामकी दो देवियां—मानदेवकी सेविकाएं बन गई। (१७–२६)

"अब ऐसा हुआ कि तक्षशिलामें जहां ५०० मन्दिर थे भयानक बीमारी फैल गई। लोग धड़ाधड़ मरने लगे। नगरमें घोर चीत्कार मच गया। कोई किसीका न रहा, सबको अपनी अपनी पडी थी। गीध और कौवोंके लिए सुभिक्ष हो गया। घरोमें दुर्गन्ध फैल गई। मन्दिरों में पूजा बन्द हो गई। यह महामारी किसी प्रकार भी शांत न होती थी। यह देख शासनदेवीने प्रकट होकर कहा: 'म्लेच्छोंके घोर अत्याचारसे तंग आकर सब देवी-देवता यहांसे चले गए हैं। आजसे तीसरे वर्ष तुरुष्कों द्वारा तक्षशिलाका विध्वंस हो जाएगा। इसका उपाय यही है कि तुम सब लोग इस नगरको छोडकर दूसरे दूसरे स्थानों को चले जाओ। (२७–४१) दूसरा उपाय पूछने पर देवीने कहा—"नड्डुलमें गुरु मानदेव ठहरे हुए हैं—उनके चरणोंका प्रक्षालनजल लाकर अपने अपने घरोंको छिडको। इससे बीमारी दूर हो जावेगी।" यह कहकर देवी अन्तर्धान हो गई। (४२–४४)

"तक्षशिला निवासियोंने श्रावक वीरदत्तको आचार्य मानदेवसूरिके पास भेजा। उसने वहां पहुंचकर आचार्यदेवको ध्यानस्थ देखा। पहले तो उसके मनमें उनके प्रति बहुत श्रद्धा हुई, परन्तु फिर वह सोचने लगा कि इन्होंने मुझे देखकर कपटध्यान धारण कर लिया है। इस पर श्रीमानदेवसूरिकी सेविका जया तथा विजयाने उसे अदृष्ट बन्धनोंसे बांध दिया।

"अन्तमें गुरुदेवने उसे शिक्षा देकर छुडवा दिया। तदनन्तर उसने तक्षशिलावासियोंका दुःखवृत्तान्त सुनाया। मानदेवसूरिने वहां जानेसे तो इन्कार कर दिया, परन्तु उसे एक शान्ति-स्तवन प्रदान किया और कहा:—'इसी स्तवनको पहले कमठने पढ़ा था। इसके कारण ही तक्षशिलाकी महामारी प्रशान्त होगी। तक्षशिला लौटकर वीरदत्तने यह स्तवन संघको दे दिया। इसके पढ़नेसे कुछ दिनोंमें वहांका उपद्रव शान्त हो गया। (४५–७५)

"इसके ३ वर्ष पीछे उस विशाल नगरी तक्षशिलाकी तुरुष्कोंने ईंटसे ईंट बजा दी।

"बड़े बूढोंसे सुना जाता है कि वहां पीतल तथा पाषाणकी जो प्रतिमाएं थीं वे अभी तक भूमिगृहोमें विद्यमान हैं[८]। (७६–७७)"

**मानदेवसूरि**—जैन-पट्टावलियों तथा अन्य ग्रन्थोंमें मानवदेव नामक कई आचर्योंका वर्णन आता है, जैसे—

८ यही वर्णन संक्षिप्त रूपसे देवविमलगणिके हीरसौभाग्य( बम्बई )में पृ० १६३–६४ पर आता है।

१—मानदेवसूरि जो वृद्धदेवसूरिके शिष्य प्रद्योतनसूरिके शिष्य थे।
—( खरतरगच्छ पट्टावली:[९] तपगच्छपट्टावली[१०] )

२—समुद्रके पट्टधर मानदेव—( खरतरगच्छ पट्टावली: तपगच्छपट्टावली )

३—प्रद्युम्नके पट्टधर मानदेव, "उपदेशवाच्य" तथा अन्य ग्रन्थोंके रचयिता।
—( तपगच्छपट्टावली )

४—बृहद्गच्छीय मानदेव—इनके शिष्य उपाध्याय जिनदत्तके शिष्य हरिभद्र हुए। ( मोहनलाल द० देशाई: जैनसाहित्यनो संक्षिप्त इतिहास, बम्बई १९८९, पृ० १६३ )

५—निवृत्तिगच्छके मानवदेवसूरि—इनके शिष्य शीलाचार्य सं. ९२५ में हुए।
—( देशाई: जै. सा. सं. इ० पृ० १८१ )

हमारे प्रबन्धके नायक इनमेंसे पहले ही है, क्योंकि प्रबन्धमें स्पष्ट लिखा है कि यह वृद्धदेवसूरिके पट्टधर प्रद्योतनसूरिके पट्टधर थे। पट्टावलियोंके आधार पर अनुमान किया जा सकता है कि यह मानदेवसूरि विक्रमकी पांचवी शताब्दि में हुए होंगे।

---

९ खरतरगच्छ पट्टावलियोंके लिए देखो:—
इण्डियन एंटिकुएरी, जिल्द—११, पृ० २४५—५०
मुनि जिनविजय:—खरतरगच्छपट्टावलीसंग्रह पृ० १९

१० तपगच्छपट्टावलियोंके लिए देखो:—
इण्डियन एंटिकुएरी, जिल्द—११ पृ० २५०—५६
जैन साहित्य संशोधक, खण्ड १ तृतीय अङ्क परिशिष्ट—पृ. १-६४
श्रीविजयानन्दसूरि: जैनतत्त्वादर्श, अम्बाला १९३५, उत्तरार्द्ध, पृ० ४९६—५००

# ત્રિકાલાબાધિત જૈનશાસનની આરાધના

લેખક-શ્રીમાન્ શેઠ કુંવરજી આણંદજી, ભાવનગર

•

જૈનશાસન ત્રિકાલાબાધિત એટલા માટે છે કે તેના પ્રકાશક સર્વજ્ઞ છે. તેઓ રાગ દ્વેષથી સર્વથા રહિત થયેલા હોવાથી અસત્યનો અંશ પણ તેમના કથનમાં આવવાનો સંભવ નહોતો. આ જૈનશાસનને પૂર્વકાળમાં કોઈ બાધા કરી શક્યું નથી, વર્તમાનકાળમાં કરી શકતું નથી, અને ભવિષ્યમાં કરી શકવાનું નથી. એ શાસનના પ્રકાશનારા સર્વજ્ઞોની પછી તેમના ગણધર મહારાજા અને અનેક ધુરંધર આચાર્યો મોટી સંખ્યામાં થયા છે. તેમણે એ શાસનની સ્થિતિ અખંડ જાળવી રાખી છે. શ્રી ભદ્રબાહુસ્વામી, ઉમાસ્વાતી વાચક, શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ અને શ્રી હરિભદ્રસૂરિ મહારાજાએ આ શાસનને દીપાવ્યું છે. શાસનનું કાર્ય અવિચ્છિન્નપણે ચાલી શકે તે માટે યોગ્ય યોજના કરી, શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ મહારાજે આગમ ગ્રંથોને લખાવીને જે મહાન ઉપકાર કર્યો છે તેને માટે કયા શબ્દોમાં ઉપકાર માનવો તે કહી શકાય તેમ નથી. તેમની પછી પણ અનેક ઉપકારી પુરુષો થઈ ગયા છે. વિક્રમના તેરમા સૈકામાં કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય થયા કે જેમણે અનેક વિષયમાં શાસ્ત્રો ને ગ્રંથોની રચના કરીને શાસનની સમૃદ્ધિમાં વૃદ્ધિ કરી. આ મહાપુરુષની જોડના બીજા કોઈ પુરુષ થયેલા જણાતા નથી. એમણે રાજ્યસહાય અને દેવસહાય ઉપરાંત આત્મસહાય વડે અપરિમિત ઉપકાર કર્યો છે. એમનાં ચરિત્રો નાનાં મોટાં ઘણાં પ્રસિદ્ધ થયેલાં હોવાથી અહીં તે સંબંધમાં વિશેષ લખવાની આવશ્યકતા નથી.

જે શાસનમાં આવા મહાપુરુષો થયા તે અપૂર્વ શાસનને પૂરા પુન્યોદયથી પામીને તેના આરાધન માટે બનતો પ્રયત્ન કરવો જોઈએ. ફરી ફરીને આવી સામગ્રી મળવી દુર્લભ છે. અત્યારે મળેલી સામગ્રી સાધારણ પ્રયાસનું ફળ નથી, પરંતુ પાછલા અનેક ભવોમાં કરેલા અસાધારણ પ્રયાસનું ફળ છે. તો તેને સફળ કરવા માટે સુજ્ઞ જનોએ પ્રમાદ કરવો ન જોઈએ. આ આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ, દેવગુરુધર્મની જોગવાઈ, ધર્મ સાંભળવાની ઈચ્છા, ધર્મનું શ્રવણ, ધર્મની રુચિ, આરાધન કરી શકે તેવું શરીર, પૂરતું આયુષ્ય અને આરોગ્ય-આ બધા વાનાં મળ્યા છતાં જો સારી રીતે ધર્મારાધન કરીને આ મનુષ્યભવ સફળ કરવામાં ન આવે તો આપણા જેવો નિર્ભાગી કોણ ? માટે નિર્ભાગી ન ગણાતાં સદ્ભાગીમાં નામ લખાય તેમ પ્રયાસ કરવો ઘટે. જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરો, બીજા પાસે કરાવો, કરનારને ઉત્તેજન આપો, તેને સહાય કરો, અવલંબનભૂત થાઓ ! શાસનનો વિરોધ ભૂલે ચૂકે કરશો નહી. શાસનના વિરોધીઓથી છેટા રહેજો, તેનો સંસર્ગ પણ પાયમાલ કરશે. શુદ્ધ માર્ગને ઓળખો ! શુદ્ધ માર્ગે ચાલો ! શુદ્ધ પ્રરૂપક, શુદ્ધ માર્ગાન્વેષી તેમજ શુદ્ધ માર્ગે પ્રવૃત્તિ કરનાર આપણા આચાર્યાદિકના સંસર્ગમાં રહો ! ને બની શકે તેટલું આરાધન કરો જેથી આવી ને આવી સામગ્રી ફરીને પણ પ્રાપ્ત થાય અને સ્વલ્પકાળમાં આત્મા સંસારનો પાર પામી મોક્ષમાં જાય. તથાસ્તુ !

# ભદ્રાવતી

## [ કચ્છનું એક પ્રાચીન મહાતીર્થ ]

લેખક પૂ. મુનિમહારાજ શ્રી વિદ્યાવિજયજી.

રહે છે ઉલ્લુ ગુલ્શનમાં, હતો જ્યાં વાસ બુલ્બુલનો;
મયૂરા જ્યાં હતા ત્યાં રાગ, ગાયે કાગડાઓ છે.

કચ્છ એક મહાપુરાતન દેશ છે, એ વાત સમજાવવા જેવી નથી રહી. પ્રાચીન કાલના આ કચ્છ દેશમાં એવી નગરીઓ હોવાનું સંભવિત છે, કે જેની જાહોજલાલી દેશ-દેશાન્તરોમાં ફેલાયેલી હશે અને તેમાંયે કચ્છદેશ હમેશાંથી દરિયા કિનારે આવેલો દેશ હોવાથી એ દરિયાકાંઠાનાં શહેરો મહાબંદરો તરીકે–વ્યાપારનાં કેન્દ્રસ્થાનો તરીકે પ્રસિદ્ધ હોય, એ પણ સ્વાભાવિક છે.

કચ્છમાં 'ભદ્રેશ્વર' નામનું એક ગામ છે, કે જે કચ્છના મુદ્રા તાલુકામાં આવેલું છે. આ ભદ્રેશ્વર એ પ્રાચીન જમાનાની '**ભદ્રાવતી**' નગરી. બીજા શબ્દોમાં કહીએ તો ચૌદમી શતાબ્દિના પ્રારંભમાં થયેલા મહાદાની **જગડુશાહ**ની જે **ભદ્રાવતી**નું વર્ણન જૈન ગ્રંથોમાં આવે છે, તે આ જ **ભદ્રાવતી**.

એક કાળે જે નગરીની ભાગોળમાં જ દરિયો ઉછાળા મારી રહ્યો હશે, જ્યાં હજારો વહાણોની આવ–જાવથી અને લોકોના કોલાહલથી કાન પડ્યું સંભળાતું નહિ હશે, મોટાં મોટાં શિખરોથી આકાશને સ્પર્શ કરી રહેલાં મંદિરોના ઘંટાનાદો ગાજી રહ્યા હશે, મોટી મોટી અટ્ટાલિકાઓથી સુશોભિત અસંખ્ય મહેલો પોતાની સુંદરતા બતાવવા સ્પર્ધા કરી રહ્યા હશે અને જ્યાં અનેક પ્રકારના બાગબગીચાઓ જુદી જુદી જાતનાં પુષ્પોની સૌરભો માઇલો સુધી ફેલાવતા હશે, તે **ભદ્રાવતી** નગરી આજે—

"રહે છે ઉલ્લુ ગુલ્શનમાં, હતો જ્યાં વાસ બુલ્બુલનો,
મયૂરા જ્યાં હતા ત્યાં રાગ, ગાયે કાગડાઓ છે."

આ કથનની સત્યતા શાબીત કરી રહી છે. પરિવર્તનશીલ સંસારમાં એમ થતું જ આવ્યું છે.

**ભદ્રાવતી** નગરીનો ઈતિહાસ બહુ જૂનો બતાવવામાં આવે છે. કહેવાય છે કે **મહાભારત**માં વર્ણવેલી યૌવનાશ્વ રાજાની નગરી, તે આ જ **ભદ્રાવતી** અને **પાંડવો**એ અશ્વમેધનો ઘોડો પણ અહીં જ બાંધ્યો હતો.

ઉપરની વાત તો બહુ પૌરાણિક છે. પણ જેને આપણે ઈતિહાસકાળ કહીએ, એ સમયનાં પ્રમાણ લઇએ તોપણ **ભદ્રાવતી** એક પ્રાચીન નગરી હતી, એમ સિદ્ધ થાય છે. **ભદ્રાવતી**નો ઇતિહાસ અત્યારના 'ભદ્રેશ્વર'ના જૈન મંદિરની સાથે ઘનિષ્ટ સંબંધ ધરાવે છે. વિક્રમ સંવતથી ચારસો પચાસ વર્ષો પૂર્વે, એટલે આજથી લગભગ ૨૪૪૪ વર્ષ ઉપર, આ નગરીના દેવચંદ્રનામના એક જૈન ધનાઢ્યે એક વિશાલ જૈનમંદિર બનાવેલું. એવું એક તામ્રપત્ર ઉપરથી જણાયું છે. આ તામ્રપત્રમાંના ઉલ્લેખ પ્રમાણે વીર નિ સં. ૨૩ માં આ મંદીર બન્યું. આ મૂળ તામ્રપત્ર ભુજના કોઇ યતિ પાસે છે, અને તેની નકલ ભદ્રેશ્વરના મંદિરમાં સાચવી રાખેલ છે. તેમ જ કચ્છની ભૂગોળમાં પણ છપાયેલ છે. વિક્રમ

સંવત્ આઠથી દશ સુધી **ભદ્રાવતી** નગરી પઢીયાર જાતિના રાજપુતના હાથમાં હતી, એમ શ્રીયુત **લાલજી** મુલજી જોશી પોતાના '**કચ્છની લોકકથા**' નામના પુસ્તકમાં લખે છે.

જુની **ભદ્રાવતીના** જે અવશેષો અહીં દૃષ્ટિગોચર થાય છે, તેમાં જગડુશાહે બંધાવેલી 'જુડીઆ વાવ' 'માણેશ્વર ચોખંડા મહાદેવનું મંદિર,' 'પુલસર તલાવ', 'આશાપુરીમાતાનું મંદિર' 'લાલશા બાજપીરનો કુઓ,' 'સોલ થાંભલાની મસ્જીદો,' 'પિજરપીરની સમાધિ' અને '**ખી**મલી મસ્જીદ'–આમ હિંદુ–મુસલમાન સંસ્કૃતિના અનેક અવશેષો અહીં મોજૂદ છે. તેમાંના કેટલાક ઉપર અને કેટલાક પાળીયાઓ ઉપર શિલાલેખો પણ છે. દાખલા તરીકે આશાપુરાના મંદિરના એક થાંભલા ઉપર સંવત્ ૧૧૫૮નો લેખ છે. કેટલાક પાળીયાઓ ઉપર સંવત્ ૧૩૧૯ના લેખો છે. ચોખંડામહાદેવના મંદિરની ડેલીના એક ઓટલાના ચણેલા પત્થરમાં સંવત્ ૧૧૯૫નો **સિદ્ધરાજ જયસિંહ**ના સમયનો લેખ છે. કહેવાય છે કે આ પત્થર દુધીયાવાલા મંદિરમાંથી લાવીને બેસારવામાં આવ્યો છે.

ચોવીસો વર્ષ ઉપર દેવચન્દ્ર નામના ગૃહસ્થે બનાવેલા મહાવીરસ્વામીના મંદિરનો જે ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે, તે મંદિરનો જીર્ણોદ્ધાર કુમારપાલ રાજાએ પણ કરાવ્યાનો ઉલ્લેખ મલે છે. તે પછી જે જગડુશાહનું નામ ઉપર લેવાયું છે, તે જગડુશાહે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. આ જગડુશાહે દેશના રક્ષણ માટે અઢળક દ્રવ્ય ખરચ્યાનાં પ્રમાણો ઇતિહાસ પ્રસિદ્ધ છે. '**વીરધવલપ્રબંધ**'માં જે '**વેલાપુર બંદર**'નું નામ આવે છે તે આ જ '**ભદ્રાવતી**' હતું, એમ પણ ઇતિહાસકારો માને છે.

આ પ્રસંગે આપણે મહાદાની જગડુશાહની દાનવૃત્તિ જરા જોઈએ. હિન્દુસ્તાનમાં પડેલો પનરોતરો દુકાલ (૧૩૧૫) ઇતિહાસ પ્રસિદ્ધ છે. જગડુશાહનું ચરિત્ર કહે છે કે, તે વખતે ભદ્રાવતી, વાઘેલાને તાબે હતી. જગડુશાહે તેમની પાસેથી પોતાને કબજે લીધી. અને આ દુષ્કાલમાં એટલું બધું દાન કર્યું, કે આખા દેશને દુષ્કાલની અસર ન થવા દીધી. બલ્કે કવિઓ કલ્પના કરે છે કે, દુકાળને પણ ખૂબ ખબર પાડી દીધી, અને એને કહેવું પડયું—

'મેલ જગડુશાહ જીવતો, (કે) ફરી ન આવું તારા દેશમાં.'

જગડુશાહના દાનનું અનુમાન આપણે એટલા ઉપરથી કરીશું કે, એમની જુદા જુદા દેશમાં અનેક દાનશાલાઓ ચાલતી હતી. **રેવાકાંઠા, સોરઠ** અને **ગુજરાતમાં ૩૩, મારવાડ બાટ** અને **કચ્છમાં ૩૦, મેવાડ, માલવા** અને **ઢાલમાં ૪૦** અને **ઉત્તર વિભાગમાં ૧૨** એમ એમની સત્રશાલાઓ (દાનશાલાઓ) હતી. વળી એમણે ૮૦૦૦ મુંડા **વિશલદેવને**, ૧૨૦૦૦ મુંડા **સિંધના હમીરને**, ૨૧૦૦૦ મુંડા દિલ્હીના સુલતાનને, ૧૮૦૦૦ મુંડા **માલવાના** રાજાને, અને ૩૨૦૦૦ મુંડા **મેવાડના** રાજાને અનાજના આપ્યા હતા. વળી આ જ અરસામાં મંદિરનો જીર્ણોદ્ધાર કરીને પણ હજારો જીવોને રોજી આપી સુખી કર્યા હતા.

જે નગરીમાં આવા દાનવીરો મૌજૂદ હતા તે નગરીની જાહોજલાલી કેવી હશે, એની કલ્પના કરવી જરા પણ કઠિન નથી.

ભદ્રાવતી એ બંદર હતું. વ્યાપારનું મોટું મથક હતું. એ વાત ઇતિહાસકારોએ સ્થિર કરી છે. શ્રીયુત સાક્ષરવર્ય ડુંગરશી ધરમશી સંપટ પોતાના '**કચ્છનું વ્યાપારતંત્ર**' નામના પુસ્તકમાં લખે છેઃ—

" કચ્છની પ્રાચીન **ભદ્રાવતી** એક સરસ બંદર હતું. અને ત્યાંનો વેપાર અને ત્યાંનું વહાણવટું અતિ વિકાસને પામ્યાં હતાં. તેરમા સૈકામાં એ **ભદ્રાવતીમાં જગડુશાહ** નામે મોટો વેપારી થઈ ગયો છે. એ બહુ ધનવાન હતો. તેની અનેક પેઢીઓ દૂર દેશાવરોમાં હતી. તેનાં વહાણો જગતનાં બંદરોમાં કીંમતી માલ લઈ આવ-જા કરતા હતાં. એમણે ભદ્રેશ્વરમાં મોટું જૈનપ્રાસાદ બાંધ્યું છે, જે અદ્યાપિ પર્યન્ત જૈન ભાઈઓનું યાત્રાનું સ્થલ જણાય છે. કચ્છમાં સંવત્ ૧૩૧૫ની સાલમાં ભારે અનાવૃષ્ટિ થઈ, લોકો અને જાનવરો ભયંકર દુષ્કાલના પંજામાં સપડાયા હતા. તે વખતે **જગડુશાહે** પોતાના ભંડારો ખોલી મનુષ્યોને અન્નવસ્ત્રો, અને જાનવરોને ચારો પૂરો પાડયો હતો. એણે લાખો રૂપિયા ધર્માદા માટે ખરચ્યા હતા." પૃ. ૬-૭.

આ બધા ઉપરથી એ નક્કી થાય છે કે, આ **ભદ્રાવતી** એક વખતે જબ્બર નગરી હતી, અને દેશદેશાંતરોની સાથે વ્યાપારનો સંબંધ ધરાવતું એક મોટું બંદર હતું, એ વાત ચોક્કસ છે. અને તે ચૌદમી શતાબ્દિ સુધી તો પુર જાહોજલાલીવાળું શહેર હતું.

પણ, તે પછી તો તેનો પડતો કાળ આવ્યો હોય એમ જણાય છે. **ભદ્રાવતી** નગરી શાથી ભાંગી? એ સંબંધી ખાસ કાંઇ પ્રમાણ મલતું નથી. પણ એના જે ખંડેરો વગેરે અવશેષો દેખાય છે, તે ઉપરથી એમ અનુમાન થાય છે, કે ધરતીકંપને લીધે આ નગરી દટાઈ ગઇ હોવી જોઇએ.

આ સંબંધમાં શ્રીયુત લાલજી મૂલજી જોશી પોતાના '**કચ્છની લોકકથાઓ**' નામના પુસ્તકમાં એક સ્થળે **ભદ્રાવતી** ઉપર નોટ લખતાં લખે છે કેઃ—

" વિક્રમ સંવત્ ૮ થી ૧૦ સુધી તે '**પઢીયાર**' નામની એક શૂરવીર રાજપુત કોમના હાથમાં હતું. તે પછી વાઘેલાઓના હાથમાં આવ્યું, તે પછી **સમા જામ જાડેજાઓ**ના હાથમાં ગયું. એ રીતે આપણે જોશું તો વિક્રમ રાજ્યની તેરમી શતાબ્દિની છેલ્લી પચીશીમાં **ભદ્રેશ્વર** જાડેજા રજપુતોના હાથમાં આવ્યું હતું. પરન્તુ પઢીયાર રજપુતોની હકુમત જતાં, શહેરની ઉન્નતિ, સમૃદ્ધિ પણ હટવા લાગ્યા. ધરતીકંપથી થયેલા ફેરફારો અને ઉપરાઉપરી પડેલ દુષ્કાલોના કારણે, તથા રાજ્યના પરિવર્તનના લીધે આ .સમૃદ્ધિશાલી શહેર દિનપ્રતિદિન પતન તરફ ધસડાવા લાગ્યું." પૃ. ૫૪-૫૫.

પણ, ખરી રીતે ચૌદમી શતાબ્દિ સુધી તો આ નગરી પુરજાહોજલાલીમાં હતી. બેશક વિદ્વાન્ લેખક કહે છે તેમ, ધરતીકંપો અને દુષ્કાલ ઉપર દુષ્કાલ પડવાના કારણે અને હંમેશાં બનતું આવ્યું છે તેમ, ચડતી પડતીના નિયમે ચૌદમી શતાબ્દિથી આ નગરીનું પતન શરૂ થયું એ વાત તો ખરી છે.

જો કે, આવી ઇતિહાસપ્રસિદ્ધ **ભદ્રાવતી** નગરી અત્યારે ખંડેરો-તુટયાફુટયા અવશેષોના આકારમાં જ દેખાય, પરંતુ આ જુની **ભદ્રાવતી**ના ખંડેરોની નજીક જ એક '**ભદ્રેશ્વર**' નામનું ગામ છે. કચ્છના મુદ્રા તાલુકાનું આ ગામ ગણાય છે. આ ગામમાં ત્રણથી સાડાત્રણ હજાર માણસની વસ્તી છે. ઠકરાતનું આ ગામ છે. આ ગામ નવું વસાવેલ છે. આ ગામની ઉત્પત્તિના સંબંધમાં રાવસાહેબ **મગનલાલભાઇ ખખ્ખર**નો મત છે કે—

" જામ રાવલનું થાણું જૂના **ભદ્રેશ્વર**માં હતું. તેને ગુંદીયાલીવાલા **રાયધણજી**ના ભાઈ મેરામણજીએ એ થાણું ઉડાડીને સર કર્યું. તેના દીકરા ડુંગરજીએ તેને તોડીને નવું **ભદ્રેશ્વર** બંધાવ્યું. એ વાતને આજે ચારસો વર્ષ થયાં છે."

આ **ભદ્રે**શ્વરથી પૂર્વમાં લગભગ અડધા માઇલ દૂર અનેક શિખરોથી સુશોભિત જૈન-મંદિર અનેક ધર્મશાલાઓ વગેરે એક મોટું ધામ છે. આને '**વસહી**' કહેવામાં આવે છે. આ મંદિર તે જ છે, કે જેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે. અને જે ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણ પછી ૨૩ વર્ષે એટલે આજથી લગભગ ૨૪૪૪ વર્ષ ઉપર આ જ **ભદ્રા**-વતીના દેવચંદ્ર નામના ગૃહસ્થે બંધાવ્યું હતું. પ્રારંભમાં, આ મંદિરમાં **પાર્શ્વનાથ**ની મૂર્તિ સ્થાપન કરવામાં આવી હતી. તે પછીનો ઇતિહાસ કાંઈ જાણવામાં આવ્યો નથી. પણ **કુમાર**-પાલ રાજાએ, અને સંવત્ ૧૩૧૫ માં જગડુશાહે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યાની વાત પહેલાં કહેવામાં આવી છે. કહેવાય છે કે જ્યારે ભદ્રાવતી ભાંગી પડી, ત્યારે આ મંદિર એક બાવાના હાથમાં આવ્યું. બાવાએ પ્રભુની મૂર્તિ ઉપાડી ભોંયરામાં રાખી દીધી. ત્યારપછી જૈનોએ સંવત્ ૧૬૨૨ માં મહાવીરસ્વામીની મૂર્તિ પધરાવીને પ્રતિષ્ઠા કરી. તે પછી તો પેલા બાવાએ પણ પાર્શ્વનાથની મૂર્તિ જૈનોને પાછી સોંપી. આ પાર્શ્વનાથની મૂર્તિ હાલ મંદિરની પાછળ એક દેવકુલિકામાં મૌજૂદ છે.

કહેવાય છે કે, બીજી વાર પણ એવો પ્રસંગ આવેલો, કે મંદિરનો કબજો ત્યાંના ઠાકોરના હાથમાં ગયેલો, પણ પાછલથી ઠાકોર પાસેથી જૈનોએ લઈને સંવત્ ૧૯૨૦ માં રાવશ્રી **દેશલજી**ના પુત્ર રાવશ્રી **પ્રાગમલજી**ના સમયમાં જીર્ણોદ્ધાર કર્યો. છેલ્લામાં છેલ્લો જીર્ણોદ્ધાર સંવત્ ૧૯૩૯ ના મહા સુદ ૧૦ ને દિવસે **માં**ડવીનિવાસી શેઠ **મોણ**શી તેજશીનાં પત્ની **મીઠીબાઈ**એ કરાવ્યો હતો.

**ભદ્રે**શ્વરના આ મંદિરની રચના ખૂબ ખુબીવાલી છે. સમતલ જમીનથી મંદિરનો ગભારો ઘણો ઊંચો અને દૂર હોવા છતાં, લગભગ સો કે–તેથી વધારે ફૂટ દૂરથી પણ મુખ્ય મૂર્તિનાં દર્શન થઇ શકે છે ૪૫૦×૩૦૦ ફૂટના ચોગાનમાં આ મંદિર આવેલું છે. મુખ્ય મંદિરની ચારે તરફ બાવન નાની નાની દેરીઓ છે. ચાર મોટા ઘુમ્મટ અને બે નાના ઘુમ્મટો છે. ઘણા મોટા એવા બસો અઢાર થાંભલા છે. મંદિરની ચારે તરફ અને કમ્પાઉંડથી બહાર પણ **માંડવી, ભૂજ** અને બીજાં ગામો તરફથી બનેલી અનેક ધર્મશાલાઓ છે. એક મોટો ઉપાશ્રય છે. વચમાં વિશાલ સુંદર ચોક છે.

દર વર્ષે ફાગણ સુદ ત્રીજ, ચોથ, પાંચમનો મેળો ભરાય છે. પાંચમે ધૂમધામ પૂર્વક ધ્વજા ચડાવવામાં આવે છે. મેળામાં સમય પ્રમાણે હજારો માણસો આવે છે.

આ મંદિરનો વહીવટ '**વર્ધમાન કલ્યાણજી**' એ નામની પેઢીદ્વારા ચાલે છે. **ભૂજ, માં**ડવી અને કચ્છના બીજાં ગામોના આગેવાન ગૃહસ્થો આ પેઢીના વહીવટદારો છે. કમીટીના પ્રમુખ **ભૂ**જના નગરશેઠ **સાકરચંદ પાનાચંદ** છે.

પાટણના રહીશ અને મુંબઈના મહાન વેપારી ધર્મપ્રેમી શેઠ **નગીનદાસ** કર્મચંદ, સંવત ૧૯૮૩ માં કચ્છની યાત્રાએ હજારો માણસોની મેદનીવાલો સંઘ લાવેલા અને આ તીર્થની યાત્રા કરેલી, ત્યારથી આ તીર્થની પ્રસિદ્ધિ વધારે થઈ છે. ખરેખર, તીર્થ ભવ્ય અને દર્શનીય છે.

**ભદ્રાવતી** ભાંગી, પણ **ભદ્રાવતી**નાં અવશેષો અને **ભદ્રા**વતીનું આ ભવ્ય મંદિર **ભદ્રા**વતીની ભવ્યતાનો હજુ પણ પરિચય કરાવી રહ્યાં છે. કચ્છરાજ્ય આ સ્થાનની શોધ-ખોળ કરાવે તો ઘણી વસ્તુઓ મલી શકે.



**શ્રી જિનમૂર્તિ મહુડી**

[ પરિચય માટે જુઓ પૃ. ૨૧૫ ]

[ ચિત્ર ૧નો બ્લોક મળી નહી શકવાથી નથી આપ્યો. આ બ્લોક 'શ્રી જૈન સત્યપ્રકાશ'ના અંક ૫-૬મા તથા વર્ષ ૬ના અંક ૧૧માં છપાયેલ છે ]

[ શ્રી સારાભાઈ નવાબના સૌજન્યથી ]

Aalonee P. AHMEDABAD.



**શ્રી ઋષભદેવજી, મહુડી**

[પરિચય માટે જુઓ પૃ. ૨૧૫]

શ્રી સારાભાઈ નવાબના સૌજન્યથી।



બારમા સૈકા પહેલાંની

# પ્રાચીન ધાતુપ્રતિમાઓ

[ લેખક : **શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ**, એમ. આર. એ. એસ, અમદાવાદ ]

**ભારત** વર્ષની ત્રણે મુખ્ય સંસ્કૃતિઓમાં ઘણા પ્રાચીન સમયથી મૂર્તિપૂજાની ભાવના પ્રચલિત હોય તેમ જણાઈ આવે છે. આ ત્રણે મુખ્ય સંસ્કૃતિઓ પૈકી ૧ હિંદુ સંસ્કૃતિના અભ્યાસીઓ માટે શ્રીયુત્ ટી. એ. ગોપીનાથરાવે Hindu Iconography ( હિંદુ મૂર્તિવિદ્ગાનશાસ્ત્ર ) નામનું પુસ્તક ચાર વોલ્યુમમાં પ્રસિદ્ધ કર્યું છે. Buddhist Iconography ( બૌદ્ધ મૂર્તિવિધાનશાસ્ત્ર ) નામનું પુસ્તક બૌદ્ધ સંસ્કૃતિના અભ્યાસીઓ માટે ડૉ. વિનોયતોષ ભટ્ટાચાર્યે લખ્યું છે જે ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસની મુંબઈની શાખાએ પ્રસિદ્ધ કર્યું છે. પ્રાચીન જૈનાચાર્યોએ જિનમંદિરના નિર્માણ અને મૂર્તિવિધાનનાં શાસ્ત્રો રચેલાં હોવા છતાં, તેમજ અનેક કળામય જિનમંદિરો, જિનપ્રતિમાઓ તથા અન્ય યક્ષ યક્ષિણીઓની પ્રતિમાઓ વિદ્યમાન હોવા છતાં અને જૈનોની પાસે અખૂટ સંપત્તિ હોવા છતાં જૈન મૂર્તિવિધાનશાસ્ત્રને પ્રસિદ્ધિમાં લાવવા માટે જોઈએ તેવો પ્રયત્ન કરવામાં આવ્યો નથી.

થોડા છૂટાછવાયા પ્રયત્નો જરૂર થયા છે. દા. ત. શ્રીયુત પં. ભગવાનદાસ જૈન, જયપુરવાળાએ ઠક્કર ફેરૂકૃત વાસ્તુસાર નામનો ગ્રંથ ગુજરાતી તથા હિંદી ભાષાંતર સહિત પ્રસિદ્ધ કર્યો છે, પરંતુ શિલ્પના પારિભાષિક સંકેતો અંગે તેમાં કેટલીક ભૂલો રહી જવા પામી છે. શિલ્પશાસ્ત્રી નર્મદાશંકર મિસ્ત્રીએ પણ 'શિલ્પરત્નાકર' નામનો ગ્રંથ ગુજરાતી ભાષામાં અનેક ચિત્રો સહિત પ્રસિદ્ધ કર્યો છે. તેમાં પણ જૈન તીર્થંકરોના વર્ણના વર્ણનમાં મૂળ શ્લોકોના ભાવાર્થની નીચે ખુલાસો આપ્યો નથી. વડોદરાનિવાસી શ્રીયુત ઉમાકાન્ત પ્રેમાનંદ શાહ ( મુંબાઇ મહાવિદ્યાલય Bombay University તરફથી સ્કૉલરશીપ મેળવીને) અને મુંબઈના વિક્ટોરીયા મ્યુઝીયમના curator શ્રીયુત શાંતિલાલ ઉપાધ્યાય પણ Jain Iconography સંબંધી નિબંધ માટે છેલ્લાં કેટલાંક વર્ષોથી પ્રયત્ન કરી રહ્યા છે. ડૉ. હસમુખલાલ ધી. સંકળીઆએ પણ અંગ્રેજીમાં કેટલાક લેખો લખ્યા છે.

ઉપરોક્ત વિદ્વાનો તથા મિત્રોનો હું અંગત પરિચય ધરાવતો હોવા છતાં ભારતભરમાં પર્વતે પર્વતે અને ગામેગામ પથરાએલાં જિનમંદિરોના બારીક અભ્યાસપૂર્ણ અવલોકન વગર જૈન મૂર્તિવિધાનશાસ્ત્રને પૂરેપૂરો ન્યાય આપવામાં સફળ ન થઈ શકાય એમ મને લાગે છે.

હિંદુધર્મ અને બૌદ્ધધર્મમાં સાત્ત્વિક, રાજસિક અને તામસિક એ ત્રણ પ્રકારનાં દેવ-દેવીઓનાં મૂર્તિવિધાન છે, જ્યારે જૈનધર્મમાં કેવળ સાત્ત્વિક પ્રતિમા જ આરાધ્ય છે.

**જિનમૂર્તિઓની ખાસ વિશિષ્ટતા**—પ્રાચીન ભારતીય શિલ્પીઓએ મૂર્તિઓ બનાવવામાં તેના આંતરિક ભાવ અને પરિચિંતનનું દર્શન કરાવવાની ચેષ્ટા કરી છે. આ ચેષ્ટામાં તેઓએ મૂર્તિની મુખાકૃતિ જ વિશેષ સુંદર બનાવવાની અને તેમાં યોગ તથા શાંતિનો ભાવ બતાવવાની વિશેષ કાળજી રાખી છે. ભારતીય કલાનું સર્વોત્કૃષ્ટ ઉદાહરણ જિનમૂર્તિઓમાં

મળી આવે છે. કેટલીક મૂર્તિઓ તો નિઃસંદેહ સર્વોત્તમ પ્રકારની છે, જે જોતાં જ તેઓની શાંતમુદ્રા અને ધ્યાનમુદ્રા એકદમ પ્રત્યક્ષ થાય છે. અને મહાકવિ ધનપાલે કહેલા નીચેના ઉદ્ગારો સહસા મુખમાંથી નીકળી પડે છેઃ—

**प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं, वदनकमलमंकः कामिनोसंगशून्यः ।**
**करयुगलमपि यत्ते शस्त्रसंबन्धवन्ध्यं, तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥१॥**

"જેઓનું નયનયુગલ પ્રશમરસમાં નિમગ્ન છે, જેઓનું વદનકમલ પ્રસન્ન છે, જેઓનો ખોળો સ્ત્રીના સંસર્ગથી રહિત છે, અને જેઓના હસ્તયુગલ શસ્ત્રના સંબંધથી મુક્ત છે, તેવા તમે છો (અને) તે કારણે વીતરાગ હોઇ જગતમાં ખરા દેવ છો."

નંદવંશના રાજ્યકાળથી ચાલુ સૈકા સુધીના જૈન શિલ્પના નમૂનાઓ વિદ્યમાન છે. પ્રાચીન સમયમાં મૂર્તિવિધાન અને ચિત્રાલેખન, સ્થાપત્યને અંગે તેના ભૂષણરૂપે, વિકાસ પામ્યાં હતાં. લલિતકલામાં આપણું સ્થાપત્ય ને પ્રતિમાનિર્માણ, આમ કલાની તવારીખમાં વિશેષ મહત્ત્વનું છે. એમાંયે ખાસ કરીને મૂર્તિવિધાન તો આપણી સંસ્કૃતિનું, આપણી ધર્મભાવનાનું અને આપણી વિચારપરંપરાનું મૂર્ત્ત સ્વરૂપ છે. આરંભથી લઇ મધ્યકાલીન યુગના અંત સુધી આપણા શિલ્પકારોએ એમની ધાર્મિક અને પૌરાણિક કલ્પનાઓનું અને હૃદયની પ્રાકૃત ભાવનાઓનું દિગ્દર્શન કરાવ્યું છે. જૈનધર્મ નિવૃત્તિપ્રધાન ધર્મ છે અને તેનું પ્રતિબિંબ તેના મૂર્તિવિધાનમાં આદિકાળથી લઈ આજસુધી એક જ રીતે પડેલું મળી આવે છે. ઈ. સ. ના આરંભથી કુશાન રાજ્યકાળની જૈન પ્રતિમાઓ અને સેંકડો વર્ષ પછી બનેલ જિનમૂર્તિઓમાં બાહ્ય દૃષ્ટિએ બહુ જ થોડો ભેદ જણાશે. જૈન અર્હતની કલ્પનામાં આદિકાળથી શરૂ કરીને આજસુધીમાં કોઇ ઊંડો ફેરફાર થયો જ નથી. તેથી બૌદ્ધકલાની તવારીખમાં મહાયાનવાદના પ્રાદુર્ભાવ પછી જેમ ધર્મનું અને એને લઈને તમામ સભ્યતાનું સ્વરૂપ જ બદલાઈ ગયું, તેમ જૈનકલાના ઇતિહાસમાં બનવા પામ્યું નથી. અને તેથી જૈન-મૂર્તિવિધાનમાં વિવિધતા ન આવી. મંદિરોનો અને મૂર્તિઓનો વિસ્તાર તો દિવસે દિવસે ઘણો જ વધ્યો, પણ વિસ્તારની સાથે સાથે વૈવિધ્યમાં વધારો ન થયો. જૈન પ્રતિમાનાં લાક્ષણિક અંગો લગભગ પચીસસો વર્ષ સુધી એક જ રૂપમાં કાયમ રહ્યાં ને જૈન તીર્થંકરની ઊભી કે આસીન મૂર્તિમાં લાંબા કાળના અંતરે પણ વિશેષ ભેદ થવા ન પામ્યો.

જિનપ્રતિમા ઘડનાર જૈન જ હોય એવું નથી, બલ્કે મોટા ભાગે હિંદુઓ જ હોય છે, અને ઘણા લાંબા વખતથી કેટલાક હિંદુ શિલ્પીઓનો તો એ વંશપરંપરાનો ધંધો જ છે. જૈન મૂર્તિઓ ઘડનારા ભારતવાસીઓ જ હતા, પરંતુ જેમ બાદશાહી જમાનામાં આપણા કારીગરોએ ઈસ્લામને અનુકૂળ ઇમારતો બનાવી, તેમ પ્રાચીન શિલ્પીઓએ પણ જૈન પ્રતિમાઓમાં જૈનધર્મની ભાવનાને અનુસરી પ્રાણ ફૂંક્યો છે. જૈન તીર્થંકરની મૂર્તિ વિરક્ત, શાંત અને પ્રસન્ન હોવી જોઈએ, એમાં માનવહૃદયના નિરંતર વિગ્રહને માટે—એની અસ્થાયિ લાગણીઓ માટે સ્થાન હોય જ નહિ. જૈન તીર્થંકરને આપણે ગુણાતીત કહીએ તો એ ગુણાતીતતાને મૂર્ત સ્વરૂપ આપતાં સૌમ્ય અને શાંત મૂર્તિ જ ઉદ્ભવે, એમાં સ્થૂલ આકર્ષણ કે ભાવનાની પ્રધાનતા ન હોય (અપવાદ તરીકે કેટલીક મૂર્તિઓ હાસ્યરસ ઝરતી મુખમુદ્રા-વાળી પણ હોય છે). એથી જૈન પ્રતિમાઓ એની મુખમુદ્રા ઉપરથી તુરત જ ઓળખી શકાય છે. આસીન મૂર્તિઓ કરતાં ઊભી મૂર્તિઓના મુખ ઉપર પ્રસન્ન ભાવ ઘણા દાખલાઓમાં

વિશેષ પ્રકારે જોવામાં આવે છે. જૈન પ્રતિમાઓ નગ્ન અને વસ્ત્રાચ્છાદિત એ પ્રકારની જોવામાં આવે છે, બંને પ્રકારની પ્રતિમાઓમાં નગ્નતા અને વસ્ત્રાચ્છાદિતતા સિવાય વિશેષ ફેરફાર હોતો નથી. બહુ પ્રાચીન નહીં એવી શ્વેતાંબર મૂર્તિઓમાં પ્રાયઃ એક કટિવસ્ત્ર ( લંગોટ ) નજરે પડે છે. આસીન ( બેઠલી ) પ્રતિમાઓ સાધારણ રીતે ધ્યાનમુદ્રામાં ને પદ્માસનમાં તથા કેટલાક દાખલાઓમાં અર્ધપદ્માસનમાં અને કોઈ કોઈ દાખલાઓમાં ઉત્થિતપદ્માસનમાં× મળી આવે છે અને તેઓના બંને હાથ ખોળામાં ઢાલી રીતે ઉપરાઉપરી ગોઠવાએલા હોય છે. ચોવીશ તીર્થંકરોનાં પ્રતિમાવિધાનમાં વ્યક્તિભેદ ન હોવાથી લાંછનાંતરને લઇને જ આપણે મૂર્તિઓને જુદા જુદા તીર્થંકરનાં નામે ઓળખી શકીએ છીએ. મોટે ભાગે અગિયારમા સૈકા પછીની મૂર્તિઓના આસન પર સાધારણ રીતે તીર્થંકરનું લાક્ષણિક ચિહ્ન ( લંછન ) કોતરેલું હોય છે.

જૈનાશ્રિત કલાનો પ્રધાન ગુણ એના અંતર્ગત ઉલ્લાસમાં કે ભાનનાલેખનમાં નથી. એની મહત્તા, એની કારીગરીની ઝીણવટમાં, ઉદાર શુદ્ધિમાં, અને એક પ્રકારની બાહ્ય સાદાઈમાં રહેલી છે. જૈનાશ્રિત કલા મુખ્યત્વે વેગપ્રધાન નહિ, પણ શાંતિમય છે. સૌમ્યતાનો પરિમલ, જિનમંદિરોમાં પૂજન અર્થે વપરાતા સુગંધિત દ્રવ્યોની પેઠે, સર્વત્ર મ્હેકે છે. એમની સમૃદ્ધિમાં ત્યાગની શાંતિ ઝળકે છે.

ભારતવર્ષના ખૂણે ખૂણે અને ગામેગામ પથરાએલાં જિનમંદિરોનો અથવા જિન-મંદિરોમાં આવેલી હજારો જિનપ્રતિમાઓનો પરિચય આ ટૂંકા લેખમાં ન આપી શકાય. તેથી જૈનમૂર્તિવિધાનશાસ્ત્રના અભ્યાસીઓનું, જૈન વિદ્વાનોનું પણ, જે તરફ ખાસ લક્ષ નથી ખેંચાયું, તેવા એક વિષય તરફ વિદ્વાનોનું લક્ષ ખેંચવાની મારી ઇચ્છા છે.

જિનમંદિરો સિવાય મ્યુઝીયમોમાં તથા કળાશોખીનોના ખાનગી સંગ્રહોમાં થોડી એક ધાતુની મૂર્તિઓ હશે પણ ખરી; છતાં પણ ધાતુની પ્રતિમાઓનો મોટો સંગ્રહ દરેકે દરેક જિનમંદિરમાં આજે વર્ષોથી સુરક્ષિત છે; પરંતુ એક જૈન તરીકે મારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે આપણે પાષાણની પ્રતિમાઓનું જેટલી કાળજીથી જતન કરીએ છીએ, તેનાથી ચોથા ભાગની કાળજીથી પણ ધાતુની જિનપ્રતિમાઓનું જતન કરતા નથી. મારા યાત્રા–પ્રવાસ દરમ્યાન તથા તાજેતરમાં "જૈન ડીરેકટરી"ના કાર્ય માટે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી મેં કરેલા પંજાબ, સિંધ તથા કાશ્મીર પ્રદેશના પ્રવાસ દરમ્યાન મારા જોવામાં ધાતુની પ્રતિમાઓ પર જેટલા પ્રાચીન ઉલ્લેખો આવ્યા છે, તેટલા પ્રાચીન ઉલ્લેખો પાષાણની પ્રતિમાઓ પર જોવામાં આવ્યા નથી. વળી ધાતુની પ્રતિમાઓ પરના લેખોમાં જેટલી ઐતિહાસિક માહિતી મળે છે, તેટલી પાષાણની પ્રતિમાઓ પરના લેખોમાં મલી આવતી નથી. ટકવાની દૃષ્ટિએ પણ પાષાણની જાત જલદી તૂટી જાય તેવી ( બરડ ) હોવાથી પણ ધાતુની પ્રતિમાઓ વધારે જૂના સમયની ટકેલી છે.

મૂર્તિવિધાનશાસ્ત્રની દૃષ્ટિએ પણ જેટલી વિવિધતા ધાતુની જિનપ્રતિમાઓમાં મળી આવે છે તેટલી વિવિધતા પાષાણની જિનપ્રતિમાઓમાં મળી આવતી નથી.

× મથુરાના કર્ઝન મ્યુઝીયમમાં B 1 નબરની નિશાનીવાળી ગુપ્તકાલીન મૂર્તિ 'ઉત્થિત-પદ્માસન' વાળી છે.

આ ટૂંકા લેખમાં ધાતુપ્રતિમાઓની વિવિધતાનો ખ્યાલ પણ આપી શકાય તેમ ન હોવાથી, મારા જોવામાં તથા જાણવામાં આવેલી ઇસ્વીસનના બીજા સૈકાથી શરૂ કરીને બારમા સૈકા સુધીની કેટલીક ધાતુપ્રતિમાનો ટૂંક પરિચય આપવાનું મેં યોગ્ય ધાર્યું છે.

**મૂર્તિ ૧.** આજસુધી મારી જાણમાં આવેલી ધાતુની પ્રતિમાઓમાં સૌથી પ્રધાન પ્રતિમા મહુડીના કોટચાર્ક મંદિરના મહંતના કબજામાંની જિનમૂર્તિ છે, જેનો પરિચય ચિત્ર સાથે હું આ માસિકના વર્ષ ૫ માના ૫–૬ સંયુક્ત અંકમાં કરાવી ગયો છું અને વર્ષ ૬ ના ૧૧ મા અંકમાં મુનિ શ્રી ન્યાયવિજયજીએ પણ તેનો પરિચય કરાવ્યો છે અને વર્ષ ૬ ના ૧૨મા અંકમાં ડૉ. હસમુખલાલ સાંકળિઆએ ડેક્કન કૉલેજના સંશોધન વિભાગની પત્રિકાના ઈ. સ. ૧૯૪૦ ના માર્ચ મહિનાના વૉલ્યુમ ૧ ના નં. ૨–૪ ના અંકમાં પ્રસિદ્ધ કરેલો લેખ મૂળ તથા ગુજરાતી ભાષાંતર સાથે પ્રસિદ્ધ થએલો છે, તેમાં પણ આ મૂર્તિનો પરિચય ડૉ. સાંકળિઆએ કરાવેલો છે. ડૉ. સાંકળિઆ પોતાના લેખમાં આ મૂર્તિના સમય સંબંધી માન્યવર ડૉ. હીરાનંદ શાસ્ત્રીજીના મતને બરાબર હોવાનું જણાવે છે; પરંતુ મારી તેઓને ભલામણ છે કે તેઓ "ગુજરાતની પ્રાચીનતમ જિનમૂર્તિઓ" નામનો 'ભારતીય વિદ્યા' ત્રૈમાસિકના વર્ષ ૧ ના બીજા અંકમાં પ્રસિદ્ધ થએલા મારા લેખની પાના ૧૮૧ ઉપર આપેલી દલીલો સંબંધી વિચાર કરે.

મારી માન્યતા પ્રમાણે તો આ મૂર્તિ ઇસવીસનના પહેલા અથવા બીજા સૈકાની છે અને તે રીતે ગુજરાતમાં જૈનધર્મનો પ્રચાર પણ લગભગ બે હજાર વર્ષ પહેલાંથી શરૂ થએલો હોવો જોઇએ તેવું સ્પષ્ટ પુરવાર થાય છે. મારી જાણમાં છે ત્યાં સુધી ગુજરાતના વિદ્યમાન શિલ્પોમાં આટલું પ્રાચીન શિલ્પ હજુ સુધી ઉપલબ્ધ થયું નથી અને તેથી જ જૈનમૂર્તિવિધાનશાસ્ત્રના અભ્યાસીઓ માટે આ શિલ્પ જેટલું ઉપયોગી છે, તેટલું જ ઉપયોગી ગુજરાતની શિલ્પસમૃદ્ધિના અભ્યાસીઓ માટે આ શિલ્પ છે. (જુઓ ચિત્ર નં. ૧.)

**મૂર્તિ ૨, ૩ અને ૪.** આ ત્રણે મૂર્તિઓ પણ ઉપરોક્ત મહુડીના કોટચાર્ક મંદિરના ખોદકામમાંથી મલી આવી હતી અને આજે વડોદરા સરકારના પુરાતન સંશોધનખાતાની ઑફીસના કબજામાં છે. આ મૂર્તિઓને પણ માન્યવર શાસ્ત્રીજીએ બૌદ્ધમૂર્તિઓ તરીકે ઓળખાવી હતી અને આ મૂર્તિઓ બૌદ્ધમૂર્તિઓ નથી પરંતુ જૈન મૂર્તિઓ જ છે એવું મારા "ભારતીય વિદ્યા" ત્રૈમાસિકના ઉપરોક્ત લેખમાં સાબીત કરેલું છે અને તે જ અંકના પૃષ્ઠ ૧૯૪ માં મેં માન્યવર શાસ્ત્રીજીને વિનંતી કરી છે કે;—

"આ લેખની દલીલો વાંચીને માન્યવર શાસ્ત્રીમહાશય હવે પોતાનો એ બાંધી લીધેલો ભૂલભરેલો મત ફેરવવા ઉદાર થશે; અને જો મારી એમાં ભૂલ થતી હોય તો તે યુક્તિ અને પ્રમાણ પુરસ્સર જાહેરમાં મૂકી મારા માર્ગદર્શક થશે."

મારા આ લેખને પ્રસિદ્ધ થએ દોઢ વર્ષ ઉપર સમય વીતી ગયો હોવા છતાં માન્યવર શાસ્ત્રીજીએ મારી દલીલોનો પ્રત્યુત્તર આપ્યો નથી.

"ભારતીય વિદ્યા" ત્રૈમાસિક ઘણાખરા વાચકોના જોવામાં નહિ આવ્યું હોય તેથી આ મૂર્તિઓનો પરિચય આ માસિકના વાંચકોને કરાવવાથી વધારે લાભ થશે એમ માની મૂર્તિ ૨–૩ અને ૪ નાં ચિત્રો ચિત્ર નંબર ૨–૩ અને ૪ માં રજુ કરવાનું યોગ્ય ધાર્યું છે.

**ચિત્ર નંબર ૨ :** શ્રી જિનમૂર્તિ. આ ચિત્રની મૂર્તિનો મેં મારા "ભારતીય વિદ્યા"ના લેખમાં શ્રી પાર્શ્વનાથની મૂર્તિ તરીકે પરિચય કરાવ્યો છે. પરંતુ તે લેખ લખ્યા પછી મને મળી આવેલા પુરાવાઓ ઉપરથી આ મૂર્તિને શ્રી પાર્શ્વનાથની મૂર્તિ તરીકે ઓળખાવવા કરતાં શ્રી જિનમૂર્તિ તરીકે જ ઓળખાવવી વધારે પ્રમાણપુરસ્સર લાગે છે.

ઊંચા પબાસન પર મધ્યમા પદ્માસનની બેઠકે ધ્યાનાવસ્થામાં બેઠેલી મુખ્ય મૂર્તિ જિનેશ્વરદેવની છે. તેઓશ્રીના મસ્તકની પાછળ લંબગોળ પ્રભાવલી (આભામંડળ) છે. અને તેઓશ્રીની જમણી બાજુએ પલાંઠીની નજીક નીચેના ભાગમાં પીઠ પાછળ પ્રભાવલી સહિતની બે હાથવાળા યક્ષરાજની મૂર્તિ છે; જ્યારે ડાબી બાજુએ પલાંઠીની નજીક પીઠ પાછળ પ્રભાવલી સહિતની અંબિકાયક્ષિણીની બે હાથવાળી મૂર્તિ છે. અંબિકાના ડાબા હાથમાંનું બાળક અસ્પષ્ટપણે દેખાય છે; જ્યારે તેણીના ડાબા હાથમાં ફળ હોવું જોઇએ. તેનો ભાગ વધારે ખવાઇ ગએલો હોવાથી બરાબર દેખાતો નથી. પદ્માસન ઉપર સુંદર કમલની આકૃતિ કોતરેલી છે અને આકૃતિની નીચે આઠ ઊભી આકૃતિઓ છે. આ આઠ આકૃતિઓ ડૉ. શાસ્ત્રી માને છે તેમ આઠ દિગ્પાલોની નથી, પરંતુ ગ્રહોની જ છે. અને ગ્રહોની આઠ જ આકૃતિઓની રજુઆત આ શિલ્પ ચિત્ર નંબર ૩ કરતાં વધારે પ્રાચીન હોવાની સાબિતી આપે છે. મારા આજસુધીના નિરીક્ષણમાં કોઇ પણ જિનમૂર્તિના પદ્માસનમાં આઠ દિગ્પાલોની રજુઆત જોવામાં આવી નથી, વળી જિનમૂર્તિવિધાનને લગતા ગ્રંથોમાં જિનમૂર્તિના પદ્માસનમાં દિગ્પાલોની રજુઆત કરવાનું વિધાન પણ નથી; તેથી મારું માનવું છે કે આ આઠે ગ્રહો છે. કારણ કે જ્યોતિષ શાસ્ત્રમાં રાહુ અને કેતુને પહેલાં એક જ ગ્રહ તરીકે સ્વીકારવામાં આવેલ છે.

**ચિત્ર નંબર ૩ :** શ્રી પાર્શ્વનાથજી. આ જિનમૂતિની પણ વાસ્તવિક ઓળખાણ હું મારા "ભારતીય વિદ્યા"ના લેખમાં કરાવી ગયો છું. મધ્યમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂતિ બિરાજમાન છે. તેઓશ્રીના મસ્તક ઉપર નાગરાજ( ધરણેન્દ્ર )ની સાત ફણાઓ સ્પષ્ટ દેખાય છે. એટલે આ મૂર્તિ જૈનોના ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથની છે તેમાં કોઇ બાબતની શંકાને સ્થાન રહેતું નથી. પાર્શ્વનાથ પ્રભુની જમણી બાજુ બે હાથવાળા યક્ષ-રાજની તથા ડાબી બાજુ બે હાથવાળી અંબિકાદેવીની મૂર્તિ છે. અંબિકાદેવીની તથા યક્ષ-રાજની મૂર્તિઓ સહિતની શ્રી પાર્શ્વનાથ પ્રભુની આરસની, પાષાણની તથા ધાતુની મૂર્તિઓ ભારતના જુદાં જુદાં પ્રદેશોનાં જિનમંદીરોમાં આવેલી છે. આ જિનમૂતિનું શિલ્પ જોતાં તે આઠમા સૈકાની હોય તેમ લાગે છે. આ મૂર્તિની પીઠિકા ઉપર એક શ્રમસાધ્ય સુશોભન છે. એમાં પરસ્પર ગુંથાએલ સર્પના ગુંચળા મુખ્ય પ્રતિમાના કમળાસનને ઊંચે પ્રકડી રાખે છે અને બન્ને બાજુની નાગની મૂતિને આગળ ધરી રાખે છે. આ સર્પાકૃતિની નીચે નવ ગ્રહોની અર્ધ આકૃતિઓ શિલ્પીએ રજુ કરેલી છે. આવી રીતના સર્પના ગુંચળાવાળી પદ્માવતીદેવીની બે હાથવાળી આરસની પ્રતિમા, પાટણના ખેતરપાળના પાડામાં આવેલા શીતલનાથના જિનમંદિરમાં આવેલી છે.

**ચિત્ર નંબર ૪ :** શ્રી ઋષભદેવ. આ જિનમૂર્તિની ચર્ચા પણ હું મારા "ભારતીય વિદ્યા"ના લેખમાં કરી ગયો છું. આ મૂર્તિને હું ઋષભદેવપ્રભુની મૂર્તિ તરીકે ઓળખાવું છું, તેનું કારણ મૂર્તિના બંને ખભા ઉપર, શિલ્પીએ રજુ કરેલી લટકતી મસ્તકના

વાળની લટો છે, જે એ મૂર્તિના ચિત્રમાં, તથા " ભારતીય વિદ્યા "માં નંબર ૮ વાળી પીંડવાડા (મારવાડ)ની જિનમૂર્તિનું ચિત્ર જે મારા લેખ સાથે છપાયું છે તેમાં સ્પષ્ટ દેખાય છે.

જૈનોના ચોવીશ તીર્થંકર પૈકી પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ સિવાય બાકીના ત્રેવીસ તીર્થંકરોએ પંચમુષ્ટી લોચ કરેલો છે, જ્યારે શ્રી ઋષભદેવ પ્રભુએ ચાર મુષ્ટી લોચ કરી રહ્યાં પછી પાંચમી મુષ્ટીથી લોચ કરતી વખતે સૌધર્મેન્દ્રની વિનંતીથી, વાળની એ લટો લોચ કર્યા વગરની જ રહેવા દીધી હતી, જે સંબંધી સ્પષ્ટ વર્ણન, આવશ્યકનિર્યુક્તિ જેવા પ્રાચીન સૂત્રગ્રંથમાં તથા કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિએ રચેલાં ત્રિષષ્ટીશલાકાપુરુષ-ચરિત્ર જેવા ચરિત્રગ્રંથોમાં મળી આવે છે.

જેમકે—" **तेसिं पंचमुट्ठिओ सयमेव । भगवओ पुण सक्कवयणेण कणगावदाए शरीरे जडाओ अंजणरेहाओ इव रेहंतीओ उवलभइऊण ठिआओ तेण तेण चउमुट्ठिओ लोओ ।** "–( आ० नि० पृ० १९१ )

**અર્થ**—તેમનો ( તીર્થંકરોનો ) સ્વયમેવ પાંચ મુષ્ટિનો લોચ હતો. પણ ભગવાન ઋષભદેવનો ઇન્દ્રના વચનથી, તેમના કનક જેવા ઉજ્જ્વળ શરીર ઉપર, અંજનની રેખા જેવી શોભતી જટાઓ ઉખાડ્યા વગરની રહી. તેથી તેમનો ચાર મુષ્ટિનો લોચ છે."

" **प्रतिच्छति स्म सौधर्माधिपतिः कुन्तलान् प्रभोः ।**
**वस्त्राञ्चले वर्णान्तिरतन्तुमण्डनकारिणः ॥ ६८ ॥**
**मुष्टिना पञ्चमेनाऽथ शेषान् केशान् जगत्पतिः ।**
**समुच्चिखनिषन्नेवं ययाचे नमुचिद्विषा ॥ ६९ ॥**
**नाथ ! त्वदंसयोः स्वर्णरुचोर्मरकतोपमा ।**
**वातानीता विभात्येषा तदास्तां केशवल्लरी ॥ ७० ॥**
**तथेव धारयामास तामीशः केशवल्लरीम् ।**
**याञ्चामेकान्तभक्तानां स्थामिनः खण्डयन्ति न ॥ ७१ ॥**

**—(त्रिषष्टिशलाकापुरुषचरित्र, सर्ग ३, पृष्ट ७०.)**

અર્થાત્—પ્રભુના કેશોને સૌધર્માધિપતિએ પોતાના વસ્ત્રના છેડામાં ગ્રહણ કર્યાં, તેથી જાણે એ વસ્ત્રને જુદા વર્ણના તંતુ વડે મંડિત કરતા હોય એમ જણાતું હતું. પ્રભુએ પાંચમી મુષ્ટિથી બાકીના કેશનો લોચ કરવા ઇચ્છા કરી ત્યારે ઇન્દ્રે કહ્યું કે–' હે સ્વામિન્ ! હવે તેટલી કેશાવલી રહેવા દ્યો; કેમકે જ્યારે પવનથી ઉડીને તે તમારી સુવર્ણ જેવી કાંતિવાળા ખભાના ભાગ ઉપર આવે છે ત્યારે મરકતમણિના જેવી શોભે છે.' પ્રભુએ યાચના સ્વીકારીને તેટલી કેશવલ્લીને તેવી રીતે જ રહેવા દીધી. કેમકે સ્વામીઓ પોતાના એકાંત ભક્તોની યાચનાનું ખંડન કરતા નથી.

પ્રસ્તુત ઉલ્લેખો સિવાય ' કલ્પસૂત્ર ' મૂળ, ' ધનપાલપંચાશિકા ' વગેરે બીજા પણ જૈન ગ્રંથોમાં જ્યાં જ્યાં ઋષભદેવની દીક્ષાના પ્રસંગનું વર્ણન આવે છે, ત્યાં ત્યાં બધે તેમણે ચારમુષ્ટિ લોચ કર્યો હોવાનો જ ઉલ્લેખ મળી આવે છે.

ચિત્ર નંબર ૨, ૩ અને ૪ વાળી જિનમૂર્તિઓનું શિલ્પ જોતાં તે આઠમા નવમા સૈકાની હોય તેમ લાગે છે.

**મૂર્તિ ૫ અને ૬.** આ બન્ને મૂર્તિઓને લગતી વિસ્તૃત માહિતી માટે "શ્રી નાગરી પ્રચારિણી પત્રિકા" ના નવીન સંસ્કરણ ભા. ૧૮ અંક ૨ પૃ. ૨૨૧ થી ૨૩૧ પર પ્રસિદ્ધ થયેલ ઇતિહાસપ્રેમિ પં. શ્રી કલ્યાણવિજયજીનો લખેલો "મારવાડકી સબસે પ્રાચીન જૈન મૂર્તિયાં" નામનો હિંદી ભાષામાં લખેલો લેખ જોઈ જવા વિનંતી છે. પ્રસ્તુત લેખનો મુખ્ય આધાર લઈને મેં પણ આ માહિતી આપી છે તે માટે તેઓશ્રીનો આભાર માનું છું.

મૂર્તિ ૫ અને ૬ના ચિત્ર માટે અમારા તરફથી તાજેતરમાં પ્રસિદ્ધ થનાર "ભારતનાં જૈન તીર્થો અને તેમનું સ્થાપત્ય" નામના પુસ્તકનાં ચિત્ર ૨૮ અને ૨૯ જુઓ. આ બન્ને મૂર્તિઓ કાયોત્સર્ગ મુદ્રાએ સ્થિત છે. આ મૂર્તિઓ પીંડવાડ (મારવાડ)ના શ્રી મહાવીરસ્વામીના દેરાસરમાં આવેલી છે. આ મૂર્તિઓ પૈકીની એક મૂર્તિની પાદપીઠ પર પાંચ લીટીઓમાં સંસ્કૃત ભાષામાં એક પદ્યબદ્ધ લેખ કોતરેલો છે. મૂળ લેખની અક્ષરશઃ નકલ અને તેનો અર્થ નીચે આપ્યો છે.

(१) ॐ **नीरागत्वादिभावेन, सर्व्वज्ञत्वविभावकं ।**
**ज्ञात्वा भगवतां रूपं, जिनानामेव पावनं ॥ द्रो—वयक**

(२) **यशोदेव देव.........भि............रिदं जैनं कारितं युग्ममुत्तमं ॥**

(३) **भवशतपरंपरार्ज्जित-गुरुकर्म्मरसो ( जो )...त......वर दर्शनाय शुद्ध-सज्ज्ञानचरणलाभाय ॥**

(४) **संवत् ७४४ ।**

(५) **साक्षात्पितामहेनेव, विश्वरूपविधायिना ।**
**शिल्पिना शिवनागेन, कृतमेतज्जिनद्वयम् ॥**

**અર્થ**—વીતરાગત્વ આદિ ગુણથી સર્વજ્ઞત્વ પ્રગટ કરવાવાલી જિનેશ્વર ભગવંતોની મૂર્તિ જ છે. ( એવું ) જાણીને.........યશોદેવ.........વગેરેએ જિનમૂર્તિઓની આ જોડી બનાવરાવી. સેંકડો ભવ પરંપરાઓમાં ઉપાર્જન કરેલ કઠિન કર્મરજ......(ના નાશને માટે તથા) સમ્યગ્દર્શન, શુદ્ધજ્ઞાન, અને ચારિત્રના લાભને માટે (થાઓ). વિક્રમ સંવત્ ૭૪૪ (માં આ મૂર્તિની જોડીની પ્રતિષ્ઠા થઈ. સાક્ષાત્ બ્રહ્માની માફક સર્વ પ્રકારનાં રૂપો ( મૂર્તિઓ ) નાં બનાવવાવાળા શિલ્પી શિવનાગે આ બન્ને જૈન મૂર્તિઓ બનાવી.

પહેલા પદ્યમાં મૂર્તિ-દર્શનની આવશ્યકતા બતાવી છે; બીજા પદ્યમાં મૂર્તિની જોડી બનાવરાવવાળા ગૃહસ્થોનાં નામ છે જે ઘસાઇ જવાથી વાંચી શકાતાં નથી; તેઓમાંથી માત્ર યશોદેવ નામ ચોકખું વાંચી શકાય છે. ત્રીજા પદ્યમાં મૂર્તિ-દર્શનથી થતા ફાયદાઓની પ્રાપ્તિ માટે પ્રાર્થના છે. ચોથી લીટીમાં પ્રતિષ્ઠા કરાવ્યાનો સંવત્ છે અને તેની પાંચમી લીટીમાં મૂર્તિ બનાવવાળા શિલ્પી( સ્થપતિ )ની પ્રશંસા લખવામાં આવેલી છે.

આ રીતે શિલ્પીના નામનો ઉલ્લેખ કોઈક જ સ્થલે કરેલો મળી આવે છે.

ઉપરોક્ત મહાવીરસ્વામીના દેરાસરમાં બીજી પણ છ મૂર્તિઓ આઠમા સૈકાની છે. તે છ મૂર્તિઓ પૈકીની ત્રણ મૂર્તિઓ નવ ઈંચ ઊંચી એકલમલ છે અને ઘણી જ ખંડિત થઇ જવાથી પૂજન માટે યોગ્ય નથી. આ મૂર્તિઓ હાલમાં પાછલી દેરીના કપીલામંડપમાં બે ગોખલામાં રાખવામાં આવી છે. બીજી પણ ત્રિતીર્થીઓ તે જ દેરીના મંડપની અંદર

જતાં ડાબા હાથ તરફ બિરાજમાન છે. તે ત્રણેની ઊંચાઇ લગભગ સવા ફુટ છે. આ ત્રણે મૂર્તિઓ અત્યાર સુધી સારી હાલતમાં છે. આ ત્રણ ત્રિતીર્થીઓ પૈકીની શ્રી પાર્શ્વનાથ ભગવાનની એક સુંદર ત્રિતીર્થીનું ચિત્ર મારા તરફથી તાજેતરમાં પ્રસિદ્ધ થનાર "ભારતનાં જૈનતીર્થો અને તેમનું શિલ્પસ્થાપત્ય" પુસ્તકમાં ચિત્ર ૩૦ માં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.

**મૂર્તિ ૭ :** શ્રીપાર્શ્વનાથજી. વાંકાનેર (કાઠીયાવાડ)ના એક જિનમંદિરમાં આવેલી શ્રીપાર્શ્વનાથ ભગવાનની લગભગ આઠમા સૈકાની આ મૂર્તિના ચિત્ર માટે "ભારતીય વિદ્યા" ના મારા લેખની સાથે છપાયેલ ચિત્ર નંબર ૯ તથા મારા તરફથી તાજેતરમાં પ્રસિદ્ધ થનાર ઉપરોક્ત ગ્રંથનું ચિત્ર નંબર ૩૧ જુઓ. આ પણ એક ત્રિતીર્થી છે. આ શિલ્પની મધ્યમાં પદ્માસનની બેઠકે બેઠેલાં ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ ભગવાન છે. બન્ને બાજુ બે કાયોત્સર્ગસ્થિત જિનમૂર્તિઓ ઊભેલી છે, જેના કટીભાગથી છેક નીચે સુધી વસ્ત્રની સ્પષ્ટ આકૃતિ શિલ્પીએ રજુ કરેલી છે; જે પૂરવાર કરે છે કે એ મૂર્તિ શ્વેતાંબર સંપ્રદાયની છે. મુખ્ય મૂર્તિના મસ્તકના ઉપરની સાત ફણાઓ જાહેર કરે છે કે એ મૂર્તિ ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથની છે. તેની નીચેની જમણી બાજુએ બે હાથવાળો યક્ષ છે, જેનાં આયુધો સ્પષ્ટ દેખાતાં નથી; પરંતુ ડાબી બાજુની યક્ષીની આકૃતિના ડાબા હાથનું બાળક ચિત્રમાં સ્પષ્ટ દેખાય છે, જે જાહેર કરે છે કે એ મૂર્તિ યક્ષી અંબિકાની છે.

**મૂર્તિ ૮ અને ૯ :** શ્રીઋષભદેવ. આ બન્ને મૂર્તિઓ અમદાવાદ શહેરમાં ડોશીવાડાની પોળમાં આવેલાં શ્રીસીમંધરસ્વામીના દેરાસરમાં મૂળનાયક શ્રી સીમંધરસ્વામીની ડાબી તરફ આવેલ શ્રીસુખસાગર પાર્શ્વનાથની ધાતુની પ્રતિમાની જમણી તથા ડાબી બાજુ કાર્યોત્સર્ગ મુદ્રાએ સ્થિત છે. આ બન્ને મૂર્તિઓના બન્ને ખભા ઉપર મસ્તકની કેશાવલી શિલ્પીએ કોતરેલી સ્પષ્ટ દેખાય છે. આ બન્ને મૂર્તિઓનું શિલ્પ જોતાં ઉપરોક્ત મૂર્તિ નંબર ૫ અને ૬ના સમયની હોય તેમ મૂર્તિવિધાનશાસ્ત્રના અભ્યાસીઓને જણાઇ આવે છે; એટલે કે આ બન્ને મૂર્તિઓ આઠમી સદીની છે. ગુજરાતના પાટનગર અમદાવાદના જૈનમંદિરોમાં આવાં સુંદર અને પ્રાચીન શિલ્પ અભ્યાસીઓની દૃષ્ટિએ વર્ષોથી સંશોધન માગી રહ્યાં છે. અને હું માનું છું કે અમદાવાદનાં જિનમંદિરોનું બારીકીથી નિરીક્ષણ કરવામાં આવે તો ગુજરાતની જૈનાશ્રિત શિલ્પકલાના અણઉકલ્યા અંકોડાઓનો પત્તો લાગી શકે.

**મૂર્તિ નંબર ૧૦ :** શ્રી ઋષભદેવ. મારવાડમાં આવેલાં જોધપુર શહેરની ઉત્તર દિશાએ નવ કોષ દૂર ગાંધાણી નામનું ગામ આવેલું છે. આ ગામના તલાવ ઉપર એક પ્રાચીન જિનમંદિર છે. તેમાં આવેલી આદીશ્વર ભગવાનની સંવત્ ૯૩૭ ના લેખવાળી ધાતુ-પ્રતિમાનો લેખ સ્વર્ગસ્થ શ્રીયુત પૂરણચંદજી નાહારે જૈન લેખ સંગ્રહના બીજા ભાગમાં લેખાંક ૧૭૦૯ તરીકે પ્રસિદ્ધ કરેલો છે જે નીચે પ્રમાણે છે:—

(૧) ॐ ॥ **नवसु शतेष्वब्दानां । सप्ततृं( त्रि )शदधिकेष्वतीतेषु । श्रीवच्छ-लांगलीभ्यां । ज्येष्ठार्याभ्यां**

(२) **परमभक्त्या ॥ नाभेयजिनस्यैषा ॥ प्रतिमाऽषाडार्द्धमासनिष्पन्ना श्रीम-**

(३) **त्तोरणकलिता । मोक्षार्थं कारिता ताभ्यां ॥ ज्येष्ठार्यपदं प्राप्तौ द्वावपि**

(४) **जिनधर्मवच्छलौ ख्यातौ । उद्योतनसूरेस्तौ । शिष्यौ श्रीवच्छबलदेवौ ॥**

(५) **सं. ९३७ अषाढार्द्धे ।**



**શ્રી પાર્શ્વનાથજી** (સારાભાઈ નવાબ)
[ પરિચય માટે જુઓ પૃ. ૨૧૯ ]



**શ્રી પાર્શ્વનાથજી** (પૂરણચંદજી નાહાર)
[ પરિચય માટે જુઓ પૃ. ૨૨૦-૨૧ ]

શ્રી સારાભાઈ નવાબના સૌજન્યથી ]

**મૂર્તિ નંબર ૧૧**–શ્રી પાર્શ્વનાથજી. આ મૂર્તિ મારા પોતાના સંગ્રહમાં છે. આ મૂર્તિનો વિસ્તૃત પરિચય હું મારા " ભારતીય વિદ્યા "ના લેખમાં આપી ગયો છું. તેના ચિત્ર માટે આ સાથેનું ચિત્ર નંબર ૫ જુઓ.

**મૂર્તિ નંબર ૧૨**–શ્રી પાર્શ્વનાથજી. મારવાડમાં આવેલ ઓસીયાનગરના મહાવીર-સ્વામીના દેરાસરની બાજુમાં ધર્મશાળાનો પાયો ખોદતાં મળી આવેલ શ્રી પાર્શ્વનાથજીની ધાતુ પ્રતિમા કે જે કલકત્તામાં નંબર ૪૮ ઈંડીયન મીરરસ્ટ્રીટ ધરમતલામાં આવેલ જિન-મંદિરમાં છે, તે પ્રતિમાના પરિકરના પાછળના ભાગનો લેખ શ્રીયુત નાહારજીના જૈ. લે. સં. ભા. પહેલાના લેખાંક ૧૩૪ તરીકે પ્રસિદ્ધ થયેલો છે, જે નીચે પ્રમાણે છે:—

**ॐ संवत १०११ चैत्र सुदि ६ श्री कक्काचार्य शिष्य देवदत्त गुरुणा उपकेशीय चत्यगृहे अस्वयुज् चैत्र षष्ठयां शांतिप्रतिमा स्थापनीया गंधोदकान् दिवालिका भासुल प्रतिमा इति ।**

**મૂર્તિ નંબર ૧૩**–શ્રી પાર્શ્વનાથજી. ખંભાત શહેરના માણેકચોકમાં આવેલા શ્રી પાર્શ્વનાથજીના જિનમંદિરમાં આવેલી સંવત ૧૦૨૪ ની સાલની શ્રી પાર્શ્વનાથની ધાતુ પ્રતિમાજીનો લેખ સ્વર્ગસ્થ યોગનિષ્ઠ શ્રી બુદ્ધિસાગરસૂરિજી દ્વારા સંપાદિત જૈન ધાતુપ્રતિમા-લેખસંગ્રહ ભાગ બીજો. લેખાંક ૯૨૪ માં પ્રસિદ્ધ થયેલ છે. લેખ નીચે પ્રમાણે છેઃ

**...महं पितामहे श्रे. श्री पार्श्वबिंबं का० प्र० श्री सागरचंद्रसूरिभिः ॥**

**મૂર્તિ નંબર ૧૪**–( શ્રી પાર્શ્વનાથજી ). કડી ( ઉત્તર ગુજરાત )ના સંભવનાથ ભગવા-નના જિનમંદિરના ભોયરામાં આવેલ શકસંવત ૯૧૦ ( વિક્રમ સંવત ૧૦૪૫ ) ની ધાતુ-પ્રતિમાનો જૈ. ધા. લે. સં. ભા. પહેલામાં લેખાંક ૭૪૭ ની સાથે પૃષ્ઠ ૧૩૨ પર પ્રસિદ્ધ થયેલ લેખ નીચે પ્રમાણે છે:—

**शक संवत् ९१० आसीन्नागेन्द्रकुले शीलरुद्रगणि पार्श्विल्लगणि...**

**મૂર્તિ નંબર ૧૫**–શ્રી પાર્શ્વનાથજી. જૈ. લે. સં. ભાગ ૧ માં લેખાંક ૩૮૬ માં પ્રસિદ્ધ થયેલ લેખ નીચે પ્રમાણે છે:—

**(१) ब्रह्माल सत्क सं (२) पंकः श्रिया वे सुन (३) स्तु पुन्नक श्राद्धः सी (४) लगलसूरि भक्तश्चन्द्र कु (५) ले कारयामासः ॥ (६) संवतु (७) १०७२**

કલકત્તા નંબર ૪૬ ઇંડિયન મીરર સ્ટ્રીટમાં આવેલ શ્રી કુમારસિંહહોલમાં સ્વર્ગસ્થ શ્રીયુત પૂરણચંદજી નાહરના સંગ્રહમાં ઉપરોક્ત ધાતુપ્રતિમા આવેલી છે. અને તેઓશ્રીએ જૈ. લે. સં. ભા. બીજાના પૃષ્ઠ પહેલાની ફુટનોટમાં જણાવ્યા મુજબ આ પ્રતિમાજીની મધ્યમાં પદ્માસનસ્થ ( શ્રી પાર્શ્વનાથની ) મૂર્તિ છે. અને તે મૂર્તિ તેઓશ્રીને ગુજરાત પ્રાંતમાંથી મલી હતી. આવી રીતે બીજા પણ ધાતુપ્રતિમાનાં પ્રાચીન શિલ્પો ગુજરાત પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં ગયેલાં દરેકે દરેક જૈનમંદિરોની ધાતુપ્રતિમાઓનું બારીક નિરીક્ષણ કરવાથી મળી આવવા સંભવ છે. જરૂર છે માત્ર તે દૃષ્ટિએ નિરીક્ષણ કરવાવાળા પ્રાચીન શિલ્પપ્રેમી અભ્યાસકોની. હું માનું છું કે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના સંચાલકો આ તરફ લક્ષ આપશે તો ગુજરાતના પ્રાચીન જૈનાશ્રિત શિલ્પના અભ્યાસકોને તેમના અભ્યાસમાં મહત્ત્વની સહાયતા મળી શકે અને તે રીતે ગુજરાતની શિલ્પકલા સંગ્રહાશે અને ગુજરાતની શિલ્પકલાપ્રેમી જનતામાં જૈન સમાજનું જે ગૌરવભર્યું સ્થાન છે તે ગૌરવમાં વધારો થશે.

**મૂર્તિ નંબર ૧૬**-શ્રી પાર્શ્વનાથજી. શ્રીયુત નાહરના સંગ્રહમાં આવેલી બીજી એક ધાતુપ્રતિમાનો લેખ જૈ. લે. સં. ભા. બીજામાં લેખાંક ૧૦૦૧ પ્રસિદ્ધ થયો છે, જે નીચે પ્રમાણે છે:—

**(१) पज्जक सुत अंब देवेन ॥ सं. १०७७**

માન્યવર નાહરજીએ આ પ્રતિમાની ઓળખાણ ઉપરોક્ત લેખાંકની ફુટનોટમાં હિન્દી-ભાષામાં આપી છે, જે આ પ્રમાણે છે:—

**यह प्राचीन मूर्ति भारतके उत्तर-पश्चिम प्रान्तसे प्राप्त हुई है। दोनों तर्फ कायोत्सर्गकी खडी और मध्यमें पद्मासनकी बैठी मूर्तियें है। सिंहासनके नीचे नव ग्रह और उसके नीचे वृषभयुगल है। इस कारण मूल मूर्ति श्रीआदिनाथजी की और यक्ष यक्षिणी आदियों के साथ बहुत मनोज्ञ और प्राचीन है।**

આ મૂર્તિનું ચિત્ર જૈ. લે. સં. ભા. બીજાના પહેલા પૃષ્ઠની સામે આપવામાં આવેલું છે અને ચિત્રની નીચે અંગ્રેજી ભાષામાં નીચે પ્રમાણે ઓળખાણ આપવામાં આવી છે. "Metal Image of Shri Adinath Dated V. S. 1077 (A. D. 1020.)"

માન્યવર પૂરણચંદજી નાહારના ઉપરોક્ત વિધાનને સાચું માનીને "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" એ નામના પુસ્તકના વિદ્વાન સંપાદક શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઈએ, એ મૂર્તિ ત્રેવીસમાં તીર્થંકર શ્રી પાર્શ્વનાથની હોવા છતાં એને આદિનાથની મૂર્તિ તરીકે ઓળખાવી છે. આ મૂર્તિનું ચિત્ર તે પુસ્તકના પૃષ્ઠ ૩ની સામે ચિત્ર નંબર ૩ તરીકે છપાયું છે. અને તે જ પુસ્તકના પૃષ્ઠ ૮૭ ઉપર ચિત્રપરિચય પણ આપ્યો છે, જે અક્ષરશઃ શ્રીયુત નાહારજીના હિંદી ભાષામાં આપેલા પરિચયનું ગુજરાતી અવતરણ માત્ર જ છે. આ મૂર્તિનું ચિત્ર-મારા "ભારતનાં જૈનતીર્થો" નામના પુસ્તકમાં ચિત્ર નંબર ૩૭ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. આ મૂર્તિનો વાસ્તવિક પરિચય નીચે પ્રમાણે છે:—

મધ્યમાં પદ્માસનની બેઠકે બેઠેલા શ્રીપાર્શ્વનાથજી છે. તેમના મસ્તક પર શિલ્પીએ કોરેલી નાગરાજ(ધરણેન્દ્ર)ની નવ ફણાઓ બરાબર નિરીક્ષણ કરતાં સ્પષ્ટ દેખાય છે. શ્રીપાર્શ્વનાથ પ્રભુની બન્ને બાજુએ એકેક ચામર ધરનાર પરિચારક ઊભેલા છે. બન્ને પરિચારકની નજીકમાં કાયોત્સર્ગમાં ઊભી રહેલી એકેક જૈનમૂર્તિ છે. નાગરાજની નવ ફણાઓના ઉપરના ભાગમાં ત્રણ છત્ર શિલ્પીએ રજુ કરેલાં છે. પાર્શ્વનાથ પ્રભુના પબાસનની નીચે બે બાજુ એકેક સિંહની આકૃતિ તથા બન્ને સિંહની વચમાં એક અસ્પષ્ટ આકૃતિ કોતરેલી છે, જે બરાબર ઓળખી શકાતી નથી. આ આકૃતિઓની નીચે નવ ગ્રહની નવ આકૃતિઓ કોતરેલી છે. નવગ્રહની નવ આકૃતિઓની નીચે મધ્યમાં કોઈક દેવની આકૃતિ કોતરેલી છે, જેનાં આયુધો સ્પષ્ટ દેખાતાં ન હોવાથી તે આકૃતિને ઓળખવી મુશ્કેલ છે. આ મધ્ય આકૃતિની બન્ને બાજુની આકૃતિઓને માન્યવર નાહારે તથા વિદ્વદ્વર્ય શ્રીયુત દેસાઈએ વૃષભયુગલની આકૃતિ માની લઇને, અને પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવનું લંછન વૃષભ હોવાથી આ મુખ્ય મૂર્તિને ખોટી રીતે શ્રીઋષભદેવની મૂર્તિ તરીકે ઓળખાવી છે. વાસ્તવિક રીતે એ બન્ને આકૃતિ વૃષભયુગલની નથી, પરંતુ હરણ યુગલની છે. જૈનમૂર્તિવિધાનશાસ્ત્રના અભ્યાસીઓને સુવિદિત છે કે કોઈ પણ જિનેશ્વરની મૂર્તિને ઓળખવા માટે કોઇ પણ શિલ્પમાં કોઈ પણ શિલ્પીએ લાંછનની બે આકૃતિઓની

રજુઆત કરી હોય તેવું જાણવામાં આવ્યું નથી. નવગ્રહની આકૃતિની જમણી બાજુએ આ પ્રતિમા ભરાવનાર શ્રાવકની તથા ડાબી બાજુએ એક શ્રાવિકાની મૂર્તિ શિલ્પીએ રજુ કરેલી છે, અને શ્રાવકની મૂર્તિની બાજુમાં બે હાથવાળા યક્ષરાજની તથા શ્રાવિકાની મૂર્તિની બાજુમાં બે હાથવાળી અંબિકા યક્ષિણીની મૂર્તિ રજુ કરેલી છે. આ શિલ્પ ઉપરોક્ત બન્ને વિદ્વાનો જણાવે છે તે પ્રમાણે નિઃસંશય સુંદર છે. (આ મૂર્તિ માટે જુઓ ચિત્ર નંબર ૬)

**મૂર્તિ નંબર ૧૭.** શ્રી ઋષભદેવ. ડીસાકેમ્પથી વાયવ્ય કોણમાં દસ કોશ દૂર પ્રાચીન જૈનતીર્થ "રામસૈન્ય" આવેલું છે, જે હાલમાં રામસેણના નામથી ઓળખાય છે. આ તીર્થનો ટૂંક પરિચય ઇતિહાસપ્રેમી પં. શ્રી કલ્યાણવિજયજીએ જૈનયુગ માસિકના પુસ્તક પાંચના અંક ૧ થી ૩ માં જૈનતીર્થ ભીમપલ્લી અને રામસૈન્ય નામના લેખમાં પૃ૦ ૬૦થી ૬૭ ઉપર આપ્યો છે. તે લેખમાં ત્યાંથી ખોદકામ કરતાં મળી આવેલા સંવત ૧૦૮૪ની સાલવાળા લેખવાળા શ્રીઋષભદેવ ભગવાનની ધાતુપ્રતિમા સાથેના છુટા પડી ગયેલા એક પરિકરની ઓળખાણ આપી હતી. તે લેખની અક્ષરશઃ નકલ જૈન પ્રતિમાશાસ્ત્રના અભ્યાસીઓની દૃષ્ટીએ મહત્ત્વની હોવાથી નીચે આપેલી છે–

**अनुवर्तमानतीर्थ—प्रणायकाद् वर्धमानजिनवृषभात् ।**
**शिष्यक्रमानुयातो जातो वज्रस्तदुपमानः ॥**
**तच्छाखायां जातः स्थानीयकुलोद्भूतो (द्भवो) महामहिमा ॥**
**चंद्रकुलोद्भवस्तत(तो) वटेश्वराख्यः क्रमबलः ॥**
**थारापद्रोद्भूतस्तमाद् गच्छोत्र सर्वदिक्ख्यातः ।**
**सुद्धा-यसो (सुद्धाच्छयशो) निकरैर्धवलितदिक्चक्रवालोस्ति ॥**
**तस्मिन् भूरेषु सूरिषू देवत्वमुपागतेषु विद्वत्सु ।**
**जा...ज्येष्ठार्यतस्मात् श्री शांतिभद्राख्यः ॥**
**तस्माच्च सर्वदेवः सिद्धांतमहोदधिः सदागाहः ।**
**तस्माच्च शालिभद्रो भद्रनिधिगच्छगतबुद्धिः ॥**
**श्रीशांतिभद्रसूरौ प्रतपति जा...पूर्णभद्राख्यः ।**
**......रघुसेना...स्ति...बुद्धीन् ॥**
**—प (य?) दिदं विंबं नाभिसूनोर्महात्मनः ॥**
**लक्ष्म्याश्चंचलतां ज्ञात्वा जीवितव्यं विशेषतः ॥**
**मंगलं महाश्रीः ॥ संवत् १०८४ चैत्रपौर्णमास्याम् ॥**

અર્થાત્–'વર્તમાન શાસનના નાયક ભગવાન્ વર્ધમાનસ્વામીની શિષ્યપરંપરામાં વજ્ર નામના આચાર્ય થયા કે જે વજ્રની ઉપમાને ધારણ કરતા હતા. ॥ ૧ ॥

તેની શાખામાં (વજ્રીશાખામાં). . . . . . ચંદ્રકુલીન મહિમાવંત વટેશ્વર નામના આચાર્ય થયા. ॥ ૨ ॥

તે વટેશ્વરથી થારાપદ્ર નગરના નામથી 'થારાપદ્ર' નામક ગચ્છ ઉત્પન્ન થયો, જે સર્વ દિશાઓમાં ખ્યાતિ પામ્યો છે અને પોતાના નિર્મલ યશવડે સર્વ દિશાઓને ઉજ્જવલ કરી દીધી છે. ॥ ૩ ॥

તે ગચ્છમાં ઘણાએક વિદ્વાન આચાર્યો ઉત્પન્ન થઇ દેવગત થયા-પછી જ્યેષ્ઠાર્ય નામના આચાર્ય થયા. જ્યેષ્ઠાર્ય પછી શાંતિભદ્ર, શાંતિભદ્ર પછી સિદ્ધાંતમહોદધિ સર્વદેવ-સૂરિ અને સર્વદેવની પછી શાલિભદ્રસૂરિ થયા ॥ ૪ ॥

આ પછી છઠ્ઠી આર્યા અને સાતમો અનુષ્ટુપ્ એ બે પદ્યો બરાબર વંચાતાં નથી, છઠ્ઠી આર્યાનો પ્રથમનો " શ્રી શાંતિભદ્રસૂરૌ પ્રતપતિ " આટલો ભાગ સ્પષ્ટ વંચાય છે, ત્યારપછી બીજા પાદમાં " પૂર્ણભદ્ર ", ત્રીજા પાદમાં " રઘુસેન " એ નામો વંચાય છે. સાતમા શ્લોકની આદિના અક્ષરો વંચાતા નથી, બાકીનો શ્લોક નીચે પ્રમાણે વંચાય છે—

" ........यदिदं बिंबं नाभिसूनोर्महात्मनः ।
लक्ष्म्याश्चंचलतां ज्ञात्वा जीवितव्यं विशेषतः ॥

છેવટે " મંગલં મહાશ્રીઃ ॥ સંવત ૧૦૮૪ ચૈત્ર પૌર્ણમાસ્યાં ॥ " આટલો ગદ્યના ફકરો લખી લેખની સમાપ્તિ જણાવી છે. છેલ્લા ખંડિત બે પદ્યોના અર્થનું પૂર્વની સાથે અનુસંધાન કરતાં એવું તાત્પર્ય સમજાય છે કે ઉપર જણાવેલ આચાર્ય શાંતિભદ્રના સમયમાં સં. ૧૦૮૪ ના ચૈત્ર સુદિ પૂર્ણિમાને દિવસે પૂર્ણભદ્રસૂરિએ ભગવાન શ્રી ઋષભદેવના બિંબની પ્રતિષ્ઠા કરી. છઠ્ઠી આર્યાના ત્રીજા પાદમાં જે " રઘુસેન " નામ વંચાય છે તે પ્રતિષ્ઠા કરાવનાર ગૃહસ્થનું લાગે છે, અને તે ગૃહસ્થ રામસૈન્યનો રાજા હોવાની સંભાવના થાય છે, કારણ કે ઉપર જણાવેલા વર્ષમાં જ પ્રતિષ્ઠિત થયેલી એક ધાતુની ઊભી પ્રતિમાના લેખમાં " રઘુસે-નીયરાજ્યે " આવો ઉલ્લેખ જોવામાં આવે છે.

અમદાવાદ ઝવેરીવાડમાં આવેલા અજિતનાથ ભગવાનના જિનમંદિરની ભમતીમાં જતાં પહેલી જ ઓરડીમાં શ્રી અજિતનાથ ભગવાનની માનુષી આકારની સંવત ૧૧૧૦ ની સાલના લેખવાળી જિનપ્રતિમાની પ્રશસ્તિની પાંચમી લીટીમાં " રઘુસેનજિનભુવને " આવો ઉલ્લેખ જોવામાં આવે છે. આ ઉલ્લેખ ઉપરથી ઇતિહાસપ્રેમી પં. કલ્યાણવિજયજીની ઉપર્યુક્ત માન્યતા યુક્તિસંગત હોય તેમ લાગે છે. આ જિનમૂર્તિનું વર્ણન આ જ લેખમાં આગળ આપવામાં આવેલું છે.

**મૂર્તિ નંબર ૧૮:** શ્રી જિનમૂર્તિ. સંવત ૧૦૮૮ની સાલની ઓસીયા (મારવાડ)ના જિનમંદિરમાં આવેલી એક ધાતુપ્રતિમાનો લેખ જૈ. લે. સં. ભા. પહેલાના લેખાંક ૭૯૨ તરીકે પ્રસિદ્ધ થયેલો છે જે નીચે પ્રમાણે છેઃ—

**सं. १०८८ फाल्गुन वदी ४ थी नागेन्द्रगच्छे श्रीवासदेवसूरी संघ नानेतिहड श्रीयार्थ राखदोव कारिता ।**

**ઉપસંહાર**—આ લેખમાં ઇ. સ. ના બીજા સૈકાથી શરૂ કરી બારમા સૈકા પહેલાંની ધાતુપ્રતિમાઓનો મારી જાણમાં છે તેટલો પરિચય આપવાનો મારો ઇરાદો હું અગાઉ જાહેર કરી ગયો છું. પરંતુ લેખ બહુ જ મોટો થઈ જવાથી આ અંકમાં વિક્રમ સંવત ૧૦૮૮ સુધીની ધાતુપ્રતિમાઓનો ટૂંક પરિચય આપવાનું મેં યોગ્ય ધાર્યું છે.

ગુજરાતની જૈનાશ્રિત ચિત્રકલાની પ્રાચીનમાં પ્રાચીન પ્રત વિક્રમ સંવત ૧૧૫૭ પહેલાંની આજસુધી ઉપલબ્ધ થઈ હોય તેવું મારી જાણમાં નથી. કોઈ પણ કલાપ્રેમીના જાણવામાં હોય તો તે કલાપ્રેમીઓની જાણ ખાતર જાહેરમાં મૂકવા મારી નમ્ર વિનંતી છે.

ગુજરાતની જૈનાશ્રિત કલાનો ટૂંક પરિચય હું મારા "જૈનચિત્રકલ્પદ્રુમ" નામના ઇ. સ. ૧૯૩૬માં પ્રસિદ્ધ થયેલા ગ્રંથમાં કરાવી ગયો છું.

આ લેખમાં મેં જે શિલ્પોનો પરિચય કરાવ્યો છે તે શિલ્પો આબુ (દેલવાડા)ના જગવિખ્યાત સ્થાપત્યોનું પ્રથમ સર્જન કરાવનાર મહામંત્રી વિમલના સમકાલીન તથા તે પહેલાંના સમયના છે. અજાયબીની વાત તો એ છે કે મહામંત્રી વિમલે પણ પોતે નિર્માણ કરાવેલા જિનમંદિરના મૂળનાયક તરીકે આદીશ્વર ભગવાનની જે પ્રતિમા ભરાવી તે પણ ધાતુની હતી એવા ઉલ્લેખો આપણને મળી આવે છે. હું માનું છું કે તેઓએ આરસને બદલે પ્રતિમા નિર્માણમાં ધાતુની પસંદગી કરવાનું તેના ટકાઉપણાને લીધે યોગ્ય ધાર્યું હશે.

ગુજરાતી શિલ્પના અભ્યાસીઓની સામે ઈ. સ. ના બીજા, સાતમા, આઠમા, નવમા દસમા, અને અગિયારમાં સૈકાના શિલ્પોનું ટૂંક વર્ણન આ લેખમાં આપીને ગુજરાતની શિલ્પકલાના ખુટતાં અંકોડાને શૃંખલાબદ્ધ કરવા માટેના મારા પ્રયાસમાં તેઓ પણ પોતાના ફુરસદના સમયમાં સંશોધન કરીને મને સહાયકર્તા થશે એવી આશા રાખું છું. હવે પછીના લેખમાં વિક્રમ સંવત ૧૦૯૦થી વિક્રમ સંવત ૧૨૩૦ સુધીની મળી આવતી ધાતુ પ્રતિમાઓનું વર્ણન આપવાની ઈચ્છા રાખી આ ટૂંકો લેખ સમાપ્ત કરું છું. અને આશા રાખું છું કે ઉપરોક્ત સમયની બીજી પ્રતિમાઓ પણ જે કોઈ સજ્જનના જાણવામાં આવે તે જાહેર જનતાની જાણ માટે પ્રસિદ્ધ કરશે.

# ગણધર–સાર્ધશતકનો સંક્ષિપ્ત પરિચય

લેખક—પૂ. મુનિમહારાજ શ્રી કાંતિસાગરજી, સીવની.

આર્યાવર્તના સાહિત્યક્ષેત્રમાં જૈનસાહિત્યનું ઉચ્ચ સ્થાન છે. જૈન સાહિત્ય માટે પ્રાશ્ચાત્ય વિદ્વાનોનો ઘણો ઊંચો અભિપ્રાય છે. ભારતીય ઈતિહાસ અને સાહિત્યના જ્ઞાન માટે જૈન સાહિત્યનું જ્ઞાન અનિવાર્ય છે એમ વિદ્વાનોને હવે સમજાવા લાગ્યું છે. મારા એક સહૃદય સ્નેહીએ સાચું જ કહ્યું હતું કે "અમે અત્યારે ભારતવર્ષનો ઇતિહાસ લખવા માટે પ્રયત્ન કરીએ છીએ, માટે અમારે જૈનસાહિત્યનો અભ્યાસ ફરજિયાત કરવો પડશે, કારણ કે તે વગર અમારો ઇતિહાસ અધુરો રહેશે."

જૈન સાહિત્યનું ભારતીય સાહિત્યવાટિકામાં આટલું ઊંચું સ્થાન હોવાનું કારણ એ છે કે જૈનોએ બનાવેલું સાહિત્ય માત્ર ધાર્મિકદિશા સુધી જ પરિમિત નથી પણ ઐતિહાસિક, સાહિત્યિક અને દાર્શનિક આદિ અનેક દૃષ્ટિઓથી પૂર્ણ છે. જૈન વાઙ્મયનિર્માતાઓએ કોઈ પણ વિષય છોડયો નથી. અર્થાત્ એકેએક વિષયપર જૈનમુનિઓએ વિદ્વત્તાપૂર્ણ ગ્રન્થો લખી ભારતીય સાહિત્યમાં મૂલ્યવાન ફાળો આપ્યો છે. પોણોસો ઉપરાંત એવા ગ્રન્થો મળે છે જે મૂળ ગ્રન્થોના કર્તા જૈનેતર છે અને વૃત્તિ નિર્માતા જૈનો છે. કહેવાનું તાત્પર્ય એટલું જ કે જૈનેતર સાહિત્યને પણ લોકભોગ્ય બનાવવા જૈનોએ સારો પ્રયત્ન કરી ઉદારતાનો પરિચય આપ્યો છે. માટે જ એક વિદ્વાને કહ્યું છે કે–"ભારતીય સાહિત્યમાંથી જૈન સાહિત્ય બાદ કરવામાં આવે તો આર્યાવર્ત્તનું સાહિત્ય શૂન્ય ભાસે."

ઐતિહાસિક મહત્ત્વવાળા ગ્રન્થોના નિર્મ્માણમાં જૈન મુનિઓએ સારો ફાળો આપ્યો છે. અહી જે ગ્રન્થનો પરિચય આપવામાં આવે છે એ પણ ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનો છે. મૂળ ગ્રન્થ પ્રાકૃત ભાષામાં ૧૫૦ ગાથામાં ગુમ્ફિત છે, ભાષાની અપેક્ષાએ પણ આ ગ્રન્થ મહત્ત્વનો છે.

**વિષય**—ખાસ કરીને આલોચ્ય ગ્રન્થની રચના સ્તુત્યાત્મક હોય છે. અને સ્તુત્યન્તર્ગત વ્યક્તિઓનો કવચિત્ ઐતિહાસિક પરિચય પણ મળે છે, જે ઘણો જ મહત્ત્વનો હોય છે. આમાં ઋષભદેવાદિ, ગૌતમસ્વામી, સુધર્મસ્વામી, જમ્બૂસ્વામી, પ્રભવાચાર્ય, શય્યમ્ભવ, યશોભદ્ર, સમ્ભૂતિસૂરિ, ભદ્રબાહુ, સ્થૂલભદ્ર, આર્ય મહાગિરિ, આર્યસુહસ્તી, આર્યસમુદ્ર, આર્યમંગુ, આર્યસુધર્મા, ભદ્રગુપ્ત, વજ્રસ્વામી, આર્યરક્ષિત, ઉમાસ્વાતિવાચક, હરિભદ્રાચાર્ય, શીલાંક, દેવાચાર્ય, નેમિચંદ્રસૂરિ, ઉદ્યોતનસૂરિ, વર્ધમાનસૂરિ, જિનેશ્વરસૂરિ, અભયદેવસૂરિ, અશોકચંદ્રસૂરિ, ધર્મદેવ (ગ્રંથકર્તાના દીક્ષાગુરૂ), હરિસિંહ (કર્તાના વાચનાગુરુ), સર્વદેવગણિ (કર્તાના વિદ્યાગુરુ), દેવભદ્રસૂરિ (કર્તાને આચાર્યપદ આપનાર), જિનવલ્લભસૂરિ (કર્તાના પટ્ટગુરુ) આદિની સ્તુતિ કરવામાં આવી છે.

ઉપરોક્ત આચાર્યોનો સંક્ષિપ્ત ઐતિહાસિક પરિચય આપવાનો વિચાર હતો પણ સમયાભાવ અને સાધનાભાવના કારણે તેમ કરી શકયો નથી. આ ગ્રન્થમાં ખરતરગચ્છાચાર્યો વિષયક સામગ્રી વિપુલ પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે.

**નામકરણ**—" **गणधरशार्धशतक** " નામ ગ્રન્થનિર્મ્માતાએ આપ્યું છે કે પાછળના લેખકોએ ?–એ નિશ્ચિતતયા કહી શકાય તેમ નથી. કારણ કે આખીયે કૃતિ વાંચતાં નામનો ક્યાંય ઉલ્લેખ દૃષ્ટિગોચર થતો નથી. પણ અર્થ તરફ ખ્યાલ આપતાં નામ બરાબર બંધબેસતું લાગે છે. गणधर શબ્દની વ્યુત્પત્તિ " गण धारयतीति गणधरः " એ પ્રમાણે છે. ગચ્છનાયક–માલિક–અધિપતિ–આચાર્ય આદિ શબ્દો गणधर શબ્દના પર્યાયવાચી શબ્દો છે. બધી મળીને ગાથાઓ ૧૫૦ છે. માટે આ નામ જે આપેલ છે તેમાં કશું અસંગત નથી. આની તમામ ટીકાઓમાં પણ આ જ નામનો ઉલ્લેખ મળે છે.

**રચનાનો ઉદ્દેશ**—પૂર્વજો–ગણધરો અને પોતાના પરમોપકારી સાધુઓનું સ્તુતિરૂપે સ્મરણ કરી પૂર્વજો પ્રત્યે પોતાની કૃતજ્ઞતાનો ભાવ વ્યક્ત કરવા માટે અને પૂર્વજોની કીર્તિ સંભારી તે સમયના લોકોને પ્રમુદિત કરવા માટે આ ગ્રંથ રચ્યો છે. આથી આ ગ્રંથ ઐતિહાસિક, સાહિત્યિક અને ભાષા એ ત્રણે દૃષ્ટિએ મહત્ત્વનો છે. ગ્રંથની વર્ણનશૈલી અતિ રોચક છે. પ્રાચીન જૈન સંક્ષિપ્ત ગુર્વાવલીનું જ્ઞાન આ ગ્રંથ સુંદર રીતે આપી શકે તેમ છે. હવે આપણે ગ્રન્થરચયિતા અને ગ્રંથનિર્મ્માણ વિષયક થોડો વિચાર કરીશું.

**ગ્રન્થરચયિતા અને તેમનો સમય**–આ મહત્ત્વપૂર્ણ ગ્રન્થરત્નના નિર્મ્માતા જિનવલ્લભ-સૂરિજીના પટ્ટધર સુપ્રસિદ્ધ આચાર્ય શ્રીજિનદત્તસૂરિજી છે. તત્કાલીન વિદ્વાનોમાં એમનું સ્થાન મહત્ત્વનું છે. એમનો જન્મ ગુર્જરધરાના આભૂષણરૂપ ધન્ધુકા નગરમાં સં. ૧૧૩૨ માં થયો હતો. પિતા મંત્રી વાચ્છિગ અને માતા બાહડદે હતાં. વિ. સં. ૧૧૪૧ માં બાલવયે દીક્ષા અંગીકાર કરી, સર્વશાસ્ત્રોનું અધ્યયન શરૂ કર્યું. જૈન આગમાદિ ગ્રન્થોનું અધ્યયન હરિસિંહાચાર્ય પાસે કર્યું હતું. સર્વ યોગ્ય ગુણોથી પરિપૂર્ણ સોમચંદ્રમુનિને દેવભદ્રસૂરિએ આચાર્ય પદ સ્વીકારવા કહ્યું, પણ આ વાત માટે ઉક્ત મુનિએ પોતાની અયોગ્યતા દર્શાવી, પોતાની લઘુતાનો પરિચય આપ્યો. અન્તે સકલ સંઘના આગ્રહથી દેવભદ્રસૂરિએ મેવાડદેશની ઇતિહાસ-પ્રસિદ્ધ રાજધાની ચિતોડ નગરીમાં તેમને આચાર્યપદથી વિભૂષિત કર્યા. આ પછી તેઓ જિનદત્તસૂરિ તરીકે શ્રી જિનવલ્લભસૂરિના પટ્ટધર જાહેર થાય. આ આચાર્યપદ વિ. સં. ૧૧૬૮માં વૈશાખ વદ ૬ આપવામાં આવ્યું હતું.

અજમેરનો અર્ણોરાજ–આનલ્લ સૂરિજીનો પરમ ભક્ત હતો. જ્યારે સૂરિજી અજમેર ગયા ત્યારે ખુશી થઇ નિત્ય રહેવા વિજ્ઞપ્તિ કરી, પણ આચાર્યે જૈનમુનિને પ્રબલ કારણ વિના એક જગ્યાએ રહેવું અનુચિત દર્શાવ્યું. આચાર્ય જેવા વિદ્વાન હતા તેવા જ સુપ્રસિદ્ધ ગ્રન્થ-નિર્મ્માતા હતા.

| | |
|---|---|
| ૧ ગણધરસાર્ધશતક ( પ્રા. ગા. ૧૫૦ ) | ૧૦ વિંશિકા |
| ૨ સંદેહદોલાવલી ( પ્રા. ગા. ૧૫૦ ) | ૧૧ વ્યવસ્થાકુલક |
| ૩ ચૈત્યવંદનકુલક ( ગા. ૧૫૦ ) | ૧૨ દર્શનકુલક |
| ૪ ઉપદેશરસાયન ( અપ૦ ગા. ૮૦ ) | ૧૩ સર્વાધિષ્ઠાયિ સ્તોત્ર |
| ૫ ગણધરસપ્તતિ ( પ્રા. ગા. ૭૦ ) | ૧૪ સુગુરૂપારતંત્ર્ય |
| ૬ ચર્ચરી ( અપ૦ ગા. ૪૭ ) | ૧૫ અધ્યાત્મગીત |
| ૭ કાલસ્વરૂપ ( ,, ,, ,, ) | ૧૬ ઉત્સૂત્રપદોદ્ઘાટનકુલક |
| ૮ ઉપદેશકુલક | ૧૭ સુતસ્તવન |
| ૯ અવસ્થાકુલક | |

અપભ્રંશ સાહિત્યના ઇતિહાસમાં એમનું સ્થાન ઊંચું છે.

આલોચ્ય ગ્રન્થમાં કર્તાએ રચનાસંવતનો નિર્દેશ કર્યો નથી. તે સમયના આચાર્યોનાં કતિપય ગ્રન્થોમાં પણ રચનાસંવતો મળતા નથી, એ પરથી સહેજે અનુમાન થાય છે કે ગ્રન્થાન્તે રચનાસમય સૂચવવો જ જોઇએ એવો કોઈ પ્રકારનો નિયમ નહોતો. એ દૃષ્ટિએ કર્તાએ કદાચ સૂચન ન કર્યું હોય. અને બીજી વાત એ પણ છે કે પુરાતન કાળમાં ખાસ ઇતિહાસ તરફ એટલું બધું ધ્યાન ન અપાતું, જેટલું વર્તમાનમાં અપાય છે. તત્કાલીન અન્યાન્ય સાધનો પરથી નિશ્ચિત જ છે કે ગ્રન્થનિર્મ્માણસમય ૧૧૬૭–૧૨૧૧ નો છે, કારણ કે મુનિ સોમચંદ્રે આચાર્યપદ સ્વીકાર કર્યા બાદ ગ્રન્થરચના કરી એટલે ૧૨ મી સદીના ઉત્તરાર્દ્ધમાં એ ગ્રંથ બનેલો હોવો જોઇએ.

આ ગ્રન્થનું કદ જો કે નાનું છે તોપણ ગુણ અને ઉપયોગિતાની દૃષ્ટિએ બહુ જ મહત્ત્વપૂર્ણ છે. બધી મળીને આ ગ્રન્થપર ચાર ટીકાઓ ઉપલબ્ધ થાય છે જે ઐતિહાસિક દૃષ્ટિએ બહુ જ મહત્ત્વની છે. આ ટીકાઓમાં અણહિલપુર પાટણનું વર્ણન ભાવવાહી ભાષામાં સુંદર રીત્યા કરવામાં આવેલ છે. અહીં તો માત્ર ચાર ટીકાઓનાં નામોનો જ ઉલ્લેખ કરું છે. ભવિષ્યમાં એક એક ટીકાપર વિસ્તૃત આલોચના લખી પ્રકાશિત કરવા પ્રયત્ન થશે. મને કામઠીના જ્ઞાનભંડારમાં ગણધરસાર્ધશતકનો ટબો પણ ઉપલબ્ધ થયો છે જે ગ્રન્થ તેના પ્રચારનું જ્વલંત ઉદાહરણ છે. ૧૬ મી શતાબ્દિનો આ ટબો બનેલો છે જેથી તત્કાલીન દેશભાષાની દૃષ્ટિ પણ અદ્વિતીય મહત્ત્વ ભોગવે એ તદ્દન સ્વાભાવિક જ છે.

ટીકાઓ.

૧ સુમતિગણિ ૧૨૯૫.

૨ ચારિત્રસિંહ, આ વૃત્તિનું મૂળ બૃહદ્વૃત્તિ છે.

૩ સર્વરાજની વૃત્તિ, મારી સામે નથી.

૪ પદ્મનંદી. આ વૃત્તિનો પરિચય સ્વતંત્ર લેખ માંગી લે છે.

આ આલોચ્ય મૂળ ગ્રન્થ સર્વ પ્રથમ પૂજ્યગુરૂવર્ય ઉપાધ્યાય શ્રી સુખસાગરજી મહારાજના સુપ્રયત્નથી સં. ૧૯૭૨ મુંબઇમાં ચારિત્રસિંહ નિર્મિત વૃત્તિ સહિત પ્રકાશિત થયો હતો. અને ત્યારબાદ વડોદરા ગા. ઓ. સિ. તરફથી **અપભ્રંશકાવ્યત્રયી** નામક મહત્ત્વપૂર્ણ પુસ્તક પ્રકાશિત થતું હતું જેમાં જિનદત્તસૂરિ વિરચિત અપભ્રંશ સાહિત્ય આપેલ છે. તેમાં જૈન સમાજના સુપ્રસિદ્ધ વિદ્વાન પંડિતવર્ય્ય શ્રીમાન્ લાલચંદભાઈ ભગવાનદાસ ગાંધીએ વિદ્વત્તાપૂર્ણ જે ભાષાવિષયક નિબંધ આપેલ છે તે ઘણો જ મહત્ત્વનો છે.

**ઉપસંહાર**—ઉપર જે ગણધરસાર્ધશતકનો સંક્ષિપ્ત પરિચય કરાવેલ છે તે સમસ્ત નથી. જૈન સાહિત્યવાટિકામાં આવા અનેક મહત્ત્વપૂર્ણ ઐતિહાસિક ગ્રન્થરૂપી પુષ્પો પોતાની અદ્વિતીય સુગંધ વડે લોકોને આનંદ અર્પે છે. તે તમામ પુષ્પો–ગ્રન્થો પર ઐતિહાસિક વિવેચનાત્મક નિબંધો લખી પ્રકાશિત કરવામાં આવે તો જૈન ઇતિહાસ–સાહિત્યની સારામાં સારી સેવા થઈ શકે. એવા લેખો જૈનો કરતાં જૈનેતર વિદ્વાનોને વધારે ઉપયોગી નિવડે છે. અને બીજા બીજા ગ્રન્થ જોવા માટે સુંદર પ્રેરણા મળે છે. અર્થાત્ એવા નિબંધો માર્ગદર્શક તરીકે કામ કરે છે. આશા છે જૈન વિદ્વાનો આ વિષય પર ધ્યાન આપી સાહિત્યના પુણ્યપ્રચારમાં ફાળો આપશે. અત્યારે દિલ્હીમાં "જૈન રિસર્ચ સોસાયટી"ની સ્થાપના થવાના વિચારો ચાલી રહ્યા છે. એ સંસ્થા આ વિષય પર જો ધ્યાન આપી રચનાત્મક કાર્ય કરશે તો જૈન ઇતિહાસ સંબંધી સાહિત્યને સારી મદદ મળશે.

# खानदेशमें प्राचीन जैन शिल्प

लेखक-श्रीयुत भा. रं. कुलकर्णी, बी. ए. शिरपुर ( प. खानदेश ).

खानदेश यह भारतवर्षके प्रथम श्रेणीके उपाजाऊ प्रांतोंमेंसे एक है। वर्तमानमें यहांकी काली भूमी कपासके लिये प्रसिद्ध है। प्राचीन समयमें वह धान्यकी विपुलताके कारण विख्यात था। इस नैसर्गिक धान्यके भंडारके सहारे ही अजण्टाके विस्तीर्ण बौद्धविहार निर्माण हुए थे।

इस प्रान्तमें बौद्धोंके अवशेप अजण्टाके सिवा अन्यत्र नहि पाये जाते। किन्तु जैन शिल्पके अवशेष इस प्रांतमें चारों ओर मिलते हैं। और इससे पता चलता हैं की एक समय, खानदेशके कोने कोनेमें जैनधर्मके मंदिर इस प्रांतकी शोभाको बढाते थे, इस भूप्रदेशके वैभवका प्रदर्शन करते थे, और यहांकी जनतामें दया और सहिष्णुताका स्रोत बहाते थे।

यहांके जैन अवशेपोंमेंसे अजंटाके पासकी घटोत्कच गुफा और मांगीतुंगी क्षेत्र-इनका कुछ वर्णन गेजेटियरोंमें दिया हुआ है। भामेरका परिचय आर्कि-ओलॉजीके रिपोर्टमें मिलता है।+ अन्य स्थान स्थान पर विखरे हुए खंडहर और भग्न मूर्तियोंके टुकडोंका संकलित परिचय जैन इतिहासकी दृष्टि न रखने वालोंको अनावश्यक ही नहीं साथ साथ अशक्य भी हैं।

खानदेशकी उत्तर सीमा सातपुडा पर्वत, दक्षिणमें सातमाला और अजंटा पहाड, पश्चिममें गायकवाडी और सूरत जिल्ला और पूर्वमें वराड प्रांत है। अजंटा और घटोत्कच ये अजंटा पहाडीमें, भामेर और मांगीतुंगी यह सह्याद्रीके उत्तरीय शाखाओंमें हैं। किन्तु सातपुडामें खानदेशकी बाजूके विभागमें रहे हुए जैन अवशेष, जो अभीतक सुज्ञ जगतको अज्ञात हैं उनका नाममात्र परिचय मैं इस लेख द्वारा कराना चाहता हुं।

## (१) नागार्जुन

सातपुडा पहाडोंमेंका सर्वश्रेष्ठ जैन शिल्प बडवानीका 'बावनगजा' है। उस बावनगजाके ही पासमें इस पहाडके खानदेशकी बाजूपर तोरणमाल नामका एक नाथपंथीय महाक्षेत्र है। इस तोरणमालके मार्गपर जैन मूर्तियां मिलती हैं जिनका धार्मिक ज्ञान कौरव-पांडवोंकी कथासे अधिक बढने न पाया हो ऐसे यात्रियोंमेंसे किसीने उसको नागार्जुन बना दिया।

## (२) टवलाईकी बावडी

तोरणमालका मार्ग खानदेशकी सपाट भूमीपर जहांसे शुरू होता है उसी मार्ग पर टवलाई नामका एक भीलोंका छोटासा गांव है। उस गांवमें एक अत्यंत भव्य और विस्तीर्ण सीढीयोंवाली बावडी काले पथ्थरकी बनी है। उसकी कमानोंकी दोनों ओर जैन तीर्थंकरोंकी आसनस्थ मूर्तियां होते हुए भी किसी महेश्वर भट्टको ख्याल न पडनेसे यह बावडी बनी, ऐसी किं वदंती प्रचलित ही नहीं, खानदेश गेझेटीयर में और भूवर्णनोंमे छपी हुई है।

× जैन सत्य प्रकाश वर्ष ६ अंक १२ पृष्ट ४४६ पर इसका कुछ वर्णन आया हुआ है।

## (३) पांडव-खाण

पश्चिम खानदेशके शहादे नामके तालुकाशहरके पास तीन मील पर गोमती नदीके पासमें काले पत्थरोंकी खदान है। उस खदान के पास पत्थरोंमें दो दो कोठडियोंका एक जोडा ऐसे दो जोडे खोदे हुए पाये जाते हैं। उन कोठडीयोमें एक छोटा गर्भागार उसके सामने थोडा विस्तीर्ण सभामंडप ऐसी उनकी रचना है। गर्भागार और सभामंडप के बीच एक छोटासा द्वार है। और द्वारके सन्मुख प्रमुख मूर्ति पद्मासनस्थ उसी पत्थरकी खुदी हुई बनी है। गर्भागारमें दोनों वाजू और सभामंडपमें सर्व बाजूओंमें दीवालों पर अनेक जैन मूर्तियां खडी और वैठी खुदी हुई हैं। गर्भागार लगभग ६×६ फीट और सभामंडप १०×१० फीट है। उनकी गहराई ७ फीट है और किसीको छत नहीं है। इन कमरोंमें उतरनेके लिये पत्थरकी सीढियां बनी हैं।

इन मूर्तियोंके शिल्पसे वे इसवी ११ या १२ वी शताब्दिकी होनी चाहीये ऐसा अभिप्राय हमारे एक पुरातत्त्वज्ञ मित्रका है।

इस स्थानकी वाजूमें लोक पत्थर निकालते हैं और इन मूर्तियोंको पांडवोंकी प्रतिमा समझकर इस पत्थरोंकी खदानको मराठीमें 'पांडवखाण' कहते हैं।

## (४) काले पाषाणकी भग्न मूर्तियां

चौंधी और शिरपूरकी उत्तरमें १५ मीलपर तथा शहादेसे पूर्व लगभग ३०-३५ मीलपर इसी पहाडके सहारेसे रहनेवाले एक उजडे हुए गांवके खंडहरोंमें काले पाषाणकी भग्न जिनमूर्तियां पाई जाती हैं। इसी प्रदेशमें यादवकालीन अवशेष और शिलालेख पाये जाते हैं। याने लगभग ७०० वर्ष पूर्व यह प्रदेश संपन्न अवस्थामें था।

## (५) नागादेवी

पूर्व खानदेशमें यावलके पास उत्तरमें ५-६ मीलके फासले पर एक नाग नामका स्थान बताया जाता है। वहां ग्वाल, भेडीये वगैरह लोग वहांकी मूर्तिको सिंदूर लगाकर नारियल चडाते हैं। पता चलता है के वह नागादेवी मूलतः जिनमूर्ति थी और अब अज्ञानके कारण सिंदूर में लिप्त होकर नागादेवी नामसे महशूर हुई है।

## (६) बलसाणें

भामेरके ईशान कोनेमें लगभग २० मीलपर बुराइ नदीपर प्राचीन शिल्पके विपुल अवशेष पाये जाते हैं। वहांके एक शिलालेखसे वे शालिवाहन शककी १२ वी शताब्दीके प्रतीत होते हैं। उनमेंसे अनेक शिवालय और एक देवीका मंदीर प्रेक्षणीय अवस्थामें है। हिंदुस्थान सरकारके पुराण वस्तु संरक्षक विभागने ये अवशेष अपने तावे में लिये हैं। इन खंडहरोंमें भी मुझे एक भग्न जिनमूर्ति नजर आई है। वह नदीके घाटपर पडी हुई थी।

इस दृष्टिसे खोजभाल करनेवालोंको यहांके गांवडों, पहाडों और निर्जन वनोंमें प्राचीन जैन शिल्पके अवशेष अधिकाधिक मिलना संभवनीय है।

खानदेशमें गत १-२ शताब्दिमें व्यापारके निमित्त आनेवाले गुजराती,

# સિત્તન્નવાસલના ગુફામંદિરમાં પલ્લવરાજ્યની જૈન ચિત્રકળા

લેખક : શ્રીયુત **નાથાલાલ છગનલાલ શાહ**, પાલનપુર

પુદુક્કોટા સ્ટેટ એ દક્ષિણમાં આવેલ છે. આ રાજ્યમાં કેટલાંએક પુરાતન ઐતિહાસિક સ્થળોમાં મોલ અને પલ્લવવંશના રાજ્યકર્તાઓના સ્થાપિત કરેલ સ્થળો મળી આવે છે. આમાં સિત્તન્નવાસલની જૈન ગુફામાં આલેખાયેલ જૈન ચિત્રકળા પુરાતન અને ઘણી રસદાયક છે.

આ ગુફામંદિર પુદુક્કોટા શહેરથી ઉત્તર-પશ્ચિમમાં લગભગ નવ માઇલના અંતરે અડદીઆ જાતના પત્થરની મોટી ટેકરી ઉપર છે. ઉક્ત ટેકરી સૈકાઓ પહેલાં જૈનોની માલીકીની હોવાનું જણાઈ આવેલ છે. કારણ કે ટેકરી-ટોમની દક્ષિણ બાજુ કુદરતી જમીનમાં બહુ ઊંડાણમાં ગુફા આવેલ છે, જેમાં ખડકની બહારની બાજુ પત્થરની બનાવટની સત્તર ગાદિઓ આવેલ છે-તેમાં એકની ઉપર બ્રાહ્મીલિપિમાં ઈ. સ. પૂર્વે ત્રીજી શતાબ્દિનો ટૂંકો શિલાલેખ કોતરાએલ છે જેમાં વર્ણવેલ છે કે-આ ગુફા જૈનોના "મુનિવાસ"ના ઉપયોગ અર્થે બનાવવામાં આવેલ છે. આ ટેકરીના પગથીઆની ઉત્તર દિશાએ એક બીજું ગુફામંદિર આવેલ છે. તેનું ખોદકામ ઈ. સ. ની સાતમી શતાબ્દિના પલ્લવસ્થાનોના જેવું દેખાય છે. જેમાં પલ્લવ ચિત્રકળાના પુરાતન અવશેષો જોવાલાયક છે, જે કેટલાક અંશે બચવા પામેલ છે. તેમાંના એક સ્થંભપર "દેવ નર્તકી"નું દૃશ્ય આલેખાયેલ છે.

**પલ્લવ ચિત્રકળા.** પ્રો. ડુબ્રીલે—"પલ્લવ ચિત્રકળા" વિષે એક લેખ ઈન્ડીઅન એન્ટીકેવરી નામના જર્નલમાં સન. ૧૯૨૩ ના માર્ચ મહિનાના અંકમાં આપેલ છે. પલ્લવ કોતરકામ અને સ્થાપત્ય સુપ્રસિદ્ધ છે. પરંતુ પલ્લવ ચિત્રકામ એ તદ્દન નવીન વિષય છે. મહાબલીપૂરમ્ અને મામન્દૂરમાં જડેલાં રંગનાં અવશેષો ઉપરથી ત્યાંનાં સ્મારકો ચિત્રિત હશે એ શંકાને સ્થાન મળ્યું, પરંતુ આ અવશેષો પલ્લવ ચિત્રકળા ( Painting ) સમજવા આપણે માટે પુરતા છે. સિત્તન્નવાસલમાંના પહાડમાં આલેખાયેલ પલ્લવમંદિરમાંના મંડોદક ચિત્રો ( Fresco )ની શોધ ઘણી અગત્યની છે. આ ચિત્રો ઉપરથી નીચેના સિદ્ધાંતો બાંધી શકાય.

(૧) પલ્લવ ચિત્રકળાની પદ્ધતિ એજન્ટાનાં ચિત્રોને મળતી છે.

(૨) કલાની દૃષ્ટિએ આપણને મળી આવતા આ અવશેષો ઘણા લક્ષમાં રાખવા જેવા છે. એમ જણાય છે કે પલ્લવોની ચિત્રકળા તેમની મૂર્તિવિદ્યાનકળા કરતાં વધારે સુંદર હતી.

સિત્તન્નવાસલ પુદુક્કોટાથી વાયવ્ય દિશામાં નવ માઇલને અંતરે આવેલ નાનું ગામ છે. અને તે નર્ત્તમલૈ, મલૈયદીપટ્ટી, કુડુમિયમલૈ અને કુન્નન્દરકોઈલથી થોડા માઈલને અંતરે

---

**काठियावाडी और मारवाडो व्यापारियोंके साथ ही जैनधर्म खानदेशमें आया है ऐसी कल्पना उपर्युक्त संशोधनद्वारा सर्वथा निर्मूल हो सकती है। और लगभग आठसो वर्ष पूर्व यानें दक्षिणमें मुसलमानोंका आगमन होनेसे पूर्व खानदेशमें जैनधर्मका प्रसार चारों ओर हो गया था यह प्रमाणित होता है।**

હોઇને પલ્લવ પ્રદેશની મધ્યભાગમાં આવેલ છે. પલ્લવરાજા મહેન્દ્રવર્મન-પહેલાના કાવ્ય અને સંગીતમાં કૌશલ્યનાં માન્દુરના શિલાલેખોમાં વખાણ કરવામાં આવેલ છે. તે જ રાજાએ કોતરાવેલી મામન્દુરની ગુફાઓના જેવી જ સિત્તન્નવાસલના ગુહામંદિરની સ્થાપત્યશૈલી છે. સિત્તન્નવાસલની ગુફા જૈનમંદિર છે. રાજા મહેન્દ્રવર્મન્-પહેલાએ અપ્પર[1] નામના વિદ્વાનના ઉપદેશથી જૈનધર્મ ગ્રહણ કરેલ. ત્યાર પહેલાંના એના સમકાલીન સહધર્મીઓ અને મિત્રોના હાથે એ પહાડમાંથી ગુફા કોતરી કઢાવી હતી. અને એક સમય પર એ પુરભપકાથી શણગારાયલું હતું, પરંતુ હાલ માત્ર એના ઉપલા વિભાગો જ એટલે છતનો ભાગ, થાંભલાના ઉપલા ભાગ અને એમની મથોટી પરનાં જ ચિત્રો આપણે જોઈ શકીએ છીએ.

અદ્યાપિપર્યંત જળવાઇ રહેલ મુખ્ય ચીજ તે ઓસરીની સમગ્ર છતને શણગારતું ભવ્ય મંડોદક 'કમળકાસાર'નું ચિત્ર છે. કમળપુષ્પોમાં વચ્ચે વચ્ચે માછલાં, હંસો, ભેંસો, હાથીઓ અને હાથમાં કમળપુષ્પો ધરેલા એવા ત્રણ જૈનો છે. આમાંના બે જૈનો ઘેરા રાતા રંગના છે અને ત્રીજો જૈન ઉજળા પીળા રંગનો છે. એમની ઊભા રહેવાની ઢબ, એમના પર પુરાયલા રંગો અને એમની મુખાકૃતિની મધુરતા ખરેખર મોહક અને આનંદમય છે. આ 'કમળકાસાર'ના મંડોદક ચિત્રમાં કદાચ જૈનોના ધાર્મિક ઇતિહાસમાંનો કોઇ દેખાવ હોય એમ જણાઇ આવે છે. રવેસના બે થાંભલાની મથોટીનો શણગાર, સારો જળવાયો છે. ત્યાં ખીલતા કમળદંડોની રસમય ગુંથણીનું ચિત્રકામ છે. થાંભલાઓ નાયિકાઓની આકૃતિથી અલંકૃત કરાયા છે. જમણી બાજુનો થાંભલો ઠીક જળવાયો નથી, પરંતુ ડાબી બાજુનો મનુષ્ય અને વરસાદના સપાટાથી લગભગ પૂરેપૂરો બચવા પામેલ છે. એના પરની "નાયિકને મંદિરની દેવદાસી તરીકે બતાવેલ છે."×

રાજા મહેન્દ્રવર્મન્-પહેલાના જમાનામાં નૃત્યકલાનું ઘણું માન હતું. મ્હારા મિત્ર ત્રિવેન્દ્રમ્‌વાળા કે. જી. શંકર આયરે ઇ. સ. ૧૯૨૦ માં મેં મોકલેલા ફોટોગ્રાફની મદદથી મામન્દુરના શિલાલેખોનો અભ્યાસ કર્યો હતો અને એમાં એ **नसहित्वच नृत्यविहितः** એમ વાંચી શકયા હતા. એટલે સંભવ છે કે મહેન્દ્રવર્મન્-પહેલાએ નૃત્યકલા વિષે ગ્રંથ લખ્યો હતો. એ જ શિલાલેખમાં એમને **क्रधर निस्वर वर्णयपुर तपुः कविगिर** અને બીજે ઠેકાણે **किंच विविधैः कृत्ववर्ण चंद्रावर्णम्** એ શબ્દો પણ વંચાયા હતા. આ પ્રમાણે નૃત્યકલાથી અવિભક્ત એવી સંગીતકલા વિષે પણ મહેન્દ્રવર્મને ગ્રંથો લખ્યા હતા. વળી 'પલ્લવો'ના ત્રીસપા પાને મેં મારો મત દર્શાવતાં લખ્યું છે કે કુડુમિયામલૈના શિલાલેખમાંનો ઉલ્લેખ રાજા મહેન્દ્રવર્માની સંગીત વિષયક પ્રવીણતા વિષે છે.

અહીં એ પણ ઉમેરવું જોઇએ કે-મી. ટી. એ. ગોપીનાથરાવને પુડુકોટૈ રાજ્યના ગુહામંદિરોની તપાસ કરતાં સંગીત વિષયક એક નવો શિલાલેખ જડી આવ્યો હતો. એ વિષે પત્રદ્વારા એમણે મને નીચે પ્રમાણે લખ્યું:—

"ટીરૂમયૈમની ગુફામાં પણ કુડુમિયમલૈના શિલાલેખ જેવો સંગીત વિષયક લેખ છે.

1 અપ્પર નામનો સાધુ પહેલાં જૈન દર્શનનો અનુયાયી હતો પરંતુ પાછળથી તે કોઇ શૈવધર્મની સ્ત્રીના પ્રયત્નથી શૈવધર્મનો અનુયાઈ થયો અને રાજા મહેન્દ્રવર્મનને પાછળથી શૈવધર્મી બનાવ્યો.

× પ્રો. દુબ્રીલે—સિત્તન્નવાસલના ગુફા મંદિરમાં ડાબી બાજુના થાંભલા ઉપર "નાયિકા=મંદિરની દેવદાસી" તરીકે બતાવેલ છે પરંતુ ખરી રીતે તે "દેવનર્તકી" અપ્સરાનું ચિત્રકામ છે. જૈનદર્શનમાં દેવદાસી બનાવવાની કોઈ પણ યુગમાં પ્રથા ન હોતી અને છે પણ નહીં.

પહાડની બાજુ પર કોતરેલા શિવાલયની દિવાલપર એ ટાંકી કઢાયેલો છે, ઘણા પાછળના સમયના એક પાંડવ રાજાએ એ લેખનો કેટલોક ભાગ એ ન સમજાય એવી લિપિમાં કોતરી કઢાવેલો છે. એને બદલે કેટલાક સિક્કાનું દાન અમર કરવા પોતાનો જ નકામો લેખ કોતરાવ્યો છે. એ ભીખારીને ખબર નહીં હોય કે એ અમૂલ્ય શિલાલેખને કેટલું ભારે નુકસાન કરેલ છે. મળી આવતા અવશેષોપર ઉપર તીધર કંઇક આમ વંચાય છેઃ—" **ष (ज) गंधार, धैव (त).** " આ આર્ય સંગીતકલાના પારિભાષિક શબ્દો છે અને તે કુડુમિયમલૈના શિલાલેખ પરની જ લિપિમાં કોતરાએલ છે."

પલ્લવોના સમયની લલિત કળાઓમાં મૂર્તિવિધાનકળા ઘણા સમયથી જાણીતી છે. આપણને આ સિત્તન્નવાસલના ગુફામંદિરમાંથી ચિત્રકળા, સંગીત અને નૃત્ય વિષે ઉપયોગી માહીતી મળી શકે છે.

જૈનદર્શને પુરાતન સમયથી મૂર્તિવિધાન, ચિત્રકળા, સંગીતકળા અને નૃત્યકલાને ઉત્તેજન આપેલ છે. ઓરિસ્સામાં આવેલ ખંડગિરિ–ઉદયગિરિ ટેકરીઓમાં રાણીગુફા અને ગણેશગુફા આવેલ છે જે ઇ. સ. પૂર્વેના સમયની છે તેમાં એ સમયની પુરાત ચિત્રકળાના અવશેષો મળી આવે છે.

સંગીતકલાના વિષયમાં જૈનોના પૂર્વાચાર્યોએ અમૂલ્ય ફાળો આપેલ મળી આવે છે. જૈન આગમોમાં સ્થાનાંગસૂત્ર અને અનુયોગદ્વાર સૂત્ર જે ઇ. સ. પૂર્વેના સમયનાં છે તેમાં સંગીતના વિષય માટે ઘણું આપેલ છે. તેમાંનો અમુક ભાગ નીચે બતાવેલ છે જે પરથી જાણવામાં આવી શકશે કે–રાજા મહેંન્દ્રવર્મને સંગીત વિષયમાં કોતરાવેલ શિલાલેખના પારિભાષિક શબ્દો અને નીચેના શ્લોકના શબ્દો બન્ને એક જ સરખા છે.

**से किं तं सत्त नामे ?**

હવે સાત (સ્વરોના) નામ તે ક્યા ?

**२ सत्त सरा पण्णत्ता,** સાત સ્વરો કહ્યા છે.

**तंजहा–सज्जे रिसहे गंधारे, मज्झिमे पंचमे सरे,**

**रेवए ( धेवते ) चेव नेसाए, सरा सत्त विआहिआ ॥ १ ॥**

ષડ્જ, ઋષભ, ગંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ, એ સાત સ્વરો વર્ણવેલા છે.

**एअसिण्णं सत्तण्हं सराणं सत्त सरट्ठाणा पण्णत्ता, तंजहा—**

**सज्जं च अग्गजीहाए, उरेण रिसहं सरं**

**कण्ठुग्गएण गंधारं, मज्झजीहाए मज्झिमं ॥ २ ॥**

**नासाए पंचमं बूआ, दंत्तोट्ठेण अ रेवतं ।**

**भमुहक्खेवेण णेसाहं, सरट्ठाणा विआहिआ ॥ ३ ॥**

એ સાત સ્વરોનાં સાત સ્વરસ્થાનો કહ્યાં છે, જેમકે ષડ્જ જીહ્વાગ્રમાં, ઋષભ છાતીમાં, ગંધાર કંઠમાં, મધ્યમ જીહ્વાના મધ્ય ભાગમાં, પંચમ નાસિકામાં, ધૈવત દંત્તોષ્ઠમાં અને નિષાદ ભ્રુકુટીમાં હોય છે.

**सत्त सरा जीवणिस्सिआ पण्णत्ता तंजहा:—**

**सज्जं रवइ मऊरो कुक्कुडो रिसभं सरं ।**

**हंसो रवइ गंधारं, मज्झिमं च गवेलगा ॥ ४ ॥**

अह कुसुमसम्भवे काले, कोइला पंचमं सरं
छट्ठं च सारसा कुंचा नेसायं सत्तयं गओ

સાત સ્વરો જીવાશ્રિત કહ્યા છે.

ષડ્જને મોર, ઋષભને કુકડવ, ગંધારને હંસ, મધ્યમને ગાય બકરાં અગર ઘેટાં, પંચમને કોકિલા, ધૈવતને સારસ પક્ષી અને ક્રૌંચ, અને નિષાદને હાથી.

સ્થાનાંગસૂત્ર. પાને, ૩૯૩, ૮–૪, ૪–૫. અનુયોગદ્વારસૂત્ર. પાને, ૧૨૭.

સન ૧૯૩૦ ની સાલમાં ડો. હીરાનંદ શાસ્ત્રી જ્યારે સિત્તન્નવાસલના ગુફા મંદિરની શોધખોળ અર્થે આવેલ તે સમયે તેમણે ગુહા–મંદિરની દક્ષિણ બાજુએથી ચાર નાના શિલાલેખો શોધી કાઢયા હતા. જે લેખો પુરાતન પલ્લવગ્રન્થભાષામાં લખાએલ છે. તેમાં મંદિર જોનારાઓ અને યાત્રાળુઓનાં નામો લખાએલ છે. કુડુમીયામલૈ કે જે ગામ સિત્તન્નવાસલથી થોડા જ માઇલના અંતરે આવેલ છે, ત્યાંની એક શિવગુફામાં પલ્લવરાજા મહેંન્દ્રવર્મન્‌ના સમયનો એક પુરાતન શિલાલેખ મળી આવેલ છે જે લેખ સંગીતના વિષય પર કોતરાએલ છે.[1]

સિત્તન્નવાસલનું ગુફામંદિર ખાસ જૈનોનું છે. પલ્લવરાજા મહેન્દ્રવર્મને ઇ. સ. સાતમી શતાબ્દિ આસપાસ બનાવ્યાનું મળી શકે છે. આ ગુફામંદિરમાં પાંચ પત્થરની જૈન તીર્થંકરની પદ્માસને મૂર્તિઓ કોતરાએલ છે. તેમાંની ત્રણ મૂર્તિઓ અંદરના મુખ્ય વિભાગમાં અને બે મૂર્તિઓ વરંડાના એક એક થાંભલાના છેડાપર આવેલ છે. આ મૂર્તિઓનું શિલ્પકામ અજન્ટાની બૌદ્ધમૂર્તિઓની સાથે સરખાવતાં, ઘણે અંશે મળતું આવે છે. આ મંદિરમાં અજન્ટા તેમજ બીજાં બુદ્ધીસ્ટ સ્થાનોની જેમ દીવાલો અને છતો પ્લાસ્ટરથી ઢાંકેલ છે. આમ કરવાનું અંધકારને અજવાસાના રૂપમાં ફેરવવા માટે નહી, પરંતુ દીવાલો ઉપર મીનાકામ કરવા અને ભીંતોને શણગારવા માટે બનાવેલ છે. ચિત્રકારે ડીઝાઇનો પહેલાં સફેદ પ્લાસ્ટર ઉપર દોરેલ છે તેના પર હીંદી લાલ રંગનો ઉપયોગ કરેલ છે. ત્યારપછી ઝાંખા રંગનું પડ તેના ઉપર આપ્યા પછી સુંદર રીતે કાળો રંગ આપ્યાથી તરેહવાર ડીઝાઇનો જણાઈ આવે છે. મંદિરની અંદરના પવિત્ર સ્થળની છત ઉપર ઉપયોગી ફૂલોના અને ભૂમિતિ સંબંધીના નમુના ઘણી જાતના રંગોમાં બનાવેલ છે. વરંડાના છતના મધ્ય ભાગ અને બે થાંભલાઓ ઉપર અજન્ટાનાં ઘણાં ચિત્રકામોની જેમ નાજુક કળાવાળાં ચિત્રકામ ટકી રહેવા પામ્યાં છે.

વરંડાની છત ઉપરનું ચિત્રકામ ખાસ વખાણવા લાયક છે. તેની રચનામાં જળાશયમાંહેનું કમલ, ખુલ્લાં રાતાં કમલના ફૂલોથી અને લીલાં પાંદડાંઓથી ઢંકાએલ જળાશયમાં માછલાંને પાણીના ધોધમાં તરવાનો ભાગ અને કિનારે ફરવાની જગ્યા બતાવેલ છે. જ્યારે હાથીઓ, પશુઓ અને ત્રણ મનુષ્યો જળાશયમાં ન્હાવા પડેલ જોવામાં આવે છે. આ કળાવાળો ચિત્રકામનો ભાગ અદ્યાપિ પર્યંત સચવાઇ રહેલ છે. આમાંના એક સ્થંભ ઉપર હીંદના કોઇ રાજા અને તેના સાથીનું વર્ણન કરતું કળાત્મક ચિત્ર દોરાએલ છે. પરંતુ હાલમાં તે ઝાંખુ પડી ગએલ હોવાથી તેના માટે વિશેષ લક્ષમાં લઇ શકાય તેમ નથી.[2]

---

૧ Epigraphia Indica Vol. 12.

૨ Indian Antiqueri Vol. 11. P. 120.

# कतिपय खरतरगच्छीय विद्वान्

[ संक्षिप्त परिचय ]

लेखक : श्रीयुत हजारीमलजी बांठिया

**श्वेताम्बर** जैनोंके गच्छोंमें खरतरगच्छ एक अति प्रसिद्ध गच्छ है। सदासे इस गच्छके विद्वान साहित्यकी सेवा करते आये हैं। इस गच्छमें अनेकों विद्वान, प्रभावक एवं प्रतिबोधक महापुरुष हुए हैं जिनका ऋण जैनधर्म व समाज पर है। उनकी विद्वत्प्रतिभा उनके रचित ग्रन्थोंके पठन-पाठन से मालूम हो सकती है। इस लेखमें खरतरगच्छीय विद्वानोंका किंचित् परिचय दीया जा रहा है जो साहित्यप्रेमीयों को उपयोगी सिद्ध होगा।

**कपूरमल्लः**—ये श्रीजिनदत्तसूरिजीके परमभक्त श्रावक थे। इनकी एकमात्ररचना ब्रह्मचर्यपरिकरण ४६ गाथाकी है जो श्री नाहटा बन्धु लिखित मणिधारी श्री जिनचन्द्रसूरि नामक पुस्तक पृ० ६०-६४ में प्रकाशित है।

**श्रीजिनदत्तसूरिः**—ये अत्यन्त प्रभावक महापुरुष हो गये हैं। इनकी विद्वत्-प्रतिभा अनोखी थी। ये जिनवल्लभसूरिजीके पाट पर हुऐ। इनका जन्म संवत ११३२ में हुंबड गोत्रीय वाहडदेवीकी कुक्षिसे धवलकनाम नगर में हुआ। जन्म नाम सोमचन्द्र रखा गया। सं. ११४१ में दीक्षा हुई। सं. ११६९ वैशाख वदि ६ शनिवारको आचार्य पदवी हुई और जिनदत्तसूरि नामसे सर्वत्र प्रसिद्ध हुए। ये खरतरगच्छके प्रथम दादाके नाम से संबोधित किये जाते हैं। इन्होंने ५२ वीर ६४ यौगणीको वशमें किया। इन्होंने कई चमत्कार भी दिखाये। कईको प्रतिबोध दिया। १ लाख ३० हजार जैन बनाये। जैन जनता इन्हें बडी श्रद्धासे पूजती है। इनके रचित स्तोत्रोंके जाप करनेसे महामारी आदि रोग-कष्ट दूर होजाते हैं। इनका स्वर्गवास संवत् १२११ आषाढ सुक्ला ११को अजमेरमें हुआ। आपका जीवनचरित्र श्रीनाहटा बन्धुओंकी ओरसे शीघ्र ही प्रकाशित होनेवाला है।

**जिनचंद्रसूरिः**—ये जिनदत्तसूरिके पाट पर बैठे। इनका जन्म जैसलमेरके निकट-वर्ती विक्रमपुर गांवमें साह रासलकी धर्मपत्नी देल्हण देवीकी कुक्षीसे वि. सं. ११९७ भादवा शुक्ला ८ को ज्येष्ठा नक्षत्रमें हुआ। वि. सं. १२०३ फाल्गुण शुक्ला ९ को अजमेरमें श्रीजिन-दत्तसूरिने दीक्षित किया। सं. १२०५ के मिती वैशाख शुक्ला ६ को विक्रमपुरके श्री महावीर जिनालयमें श्रीजिनदत्तसूरिजीने स्वहस्तकमलसे इन प्रतिभाशाली मुनिको आचार्यपद प्रदान

कर श्रीजिनचंद्रसूरिजी नामसे प्रसिद्ध किया । आप अति विद्वान् थे । आपने म्लेच्छोपद्रवसे श्रीसंघकी रक्षा की । दिल्ली के मदनपाल राजाकों प्रतिबोध दिया व देवताओंको भी प्रतिबोध दिया । और भी अनेक प्राभाविक कार्य किये । महतियाणजातिकी स्थापना की । इनकी विद्वत्प्रतिभाकी एकमात्र कृति 'व्यवस्थाकुलक' है । इनका स्वर्गवास सं. १२२३ के द्वितीय भाद्रपद कृष्ण १४ को दिल्लीनगरमें हुआ । इनके भालस्तलमें मणि थी, इसीसे इन्हें मणिधारीजी कहते हैं । ये दूसरे दादाके नामसे प्रसिद्ध है । आपका चरित्र विशेष जाननेके लिए श्री अगरचंद भंवरलाल नाहटा लिखित 'मणिधारी जिनचंद्रसूरि पुस्तक देखनी चाहिये ।

**जिनपतिसूरिः**—ये जिनचंद्रसूरिजीके पाट पर हुए । इनका जन्म सं. १२०५ चैत्र वदी ८ के दिन हुआ । दीक्षा १२१८ फागुण वदि ८ को और आचार्यपद सं. १२२३ कार्तिक सुदी १३ के दिन हुआ । आप भी अति विद्वान थे । आपने हिन्दुसम्राट पृथ्वीराज चौहनकी सभामें चैत्यवासीयों से शास्त्रार्थ कर उन्हें परास्त किया । नेमिचन्द्र भंडारीने अपना पुत्र इन्हें समर्पण किया जो आगे जाकर जिनेश्वरसूरिजीके नामसे प्रसिद्ध हुए । आपका स्वर्गवास सं० १२७७ पाल्हणपुर में हुआ।

**उपाध्याय जिनपालः**—वे जिनपतिसूरीजीके शिष्य थे । वे बड़े विद्वान थे । इनकी रचित गुर्वावली एक अत्यन्त महत्त्वकी ऐतिहासिक कृती है जो सिंघी जैन ग्रन्थमालाकी ओर से श्रीमान् जिनविजयजी, पुरात्वाचार्य शीघ्र ही प्रकाशित कर प्रकाशमें लानेवाले हैं ।

**भंडारी नेमिचंद्र**—आप ओसवाल समाजके प्रथम ग्रंथकार हैं । आप पहले चैत्यवासी थे । फिर सं. १२५३ में श्रीजिनपतिसूरिजी द्वारा खरतरगच्छानुयायी बने । आप विद्वान् थे । आपकी रचित दो कृतीये हैं—षष्टी शतक और दूसरी जिनवल्लभसूरिगुणवर्णन । षष्टी–शतक बहुत महत्त्वकी कृति है । इसपर तपागच्छीय, व दिगंबर मत के भागचंद्र तकने वृत्ति बनाइ है और इस कृतीको अपनाया है । विशेष देखे ओसवाल नवयुवक महासम्मेलनमें श्रीनाहटाका लेख ।

**जिनेश्वरसूरिः**—आप जिनपतिसूरिजीके शिष्य थे । आप मसकोटनिवासी उपर्युक्त भंडारी नेमिचंद्र के पुत्र थे । विद्वान् पिता के विद्वान् पुत्र क्यों न होता ? । आपका जन्म सं. १२४५ मिगशर सुदि ११ को हुवा । आपका जन्मनाम अम्बर था । सं. १२५५ में दीक्षित हो वीरप्रभ नामसे प्रसिद्ध हुए फिर । १२०८ में आचार्यपद पर आसीन हुए । आप भी असाधारण विद्वान थे ।

# સાનુવાદ-જીવવિચાર પ્રકરણ

[ અગિયારમી સદીના એક પ્રકરણગ્રંથનો પદ્યાનુવાદ ]

અનુવાદક-પૂ. મુનિમહારાજ શ્રી દક્ષવિજયજી, ખંભાત.

**જૈન** પ્રકરણગ્રંથોમાં જીવવિચાર પ્રકરણ એક મહત્ત્વનો ગ્રંથ ગણાય છે. આ ગ્રંથમાં જૈનશાસ્ત્રોમાં પ્રરૂપેલ જીવોના ભેદ-પ્રભેદોનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. આ ગ્રંથ મૂળ પ્રાકૃતભાષામાં ૫૧ આર્યાછંદમાં બનાવેલ છે.

આ ગ્રંથના મૂળ કર્તા વાદિવેતાલ શ્રીશાંતિસૂરિજી મહારાજ છે, એ મૂળ ગ્રંથની ૫૦ મી ગાથા ઉપરથી સમજી શકાય છે. આ શાંતિસૂરિજી જૈનશાસનમાં મહાપ્રભાવક આચાર્ય થઇ ગયા. તેમની અપૂર્વ વાદશક્તિ જોઇને લઘુભોજરાજાએ તેમને 'વાદિવેતાલ'નું બિરુદ આપ્યું હતું. વિ. સં. ૧૦૯૭ માં શ્રી ચક્રેશ્વરી અને પદ્માવતી દેવીની સહાયથી, તેમણે ધૂળી-કોટ પડવાની આગાહીથી શ્રીમાળીનાં ૭૦૦ કુટુમ્બોનું રક્ષણ કર્યું હતું. તેમણે શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ઉપર ૧૮૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા રચી છે જે 'પાઇય ટીકા' નામથી પ્રસિદ્ધ છે. ઉત્તરાધ્યયનની બૃહદ્વૃત્તિની પ્રશસ્તિમાં તેઓ પોતાને થારાપદ્રીયગચ્છ (જે વડ ગચ્છની શાખા છે) ના બતાવે છે. મહાકવિ ધનપાલકૃત તિલકમંજરીનું સંશોધન એમણે કર્યું હતું. વિ. સં. ૧૧૧૧ માં કાન્હોડ નગરમાં આ મહાન્ આચાર્યમહારાજનો સ્વર્ગવાસ થયો.

મૂળ જીવવિચાર પ્રકરણ ઉપર વિ. સં. ૧૬૧૦ માં પાઠક રત્નાકરે બૃહદ્વૃત્તિ રચી અને વિ. સં. ૧૭૫૦ માં ક્ષમાકલ્યાણકે લઘુવૃત્તિ બનાવી છે. પ્રાકૃત-સંસ્કૃતનું જ્ઞાન નહીં ધરાવનારા જિજ્ઞાસુઓ માટે અહીં એ જીવવિચાર પ્રકરણનો પદ્યાનુવાદ આપવો ઉચિત ધાર્યો છે.

**मूल**—भुवण—पईव वीरं, नमिऊण भणामि अबुह—बोहत्थं ।
जीव—सरूवं किंचि वि, जह भणियं पुव्व—सूरीहिं ॥ १ ॥
जीवा मुत्ता संसा,—रिणो य तस थावरा य संसारी ।
पुढवी—जल—जलण—वाउ, वणस्सइ थावरा नेया ॥ २ ॥
फलिह—मणि—रयण—विद्दुम,—हिंगुल—हरियाल—मणसील—रसींदा ।
कणगाइ—धाऊ सेढी,—वन्निय—अरणेट्टय—पलेवा ॥ ३ ॥
अब्भय—तूरी-ऊसं,—मट्टी—पाहाण—जाईओ णेगा ।
सोवीरंजण—लुणाइ, पुढवी—भेयाइ इच्चाइ ॥ ४ ॥

પદ્યમય ભાષાનુવાદ

[ મંગલાચરણ અને ગ્રંથનો વિષય વગેરે ]

ત્રણ[1] ભુવનમાં દીપ[2]સમ શ્રીવીરને વંદન કરી,
અબુધ[3] જીવના[4] બોધ માટે પૂર્વ સૂરિ અનુસરી;

(૧) *૧ સ્વર્ગ મૃત્યુ અને પાતાલ, અથવા ઊર્ધ્વલોક અધોલોક ને તિર્છાલોક રૂપ ઘરમાં.

* આ અંક ગુજરાતી કવિતાની તે તે કડી ઉપરની ટિપ્પણીને બતાવે છે.

સ્વરૂપ જીવનું હું કહું તે સાંભળો હેજે[5] જરી,[6]

[ જીવના મુખ્ય ભેદો ]

મુક્ત[7] ને સંસારી[8] છે જીવભેદ બે મુખ્યે કરી. (૧)

[ સંસારી જીવોના સામાન્ય ભેદ અને સ્થાવરના ભેદ ]

[1]ત્રસ અને સ્થાવર મળી સંસારીના બે ભેદ છે.
પૃથવી પાણી અગ્નિ વાયુ ને વનસ્પતિકાય છે;
એ પાંચ ભેદો થિર રહે તે [2]સ્થાવરોના થાય છે,

[ બાદર પૃથ્વીકાયના ભેદ ]

ફટિક મણિઓ રત્ન પરવાળાં અને હિંગળોક છે. (૨)
[1]હડતાલ ને [2]મણુસીલ પારો [3]સ્વર્ણ આદિ ધાતુઓ,
ખડી લાલ ધોળી માટી ને પાષાણ [4]પારેવા જુઓ;
અબરખ [5]તુરી માટી અને પત્થરતણી ઘણી જાતિઓ,
ખાર [6]સુરમો [7]મીઠું આદિ [8]ભેદ પૃથવીના જુઓ. (૩)

**मूल–भोमंतरिक्खमुदगं, ओसा–हिम–करग–हरितणू–महिया ।**
**हुंति घणोदहिमाई, भेया णेगा य आउस्स ॥ ५ ॥**
**इंगाल–जाल–मुम्मुर,–उक्कासणि–कणग–विज्जुमाईया ।**
**अगणि–जियाणं भेया, नायव्वा निऊण बुद्धिए ॥ ६ ॥**
**उब्भामग–उक्कलिया, मंडलि–मह–सुद्ध गुंजवायाय ।**
**घण–तणु–वायाईया, भेया खलु वाउ–कायस्स ॥ ७ ॥**

---

૨ ભુવનનો અર્થ ઘર હોવાથી દીપકની ઉપમા છે, નહિતર સૂર્યની ઉપમા ઘટી શકત. ૩ જીવસ્વરૂપથી અજાણ. ૪ પ્રાણોને ધારણ કરે તે, ચૈતન્ય લક્ષણવાળો અથવા જ્ઞાનાદિ ગુણવાળો જે હોય તે જીવ કહેવાય, તેનું. ૫ હર્ષથી. ૬ કાંઇક. ૭ સિદ્ધ અથવા કર્મ રહિત. ૮ ચાર ગતિરૂપ સંસાર જેને હોય તે સંસારી. ॥ ૧ ॥

(૨) ૧ સુખદુઃખની પ્રવૃત્તિ નિવૃત્તિ માટે સ્થાનાંતર પ્રાપ્તિની શક્તિવાળા જીવો ત્રસ કહેવાય. અર્થાત્ ગરમી વગેરેથી તપેલા જે જીવો, છાયા વગેરેમાં સ્વયં જાય તે ત્રસ કહેવાય. ૨ એકેંદ્રિયોના ( જે એકેંદ્રિય તે સ્થાવર ને સ્થાવર તે એકેંદ્રિય, બન્ને એક જ છે.) ॥ ૨ ॥

(૩) ૧ હડતાલ એ રસાયણી ખનીજ પદાર્થ છે. ૨ એ પણ રસાયણી ખનીજ પદાર્થ છે. ૩ સોનું–રૂપુ–તાંબુ–લોઢું–જસત સીસું અને કલાઈ વગેરે ધાતુઓ કહેવાય છે. ૪ પારેવા જાતિનો પત્થર. ૫ એક જાતની માટી છે, જે કાપડને પાસ દેવામાં વપરાય છે; અથવા તુરી એટલે તેજંતુરી કે જે લોઢાના રસમાં નાંખવાથી લોઢું સોનું બની જાય છે. ૬ આંખમાં આંજવાનો. ૭ દરેક જાતનું નીમક યા લવણ, જેવા કે સીંધવ–વડાગરૂ–ઘેંસીયું–બીડલવણ–કાચલવણ વગેરે. ૮ ઉપયોગમાં આવતી એ સર્વ વસ્તુઓ, અસંખ્ય જીવોના અસંખ્ય શરીરોના પીંડ રૂપ છે. એક પૃથ્વીજીવ બહુ બારીક હોવાથી ઉપયોગમાં ન આવી શકે એ સ્વાભાવિક છે.

**साहारण–पत्तेया, वणस्सइजीवा दुहा सुए भणिया ।**
**जेसिमणंताणं तणू, एगा साहारणा ते उ ॥ ८ ॥**

[ બાદર અપ્કાયના ભેદ ]

[૧]ભૂમિનું ને [૨]ગગનનું જળ [૩]હીમ ઝાકળ ને [૪]કરા,
લીલી વનસ્પતિ ઉપરે જામેલ [૫]જળબિંદુ ખરા;
ધુમસ [૬]ઘનોદધિ આદિ જળના ભેદ ભાખે જિનવરા,

[ બાદર અગ્નિકાયના ભેદ ]

જાણ અંગારા અને [૭]જ્વાલા તણો અગ્નિજરા. (૪)
અગ્નિ કણિયાવાળો [૧]ભાઠો અગ્નિ [૨]વજ્રતણો વળી,
ઉત્પાતહેતુ જાણ [૩]ઉલ્કાપાત ને વળી વીજળી;
છે અગ્નિ તારાના સમા ખરતા કણો[૪] નભથી વળી,
[૫]અરણિ [૬]ભાનુકાંત [૭]ચકમક વાંસ ઘર્ષણનો મળી. (૫)
ભેદ ઈત્યાદિક અગ્નિકાય જીવના જાણવા.

[ બાદર વાઉકાયના ભેદ ]

તે વાત [૧]ઉદ્‌ભ્રામક કહ્યો ઊંચે ભમાવે જે હવા;
રેખા પડે ધુળમાંહિ જેથી વાય જે [૨]નીચે રહી,
તે જાણ ઉત્કલિકા વળી [૩]વંટોળીયો વાયુ સહી. (૬)
[૧]મહાવાયુ ને [૨]શુદ્ધ વાયુ ને [૩]ગુંજ શબ્દ કરતો વાયુ છે,
[૪]ઘનવાત ને [૫]તનવાત આદિ વાયુના બહુ ભેદ છે;

[ વનસ્પતિના બે મુખ્ય ભેદ અને સાધારણ વનસ્પતિની વ્યાખ્યા ]

સાધારણ અને પ્રત્યેક બે ભેદો વનસ્પતિના ગણો,
જે અનંત જીવની એક કાયા તેહ સાધારણ [૬]મુણો. (૭)

---

(૪) ૧ કુવા વાવ વગેરેનું. ૨ વર્ષાદનું. ૩ વનસ્પતિ સૂકાઈ જાય અથવા બળી જાય એવું અતિશય ઠંડુ જળ, જેને ઠાર કહેવાય છે. ૪ કૃત્રિમ અને કુદરતી બરફ. ૫ ભૂમિના ભેજનું. ૬ પૃથ્વીઓ અને વિમાનોની નીચે રહેલું નક્કર જળ. ૭ અગ્નિની શિખા. ॥૪॥

(૫) ૧ ભઠ્ઠી યા ભરસાડનો. ૨ શત્રુપર ફેંકાતા વજ્રમાંથી અગ્નિ ઝરે તે. ૩ ભારામાંનો અગ્નિ. ૪ આકાશમાંથી. ૫ અરણી વગેરેના સ્વજાતીય બે કકડાના ઘસારાથી ઉત્પન્ન થતો અગ્નિ. ૬ સૂર્યકાંત મણિથી ઉત્પન્ન થતો અગ્નિ. ૭ ચકમક એ એક જાતનો પત્થર છે. તેને લોખંડ સાથે ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે.

(૬) ૧ ભૂમિથી આકાશમાં તિર્ચ્છો ચઢતો વાયુ. ૨ આકાશમાંથી તિર્ચ્છો ભૂમિ પર ઉતરી. ૩ ભૂમિથી સીધો આકાશમાં ચક્રાકારે ચઢતો વાયરો. ॥ ૬ ॥

(૭) ૧ ઘણા ગાઉ સુધી આકાશમાં ધૂળ ચઢે છે તે આંધી. ૨ મંદ વાયુ. ૩ ઘુઘવાટ કરતો વાયુ. ૪ પૃથ્વીઓની નીચેનું ઘન વાયુમંડલ. ૫ પૃથ્વીઓની નીચેનું પાતળું વાયુમંડલ. ૬ જાણો. ॥ ૭ ॥

मूल–कंदा अंकुर–किसलय–पणगा–सेवाल–भूमिफोडा य ।
अल्लयतिय–गज्जर–मो,–त्थ–वत्थुला–थेग–पल्लंका ॥ ९ ॥
कोमलफलं च सव्वं, गूढ–सिराइं सिणाइ–पत्ताइं ।
थोहरि–कुंआरि–गुग्गुलि–गलो य पमुहाइ छिन्नरुहा ॥ १० ॥
इच्चाइणो अणेगे, हवंति भेया अणंतकायाणं ।
तेसिं परिजाणत्थं लक्खणणमेयं सूए भणियं ॥ ११ ॥
गूढ–सिर–संधि पव्वं, समभंगमहीरुगं च छिन्नरूहं ।
साहारणं सरीरं, तव्विवरियं च पत्तेयं ॥ १२ ॥

[ સાધારણ વનસ્પતિના કેટલાંક નામો ]

[1]કંદ [2]અંકુર [3]કુંપલો ને પંચવરણી નીલ ફુગ,
સેવાલ ગાજર મોથ વત્થુલ શાક પાલખું જાણુ થેગ;
લીલી હળદળ લીલો કચુરો આદુ લીલું જાણીએ,
[4]ટોપ બીલાડી તણા સર્વે [5]કુણાં ફળ માનીએ. (૮)

[ સાધારણ વનસ્પતિનાં નામો અને તેના ભેદોનો ઉપસંહાર ]

તે પાંદડાં [1]શિણ આદિનાં જેની નસો છાની હુએ,
થોર [2]કુંવર ગળો [3]ગુગ્ગળ આદિ ચિત્તે આણીએ;
છેદ્યા છતાં ઊગે ફરી તેવાં વળી જે હોય છે.
[4]અનંતકાય તણા જ [5]ઇત્યાદિક ભેદ અનેક છે. (૯)

[ સાધા૦ વન૦ ના એકાર્થક ત્રણ નામો અને તેને પારખવાનાં વિશેષ લક્ષણો ]

અનંતકાય નિગોદ સાધારણ ત્રણે એક માનવા,
આ ભાખ્યું લક્ષણસૂત્રમાં તેને વિશેષ જાણવા;
જેની [1]નસો [2]સાંધા અને [3]ગાંઠાઓ ગુપ્ત જણાય છે,
ભાગ [4]સરખા ભાંગતાં બે જેહના ઝટ થાય છે. (૧૦)

[ સાધારણ વનસ્પતિને પારખવાનાં બાકી વિશેષ લક્ષણો ]

જે છેદીને વાવ્યું છતું ફરી [1]ઉગનારૂં હોય છે,

---

(૮) ૧ સુરણ આદિ વજ્રકંદ પદ્મીનીકંદ વગેરે જમીનકંદો. ૨ ફણગા. ૩ ટીશીઓ. ૪ દંડયુક્ત છત્રાકાર વનસ્પતિ. ૫ કુમળાં. ॥ ૮ ॥

(૯) ૧ પીલુડી. ૨ કુમારી, કુમારપાઠું–કુમારીલાબરું. ૩ એનું અમુક અંગ. ૪ સાધારણ વનસ્પતિકાય. ૫ સક્કરિયાં, મૂળા, લસણ, ડુંગળી, બટાટા, વાંસકારેલાં, કુણી આંબલી, શતાવરી, કઠોળના અંકુરા યાને અંકુરા ફુટેલ કઠોળ, પિંડાળુ અને કાકડાશિંગિ વગેરે. ॥ ૯ ॥

(૧૦) ૧ ગુપ્તનસ ૧ ગુપ્તસંધિ. ૩ ગુપ્તગ્રંથિ અર્થાત્ ગુપ્તપર્વ. ૪ સમભંગ એ ચાર લક્ષણ ॥ ૧૦ ॥

(૧૧) ૧ છિન્નરૂહ. ૨ અહિરૂક ( હિરૂક=તંતુ ) એ રીતે અનંતકાયને ઓળખવાનાં ૭

ભંગ સમયે [2]તાંતણા વિણ કાય જેની જણાય છે;
શરીર સાધારણ વનસ્પતિકાયનું તે જાણવું,
વિપરીત તેથી હોય તે [3]પ્રત્યેકનું [4]તનું માનવું. (૧૧)

**मूल–एगशरीरे एगो, जीवो जेसिं तु ते य पत्तेया ।**
**फल–फूल–छल्लि–कट्ठा, मूलग पत्ताणि बीयाणि ॥ १३ ॥**

[ પ્રત્યેક વનસ્પતિકાયનુ લક્ષણ અને તેના જીવો ]

પ્રત્યેક છે જીવ એક તનુમાં એક જેને હોય તે,
જાણ ફલ ફુલ છાલ ને મૂલ કાષ્ઠ પત્ર ને બીજ તે;
આ [1]સાતમાં જુદા જુદા પ્રત્યેકના જીવ હોય છે.
આખા તરૂમાં તો ય પણ જીવ એક જુદો હોય છે. (૧૨)

**मूल–पत्तेयतरुं मुत्तुं, पंचवि पुढवाइणो सयल–लोए ।**
**सुहुमा हवंति नियमा, अंतमुहुत्ताऊ अद्दिसा ॥ १४ ॥**

[ પાચ સૂક્ષ્મ સ્થાવરોનું સ્વરૂપ ]

પ્રત્યેકતરૂ વિણ પૃથવી આદિ પાંચ સ્થાવર જેહ છે,
[1]અંતર્મુહૂર્ત પ્રમાણના આયુષ્યવાળા તેહ છે;
વળી આંખથી દેખાય ના તેવા જ સૂક્ષ્મ હોય છે,
સર્વત્ર ચૌદે રાજલોકે તેહ નિશ્ચે હોય છે. (૧૩)

**मूल–संख–कवड्डय–गंडुल,–जलोय–चंदणग–अलस–लहगाई ।**
**मेहरि–किमि–पूयरगा, बेइंदिय माइवाहाई ॥ १५ ॥**
**गोमी–मंकण–जूआ, पिपीलि उद्देहिया य मक्कोडा ।**
**इल्लिय–घय–मिल्लीओ, सावय–गोकीड–जाईओ ॥ १६ ॥**

---

લક્ષણ થયાં. ૩ પ્રત્યેક વનસ્પતિકાયનું. ૪ શરીર. ॥ ૧૧ ॥

(૧૨) ૧ મૂળ–કંદ–સ્કંધ (થડ)–શાખા–પ્રશાખા–છાલ–પત્ર–પુષ્પ–ફળ–બીજ એ વનસ્પતિનાં દસ અંગ છે; છતાં અહીં કંદને મૂળ સાથે અને શાખા–પ્રશાખાને કાષ્ઠ સાથે ગણીને પ્રત્યેક વનસ્પતિકાયનાં સાત અંગ ગણ્યાં છે. એમાં પ્રત્યેક વનસ્પતિનાં પુષ્પ પત્ર ફળ ને બીજ એ દરેક અમુક રીતે એકેક જીવયુક્ત છે. શેષ છ અંગમાં દરેકમાં અસંખ્યાત સંખ્યાત અને એકેક જીવ પણ જુદી જુદી વનસ્પતિઓને આશ્રયી હોય છે. અસંખ્યાત જીવની ગણત્રી પણ એક શરીરમા એક જીવ ગણીને જ છે. ॥ ૧૨ ॥

(૧૩) ૧ અંતર્મુહૂર્ત એટલે એક સમય ન્યૂન બે ઘડી ( ૪૮ મીનીટ ). આ ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત છે, જઘન્ય તો ૨૫૬ આવલિકાનું અર્થાત્ ૨ થી ૯ સમય સુધીનું હોય છે; અને બન્નેની વચ્ચેનું મધ્યમ કહેવાય છે. ૨ જે વજ્ર જેવી અતિ ઘન વસ્તુઓમાં પણ હોય છે. આ પાંચે સૂક્ષ્મ સ્થાવરો સૂક્ષ્મ એકેદ્રિય પણ કહેવાય છે. જે આ ૧૪ રાજલોક પ્રમાણ લોકાકાશમાં સઘળે ઠેકાણે ડાભડામાં કાજળ ઠાંસીને ભર્યો હોય તેમ રહેલા છે. જેઓને અસ્ત્રો શસ્ત્રો કે અગ્નિ જેવાં પણ કશી અસર કરી શકતાં નથી ॥ ૧૩ ॥

गद्दहय–चोर–कीडा, गोमय–कीडा य धन्न–कीडा य।
कुंथु–गोवालिय–इलिया, तेइंदिय इंदगोवाई ॥ १७ ॥

[બેઈંદ્રિયવાળા જીવોના પ્રકાર]

શંખ [1]ગંડોલા [2]જળો કોડા અળસિયાં [3]લાળીયા,
જાણુ [4]આયરિયા [5]પુરા ને [6]કાષ્ઠકીડા કરમીયા;
[7]ચૂડેલ [8]છીપ વાળા વગેરે જીવ છે બેઇંદ્રિયા,

[ત્રણ ઈંદ્રિયવાળા જીવોના પ્રકાર]

જૂ લીખ માંકડ કાનખજુરા કંથવા [9]ઉત્તિગિયા. (૧૪)
[1]સાવા કીડી ઉધેઇ ને [2]ઘીમેલ ઈયળ ધાન્યની,
ચાંચડ ધનેડા ને મકોડા ને ઇયળ ગુડ ખાંડની;
છાણ ને વિષ્ટાતણા કીડા [3]ગીંગોડા જાતિઓ,
તેઇંદ્રિ ગોપાલિક [4]ગોકળગાય આદિ ને જુઓ. (૧૫)

मूल–चउरिंदिया य विच्छू, ढिंकुण भमरा य भमरिया तिड्डा।
मच्छिय डंसा मसगा, कंसारी–कविल–डोलाई ॥ १८ ॥
पंचिंदिया य चउहा, नारय–तिरिया मणुस्स–देवा य।
नेरइया सत्त–विहा, नायव्वा पुढवी–भेएण ॥ १९ ॥
जलयर–थलयर–खयरा, तिविहा पंचिंदिया तिरिक्खा य।
सुसुमार–मच्छ–कच्छव,–गाहा मगरा य जलचारी ॥ २० ॥

[ચાર ઈંદ્રિયવાળા જીવોના પ્રકાર]

વીંછી બગાઇ ભમરી ભમરા તીડ માંખી ડાંસ ને,
કરોળીયા ખડમાંકડી કંસારી મચ્છર જંતુ ને;

---

(૧૪) ૧ પેટના મોટા કૃમિ અર્થાત્ ઉદરમાં થતા મોટા કરમીયા. ૨ વિકૃત લોહી ચૂસનાર જંતુ. ૩ રાંધેલા વાસી અન્નમાં લાળરૂપે ઉત્પન્ન થતા જીવો. ૪ સમુદ્રમાં નિપજતા ચંદનક, જે નિર્જીવ થયા પછી સ્થાપનાચાર્ય તરીકે વપરાય છે. ૫ જળના પોરા. ૬ મેર. ૭ ચૂડેલીયા જંતુ. ૮ મોતી નીકળે છે તે, છીપ, જેને વર્તમાનમાં લોકો કાલુ માછલી કહે છે, તે તથા મોતિ વિનાની છીપ પણ બેઇંદ્રિય જીવ છે. ૯ ગધૈયા, જે અવાવરૂ ભેજવાળી જમીનમાં તેમજ ગાય વગેરેના વાડાઓમા ઉત્પન્ન થાય છે. ॥ ૧૪ ॥

(૧૫) ૧ આ ચામડીની જૂ પણ કહેવાય છે, જે પ્રાયઃ માનવના વાળના મૂળમાં ભાવી કષ્ટ આવવાનું હોય ત્યારે પ્રથમથી જ ઉપજે છે. તેથી તે ભાવી કષ્ટ સૂચક હોય છે. ૨ ખરાબ ઘીમાં થાય છે તે. ૩ કૂતરા વગેરેના કાનમાં ગવારના દાણા સરખા જંતુ થાય છે તે. ૪ ઇંદ્રગોપ, ચોમાસાના પહેલા જ વરસાદમાં લાલ રંગના કીડા જેવા થાય છે તે, જે લોકમાં ઈન્દ્રની ગાય, ગોકળગાય–મમોલા અને મામણમુંડા એવાં વિવિધ નામોથી ઓળખાય છે.

(૧૬) ૧ ભમરી–ભમરા કહેવાથી જાતિભેદ જાણવો. પરંતુ સ્ત્રી પુરુષ નહિ. ૨ મધ-

ભણુકુત્તિકા ઢિંઢણ પતંગાદિક **ચઉરિંદ્રિય** છે,

[ પાંચ ઈંદ્રિયવાળા જીવોના ચાર પ્રકાર ]

નારકી તિરિયંચ માનવ દેવ **પંચેંદ્રિય** છે. (૧૬)

[ નારકના સાત પ્રકાર ]

ચઉવિહ[1] પંચેંદ્રિયમાં સગ[2]-વિહ **નારક** જાણવા,

રત્નપ્રભાદિ[3] પૃથવીના ભેદે કરી પિછાણવા;

[ તિર્યંચ પંચેંદ્રિયના ત્રણ પ્રકાર અને જળચરના પાંચ પ્રકાર ]

ત્રિવિધ પંચેંદ્રિય તિરિયંચો જ **જલ-થલ-ખેચરા**[4],

ઝુંડ[5] માછલાં[6] ને કાચબા સુસુમાર[7] મગરો જલચરા. (૧૭)

**मूल-चउपय-उरपरिसप्पा, भुयपरिसप्पा य थलयरा तिविहा ।**

**गो-सप्प-नउल-पमुहा, बोधव्वा ते समासेणं ॥ २१ ॥**

[ ત્રણ પ્રકારના સ્થલચર તિર્યંચ ]

ગાય આદિ ચઉપગાં પ્રાણી ચતુષ્પદ જાણવાં,

ઉરપરિસર્પ પેટે ચાલનારા સાપ આદિ માનવા;

ભુજપરિસર્પ હાથે ચાલનારા [1]નોળિયાદિ પિછાનવા,

એમ ત્રણ ભેદે કરી તિરિયંચ **થલચર** ભાવવા.[2] (૧૮)

**मूल-खयरा रोमय-पक्खी, चम्मय-पक्खी य पायडा चेव ।**

**नर-लोगाओ बाहिं, समुग्ग-पक्खी विियय-पक्खी ॥ २२ ॥**

---

માંખ પણ લેવી. ૩ બગતરાં. ૪ પતંગિયા વગેરે. ॥ ૧૬ ॥

(૧૭) ૧ ચાર પ્રકારના. ૨ સાત પ્રકારના. ૩ રત્નપ્રભા વગેરે સાત નારક પૃથ્વીનાં નામો–

| ગુણાનુસારી નામ | રત્નપ્રભા ૧ | શર્કરાપ્રભા ૨ | વાલુકાપ્રભા ૩ | પંકપ્રભા ૪ | ધૂમપ્રભા ૫ | તમઃપ્રભા ૬ | તમસ્તમપ્રભા ૭ |
|---|---|---|---|---|---|---|---|
| સાત નરકનાં નામ | ધમ્મા | વંશા | સેલા | અંજના | રિષ્ટા | મઘા | માઘવતી |

૪ જલચર=પાણીમાં ચાલનાર (જીવનાર), થલચર=-જમીન ઉપર ચાલનાર, ખેચર= આકાશમાં ઉડનાર પક્ષીઓ; એમ ત્રણ પ્રકારે તિરિયંચ-પંચેંદ્રિય જીવો છે. ૫ જળતંતુ= તાંતણા જેવા આકારે આ જંતુ હોય છે. જળમાં તેનું ઘણું જોર હોવાથી, હાથી જેવાને પણ અંદર ખેંચી જાય છે. ૬ વલયાકાર (ચૂડાના આકાર) સિવાયના સર્વ આકારના માછલાંઓ હોય છે. સ્વયંભૂરમણ-સમુદ્રમાં તો પ્રતિમાજીનાં આકારવાળા મત્સ્યો જોઇને, કંઈ તિર્યંચો વગરઉપદેશે, જાતિ-સ્મરણ જ્ઞાન પામી સમ્યક્જ્ઞાન દર્શન અને દેશવિરતિ-ધર્મને પ્રાપ્ત કરે છે. ૭ પાડા જેવા મત્સ્ય. ॥ ૧૭ ॥

(૧૮) ૧ નોળિયા વગેરે. ૨ વિચારવા

[ ૨ પ્રકારના પક્ષી (અઢી દ્વીપમા અને બહાર પણ). ]

રૂવાંટિઓની પાંખવાળા હંસ આદિ પક્ષિઓ,
ચામડાની પાંખવાળા વાગોળ આદિ પક્ષિઓ;
ક્રમથી રોમજ પક્ષિ ચર્મજ પક્ષિઓ તે જાણવા,
આ ભેદ બે પ્રખ્યાત છે અઢી દ્વીપમાં[1] તે માનવા. (૧૯)
બીડાયેલ પાંખો હોય જેને તે સમુદ્ગ પક્ષિઓ,
પહોળી કરેલી પાંખવાળા જાણુ વિતત પક્ષિઓ;
[1]બહાર માનવ લોકથી આ ભેદ બે જ પિછાણવા,
તિરિયંચ ખેચર સર્વના ઈમિ [2]ચાર ભેદો જાણવા. (૨૦)

**मूल–सव्वे जल–थल–खयरा, समुच्छिमा गब्भया दुहा हुंति ।**
**कम्मा–कम्मग–भुमि, अंतरदीवा मणुस्सा य ॥ २३ ॥**

[ સંમૂર્ચ્છિમ અને ગર્ભજ તિર્યંચ ૫ ચેંદ્રિય ]

સર્વ જળચર થળચરોને ખેચરોને જાણીએ,
[1]સમૂર્ચ્છિમ ગર્ભજ એમ એ બે ભેદવાળા માનીએ;

[ મનુષ્યના ત્રણ પ્રકાર ]

[2]કર્મભૂમિ ને [3]અકર્મભૂમિ [4]અંતરદ્વીપના,
મનુષ્ય સઘળા ભેદ ત્રણવાળા જ સમજો સજ્જના. (૨૧)

---

(૧૯) ૧ જંબૂદ્વીપ, ધાતકીખંડ અને પુષ્કરવર દ્વીપ અડધો મળી અઢી દ્વીપ થાય છે. તેમાં જંબૂદ્વીપની ફરતો ચૂડાકારે લવણસમુદ્ર છે. અને ધાતકીખંડની ચોગરદમ કાલોદ સમુદ્ર છે. એ સર્વેને સુવર્ણમય માનુષોત્તર પર્વતે ઘેરી લીધેલ છે. આ રીતે ૪૫ લાખ યોજનના વિસ્તારવાળું. અઢી દ્વીપના નામથી ઓળખાતું મનુષ્યક્ષેત્ર જાણવું. મનુષ્યોનાં જન્મમરણ અઢી દ્વીપમાં જ થાય છે. અન્યત્ર નહિ. માટે તે મનુષ્યક્ષેત્ર અથવા નરલોક કહેવાય છે. ॥ ૧૯ ॥

(૨૦) ૧ મનુષ્યલોકથી બહાર. ૨ પક્ષિઓના પ્રથમથી જ ચાર ભેદ નથી, પરંતુ રોમજ પક્ષીના આ બે ભેદ અઢી દ્વીપની બહારના છે. તેથી પ્રતિભેદ સહિત ૪ ભેદ ગણવા. વાસ્તવિક તો રોમજ અને ચર્મજ એ બે ભેદ જ છે. ॥ ૨૦ ॥

(૨૧) ૧ માતપિતાના સંયોગ વિના પૃથ્વી જળ આદિ પદાર્થોના આશ્રયે ઉપજતા જીવો તે સંમૂર્ચ્છિમ. એકેંદ્રિય જીવોથી માંડીને ચઉરિંદ્રિય સુધીના તિર્યંચો સંમૂર્ચ્છિમ જ હોય છે. ૨ અસિ, મષી અને કૃષી આદિ વ્યવહારવાળાં ક્ષેત્રો તે કર્મભૂમિ કહેવાય; અને તે ૫ ભરત, ૫ ઐરવત અને ૫ મહાવિદેહ–એ ૧૫ પ્રકારે છે. ૩ એ વ્યવહારવિનાનાં યુગલિક ક્ષેત્રો તે અકર્મભૂમિ ૩૦ છે. ૫ હિમવંત, ૫ હિરણ્યવંત, ૫ હરિવર્ષ, ૫ રમ્યક્, ૫ દેવકુરૂ અને ૫ ઉત્તરકુરૂ. ૪ ૫૬ અંતર્દ્વીપ પણ યુગલિકોનાં જ ૫૬ ક્ષેત્રો છે અને તે સમુદ્રમાં છે, માટે જુદાં ગણ્યાં છે, નહીંતર એ પણ અકર્મભૂમિ જ છે. ॥ ૨૧ ॥

मूल–दसहा भवणाहिवइ, अट्ठविहा वाणमंतरा हुंति ।
जोइसिया पंच–विहा, दुविहा वेमाणिया देवा ॥ २४ ॥
सिद्धा पनरस–भेया, तित्थातित्थाइ–सिद्ध–भेएणं ।
एए संखेवेणं, जीव–विगप्पा समक्खाया ॥ २५ ॥
एएसिं जीवाणं, सरीरमाऊ ठिई सकायम्मि ।
पाणा जोणि–पमाणं, जेसिं जं अत्थि तं भणिमो ॥ २६ ॥

[ દેવતાઓના પેટાભેદો સહિત મુખ્ય ભેદો ]

દસવિધ [1]ભવનાધિપતિ અડવિધ [2]વ્યંતરદેવ છે,
પાંચભેદે [3]જ્યોતિષી ને દુવિધ [4]વૈમાનિક છે;

[ મુક્ત જીવના ૧૫ ભેદો ]

[5]તીર્થસિદ્ધ [6]અતીર્થસિદ્ધા–દિક ભેદે જાણજો,
મુક્ત જીવના ભેદ [7]પંદર હૃદય અંદર આણજો. (૨૨)

## જીવોના ભેદો ઉપર પાંચ દ્વારો

[ જીવોના મુખ્ય ભેદોનો ઉપસંહાર. ]

સંક્ષેપથી રૂડી રીતે ભેદો કહ્યા એ જીવના,
હવે એ જીવોમાં જેટલું છે તેટલું હે ભવિજના !

[ તેમાં જાણવાયોગ્ય પાંચ દ્વારોનાં નામ ]

[1]શરીર ને આયુષ્યનું ત્રીજું સ્વકાય[2]સ્થિતિતણું,
પ્રમાણ પ્રાણ ને [3]યોનિઓનું દાખશું તેઓ તણું. (૨૩)

---

(૨૨) ૧ અસુરકુમાર, નાગકુમાર, સુવર્ણકુમાર, વિદ્યુતકુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિશિકુમાર, વાયુકુમાર, અને સ્તનિતકુમાર–એ દસભેદે **ભુવનપતિ** દેવો છે. ૨ વ્યંતરથી વાણવ્યંતર પણ લેવા, બન્નેના ૮ ભેદ આ પ્રમાણે છે–પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરુષ, મહોરગ ને ગંધર્વ–એ આઠ **વ્યંતર**. અણપન્ની, પણપન્ની, ઈસીવાદી, ભૂતવાદી, કંદિત, મહાકંદિત, કોહંડ ને પતંગ–એ ૮ વાણવ્યંતર. ૩ ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર ને તારા–એ પાંચ **જ્યોતિષ્ક** છે. એ પાંચે મનુષ્યક્ષેત્રમાં ચર છે અને તેની બહાર સ્થિર છે. ૪ કલ્પોપન્ન (સ્વામિ–સેવકભાવ આદિ મર્યાદાવાળા), અને કલ્પાતીત ( તે મર્યાદા વિનાના ) એમ **વૈમાનિકો**ના બે ભેદ છે. ૫ તીર્થશબ્દથી તીર્થંકર સિદ્ધ, પરંતુ તીર્થ સ્થાપ્યા બાદ સિદ્ધ થવાનો અર્થ નહિં. ૬ એ જ રીતે અતીર્થ એટલે અતીર્થંકરસિદ્ધ. ૭ એ રીતે એ ૧૫ ભેદ. 'जिण–अजिण–तित्थ–तित्था० ' એ નવતત્ત્વની ગાથાથી જાણી લેવાં. આ ભેદો સિદ્ધોની પૂર્વ અવસ્થાની અપેક્ષાએ કહેલા છે. ॥ ૨૨ ॥

(૨૩) ૧ શરીરની ઉંચાઈ યા લંબાઇનું પ્રમાણ. શરીરદ્વારનું બીજું નામ અવગાહના છે. ૨ એના એ જ જીવભેદમાં, એ જીવ કેટલીવાર અથવા કેટલા કાળ સુધી વારંવાર ઉત્પન્ન થાય, તેની મર્યાદા બતાવવી તે. ૩ સરખા વર્ણ ગંધ રસ તે સંસ્થાનવાળાં અનેક ઉત્પિત્તિસ્થાનોની યોનિ ॥ ૨૩ ॥

मूल–अंगुल–असंख–भागो, सरीरमेगिंदियाण सव्वेसिं ।
जोयण–सहस्समहियं, नवरं पत्तेय–रुक्खाणं ॥ २७ ॥
बारस–जोयण तिन्नेव, गाउआ जोयणं च अणुक्कमसो ।
बेइंदिय–तेइंदिय,–चउरिंदिय–देहमुच्चत्तं ॥ २८ ॥
धणु–संय–पंच–पमाणा, नेरइया सत्तमाइ पुढवीए ।
तत्तो अद्धद्धूणा, नेया रयण–प्पहा जाव ॥ २९ ॥

## ૧. શરીરદ્વાર.

[ એકેંદ્રિયોનું શરીરપ્રમાણ ]

અસંખ્યાતમા [1]અંગુલના વિભાગ જેટલું ભાખિયું,
શરીર સવિ એકેંદ્રિયોનું આટલું વધુ દાખિયું;
હજાર યોજનથી અધિક પ્રત્યેક [2]તરૂનું ભાખિયું,

[ વિકલેંદ્રિયોનું શરીરપ્રમાણ. ]

શરીર યોજન બારનું [3]બેઇંદ્રિયોનું આખિયું. (૨૪)
ત્રણગાઉનું [1]તેઇંદ્રિયનું [2]ચઉરિંદ્રિયનું યોજન તનુ,

[ સાત નારકનું શરીરપ્રમાણ. ]

સાતમી નરકે જીવોનું પાંચસો ધનુનું તનુ,
નરક છઠ્ઠીમાંહિ નારકનું અઢીસો ધનુષ્યનું;
શરીર પાંચમી નારકીમાંહિ સવાસો ધનુષ્યનું. (૨૫)

[ નારકોનુ શરીરપ્રમાણ બાકી ]

ચોથી નારકીના જીવોનું સાડી બાસઠ ધનુષ્યનું,
તનુમાન ત્રીજીમાં સવા ઈગતીસ ધનુઓનું તનુ;
સાડીપંદર ધનુષ્ય ઉપર બાર અંગુલ બીજીમાં,
ધનુષ્ય પોણાઆઠ ષટ્ અંગુલનું તનુ [1]પહેલીમાં. (૨૬)

---

(૨૪) ૧ શ્રી મહાવીરસ્વામીના અર્ધ આત્માંગુલરૂપ એક ઉત્સેધાંગુલ, અથવા અનુક્રમે આઠ ગુણો વધતાં ૮ આડા જવ પ્રમાણેનો ૧ ઉત્સેધાંગુલ થાય છે તેના. ૨ સમુદ્રાદિકમાં રહેલ કમલો તથા લતાઓ વગેરેનું એ ઉત્કૃષ્ટ પ્રમાણ જાણવું. જઘન્ય પ્રમાણ તો સર્વત્ર અંગુળનો અસંખ્યાતમો ભાગ અપર્યાપ્તાવસ્થામાં હોય છે. ૩ અઢી દ્વીપ બહારના શંખ વગેરેનું, સર્વ એ ઇંદ્રિયોનું નહિ. ॥ ૨૪ ॥

(૨૫) ૧ કાનખજુરા વગેરેનું, અઢી દ્વીપ બહાર. ૨ અઢી દ્વીપ બહાર, ભમરા વગેરેનું. ॥ ૨૫ ॥

(૨૬) ૧ પર્યાપ્તાનું ન્હાનું શરીર ત્રણ હાથનું. બીજી આદિ પૃથ્વીઓમાં પૂર્વનું ઉત્કૃષ્ટ તે પરનું જઘન્ય. ॥ ૨૬ ॥

मूल-जोयण-सहस्स-माणा, मच्छा उरगा य गब्भया हुंति ।
धणुह-पुहुत्तं पक्खसु, भुअ-चारि गाउअ-पुहुत्तं ॥ ३० ॥

[ ગર્ભજ તિર્યંચોનુ શરીર પ્રમાણ. ]

[1]ઉરગ ગર્ભજ જાણુ એક હજાર યોજન માનના,
ગર્ભજ [2]સંમૂર્ચ્છિમ [3]મચ્છ જલચર તેટલા તનુમાનના;
પક્ષી ગર્ભજ માનવાળા છે [4]ધનુષ્યપૃથકત્વના,
[5]ભુજગ ગર્ભજ જાણુ [6]ગાઉ-પૃથકત્વ દેહ પ્રમાણુના. (૨૭)

मूल-खयरा धणुह-पुहुत्तं, भुयगा उरगा य जोयण-पुहुत्तं ।
गाउअ-पुहुत्त-मित्ता, समुच्छिमा चउप्पया भणिया ॥ ३१ ॥
छच्चेव गाउआहिं, चउप्पया गब्भया मुणेयव्वा ।
कोस-तिगं च मणुस्सा, उक्कोस-शरीर-माणेगं ॥ ३२ ॥
ईसाणंतसुराणं, रयणीओ सत्त हुंति उच्चत्तं ।
दुग-दुग-दुग-चउ-गेवि,—ज्जणुत्तरेक्किक-परिहाणि ॥ ३३ ॥

[ સમૂર્ચ્છિમ તિર્યંચોનું શરીરપ્રમાણ ]

સંમૂર્ચ્છિમ [1]ખેચર ને [2]ભુજગનું છે ધનુષ્ય-પૃથકત્વનું,
યોજન-પૃથકત્વ પ્રમાણુનું તનુમાન ઉરપરિ સર્પનું;

[ સમૂચ્છિમ અને ગર્ભજ ચતુષ્પદનું શરીરપ્રમાણ. ]

ચતુષ્પદ સંમૂર્ચ્છિમનું તનુ ગાઉ-પૃથકત્વ પ્રમાણુનું,
ગર્ભજ ચતુષ્પદનું તનુ નિશ્ચે [3]છ ગાઉ પ્રમાણુનું. (૨૮)

[ ગર્ભજ મનુષ્યનું શરીરપ્રમાણ ]

ગર્ભજ મનુષ્યોનું તનુ [1]ત્રણ ગાઉનું ઉત્કૃષ્ટ છે,

[ દેવોનું શરીરપ્રમાણ ]

ભવનપતિથી માંડીને ઇશાનનો જ્યાં [2]અંત છે;
ત્યાં સુધીના દેવની ઉંચાઇ સાત જ હાથ છે,
ત્રીજા જ ચોથા દેવલોકે સુરતનું [3]ષટ્ હાથ છે. (૨૯)

---

(૨૭) ૧ સ્વયંભૂરમણ સમુદ્રાદિકના સર્પો ૨-૩ સમ્મૂર્ચ્છિમ અને ગર્ભજ બન્ને જાતના જલચરોની અવગાહના સરખી છે, માટે અહીં બન્ને જાતના લેવા. ૪ પક્ષિનું ઉત્કૃષ્ટ દેહપ્રમાણ અઢી દ્વીપમાં પણ હોય છે. ૫ ભુજપરી સર્પો. ૬ બેથી નવ ગાઉ. આ રીતે સર્વત્ર જેની પાછળ 'પૃથકત્વ' શબ્દ લાગેલ હોય તેનું બેથી પાંચ સુધીની સંખ્યાવાળું પ્રમાણ સમજવું. ॥ ૨૭ ॥

(૨૮) ૧ પક્ષી. ૨ સંમૂર્ચ્છિમ ભુજપરિસર્પનું. ૩ છ ગાઉના હસ્તિ વગેરે છે તે યુગલિકક્ષેત્રમાં દેવકુરુ ને ઉત્તરકુરુમાં છે. ॥ ૨૮ ॥

(૨૯) ૧ ત્રણ ગાઉના ગર્ભજ મનુષ્યો તે દેવકુરુ ને ઉત્તરકુરુના યુગલિક મનુષ્યો છે. ૨ ભવનપતિ, પરમાધામી, વ્યંતર, વાણવ્યંતર, તિર્યગ્જૃંભક, જ્યોતિષ્ક, પ્રથમ કિલ્બિષિક,

પાંચમા છઠ્ઠા જ સ્વર્ગે [1]પાંચ હાથ પ્રમાણનું,
તનુમાન સ્વર્ગે સાતમે ને આઠમે [2]કર ચારનું;
ચરમ ચારે સ્વર્ગમાં [3]ત્રણ હાથની ઉંચાઇ છે,
ગ્રૈયકે [4]કર બે અનુત્તરનું તનુ [5]કર એક છે.[6] (૩૦)

**મૂલ–बावीसा पुढवीए, सत्त य आउस्स तिन्नि वाउस्स ।**
**वास–सहस्सा दस तरु,–गणाण तेऊ ति रत्ताऊ ॥ ३४ ॥**

## ૨. આયુષ્યદ્વાર.

[ એકેંદ્રિયોનું ઉત્કૃષ્ઠ આયુષ ]

આયુષ્ય પૃથવીકાયનું છે વર્ષ બાવી [1]હજારનું,
હજાર [2]સાત અપ્કાયનું અહોરાત્રિ ત્રણ અગ્નિતણું;
આયુષ્ય વાઉકાયનું છે વર્ષ ત્રૈણ હજારનું,
દશ હજાર જ વર્ષનું પરમ [3]આયુ તરૂ પ્રત્યેકનું. (૩૧)

**મૂલ–वासाणि बारसाऊ, बेइंदियाण तेइंदियाणं तु ।**
**अउणापन्न–दिणाइं, चउरिंदीणं तु छम्मासा ॥ ३५ ॥**

---

સૌધર્મ અને ઇશાન. ૩ જઘન્યથી ચોથા કલ્પે ( દેવલોકે ) ૬ હાથ અને ત્રીજા દેવલોકે ૭ હાથની ઉંચાઇવાળા દેવો હોય છે. ॥ ૨૯ ॥

(૩૦) ૧ પાંચમા કલ્પે ઉત્કૃષ્ટ ૬ હાથ શરીર, છઠ્ઠા કલ્પે જઘન્ય ૫ હાથ શરીર.
૨ સાતમા ,, ,, ૫ ,, ,, , આઠમા ,, ,, ૪ ,, ,,
૩ નવમા ,, ,, ૪ ,, ,, , બારમા ,, ,, ૩ ,, ,,
૪ પહેલા ગ્રૈવેયકે ,, ૩ ,, ,, , અને જઘન્ય બે હાથ શરીર.
૫ ચાર અનુત્તરનું ઉત્કૃષ્ટ ૨ હાથ અને જઘન્ય ૧ હાથ શરીર.

૬ ભવધારણીય ( મૂળ ) શરીરની અપેક્ષાએ સર્વ દેવોની આ ઉંચાઇ જાણવી. કારણ કે–દેવતાઓના ઉત્તરવૈક્રિય દેહની ઉંચાઈ લાખ યોજનની સુધીની હોય છે. ॥ ૩૦ ॥

(૩૧) ૧ એટલું આયુષ્ય પર્વતાદિના ગર્ભમાં રહેલ ખર–બાદરપૃથ્વીકાયનું છે. બીજી પૃથ્વીઓનું અલ્પ અલ્પ આયુષ્ય હોય છે. જેમકે—

| | | | | |
|---|---|---|---|---|
| અતિ કઠણ પૃથ્વીનું | ૨૨ | હજાર | વર્ષનું | આયુષ્ય |
| પત્થરના કાંકરાનું | ૧૮ | ,, | ,, | ,, |
| મણશિલ ( પૃથ્વીનું ) | ૧૬ | ,, | ,, | ,, |
| રેતી ,, | ૧૪ | ,, | ,, | ,, |
| શુદ્ધ પૃથ્વીનું | ૧૨ | ,, | ,, | ,, |
| સુંવાળી ,, | ૧ | ,, | ,, | ,, |

૨ નિર્વ્યાઘાત સ્થાને રહેલ સ્થિર અપ્કાય (જળ) નું ૭૦૦૦ વર્ષ આયુ. વાયુનું ૩૦૦૦ વર્ષ. શેષ સ્થાનમાં રહેલ ચળ અપ્–વાયુનું અર્થાત્ અસ્થિર જળને પવનનું એટલું આયુષ્ય ન હોય. ૩. ઉત્કૃષ્ટ આયુષ્ય. જઘન્યથી તો તે સર્વ જીવોનું અંતર્મુહૂર્તનું આયુષ્ય સમજવું. ॥૩૧॥

सुर-नेरइयाण ठिई, उक्कोसा सागराणि तित्तीसं ।
चउप्पय-तिरिय-मणुस्सा, तिन्नि य पलिओवमा हूंति ॥ ३६ ॥
जलयर उर-भुयगाणं, परमाऊ होइ पुव्व-कोडी उ ।
पक्खीणं पुण भणिओ, असंख--भागो य पलियस्स ॥ ३७ ॥
सव्वे सुहुमा साहा,-रणा य समुच्छिमा मणुस्सा य ।
उक्कोस-जहन्नेणं, अंत-मुहुत्तं चिय जियंति ॥ ३८ ॥

[ વિકલેંદ્રિયનું આયુષ્ય ]

બેઇંદ્રિઓનું બાર વર્ષોનું વળી તેઇંદ્રિનું,
દિવસ ઓગણપચાસ ને ચૌરિંદ્રિનું ષટ્ માસનું;

[ દેવ ને નારકનું ઉત્કૃષ્ટ ને જઘન્ય આયુષ્ય ]

ઉત્કૃષ્ટ [1]તેત્રીશ સાગરોપમ આયુ [2]નારકદેવનું,
જઘન્યથી તેઓનું તો છે દસ હજાર જ વર્ષનું, (૩૨)

[ મનુષ્યનું અને તિર્યંચ પંચેંદ્રિયોનું આયુષ્ય ]

ગર્ભજ મનુષ્યોનું અને ગર્ભજ ચતુષ્પદ પ્રાણીનું,
ઉત્કૃષ્ટ [1]ત્રણ પલ્યોપમોનું જઘન્ય [2]અંતમુહુત્તનું;
ગર્ભજ સંમૂર્ચ્છિમ જળચરો ગર્ભજ ઉરગ ને ભુજગનું,
ઉત્કૃષ્ટ આયુ પૂર્વક્રોડ[3] વર્ષનું નિશ્ચે તણું.[4] (૩૩)

---

(૩૨) ૧ અસંખ્યાત વર્ષનું એક પલ્યોપમ (પલ્યની અર્થાત્ પાલાની ઉપમા જેને હોય તે), અને (ક્રોડને ક્રોડે ગુણવાથી જે સંખ્યા આવે તે કોડાકોડી, એવા) ૧૦ કોડાકોડી પલ્યોપમનું એક સાગરોપમ એવા ૩૩ સાગરોપમ. ૨ સાતમી પૃથ્વીના નારકનું અને અનુત્તરદેવોનું એ ઉત્કૃષ્ય આયુ હોય છે. ૩ ભવનપતિ ને વ્યંતર એ બે નિકાયનું જ ૧૦ હજાર વર્ષ જઘન્ય આયુ હોય છે. જ્યોતિષીમાં તારાઓનું $\frac{1}{8}$ પલ્યોપમ, અને વૈમાનિકમાં સૌધર્મદેવોનું એક પલ્યોપમ આયુ જઘન્યથી હોય છે. વિકલેંદ્રિયોનું જઘન્ય અંતર્મુહૂર્ત આયુ હોય છે. ॥ ૩૨ ॥

(૩૩) ૧ એ ત્રણ પલ્યોપમ આયુષ્ય દેવકુરૂ ને ઉત્તરકુરૂના યુગલિક મનુષ્યોનું ને યુગલિક તિર્યંચોનું હોય છે. ૨ યુગલિક સિવાયના મનુષ્ય ને તિર્યંચોનું જ અન્તર્મુહૂર્ત જઘન્ય આયુષ્ય હોય છે. ૩. ૭૦ લાખ ૫૬ હજાર ક્રોડ વર્ષે એક પૂર્વ થાય છે.

૪ સંમૂર્ચ્છિમ પંચેંદ્રિય સ્થળચરોનું ઉત્કૃષ્ટ આયુ ૮૪૦૦૦ વર્ષ
,, ,, ખેચરોનું ,, ,, ૭૨૦૦૦ ,,
,, ,, ઉરપરિસર્પનું ,, ,, ૫૩૦૦૦ ,,
,, ,, ભુજપરિસર્પનુ ,, ,, ૪૨૦૦૦ ,,

મૂળ ગ્રંથકારે આ વસ્તુ નથી આપી, છતાં ઉપયોગી સમજીને અહીં આપી છે.

[ ગર્ભજ પક્ષિનુ સૂક્ષ્મ એકેદ્રિ૦ સમૂ૦ મનુષ્ય સાધા૦ વન૦નું આયુષ્ય ]

અસંખ્યાતમો છે ભાગ પલ્યોપમતણો પક્ષિ[1] તણું,
ઉત્કૃષ્ટ આયુ છે વળી એકેંદ્રિ સૂક્ષ્મ સર્વનું;
[2]સંમૂર્ચ્છિમ મનુષ્યોનું જ સાધારણ [3]વનસ્પતિકાયનું,
જઘન્ય ને ઉત્કૃષ્ટથી આયુષ્ય [4]અંતમુહુત્તનું. (૩૪)

मूल–ओगाहणाउ माणं, एवं संखेवओ समक्खायं ।
जे पुण इत्थ विसेसा, वीसेस–सुत्ताउ ते नेया ॥ ३९ ॥

[ શરીરદ્વાર અને આયુષ્યદ્વારનો ઉપસંહાર ]

અવગાહના ને આયુ કેરૂં દ્વાર ઈમ સંક્ષેપથી,
ભાખિયું પણ જાણવું બાકી વિશેષ જ [1]સૂત્રથી;

## ૩. સ્વકાયસ્થિતિદ્વાર.

[ સ્વકાયસ્થિતિનો અર્થ ]

નિજકાયમાં ઉપજે મરે જીવો નિરંતર જ્યાં સુધી,
સ્વકાય સ્થિતિ દ્વાર છે કહે શું હવે સુણજો [2]સુધી ! (૩૫)

मूल--एगिंदीया य सव्वे, असंख–उस्सप्पिणी सकायम्मि ।
उववज्जंति चयंति य, अणंतकाया अणंताओ ॥ ४० ॥
संखिज्ज समा विगला, सत्तट्ठ-भवा पणिंदि तिरी--मणुआ ।
उववज्जंति सकाए, नारय–देवा य नो चेव ॥ ४१ ॥
दसहा जिआण पाणा, इंदीय–उसास--आऊ–बल–रूवा ।
एगिंदिएसु चउरो, विगलेसु छ सत्त अट्ठेव ॥ ४२ ॥
असन्नि–सन्नि पंची,–दिएसु नव–दस कमेण बोधव्वा ।
तेसिं सह विप्पओगो, जीवाणं भण्णए मरणं ॥ ४३ ॥
एवं अणोर–पारे, संसारे सायरम्मि भीमम्मि ।
पत्तो अणंत–खुत्तो, जीवेहिं अपत्त–धम्मेहिं ॥ ४४ ॥

---

(૩૪) ૧ અંતર્દ્વીપના યુગલિક પક્ષિઓનું એ આયુષ્ય છે. ૨ (૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મભૂમિ અને ૫૬ અંતર્દ્વીપ.) ૧૦૧ ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોના મળમૂત્ર વગેરેમાં ઉત્પન્ન થતાં સંમૂર્ચ્છિમ મનુષ્યોનું, બાદરનિગોદરૂપ અનંતકાયનું. ૪ એક અંતર્મુહૂર્ત પ્રમાણનું ઉત્કૃષ્ટ ને જઘન્ય આયુ જાણવું. ॥ ૩૪ ॥

(૩૫) ૧ સંગ્રહણી તથા પ્રજ્ઞાપના વગેરે સૂત્રથી. ૨. હે સુંદર બુદ્ધિવાળા. ॥ ૩૫ ॥

[ એકેંદ્રિયથી મનુષ્ય સુધીની કાયસ્થિતિ. ]

અનંતકાયોની અનંતી[1] ને સકલ એકેંદ્રિની,
અસંખ્ય છે ઉત્સર્પિણી[2] અવસર્પિણીના માનની;
સ્વકાયસ્થિતિ વર્ષ[3] સંખ્યાતા તણી વિકલેંદ્રિની,
તિરિયંચ પંચેંદ્રિ મનુષ્યોનીજ ભવ સપ્ત[4] આઠની. (૩૬)

[ દેવ-નારકની કાયસ્થિતિ ]

દેવતા ને નારકી નિજ કાયમાં ન જ [1]ઉપજે,
સ્વકાયસ્થિતિ તેમની [2]સ્વાયુ પ્રમાણે સંપજે;

## ૪. પ્રાણદ્વાર.

[ ૧૦ દ્રવ્ય પ્રાણનાં નામ ]

પાંચ ઈંદ્રિયો જ શ્વાસોશ્વાસ ને આયુષ્ય છે,
મન વચન ને કાયના બળ રૂપ દશવિધ પ્રાણ છે. (૩૭)

[ જીવભેદોમાં સંભવતા પ્રાણ. ]

ઉપરોક્ત દશવિધ પ્રાણ પૈકી [1]ચાર છે એકેંદ્રિને,
છ સાત આઠ જ પ્રાણ ક્રમથી હોય છે વિકલેંદ્રિયને;

---

(૩૬) ૧ અનંત ભવ સુધી અથવા અનંત કાળચક્ર સુધી. ૨. જે કાળમાં આયુષ્ય બુદ્ધિ, બળ વગેરે વધે તેવો ચઢતો કાળ તે ઉત્સર્પિણી અને ઘટે તેવો ઉતરતો કાળ તે અવસર્પિણી. ૩ સંખ્યાતા હજારો વર્ષની. ૪ યુગલિક સિવાયના સતત સાત ભવ, અને આઠમો ભવ યુગલિકનો જ થાય. એ અપેક્ષાએ ૭ કે ૮ ભવ કહ્યા છે. અયુગલિકના સતત સાત ભવ કર્યા બાદ, જો યુગલિક ન થાય તો પણ, મનુષ્ય મનુષ્ય ભવમાં ન જાય, અને તિર્યંચ પંચેંદ્રિય તિર્યંચ પંચેંદ્રિયમાં ન જાય; પરંતુ અન્ય ગતિમાં જ જાય. સાત ભવ ઉત્કૃષ્ટ સંખ્યાતા (પૂર્વ ક્રોડ) વર્ષના આયુષ્યવાળામાં સંભવે, અર્થાત્ ૭ ભવમાં ઉત્કૃષ્ટ સંખ્યાતા વર્ષ લાગે; અને આઠમા ભવમાં ઉત્કૃષ્ટ અસંખ્યાતા વર્ષ લાગે અર્થાત્ (ઉત્કૃષ્ટથી ત્રણ પલ્યોપમ) અસંખ્યાત વર્ષવાળા યુગલિકોનો આઠમો ભવ સંભવે છે. ત્યાંથી મરીને દેવ થાય, ત્યાંથી ચ્યવીને મનુષ્ય અથવા તિર્યંચ થાય; પરંતુ નિરંતર ઉત્કૃષ્ટ આઠ ભવ જ થાય, અધિક તો ન જ થાય. અહીં આઠે ભવનો ઉત્કૃષ્ટ કાળ, પૂર્વ કોટી પૃથક્ત્વથી અધિક એવાં ૩ પલ્યોપમ જેટલો જાણવો. અને જઘન્યથી સર્વ જીવોની સ્વકાય સ્થિતિ અંતર્મુહૂર્તની જાણવી. ॥૩૬॥

(૩૭) ૧ દેવ મરીને દેવ અને નારક મરીને નારક તુરત ન થાય, તેમ જ દેવ મરીને નારક અને નારક મરીને દેવ તુરત ન થાય. ૨ ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમ. એ રીતે પોતપોતાના આયુષ્ય જેટલી, દેવો તેમજ નારકોની સ્વકાયસ્થિતિ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં કહેલી છે. ॥૩૭॥

(૩૮) ૧ સ્પર્શેન્દ્રિય, કાયયોગ, શ્વાસોચ્છ્વાસ ને આયુષ્ય એ ૪ પ્રાણ એકેંદ્રિયોને; રસનેન્દ્રિય અને વચનયોગ સહિત ૬ પ્રાણ બેઇંદ્રિયોને; ઘ્રાણેન્દ્રિય સહિત ૭ પ્રાણ તેઇન્દ્રિયોને; ચક્ષુરિન્દ્રિય સહિત ૮ પ્રાણ ચઉરિંદ્રિયોને; શ્રોત્રેન્દ્રિય સહિત ૯ પ્રાણ અસંજ્ઞિ પંચેન્દ્રિયોને; અને મનયોગ સહિત ૧૦ પ્રાણ સંજ્ઞિ પંચેન્દ્રિયોને હોય છે.

૨. દેવતા, નારકી, ગર્ભજ તિર્યંચ અને ગર્ભ જ મનુષ્યો સંજ્ઞિ પંચેદ્રિય કહેવાય.

[2]અસંજ્ઞિ પંચેંદ્રિયને મનબળ વિના નવ હોય છે,
દશ પ્રાણ જાણો [3]સંજ્ઞિ પંચેંદ્રિયમાંહિ હોય છે. (૩૮)

[ મરણની વ્યાખ્યા અને ઉપદેશગર્ભિત પ્રાણદ્વારનો ઉપસંહાર. ]

પ્રાણ સાથે જે વિયોગ જ તે જીવોનું મરણ છે,
ધર્મને પામ્યા નથી એવા જ જીવો જેહ છે;
તે અનંતીવાર પામ્યા છે મરણ આવું અહો !
ભયંકર અપાર સંસારસાગરને વિષે નિશ્ચે કહો. (૩૯)

**मूल—तह चउरासी लक्खा, संखा जोणीण होइ जीवाणं ।**
**पुढवाइण चउण्हं, पत्तेय सत्त सत्ते व ।। ४५ ।।**
**दस पत्तेय-तरुणं, चउदस लक्खा हवंति इयरेसु ।**
**विगलिंदियेसु दो दो, चउरो पंचिंदि-तिरियाणं ।।४६।।**
**चउरो चउरो नारय, सुरेसु मणुआण चउदस हवंति ।**
**संपिंडिआ य सव्वे, चुलसी लक्खा उ जोणीणं ।।४७।।**

## ૫. યોનિદ્વાર

[ જીવભેદોમાં યોનિની સંખ્યા ]

જીવોની [1]યોનિ કેરી સંખ્યા લાખ ચોરાશી જ છે,
પૃથવી પાણી અગ્નિ વાયુ કેરી સાત[2] જ લાખ છે;
યોનિઓ દશ લાખ છે પ્રત્યેક તરૂઓની સહી,
સાધારણ વનસ્પતિકાય કેરી ચૌદ લાખ જ છે કહી. (૪૦)
બબ્બે લાખ વિકલેંદ્રિ તણી વળી દેવને નારક તણી;
[1]ચાર ચાર જ લાખ છે તિર્યંચ પંચેન્દ્રિ તણી;
ચૌદ લાખ જ માનવોની યોનિઓ કહેવાય છે,
એમ એ સર્વે મળી ચોરાસી લાખ જ થાય છે. (૪૧)

**मूल—सिद्धाण नत्थि देहो, न आउ-कम्मं न पाण-जोणीओ ।**
**साइ-अणंता तेसिं, ठिई जिणंदागमे भणिया ।।४८।।**

---

૩. સંમૂર્ચ્છિમ તિર્યંચ તથા સંમૂર્ચ્છિમ મનુષ્યો અસંજ્ઞિ પંચેંદ્રિય કહેવાય. તેમાં સંમૂર્ચ્છિમ મનુષ્યોને ભાષારૂપ વચનબળ નથી હોતું, માટે તેઓને સાત અથવા આઠ પ્રાણ હોય છે એટલું વિશેષ જાણવું. ।। ૩૮ ।।

(૪૦) ૧ યોનિ=ઉત્પત્તિસ્થાન, જેનાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ જેમાં સરખા હોય તે એક યોનિ, અને જેનાં વર્ણાદિ ભિન્ન હોય તે ભિન્ન યોનિ. આવી ૮૪ લાખ યોનિઓ છે. ૨ ચારેની દરેકની સાત સાત લાખ યોનિ ।। ૪૦ ।।

(૪૧) ૧ દેવની ચાર લાખ અને નારકની પણ ચાર લાખ યોનિ સમજવી ।।૪૧।।

[ સિદ્ધમાં એ પાંચે દ્વારોનો અભાવ ]

સિદ્ધને નથી દેહ તેથી આયુ કે કર્મો નથી,
દ્રવ્ય–પ્રાણો તેહથી નથી યોનિઓ નથી તેહથી;
એક સિદ્ધ આશ્રયીને સિદ્ધની સ્થિતિ કહી,
જિણંદકેરા આગમે સાદિ[1] અનંતી છે સહી. (૪૨)

मूल–काले अणाइ–निहणे, जोणि–गहणंम्मि भीसणे इत्थ ।
भमिया भमिहिंति चिरं, जीवा जिण–वयणमलहंता ॥४९॥

[ સંસારભ્રમણ ધર્મના અભાવે જ છે ]

અન્ત ને આદિ વિનાના આ સકળ કાળે અરે!
વિકરાળ યોનિ-ભ્રમણથી બીહામણા ભવ–સાયરે;
જિનવચનને નવ પામતા જીવો ભમ્યા ભમશે ખરે,
ચિરકાળ સુધી જાણી એવું ધર્મ કર ચેતન! અરે! (૪૩)

मूल–ता संपइ संपत्ते, मणुअत्ते दुल्लहे वि सम्मत्ते ।
सिरि-संति-सूरि-सिट्ठे, करेह भो उज्जमं धम्मे ॥५०॥

[ માટે ધર્મ પામવો એ ગ્રંથકર્તાઓનો ઉપદેશ ]

મોંઘી માનવજીંદગી આ પરમ દુર્લભ ને વળી,
ચંગ[1] સમકિત રંગ પામી મુક્તિ–કુસુમ[2] કેરી કળી;
**શ્રી શાંતિસૂરિ** રાજ વચને સારજે આ જીવનને,
કર તે ભવિક! ઉત્તમ પુરુષે આચરેલા ધર્મને. (૪૪)

मूल–एसो जीव-वियारो, संखेव–रुइण जाणणा-हेऊ ।
संखित्तो उद्धरिओ, रुद्दाओ सय-समुद्दाओ ॥५१॥

[ ગ્રંથનો ઉપસંહાર ]

અલ્પમતિવાળા જીવોના બોધ માટે હેતથી,
ગંભીર શાસ્ત્રરૂપી મહાસાગરથકી સંક્ષેપથી;
ઉપકાર બુદ્ધે આ કીધો ઉદ્ધાર જીવવિચારનો,
જીવશાસ્ત્ર જે કહેવાય છે, તે ઉર ધરો હે ભવિજનો! (૪૫)

---

(૪૨) ૧ સિદ્ધગતિ જે સમયે પ્રાપ્ત થાય તે સમયે સાદિ ( આદિ સહિત ), અંત પામ્યા પછી સિદ્ધગતિનો અન્ત નથી માટે અનન્તી ( અંત રહિત ). એ રીતે સાદિ અનંત સ્થિતિ એક સિદ્ધની અપેક્ષાએ છે. અને સર્વસિદ્ધોની અપેક્ષાએ પ્રવાહરૂપે તો અનાદિઅનંત સ્થિતિ છે. ॥ ૪૨ ॥

(૪૪) ૧ મનોહર. ૨. પુષ્પ. ૩ શ્રી જ્ઞાનાદિ લક્ષ્મી, શાંતિ=રાગ આદિનો ઉપશમ, સૂરિ=પૂજ્ય, ભાવાર્થ એ છે કે જ્ઞાનાદિ આત્મલક્ષ્મીથી અને ઉપશમ વડે પૂજ્ય એવા તીર્થંકરો અને ગણધરોએ ઉપદેશેલા એવા ધર્મમાં ઉદ્યમ કર. આમાં મૂળ ગ્રંથકારનું નામ આવી જાય છે.

## અનુવાદકની પ્રશસ્તિ

[ સ્રગ્ધરા છંદ ]

[1]રાજે તેજે સદા જે દિનકર[2] સરખા બાળથી બ્રહ્મચારી,
તેવા શ્રી નેમિસૂરીશ્વર વર ગુણના [3]ધામના પટ્ટધારી;
જ્ઞાની લાવણ્યસૂરીશ્વર નિજ ગુરુની શુદ્ધ આજ્ઞાનુસારી,
ઋષ્યંકાંકેન્દુ વર્ષે[4] ધવલ[5] સુદશમે માસ આષાઢ ભારી (૧)

એ રીતે બાલબુદ્ધિધર ભવિજનને બોધદાતા જ સાદો,
જીવો કેરા વિચારપ્રકરણ જ તણો પદ્ય ભાષાનુવાદો;
કીધો સંપૂર્ણ આ રાધનપુર નગરે શ્રેષ્ઠ ભાવે મુદા[6]એ,
[7]નિર્ગ્રંથાચાર–ચારી વિજયયુત સદા દક્ષ[8] નામે વ્રતીએ[9] (૨)

॥ इति श्रीजीवविचारप्रकरणस्य पद्यमयो भाषानुवादः सम्पूर्णः ॥

૧ શોભે. ૨ સૂર્ય. ૩ સ્થાન–આશ્રયના. ૪ વિક્રમ સંવત ૧૯૯૭ની સાલમાં ૫ શુદિ (અષાડ શુદ દશમે). ૬ હર્ષપૂર્વક. ૭ સાધુના આચારે. ૮ 'દક્ષવિજય' નામના. ૯ મુનિએ.

મુદ્રક : કકલભાઈ રવજીભાઈ કોઠારી પ્રકાશક—ચીમનલાલ ગોકળદાસ શાહ, મુદ્રણસ્થાન : શ્રી સુભાષ પ્રિન્ટરી સલાપોસ ક્રોસ રોડ, અમદાવાદ, પ્રકાશનસ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ.


જૈન સત્ય પ્રકાશ
તંત્રીઃ શાહ ચીમનલાલ ગોકળદાસ
વર્ષ ૭
અંક ૪

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन-संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं

मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्षः ७ ] | क्रमांक | [ अङ्क ४ |
|---|---|---|
| વિક્રમ સંવત્ ૧૯૯૮ : | વીરનિ. સંવત્ ૨૪૬૮ | : ઇસ્વીસન ૧૯૪૧ |
| માગસર વદિ ૧૨ : | સોમવાર | : ડીસેમ્બર ૧૫ |

## વિષય-દર્શન



આ માસિક દરેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે

લવાજમ

વાર્ષિક-બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

મુદ્રક : કકલભાઈ ભૂધરભાઈ કોઠારી; પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશન સ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ; મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, સલાપોસ ક્રોસ રોડ, અમદાવાદ.

॥ वीराय नीत्यं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

[ વર્ષ ૭.... .... ....ક્રમાંક ૭૬.... .... ....અંક ૪ ]

મહામહોપાધ્યાય શ્રી મેઘવિજયજીવિરચિત

# ચોવીસ જિન સ્તવનમાલા

સંગ્રાહક તથા સંપાદક—શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ

( ક્રમાંક ૭૨ થી ચાલુ )

## ૧૫—શ્રી ધર્મજિન સ્તવન

( તૂં મેરા સાહેબ મેં તેરા બંદા )

ધરમ જિણેસર કેસર વરણા, અલવેસર સરવંગી સરણા;
એ ચિંતામણિ વંછિત કરણા, ભજ ભગવંત ભુવન ઓધરણા. ધ૦ (૧)
નવલે નૂરે ચઢતે સૂરે, જે જન ભેટે ભાગ્ય અંકૂરે;
પ્રગટ પ્રભાવે પુણ્ય પડૂરે, દાલિદ્રિ દૂખ તેહના પ્રભુ ચૂરે. ધ૦ (૨)
જે સેવે જિન ચરણ હજૂરે, તસ ઘરિ ભરીઈં ધન ભરપૂરે;
ગાજે અંબર મંગલ તૂરે, અરિઅણના ભય ભાજે દૂરે. ધ૦ (૩)
ગજ ગાજે સોભિત સીંદૂરે, જન સહૂ ગાજે સુજસ જરૂરે;
ગંજ્યો ન જાઈં કિણે કરીરે, અરતિ ન થાઈં કાંઇ અણૂરે. ધ૦ (૪)
જન ભોજન હુઇં દાલિ ને કૂરે, જીપે તે રણ તેજે સૂરે;
મેઘતણા જલ નદી હલૂરેં, તેમ તેહનેં સુર લિખમી પૂરે. ધ૦ (૫)

## ૧૬—શ્રી શાંતિજિન સ્તવન

( નણદલ, હે નણદલ ! ખેતી કીજે નવણ કીધો—એ દેસી )

સાંત મહારસ સાગરૂ, સેવો સાંતિ જિનેસ હે સજની;
આસપૂરે સવિ દાસની, વિચરો કાંય વિદેસ હે સજની. સાંત૦ (૧)
સમતાસું મમતા ધરી, સંઘરી રાખી શાંતિ હે સજની;
એ પ્રભુ સેવાથી સહી, ભાંજે ભાવઠિ ભ્રાંત હે સજની. સાંત૦ (૨)

ઈણુ ગૃહવાસે ભોગવી, ખટ ખંડ લખમિ નાથ હે સજની;
તિત્થંકર પદ સંપદા, જોગવી સિવપુર સાથ હે સજની. સાંત૦ (૩)
દેવ અવર જે આદરે, જે છંડી જિનરાજ હે સજની;
તે સુરતરુ છાયા તજી, બાઉલીયા દિશિ ધાય હે સજની. સાંત૦ (૪)
પરિજન અરિજન બેહુ સમા, સમવડિ રંક ને રાય હે સજની;
તું સમતા રસ પૂરિઓ, **મેઘ** સમો કહેવાય હે સજની. સાંત૦ (૫)

## ૧૭--શ્રી કુંથુજિન સ્તવન

( સાંભલિરે સાંવલીયા સામી—એ દેશી )

આવો રે મન મહેલ હમારે, જિમ સુખ બોલ કહાય રે;
સેવકને અવસર સર પૂછો, તો વાતે રાત વિહાઈ રે. આવો૦ (૧)
અપરાધી ગુણુહીણા પણિ ચાકર, ઠાકુરને ઠનિ ઠાજે રે;
જો તે અવર નરાં દિશિ દોરે, તો ઈણુવાતે પ્રભુ લાજે રે. આવો૦ (૨)
કુંથુ જિનેસર સરિસા સાંઇ, પરઉપગારી પૂરા રે;
ચિંતવતાં ચાકર ન ચિંતા રે, તો સ્યા પ્રભુ અવર અધૂરા રે. આવો૦ (૩)
મુઝ અનુચરની મામ વધારો, તો પ્રભુ વહિલા પધારો રે;
ઉંચી નીચી મત અવધારો, સેવક જનમ સુધારો રે. આવો૦ (૪)
શ્રીનામે જનની ધન જનની, જિણુ જનમ્યો તું ગ્યાતા રે;
**મેઘ**તણિ પરિ મોટા નાયક, દીજે સિવ સુખ સાતા રે. આવો૦ (૫)

## ૧૮--શ્રી અરજિન સ્તવન

( માત જસોદા યું કહે—એ દેશી; ઢાલ હમીર્યાકી )

શ્રી અરજિનવર વીનતી, કીજે લાગી પાય પ્રભુજી;
તું પરમેસર સાચલો, મેં પરખ્યો મહારાય પ્રભુજી. શ્રી૦ (૧)
રાખે રમણી રાગીયા, લાગીયા મનરથ રંગ પ્રભુજી;
ઉતારે નહીં અંગથી, ભગતિ ભણે નિકલંક પ્રભુજી. શ્રી૦ (૨)
રીસ ભરે આયુધ ધરે, કેઈ ક્રોધારૂપ પ્રભુજી;
મોહને ચાવે સીખવ્યા, નાચે નટ્ટ સરૂપ પ્રભુજી. શ્રી૦ (૩)
તૂં મનમાહે ધરે નહીં, મોહ કોહ ને રાગ પ્રભુજી;
મૂર્તિ નિરંજન દેખતાં, જાગે જન વેરાગ પ્રભુજી. શ્રી૦ (૪)
ઉપશમવંત હીયા થકી, તૂં મત દૂરે થાય પ્રભુજી;
વૂઠે **મેઘ** પ્રસંગથી, વાજે શીતલ વાય પ્રભુજી. શ્રી૦ (૫)

( ચાલુ )

## શ્રી દૃષ્ટિવાદના ઝરણા સ્વરૂપ, કર્મવિષયક મહાન્ ગ્રન્થ

# શ્રી 'કર્મપ્રકૃતિ'ના વિષયોનું સંક્ષિપ્ત તારણ

લેખક—પૂ. પંન્યાસજી મહારાજ શ્રી ધર્મવિજયજી ગણી

[ પૂ. આ. મ. શ્રી વિજયમોહનસૂરીશ્વરપ્રશિષ્ય ]

### જૈન દર્શનમાં કર્મ સાહિત્યનું સર્વોત્તમપણું

**અનન્તજ્ઞાની** શ્રી જિનેશ્વરદેવના શાસનમાં આત્મવાદ અને કર્મવાદ સંબંધી જેવું સૂક્ષ્મ રીતિએ નિરૂપણ કરવામાં આવેલ છે તેવું સૂક્ષ્મ નિરૂપણ અન્ય કોઈ દર્શન–શાસનમાં દૃષ્ટિગોચર થતું નથી. આત્મા અને કર્મનો સંબંધ પ્રવાહાદિની અપેક્ષાએ ક્યારનો છે? કયા કયા હેતુઓ વડે આત્મા ક્ષણે ક્ષણે નવીન કર્મ બંધ કરે છે? નવીન કર્મબંધ સમયે પૂર્વબદ્ધ કર્મોમાં કેવા ફેરફારો થાય છે? બંધાયેલું કર્મ આત્મા સાથે કેટલા કાળ સુધી ટકે છે? અમુક સમયે બદ્ધ થયેલ કર્મ આત્માને પોતાનું ફળ ક્યારે બતાવે છે? કર્મને ફળસન્મુખ થવાનો સમય ન થયો હોય છતાં પ્રયત્ન વિશેષ વડે કેવી રીતે તે કર્મ ફળસન્મુખ થાય છે? પૂર્વબદ્ધકર્મની સ્થિતિ અને રસમાં કયા કયા કારણે કેવી રીતે ન્યૂનાધિકપણું થઈ શકે છે? આત્માએ બાંધેલું કર્મ આત્માને ફળરૂપે અવશ્ય ભોગવવું જ પડે? કે ફળરૂપે ભોગવ્યા સિવાય પણ તે કર્મ આત્મપ્રદેશોથી છૂટું પડી શકે? કર્મના મૂલ વિભાગો–ઉત્તર વિભાગો કેટલા છે? કયા કર્મનો શું સ્વભાવ છે? કયા કર્મમાં કેટલી સ્થિતિ તથા કેટલો રસ હોય છે તેમજ પ્રદેશો કેટલા હોય છે? અને એ કર્મનો ક્ષય કરવાનાં શું શું સાધનો છે? ઇત્યાદિ વિષયો ઉપર જૈન દર્શનમાં જે પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેવું પ્રતિપાદન અન્યત્ર ક્યાંઇ પણ જે જોવામાં નથી આવતું, તેનું મુખ્ય કારણ એક જ છે કે-જૈનદર્શન એ સર્વજ્ઞમૂલક દર્શન છે, જ્યારે અન્ય દર્શનોમાં સર્વજ્ઞ–મૂલકપણાનો અભાવ છે.

### કર્મસાહિત્ય પ્રતિપાદક ગ્રન્થો

કર્મવિપાક કર્મસ્તવ, બંધસ્વામિત્વાદિ, છ કર્મગ્રન્થો, બંધશતક પ્રકરણ, શતકચૂર્ણિ, સપ્તતિકા ભાષ્ય, કર્મપ્રકૃતિ, પંચસંગ્રહાદિ અનેક ગ્રન્થોમાં કર્મવિષયનું ઘણા જ વિસ્તારથી પ્રતિપાદન કરવામાં આવ્યું છે. કર્મવિપાકાદિ કર્મગ્રન્થો કર્મના વિષયને જાણવા માટેના પ્રવેશક ગ્રન્થો છે. જ્યારે કર્મપ્રકૃતિ અને પંચસંગ્રહ એ બન્ને ગ્રન્થો કર્મના સાહિત્યને અંગે અંતિમ અર્થાત્ અતિઉચ્ચ કક્ષાના ગ્રન્થો છે. આત્મા અને કર્મનું આબેહૂબ ચિત્ર એ ગ્રન્થોમાંની મળી આવે છે. પ્રબલ કર્મસત્તાને ક્ષણક્ષણની વિશુદ્ધિથી આત્મસત્તા કેવી રીતે વિખેરી નાખે છે? અને ક્ષણક્ષણની મલિનતાને અંગે ઉત્પન્ન થતી કર્મસત્તા, જ્ઞાનમય આત્મ-સત્તાને પણ કેવી રીતે દબાવી દે છે? ઈત્યાદિ વસ્તુના યથાર્થ ભાવો આ ગ્રન્થો સિવાય અન્યત્ર મળવા પ્રાય: દુર્લભ છે. વર્તમાન ૪૫ આગમોમાં કર્મસાહિત્યને અંગે જે વિષયો શોધ્યા નહિ જડે, તે આ બન્ને મહાન્ ગ્રન્થમાંથી મળી આવે છે. અને એથી જ એ બન્ને ગ્રન્થોને "**દૃષ્ટિવાદના કિંવા પૂર્વના ઝરણા**" તરીકે ગ્રન્થકાર મહર્ષિએ સંબોધ્યા છે.

પંચસંગ્રહ ગ્રંથના રચયિતા ભગવાન્ **ચન્દ્રમહત્તરાચાર્ય** છે અને કર્મપ્રકૃતિ શાસ્ત્રના પ્રણેતા ભગવાન્ **શિવશર્મસૂરિ** મહારાજા છે. આ બે ગ્રન્થો પૈકી કર્મપ્રકૃતિ ગ્રન્થમાં મુખ્ય જે દશ વિષયોનું નિરૂપણ કરવામાં આવેલ છે તે દશ વિષયોનાં નામ અને તે દરેકનો સંક્ષિપ્ત ભાવાર્થ આ લેખમાં લખવો ઉચિત ધાર્યો છે. એકએક વિષયમાં અવાન્તર સંખ્યાબંધ વિષયોનો ગ્રન્થકાર મહર્ષિએ સંગ્રહ કહેલ છે, પણ તેનું નિરૂપણ કરવામાં આવે તો તો આખા ય ગ્રન્થનું નિરૂપણ કરવા જેટલો સમય લાગે. તેથી તેવું વિસ્તૃત નિરૂપણ ન કરતાં ફક્ત મૂલવિષયના ભાવનું જ પ્રતિપાદન કરવું ઇષ્ટ ધાર્યું છે. એટલું નિરૂપણ પણ જો મનનપૂર્વક ધ્યાનમાં લેવાય તો 'કર્મ' વિષયને અંગે થોડું ઘણું જાણપણું અવશ્ય પેદા થાય અને ભવ્યાત્માઓ એ અનાદિકાલીન કર્મસત્તાને રત્નત્રયીની આરાધના દ્વારા નિર્મૂલ કરી આત્મસત્તારૂપી સૂર્યને પ્રગટાવે.

## વિષયનિર્દેશ

૧ બંધનકરણ, ૨ સંક્રમકરણ, ૩ અપવર્ત્તનાકરણ, ૪ ઉદ્વર્તનાકરણ, ૫ ઉદીરણાકરણ, ૬ ઉપશમનાકરણ, ૭ નિધત્તિકરણ, ૮ નિકાચનાકરણ, ૯ ઉદય તથા ૧૦ સત્તા—આ દશ પદોનો સંક્ષિપ્ત ભાવ પ્રતિપાદન કરવાનો અહીં ઉદ્દેશ છે. આમાં શરૂઆતનાં આઠ પદોની સાથે 'કરણ' એવું જે પદ જોડવામાં આવેલું છે તે પદનો અર્થ શું છે?—તે પ્રથમ વિચારીએ.

## 'કરણ' પદનો સંક્ષિપ્ત અર્થ

'કરણ' એટલે વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમથી અથવા ક્ષયથી ઉત્પન્ન થયેલ, અભિસંધિજ (ઇરાદાપૂર્વક) અથવા અનભિસંધિજ (સ્વાભાવિક રીતે પોતાની મેળે પ્રવૃત્તિવાળું) જે વીર્ય વિશેષ, તેનું નામ 'કરણ' કહેવાય છે. કરણ, વીર્ય, યોગ, એ બધાય શબ્દો એક અર્થવાળા છે. સામાન્ય રીતે એટલું અવશ્ય ધ્યાનમાં રાખવાનું છે કે—કર્મનો બંધ વગેરે કરવામાં આ વીર્ય પરિણામ કે જેને 'કરણ' કહેવામાં આવે છે તે જ મુખ્ય ભાગ ભજવે છે, અને તેથી જ જ્યાં સુધી એ વીર્ય—એ કરણ પરિસ્પંદાયમાન સ્વભાવવાળું હોય ત્યાં સુધી એક ક્ષણ પણ આ આત્મા માટે એવો નથી કે જે સમયે તે કર્મને બાંધવાં વગેરે કાર્યો ન કરતો હોય. ચૌદમા અયોગી ગુણસ્થાનકે તથા સિદ્ધ ભગવંતોમાં યદ્યપિ વીર્યાંતરાયનો સર્વથા ક્ષય થયેલો હોવાથી ક્ષાયિકભાવનું અનંતવીર્ય છે, પણ તે વીર્ય લબ્ધિરૂપે—શક્તિરૂપે છે, તેથી જ તે વીર્યને "અકરણ વીર્ય" કહેવામાં આવે છે. અને અન્ય વીર્યને "સકરણ વીર્ય" તરીકે જણાવવામાં આવ્યું છે. એટલે કે વ્યાપારરૂપે તે વીર્યનું પ્રવર્ત્તન કરવાની તે હદે પહોંચેલા આત્માને જરૂર નથી. અને વ્યાપારરૂપે તે વીર્યનું પ્રવર્ત્તન ન હોવાથી ત્યાં કર્મ બાંધવા વગેરેપણાનો સર્વથા અભાવ છે. આ પ્રમાણે 'કરણ'નો અર્થ **વીર્યનું ન્યૂનાધિકપણે પ્રવર્ત્તન**—એ સમજ્યા બાદ હવે બંધનકરણાદિ એક એક પદના અર્થનો વિચાર કરીએ.

## બંધનકરણનું તાત્પર્ય: કર્તા, કર્મ અને કરણ

**બંધનકરણ**—'बध्यतेऽनेन तद् बन्धनम्' જેના વડે બંધાય તેનું નામ 'બંધન' છે.

અર્થાત્ જે વીર્યના પરિણામવિશેષ વડે આત્મા કર્મથી બંધાય તે વીર્યના પરિણામવિશેષનું નામ બંધનકરણ કહેવામાં આવે છે. ચૌદરાજલોકમાં સર્વત્ર કર્મયોગ્ય પુદ્ગલો અંજન ચૂર્ણથી ભરેલા ડાબડાની જેલ ઠાંસીઠાંસીને રહેલા છે. એ કર્મયોગ્ય પુદ્ગલોને આ આત્મા વીર્યના પરિણામવિશેષ વડે (યોગ વડે) ગ્રહણ કરે છે અને તે પુદ્ગલોને કર્મપણે પરિણમાવી અગ્નિ અને લોહના ગોળાની માફક અથવા દૂધ અને પાણીની માફક આત્મપ્રદેશો તથા કર્મપ્રદેશોનો એકમેક જે સંબધ કરે છે તેનું નામ કર્મનો બંધ કહેવામાં આવે છે. અહીં એટલું અવશ્ય ધ્યાન રાખવું કે–અગ્નિ અને લોહનો ગોળો એ ભલે એકાકાર સંબંધને પામે એમ કહેવાય, પરંતુ અગ્નિના અણુઓ અને લોહના અણુઓ તત્ત્વદષ્ટિએ તો જુદા જ છે, ફક્ત એક પ્રદેશાવગાઢ જેટલો તેમનો સંબંધ થવા સાથે લોહમાં અન્તર્ગત પોતાનું સ્વરૂપ કાયમ હોવા છતાં અગ્નિના તીવ્ર સંબંધને પામીને પોતાનું સ્વરૂપ તિરોહિત કરી બાહ્ય દષ્ટિએ અગ્નિના સ્વરૂપને લોહના અણુઓ જેમ ગ્રહણ કરે છે, તે પ્રમાણે આત્મા અને કર્મના પ્રદેશોનો જે એકાકાર સંબંધ થાય છે તેમાં પણ આત્મપ્રદેશો તે આત્મપ્રદેશો જ છે અને કર્મપ્રદેશો તે કર્મપ્રદેશો જ છે. પરંતુ સમાન આકાશપ્રદેશના અવગાહની સાથે કર્મપ્રદેશના તીવ્ર–મન્દાદિપણે સંબંધને પામેલા આત્મપ્રદેશો પોતાનું વાસ્તવિક સ્વરૂપ યથાર્થ પ્રગટ કરી શકતા નથી, આ રૂપે અહીં એકાકારપણું સમજવાનું છે, પણ એમ નહીં કે–આત્મપ્રદશો કે જે ચેતનામય છે તે કર્મપ્રદેશો કે જે જડ છે તે રૂપે થઈ જાય, અને જે જડ એવા કર્મપ્રદેશો છે તે ચેતનમય આત્મપ્રદેશ સ્વરૂપે થાય છે. એ કર્મબન્ધનું તીવ્રપણે જોર હોય તે વખતે આત્મામાં જડભાવ વધારે જોવામાં આવે છે અને આત્માનો સ્વ–ભાવ બહુ જ મન્દપણે દષ્ટિગોચર થાય છે. જયારે કર્મબન્ધનું મન્દપણું હોય છે ત્યારે આત્માનો સ્વ–ભાવ બહુલપણે અનુભવાય છે અને જડભાવ તરફ આત્માનું ઉદાસીનપણું હોય છે. ક્રોધાદિ કષાયો તથા કૃષ્ણાદિ લેશ્યાના પરિણામો યદ્યપિ કર્મની સ્થિતિનું નિયમન કરવામાં તેમજ કર્મના અણુઓમાં આત્માને તીવ્ર–મંદપણે સુખ–દુ:ખાદિનો અનુભવ આપનાર રસ ઉત્પન્ન કરવામાં અનુક્રમે જો કે સહાયક છે, તો પણ કર્મના પુદ્ગલો ગ્રહણ કરવાનું અને એ પુદ્ગલોનું ગ્રહણ થયા બાદ તેને કર્મપણે પરિણમાવી આત્મા સાથે પૂર્વે જણાવેલી રીતિએ એકાકારપણે સંબંધ કરવાનું કાર્ય વીર્યપરિણતિ–યોગપરિણામનું જ છે અને તેથી એ વીર્યપરિણતિને જ **બંધનકરણ** તરીકે કહેવામાં આવે છે. આત્મા એ કર્મ બાંધનાર કર્તા છે, કર્મપુદ્ગલો એ બાંધવા યોગ્ય–કર્મ છે અને વીર્યપરિણતિ એ કર્મબન્ધનમાં અસાધારણ કારણ હોવાથી 'કરણ' કહેવામાં આવે છે.

## પ્રાણિમાત્રમાં ન્યૂનાધિકતયા વીર્યસદ્ભાવ

પ્રથમ સમયોત્પન્ન લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદથી લઇને સંજ્ઞિ પંચેન્દ્રિય પ્રાણી માત્રમાં વીર્યપરિણામ ન્યૂનાધિકપણે અવશ્ય રહેલ હોય છે, કારણકે વીર્યાંતર કર્મ જીવ માત્રને ( છદ્મસ્થની અપેક્ષાએ ) ક્ષયોપશમભાવે વર્તતું હોય જ છે. કોઈ આત્માને જો મન્દ ક્ષયોપશમ હોય તો તેને મન્દ વીર્ય હોય અને તીવ્ર ક્ષયોપશમ હોય તો તીવ્ર ક્ષયોપશમ હોય. ( કેવલી ભગવંતોએ વીર્યાંતરાય કર્મનો સર્વથા ક્ષય કરેલો હોવાથી તેઓને ક્ષાયિક ભાવનું વીર્ય હોય છે. ) પ્રથમ સમયોત્પન્ન લબ્ધિઅપર્યાપ્તો સૂક્ષ્મનિગોદનો જીવ સર્વ

જઘન્ય વીર્યવાળો છે અને સંજ્ઞિપંચેન્દ્રિયમાં યથાયોગ્ય ઉત્કૃષ્ટ વીર્યવાળો આત્મા પ્રાપ્ત થઈ શકે છે. અહીં બન્ધન તેમજ આગળ કહેવાતા સંક્રમાદિ દરેક કાર્યોમાં સકરણ (પરિસ્પંદાયમાન વ્યાપારવાળું) વીર્ય લેવાનું છે, પણ અકરણ વીર્ય (વ્યાપાર વિનાના વીર્ય) ને ગ્રહણ કરવાનું નથી.

## અસંખ્ય યોગસ્થાનો

જગતમાં જે અનંત સંસારી જીવો છે તે જીવો પૈકી કોઇ પણ એક જીવને સદાકાળ એક સરખું જ વીર્ય હોય એવો એકાંત નિયમ નથી; ક્ષયોપશમ પ્રમાણે તે વીર્યમાં પણ ન્યૂનાધિકપણું થયા કરે છે. અને કોઇ વખતે અમુક સમય સુધી એક સરખું પણ વીર્ય રહી શકે છે. એ વીર્યની તરતમતાને અંગે ઉત્પન્ન થતા યોગસ્થાનો એકંદર અસંખ્ય છે. યદ્યપિ જીવોની સંખ્યા અનંત છે, તોપણ સમાન યોગસ્થાનવાળા ઘણા ઘણા જીવો પ્રાપ્ત થતા હોવાથી યોગસ્થાનોની સંખ્યા તો અસંખ્યાતી જ જ્ઞાની મહર્ષિઓએ જણાવેલ છે.

## વીર્યપરિણામનું વિચિત્રતાગર્ભિતપણું અને તેથી એક સાથે થતાં જુદાં જુદાં કાર્યો.

આ યોગસ્થાન કિંવા વીર્યપરિણામવિશેષ કે જેને આપણે બન્ધન અર્થાત્ આત્મા અને કર્મબન્ધમાં અસાધારણ કારણ તરીકે ગણી તેને 'કરણ' તરીકે કહેલું છે, તે કરણ (વીર્યપરિણામવિશેષ) વડે એકલું ઉપર જણાવ્યા પ્રમાણે આત્મા અને કર્મના બંધનું જ કાર્ય થાય છે તેમ સમજવાનું નથી, પણ જે વીર્યપરિણામવિશેષ વડે આત્મા અને કર્મના બન્ધનું કાર્ય થાય છે તે જ વીર્યપરિણામ એવો વિચિત્રતાગર્ભિત છે કે તેના વડે આગળ કહેવાતાં સંક્રમ અપવર્ત્તના આદિ કાર્યો પણ થાય છે. જો એ પ્રમાણે ન હોય તો જે સમયે કર્મબન્ધનું કાર્ય થાય તે સમયે કર્મનો સંક્રમ–કર્મની અપવર્ત્તના, ઉદીરણાદિ કોઈ પણ કાર્યો ન થઇ શકે. અને એક સાથે યથાયોગ્ય બન્ધસંક્રમાદિ થાય છે તે તો નિશ્ચિત વસ્તુ છે. શરીરમાં વર્તતી પાચનશક્તિ વિચિત્રતાગર્ભિત હોવાથી જેમ કોઠામાં જતું અન્ન વગેરે તે શક્તિવિશેષ વડે સાત ધાતુ અને આઠમો મલ એમ આઠ વિભાગમાં વહેંચાઇ જાય છે, અથવા સાચા મોતીના વિભાગો પાડવા માટે નાના મોટા છિદ્રોવાળી ચાલણીમાં એક સાથે મોતી નાખવા છતાં દરેક મોતી પોતાના પ્રમાણાનુસાર છિદ્ર દ્વારા સ્વયોગ્ય વિભાગમાં જ યુગપદ્ વહેંચાઈ જાય છે તે પ્રમાણે વિચિત્રતાગર્ભિત પરિણામ–વિશેષ વડે બંધ સંક્રમાદિ કાર્યો પણ યથાસંભવ એક સમયે થયા કરે છે.

## સંક્રમકરણની સંક્ષિપ્ત વ્યાખ્યા

સંક્રમનો સામાન્ય અર્થ 'પલટો' એવો થાય છે. અહીં પણ તેવો જ અર્થ કરવાનો છે. સામાન્ય રીતે જગતનો એ વ્યવહાર હોય છે કે–માણસ પોતે જેવો હોય તેવો બીજાને બનાવવાનો પ્રયત્ન કરે છે; સદ્ગુણી માણસ અન્ય વ્યક્તિઓને સદ્ગુણસંપન્ન બનાવવાનો પ્રયત્ન કરે છે; જ્યારે દુર્ગુણી માણસ અન્ય વ્યક્તિઓ પોતાના જેવી થાય તેમ ઇચ્છે છે અને તેને લાયક પ્રયાસ કરે છે. આ સંક્રમનો પ્રસંગ લગભગ તેવો જ છે. જે વ્યક્તિ જે સમયે જેવા પ્રકારનું શુભ–અશુભ કર્મ બાંધતી હોય તે વખતે પૂર્વનાં બંધાયેલાં અર્થાત્ રસ્તામાં રહેલાં અજાતીય કર્મો બધ્યમાન–બંધાતાં કર્મના જેવાં થઈ જાય છે, તેનું નામ સંક્રમ છે.

ઉદાહરણ તરીકે આપણે વિચારીએ, જેમકે–એક આત્મા વર્તમાનમાં અશાતાવેદનીય કર્મ બાંધે છે. તે અશાતા વેદનીયના બંધ વખતે પ્રથમનું બાંધેલું શાતા વેદનીય કે જે આત્મ-સત્તામાં પડેલ હતું તે જો કરણસાધ્ય હોય અર્થાત્ આગળ જણાવવામાં આવતી નિકાચિત અવસ્થાવાળું ન થયું હોય તો અશાતાવેદનીય રૂપે થઈ જાય છે. એજ પ્રમાણે એક આત્મા શાતાવેદનીયનો બંધ કરતો હોય તે સમયે પ્રથમનું બાંધેલ જે અશાતાવેદનીય કે જે આત્મસત્તામાં પડેલ હતું તે પણ જો કરણસાધ્ય હોય તો શાતાવેદનીયરૂપે પરિણામ પામે છે, અર્થાત્ તે પૂર્વબદ્ધ અશાતાવેદનીયનો શાતાવેદનીય રૂપે સંક્રમ થયા પછી; તેનું નામ જ શાતાવેદનીય થાય છે અને તેનો અનુભવ પણ શાંતિ રૂપે ભોગવાય છે, પરંતુ અશાતા રૂપે ભોગવવો પડતો નથી. આ પ્રમાણે આત્મામાં જે વખતે જેવો શુભાશુભ પરિણામ હોય અને તે શુભાશુભ પરિણામને અનુસારે જેવો શુભાશુભ કર્મબંધ થતો હોય તે વખતે સત્તામાં રહેલાં સજાતીય કર્મોનો બધ્યમાન કર્મના સરખો પલટો થાય છે. 'સંક્રમ' ને માટે એટલો એક સામાન્ય નિયમ ધ્યાનમાં રાખવાનો છે કે–"બધ્યમાન કર્મમાં સત્તાગત સજાતીય કર્મનો પલટો થાય છે." જ્ઞાનાવરણીયાદિ આઠ જે મૂલ પ્રકૃતિઓ–કર્મના મૂલ વિભાગો છે તેનો પરસ્પર સંક્રમ થતો નથી. આયુષના તો ચારે ઉત્તર ભેદોમાં પણ પરસ્પર સંક્રમનો અભાવ છે, જ્યારે મોહનીય કર્મને અંગેના દર્શનમોહ અને ચારિત્રમોહ એ બન્નેનો પરસ્પર પલટો થઈ શકતો નથી. અહીં તો ફક્ત 'સંક્રમ' નો સામાન્ય અર્થ લખવા પૂરતો જ ઉદ્દેશ હોવાથી તેને અંગેના અપવાદો, સંક્રમના ભેદો, પ્રદેશ સંક્રમમાં બતાવેલા યથા પ્રવૃત્તસંક્રમ, વિધ્યાતસંક્રમ, ગુણસંક્રમ, સર્વસંક્રમ, ઉદ્ગલના સંક્રમ, સ્તિબુક સંક્રમ આદિ વિભાગોનું સ્વરૂપ તો કર્મપ્રકૃતિગ્રન્થ અને તેની સુવિસ્તૃત ટીકાથી જાણવા યોગ્ય છે.

## બંધાયેલું કર્મ ભોગવવું જ પડે તેવો નિયમ નથી

ઉપર જણાવ્યા પ્રમાણે કર્મ બંધાયા બાદ પણ જો એ કર્મમાં આગળ જણાવવામાં આવશે તે નિકાચિત અવસ્થા પેદા ન થયેલ હોય, તો એ પૂર્વબદ્ધ કર્મ જે રીતે બંધાયેલ હોય તે રીતે જ તેનાં ફળ ભોગવવાં પડે તેવો એકાંત નિયમ નથી. આ સંક્રમકરણયોગ્ય પરિણામવિશેષોથી તે બદ્ધ કર્મમાં પણ પલટો થાય છે; શુભ કર્મ અશુભરૂપે થાય છે અને અશુભ શુભરૂપે પણ થઇ જાય છે. મોક્ષાભિલાષી ભવ્યાત્મા બરાબર જાગૃતિ રાખે અને જેમ બને તેમ આત્માને સંક્લિષ્ટ પરિણતિવાળો ન થવા દેતાં વિશુદ્ધિ તરફ લક્ષ્ય રાખે તો જરૂર ઉપરના નિયમ પ્રમાણે અશુભ કર્મ પણ શુભ રૂપે પલટો પામી તે આત્માને પુન્યનો સુખશાંતિનો અનુભવ કરાવે છે, અને અનુક્રમે આગળ વધતો આત્મા સર્વ કર્મનો ક્ષય કરી મુક્તિસુખને પણ પ્રાપ્ત કરે છે.

## ઉદ્વર્તનાકરણ અને અપવર્તનાકરણ

આ બન્ને કરણો સંક્રમકરણનાં જ રૂપાન્તરો છે. સંક્રમકરણમાં બધ્યમાન પ્રકૃતિએ પતદ્ગ્રહ તરીકે હતી અને સત્તાગત એ સંક્રમ્યમાણ હતી. અર્થાત્ સંક્રમનો મુખ્ય વિષય 'અન્ય પ્રકૃતિનું (સજાતીય) અન્ય અન્ય પ્રકૃતિરૂપે થવું' એ રીતિએ સંક્ષિપ્તપણે સમજાવેલ છે.

જ્યારે આ ઉદ્વર્ત્તનાકરણ અને અપવર્તનાકરણનો વિષય મુખ્યત્વે સ્વ-પ્રકૃતિની અપેક્ષાએ જ રહેલો છે. તાત્પર્ય એ છે કે-હમણા જ જણાવેલ સંક્રમકરણ એ મુખ્યતયા પરપ્રકૃતિ વિષયક છે અને આ બન્ને કરણોમાં પ્રધાનપણે સ્વ પ્રકૃતિની અપેક્ષા અર્થાત્ સ્વસંક્રમ છે અને તે પણ સ્વપ્રકૃતિનાં સ્થિતિ તથા રસની અપેક્ષાએ જ સમજવાનો છે. **ઉદ્વર્તનાનો** સામાન્ય અર્થ એ છે કે-પૂર્વબદ્ધ કર્મમાં સ્થિતિ તથા રસની વૃદ્ધિ કરવી. અને **અપવર્તનાનો** સંક્ષિપ્ત અર્થ એ છે કે-પૂર્વબદ્ધ કર્મમાં સ્થિતિ તથા રસની હાનિ કરવી.

## ઉદ્વર્તનાનું ઉદાહરણ

એક આત્માએ તત્પ્રાયોગ્ય મધ્યમ અથવા વિશુદ્ધ પરિણામ વડે, કોઈ અશુભ કર્મની, દાખલા તરીકે મતિજ્ઞાનાવરણીયની, મધ્યમ અથવા તેથી પણ ઓછી સ્થિતિ બાંધી અને તેમાં મન્દભાવનો રસ ઉત્પન્ન કર્યો. ત્યારબાદ તે આત્માના પરિણામમાં પલટો થયો. મધ્યમ ભાવ અથવા તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામને બદલે સંક્લિષ્ટ-સંક્લિષ્ટતર પરિણામો થવા લાગ્યા. તે અવસરે તે સંક્લિષ્ટ-સંક્લિષ્ટતર પરિણામ દ્વારાએ મતિજ્ઞાનાવરણીયની ઉત્કૃષ્ટ સ્થિતિ-તેમજ તીવ્ર રસ બાંધવો શરૂ કર્યો. જે અવસરે પૂર્વોક્ત સંક્લિષ્ટ પરિણામ વડે મતિજ્ઞાનાવરણીયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ તથા રસબંધ થાય છે તે અવસરે તે બધ્યભાવ ઉત્કૃષ્ટસ્થિતિ રસવાળી મતિજ્ઞાનાવરણીય કર્મની લતામાં અગાઉ મધ્યમ કિંવા વિશુદ્ધ પરિણામ વડે બાંધેલી મધ્યમ કિંવા જઘન્ય સ્થિતિ-રસવાળી મતિજ્ઞાનાવરણીય કર્મની લતાને સંક્રમાવે છે, અર્થાત્ બધ્યમાન લતાના જેવી ઉત્કૃષ્ટ સ્થિતિ-રસવાળી પૂર્વબદ્ધ લતાને પણ કરે છે. આનું નામ ઉદ્વર્ત્તના કહેવાય છે. તાત્પર્ય એ થયું કે—"જે વીર્ય વિશેષવાળી પરિણતિ વડે પૂર્વબદ્ધ અલ્પસ્થિતિ-રસવાળી સમાન જાતીય કર્મલતામાં વર્તમાન સમયે બધ્યમાન લતાના સરખો વધારે સ્થિતિરસ કરવામાં આવે તેનું નામ **ઉદ્વર્તનાકરણ** કહેવાય છે.

## અપવર્તનાની ઉદાહરણ સાથે વ્યાખ્યા

તે જ પ્રમાણે જે વીર્યવિશેષવાળી પરિણતિ વડે પૂર્વબદ્ધ અધિક સ્થિતિ-રસવાળી સમાન જાતીય કર્મલતામાં વર્તમાન સમયે બધ્યમાન કર્મલતાના સરખો અલ્પસ્થિતિરસ કરવામાં આવે તેનું નામ **અપવર્તનાકરણ** કહેવાય છે. જેમકે-એક આત્મા વર્ત્તમાનમાં અધિક સંક્લેશ વડે મતિજ્ઞાનાવરણીયની અધિક સ્થિતિ તથા અધિક રસ બાંધે છે. થોડા વખત બાદ પરિણામનો પલટો થતાં તે જ આત્માએ તે જ મતિજ્ઞાનાવરણીયની અલ્પસ્થિતિ તથા અલ્પ રસ બાંધવો શરૂ કર્યો. એ અવસરે તે બધ્યમાન અલ્પસ્થિતિ તથા અલ્પરસવાળી મતિજ્ઞાનાવરણીયની લતામાં, પૂર્વબદ્ધ અધિક સ્થિતિવાળી તથા અધિક રસવાળી મતિજ્ઞાનાવરણીયની લતા સંક્રમી જાય અર્થાત્ વર્ત્તમાન સમયે બધ્યમાન લતાના અલ્પસ્થિતિ-રસ જેવો પૂર્વબદ્ધ લતાનો સ્થિતિ-રસ થઈ જાય તેનું નામ **અપવર્ત્તના** છે.

આ ઉદ્વર્તના-અપવર્ત્તના કરણ ઘણું જ સંક્ષિપ્તપણે તે તે કર્મપ્રકૃતિ પ્રમુખ ગ્રંથોમાં આપેલ છે, પરંતુ સમજવું ઘણું જ ગહન છે. તેમાં નિર્વ્યાઘાત ભાવિની અપવર્ત્તના, વ્યાઘાત ભાવિની અપવર્ત્તના, અતિસ્થાપના, પતદ્ગ્રહયોગ્ય સ્થિતિસ્થાનો વગેરે વિષયો બહુ જ ઝીણવટથી સમજવા યોગ્ય છે. યથાયોગ્ય ગુરુગમ સિવાય એ વિષયો ખ્યાલમાં આવે તેવા નથી.

( ચાલુ )

# जैन आगमों के कुछ महत्त्वपूर्ण विषय

लेखक—श्रीयुत प्रो. जगदीशचन्द्रजी जैन, एम. ए.

जैन आगमों का जैसा चाहिये वैसा व्यवस्थित अध्ययन अभी तक नहीं हुआ। इन ग्रन्थों में अनेक बातें ऐसी हैं जिनसे पूर्व काल की अनेक ऐतिहासिक समस्याओं पर प्रकाश पड़ता है और बहुतसी गुत्थियाँ सुलझती हैं। लोग पहले ज़माने में कैसे रहते थे, विवाह-शादी की कैसी प्रथायें थीं, दण्डविधान के क्या नियम थे, स्त्रियों का क्या स्थान था, वेश्याओं का क्या पद था, राज्य-व्यवस्था के क्या नियम थे, जैन साधुओं को कैसे कैसे भयंकर कष्टों का सामना करना पड़ता था, जैन संघ को कायम रखने के लिये आचार्यों ने क्या क्या नियम बनाये थे, इत्यादि अनेक विविध बातों का वर्णन जैन आगमों में आता है। यदि इन आगमों का संकलन न किया जाता तो सचमुच भारत की एक बड़ी प्राचीन निधि का लोप हो जाता। यहाँ जैन आगमों के कुछ विषयों का दिग्दर्शन मात्र कराया जाता है।

## १ अन्तःपुर

वात्स्यायन के कामसूत्र और कौटिल्य के अर्थशास्त्र में अन्तःपुर का वर्णन आता है। परन्तु जैन आगम साहित्य में जो अन्तःपुर के उल्लेख हैं, वे भिन्न प्रकार के हैं। निशीथचूर्णि में अन्तःपुर के तीन भेद बताये हैं–जीर्ण अन्तःपुर, नवान्तःपुर ओर कन्यान्तःपुर। जीर्ण अन्तःपुर उसे कहते हैं, जहाँ ऐसी स्त्रियां रहती हों जिनका यौवन ढल गया और अपरिभोग्य हों। नवान्तःपुर वह है जहाँ यौवनवाली परिभोग्य स्त्रियां वास करती हों। कन्यान्तःपुर वह है जहाँ अप्राप्त-यौवना राजदुहितायें आदि रहती हों। किसी सुन्दर कन्या को देखकर राजा-लोग उसे कन्यान्तःपुर में रखवा देते थे। इस तरह के उल्लेख जैन और बौद्ध शास्त्रों में आते हैं। राजभवन में अन्तःपुर का स्थान विशेष महत्त्व का होता था। अर्थशास्त्र में कहा गया है हि प्राकार, परिखा, द्वार और कक्षाओं (ड्योढ़ी) से परिवेष्टित अन्तःपुर बनवाना चाहिये। बौद्ध जातकों के अनुसार अन्तःपुर में सोलह हज़ार नाटक-स्त्रियां (सोलसहस्सनाटकित्थियो) रहती थीं। इतने बड़े अन्तःपुर को वश में रखना बड़ा कठिन काम था। अतएव राजा को उसकी रक्षा के लिये बहुत से लोगों को नियुक्त करना पड़ता था। 'दंडधर' लोग हाथ में दंड लेकर अन्तःपुर की चारों ओर से रक्षा करते थे। 'दंडारक्खिअ' लोग वे होते थे जो राजाकी आज्ञा से किसी स्त्री अथवा पुरुष को अन्तःपुर में ले जाते थे। कामसूत्र में बताया गया है कि संबंधियों और नौकरों को छोड़कर अन्य किसी को राजा के अन्तःपुर में जानेकी आज्ञा नहीं थी। ब्राह्मण लोग भी स्त्रियों को पुष्प देने के लिये अन्तःपुर में जा सकते थे, और ये लोग परदेमें से स्त्रियों से बातचीत कर सकते थे। जैन साधु और साध्वी भी धर्मकथा के लिये अथवा

राजा द्वारा स्थापित अर्हत्प्रतिमा के वन्दन के लिये राजान्तःपुर में जा सकते थे। 'दोवारिय' लोग वे होते थे जो द्वार पर बैठ कर अन्तःपुर की रक्षा किया करते थे। 'वरिसधर' लोग भी अन्तःपुर की रक्षा करते थे। ये लोग अमुक प्रयोगों से उत्पन्न होने के समय ही नपुंसक कर दिये जाते थे। 'महत्तर' लोग अन्तःपुर के कार्यचिन्तक होते थे। ये अन्तःपुर की स्त्रियों को राजा के पास ले जाते थे, ऋतुस्नान करने पर उन्हें कहानियां कहते थे, कुपित होने पर उन्हें प्रसन्न करते थे, और राजा से कहते थे, तथा कारण विदित होने पर दूसरों को आगे करके राजा से निवेदन करते थे। 'कंचुकी' लोग अन्तःपुर का समाचार राजा से निवेदन करते थे। ये लोग वृद्ध होते थे और राजाज्ञा से अन्तःपुर की स्त्रियों के पास जाते थे। स्वयं राजा दुपहर में अन्तःपुर में प्रवेश करता था और स्त्रियों से जैसा जिसका पद होता था, तदनुसार बातचीत करता था। इस प्रकार अन्तःपुर का विशिष्ट वर्णन इन आगमों में मिलता है।

## २ आपण-शालायें

जैन आगमों में अनेक प्रकार की शालाओं का उल्लेख आता है। 'कुत्रिकापण' नाम की एक ऐसी दुकान होती थी जहा तीनों लोकों की सामग्री उपलब्ध होती थी। यहाँ दीक्षा की सामग्री भी मिलती थी, जिसका मूल्य मनुष्य की शक्ति को देखकर लिया जाता था। उदाहरण के लिये सामान्य लोगों से इसका मूल्य पांच रूपये लिया जाता था, मध्यम पुरुषों से हज़ार रूपये और चक्रवर्ती आदि उत्तम पुरुषों से उसी वस्तु का मूल्य एक लाख रूपये लिया जाता था। उज्जयिनी नगरी में राजा चण्डप्रद्योत के समय इस तरह की नौ कुत्रिकापण मौजूद थीं। सबसे विचित्र बात यह है कि इस दुकान पर भूत भी बिकते थे। एक बार भृगुकच्छ (भरोंच) का कोई व्यापारी एक लाख रूपये देकर यहाँ से भूत मोल लेकर आया था। भूत प्रत्येक काम को बहुत जलदी से कर डालता था। अन्त में व्यापारी ने तंग आकर एक स्तंभ गड़वा दिया और भूत से उस पर चढ़ते-उतरते रहने को कहा। भूतने हार मान ली और वह भरोंच में 'भूत तडाग' नामक तालाब बना कर वहां से चला आया। इस 'भूत तडाग' तालाब का उल्लेख खारवेल के शिलालेख में भी आता है। 'व्याघरणशाला' नाम की एक दूसरी शाला का उल्लेख भी बृहत्कल्पसूत्र भाष्य में आता है। यह शाला तोसलि देश में थी। उसमें एक अग्निकुंड था, जिसमें हमेशां आग प्रज्वलित रहती थी। इस शाला में स्वयंवर के लिये दासकी एक लड़की और बहुत से दास के लड़के प्रवेश करते थे। कन्या जिसको पसंद कर लेती थी, उसके साथ कन्या का विवाह हो जाता था। कुम्हारों के बर्त्तन वेचने के लिये एक अलग स्थान होता था। इसे 'पणितशाला' कहते थे। कभी वणिक लोग भी कुम्हारों से बर्तन खरीद कर इस शाला में बेचते थे। 'भाण्डशाला' में कुम्हार लोग घट, शराव आदि बर्तन सुरक्षित रूपसे रखते थे। 'कर्मशाला' में कुम्हार घट आदि बर्तन बनाने का काम करते थे। 'पचनशाला' में कुम्हार लोग बर्तन पकाते थे। 'कम्मंतसाला'

में नाई के उस्तरे आदि पर धार लगाने का काम होता था। 'गंजसाला' में धान्य कूटे जाते थे। 'महाणससाला' में विविध अशन, पान आदि भोज्य तैयार किये जाते थे। 'कोठागार' में सत्तरह प्रकार के धान्य रहते थे। 'भंडागार' में सोलह प्रकार के रत्न रहते थे। 'पाणागार' में सुरा, सीधु, खंडन, मत्स्यंडिका, मृद्वीका आदि अनेक प्रकार की शराब मिलती थीं। 'खीरघर' में दूध, दहीं, मक्खन और मट्ठा मिलते थे। इसी तरह सुणसाला, तणसाला, तुससाला, जाणसाला, जुग्गसाला, उत्तरसाला आदि विविध शालाओं का निशीथ-चूर्णि में उल्लेख आता है। स्वयं हेमचन्द्राचार्यने पर्णशाला, चन्द्रशाला, कुप्यशाला, तैलिशाला, सूदशाला, हस्तिशाला, वाजिशाला, गोशाला, चित्रशाला, तन्तुशाला, नापितशाला, पानीयशाला आदि शालाओं का उल्लेख 'अभिधानचिन्तामणि' कोष में किया है।

## ३ उद्यान–वन–कानन आदि

पहले नागरिक लोग उद्यान–यात्रा के बहुत शौकीन होते थे। कामसूत्र में इन यात्राओं के अनेक उल्लेख आते हैं। लोग प्रातःकाल भोजन आदि साथ लेकर इन उद्यानों में क्रीड़ा के लिये जाते थे। ललितविस्तर नामक बौद्धग्रन्थ में बोधिसत्त्व के परिभोग के लिये कपिल वस्तु के इर्दगिर्द पांचसौं उद्यानों के होने का उल्लेख आता है। लोग दिनभर इन उद्यानों में आमोद–प्रमोद करते, और शाम को घर लौटते थे। कभी तो लोग उद्यानयात्रा के प्रसंग पर वेश्याओं को भी साथ ले जाते थे। 'नायाधम्मकहा' में चम्पानगरी के दो सार्थवाह पुत्रों की कथा आती है। ये लोग देवदत्ता गायिका को लेकर सुभूमिभाग उद्यान में क्रीड़ा के लिये गये थे। इन लोगोंने उद्यान में क्रीड़ा के लिये वस्त्राच्छादित एक मण्डप तैयार कराया और वहां खूब आनन्द किया। उद्यानयात्रा के प्रसंग पर कुक्कुट, तावक, मेष आदि के युद्ध भी हुआ करते थे। और लोग पुष्करिणी आदि में जलक्रीडा किया करते थे। इन्द्रमह आदि उत्सव मनाने के लिये भी लोग उद्यान में जाते थे। जैन आगमों के टीकाकारोंने उज्जाण (उद्यान), आराम और णिज्जाण में परस्पर अन्तर बताया है। जहां पत्र, पुष्प, फल और छायावाले बहुत से वृक्ष हों, उसे 'उद्यान' कहते हैं। उद्यान में उत्सव–अनुत्सव पर लोग अच्छे अच्छे वस्त्रादि पहन कर भोजन साथ लेकर आमोद के लिये जाते हैं। उद्यान नगर के पास होता है और यान–वाहन का क्रीडास्थान होता है। 'आराम' नगर से बहुत दूर नहीं होता। तथा आराम में माधवी लतादि कुंजों में दम्पति क्रीड़ा के लिये जाते हैं। 'निज्जाण' राजा आदि के लिये ही होता है, उसमें अन्य लोग नहीं जा सकते। इसी प्रकार वन, कानन आदि में अन्तर बताया गया है। जो नगर से दूर हो और जहाँ एक जाति के वृक्ष हों, उसे वन कहते हैं, जहाँ अनेक जाति के उत्तम वृक्ष हों, वह 'वनखंड' है, जहाँ वृक्षों की पंक्ति है उसे 'वनराजि' कहते हैं। अथवा जहाँ एक जातीय तथा अन्य वृक्षों की पंक्ति हो, उसे वनराजि कहते हैं। जहाँ सामान्य वृक्ष हों और जो

नगर के पास हो उसे 'कानन' कहते हैं। अथवा जहां स्त्री-पुरुष जाकर उपभोग करते हों; अथवा जहां पुराने वृक्ष हों उसे कानन कहते हैं।

इस तरह के एक नहीं सैकडों उल्लेख जैन आगम-ग्रन्थों में आते हैं। यहां उन सबका उल्लेख करना संभव नहीं। इन ग्रन्थों में राजा, ईश्वर, गणनायक, दण्डनायक, तलवर, माडंबिय, कोडुंबिय, मंत्री, महामंत्री, गणक, अमात्य, चेट, इभ्य, श्रेष्ठी, सेनापति, सार्थवाह, पीठमर्द, दूत, संधिपाल, तथा शकट, रथ, यान, जुग्ग, गिल्ली, थिल्ली, शिबिका, स्यन्दमानी, तथा ग्राम, नगर, निगम, राजधानी, खेट, कर्बट, मडंब, द्रोणमुख, पत्तन, आकर, आश्रम, सन्निवेश, स्तूप, विहार आदि अनेक शब्दों की परिभाषायें मिलती हैं जो इतिहासशोधकों के लिये बहुत काम की हैं। स्वयं कौटिल्य अर्थशास्त्र के विद्वान् सम्पादक डाक्टर शामशास्त्री ने अर्थशास्त्रगत अनेक स्थलों को समझाने के लिये टिप्पणी में प्रश्नव्याकरण, राजप्रश्नीय आदि आगमों की टीकाओं के उद्धरण दिये हैं। वास्तव में जैन आगम साहित्य बहुत विपुल है। उसमें बहुत सी बातें ऐसी हैं जो अन्यत्र नहीं मिलतीं। इस साहित्यको पाली त्रिपिटक से किसी भी तरह कम प्रामाणिक नहीं कहा जा सकता। लेकिन केवल शास्त्र-पूजा से कुछ नहीं होता। आवश्यकता है इस साहित्य का वैज्ञानिक ढंग से विश्लेषण कर-अध्ययन कर प्रकाश में लाने की।



# નિહ્નવવાદ

લેખક—પૂ. મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

( ક્રમાંક ૭૨ થી ચાલુ )

## ત્રીજા નિહ્નવ આર્ય આષાઢાચાર્ય (થી) અવ્યક્તવાદીઓ

### ( ૨) શાસ્ત્રાર્થવિભાવ

જ્યારે આર્ય આષાઢાચાર્ય સ્વર્ગમાં ચાલ્યા ગયા ને મુનિઓએ વંદનાદિ વ્યવહાર છોડી દીધો ને કહેવા લાગ્યા કે કોણુ દેવ છે ને કોણુ મુનિ છે તે સમજાતું નથી. તે સમયે સ્થવિર મુનિઓ તે મુનિઓને સમજાવવા લાગ્યા અને અવ્યક્તવાદીઓ પોતાનું વક્તવ્ય કહેવા લાગ્યા અને સમજ્યા નહીં. તે મુનિઓ વચ્ચે ચાલેલ પરસ્પર વક્તવ્ય આ પ્રમાણે છે.

**સ્થવિરો**—મુનિઓ! તમે તમારાથી ચારિત્રપર્યાયે વૃદ્ધ રત્નાધિક મુનિઓ પ્રત્યે વન્દન વગેરે શા કારણથી કરતા નથી? અને તમારી મતિ પ્રમાણે સ્વચ્છન્દપણે વિચરો છો.

**મુનિઓ**—અમે વંદન વગેરે વ્યવહાર છોડ્યો છે તે સકારણ છે, કારણ કે અમે વિશિષ્ટ જ્ઞાની નથી અને તેથી અમે જાણી શકતા નથી કે કોણ મુનિ છે ને કોણ દેવ છે? આ આષાઢદેવના પ્રસંગ પછી અમારાં હૃદયો શંકિત થયાં છે ને તેથી જ્યાંસુધી અમને નિર્ણય ન થાય ત્યાંસુધી અમે કોઇને પણ વંદન કરીએ ને કદાચ તે દેવ હોય તો અમને અસંયમીને વન્દન કર્યાનો દોષ લાગે અને અવ્રતીને વ્રતી તરીકે સમ્બોધવાથી મૃષાવાદવિરમણવ્રતનો વિનાશ થાય, માટે અમે વંદન આદિ વ્યવહારને નથી અનુસરતા તે યુક્ત છે

સ્થ૦—જો તમને એવો સન્દેહ હોય તો તમે જયેષ્ઠ મુનિઓને પૂછી જુઓ કે તમે દેવ છો કે મુનિ? જો તેઓ કહે કે અમે મુનિ છીએ, દેવ નથી, તો પછી તેમને વંદનાદિ કરવામાં શું હરકત છે? મુનિ જૂઠો જવાબ આપે નહિ અને કદાચ તમને એમ લાગતું હોય કે અમને છેતરવા માટે આ દેવરૂપ મુનિઓ અસત્ય કહે છે કે અમે મુનિઓ છીએ, તો પછી જ્યારે આષાઢદેવે જે કહ્યું કે 'હું દેવ છું' તે પણ અસત્ય કેમ ન હોય?

મુ૦—આષાઢદેવે અમને કહ્યું કે 'હું દેવ છું, મુનિ નથી' ત્યારે અમને સન્દેહ તો થયો, પણ પછી દેવનું જે સ્વરૂપ હોય છે તે પ્રમાણે અમને દેખાયું ને તેથી અમારો સંદેહ દૂર થયો, માટે અમને તે દેવના વચનમાં કશી શંકા નથી. મુનિઓ અસત્ય ન બોલે તે અમે માનીએ છીએ. પરંતુ આ બોલે છે તે મુનિ જ બોલે છે તે અમે કેમ માનીએ? કદાચ દેવ મુનિરૂપે હોય ને તે અમને ફસાવવા-ગમ્મત કરવા માટે અસત્ય બોલતા હોય તો શી ખબર પડે? દેવને કંઇ અસત્ય નહિ બોલવાનો નિયમ નથી માટે અમને શંકા રહે છે ને તેથી અમે તે તે ક્રિયાઓમાં પ્રવર્તતા નથી.

સ્થ૦—દેવાનુપ્રિયો! જરા તો વિચાર કરો કે દેવ કયાં નવરા હોય છે કે જે કોઇની નહિ ને તમારી મશ્કરી કરવા માટે મુનિનો વેષ લઇને તમારી સાથે રહે. તેમને દેવલોકમાં એટલું સુખ હોય છે કે તેઓ વિશિષ્ટ કારણો સિવાય અહીં આવતા પણ નથી, તો રહેવાની તો વાત જ શી કરવી? વળી તેમને મશ્કરી કરવાનાં બીજાં સ્થાનો કયાં ઓછાં છે?

મુ૦—દેવ કારણ સિવાય અહીં આવતા તો નથી. પણ જેમ આષાઢદેવ અહીંના વાતાવરણમાં પણ દિવ્ય પ્રભાવથી રહેતા હતા તેમ અન્ય દેવો પણ અનેક પ્રકારના વિનોદમાં એક આવો વિનોદ કરવા માટે મુનિનું સ્વરૂપ ધારણ કરીને રહ્યા હોય તો ખબર શી પડે?

સ્થ૦—તમારા આ સર્વ કહેવાનો એ અર્થ થાય છે કે તમે જ્ઞાનથી કોઇ પણ જાતનો નિર્ણય કરી શકતા નથી ને બધી બાબતમાં શંકા કરી અવ્યકતવાદ તરફ ખેંચાઓ છો અને તેની પુષ્ટિ માટે આવું અનુમાન કલ્પો છો—"જે કોઇ જ્ઞાન છે, તે નિશ્ચય કરનારું નથી, જ્ઞાન હોવાથી. જે પ્રમાણે આષાઢાચાર્ય માટેનું જ્ઞાન."

મુ૦—હા! તમારું કથન યથાર્થ છે. અમને અત્યારસુધી આચાર્યમાં આચાર્યની મતિ હતી, પણ છેવટ તે બુદ્ધિ મિથ્યા થઇ તેથી અમને થયું કે જ્ઞાનથી કંઇ નિશ્ચય થઇ શકતો નથી. જેમ આચાર્ય સમ્બન્ધી જ્ઞાનથી થયેલ નિર્ણય તે જૂઠ થયો તેમ અન્ય પણ નિર્ણયો જૂઠ કેમ ન હોય? ને તેથી અમને આ મુનિઓ સમ્બન્ધી જ્ઞાન પણ અનિશ્ચિત જ રહે છે અને તે પ્રમાણે અમે સર્વ પદાર્થોને અવ્યક્ત માનીએ છીએ.

સ્થ૦—તમો જે અનુમાનથી એવા નિર્ણય ઉપર આવો છો કે પદાર્થ માત્ર અવ્યક્ત છે તો તે અનુમાન જ્ઞાન છે કે બીજું કાંઈ? જો જ્ઞાન છે તો હમણાં જ તમે કહ્યું કે જ્ઞાનથી નિર્ણય થઇ શકતો નથી માટે અનુમાનથી પણ નિર્ણય થશે નહિ. અનુમાનથી નિર્ણય નહિ થાય એટલે અવ્યકતપણું અનિશ્ચિત જ રહેશે. અને જો તમે એમ કહેશો કે અજ્ઞાન છે ને નિશ્ચય પણ કરનાર છે તો તમે તમારો પક્ષ છોડી દો છો ને પક્ષના ત્યાગ સાથે આ જ્ઞાનથી તેમ અન્ય જ્ઞાનોથી પણ નિર્ણય થઇ શકે છે એમ માનવું પડશે. વળી જ્ઞાનથી નિર્ણય નથી થતો એવી તમારી જે પ્રતિજ્ઞા છે તેમાં તમે જ્ઞાનથી સર્વથા નિર્ણય નથી થતો એમ કહો છો? કે કાંઇક થાય છે ને કાંઇક નથી થતો તેમ કહો છો?

મુ૦—શ્રુતજ્ઞાનથી કોઇ પણ પદાર્થમાં નિર્ણય કરી શકાતો જ નથી. છેવટ તે જ્ઞાનથી દરેક પદાર્થો શંકિત જ રહ્યા કરે છે. જ્યાંસુધી પ્રત્યક્ષ જ્ઞાન ન થાય ત્યાંસુધી પરોક્ષ જ્ઞાનથી થતું જ્ઞાન પણ પરોક્ષ જ રહે છે, અનિશ્ચિત જ રહે છે.

સ્થ૦—જો શ્રુતજ્ઞાનને તમે નિર્ણય કરાવનારું નથી માનતા તો 'સ્વર્ગ છે, મોક્ષ છે, તપ જપ કરવાથી, લોચ વગેરે કાયકષ્ટ સહન કરવાથી આત્મશુદ્ધિ થતાં થતાં તે પ્રાપ્ત થાય છે ને તેથી વિપરીત બાહ્ય પરિણતિથી અને વિષયોમાં રાચવા–માચવાથી દુર્ગતિના ભાજન થાય છે' વગેરે પણ શ્રુત જ્ઞાનથી જ જણાય છે, તો તે પણ શંકિતમાની શા માટે તપ જપ વગેરે છોડી દેતા નથી ને વિષયોમાં રાચતા નથી?

મુ૦—શ્રુતજ્ઞાન સ્વયં અનિશ્ચયકારી છે, પરંતુ આ તપજપ વગેરેનો ઉપદેશ અને સ્વર્ગ મોક્ષ વગેરેની સ્થિતિ જે શ્રુતજ્ઞાનથી થાય છે તે શ્રુતજ્ઞાન વાસ્તવિક શ્રુતજ્ઞાન નથી, પરંતુ ત્રણે કાળના સર્વભાવને પૂર્ણ સત્યપણે જાણનાર કેવળજ્ઞાનમાંથી ઊતરી આવેલ છે. જે શ્રુતજ્ઞાનને અમે અનુસરીએ છીએ તે શ્રુતજ્ઞાનના ઉપદેશક તીર્થંકર પ્રભુ છે. તે પ્રભુમાં અમને વિશ્વાસ હોવાથી અમને તેમના વચનરૂપ શ્રુતજ્ઞાનમાં પણ વિશ્વાસ છે. ને તેથી અમે તપજપાદિમાં અનુસરીએ છીએ.

સ્થ૦—જો તમે સર્વજ્ઞ પ્રભુએ કહેલ શ્રુતજ્ઞાનને પ્રમાણ માની અનુસરો છો તો તે પ્રભુએ જ કહ્યું છે કે હજુ આ ભરતમાં ૨૧ હજાર વર્ષ સુધી સંયમધર્મ રહેનાર છે, તે પાલન કરનાર મુનિઓની પીછાન માટે તેનાં લિંગો પણ તેઓએ બતાવેલ છે, જેમકે—જેઓ સર્વથા જીવહિંસા ન કરતા હોય, જૂઠ ન બોલતા હોય, ચોરી ન કરતા હોય, બ્રહ્મચર્ય પાલન કરતા હોય ને પરિગ્રહી ન હોય, રાત્રિભોજનનો જેમને ત્યાગ હોય, આવશ્યક નિયમોમાં ને શુદ્ધ આચાર–વિચારના પાલનમાં જેઓ તત્પર હોય; તેઓ મુનિ કહેવાય છે. આ પ્રમાણેના લિંગો જ્યાં જણાતાં હોય ત્યાં મુનિપણું જાણવું અને વંદનાદિ સર્વ વ્યવહારને અનુસરવું તેમાં કંઇ દોષ નથી. જે માટે કહ્યું છે કે:

**जइ जिणमयं पमाणं मुणित्ति ता बज्झकरणसंसुद्धं ।**
**देवंपि वंदमाणो विसुद्धभावो विसुद्धो उ ॥**

જો તમને જિનમત પ્રમાણ છે તો બાહ્ય ક્રિયાઓથી વિશુદ્ધ એવા મુનિને તે દેવ હોય તો પણ વિશુદ્ધ ભાવે વંદન કરવું તે વિશુદ્ધ જ છે. (તેમાં કંઇ પણ દોષ નથી.)

મુ૦–અમને તમારાં વચન પ્રમાણ છે. અમે સર્વ મુનિઓને બાહ્ય લિંગથી મુનિ માની અનુસરીએ છીએ, પરંતુ આચાર્યનો પ્રસંગ થયા બાદ અમને સર્વ સ્થળે શંકા રહ્યા કરે છે. અમારાં ચિત્ત એટલાં તો વિહ્વળ થઇ ગયાં છે કે અમે કોઇ પણ જાતનો એક નિર્ણય કરી શકતા નથી ને તેથી શંકિત હૃદયે વન્દનાદિ ક્રિયાઓ કરવી તે કરતાં ન કરવી તે જ વધારે સારું સમજાય છે, માટે અમે તેમાં પ્રવૃત્ત થતા નથી.

સ્થ૦–જો એવી શંકાથી તમે પ્રવૃત્તિઓનો ત્યાગ કરતા હો તો તમારા હૃદયથી તમને સર્વ પદાર્થોમાં શંકા છે તો શા માટે આહારપાણી, વસ્ત્રપાત્ર આદિનો ત્યાગ કરતા નથી, કારણ કે તેમાં પણ શી ખબર પડે કે આ ભાત છે કે બીજું કંઇ? આ પાણી છે મદિરા? આ વસ્ત્ર છે કે દોરો અથવા સર્પ? આ પાત્ર છે કે પત્થર? માટે એક પ્રવૃત્તિનો ત્યાગ કરો છો તો બીજી પ્રવૃત્તિઓનો પણ શા માટે ત્યાગ કરતા નથી?

મુ૦–શ્રુતજ્ઞાનથી પદાર્થમાં અંશે અંશે તો નિશ્ચય થાય છે ને તેથી વસ્ત્રપાત્ર, ભાત-પાણી વગેરેમાં ખબર પડે છે કે આ ભાત જ છે, આ પાણી જ છે, આ વસ્ત્ર જ છે, આ પાત્ર જ છે પણ પત્થર નથી. અને તે પ્રવૃત્તિઓ અનિવાર્ય હોવાથી અમે ચાલુ રાખી છે.

સ્થ૦—જેમ તેમાં તમે કંઇક નિશ્ચય કરી પ્રવૃત્તિ કરો છો તે જ પ્રમાણે મુનિઓના વંદનાદિમાં પણ બાહ્ય લિંગોથી કંઇક નિર્ણય કરી પ્રવૃત્તિ કરો. શ્રુતજ્ઞાનથી તમે આન્તર પરિણામ ન જાણી શકતા હો તો પણ બાહ્ય પરિણામ તો જાણી શકાય છે.

મુ૦—અમને ભાતપાણી વગેરે વહોરવામાં કોઇ પણ સમય ભાતને બદલે બીજું કે પાણીના બદલે મદિરા આવી નથી ને તેથી અમને તેમાં શંકા રહેતી નથી, પણ આ મુનિઓના વિષયમાં તો અમારૂં હૃદય ડંખ્યા જ કરે છે. દૂધથી દાઝેલો જેમ છાસને પણ ફૂંકી ફૂંકીને પીવે છે ને દૂધ સામું તો જોતો જ નથી તેમ અમને આ વંદનાદિમાં ઉલ્લાસ જ થતો નથી.

સ્થ૦—જો તમને એમ જ છે તો તમે કેટલી વાર મુનિઓને દેવ સ્વરૂપે જોયા ? આ આષાઢદેવ સિવાય તમારી પાસે બીજુ કયું દૃષ્ટાન્ત છે, કે જેથી તમારૂં હૃદય શંકિત જ રહ્યા કરે છે, માટે ભાતપાણીની જેમ આમાં પ્રવૃત્તિશીલ બનો. વળી ઘણો સંવાદ એવો મળે છે કે બધા મુનિઓ જ છે, છતાં કદાચ એમ પણ માની લો કે બધા મુનિઓ નથી પણ દેવ છે તો પણ તમને એવો નિર્ણય તો નથી જ ને કે બધા દેવ જ છે. તમારા જ્ઞાન પ્રમાણે તો તમે બધાને મુનિ સ્વરૂપે જ જુઓ છો તો પછી તેમને વંદનાદિ કરવામાં તમને અડચણ શી આવે છે ?

મુ૦–અડચણ તો કંઇ આવતી નથી, પણ ફક્ત બાહ્ય લિંગથી કંઇ વ્યવહાર ચાલતો નથી. તેમાં કંઇક નિશ્ચય પણ થવો જોઇએ. જો નિર્ણય કર્યા સિવાય એકલા બાહ્ય લિંગથી વંદન કરીએ તો પાસત્થા વગેરેને પણ શા માટે વંદન ન કરવું ? તેમને પણ બાહ્ય લિંગ તો છે, માટે જેમ પાસત્થા આદિને વંદન નથી કરતા તેમ જ્યાં સુધી નિર્ણય ન થાય ત્યાં સુધી કોઈને વંદન કરવું નહિ એવો અમારો નિર્ણય છે.

સ્થ૦–પાસત્થામાં તો બાહ્ય લિંગો પણ પૂર્ણપણે જણાતાં નથી. તેઓનો તો કેવળ ઉદરવૃત્તિ માટે જ વેષ જણાય છે, માટે તેમને વંદનાદિ કરવામાં સમકિતમાં દૂષણ અને સાવદ્યાનુમોદનરૂપ દોષ લાગે છે, તે પ્રમાણે અહીં નથી, માટે વંદનાદિ કરવાં જોઈએ.

મુ૦–જેમ તેમાં સાવદ્યાનુમોદન દોષ લાગે છે તેમ જો અહીં પણ મુનિ કદાચ દેવ હોય તો સાવદ્ય (પાપ)ની અનુમતિનો દોષ લાગે જ, માટે જ્યાંસુધી અમને નિર્ણય નહિ થાય ત્યાંસુધી અમે વંદનાદિ કરશું જ નહિ.

સ્થ૦–જો તમારો એવો જ આગ્રહ છે તો તમે જિનેશ્વરની પ્રતિમાને શા માટે વંદન કરો છો ? જેમ ફક્ત ભાવનાની વિશુદ્ધિ માટે જ વંદન થાય છે, તેમ કેવળ ભાવનાની શુદ્ધિ માટે નહિ પણ શાસનના રક્ષણ માટે પણ મુનિઓને વંદન કેમ કરતા નથી ? વળી તમને સાધુઓમાં તો મુનિપણાનો સંદેહ છે કે આ મુનિ હશે કે દેવ ? આમાં સાધુપણું હશે કે નહિ ?–પણ જિન-પ્રતિમામાં તો સાક્ષાત્ જિનપણું નથી (એમાં તો જિનપણાની પ્રતિષ્ઠા છે) એવો નિશ્ચય છે. છતાં શા માટે ત્યાં વંદનનો ત્યાગ ન કરતાં અહીં વંદનનો નિષેધ કરો છો ? જો અહીં પાપાનુમોદન

રૂપ દોષ બતાવતા હો તો ત્યાં પણ પ્રતિમામાં દેવે વાસ કર્યો છે કે નહિ, પ્રતિમા દેવાધિષ્ઠિત છે કે નહિ તેની શી ખબર પડે એટલે ત્યાં પણ સંશયથી વંદન કરતા તમારા મતે પાપાનુમતિ રૂપ દોષ લાગશે જ. તેમજ તમે વ્યવહાર નયથી જુદા પડી નિશ્ચય નયે જ પ્રવૃત્તિ કરવાના આગ્રહવાળા થશો તો કાલાન્તરે તમે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થશો, કારણ કે–આહાર, વસ્ત્રપાત્ર વગેરેમાં પણ તમને શંકા થશે કે આ દેવકૃત હશે કે નરકૃત ? શુદ્ધ કે અશુદ્ધ ? ઇત્યાદિ શંકાઓથી તમે તે ગ્રહણ નહિ કરી શકો ને તમારો સંયમમાર્ગ દુરારાધ્ય થશે. વળી મુનિઓ સાથે રહેવામાં પણ તમને શંકા થવા લાગશે કે આ મુનિ હશે કે કોઈ સ્ત્રી ચાલાકીથી અમને ભ્રષ્ટ કરવા આવો વેષ સજી આવી હશે ? આ સાધુ સુશીલ હશે કે દુઃશીલ ? કોઇને 'ધર્મલાભ' દેતાં પણ તમને વિચાર આવશે કે–આ ગૃહસ્થ હશે કે આવા વેષમાં કોઈ અભ્યન્તર મુનિ હશે ? જો મુનિ કે ગૃહસ્થની શંકામાં ધર્મલાભ આપશો ને કદાચ મુનિ નિકળશે તો મૃષાવાદનો દોષ લાગશે. એટલે કોઇને ધર્મલાભ દેવો પણ બંધ થશે. દીક્ષા દેતાં તમને એમ થશે કે આ જીવ ભવ્ય હશે કે અભવ્ય ? આ દીક્ષા આત્મકલ્યાણ માટે લેતો હશે કે આજીવિકા માટે ? આ સજ્જન હશે કે દુર્જન હશે ? એવી શંકાઓમાં ને શંકાઓમાં દીક્ષા પણ કોઈને નહિ અપાય.

કદાચ તમારામાં તો કંઇક અંશે શ્રદ્ધા પણ હશે, પરંતુ તમારા આ વિચારો ફેલાશે ને અટકશે નહિ તો કાળાન્તરે દરેક વસ્તુઓ શંકાત્મક થઈ જશે. કોઇ કોઇનો ઉપદેશ સાંભળશે નહિ. તેમાં પણ શંકા કરશે કે આ ઉપદેશ સત્ય હશે કે અસત્ય ? ઉપદેશ પરમાર્થ માટે આપે છે કે સ્વાર્થ માટે ? અને છેવટે તે શંકાઓ આગળ વધતાં તમારા શંકિત મતાનુયાયીઓ-જિનેશ્વર હતા કે નહિ ? તેમણે બતાવેલ સ્વર્ગ મોક્ષ નરક પુણ્ય–પાપ કોણે જોયાં છે ? માટે તે પણ હશે કે નહિ,–એમ શંકાપરાયણ થઈ જશે.

માટે જિનશાસનમાં રહેવું હોય તો વ્યવહાર માર્ગની અપેક્ષાએ તમારે ચાલવું જોઇએ. કેવળ નિશ્ચયને વળગીને વ્યવહારનો લોપ કરવો એ મિથ્યાત્વ છે. છદ્મસ્થોની ક્રિયા વગેરે સર્વ વ્યવહાર નયને અનુસરીને ચાલે છે. વિશુદ્ધ મનથી કંઇક અજાણતા અશુદ્ધ આચરણ થાય તો પણ તે વિશુદ્ધ જ છે. અને અશુદ્ધ મને વિશુદ્ધ આચરણ કરે તો તે અશુદ્ધ કહેવાય છે. શ્રુતજ્ઞાની પોતાના ઉપયોગ પ્રમાણે વિશુદ્ધ ગોચરી લાવે ને કેવળી તે પોતાના જ્ઞાનથી અશુદ્ધ જોવે તો પણ વ્યવહારનો આધાર શ્રુતજ્ઞાન ઉપર અવલમ્બતો હોવાથી વાપરે છે, ને નિષેધ કરતા નથી. માટે હે મુનિઓ ! જો તમારે વ્યવહારમાં રહેવું હોય તો આવી આચારવિઘાતક કુશંકાઓનો ત્યાગ કરી વ્યવહાર માર્ગ પ્રમાણે વિશુદ્ધ જણાતા મુનિઓને વંદનાદિ કરવાના વ્યવહારમાં પ્રવૃત્ત થાઓ !

॥ इति निह्नववादे तृतियो वादः ॥ ( ચાલુ )



# श्रीकालिकाचार्य-कथा

[ एक प्राचीन पद्यबद्ध संस्कृत काव्य ]

संग्राहक—पू. मुनिमहाराज श्री कान्तिसागरजी

ભારતવર્ષના ઇતિહાસમાં કાલિકાચાર્યનું સ્થાન મહત્ત્વપૂર્ણ છે, એટલે પછી જૈન સમાજના પ્રભાવક આચાર્યોમાં તેમનું સ્થાન ઉચ્ચ કોટીનું હોય એ તદ્દન સ્વાભાવિક છે. કાલિકાચાર્ય સબંધી અનેક પ્રાકૃત, સંસ્કૃત, ગુજરાતી, અપભ્રંશ વગેરે ભાષાઓમાં પ્રબંધો દૃષ્ટિગોચર થાય છે. સંસ્કૃત પ્રાકૃતની કતિપય કથાઓ મિ૦ બ્રૌન મહાશયે "સ્ટોરી ઑફ કાલક" નામના ગ્રન્થમાં આપેલ છે. ભાષા સબંધી અનેક કથાઓનો ઉલ્લેખ હજી સુધી પૂરેપૂરો કોઈએ કરેલ નથી. જો કે બધી કથાઓનો સાર તો સમાન જ છે, પરંતુ રચનાશૈલિ ભિન્ન ભિન્ન છે. તત્સંબંધી મારે એક વિસ્તૃત નિબંધ લખવા વિચાર છે,

અહીં જે કાલકાચાર્ય–કથા આપવામાં આવેલ છે તેના રચયિતા કોણ છે એ કહેવું અશક્ય છે. પણ એ કથા ૧૬મી શતાબ્દિ પહેલાં રચાયેલ હોવી જોઈએ એમ હસ્તલિખિત પ્રતિ પરથી અનુમાન થાય છે. આની મૂળ પ્રતિનાં કુલ ચાર પત્રો છે. અક્ષરો બહુ જ સુંદર છે. મૂળ પ્રતિ ભાંદકતીર્થમાં જૈન જ્ઞાનભંડારમાં સુરક્ષિત છે. આ પ્રતિ લાવવા માટે હિંગણઘાટ–નિવાસી બંસીલાલજી કોચર ધન્યવાદને પાત્ર છે.

આ કથામાં મૂળ વસ્તુ તો બીજી કથાઓ જેવી જ છે. પણ સંસ્કૃત શ્લોકમાં રચાયેલ આ કથા કાવ્યની દૃષ્ટિએ મહત્ત્વની છે. એની રચના બહુ જ હૃદયંગમ, પ્રાસાદિક અને સહજતાયુક્ત છે એમ એના શ્લોકો વાંચતાં જણાઈ આવે છે. આ કૃતિની બીજી પ્રતિ કોઈ ભંડારમાં હોય અને તેમાંથી તેના રચયિતા કવિવરનું નામ મળી શકે તો વિદ્વાનોને વધુ ઉપયોગી થઈ પડે! આશા છે જૈન જ્ઞાનભંડારોથી પરિચિત વિદ્વાનો આ માટે અવશ્ય ઘટતું કરશે. અસ્તુ !

॥ ॐ नमः । श्रीजीरापल्लिपार्श्वनाथाय नमः ॥

श्रीवर्द्धमानपदपद्ममरालदेवं, श्रीवर्द्धमानमभिनम्य जिनेन्द्रदेवम् ।
किञ्चित्कथाक्रमयथा समयार्थभाजां, वक्ष्याम्यहं सुगुरुकालिकसूरिराजाम् ॥ १ ॥
अत्रैव भाति नगरं भरतेऽलकाभं, धारादिवासमिति पुण्यजनाप्तशोभम् ।
श्रीवैरिसिंह इति तत्र नृपः सुरीतिः, सत्याभिधाऽस्य दयिता सुरसुन्दरीति ॥२॥
तन्नन्दनोऽजनि सुकालिकनामधेयः, सन्नन्दनोज्ज्वलकलापटलैरमेयः ।
स क्रीडयन्नुपवनेऽन्यदिने तुरङ्गं, द्वेधा गुणाकरमवाप गुरुं सरङ्गम् ॥ ३ ॥
तद्देशनामृतरसं स रसान्निपीय, संपृच्छय सौवपितरो[1] भवतो निरीय ।
संसेवितो नृपतनूद्भवपञ्चशत्या, रङ्गादुपायत चरित्ररमां विरत्या ॥ ४ ॥

१ स्वीयपितरौ ।

पुण्योल्लसन्नवसुवर्णकषाश्मपट्टे, संस्थापितः सुगुरुणा गुरुणात्मपट्टे ।
कुर्वन् क्रमेण विधिनेव विहारमालां, सूरिः समागमदिमां नगरीं विशालाम् ।।५।।
तत्रैव सूरेरनुजा सरस्वती, समाययौ कर्मगतेर्महासती ।
यान्ती बहिः स्थण्डिलमण्डलेऽन्यदा, साऽलोकि मालव्यमहीभुजा मदात् ।। ६ ।।
हा शासनाधीश्वर ! हा सहोदर !, श्रीकालिकार्येति बहुप्रलापिनी ।
श्येनैरिवोड्डीननवीनमल्लिका, सान्तःपुरेऽक्षेपि नृपेण पूरुषैः ।। ७ ।।
श्रुत्वेति सौवाश्रयशैलगह्वरात्, समेत्य सूरीश्वरकेशरी जवात् ।
तं मत्तमातङ्गमिवोल्लसन्मदं, नृपाधमं प्राह नयद्रुमच्छिदम् ।। ८ ।।
शशी यदि स्याद्विषवृष्टिमादधि,-र्मेरां विमुञ्चेत स चेदपांनिधिः ।
अन्यायभाजो यदि भूभुजां व्रजा,-स्तिष्ठन्ति जीवन्ति तदा कथं प्रजाः ? ।।९ ।।
महासतीं मुञ्च कलङ्कपादपं, मा सिञ्च भूपानघ वारि निक्षिपन् ।
महेशलङ्केशनरेश्वरादिव,-न्मा मा भव त्वं भवयुग्मनाशकृत् ।। १० ।।
इतीरितं सूरिवचो नियत्या,-ऽगलन्नृपे छिद्रकरेऽम्बुगत्या ।
अभाणि संघस्य तदा मुखेन, संघोऽपि नाऽमानि दुराशयेन ।। ११ ।।
अमानितं संघवचो निशम्य, सर्वाङ्गरम्यः कृतिभिः प्रणम्यः ।
सिद्धान्तसारं मनसाऽधिगम्य, चित्ते गणी चिन्तयति स्म सम्यक् ।। १२ ।।
ये प्रत्यनीका अनघेऽपि संघे, उड्डा(न?)कोपेक्षकदूषकाश्च ।
तेषां गतिं यामि कुगर्दभिल्लं, राज्यच्युतं चेन्न करोमि भिल्लम् ।। १३ ।।
इति प्रतिज्ञाय गुरुः प्रदाय, गच्छं च गीतार्थमुनिव्रजाय ।
विधाय वेषं ग्रहिलानुकारं,-मिति ब्रुवाणः पुरि संचचार ।। १४ ।।
स गर्दभिल्लक्षितिपस्ततः किं, चेद्रम्यमन्तःपुरमस्य तत् किम् ? ।
जनः सुवेषो यदि वाऽस्य तत् किं, भिक्षामटाट्ये विजने ततः किम् ? ।।१५।।
इत्यादि जल्पन्तमनल्पमाल,-मालं तदा सूरिवरं विलोक्य ।
पौरा नृपावर्णपरा बभूवुः,-रूचुस्तदेत्थं सचिवाश्च भूपम् ।। १६ ।।
सुरूपरम्यासु नृपाङ्गजासु, प्राणप्रियासु द्युतिभासुरासु ।
साध्वीमिमां कामयसे नु कामं, हणीयसे किं न धरेश ! नाम ।। १७ ।।
तदा कृशानुर्हविषेव सिक्तः, कोपारुणो भूमिपतिर्न्ययुङ्क्त ।
रयातयात स्वगृहे प्रदत्त, शिक्षां स्वपित्रोः पुरतोऽभिधत्त ।। १८ ।।

२ सोपाश्रय ।

मत्वा मुनीन्द्रो नृपरायमाना(?), अन्यानशेषानिति मन्त्रिणोऽपि ।
चचाल कूले सकनाममूले, जगाम तत्रैककसाहिधाम ॥ १९ ॥
कलाभिरावर्ज्जि सगर्ज्जिताभिः, सूरेः सतस्तत्र सुखासिकाभिः ।
निवेदितो द्वारभुजाऽथ दूतः, साहानुसाहेरपरेद्युरागात् ॥ २० ॥
तेनाग्रतस्तां क्षुरिकां विमुक्तां, कच्चोलकेनाकलितां विलोक्य ।
स सासहिः सर्वभरस्य चापि, साहिर्मुखे म्लानिमुवाह वेगात् ॥ २१ ॥
पप्रच्छ सूरिः किमतुच्छदुःख,-खानिर्विलक्षाशय ! लक्ष्यसे त्वम् ? ।
स चक्रवन्नाथ ! रविप्रसादो,-दये श्रिताः प्रीतिपरा भवन्ति ॥ २२ ॥
साहिर्बभाषे न विभो ! प्रसादः, किन्तु प्रभोः कोपकटुवनादः ।
नामाङ्ककचोलकयुक्तशस्त्री, तस्यागता सेवकशीर्षहन्त्री ॥ २३ ॥
तवैकरुष्टोऽन्यतरस्य कस्या,-पि वा स राजा गुरुणेति पृष्टः ।
स आह मत्पञ्चकयुन्नवत्या, मितेषु भूपेषु स रोषदुष्टः ॥ २४ ॥
श्रीकालिकाचार्यगुरूपदेशा,-द्देशान्निजात्ते निखिलक्षमेशाः ।
उत्तीर्य सिन्धुं लघु नामसिन्धुं, प्रापुः सुराष्ट्रं सुकृतैकबन्धुम् ॥ २५ ॥
संवीक्ष्य वर्षाः प्रकटप्रकर्षा-स्ते तत्र वासं विदधुः सहर्षाः ।
घनात्यये तान्निजगाद सूरिः, किं वोऽभियोगा उदयीति भूरिः ॥ २६ ॥
प्रोचेऽथ तैर्नाथ ! न नोऽस्ति शम्बलं, येनापनीपत्ति जनो भृशं बलम् ।
....सुवर्णीकृतभास्वदिष्टिका,-स्तेभ्योऽदिता नो गुरुराहितेष्टिकाः ॥ २७ ॥
ततः सुराष्ट्रविषयादशेषा,-श्चमूर्महीयोमहिमाविशेषाः ।
प्रचेलिवांसो गुरुणा सरेखा,-स्ते लाटदेशान्तरुदारवेषाः ॥ २८ ॥
श्रुत्वा यतस्तानथ मालवेशः, स्वदेशसीमाकृतसंनिवेशः ।
तस्थौ स्थिरः सर्वबलैरुपेतः, कृत्वा सकोपं रिपुषु स्वचेतः ॥ २९ ॥
कुन्तासिबाणप्रमुखस्य युद्धं, सैन्यद्वयस्याप्यजनि प्रसिद्धम् ।
निजं बलं हीनबलं विमृश्य, विवेश वप्रं कुपतिः कुदृश्यः ॥ ३० ॥
शाले रिपूणां निकरेण रुद्धे, प्रवर्त्तमानेऽथ सदैव युद्धे ।
सूरेः पुरः साहजनो जजल्प, प्रमोदकोट्टो ननु शून्यकल्पः ॥ ३१ ॥
आचार्यवर्याः स्वविदाऽवधार्य, प्रोचुस्तदा कार्यमिदं विचार्य ।
अद्याष्टमीमाप्य स गर्द्दभिल्लो, विद्यां ध्रुवं साधयति स्वमल्लः ॥ ३२ ॥

दृष्ट्वा खरीं सहचरीं नृपतेः सुबोधैः, सूरेरभाणि सहसा सह साहियोधैः ।
अष्टोत्तरं भटशतं लघुशब्दवेधि, संस्थाप्य सूरिवचनादितरन्न्यषेधि ॥ ३३ ॥
संपूरिते सुचिवृते शरधोरणीभिः, खर्या मुखे रिपुभटैरसुचोरणीभिः ।
विध्यास्य मूर्द्धनि च मूत्रमलं दधाना, दृष्टा न केन कुपिता प्रपलायमाना ॥३४॥
स गर्द्दभिल्लोऽथ हतप्रभावः, साहिप्रवीरैरशुभस्वभावः ।
निबध्य निन्ये सुगुरोः सकाशे, मलिम्लुचौपम्यधरश्चकाशे ॥ ३५ ॥
रे धृष्ट ! दुष्टाधम ! पापनिष्ठ !, निकृष्ट ! संघेन मयाऽवशिष्टः ।
तदा न किं चेतितवानसि त्वं, रेऽद्यापि तत्त्वं शृणु भावतत्त्वम् ॥ ३६ ॥
महासतीशीलविघातसङ्गा,–ऽपमानदानद्रुमपुष्पमेतत् ।
अनन्तसंसारपथप्रचार,–फलप्रकारस्तव भाव्यपारः ॥ ३७ ॥
आर्यैरिति प्रभणितोऽपि कृपार्द्रचित्तै,–र्दूनः पुरातनकृतैरशुभैर्निमित्तैः ।
पापः स एव निरवास्यत देशमध्या,–त्साध्वी च सारचरणा विदधे विशुद्ध्या ॥
आलोच्य सर्व्वमपि दुष्कृतकप्रकारं, सूरिर्बभार निजकं गुरुगच्छभारम् ।
ते साहयोऽपि गुरुपादपयोजहंसाः, कुर्वन्ति राज्यमनघं प्रथितप्रशंसाः ॥ ३९ ॥
समूलमुन्मूलितशाकवंशः, क्रमादभूद्विक्रमभूपतंशः ।
येनात्र यक्षाप्तवरत्रयेण, चक्रेऽनृणत्वं जगतोऽचिरेण ॥ ४० ॥
संवत्सरोऽयं ववृते यदीयः, शाकक्षितीशामपि स द्वितीयः ।
तदेतदेवं प्रकृतं स्वरूपं, प्रसङ्गतोऽभण्यत भाविरूपम् ॥ ४१ ॥
आमन्त्रितः श्रीबलमित्रभानु,–मित्राधिपाभाभ्यां भगिनीसुताभ्याम् ।
ययौ पुरं श्रीभृगुकच्छनाम, सूरीश्वरोऽथोज्ज्वलकीर्त्तिधाम ॥ ४२ ॥
श्रीकालिकाचार्यमुखारविन्दा,–दापीय पुण्योक्तिमहामरन्दान् ।
दीक्षां प्रपेदे गुरुभागिनेयी, भानुश्रियः श्रीबलभानुसूनुः ॥ ४३ ॥
नृपादिलोकं जिनधर्म्मलीनं, दृष्ट्वा गुरूपास्तिरसेन पीनम् ।
क्रोधं पुरोधा बहुधा दधानः, सभासमक्षं गिरमाततान ॥ ४४ ॥
श्वेताम्बरा दर्शनबाह्यतत्त्वा, वेदत्रयाचारनिवारकत्वात् ।
म्लेच्छादिवच्चैव मुमुक्षुपक्षं, श्रुत्वा जगौ सूरिरितोऽग्रपक्षम् ॥ ४५ ॥
प्रत्यक्षतस्तेऽत्र विरुद्ध एष,–पक्षस्तथा हेतुरसिद्ध एषः ।
वेदोक्तहिंसाकरणेन नूनं, दृष्टान्तकं भावदसाधनोनम् ॥ ४६ ॥

एवं प्रकारैः स कृतो निरुत्तरः, पुरोहितः सूरिषु बाह्यसादरः ।
वहन्नसूयां नगरेऽत्यनेषणा,–मचीकरत्तामवबुध्य तत्क्षणात् ॥ ४७ ॥
आर्या महाराष्ट्रमहीविभूषणे, ययुः प्रतिष्ठानपुरेऽस्तदूषणे ।
तत्रास्ति भूमीपति सालवाहनः, सदार्हतो विक्रममेघवाहनः ॥४८॥
समागते पर्युषणाभिधाने, पर्व्वण्यथासन्नतरे प्रधाने ।
श्रीकालिकाचार्यपुरो विशेषं, विश्वापतिर्विज्ञपयत्यशेषम् ॥ ४९ ॥
नभस्यमासोज्ज्वलपञ्चमीदिने, शक्रोत्सवोऽत्र प्रथितोऽखिले जने ।
षष्ठ्यां ततः पर्युषणा विधीयतां, ममैष मानः सुगुरोः प्रदीयताम् ॥ ५० ॥
विज्ञाय विज्ञप्तिमिमां नरेशितुः, स्मृत्वाऽऽह सूरिः समयं जिनेशितुः ।
न लङ्घ्यते पर्युषणाख्यवासर,–स्तां पञ्चमीं चेच्चलतीह मन्दरः ॥ ५१ ॥
कुर्यात्तदर्वागिति गां सुराजः, श्रुत्वा चतुर्थ्यामथ पर्व्वराजः ।
गणाधिपैस्तस्य महोपरोधा,–दाधायि सिद्धान्तविधिप्रबोधात् ॥ ५२ ॥
अथान्यदा दुर्विनयं विनेय,–व्रजं विलोक्य प्रभुरेवमूचे ।
तपो निरर्थं किल कूलवाल,–पञ्चालिकाजीवमहासतीवत् ॥ ५३ ॥
इत्यादिदृष्टान्तपरम्पराभिः, शिष्यानबुद्धानवबुद्ध्य ताभिः ।
एकः प्रभुस्तं निजशिष्यशिष्यं, सूरिं ययौ सागरचन्द्रकाख्यम् ॥ ५४ ॥
धर्म्मोपदेशं दिशतोऽस्य बाढं, श्रीकालिकार्योऽभिदधाति गाढम् ।
नास्तीह धर्म्मो भुवि भूरिसत्त्वाः, पञ्चप्रमाणा विषयात्मकत्वात् ॥ ५५ ॥
खपुष्पवन्ध्यातनयादिदृष्ट,–दृष्टान्तभावे रसभाव इष्टः ।
अजातपुत्रस्य यथा न नाम, नासिद्धधर्मस्य तथाऽस्ति धाम ॥ ५६ ॥
श्रुत्वेति तां कर्कशतर्कवाचं, विस्तारयन्तं मुनिवृद्धमेतम् ।
अहो ! अयं कालिकसूरितुल्यो, विचिन्तयन् सागरचन्द्र ऊचे ॥ ५७ ॥
नेत्याश्रितोऽस्तीति पदप्रयोगः, पदद्वयस्यास्य विरोधयोगः ।
इत्युत्तरैः स्थापितधर्म्मवृक्षं, स सागरः प्राह फलैः समक्षम् ॥ ५८ ॥
श्रीसागराद्यो विहितस्वरूपः, सुवर्णभुव्यस्ति स सूरिभूपः ।
शय्यातरज्ञापितसर्व्वभावाः, शिष्याः समागुः पुनरत्र भावात् ॥ ५९ ॥
गच्छस्य संगादवगम्य सूरि,–मसौ गुरुं क्षामयति स्म भूरि ।
स वालुकाप्रस्थनिदर्शनेन, श्रीसूरिणाऽबोधि च सागरेन्द्रः ॥ ६० ॥

अथान्यदाऽऽनम्य मुदा जिनेन्द्रं, सीमन्धरं तीर्थकरं सुरेन्द्रम् ।
पप्रच्छ सौधर्म्मपतिर्निगोद,-विचारणाकर्णनसप्रमोदः ॥ ६१ ॥
विभोऽधुनाऽऽस्ते भरतेऽपि कश्चि,-न्निगोदतत्त्वार्थविदे विपश्चित् ।
जिनेश्वरोऽप्याह स कालिकार्यो, वेविद्यते सर्वविचारवर्यः ॥ ६२ ॥
विप्रस्य रूपेण समेत्य शक्रो, वेदं वदन्नात्मनि दम्भवक्रः ।
संप्रश्नयामास निगोदजीव,-विचारमेवं गुरुरुच्चचार ॥ ६३ ॥
एकैकशोऽसंख्यनिगोदभाजां, गोला असंख्या अखिलेऽपि लोके ।
जानीहि चैकैकनिगोदमध्ये, जीवाननन्तानिति सूरिराह ॥ ६४ ॥
विज्ञाय पृष्टायुरथामरेन्द्र !, संभाषितः स्वीकृतस्वीयरूपः ।
सूरिं नमस्कृत्य तदालयस्य, द्वारं परावर्त्त्य जगाम धाम ॥ ६५ ॥
गीतार्थशिष्यं स्वपदं प्रदाय, समाधिना योऽनशनं विधाय ।
द्यामाप संघाय चतुर्विधाय, सः कालिकः सूरिवरः शिवाय ॥ ६६ ॥

( शार्दूलविक्रीडितवृत्तम् )

इत्थं कालिकसूरिराजचरितं सम्यक्कथाया मया,
वृद्धाया अवगम्य रम्यमहिमं संक्षेपतो भाषितम् ।
ये कल्पागमवाचने सविजया व्याख्यान्ति वर्षं प्रति,
श्रीमन्तो विबुधव्रजे तिलकतां लब्ध्वा शिवं यान्ति ते ॥६७॥

॥ इति कालिकाचार्यकथानकं समाप्तम् ॥ मंगलमस्तु श्रीसंघस्य ॥ छ ॥ श्री ॥ ६ ॥



# નરોડાના એક પ્રાચીન ધ્વસ્ત મંદિરનો
# પરિચય

> જૈનપુરી અમદાવાદના સીમાડે જ નરોડામાં એક પ્રાચીન જિનમંદિર જમીનમાં દબાયેલ છે. કોઇ ધર્મપ્રેમી સખી ગૃહસ્થ એનો ઉદ્ધાર કરાવે!

લેખકઃ–પૂ. **મુનિમહારાજ શ્રી. ન્યાયવિજયજી**

અમદાવાદથી પૂર્વ દિશામાં **નરોડા** નામનું એક ગામ છે. આ ગામ અત્યારે તો નાનું છે. પરન્તુ પહેલાં આ એક મહાન્ નગરી હતી એમ કહેવાય છે. સુપ્રસિદ્ધ **નલરાજા**-ની નિષધ નગરી હોવાનાં અપૂર્વ માન, ગૌરવ અને પ્રતિષ્ઠા આ ગામને કર્ણોપકર્ણ પ્રાપ્ત થયેલ છે. પુરાણકાલીન આ નગરીના ઈતિહાસ ઉપર પ્રકાશ પાથરે એવાં પ્રમાણોમાં એક પ્રમાણ આ નગરનિવાસીઓએ શોધી કાઢ્યું છે. આ પ્રમાણ એ છે કે નલરાજાના સમયનું મહાદેવજીનું મંદિર–મહાદેવજી અહીં છે. યદ્યપિ આ મંદિર તો તદ્દન અર્વાચીન–વીસમી સદીનું જ છે, કિન્તુ મહાદેવજીનું લિંગ તેઓ પ્રાચીન બતાવે છે.

આ સિવાય અત્યારે ગામ બહાર ઉત્તર ને દક્ષિણ તરફ નલરાજા અને દમયન્તીના ટીંબા સામસામા છે. આ ટીંબાને અહીંના રહેવાસીઓ નલરાજાના સમયના કહે છે. આ તો નરોડાની પુરાણકાલિક પ્રાચીનતાની વાત થઇ. નગરનું પુરાણકાલીન નામ નિષધ નગરી હતું. નિષધનગરનું એક પુરાણ પણ છે. પણ મને તે જોવા નથી મલ્યું એટલે તે સંબંધી વધુ લખવાનું મોકુફ જ રાખું છું.

હવે આપણે અહીંનાં જૈનોનાં પ્રાચીન સ્થાનો તરફ દૃષ્ટિપાત કરીએ–અહીં અત્યારે એક અર્વાચીન શિખરબંધ ભવ્ય મંદિર છે. આ મંદિર શેઠ હઠીસિંહ કેસરીસિંહે બંધાવ્યું છે; અને દેખરેખ પણ તેમની જ હતી. આ મંદિરમાં જે મૂર્તિઓ બિરાજમાન છે તેમાં કેટલીક તો અર્વાચીન છે જ્યારે કેટલીય પ્રાચીન ભવ્ય અને મનોહર મૂર્તિઓ છે. યદ્યપિ તેમના શિલાલેખો નથી દેખાતા એટલે આપણે એ જિનવરેંદ્ર દેવની મૂર્તિઓની પ્રાચીનતા-નો ચોક્કસ સમય નિર્ણીત ન કરી શકીએ, પરન્તુ મૂલનાયક શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિ, કે જે જમીનમાંથી નીકળી છે તે પ્રાચીન અને મનોહર છે. મૂર્તિ નાની છે છતાંયે દીવ્ય, તેજસ્વી, મનોહર, પ્રભાવશાલી અને આકર્ષક છે. આવી જ રીતે ભગવાનના જમણા ગભારામાં બિરાજ-માન શ્રીપદ્માવતી દેવીની મૂર્તિ પણ પ્રાચીન છે. ખરી રીતે તો આ શાસનદેવીની મૂર્તિના ચમત્કાર, પ્રભાવ અને પ્રતાપને લીધે જ આ સ્થાન જૈનોમાં પ્રસિદ્ધ છે. કેટલાક અજૈનો સુદ્ધાં અહીં માનતા માની જાય છે.

નિરંતર સેંકડોની સંખ્યામાં ભાવિક જૈનો–નાના નાના જૈન સંઘો અહીં આવે છે, પ્રભુનાં દર્શન પૂજન અને શાસનદેવીની વિવિધ માનતાઓ કરે છે, જેને લીધે આ નાનકડા ગામમાં રોજ મેળા જેવું જ રહે છે. નરોડાની આજની રોનક, વેપાર કે

વસ્તી રહી છે તે પણ આ જૈન તીર્થના પ્રતાપે જ છે એમ કહીએ તો કાંઈ પણ અતિશયોક્તિ નથી.

શાસનદેવી પદ્માવતીની મૂર્તિની પાસે જ પદ્માવતી માતાની એક નાની મૂર્તિ છે. વાસ્તવિક રીતે આ મૂર્તિ પદ્માવતી માતાની લાગતી નથી પરંતુ અત્યારે જે પરંપરા પ્રચલિત છે તે આધારે જ આ નામ આપ્યું છે. આ મૂર્તિ નીચે પ્રાચીન શિલાલેખ છે, જેનો ભાવાર્થ આ છે—"૧૪૨૦માં અમદાવાદ નજીક (સમીપ) રાજપુરનિવાસી શ્રાવકે સેરીસાના પાર્શ્વનાથ પ્રભુજીના જિનાલયમાં આ મૂર્તિ સ્થાપિત કરી છે પ્રતિષ્ઠાપક તપાગચ્છના...... છે" નામ નથી વંચાતું અર્થાત્ આ મૂર્તિ સેરીસા ઉપર આવેલી આસ્માની સુલતાનીના સમયે ત્યાંથી રક્ષણાર્થે અહીં નરોડામાં લાવવામાં આવી હશે. અહીં પણ રક્ષણાર્થે તેને જમીનમાં દાટી દીધેલી તે આજથી સો વર્ષ ઉપર પદ્માવતી માતાની મોટી મૂર્તિ સાથે જમીનમાંથી નીકળેલ છે. હું અહીંના શિલાલેખો સંબંધી આગળ ઉપર લખવાનું મુલતવી રાખી અહીંના એક પ્રાચીન મંદિરનો પરિચય આપવા ધારું છું.

અર્વાચીન જૈન મંદિરની નજીકમાં ૦ાા ફર્લાંગ દૂર તપોધન બ્રાહ્મણોનો વાસ છે, જ્યાં તેઓ ખાસ કરીને રહે છે. તેમના વાસમાં એક મોટો ઊંચો ટીંબો છે. અહીં શરૂઆતમાં થોડું ખોદકામ કરતાં એક સુંદર પ્રાચીન જૈન મંદિરનાં શિખરો દેખાવા લાગ્યાં. પરન્તુ જૈન સંઘની બેદરકારી, ઉપેક્ષા અને આળસને લીધે આ ખોદકામ આગળ વધતું અટકી ગયું. ખોદાયેલા ભાગ ઉપર પણ ધૂળ ફરી વળી અને એક અમૂલ્ય પ્રાચીન જૈન મંદિર ભૂગર્ભમાં જ રહ્યું. જ્યારે આ ગામવાસિઓને પથ્થરની જરૂર પડે કે તરત જ એ ખોદાયેલો ભાગ ખોદી એકાદી મોટી પથ્થરશીલા લઈ આવે. કોઇને ચટણી વાટવા, કૅાશ ઘસવા, કપડાં ધોવા માટે પથ્થરની જરૂર પડે ત્યારે ગામવાળા માટે તો આ એક પથ્થરની ખાણનું કામ આપે છે.

જે કાંઇ ખોદકામ થયેલું તેમાંથી નાની નાની દેરીઓનાં શિખરો, તેની ચોતરફના પથ્થરો કે શિલાઓ નીકળેલી છે. આ શિલાઓનો એક ઢગલો ત્યાં પડેલો છે, જેમાં ઘણાએ નાના નાના પથ્થરો પડ્યા છે. બજાર વચ્ચે એક મકાનના ખૂણામાં જૈન મંદિરની નાની દેરીનું શિખર ચોડેલું છે. ગામ બહાર મોટું તળાવ છે. એ તળાવ માટે મજબૂત પીલર જોઇએ તો જૈન મંદિરના શિખરનો ઉપરનો ભાગ ચોડી દીધો છે. આવી જ રીતે તપોધન વાસમાં ઘણાં ઘરોમાં આ મંદિરના પત્થરોનો ઉપયોગ થયેલો છે. ટીંબાના જે ભાગનું ખોદકામ થયેલું છે ત્યાં આ મંદિરનાં તોરણ, ગભારાનો ઉપરનો ભાગ–કુંભી, મંદિરજીના થાંભલાના પથ્થરો ત્યાં પડેલા છે. વચમાંના ગુમ્બજના નાના નાના ટુકડાઓ પણ પડ્યા છે. ફરતી દેરીઓના પાછળના શિખર ઉપરની વિવિધ આકૃતિઓ ત્યાં પડેલી છે. તેમજ જ્યારે જ્યારે વધારે વરસાદ પડે છે ત્યારે જમીનમાંથી નાની નાની મૂર્તિઓના ખંડિત ભાગો પણ ઉપલબ્ધ થાય છે. અમે ત્યાંથી જિનેશ્વર ભગવાનની નાની ખંડિત મૂર્તિનું મસ્તક તથા બીજી મૂર્તિઓનાં મસ્તકો લાવ્યા છીએ. કહે છે કે આવી મૂર્તિઓ તો ઘણી ય નીકળે છે. પહેલાં પણ અહીંથી મૂર્તિઓ નીકળેલી, પરંતુ તે ખંડિત હોવાથી સાબરમતીમાં પધરાવી દીધેલી છે. આવી રીતે વિસ્તારથી જોતાં એમ લાગે છે કે અહીં એક બાવનજિનાલયનું પ્રાચીન મંદિર હોવું જોઇએ.

ખેદની વાત તો એ છે કે અમદાવાદ કે જે જૈનપુરી કહેવાય ત્યાંથી દર વર્ષે હજારો જૈનો અહીંયા આવે છે. છતાં કોઈ પણ ભાવિક મહાનુભાવે આ તરફ લક્ષ્ય આપી આ મંદિરને પ્રકાશમાં લાવી જીર્ણોદ્ધાર માટે પ્રયત્ન નથી કર્યો. અમદાવાદના ધર્મપ્રેમી ભાવિક ધનાઢ્ય–જૈન સંઘની પહેલામાં પહેલી ફરજ છે કે આ મંદિરને પ્રકાશમાં લાવે. વિધર્મીઓના ભયથી કેટલાંએ સૈકાંઓથી ભૂગર્ભમાં રહેલા આ કળામય પ્રાચીન જિનમંદિરને બહાર લાવી આજના પ્રચારયુગમાં ગુજરાતને પ્રાચીન કળા, ભક્તિ અને શ્રદ્ધાનાં દર્શન કરાવવાની અનિવાર્ય આવશ્યકતા છે.

જૈનસંઘની સુપ્રસિદ્ધ પેઢી—આણંદજી કલ્યાણજીની પેઢી જૈનપુરીમાં છે. તેના પ્રતિનિધિઓ સવેળા જાગૃત થઈ આ પુણ્ય કાર્યનો ભાર ઉપાડી લઈ આ ભવ્ય જિનમંદિરને પ્રકાશમાં લાવવાનું પુણ્ય ઉપાર્જન કરે એ સૂચના વધુ પડતી નથી.

મને આશ્ચર્ય તો એ થાય છે કે અમદાવાદની નજીકના આ ભવ્ય મંદિર પ્રત્યે જૈન સંઘે કેમ દુર્લક્ષ્ય કર્યું હશે? ખેર, જે થયું તે થયું. હવે સમય ન કાઢતાં આ મંદિરના ખોદકામનું કાર્ય જલદી જ શરૂ થાય એમ ઇચ્છું છું

આ લખતી વખતે ગુજરાત પુરાતત્ત્વના ભૂતપૂર્વ આચાર્ય અને ઇતિહાસના સાક્ષર સુજ્ઞ જિનવિજયજીના વિચારો ટાંકી આ લેખ પૂર્ણ કરું છું.

"××× મંદિરનિર્માણ પાછળ તે કાલના જૈનાચાર્યોએ જે આટલો બધો વિશિષ્ટ ભાર આપ્યો છે અને કાર્ય દ્વારા પુણ્યપ્રાપ્તિની મહત્ત્વાકાંક્ષા જાગ્રત કરવા માટે શ્રાવકોને તેમણે જે સતતરૂપે લક્ષ્મીની સાર્થકતા ઉપદેશી તેના લીધે જૈનોએ આજ સુધીમાં ગુજરાતમાં હજારો જૈન મંદિરો બંધાવ્યાં અને લાખો જૈનમૂર્તિઓ સ્થાપિત કરી–કરાવી. ગુજરાતનાં ગામે ગામ અને નગરે નગર નાનાં મોટાં અસંખ્ય જૈન મંદિરો બંધાયાં; અને એ રીતે ગુજરાતની સ્થાપત્યકળાનો અદ્ભુત વિકાસ સધાયો. એ સુંદર અને સુરમ્ય મંદિરોના અસ્તિત્વથી ગુજરાતનાં કેટલાંએ ક્ષુદ્ર ગામોને પણ નગરની શોભા પ્રાપ્ત થઈ, અને નગરોને પોતાની સુંદરતામાં સ્વર્ગપુરીની વિશિષ્ટ આકર્ષકતા મળી. દુર્ભાગ્યે ગુજરાતનાં એ દિવ્ય દેવમંદિરો અને ભવ્ય કળાધામોનો વિધર્મીઓના હાથે વ્યાપક વિધ્વંસ થઈ ગયો છે, અને આજે તો તેનો હજારમો હિસ્સો પણ વિદ્યમાન નથી. છતાં જે કાંઈ થોડા ઘણા અવશેષો બાકી રહ્યા છે તેમનાં દર્શનથી ગુજરાતની સ્થાપત્યકળાનો આજે આપણને જે કાંઈ યત્કિંચિત્ સ્મૃતિ-સંતોષ થાય તેવો આલ્હાદ થઈ શકે છે તે માટે આપણે જૈનોનો જ ઉપકાર માનવો જોઇએ."

( ગુજરાતિ ગ્રંથકાર સંમેલન–૧૯૩૮–વ્યાખ્યાન માલા )

( ગુજરાતનો જૈનધર્મ વ્યાખ્યાન )

આ વચનો નરોડાના ધ્વસ્ત મંદિરમાં આપણને પ્રત્યક્ષ દેખાય છે. અમદાવાદના જ કોઈ દિલેર દાની ધર્મી ગૃહસ્થ ધારે તો આ પ્રાચીન જિનમંદિરને પ્રકાશમાં લાવી જૈનશાસનની પ્રભાવના કરી શકે તેમ છે, તેમજ સમસ્ત ગુજરાતને એક પ્રાચીન ભવ્ય કલામય મંદિરનાં દર્શન કરાવી શકે તેમ છે. અમને પણ આ મંદિરનાં દર્શનનો લાભ મળ્યો તેમાં અમદાવાદની માંડવીની પોળની નાગજી ભુધરની પોળનો ઉત્સાહી જૈન સંઘ જ નિમિત્ત ભૂત છે. તેમના આગ્રહથી એક નાનકડા સંઘ સાથે અમે ત્યાં ગયા, રોકાયા અને મંદિરનાં દર્શનનો લાભ મેળવ્યો. આ મંદિરને પ્રકાશમાં લાવવાનો કોઈ ધર્મવીર લાભ લ્યે એ શુભેચ્છા સાથે વિરમું છું.

# કોશલદેશની પુરાતન રાજધાની

# શ્રાવસ્તિ

## ( વર્તમાન સહેટ-મહેટ )

**[ ઇતિહાસપ્રસિદ્ધ એક પુરાતન જૈન નગરીનું ઐતિહાસિક વિવરણ ]**

સં—શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ, પાલનપુર

**सुश्रावकाढ्या श्रास्वतीह भुवि विश्रुता ।**
**नगरी यत्पुरः स्वर्गिनगरी न गरीयसी ॥**

—આચાર પ્રદીપ-૨૨૬ (પુણ્યસારકથા.)

ભારતવર્ષનું આ પુરાતન અને ઐતિહાસિક નગર અયોધ્યાની ઉત્તરે અને બલરામપુર સ્ટેશનથી બાર માઈલના અંતરે વર્તમાનમાં ખંડેર હાલતમાં આવેલ છે. શ્રાવસ્તિની દક્ષિણ દિશાએ ફૈજાબાદ અને ઉત્તરમાં નેપાલ રાજ્ય, પૂર્વમાં ગોંડા અને પશ્ચિમમાં બહરાયમ આવેલ છે. આ સમૃદ્ધિશાળી નગર નાશ પામ્યા પછી હાલમાં તે સ્થાનને **"સહેટ-મહેટ કા કિલ્લા"**ના નામથી ઓળખાવવામાં આવે છે.

શ્રાવસ્તિમાં ત્રીજા જૈન તીર્થંકર સંભવનાથનો જન્મ થએલ હતો. તેમ અંતિમ તીર્થંકર મહાવીરસ્વામીનું ચતુર્માસ અને મહાત્મા ગૌતમબુદ્ધ સાથેનો શાસ્ત્રાર્થ આ સ્થાને થએલ હતો. રાજપુત્ર જમાલી કે જે શ્રમણ ભગવાન મહાવીર દેવથી ચઉદ વર્ષ બાદ પહેલા નિહ્નવ તરીકે થએલ તેમની ઉત્પત્તિનું સ્થાન આ નગર હતું. ( સ્થાનાંગસૂત્ર-૫૮૭. )

**ચીનાઈ યાત્રી ફાહિયાનની નોંધ.**

પ્રખ્યાત ચીનાઈ યાત્રી ફાહિયાન ઇ. સ. ની ચોથી શતાબ્દિમાં ભારતના પ્રવાસે આવેલ તે સમયના શ્રાવસ્તિનગરની નોંધ નીચે મુજબ તેમના પ્રવાસમાં લે છે:—

કોશલદેશની રાજધાની શ્રાવસ્તિમાં હું જ્યારે ગયો તે વખતે આ નગરની પરિસ્થિતિ નાશકારક હતી. આ સમયે નગરનો અધિકાર રાજા પ્રસેનજિતનો હતો. જેતવન વિહારથી ૭૦ માગલ દૂર પશ્ચિમમાં જૈનોની સાથે શાસ્ત્રાર્થ કરેલ. (પરંતુ તેમાં કોનો પરાજય થયેલ તે જણાવેલ નથી.) વળી જણાવે છે કે શાસ્ત્રાર્થ થયેલ સ્થાન પર સાઠ હાથ ઊંચો વિહાર હતો. તેમાં બુદ્ધદેવની મૂર્તિ હતી. તેની જોડે સડકની પૂર્વ દિશા તરફ એક જૈનમંદિર હતું. તેના ઉપર બુદ્ધ વિહારની છાયા પડતી. આ સ્થાન છાયાગત નામથી ઓળખાતું. ત્યાં પૂજારી આવી મંદિરની વ્યવસ્થા ધૂપ-દીપ કરતા. અને વધુમાં જણાવે છે કે મધ્યદેશમાં ૯૬ પાખંડોનો પ્રચાર છે, જે આ લોક તેમ પરલોકને માને છે. તેમના સાધુસંઘ છે. તે ભિક્ષા કરે છે. માર્ગોમાં ધર્મશાળાઓ સ્થાપિત કરેલી છે ત્યાં યતિઓ[1] વાસ કરે છે. ત્યાં આવનાર મુસાફરોને ખાવા આપવામાં આવે છે.

---

૧. ચીનાઈ યાત્રી ફાહિયાન કા યાત્રા વિવરણ, પર્વ ૨૦, નાગરી પ્રચારિણી સભા, કાશી.

## ચીનાઇ યાત્રી હુએનસંગ

પ્રખ્યાત ચીનાઇ યાત્રી હુએનસૅાંગ ઇ. સ.ની સાતમી શતાબ્દિની શરૂઆતમાં ભારતમાં આવેલ તે સમયે તે શ્રાવસ્તિમાં ગએલ. આ સમયે આ શહેર તેણે ઉજ્જડ હાલતમાં જોયું હતું. હુએનસૅાંગ આ સ્થાનની "જેતવન મોનેસ્ટ્રી" તરીકે પોતાના વિવરણમાં નોંધ લે છે.[૨]

## જૈનધર્મનો પ્રચાર

ઇ. સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દિ દરમ્યાન શ્રમણ તીર્થંકર મહાવીરસ્વામી પોતાના શિષ્યો સાથે આ નગરમાં આવેલ હતા. તે સમય પહેલાં આ સ્થાનમાં જૈનધર્મ દાખલ થઈ ગએલ તેના ઉલ્લેખો જૈનોના પુરાતન સાહિત્ય–ગ્રંથોમાંથી મળી આવે છે. ઈ. સ. પૂર્વેથી માંડી ઇ. સ.ની તેરમી શતાબ્દિ સુધીના મધ્યભાગમાં આ ભૂમિ પર અનેક નિર્ગ્રંથો, શ્રમણો અને યતિઓનો વિહાર સારા પ્રમાણમાં થતો, તેમના ઉપદેશથી અહીંના રાજ્યકર્તાએ જૈનધર્મ અંગીકાર કર્યાનાં ઐતિહાસિક પ્રમાણો મળી આવે છે જે આગળ ઉપર બતાવેલ છે. શ્રાવસ્તિનગરનો ભૂતકાળનો ઈતિહાસ જૈન સાહિત્યોમાંથી મળી આવે છે પરંતુ તે સમય પછીના ઐતિહાસિક ઉલ્લેખો, શિલ્પકળા, શિલાલેખો, સિક્કાઓ અને રાજ્યકર્તાઓનો સમય તેમ નગરનો નાશ કેવી રીતે થયેલ વગેરે બાબતો પર પ્રકાશ પાડવો જરૂરી છે.

## પુરાતન જિનમંદિર

આ સ્થાન જૈન તીર્થંકર સંભવનાથની જન્મભૂમિ ગણાય છે. અહીંના ટેમરીંડ નામના દરવાજાની નજીકમાં મહેટનો પશ્ચિમ ભાગ આવેલ છે, ત્યાં સરકાર તરફથી થયેલ ખોદકામમાં એક મંદિર, જે ત્યાંના લોકો "સોમનાથ" (સંભવનાથ) નામથી ઓળખાવે છે તે ખંડેર હાલતમાં મળી આવેલ છે. સન ૧૮૭૫–૭૬ અને સન ૧૮૮૪–૮૫ ની સાલમાં ડૉ. હોએ આ જગ્યાનું શોધખોળનું કામ શરૂ કર્યું, પરંતુ તેનું વર્ણન ટૂંક અને સંબંધ વિનાનું હતું. તેમ બહાર પાડેલી યોજના કંઈ પણ ખુલાસાવાળી નથી. ભિન્ન ભિન્ન સમયના થોડા અથવા વિશેષ ઈંટોના ચણતરવાળા જથ્થાનું તે ખંડેર છે તેથી ચોકસ નકશાની મદદથી પણ યોગ્ય વર્ણન આપવું કંઈ રહેલું નથી.

ડૉ. હોએ આ સ્થાનની બહારની બાજુનો નકશો લીધેલ છે, તેમાં પૂર્વ તરફનો ભાગ પૂર્વથી પશ્ચિમ ૫૯ ફીટ અને દક્ષિણથી ઉત્તર ૪૯ ફીટ એવી લંબાઈ પહોળાઈવાળું લંબચોરસ ચોગાન છે, એમ બતાવેલ છે. તેની ચૌતરફ સાડા આઠ ફીટ પહોળી તથા નવ ફીટ જાડાઈવાળી ભીંત આવેલ છે. ભીત ભાંગેલી ઈંટોથી બનેલી છે. આ મંદિરની ઈંટોની અંદર પ્રાચીન સમયનું કોતરકામ થએલું છે. અને તે વખતના ખંડેરોમાંથી સોભનાથ (સંભવનાથ) ના મંદિરનું ઉપર પ્રમાણે વર્ણન આપેલ છે. ભીંતના ઉત્તમ–પશ્ચિમ અને દક્ષિણ–પશ્ચિમમાં બે લંબચોરસ ઓરડાઓ મળી આવેલ છે, કે જ્યાં આગળ કેટલાંક શિલ્પકામો સુરક્ષિત મળી આવેલ છે. આ જૈન મંદિર લંબચોરસ ચોગાનમાં બનાવેલ હતું. તેમાં જવા માટે સાડી ત્રેવીશ ફીટ લાંબા અને બાર ફીટ ચાર ઈંચ પહોળાઈવાળાં પગથીઆંની હાર ગોળાકારે છે. મંદિરનો કેટલોક ભાગ ઊભેલ સ્થિતિમાં છે. તેમાં એક ઘુંમટઆકારનું શિખર છે જે પઠાણ રાજ્યકાળની બનાવટનો દેખાવ આપે છે. શોધખોળ ખાતા

૨. હુએનસૅાંગ કા યાત્રા વિવરણ.

તરફથી સન ૧૯૦૦ ની સાલમાં જ્યારે આ સ્થાનની શોધ કરવામાં આવેલ તે સમયે આ સ્થાનના પૂર્વ અને દક્ષિણ તરફની ભીંતનો ભાગ તથા અડધું શિખર પડી ગએલ હતું. મંદિર જૈન તીર્થંકર સંભવનાથનું હતું પરંતુ શોધખોળખાતાએ પૂરતી તપાસ કર્યા વિના સોભનાથનું મંદિર જણાવેલ છે. મુસલમાન લોકોએ આ શહેર જીત્યું તે સમયે આ મંદિરના કેટલાએક ભાગના અવશેષોનો નાશ કર્યો હતો. આ મંદિરના નીચેનું જમીનનું તળીઉં બહારની બાજુએથી તપાસતાં હાલના મંદિરથી જૂના સમયનું લાગે છે. અને ભોંયતળીયાના ઉત્તર તરફના ભાગમાં એક વધારાની ભીંત આવેલ છે.

## પુરાતન જૈન મૂર્તિઓ.

સન ૧૮૭૪–૭૬ માં આ પુરાતન સ્થાનનું ખોદકામ શોધખોળ ખાતા તરફથી શરૂ કરવામાં આવેલ તેમાં "મહેટ" બાજુની પશ્ચિમ દિશા તરફથી ખોદકામ કરતાં જૈનોના ત્રીજા તીર્થંકર સંભવનાથના મંદિરમાંથી કેટલીક મૂર્તિઓ મળી આવેલ, તેમાં એક મૂર્ત તીર્થંકર સુમતિનાથની પણ મળી આવેલ છે. સન. ૧૮૮૪ ની શોધખોળમાંથી એક શિલાલેખ સંવત. ૧૧૭૬ ની સાલનો મળી આવેલ છે તેમાં જણાવેલ છે કે–કનોજના રાજા મદન-પાળના મંત્રી વિદ્યાધરે એક મઠ બનાવેલ છે. આ લેખને લખનૌ મ્યુઝિયમમાં રાખેલ છે. સન. ૧૮૮૬ માં શોધખોળ ખાતા તરફથી શોધખોળ થતાં જૈનોની છ મૂર્તિઓ અને બે શિલાલેખો મળી આવેલ તે લખનૌ મ્યુઝિયમમાં રાખવામાં આવેલ છે. સન. ૧૯૦૮ ની સાલમાં ટેમરીંડ નામના દરવાજાથી કેટલીક દૂરીના અંતરે શોધખોળ ખાતાને બે પુરાતન મૂર્તિઓ મળી આવેલ છે. (૧) પદ્માસને તીર્થંકર ઋષભદેવની અખંડિત મૂર્તિ બે ફૂટ સાડા છ ઈંચની ઉંચાઇએ અને બંન્ને બાજુએ બીજા ત્રેવીશ તીર્થંકર પદ્માસને છે. (૨) બીજી એક જૈન તીર્થંકરની મૂર્તિ પદ્માસને છે તેમાં બંન્ને બાજુએ ત્રેવીશ તીર્થંકરોની મૂર્તિઓ કોતરાએલ છે. તેની પલાંઠીના નીચે પબાસનમાં બંન્ને બાજુએ બે સિંહો અને વચ્ચેના ભાગમાં ધર્મચક્ર કોતરાયેલ છે. ઉક્ત મૂર્તિનો ડાબો હાથ ખંડિત હાલતમાં છે. આ ઉપરાંત પદ્માસને તીર્થંકરની એક મૂર્તિ એક ફીટ ત્રણ ઈંચની ઉંચાઈની છે તેમાં તેના પબાસનના ભાગમાં બન્ને બાજુએ બે સિંહો અને વચ્ચેના ભાગમાં "ધર્મચક્ર" કોતરાએલ છે.

## પુરાતન જૈન મૂર્તિઓની શિલ્પકળા

સહેટ–મહેટ અને શ્રાવસ્તિ નગરની શોધખોળમાંથી કેટલીએક જૈન મૂર્તિઓ અને પબાસનવાળા અવશેષો મળી આવ્યા છે. તેમાં નંબર. ૧ ની મૂર્તિ તીર્થંકર ઋષભદેવની ઈ. સ. પૂર્વેના સમયની છે. તેની શિલ્પકળા ખાસ ધ્યાન ખેંચે તેવી છે. મૂર્તિના પબાસનના ભાગમાં બંન્ને બાજુએ બે સિંહો અને વચ્ચે ધર્મચક્ર કોતરાએલ છે. પબાસન પર મૂર્તિ પદ્માસને ધ્યાન મુદ્રામાં સ્થિત છે. મૂર્તિ ઘેરા પીળા પત્થરમાં કોતરાએલ છે. મૂર્તિના પબાસનની જમણી બાજુએ જમણા હાથમાં વાજિંત્ર સહિત એક દેવની આકૃતિ આવેલ છે. તેમ ડાબી બાજુએ બંન્ને હાથે ભક્તિપૂર્વક નમસ્કાર કરતી એક દેવીની આકૃતિ કોતરાએલ છે. મધ્યમાં જિન તીર્થંકરની મૂર્તિ પદ્માસને છે. મૂર્તિના માથાના ટોચના ભાગમાં સીધી લીટીના હારોવાળા વાળ છે. મૂર્તિના કાન મોટા આકારે છે. બંન્ને બાજુના કાનના ભાગની

૩ આર્કયોલોજીકલ સર્વે ઓફ ઇન્ડિયા, એન્યુઅલ રીપોર્ટ, ૧૯૦૭–૦૮ પૃ–૧૧૨–૧૦૮

પુંઠે માથાના વાળાનો જથ્થો ખંભા સુધી લટકતો છે. મૂર્તિના ઉપરના ભાગમાં એક વિચિત્ર આકૃતિ ઢોલ વગાડતી હોય તેવી રીતે સૂતેલી જણાઈ આવે છે. મૂર્તિની બંન્ને બાજુએ બે ચોપદારો વાજિંત્ર સહિત ઊભેલા છે. આસનનો બાકીનો ભાગ ચાર લાઈનમાં નાના આકારે ધ્યાનમુદ્રામાં બેઠેલ ત્રેવીશ તીર્થંકરોથી જણાઈ આવે છે. ત્રીજી લાઈનની આગળ બે હાથીઓ કમળમાં ગોઠવેલા અને તેમના ઉપર બબ્બે માણસો બેઠેલા એવી આકૃતિઓ દેખાવ આપે છે. હાથીઓ મધ્યમાં આવેલ આકૃતિઓના મથાળાના ભાગ તરફ જણાય છે.

આ સિવાય નંબર ૨ ની મૂર્તિ પણ શિલ્પકળાના નમૂના રૂપ છે. આ બન્ને મૂર્તિઓ ઈ. સ. પૂર્વેના સમયની છે.[૪]

ઈ. સ. પૂર્વેના સમયની ઉપરોક્ત બંન્ને મૂર્તિઓ સિવાય બીજી અગિયાર મૂર્તિઓ નાની મોટી નીકળવા પામેલ છે. આમાંની ઘણી મૂર્તિઓ અખંડિત સ્થિતિમાં છે. ડો. ફૂહરરના રીપોર્ટ ઉપરથી એમ માલુમ થઇ શકે છે કે–અગિયારમી શતાબ્દિ સુધીમાં શ્રાવસ્તિમાં જૈનધર્મ સારી રીતે ઉન્નતિ પર હતો. આ મૂર્તિઓ લખનૌના મ્યુઝીયમમાં રાખવામાં આવેલ છે' ( જર્નલ ઓફ ધી રોયલ એશિયાટીક સોસાયટી, ૧૯૦૮ )

### જૈન મૂર્તિઓ પરના શિલાલેખો

સહેટ–મહેટ યાને શ્રાવસ્તિ નગરના ખોદકામમાંથી ઈ. સ. પૂર્વેના સમયની બે મૂર્તિઓ સિવાય બીજી અગિયાર મૂર્તિઓ મળી આવેલ છે. તેમાંની પાંચ મૂર્તિઓ પર શિલાલેખ કોતરાએલ છે.[૫]

(૧) સંવત. ૧૧૩૩ શ્રી વિમલનાથની મૂર્તિનો શિલાલેખ.
(૨) સંવત. ૧૧૮૨ શ્રી વિમલનાથની બીજી મૂર્તિનો લેખ.
(૩) સંવત. ૧૧૨૫ શ્રી નેમિનાથની મૂર્તિનો શિલાલેખ.
(૪) સંવત. ૧૧૧૨ એક નહીંઓળખાયેલ મૂર્તિનો લેખ.
(૫) સંવત. ૧૧૨૪ શ્રી ઋષભદેવની મૂર્તિનો શિલાલેખ.

### જૈન રાજ્યવંશ

શ્રાવસ્તિમાં મધ્યકાલીન યુગમાં થઈ ગએલ જૈન રાજાઓ.

(૧) ઈ. સ. ૯૦૦ મોરધ્વજ યાને મયૂરધ્વજ.
(૨) ઇ. સ. ૯૨૫ મહારાજા હંસધ્વજ
(૩) ઇ. સ. ૯૫૦ મહારાજા મકરધ્વજ
(૪) ઈ. સ. ૯૭૫ મહારાજા સુધાનધ્વજ
(૫) ઈ. સ. ૧૦૦૦ મહારાજા સુહરીલધ્વજ

ડૉ. કનિંગહામ–આર્કિઓલોજિકલ સર્વે ઓફ ઇન્ડીયા વૉલ્યુમ ૧૧ માં જણાવે છે કે–પ્રાચીન શ્રાવસ્તિના સંબંધમાં વિશેષ વર્ણન આ છે કે તેનું પાછળથી નામ “મંદિકાપુરી” હતું. તેમાં પ્રસિદ્ધરાજા મોરધ્વજ યાને મયૂરધ્વજ, હંસધ્વજ, સુધાનધ્વજ અને સુહીલધ્વજ રાજ્યકર્તાઓ થઇ ગએલ. આમાંના મહારાજા સુહીલધ્વજ–મહમદ ગિજનવીનો

૪ જર્નલ ઑફ ધી રોયલ એશિયાટીક સોસાયટી, ૧૯૦૮.

૫ A. Fuhrer, E. W. Smith & J. Burgess–The Sharqi Architecture of Jaunpur. Calcutta 1889.

સમકાલીન હતો. અને સબાર મસાઉદનો શત્રુ હતો. મી. બેનેટે આ રાજ્યનું કુટુંબ જૈન હતું તેમ જણાવેલ છે.[૬]

**જૈન રાજા સુહિલધ્વજે સૈયદ સાલારજંગ સામે કરેલી ચઢાઇ**

રાજા સુહૃદ્ધ્વજ યાને સુહિલધ્વજ શ્રાવસ્તિના જૈન રાજાઓમાં છેલ્લો રાજા હતો, તેણે ગૌંડાથી પૂર્વ અને દક્ષિણ દિશાથી બાર માઇલના અંતરે આવેલ "નરાવગંજ" ખાતેની મહાન લડાઇમાં સૈયદ સાલારજંગને હાર આપી તેને મારી નાખેલ હતો. આ રાજાને સુહૃદ્ધ્વજ નામથી ઓળખાવે છે. ( ડૉ. ફૂહરર–અવધ ગેઝેટીઅર વૉલ્યુમ ૨ પૃષ્ઠ ૩૦૮). પરંતુ ખરી રીતે તેનું નામ સુહિલધ્વજ હતું. આ રાજાના ચાલીસ વર્ષ બાદ અહીંના જૈન રાજ્યવંશનો નાશ થએલ. તેમ તે પછીના કેટલાક સમય પછી આ શહેરનો નાશ થએલ. ત્યારથી આ પુરાતન સ્થાનને સહેટ મહેટ નામથી ઓળખાવવામાં આવે છે. ( ડૉ. ફૂહરર અવધ ગેઝેટીઅર વૉલ્યુમ ૩, પૃષ્ઠ ૨૮૩–૨૮૪ ).

એમ કહેવાય છે કે—સહેટ–મહેટના જૈન વંશમાંથી ગોરખપુરની રાપ્તી નદી ઉપર 'ડોમનગઢ'ના ડોમાંનો ઉદય થયો, એ જ વંશમાં પ્રસિદ્ધ રાજા ઉગ્રસેન થઈ ગયા જેઓએ 'ડોમરિઆડીહ' નામના નગરને વસાવેલ, પરંતુ વર્તમાનમાં તે નગર ફક્ત એક ટીલાના આકારે રહેલ છે, જે ગૌંડાથી ફૈઝાબાદ જતી સડક ઉપર આવેલ છે.

**જૈન રાજાઓના સંતાનો**

કનોજમાં બૌદ્ધધર્મના રાજાઓના વંશના અંત પછી થારૂઝ Tharus નામના લોકો ડુંગરીઓમાંથી નીકળી આવ્યા અને અયોધ્યામાં વસવાટ કર્યો. બદ્રીનાથ યાને બદ્રીનારાયણના આસપાસના પર્વતોમાંથી રાજનગરના રાજ્યકર્તા શ્રીચંદ્રને ઉપરના દૂર રહેલ બૌદ્ધ લોકોએ બોલાવ્યા. રાજા શ્રીચંદ્રે થારૂઝ લોકોને પાછા કાઢી મૂક્યા, અને ઉત્તર તરફ કૂચ કરતાં ચંદ્રાવતીપુર ( શ્રાવસ્તિ ) જે હાલ સહેટ–મહેટ કા કીલ્લાના નામથી ઓળખાય છે તે શહેર તેઓએ વસાવ્યું. રાજા શ્રીચંદ્રનો પૌત્ર જેમણે મુસલમાનોને લડાઈમાં હરાવેલ છે તેમનું પ્રખ્યાત નામ સુહિલદલ છે. ત્યારબાદ થોડા સમય પછી કનોજના રાજા ચંદ્રદેવ સોમવંશીએ સહેટ–મહેટ જીતી લીધું. અને સુહિલદલના કુટુંબના સૂર્યવંશી રાજાઓના સંતાનો સીમલા તરફ ચાલી ગયા કે જ્યાં તેમના વંશજો અત્યારે પણ હયાતી ધરાવે છે. રાજા સુહિલદલના કુટુંબીઓ જૈનધર્મને માનનારા હતા.

લેસન નામના વિદ્વાનના જણાવ્યા મુજબ કનોજના પાછળના સમયના રાજ્યકર્તાઓના વંશના વૃત્તાંતમાં એક શિલાલેખનું વર્ણન આવે છે. આ શિલાલેખમાં રાજા શ્રીચંદ્રદેવનું વૃત્તાંત આ પ્રમાણે છે–રાઠોડ વંશના પહેલા રાજા કે જે ઇ. સ. ૧૦૭૨ માં ગાદીએ આવ્યા તેઓ કોસલ (શ્રાવસ્તિ) અને અયોધ્યા નામથી પવિત્ર સ્થાનોના સંરક્ષક બન્યા.

ઉપર મુજબ ત્રણ વૃત્તાંતો આપણી પાસે છે તે રીતેની તુલના જુદાં જુદાં અનુમાનોમાંથી જણાઈ આવે છે. ( ઇન્ડીયન એન્ટીક્યુરી વોલ્યુમ ૨ પૃષ્ટ ૧૨–૧૩ )

શ્રાવસ્તિના સંશોધનકાર્યમાં વધારાનાં પુસ્તકો.

1. A. Fuhrer–The Monumental Antiquities and Inscriptions in the North–Western Provinces and Oudh. (Archeological Survey of India, New Series Vol. 11) Allahabad, 1891.

2. W. W. Hunter.–The Imperial Gazetteer of India. Second edition Vol. XII. 1885–57.

---

૬ W. C. Benett. Note connected with Sahet–Mahet, Indian Autiquary Vol. 2 P. 12–13.

# संखवाल गोत्रका संक्षिप्त इतिहास

लेखक : श्रीयुत अगरचंदजी नाहटा, संपादक " राजस्थानी "

ओसवाल जातिमें गोत्रोंकी संख्या अन्य सर्व जातियोंसे अधिक है। पर इनका इतिहास इतना अन्धकारमें है कि किसी भी गोत्रके विषयमें निश्चिततया कोई बात नहीं कही जा सकती। इसका प्रधान कारण हमारी उपेक्षा है। अपने पूर्वजोंने तो इतिहास सुरक्षित रखने के लिये वडे भारी प्रयत्न किये थे, प्रत्येक गोत्रवालोंके भाट, मथेरण, वंशावलि-लेखक रहते थे और उनको केवल ऐतिहासिक नोंध रखनेके लिये ही बहुत सा द्रव्य दिया जाता था। जन्म, विवाहादि के उपलक्षमें उनके आयके लिए कई रीति-रस्में ( लागदाये ) कायम की गई थीं, अब भी मारवाड़ आदिमें जब भाट आता है तो उसका बड़ा भारी आदर किया जाता है, उनको ' भाट राजा ' के नामसे संबोधित किया जाता है, खानेके लिये बहुत तैयारियां की जाती हैं और जन्म, विवाहादिकी नोंध लिखनेके बाद बिदाइके समय वस्त्रालंकार एवं नगद रूपये भेट कीये जाते हैं। अच्छे आसन पर बैठाकर कुटुम्बके सब लोक इकट्ठे होकर उनसे अपनी पूर्वपरम्पराकी नामावलि सुनते हैं। सब कुछ होने पर भी जिस उद्देश्यसे उनका इतना आर्थिक आदर किया जाता है और द्रव्य व्यय किया जाता है उसकी सफलताके लिये हमें तनिक भी ध्यान नहीं है, यही एक आश्चर्य एवं खेदका बिषय है।

इसी प्रकार मथेरण लोग भी जो पहले शिथिलाचारी जैन यतियोंसे बने थें, जैन थे, पर हमारी उपेक्षासे वे अब शैव बन गये हैं। भोजकोंको भी हजारों रुपये प्रतिवर्ष अब भी " त्याग " आदि दान दक्षिणामें दिये जाते हैं, वे ओसवालोंके ही याचक कहे जाते हैं। वे भी पहले जैन मूर्त्तियोंकी पूजा-सेवा करते थे, जैनधर्मसे भी उनका घनिष्ट सम्बन्ध था, पर अब वे भी जैनधर्मको छोड बैठे है। इसीके कारण मंदिरोंकी पूजा विधिसे नहीं होती, आशातनाओंका आधिक्य और आये दिन झगडे फसाद हो रहे हैं। भोजकोंमें कई सुकवि हो गये हैं जिन्होंने ओसवाल ज्ञातिके दानीयोंकी प्रशंसामें बहुतसे छंद कवित्तादि बनाये थे पर हमे उनका भी पता तक नहीं है।

हमारी उपेक्षा के कारण जिस निमत्तसे भाट आदि वंशावलि लेखक हजारों रुपये हमारी समाजसे लेते हैं उसकी ओर उन्होंने भी वैसा मनोयोग नहीं।दया और पूर्वकालीन इतिहास मनमाना कपोल कल्पित बना डाला, जिसकी. कल्पनाने जैसा सुझाया लिख डाला। फलतः भाट और गच्छके श्रीपूज्यों आदिकी वहियोंमें परस्पर कोई मिलान नहीं है। एक ही गोत्रकी उत्पत्तिके विषयमें भिन्न भिन्न प्रवाद नजर आते हैं। ऐसी अन्धाधुन्धी एवं अव्यवस्थाके कारण वास्तविक इतिहास दुर्लभसा हो गया है। घटनाके समकालीन लिखित इतिहास

तो मिलता नहीं और पीछले प्रवाद इतने विरोधी एवं असंगत प्रतीत होते हैं कि किसको सच्चा माना जाय? बुद्धि कुछ काम ही नहीं देती।

इतना प्रासंगिक निवेदन करनेके पश्चात् अब मूल विषय पर आते हैं। खरतरगच्छमें १५ वीं शताब्दिमें कीर्तिरत्नसूरिजी बहुत विद्वान एवं प्रभावक आचार्य हुए हैं। उनकी शिष्यपरम्परा अब भी ५०० वर्ष होनेपर भी अविछिन्न रूपसे चली आ रही है। विशाल शिष्यसंततिके कारण उनका नाम "कीर्त्ति-रत्नसूरिशाखा" नामसे प्रसिद्ध है। उनकी शिष्यपरम्परामें श्रीजिनकृपाचंद्-सूरिजी लब्धप्रतिष्ठ आचार्य थें, जिनका सं. १९९४ में स्वर्गवास हुआ है एवं उनके दीक्षित साधु-साध्वी अच्छी संख्यामें विद्यमान हैं। उन कृपाचंदसूरिजी (पूर्व यतिअवस्था)का बीकानेरमें उपाश्रय है उसमें हस्तलिखित एवं मुद्रित ग्रंथोंका अच्छा संग्रह है। हस्तलिखित ग्रन्थोंमें १ गुटकाकार ग्रन्थ और एक टिप्पनाकार संखवालोंका वहीवट है उसमें कीर्तिरत्नसूरिशाखा और संखवाल ज्ञातिका महत्त्वपूर्ण इतिवृत्त लिखा है, एवं हमारे संग्रहमें इस विषयका एक पत्र है। इस लेखमें उन्हींके आधारसे संखवाल गोत्रका इतिहास दिया जाता है।

चहुआण वास (ज्ञाति) देवडा गोत्र, मूल नाडुलके निवासी तुर्कोंके भयसे स्वर्णगिरि आकर रहें। अलाउद्दीनने घेरा डाल अपने अधिकारमें कर लिया। कान्हडदे वीरगतिको प्राप्त हुए। उसके पुत्र वीरमदेके पुत्र लखमसी भयसे संखवाली नगरीमें जाकर रहे। वहां एक जैनाचार्य पधारे, उन्होंने लखमसीको प्रतिबोध देकर श्रावक बनाया। लखमसीसे सं. १२४५ में संखवाली ग्रामसे संखवाल गोत्र प्रसिद्ध हुआ।

गोत्रदेवी ३-प्रथम संखवाली, २ सावित्री, ३ अंबिका; चौथा स्वर्णगिरिका क्षेत्रपाल।

लखमसी पुत्र सच्चा पुत्र नरसिंह पुत्र धन्ना पुत्र धनपाल पुत्र राजसी पुत्र आंबवीरके पुत्र कोचर हुए इनसे संखवाल गोत्र बहुत विस्तार पाया। अतः शिलालेखों एवं प्रशस्तियोंमें सर्व प्रथम इन्हींका नाम पाया जाता है। इसका अन्य कारण यह भी है कि खरतरगच्छसे संखवाल गोत्रका सम्बन्ध यहीं से प्रारंभ हुआ। इस सम्बन्धका कारण वंशावलियोंमें इस प्रकार बतलाया गया है–

कोचरशाहने कोटडे (कोरटा) एवं संखवालीमें जैन मन्दिर बनाये संखवालीके आदिनाथ मंदिरके निर्म्माण होनेपर प्रतिष्ठाके समय उनके कुलगुरु किसी कारणवश समय पर वहाँ नहीं पहुँच सके तब अपनी पत्नी कल्याणदेवीके कथनसे खरतरगच्छाचार्य जिनेश्वरसूरिके हस्तकमलसे प्रतिष्ठा करवाई, तभी से सं. १३१३ से कोचरशाह खरतरगच्छके अनुयायी हो गये। इनके पश्चात् उनकी वंशपरंपराका सम्बन्ध खरतरगच्छसे रहने लगा। आगे चलकर इसी वंशके ज्योतिर्धर कीर्त्तिरत्नसूरिजीसे वह सम्बन्ध विशेष दृढ हो गया। कीर्त्तिरत्न-सूरिजीका विशेष इतिहास हमारे सम्पादित ऐतिहासिक जैनकाव्य संग्रहमें पृ. ३९ से ४० में देखना चाहिए।

कोचरशाहकी संतति क्रमशः बढती गई और कई स्थानोंमें जा फैली। उन स्थानोंके नाम इस प्रकार हैः—

जेसलमेर, महेवा, बीकानेर, पाटण, मेडता, जोधपुर, अहमदाबाद, वीसल नगर, इडर, अमरकोट, कोटडै, सिव, राधणपुर, भुज, मुलतान, विसालु, नांदिया जालोर, भीनमाल, नाराणइ, पूनासर, किशनगढ, माहिम, आगरा, मंगलवास बाहडमेर, थिराक्षरा, पच्चाख, खांडप, वाघावास, सोजत, सांगानेर, नागोर ब्रहसर, हाजीखांन, नखैनगर, मांगडौ, तलवाडा, राडदह, जसोलणपुर, वांसडी।

कोचरके वंशजोंके कुछ सुकृतोंका वर्णन हमारे संग्रहके पत्रानुसार इस प्रकार हैः—

१ मानाके पुत्र सांडा और तोडोने सत्तुकार–दानशाला खोली। उनके भाई –

२ भांडाशाह—बीकानेरमें अद्वितीय त्रैलोक्यदीपक जैन मंदिर बना दिया। वह मंदिर बडा ही कलापूर्ण है अब भी वह भांडासरजीके नाम से प्रसिद्ध है। विशेष जानने के लिए हमारा "बीकानेरके जैन मंदिर" लेख जोकि आत्मानंद वर्ष ३-४ १, २, ११, १२ में प्रकाशित हुआ था, देखना चाहिए।

३ तोडोने संघ निकाला।

४ भांडा के वंशज श्रीमलने जोधपुरमें जैन मंदिर बनवाया।

जैसलमेरके अष्टापद मंदिरकी प्रशस्तिमें कोचरशाहकी संततिके सुकृत्योंका वर्णन संक्षिप्तरूपमें इस प्रकार पाया जाता है।

१ कोचरः—कोरटे और संखवालीमें उत्तुंगतोरण जैनमंदिर बनाये। आबू और जीरावला तीर्थकी संघसह यात्रा की। उदारतासे अपना द्रव्य परोपकारमें व्यय कर कोरटे में कर्णके समान यश प्राप्त किया।

२ आसराजः—शत्रुंजय तीर्थकी संघसह यात्रा की।

३ पांचा पुत्र गेलीने शत्रुंजय, गिरनार, आबूकी यात्रा की, शत्रुंजयादि तीर्थावतार पट्टिका वनबाई तोरण और परिकर सहित नेमिनाथ प्रभुका बिम्ब संभवनाथजीके मंदिरमें स्थापित किया। समस्त कल्याणकादि तपकी पाषाणमयी पट्टिका बनवाई।

४ आसराजके पुत्र खेलेने सं. १५११ में शत्रुंजयकी संघसह यात्रा की। इसके बाद प्रत्येक वर्षमें वहाँकी यात्रा करते हुए तेरहवीं यात्रा सं. १५२४ में सविधि पूर्णकर बेलेकी तपश्चर्या की, २ लाख नवकारका जाप किया, चतुर्विध संघकी भक्तिमें बहुतसा द्रव्य व्यय किया। समस्त मारवाडमें रौप्य मुद्रासह लाडुओं की लाहण की। स्वर्णाक्षरी कल्पसूत्र लिखाया। जिनसमुद्रसूरिको आचार्यपद दिलवाया, पद-स्थापना आपने करवाई। अष्टापद मंदिरके द्विभूमिका (दोमंजिल) की जगति करवाई।

५ सं. लाखण और सं. खेताने मिलकर जेसलमेरके गढ़में दो मंजिला अष्टापद महातीर्थका मन्दिर बनवाया। सं. १५३५ के फाल्गुन शुक्ला ३ को

जिनसमुद्रसूरिसे प्रतिष्ठा करवाई। कुंथुनाथ और शांतिनाथको मूलनायकके रूपसे स्थापित किये। चौवीश तीर्थंकरोंकी अनेक प्रतिमा बनवाई।

६ सं. वीदइने सपरिवार शत्रुंजय, गिरनार, आबूकी यात्रा की, लड्डु, घी, खांडकी लाहण की। जिनहंससूरिजी के वर्षग्रन्थिकाका महोत्सव कर अल्ली (तत्कालीन मुद्रिका)की प्रत्येक घर में लाहण की। पंचमी तपका उद्यापन किया। पांच स्वर्णमुद्रिकाएं आदि उद्यापन में रखे। कल्पसूत्रजीका कई बार व्याख्यान करवाया। ५ वार लाख नवकार का जाप किया। चारसो जोडी अल्ली की लाहण की। यात्रा से लौटकर प्रत्येय घरमें १० सेर घी की लाहण की। अष्टापद मंदिरके दोनों मंजिलों के जगतिके द्वारकी चौकी बनवाई। पउडसाण (पगथिये) जाली १४ सुहणा (स्वप्न) और देहरे पर कांगुरे बनवाये। पार्श्वनाथजीके दो बिम्ब बनवाये। दोनों हाथियोंपर सं. खेता. सं. सरस्वती की मूर्त्ति बनवाई। सं. १५८१ के मार्गशीर्ष कृष्ण १० रविवारको रावल लूणकर्णजीके कथनसे श्री पार्श्व मंदिर और अष्टापद मंदिर वे बीचमें सेरी (गली) निकाली। कुतना वड बंधाये, वारणा, पउडसाण करवाये। वेईबंध छज्जा वलि, कोहर एक बनवाया। १००० गाय जोडी, घी अन्न गुड बहुत वार ब्राह्मणादिको दान किये। जेसलमेरकी दक्षिण ओर घाघरे बंधाये। मंदिरोंकी सेरी और घाघरा दोनों रावल जयतसिंहकी आज्ञासे बनवाये थे। गवाक्ष बनवाया। दश अवतार सह लक्ष्मीनारायणजीकी मूर्ति गवाक्ष में बनवाई।[1]

७ सं. सहसमल्लने शत्रुंजयकी यात्रा की, जीर्णगढ, रायपुर, वीरमगाम, पाटण, पारकर में खांड एवं अल्लीकी लाहण हुए घर आये। जैसलमेरमें इस गोत्रवालोंने बहुतसी प्रभुमूर्तिएं बनवाके प्रतिष्ठित की, ग्रन्थ लिखवाये, जिनमें से कई लेखोंकी नकल नाहरजी के जैन लेख संग्रह भा ३ में प्रकाशित हो चुके हैं। हमारे संग्रहमें इसी वंशके लिखवाए हुए कल्पसूत्र की २९ श्लोकोंकी विस्तृत प्रशस्ति है।

कीर्तिरत्नसूरिजीने संखवाल गोत्रवालोंके निम्नोक्त ७ शिक्षाओंके देनेका लेख हमारे संग्रहके पत्र एवं कीर्त्तिरत्नसूरिछंदादि में पाया जाता है, वे ये हैं:-१ मालवा, थट्टा, सिंध और संखवाली नगरीमें न जाना; २ गच्छभेदमें सहयोग न देना; ३ गच्छ के भक्त बने रहना; ४ दीक्षा न लेना; ५ लोद्रवा, सातलमेर, बीकानेर, कोरंटे और जैसलमेर में मंदिर बनवाना; ६ जहाँ निवास करो नगर के चौराहे से या राज्यप्रासादकी ओर वसना; ७ औषधिनिमत्त हलवी न लेना।

इस प्रकार संखवाल गोत्रके विषयमें यथाज्ञान विचार किया गया है। वंशावलि आदि विशेष विवरण लेख विस्तारभयसे नहीं दिया गया है।



१ जेसलमेर, लेखांक २१४५ के आधारसे लिखित कई नाम रूढ होनेसे अस्पष्ट रह गये हैं।

# મૃત્યુંજય મંત્રીશ્વર

## [ એક અમર મૃત્યુકથા ]

[ ૧ ]

### વિજય પ્રસ્થાન : કર્મમાટે અને ધર્મમાટે

**વીર** વનરાજે વસાવેલ ગુજરાતની રાજધાની અણુહિલપુર પાટણમાં મહારાજા કુમારપાળનું રાજ્ય તપતું હતું. ગૂજરાતના યોદ્ધાઓની વીરહાકે સમસ્ત આર્યાવર્તમાં ગૂજરાતની કીર્તિપતાકા ફરકાવી હતી. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યની પ્રેરણાથી ગૂજરાતની સંસ્કારિતા અને વિદ્વત્તાના પડઘા, અનેક દેશોના સીમાડા વીંધી, છેક કાશ્મીર અને કાશી સુધી ગાજી ઊઠયા હતા. સવિતાનારાયણુના નક્ષત્રમંડળની જેમ સમરવીર અનેક યોદ્ધાઓ, રાજનીતિનિપુણ અનેક મંત્રીઓ અને સાહિત્યકુશલ અનેક પંડિતો મહારાજા કુમારપાલ અને હેમચંદ્રસૂરિની આસપાસ વિંટળાયેલા રહેતા. આમ બાહોશ રાજવી અને આદર્શ ધર્મગુરુના ખોળે પડેલ ગૂજરાત પોતાના સુવર્ણયુગનો મધ્યાહ્ન અનુભવતું હતું.

ગુજરાતનું પાટનગર અણુહિલપુર એક અલબેલી નગરી હતું. એની શોભા અને મહત્તાની અનેક કિંવદન્તીઓ લોકોએ ઘડી કાઢી હતી. પાટણુના પટોળાં અને પાટણુની પનીહારીના નામે લોકહૃદયમાં જાણે કામણુ થતું ! વીરો, વિલાસીઓ અને વ્યાપારીઓના ત્રિવેણીસંગમસમું પાટણુ ધર્મપરાયણુતામાં કોઇ વાતે ઊતરતું ન હતું ! દેવમંદિરના સુવર્ણકળશો રોજ પ્રાતઃકાળે સૂર્યદેવનું સ્વાગત કરતાં, ધર્મપરાયણુ જનોની પ્રાર્થનાના પ્રશાંત ધ્વનિ વિલાસીઓની નિદ્રાને ઉડાડતા અને સંધ્યા સમયે દેવમંદિરોની આરતીના ઘંટારવો સૂતેલ આત્મભાવને જાગ્રત કરતા.

આવા ગૌરવાન્વિત ગુજરાત અને શોભાયુક્ત પાટણુના એક ધર્મ–કર્મવીર મંત્રીશ્વરની આ કથા છે.

અણુહીલપુરની રાજસભામાં, મહારાજા કુમારપાળ સમક્ષ રોજ દેશ–પરદેશના સમાચાર આવતા અને દેશના કલ્યાણુની દૃષ્ટિએ મન્ત્રીઓ એના ઉપર વિચારણુા ચલાવતા.

આજે એક દૂત સમાચાર લાવ્યો હતો : સૌરાષ્ટ્રમાં સઉંસરે પોતાનું માથું ઉચક્યું હતું. અને ગૂજરાતના રાજવીની આણુને પડકાર કર્યો હતો. માળવા, મહારાષ્ટ્ર અને સિંધ સુધી ગુજરાતની વિજયવૈજયન્તી ફરકાવનાર મહારાજાને કે તેમના સુભટોને આમાં જરાય ચિંતા જેવું લાગતું હતું. જેની આગળ મોટા મોટા રાજવીઓ, ભલભલા વીર યોદ્ધાઓ અને અભેદ્ય કિલ્લાઓ નમી પડયાં હતાં એ ગૂજરાતના શૂરાતન આગળ બિચારા સઉંસરનું શું ગજું ! પણુ–દુશ્મન અને રોગને ઉગતાં જ દાબી દેવાં–એ નીતિવાકયની ઉપેક્ષા કરવી ઉચિત નથી એમ વિચારી રાજમંત્રીઓએ છેવટે સઉંસરને દાબી દેવાનું યોગ્ય ધાર્યું અને એ માટે ઉદયન મંત્રીની સરદારી નીચે સેના મોકલવાનું નિશ્ચિત થયું.

અને એક મંગલ પ્રભાતે સેના સાથે ઉદયનમંત્રીએ સૌરાષ્ટ્ર તરફ વિજયપ્રસ્થાન કર્યું.

દરમજલ કાપતી સેનાએ આજે વઢવાણના સીમાડે પડાવ નાખ્યો હતો. ઉદયનમંત્રી પોતાના શામિયાણામાં આમતેમ ફરતા હતા. તેમનું હૃદય આજે કોઈ ઊંડા ઊંડા વિચારોમાં મગ્ન થયું હતું. રણશૂર અને કર્મવીર મંત્રીની નસોમાં આજે ધર્મભાવનાના ધબકારા બજી રહ્યા હતા. મંત્રીશ્વરને થયું: સંગ્રામો ખેલવામાં અને શત્રુઓને સંહારવા ને હરાવવામાં આખી ઉમ્મર પૂરી થવા આવી. વૃદ્ધાવસ્થાના કિનારે પહોંચેલો હું આ રણખેલતા પહેલાં એકવાર તીર્થાધિરાજ શત્રુંજયની અને યુગાદિદેવની યાત્રા કરી આવું તો ? જાણે કોઈ પ્રબળ ભાવીની પ્રેરણા હોય તેમ મંત્રીશ્વરની ભાવના વધુ ને વધુ સતેજ થતી ગઇ અને થોડી વારમાં તેમણે નિર્ણય કરી લીધો–તીર્થાધિરાજની યાત્રાએ જવાનો !

તેમણે મંડલેશ્વરો અને સેનાના વડાઓને પોતાના તંબૂમાં બોલાવ્યા અને પોતાનો વિચાર કહી સંભળાવ્યો. અને છેવટે આજ્ઞા કરી કે–તમે સૌ કૂચ આગળ ચાલુ રાખજો. હું યાત્રા કરી તમને આવી મળું છું.

અને–બીજી સવારે સૈન્યે આગળ કૂચ કરી અને મંત્રીશ્વર ઉદયને શત્રુંજય તરફ પ્રયાણ કર્યું.

[ ૨ ]

## તીર્થાધિરાજને ચરણે : જીર્ણોદ્ધારની પ્રતિજ્ઞા

**મંડલેશ્વર** સહિત સમગ્ર સૈન્યને સઉંસરને જીતવા માટે વળાવી મંત્રી ઉદયને પોતાનો અશ્વ તીર્થાધિરાજ શત્રુંજય તરફ વાળ્યો. ઉષાના આગમન સાથે અંધકારના ઓળા ઓસરવા લાગે ને નભોમણિનાં દર્શન થતાં કમળવનમાં ઉલ્લાસ વ્યાપી જાય એમ તીર્થાધિરાજ તરફના એક એક પગલે ઉદયનના હૃદયકમળનાં દ્વાર ઉઘડતા જતાં હતાં. સંસાર અને સંગ્રામના બદલે આત્મા અને મોક્ષના નાદો એના અંતરમાં ગાજવા લાગ્યા હતા. સંગ્રામ જીતવા નીકળેલ મંત્રીશ્વરના હૃદયમાં જાગૃત થયેલ પ્રભુદર્શનની અભિલાષા જાણે કોઈ વિલક્ષણ ભવિતવ્યતાને સૂચવતી હતી.

થોડીક મજલો પૂરી થઇ અને મંત્રીશ્વર તીર્થાધિરાજના ચરણે આવી પહોંચ્યા. તીર્થાધિરાજનાં દર્શન થતાં મંત્રીશ્વરનું મસ્તક નમી ગયું.

જય તીર્થાધિરાજ ! જય યુગાદિદેવ ! જય જિનેશ્વર !

મંત્રીશ્વરે નીચા નમી તીર્થાધિરાજની પરમપાવન રજ મસ્તકે ચડાવી !

મંત્રીશ્વરનું હૃદય તીર્થાધિરાજના મહિમામાં મગ્ન બન્યું !

સંસારદાવાનળથી સંતપ્ત જીવોને આત્મશાન્તિ અર્પનાર તીર્થાધિરાજનો જય હો !

અનન્ત આત્માઓને મોક્ષના પવિત્ર પંથે વળાવનાર ગિરિરાજનો જય હો !

યુગપ્રવર્ત્તક આદીશ્વર પ્રભુના ચરણથી પવિત્ર થયેલ તીર્થાધિરાજની ધૂલિકાને ધન્ય હો !

આમ ગિરિરાજના મહિમા સાથે આત્માને એક રસ કરતા મંત્રીશ્વર ધીમે ધીમે ઉપર ચઢવા લાગ્યા. સંસારની વાસનાઓ અને દુઃખનાં બંધનો જાણે વિલીન થતાં હોય, આત્મા જાણે સ્વ–મુક્તિ તરફ પ્રયાણ કરતો એમ મંત્રીશ્વરનું અંતર વધુ ને વધુ અંતર્મુખ બનતું જતું હતું.

મંત્રીશ્વર ઉપર પહોંચ્યા. હર્ષપુલકિત હૃદયે પરમપાવન પરમાત્મા યુગાદિદેવને વંદન કર્યું. ભક્તિસભર હૃદયે પરમાત્માની સેવા–પૂજા કરી. અને એઘડી વિશ્રાંત બની રંગમંડપમાં ધ્યાન મગ્ન બન્યા, જાણે અંતરનાં ચક્ષુ આત્માની શોધ કરતા હતાં !

થોડોક સમય શાંતિમાં પસાર થયો. મંત્રીશ્વર વધુ ધ્યાનમગ્ન થયા !

પણ એ ધ્યાન કરતાં ય કોઇક વધુ મહત્ત્વની વસ્તુ બનવાની હોય એમ થોડોક ખડખડાટ થયો અને મંત્રીશ્વરની ધ્યાનનિદ્રા લુપ્ત થઇ ગઇ. મંત્રીશ્વરે કમળપાંખડીની જેમ પોતાનાં બંધ કરેલ નેત્રો ઊઘાડયાં, અને ચારે તરફ ફેરવ્યાં અને મોટી અજાયબી વચ્ચે મંત્રીશ્વરે જોયું કે એક મુષકરાજ પૂજાના દીપકમાંથી એક સળગતી દીવેટ લઇને પોતાના બિલ તરફ દોડી રહ્યો હતો અને મંદિરના રક્ષકો અવાજ કરીને એની પાસેથી એ સળગતી દીવેટ છોડાવી રહ્યા હતા. ભયભીત બનેલ ઉંદર દીવેટ મૂકીને બિલમાં પેસી ગયો ! અને મંદિરના રક્ષકો, જાણે રોજ–બ–રોજ બનતી, કોઇ પણ પ્રકારની વિશેષતા વગરની સાવ સામાન્ય ઘટના બની ગઇ હોય એમ, પોતાના કામે વળગી ગયા.

પણ મંત્રીશ્વર ઉદયનનું મન માનતું ન હતું. તેમના મન આ કોઈ સામાન્ય ઘટના ન હતી, એ ઘટનાને વિસરી જવી એમને માટે શક્ય ન હતું. તેમને થયું: તીર્થાધિરાજ ઉપરનું યુગાદિદેવનું આ મંદિર અત્યારે લાકડાનું બનેલું છે. આ રીતે ઉંદરો જો સળગતી દીવેટો લઈ બીલમાં પેસી જતા હોય તો, સાચે જ, કોઇક દિવસ મંદિરનો આગના તાંડવથી નાશ થવાનો !

અને આ કલ્પના માત્રથી મંત્રીશ્વરનું હૃદય કકળી ઉઠયું ! મહારાજા કુમારપાળ જેવા પરમાર્હત રાજવી, કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય જેવા સમર્થ ધર્મગુરુ અને અઢળક સંપત્તિના ધણી અમારા જેવા અરિહંતના ઉપાસક મંત્રીઓ હયાત હોવા છતાં આ પરમ પાવન તીર્થને આંચ આવે તો કેટલું શરમ ભરેલું ગણાય !

અને તત્કાળ મંત્રીશ્વરે ઊભા થઇ પરમાત્મા યુગાદીદેવની સમક્ષ પ્રતિજ્ઞા કરી કે– "આ તીર્થાધિરાજનો જીર્ણોદ્ધાર ન કરું ત્યાં સુધી મારે બે વખત જમવું ન ઘટે; આજથી મારે અહર્નિશ એકાશન વ્રત રહેશે. આ કાષ્ટમય મંદિરનો ઉદ્ધાર કર્યા પછી મારા વ્રતનું પારણું થશે. અનન્તવીર્ય પરમાત્મન્ ! મારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાનું સામર્થ્ય અર્પજો !"

સંગ્રામ માટે નીકળેલ મંત્રીશ્વરને વઢવાણમાં એકાએક તીર્થાધિરાજની યાત્રા કરવાની થઈ આવેલ ભાવનામાં જે મહાન સંકેત સમાયો હતો તે જાણે આ ઉંદરની ઘટનાથી પૂરો થયો હતો.

તીર્થાધિરાજના ઉદ્ધારના પ્રતિજ્ઞા કરી મંત્રીશ્વરે સંગ્રામ તરફ પ્રયાણ કર્યું.

મંત્રીશ્વરનો આત્મા આનંદમાં ઝોલા ખાતો હતો.

દૂર દૂરનાં સરોવરમાં કમળો ખીલી રહ્યાં હતાં !

[ ૩ ]

## સંગ્રામ : મંત્રીશ્વરની કસોટી

**મંત્રીશ્વર** પુરપાટ સઉંસરના યુદ્ધ તરફ આવી રહ્યા હતા. સંગ્રામ જીતવાનો ભાર પોતાના શિરે છે એ વિચારે વૃદ્ધ મંત્રીશ્વરને થાક અને આરામને વિસરાવી દીધા હતા. હવે એમની નાડીમાં વીર યોદ્ધાને છાજતી સંગ્રામની ભાવના ધબકી રહી હતી.

મંત્રીશ્વર સંગ્રામ ભૂમિપર પહોંચી ગયા, તેમણે ત્યાંની બધી પરિસ્થિતિનું અવલોકન કર્યું. તેમણે જોયું કે સઉંસરની જેટલી ઉપેક્ષા કરી હતી તેટલો નિર્બળ તે ન હતો. વાત કરવામાં એને શિકસ્ત આપવાની એમની ગણત્રી બરાબર ન હતી. તેણે મહારાજા કુમારપાળના સૈન્યને તોબાહ પોકરાવી હતી. મંત્રીશ્વર યાત્રા કરીને પાછા ફરે એટલી વારમાં તો સૈન્યમાં નિરાશાના આછા-પાતળા રંગો બેસવા લાગ્યા હતા. એ રંગો પરાજયની ઘેરી કાલિમામાં ક્યારે પલટાઈ જાય એ કહી શકાય એમ ન હતું. વિચક્ષણ મંત્રી બધી પરિસ્થિતિ ક્ષણવારમાં સમજી ગયા. અને તેનો ઉપાય તેમણે તત્કાળ કર્યો.

દુશ્મનના ધસારાથી ત્રાસીને હારતું-પાછાં પગલાં માંડતું સૈન્ય પોતાના સેનાપતિને મરણિયો સંગ્રામ ખેલતો જોઈ ને ફરી ઉત્તેજિત થઈ જાય છે; એનું ઓસરતું ઓજસ અને નબળી બનતી હિમ્મત ફરી જાગૃત થઈ જાય છે અને એ પોતાની સમગ્ર તાકત એકત્રિત કરી સંગ્રામને જીતી જાય છે.

મંત્રીશ્વરે જોયું કે-હવે જાત બચાવીને સંગ્રામ જીતવો શક્ય ન હતો. હવે તો જાત બચાવવાના મોહના બલિદાનમાંથી જ સંગ્રામ જીતવાની શક્તિ આવવાની છે. એટલે તેમણે જાતે સંગ્રામમાં ઉતરવાનો નિર્ણય કર્યો. તેમણે પોતાનો સામાન્ય વેષ તજી સંગ્રામઉચિત વેષ ધારણ કર્યો અને એક અણનમ વીરની જેમ એ પોતાના સૈન્યની સામે આવીને ઊભા રહ્યા.

પોતાના સેનાપતિને જોઈને સેનામાં નવું જોમ આવ્યું. જાણે બુઝાતા દીપકમાં અખૂટ તેલ પૂરાયું.

ફરી સંગ્રામ શરૂ થયો. મંત્રી ઉદયન ચારે તરફ ઘૂમવા લાગ્યા. જ્યાં તેમનો હાથ પડતો ત્યાં દુશ્મનો ત્રાસી ઊઠતા. તીર્થાધિરાજની યાત્રાથી જાણે જીવવાની મોહમમતાનો ત્યાગ કર્યો હોય એમ તે જરાય મચક આપ્યા વગર લડયે જતા હતા. પોતાના શરીર ઉપર શી વીતે છે એની તેમને ખેવના ન હતી; તે તો ફક્ત એટલું જ વિચારતા હતા કે દુશ્મનો કેટલા નાશ પામે છે, વિજય કેટલો નજદીક આવતો જાય છે. આ ઓસરતી ઉમ્મરે ક્યાંક પરાજયની કાલિમા ન લાગી જાય એની જ એમને ફિકર હતી!

સૈન્યે પણ જીવ પર આવીને સંગ્રામ ખેલી નાખ્યો. અને જોતજોતામાં હારેલી દેખાતી લડાઈ જીતમાં ફેરવાઈ ગઈ. આખું સૈન બોલી ઉઠયુંઃ મહારાજા કુમારપાળનો જય!

પણ આ વિજય સસ્તો નહોતો પડયો. એને ખરીદવા માટે મંત્રીશ્વર ઉદયને મરણતોલ ઘા સહન કરવાનું મહામૂલ્ય આપ્યું હતું. સંગ્રામની જીતના વિજય ડંકા બજતા હતા ત્યારે મંત્રીશ્વરનું શરીર ઘાયલ થઈ જમીન પર ઢળી પડયું હતું.

મંત્રીશ્વર પોતાની આકરી કસોટીમાં પાર ઉતર્યા હતા.

સૈનિકો મંત્રીશ્વરને શિબિકામાં બેસારી શામિયાણામાં લઈ ગયા.

[ ૪ ]

## મૃત્યુંજય મંત્રીશ્વર

મંત્રીશ્વર ઉદયન મરણતોલ ઘાયલ થયા હતા. એમના બચવાની આશાનું એકે કિરણ દેખાતું ન હતું. મંડલેશ્વરો, સામંતો, સુભટો અને સ્વજનો સૌ મંત્રીશ્વરની આસપાસ પથારી પાસે બેઠા હતા. સૌનાં મન ઉદ્વિગ્ન હતાં.

સ્વજનોની આંખમાં આંસુ ઊભરાતાં હતાં!

મંત્રીશ્વર મૂર્છિતની જેમ પડ્યા હતા, છતાં કોઇ કોઇવાર તેમનું ભાન જાગ્રત થઇ આવતું હતું. એક વખત તેમણે આંખો ઉઘાડી ચારે તરફ જોઇ લીધું. પોતાના સ્વજનો અને સુભટોને ઉદાસ જોઇ, જાણે તેમને સાંત્વન આપતા હોય તેમ પોતાનું બધું બળ એકઠું કરી એ બોલવા લાગ્યા.

" તમે સૌ આમ ઉદાસ શું બનો છો? સંગ્રામમાં સામી છાતીએ ઘા ઝીલી, સંગ્રામને જીતી, વીરગતિને પામવી—એના કરતાં વધુ ઉત્તમ મૃત્યુ એક યોદ્ધા માટે બીજું કયું હોઈ શકે? છેવટે તો આ શરીર નશ્વર જ છે. એના માટે દુઃખ શું લગાડવું? તમે સૌ પરમાત્માનું ધ્યાન ધરો! મને પરમાત્માનું નામ સંભળાવો, જેથી મારો આત્મા બીજા વિચારોમાં ન ચડતા ધર્મભાવનામાં લીન થાય. ઓ અરિહંત તારું શરણ!"

મંત્રીશ્વર જાણે પોતાના કાળને ઓળખી ગયા હતા.

ધીમે ધીમે મંત્રીશ્વરની શક્તિ ક્ષીણ થતી જતી હતી. હવે તો બોલવું પણ અશક્ય જેવું થઇ પડ્યું હતું. છતાં તે પોતાની ભાવનાને ધર્મમગ્ન રાખવા મથતા હતા.

પાસે બેઠેલ માણસ ધર્મ સંભળાવતો હતો. "અરિહંતનું શરણ હજો! સિદ્ધ પરમાત્માનું શરણ હજો! સાધુમુનિરાજનું શરણ હજો! કેવળી પરમાત્માના ધર્મનું શરણ હજો!"

મંત્રીશ્વરની વેદના વધતી જતી હતી. સૌને લાગતું હતું કે ક્ષણ બે ક્ષણમાં આ પ્રાણ ઊડી જવા જોઇએ. પણ, મંત્રીશ્વરનું અંતર, જાણે કોઈ વાસના બાકી રહી ગઇ હોય એમ, બેચેન થઇ ઊઠતું હતું. વારંવાર તે આમથી તેમ આળોટતા હતા. આટલી ભયંકર વેદના છતાં તેમના પ્રાણ કોઈ રીતે નીકળતા ન હતા.

અનુભવીઓને લાગ્યું કે જરૂર મંત્રીશ્વરના દિલમાં કોઇ વાસના રહી ગઇ છે. તેમણે પૂછ્યું:

" મંત્રીશ્વર, આપના આત્માને શાંત કરો! આપને શાંતિ મળો! આપને અધૂરી રહેલી કોઇ વાસના પજવતી હોય તો જણાવો, અમે તે પૂરી કરીશું. જેથી આપના આત્માને શાંતિ મળશે."

જાણે પોતાના અંતરમાં ઊંડે ઊંડે કોઇ બોલતું હોય તેમ મંત્રીશ્વરે આ શબ્દો સાંભળ્યા અને જેને અનુભવિઓ મરણઓસાર ( મૃત્યુ સમયનું છેલ્લું ઓજસ ) કહે છે તે મંત્રીશ્વરના મુખ ઉપર ચમકી ઊઠયો. તેઓ બોલી ઊઠયા " મારે સંસારની કશી વાસના બાકી નથી. હું સુખી છું. મારા પુત્ર કે પૌત્રોમાં મારો જીવ નથી વળગ્યો. મને તો માત્ર એક જ વાત સાલે છે કે તીર્થાધિરાજ શત્રુંજયનો ઉદ્ધાર કરવાની મારી પ્રતિજ્ઞા અધૂરી રહે છે. એ પ્રતિજ્ઞા પૂરી થાય તો પછી મને કશી અશાંતિ નહીં રહે. હું સુખ—આનંદપૂર્વક મૃત્યુ પામીશ. મારી સદ્દગતિ થશે!"

મંડલેશ્વરો બોલ્યા " મંત્રીશ્વર! આપને અશાંત થવાનું કશું કારણ નથી, આપને અમારો કોલ છે કે આપની એ અધૂરી પ્રતિજ્ઞા આપના ધર્મપરાયણ પુત્રો વાગ્ભટ અને આમ્રભટ અવશ્ય પૂર્ણ કરશે. તેઓ તીર્થાધિરાજ શત્રુંજયનો ઉદ્ધાર જરૂર કરશે. હવે આપ શાંત થાઓ."

આ સાંભળી મંત્રીશ્વરનું અંતર શાંત થઈ ગયું. હવે તેઓ ફરી ધર્મ સાંભળી ચાર

શરણાની વિચારણામાં મગ્ન થયાં. ફરી એક વાર એમને થયું: અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મ એ ચારમાંથી ધર્મ મારી પાસે છે. અરિહંત અને સિદ્ધ ઉપલબ્ધ નથી. જો કોઈ મુનિરાજનાં દર્શન થાય તો મારું સાચું કલ્યાણ થાય. અને તેમણે પોતાનો આ વિચાર મંડલેશ્વરોને કહી સંભળાવ્યો.

મંડલેશ્વરોએ વિચાર્યું: સમય થોડો છે અને અત્યારે મુનિરાજ મળવા મુશ્કેલ છે એટલે તેમણે એક સેવકને સાધુનો વેષ પહેરાવી નકલી સાધુ બનાવી મંત્રીશ્વર આગળ ઊભો કર્યો અને મુનિરાજ પધાર્યાની વાત મંત્રીશ્વરને કહી.

મંત્રીશ્વરે સમગ્ર શક્તિ એકત્રિત કરી પોતાનાં નેત્રો ઉઘાડયાં અને મુનિરાજના ચરણે પોતાનું મસ્તક નમાવ્યું. મુનિરાજે મંત્રીશ્વર ઉપર ધર્મલાભની અમી વર્ષાવી તેમને શાંત કર્યા.

હવે જાણે કોઈ વાસના બાકી રહી ન હોય એમ મંત્રીશ્વરની બધી શક્તિ ક્ષીણ થઈ ગઈ અને મંત્રીશ્વરનું શરીર મુનિરાજના ચરણ આગળ પથારીમાં ઢળી પડયું. મંત્રીશ્વરનો આત્મા સ્વર્ગના પંથે પ્રયાણ કરી ગયો.

સ્વજનોની આંખોમાં આંસુ ઉભરાયા.

દેવતાઓએ વિજયદુંદુભિ બજાવ્યાં.

મૃત્યુંજય મંત્રીશ્વરનનું મૃત્યુ અમર થઈ ગયું !

ઇતિહાસના પાને આ કથા વિક્રમ સંવત ૧૨૦૯માં નોંધાઈ છે.

[ ૫ ]

## નકલી સાધુ : પારસના સ્પર્શે લોહ સુવર્ણ બન્યું.

**પેલા** નકલી સાધુએ શું કર્યું એ પણ જરા જોઈ લઈએ.

મંત્રીશ્વરની અંત્યક્રિયા કરી સૌએ પાટણ તરફ પ્રયાણ કર્યું. પેલા સેવકને વેષ ઉતારીને સાથે ચાલવા સહુએ કહ્યું, પણ જાણે વેષપલટાની સાથે એનું મન પણ બદલાઈ ગયું હોય એમ તેણે મુનિવેષનો ત્યાગ કરવાનો ઈન્કાર કર્યો.

તેને થયું : જેનું શરણું સ્વીકારીને મંત્રીશ્વરે અમર ધામ મેળવ્યું તે મુનિપણું સહજ મળ્યા પછી એનો ત્યાગ કરવાની મૂર્ખતા કાં કરું ? જે સહજ મળી આવ્યું છે તેનો ઉપયોગ કરી મારા આત્માનો ઉદ્ધાર કાં ન કરું ?

અને તેણે મુનિવેષે આગળ વિહાર કર્યો.

ઇતિહાસ કહે છે કે તે મુનિવરે મહાતીર્થ ગિરનાર ઉપર જઈ અનશન સ્વીકારી પોતાના આત્માનો ઉદ્ધાર કર્યો. ધન્ય એ મુનિવરને ! ×

—રતિલાલ દીપચંદ દેસાઈ

× 'પ્રબંધચિંતામણિ'ના આધારે.

આજે જ મંગાવો

## શ્રી જૈન સત્ય પ્રકાશનો

## ત્રીજો વિશેષાંક

# દીપોત્સવી-અંક



૨૫૨ પાનાંના દળદાર અને સચિત્ર આ વિશેષાંકમાં વીર નિર્વાણ સં. ૧૦૦૦ થી વીર નિર્વાણ સં. ૧૭૦૦ સુધીનાં ૭૦૦ વર્ષના જૈન ઇતિહાસને લગતી વિવિધ વિષયની સામગ્રી આપવામાં આવી છે. તેમજ અનેક ચિત્રોથી અંકને સુશોભિત બનાવવામાં આવ્યો છે.

**દરેક જૈન ઘરમાં આ અંક અવશ્ય હોવો જોઇએ.**

છૂટક મૂલ્ય-સવા રૂપિયો.

બે રૂપિયા ભરીને શ્રી જૈન સત્ય પ્રકાશના ગ્રાહક બનનારને આ અંક ચાલુ અંક તરીકે અપાય છે.

—: લખો :—

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા
અમદાવાદ.

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन-संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं

मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

वर्षः ७ ] क्रमांक ७७ [ अङ्क ५

વિક્રમ સંવત્ ૧૯૯૮ : વીરનિ. સંવત્ ૨૪૬૮ : ઇસ્વીસન ૧૯૪૨
પોષ વદિ ૧૪ : ગુરૂવાર : જાન્યુઆરી ૧૫

## વિ ષ ય-દ ર્શ ન



મુખપૃષ્ઠ ઉપર આપેલ ચિત્રના પરિચય માટે જુઓ પૃષ્ઠ ૩૩૧

આ માસિક દરેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે. તેથી સરનામાનાં ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

## લવાજમ

વાર્ષિક-બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

મુદ્રક : ફકલભાઈ રવજીભાઈ કોઠારી; પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશન સ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ; મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, સલાપોસ ક્રોસ રોડ, અમદાવાદ.

॥ वीराय नीत्यं नमः ॥

# શ્રી જૈનસત્યપ્રકાશ

[ વર્ષ ૭.... .... ....ક્રમાંક ૭૭.... .... ....અંક ૫ ]

મહોપાધ્યાય શ્રી મેઘવિજયજીવિરચિત

# ચોવીસ જિન સ્તવનમાલા

સંગ્રાહક તથા સંપાદક—શ્રીયુત સારાભાઇ મણિલાલ નવાબ

( ગતાંકથી ચાલુ )

## ૧૯—શ્રી મલ્લિજિન સ્તવન

( સહીયાં સેત્રુંજાગિરિ ભેટણ ચાલો—એ દેશી )

મલ્લિજિણેસર મહિમાધારી, સોહે સૂરતિ અતિશય સારી હે; મ૦
મૂરતિ ભવિયણ મોહનગારી, દૂર ન મૂકી જાય લગારી હે. મ૦ (૧)
અરજ સુણીજે એક હમારી, એ મુઝ દેઈ તુઝ પરિવારિ હે; મ૦
જોગી પિણ જગિ આણ ચલાવે, રાજા રાણા તુઝ ગુણ ગાવે હે. મ૦ (૨)
જે સહૂ ઠામે સમતા રાખે, દેવ ! પરમપદ તૂં તસ દાખે હે; મ૦
રાતિ દિવસ હું તુઝ જસ ગાઉં, તોપિણ મુજરો કાંય ન પાઉં હે; મ૦ (૩)
તું પોતાનો પરનો ન જાણે, લોક વિવેકી સહુ વખાણે હે; મ૦
એહ સહજ કિમ આવે ટાણે, જિમિઈં તો જો ભોજન ભાણે હે. મ૦ (૪)
નિગુણો પણ નેહી નિરવહીઈ, સઘલા સુગુણા કિહાંથી લહીઈ હે; મ૦
જલ થલ **મેઘ** સમા સદ્દહી ઈં, સાચો સાહિબ ઇણ ગુણ કહિઈ હે. મ૦ (૫)

## ૨૦—શ્રી મુનિસુવ્રતજિન સ્તવન

( ઢાલ—ધણુરા ઢોલારા ઢોલા—એ દેશી )

મુનિસુવ્રત જિન રાજિઓ રે, ગાજિઓ મહિમા ગાજ ભવિજન ભેટો;
સજલ જલદ પરિ સામલો રે, જોગીસર સિરતાજ ભવિજન ભેટો.
ભેટો ભેટો હો સુજાણ નર, ભેટો ભાવો ઊજલ ધરમનું ધ્યાન,
મનમથ મેટો. ( આંકણી ) (૧)

ચોરાસી લખ યોનિમાં રે, ભમતાં વાર અનંત ભવિ૦;
ચિંતામણિ સમ પામીઓ રે, નામી સામી સંત. ભવિ૦ ભેટો૦ (૨)

મોહતણા દલ ચૂરવા રે, સબલો તૂં બલસૂર ભવિ૦;
ચતુરાઈસું ચિત વસ્યો રે, પલક ન કીજે દૂર ભવિ૦ ભેટો૦ (૩)
આયા જે તુઝ આગલે રે, પાતકીયા પણિ લોક ભવિ૦;
તે પિણ સહુ સુખીયા કર્યા રે, પાયા ગ્યાન અલોક. ભવિ૦ ભેટો૦ (૪)
ભવભ્રમ ટાલો માહરો રે, આણી કરૂણા નેહ ભવિ૦;
તુઝ મુઝ મેઘ મયૂરનો રે, સગપણ સમરથ શેઠ ભવિ૦ ભેટો૦ (૫)

## ૨૧–શ્રી નમિજિન સ્તવન

( ઉમડેત ઘુમડેત ફિરત વાદલ ગરજ સુણાવહી–એ દેશી )

નમિનાથ આથ અનંત તાહરે, નાણ દંસણ ચરણની ભજના;
ભગવંત ભગતની વાત મનમેં, ભાવો ભવજલ તરણની. (૧)
ગુણવંત સંત જયંત જગમેં, પૂજા પામે દેવતા;
તે સર્વ પાયા તેજ તુમ્હથી, પાદપંકજ સેવતા. (૨)
ઋતુ છહી આવે ફૂલ નવનવાં, ભવિક નવનવ ભાવના;
નવનવા ઉપજે દ્રવ્ય દેસે, કરણ પ્રભુની સેવના. (૩)
વિદ્યા વિવેક વિબોધ વૈભવ, ચતુર ચામીકર મણી;
જિનરાજ પૂજા કાજ વિધિના, કર્યા જય જય જગધણી (૪)
નવનવે ભાતે ખ્યાતિ પામે, લોક તે ગુણ સેવના;
જગ ઊપરિ ગરજે દુ:ખ વરજે, મેઘ સેવક દેવના. (૫)

## ૨૨–શ્રી નેમિજિન સ્તવન

( દીઠે તુઝ દીદાર'કે લોચન સાંમલ્યા–એ દેશી )

( અથવા–સોઝિતરો સિકદાર દાંમાંરો લોભીયો માહરા લાલ કે–એ દેશી )

રાજી કરીઈં આજ કે યાદવ રાજીયા, હો લાલ કે યાદવ રાજીયા,
નાથ નિવાજ અવાજના વાજા વાજીયા, હો લાલ કે વાજા૦;
જગ પરિં જગ સુધ્યાન કે રાજે રાજિયા, હો લાલ કે રાજે૦,
દીજે મુઝ સિર હાથ કે છત્ર જ્યું છાજિયા, હો લાલ કે છત્ર૦ (૧)
તુમ્હ સોભાગી સામિના રાગી જન ઘણા, હો લાલ કે રાગી૦,
વલિ સેવા જોગ ન પામે તુમ્હ તણા, હો લાલ કે પામે૦;
અવધારો અરદાસ સદા કુણ કેહની, હો લાલ કે સદા૦,
ભાવના સિદ્ધિ દ્યો સિદ્ધિ કે નિશ્ચય નેહની, હો લાલ કે નિશ્ચય૦ (૨)
સ્વારથીયાંની વાત ન કો મન સદ્દહે, હો લાલ કે કો૦,
પરમારથીયા લોક તુમ્હે સહુ કો કહે, હો લાલ કે તુમ્હે૦;

શિવ સારથીયા જીવ જગત્ર વધારીઇં, હો લાલ કે જગત્ર૦,
સહૂ સાથ તિમ નાથ નેહી પિણુ તારીઇં, હો લાલ કે નેહી૦ (૩)
તુમ્હ પ્રસાદ જસવાદ સવાદ સહુ મિલે, હો લાલ કે સવાદ૦,
ન હુઇં કોઈ અપવાદ નિવાજસ રસભિલૈ, હો લાલ કે નિવા૦;
તૂઠો જાણિ જિણંદ કે પૂઠો પડવજ્યો, હો લાલ કે પૂઠો૦;
અષ્ટ સિદ્ધિ લહિ હાથ કે મહિમા વજ્યો, હો લાલ કે મહિમા૦ (૪)
જુગતે આઠે જામ કે નામ ન વીસરૂં, હો લાલ કે નામ૦,
ગુણૈતનો હી જાણિ મન મોટિમ હું ધરૂં, હો લાલ કે મોટિમ૦;
મયા કરે મહારાજ નિવાજે ઈણુ પરેં, હો લાલ કે નિવાજે,
પિઉ પિઉ સાદે **મેઘ** મહીતલ સર ભરે, હો લાલ કે મહીતલ૦ (૫)

## ૨૩–શ્રી પાર્શ્વજિન સ્તવન

( સીયાલે ભલે આવીઓ–એ દેશી )

જિનવર પાસ પસાઉલે ઘર છાજે હે વર મંગલ વેલિ;
સોભાગી હે જિન સેવીઇં;
પ્રભુ બગસીસ કરે સહી, સહુ કાજે હે રાજે રંગ રેલિ. સોભાગી૦ (૧)
સેવાનો હે સાહિબ છે જાણુ, મંત્ર તંત્રાદિક જપ્યા વિના; સોભાગી૦
સેવક નેહે કરે, જગ સુલતાન. સોભાગી૦ (૨)
પુરિસાદાણી પાસજી મહી, મહિમા હે જાગે જયવંત; સોભાગી૦
ધરણેંદ્ર ને પદમાવતી કરે, સાનિધિ ભગતની ભગવંત. સોભાગી૦ (૩)
દાસ કહે કર જોડીને, તેં કીધા હે જગમેં ઉપગાર; સોભાગી૦
નારાયણુ નર રાજીયો, તુઝને જે હે છાજ્યો છત્રધાર. સોભાગી૦ (૪)
કમલા રમલ કરે ઘણી, ઘણીઆણી હે આણી રતિ રૂપ; સોભાગી૦
ભોગ ભલી પરિ ભોગવે, તુઝ ધ્યાને હે માને થયા ભૂપ. સોભાગી૦ (૫)
સાહી બાંહને જેહની, પતિ સાહી હે આઇ તસ હાથ; સોભાગી૦
સોવન રૂપા **મેઘ** જ્યું સહી, વરસે હે નમતાં તુમ્હ નાથ. સોભાગી૦ (૬)

## ૨૪–શ્રી વીરજિન સ્તવન

( પ્રથમ ગોવાલિયાતણે ભવે જી–એ દેશી )

કોડી ગમે ગુન્હા કર્યા જી, વિષય થયો લયલીન;
તે બગસીસ હવે કરોજી, અરિહંત વીર અમીન
જિણેસર ! સાસનનો સીણગાર. (૧)
ઓલગીયાં ઓલંભડે જી, મત આણો મન રીસ;
જે પૂઠે સરજ્યા સદા જી, જંપે ઇમ જગદીસ. જિણેસર૦ (૨)

કહો કેહી પરિ કીજીઇ જી, વાલ્હો તું વીતરાગ;
ભગતેં કેઈ ન રંજીઇ જી, લાલચનો સ્યો લાગ. જિણેસર૦ (૩)
લળી લળી લટકે પાય પડૂ જી, વલિ વલિ ચીંતવૂં એહ;
સમકિત ચિત્ત તુમ્હસું મિલ્યો જી, મત મૂકાવો તેહ. જિણેસર૦ (૪)
ધાતા દાતા ધનતણો જી, ત્રાતા તું જિનરાય;
કેવલ લખમી વર કરો જી, **મેઘવિજય** ઉવઝાય. જિણેસર૦ (૫)

## કલસ

ઇમ થુણ્યા જિણવર સરસ રાગે ચોવીસે જગના ધણી,
થિર રાજ આપે જાસ જાપે આપે આવે સુરમણી;
સવિ સિદ્ધિ સાધો જિન આરાધો સ્તવનમાલા ગલિ ધરી,
બહુ પુણ્ય જોગે સુખ સંજોગે પરમ પદવી આદરી.
**તપગચ્છ** રાજે તેજ તાજે શ્રી **વિજયપ્રભ** ગણધરૂ,
તસ પટ્ટધારી વિજયકારી **વિજયરત્ન** ધુરંધરૂ;
કવિરાજ રાજ્યે ગુણહગાજ્યે **કૃપાવિજય** જયંકરૂ,
તસ સીસ ગાવે ભગતિ ભાવે **મેઘવાચક** જિનવરૂ. (૨)

**॥ इति श्री महोपाध्याय श्री ५ श्री मेघविजयग० विरचिता चतुर्विंशति-जिनस्तवनमाला संपूर्णा ॥**

( સમાપ્ત )

# શ્રી દૃષ્ટિવાદના ઝરણાસ્વરૂપ, કર્મવિષયક મહાન્ ગ્રંથ
# શ્રી 'કર્મપ્રકૃતિ'ના વિષયોનું સંક્ષિપ્ત તારણ


લેખક–પૂ. પંન્યાસજી મહારાજ શ્રી ધર્મવિજયજી ગણી

[ પૂ. આ. મ. શ્રી વિજયમોહનસૂરિપ્રશિષ્ય ]


( ગતાંકથી ચાલુ )

### ઉદીરણાનું સ્પષ્ટ સ્વરૂપ

'ઉદીરણા'— આ શબ્દ તો ભાષા–લોકવ્યવહાર–માં પણ ઘણો પ્રચલિત છે. કોઇ માણસ શાંત બેઠો હોય અને તે માણસની કોઇ છેડતી કરે તે વખતે સામાન્ય રીતે એમ બોલાય છે કે–ભાઈ! નકામી શા માટે ક્રોધની ઉદીરણા કરો છો? અહીં કર્મના વિષયની ઉદીરણામાં પણ લગભગ તે પ્રમાણે જ સમજવાનું છે. કર્મના માટે સામાન્ય એવો નિયમ છે કે–જે કર્મની જેટલી સ્થિતિ આત્માએ બાંધેલી હોય તેના પ્રમાણમાં તે કર્મનો જે અબાધાકાલ *નક્કી થયેલો હોય તે અબાધાકાલ સમાપ્ત થયે તે કર્મનો ફલ ભોગવવા રૂપે ઉદય શરૂ થાય છે. પ્રત્યેક સ્થિતિસ્થાનોમાં રહેલા કર્માણુઓ ક્રમશઃ અર્થાત્ સમયે સમયે ઉદયમાં આવતા જાય છે એટલે કે પોતાનું શુભાશુભ ફળ પ્રગટ કરે છે, અને તે ફળનો અનુભવ કર્મ બાંધનાર આત્માને યથાયોગ્ય થાય છે. હવે જે સ્થિતિસ્થાનો પાછળનાં છે અને તેમાં રહેલા કર્માણુઓ સામાન્ય રીતે પોતાનો ક્રમ આવશે ત્યારે ઉદયદ્વારા સ્વફલનો અનુભવ કરાવવાનાં છે, તે પાછળના સ્થિતિસ્થાનોમાં રહેલા કર્માણુઓને પ્રયત્ન વિશેષ વડે આગળના અર્થાત્ ઉદયસન્મુખ થયેલ સ્થિતિસ્થાનોમાં (ઉદયાવલિકામાં) નાખી તેનો મોડો ભોગવટો કરવાને બદલે શીઘ્ર ભોગવટો કરવો તેનું નામ ઉદીરણા કહેવાય છે. કોઈ પણ ખાળ વિશેષમાંથી ધીમે ધીમે પાણી નીકળતું હોય, તેટલામાં પાછળથી કોઇ લાકડી અંદર નાખી વારંવાર આઘીપાછી કરે તો જેમ એક સાથે પાણીનો પ્રવાહ શરૂ થાય છે એટલે કે લાકડી નાખવારૂપ પ્રયત્ન વિશેષવડે જે પાણી મોડું બહાર નીકળવાનું હતું તેને બદલે જેમ શીઘ્ર બહાર આવે છે તે પ્રમાણે જે વીર્યવિશિષ્ટ પરિણામવડે ફળ સન્મુખ (ઉદયસન્મુખ) નહિ થયેલા (ઉદયાવલિકા બહારના) કર્માણુઓને પણ ફળ સન્મુખ થયેલા (ઉદયાવલિકાપ્રવિષ્ટ) કર્માણુઓમાં સ્થિતિસ્થાનોમાં પ્રક્ષેપી તે કર્માણુઓનો શીઘ્ર જે ભોગવટો કરવો તેનું નામ ઉદીરણાકરણ છે.

### ઉદીરણા સંબંધી ઉદાહરણ સાથે વિશિષ્ટ સમજ

જેમકે–એક વ્યકિતએ કોઇ પણ કર્મની, એક કોડાકોડી સાગરોપમપ્રમાણ સ્થિતિ બાંધી. તે કર્મ સામાન્ય રીતે તેનો ૧૦૦ વર્ષનો અબાધાકાલ પૂર્ણ થયા બાદ ઉદયમાં આવે. સમજવા માટે અસત્ કલ્પનાથી ધારો કે–એક કોડાકોડી સાગરોપમ એટલે દશ હજાર સમય

---

* કોઈ પણ કર્મ બંધાયા પછી સામાન્ય રીતિએ તરત ઉદયમાં નથી આવતું. કર્મશાસ્ત્રોનો એ નિયમ છે કે–જેટલા કોડાકોડી સાગરોપમની સ્થિતિ તેટલા સો વર્ષે તે કર્મ ઉદયમાં આવે. ત્રીસ કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળું કર્મ ૩૦૦૦ વર્ષ બાદ સામાન્ય રીતે ઉદયમાં આવે. આ ત્રણ હજાર વર્ષનો જે કાળ તેને 'અબાધાકાળ' કહેવાય છે. આ અબાધાકાળ આયુષ્ય કર્મમાં જુદી રીતે છે.

છે. તેમાં ૧૦૦ સમયનો અબાધાકાલ છે. એ ૧૦૦ સમય વ્યતીત થયા બાદ બાકી નવહજાર ને નવસો (૯૯૦૦) જે સમય રહ્યા તેમાં જે પહેલા સમયરૂપે સ્થિતિસ્થાન છે તેમાં વર્તતા કર્માણુઓનો ફલસ્વરૂપે ઉદય શરૂ થયો. તે પહેલા સમયથી શરૂઆતના દશ સમય સુધીનાં જે સ્થિતિસ્થાનો અને તેમાં વર્તતા કર્માણુઓ તે ફલસન્મુખ (ઉદયાવલિકાપ્રવિષ્ટ) કર્માણુઓ ગણાય છે. અને ત્યારપછીના કર્માણુઓ તે (ઉદયાવલિકાબહિર્ભૂત હોઇ) ફલ સન્મુખ ગણાતા નથી. એટલે કે–૯૯૦૦ જે સ્થિતિસ્થાનો–સમયો છે તેમાં શરૂઆતના દશ સમય (ઉદયાવલિકાગત) વર્જીને બાકીના ૯૮૯૦ સમયો–સ્થિતિસ્થાનો અને તેમાં વર્તતા કર્માણુઓનો ઉદય થવાને હજુ વિલંબ છે. એ જે ૯૮૯૦ સ્થિતિસ્થાનો છે તેમાંથી જેવો પ્રયત્ન વિશેષ હોય તેને અનુસારે (બાકી રહેલા બધાય સ્થિતિસ્થાનોમાંથી અથવા અમુક સ્થિતિસ્થાનોમાંથી) કર્મદલિકોને ઉપાડીને ઉદયસન્મુખ થયેલા શરૂઆતના દશ સ્થિતિસ્થાનો (ઉદયાવલિકા) માં જે નાખવા, તે ક્રિયાનું નામ ઉદીરણા કહેવાય છે. પ્રથમ જણાવેલ 'અપવર્ત્તના' માં સ્થિતિ ટૂંકી થાય છે, જ્યારે આ 'ઉદીરણા' વડે સ્થિતિ ઓછી થતી નથી, પણ ચપ્પુ અથવા છરી વડે છોલાતી કોઇ લાકડીની માફક કર્મલતા પાતળી થાય છે, તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. સાથે એ મુદ્દો પણ ધ્યાનમાં રાખવાનો છે કે–વિવક્ષિત કર્મની ઉદીરણા તે કર્મનો ફલ સ્વરૂપે (વિપાક) ઉદય હોય તો જ થઈ શકે. ઉદય વિના ઉદીરણા થઈ શકતી જ નથી. આ ઉદીરણાના પણ પ્રકૃતિ ઉદીરણાદિ ભેદો–જઘન્ય ઉદીરણા, ઉત્કૃષ્ટ ઉદીરણા વગેરે પ્રભેદો, તેના સ્વામિઓ વગેરે કર્મપ્રકૃતિ ગ્રન્થ વગેરેથી જાણવા યોગ્ય છે.

## ઉપશમના કરણ

કોઈ પણ જળાશય વિશેષમાં તળીએ કચરો બેઠેલો હોય અને ઉપરથી જેમ નિર્મળ–સ્વચ્છ પાણી દૃષ્ટિગોચર થયું હોય, તે પ્રમાણે જે કર્મ પ્રયત્ન વિશેષ વડે એવી અવસ્થાવાળું થયેલ છે કે–અમુક વખત સુધી તે કર્મ સ્વરૂપે, (વિપાકોદયવડે) કિંવા પરરૂપે (પ્રદેશોદયવડે) પોતાનું ફળ–પોતાનો અનુભવ અલ્પાંશે પણ આત્માને ન આપી શકે અને તેને અંગે આત્મામાં તેટલા કાળ સુધી જે નિર્મળ અવસ્થા પ્રાપ્ત થાય તેનું નામ **ઉપશમના** કહેલ છે. રાજરસ્તા ઉપર જે અવસરે પાણી છાંટવામાં આવે છે, તે વખતે પવનનો યોગ હોવા છતાં પાણીના સિંચનવડે રાજરસ્તાની ધૂળ દબાઇ ગયેલી હોવાથી (જ્યાંસુધી તે છાંટેલુ પાણી સૂર્યના તાપ વડે અથવા તો જનસમૂહના અવરજવર વડે સૂકાશે નહિ ત્યાંસુધી) ઉડશે નહિ, અને આજુબાજુનાં મકાનો તથા રસ્તે ચાલતા જનસમૂહને મલિન નહિ કરે. તે પ્રમાણે જે કર્મરજ વિશુદ્ધિવિશેષ વડે ઉપશાન્ત ભાવને પામેલ છે તે કર્મરજ તે તે કષાયોદય રૂપી સૂર્યનો તાપ કિંવા લોકોની હાલચાલ વિશેષ વડે સૂકાશે નહિ ત્યાં સુધી તે આત્મામાં નિર્મળતા રહેશે; મલિન પરિણામોનો આવિર્ભાવ નહિ થાય. તાત્પર્ય એ છે કે–આઠે કર્મોમાં પૂર્વોક્ત ઉપશમના ફક્ત એક મોહનીય કર્મની જ થઈ શકે છે. બાકીનાં સાત કર્મો પૈકી કોઇ પણ કર્મની ઉપશમના થતી નથી.

## ઉપશમનાનો સંક્ષિપ્ત ભાવ

અહીં ઉપશમના એટલે સર્વોપશમના લેવાની છે. કારણ કે ઉપશમનાકરણમાં મુખ્યપણે સર્વોપશમનાને જ ઉપશમના તરીકે ગણી તેનું સવિસ્તર નિરૂપણ કરેલ છે. આત્મામાં

જે વિશુદ્ધ પરિણામ, કિંવા મલિન પરિણામો આવે છે તેમાં મુખ્ય કારણ મોહનીય કર્મોદયની તીવ્રતા કિવા મંદતા છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ આત્માના ત્રણેય ગુણો પૈકી પ્રધાન ગુણ ચારિત્ર છે. **મોક્ષનું અનન્તર કારણ ચારિત્ર જ** છે. અને ચારિત્રગુણમાં વિઘાતક અથવા ન્યૂનાધિકપણું કરનાર જો કોઈ પણ કર્મ હોય તો ચારિત્રમોહનીય કર્મ છે. એ ચારિત્રમોહનીયનો જ્યારે સર્વથા ઉપશમભાવ થાય છે, અર્થાત્ ચારિત્રમોહનીયની ઉત્તર પ્રકૃતિમાંથી એક પણ પ્રકૃતિનો પ્રદેશોદય તથા વિપાકોદય તે અવસ્થામાં જ્યારે નથી હોતો ત્યારે, યથાખ્યાત ભાવનું ઉચ્ચ ચારિત્ર આત્મામાં પ્રગટે છે. ભલે આત્મસત્તામાં એ કર્મકચરો દબાઇને પડેલો છે, પણ વર્ત્તમાનમાં એ કર્મ એવી ઉપશાન્ત અવસ્થાને પામ્યું છે, કે આત્માના ચારિત્રગુણમાં લેશ પણ વિઘાતક થઈ શકતું નથી. એ ઘડી (અન્તર્મુહૂર્ત્ત) પ્રમાણ એ ઉપશાન્ત અવસ્થાનો વધુમાં વધુ કાળ હોય છે. એ કાળ જ્યાં પૂર્ણ થાય એટલે તરત તળીએ આત્મસત્તામાં શાન્ત બેઠેલો કર્મકચરો ઉદયમાં આવે છે, અને નિર્મળ આત્મપરિણતિરૂપ ચારિત્રજળને ડોળું બનાવે છે. આત્માના વિકાસક્રમ માટે આ ઉપશમના કરણ સમજવું ઘણું જ ઉપયોગી છે. જ્યાંસુધી ઉપર જણાવ્યા પ્રમાણે કર્મની ઉપશાન્ત અવસ્થા હોય છે ત્યાંસુધી, તે કર્મનો સ્વરૂપે કિંવા પરરૂપે (વિપાકોદય–પ્રદેશોદય) ઉદય પ્રવર્તી શકતો નથી. ઉદય ન હોય એટલે તે કર્મની ઉદીરણા પણ થઇ શકતી નથી. દર્શનમોહનીયનો ઉપશમ થવાથી ઔપશમિક સમકિત પ્રાપ્ત થાય છે. અને ચારિત્રમોહનીયનો સર્વાંશે ઉપશમ થવાથી ઔપશમિક ભાવનું યથાખ્યાત ચારિત્ર પ્રગટે છે.

### નિધત્તિકરણ: નિધત્ત અવસ્થા સમજવા માટે 'સૂચિકલાપ'નું ઉદાહરણ

જેમ ઉપર પ્રમાણે-ઉપશાન્ત અવસ્થાને પામેલું કર્મ ઉદય–ઉદીરણા વગેરે કરણો માટે અયોગ્ય છે, તેમ જે વીર્યવિશિષ્ટ–પ્રયત્ન વિશેષ વડે સત્તાગત કર્મને એવી અવસ્થામાં મૂકવામાં આવે કે–જે કર્મનો સંક્રમ ન થઇ શકે–જે કર્મની ઉદીરણા ન થઇ શકે–જે કર્મની ઉપશમના પણ ન થઇ શકે, ફક્ત-ઉદ્વર્ત્તના–અપવર્ત્તના થવી હોય તો યથાસંભવ થઇ શકે; તે વીર્યવિશિષ્ટ પ્રયત્ન વિશેષનું નામ **નિધત્તિકરણ** કહેવામાં આવે છે. આ 'નિધત્ત' અવસ્થા સૂચિકલાપ–સોયના સમૂહના દૃષ્ટાંતથી વધુ સમજી શકાય છે. જેમકે પચીસ સોય (સીવવાની સોય) એક પડીકામાં રહેલી છે. તેમાં એક બીજી સોયનો સંબંધ ફક્ત સ્પર્શ જેટલો જ છે. એમ જે કર્મપ્રદેશો આત્મપ્રદેશો સાથે ફક્ત સ્પર્શ પુરતા સંબંધવાળા હોય (જેમકે ઇર્યાપથિક કર્મ) તે કર્મની સ્પૃષ્ટઅવસ્થા કહેવાય છે. તે પૂર્વે જણાવેલી પચીસ સોયોને દોરાથી બરાબર બાંધેલી હોય. પછી કાગળના પડીકામાં વાળેલી નહિ હોય તો પણ તે સોયો તેમાંથી એકદમ છૂટી પડી શકશે નહિ. બાંધેલો દોરો છોડાય તો જ તેમાંથી એકાદ સોય જુદી પડી શકે, તેમ જે કર્મપ્રદેશો આત્મપ્રદેશો સાથે બદ્ધઅવસ્થાને પામ્યા છે, અર્થાત્ પ્રયત્નવિશેષ વડે ભોગવટો કર્યા સિવાય પણ આત્મપ્રદેશોથી છૂટા પડી શકે તેવી અવસ્થાવાળાં છે તેને બદ્ધઅવસ્થા કહેવામાં આવે છે. તે દોરાથી બાંધેલી સોયોના સમૂહ ઉપર ચોમાસાની ૠતુ અથવા ગમે તે કારણે ખૂબ કાટ ચઢી ગયો હોય, પછી તે સોયોને છૂટી પાડવામાં જરા વધુ પ્રયત્ન જેમ કરવો પડે છે, તે પ્રમાણે જે કર્મપ્રદેશો આત્મપ્રદેશો સાથે વધુ ઘનિષ્ઠ સંબંધને પામેલા હોઇ ઉદ્વર્ત્તના–અપવર્ત્તના સિવાય બીજા કોઇ પણ કરણને અસાધ્ય છે, અર્થાત્ આત્મપ્રદેશોથી છૂટા પાડવા માટે જેમાં એકદમ વધુ સત્પ્રયત્ન કરવાની જરૂરીયાત રહે છે, એવી અવસ્થાવાળું કર્મ **નિધત્ત** અવસ્થાવાળું ગણાય છે.

## નિકાચના: નિકાચિત કર્મની વ્યાખ્યા અને તેમ થવાનું કારણ.

જે વીર્યવિશિષ્ટ પરિણતિ વડે, આત્મપ્રદેશો સાથે સંબદ્ધ થયેલા કર્માણુઓને એવી અવસ્થાવાળા કર્યા છે કે–અસાધ્ય કક્ષાના રોગની માફક સંક્રમ, અપવર્તના, ઉદીરણા વગેરે કોઈ પણ કરણો તેમાં કામ ન કરી શકે, અવશ્ય પોતાનું ફળ ઉદય સ્વરૂપે આત્માને આપ્યા બાદ જ જે આત્મપ્રદેશોથી છૂટા પડે, તે વીર્યવિશિષ્ટ પરિણતિને **નિકાચના કરણ** કહેવાય છે. 'નિધત્ત' અવસ્થાના સ્પષ્ટીકરણ માટે જે સૂચીકલાપનું ઉદાહરણ આપ્યું હતું તે જ અહીં ઘટાવવાનું છે. નિધત્ત અવસ્થામાં તો ફક્ત સૂચીકલાપ ઉપર કાટ ચઢેલો હોવાથી પ્રયત્નવિશેષ વડે કાટ દૂર થાય અને સોયો છૂટી પડી શકે તેવી તેનામાં હજી યોગ્યતા હતી, પરંતુ તે જ સૂચીકલાપને પ્રબલ અગ્નિમાં તપાવી એકરસ કરીને જુદી જુદી સોયો હતી તેને બદલે ઘણ વડે ટીપી એક જાડી સળી બનાવવામાં આવે તો તેમાંથી એક પણ સોય હવે છૂટી પડી શકે તેમ નથી. તે પ્રમાણે જે કર્મપ્રદેશો આત્મપ્રદેશો સાથે અત્યંત એકાકારપણે પરિણમ્યા છે, જેમાં રસનું ઘણું જ પ્રબલપણું છે, તે કર્મપ્રદેશોમાં કોઇ પણ પ્રયત્ન કામ લાગતો નથી. તેનાં ફળ આત્માને સ્વાનુભવ રૂપે ભોગવવાં પડે છે. અને ત્યાર બાદ જ તે કર્મ આત્માથી છૂટું પડે છે. આવી સ્થિતિ ત્યારે જ થાય છે કે કોઈ પણ શુભાશુભ કર્મનો બંધ થયા બાદ તેને લાયક પાછળથી ખૂબ અનુમોદન થતું હોય. દાખલા-તરીકે–શ્રેણિક મહારાજાએ ગર્ભવંતી મૃગલીનો બાણ વડે વધ તો કર્યો, પરંતુ વધ કર્યા બાદ–'અરે! હું કેવો બહાદુર કે–એક સાથે ત્રણનો વિનાશ' ઇત્યાકારક જે અનુમોદન થયું, તેવું અનુમોદન કર્મની નિકાચિત અવસ્થામાં કારણ બને છે.

## પાપપ્રવૃત્તિનાં અનુમોદનથી સાવધાન રહો

અનાદિ કાળથી કર્મપરાધીન આ આત્માથી પાપવૃત્તિ થઇ જાય તેમાં નવાઇ જેવું નથી. પરંતુ પાપપ્રવૃત્તિ થયા બાદ તેને લગતું અનુમોદન ન થાય, અને પશ્ચાત્તાપ થાય તે જ નવાઇ જેવું છે. એ પ્રમાણે પાપ કર્યા પછી જો પાપની નિંદા–ગર્હા આત્મસાક્ષિએ થાય તો પાપપ્રવૃત્તિ દ્વારા બંધાયેલું કર્મ ફલ સ્વરૂપે ભોગવ્યા સિવાય પણ આત્માથી વિખરાઇ જાય છે. અને જો પાપપ્રવૃત્તિની પાછળ આનંદપૂર્વક અનુમોદન થાય તો તે કર્મને ભોગવ્યા સિવાય કોઈ પણ કાળે તે કર્મ આત્માથી છૂટું પડતું જ નથી. આ ઉપરથી ભવ્યાત્માઓએ પાપપ્રવૃત્તિના અનુમોદનથી દૂર રહેવા માટેનો બોધ ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે.

## ઉદયનું સ્વરૂપ : પ્રદેશોદય તથા વિપાકોદય

કર્મનાં ફળનો અનુભવ–તેનું નામ **ઉદય** કહેવાય છે. આ ઉદય તથા આગળ કહેવામાં આવતી સત્તા એ બન્નેમાં વીર્યવિશિષ્ટ પરિણામની અપેક્ષા નથી હોતી. તેથી બન્ધન-કરણ, સંક્રમકરણ વગેરેની માફક 'ઉદય'ને તથા 'સત્તા'ને કરણ કહેવામાં આવતું નથી. જે કર્મનો જ્યારે અબાધાકાળ પૂર્ણ થાય ત્યારે કિંવા ઉદીરણા વગેરે પ્રયત્ન વિશેષ વડે જે કર્મ ફલસન્મુખ–(ઉદયાવલિકાપ્રવિષ્ટ) થાય ત્યારે ક્રમશઃ તે કર્મનાં ફળો અનુભવમાં આવે છે. આ કર્મોનો અનુભવ બે પ્રકારનો છે: એક સ્વરૂપે અનુભવ જેને '**વિપાકોદય**' કહેવાય છે અને એક પરરૂપે અનુભવ જેને '**પ્રદેશોદય**' કહેવાય છે. અર્થાત્ જે કર્મ જે રૂપે આત્મસત્તામાં હોય તે કર્મનું તે રૂપે જ ઉદયમાં આવવું તેનું નામ વિપાકોદય છે. અને

જે રૂપે આત્મસત્તામાં વર્તતું હોય તે કર્મ તે રૂપે ઉદયમાં ન આવતાં પોતાનું નામ કાયમ રાખી સમાન જાતીય વિપાકોદયવાળી પ્રકૃતિની સાથે સાથે ભોગવાઈ જાય તેનું નામ 'પ્રદેશોદય' કહેવાય છે. જેમકે–આત્મસત્તામાં જુદી જુદી વખતે બાંધેલા દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ, નરકગતિ–એમ ચારે ય કર્મો રહેલાં છે. હવે વિપાકરૂપે ઉદય તો ચારમાંથી એકનો જ હોઇ શકે. મનુષ્યને મનુષ્યગતિનો વિપાકોદય, દેવને દેવગતિનો વિપાકોદય, એમ ચારે ય માટે સમજી લેવું. એક સાથે બે ગતિનો વિપાકોદય કોઇ પણ આત્માને ન સંભવી શકે. હવે મનુષ્યને મનુષ્યગતિનો તો વિપાકોદય છે અર્થાત્ મનુષ્યગતિ નામકર્મ તો સ્વસ્વરૂપે ભોગવાય છે, પણ તે જ અવસરે જેનો અબાધાકાલ પૂર્ણ થઇ ગયેલ છે તેવી બાકીની ત્રણે ગતિ સંબંધી નામકર્મો પોતાનું નામ કાયમ રાખીને [ અર્થાત્ સંક્રમકરણમાં બતાવ્યા પ્રમાણે સંક્રમ થતાં જેમ કર્મ પ્રકૃતિનું નામ બદલાઇ જાય છે તે પ્રમાણે ન થવા દેતાં પોતાનું જે નામ છે તે કાયમ રાખીને ] સ્વસ્વરૂપે–વિપાકોદય દ્વારા ભોગવાતી મનુજગતિ સંબંધી નામકર્મ સાથે સાથે તે ત્રણેય કર્મો ભોગવાતાં જાય છતાં પોતાનું ફળ આત્માને ન બતાવે તેનું નામ પ્રદેશોદય અથવા સ્તિબુક સંક્રમ છે. 'રસવિનાના એકલા કર્મપ્રદેશોનો ઉદય તેનું નામ પ્રદેશોદય'–એમ સમજવાનું નથી. કર્મપ્રદેશોમાં રસ અવશ્ય હોય છે. પરંતુ કેળાંનું ભક્ષણ કર્યા બાદ પ્રમાણોપેત એલચી વાપરવાથી કેળાંનો વિકાર બહાર આવી શકતો નથી, તે પ્રમાણે મનુજગતિના ઉદયરૂપી એલચી ત્રણેય ગતિના અનુભવ રૂપે વિકારને બહાર આવવા દેતી નથી. આ સંબંધમાં ઘણું વિવેચન થાય તો જ સમજવામાં આવી શકે. પણ સ્થળસંકોચના કારણે વધુ વિવેચન મુલતવી રાખેલ છે.

## સત્તા : સત્તા થવાના તથા સત્તામાંથી ખસવાના પ્રકાર

બંધ અને સંક્રમ વડે જેનામાં કર્મપણું પ્રાપ્ત થયું છે એવા કર્માણુઓનો જ્યાં સુધી ઉદય દ્વારા કિંવા સંક્રમદ્વારા પોતાની અવસ્થામાં ફારફેર ન થાય ત્યાં સુધી તે કર્માણુઓની **સત્તા** કહેવાય છે. અહીં એટલું ધ્યાનમાં રાખવું. કે–કર્માણુઓની સત્તા બે રીતે થાય છે. અને કર્માણુઓનું સત્તામાંથી ખસવાપણું પણ બે રીતિએ થાય છે. તેમાં પ્રથમ પ્રકાર–બંધ વડે કર્મની સત્તા થાય છે. એટલે કે-ચૌદ રાજલોકમાં સર્વત્ર કાર્મણવર્ગણાના પુદ્ગલો તો રહેલા છે. જે આકાશપ્રદેશોમાં કર્મ પ્રદેશો છે તે જ આકાશપ્રદેશોમાં આત્મપ્રદેશો હોવાથી આત્મપ્રદેશોનો સ્પર્શ રૂપે તે કાર્મણ વર્ગણાના અણુઓ સાથે સંબંધ રહેલો છે. પરંતુ તેટલા સ્પર્શ માત્ર સંબંધથી તે કર્મની સત્તા ગણાતી નથી. તેમજ સ્પર્શમાત્ર સંબંધ રૂપે રહેલાં તે કર્મયોગ્ય અણુઓ આત્માને કાંઈ પણ અનુગ્રહ–ઉપઘાત કરી શકતા નથી, પરંતુ આત્મા જ્યારે બંધન પરિણામવાળો થાય–અને તે બન્ધનપરિણામવડે કર્મયોગ્ય તે પુદ્ગલોને ગ્રહણ કરી કર્મપણે પરિણમાવી આત્માની સાથે લોહ અને અગ્નિના ગોળા માફક એકાકારપણે પરિણમાવે ત્યારે જ તે કર્માણુઓની સત્તા થઈ, એમ ગણી શકાય છે. આ સત્તાનો પ્રથમ પ્રકાર થયો.

બીજો પ્રકાર–સંક્રમ વડે સત્તા થાય છે, તે આ પ્રમાણે–એક વ્યક્તિ વર્તમાનમાં શાતાવેદનીયનો બંધ કરે છે. તે વખતે સત્તામાં રહેલ–પૂર્વબદ્ધ અશાતા વેદનીય શાતારૂપે સંક્રમે છે, હવે અહીં શું થયું ? જુઓ–જે કર્મ અશાતા વેદનીયરૂપે સત્તામાં હતું તેનો

શાતા વેદનીયરૂપે સંક્રમ થવાથી અશાતાની સત્તાનો નાશ થયો અને શાતાવેદનીયની સત્તાનો ઉદ્‌ભવ થયો. એટલે એ પ્રમાણે સંક્રમવડે પણ સત્તા થાય છે.

તે જ પ્રમાણે સત્તાનો વિનાશ પણ બે રીતિએ છે—એક તો ઉદયથી ( અર્થાત્ ઉદય સમયાનન્તર થતી નિર્જરાથી ). ભલે પછી તે ઉદય પ્રદેશોદય હોય કે વિપાકોદય હોય પરંતુ જે કર્મ ઉદયમાં આવ્યું તે કર્મ આત્મપ્રદેશથી ઉદય સમય પછી અનન્તર સમયમાં છૂટું પડેલું જ હોય છે. એટલે કે—જ્યાં સુધી કર્મનો ઉદય ન થાય ત્યાં સુધી તે કર્મ સત્તામાં ગણાય. ઉદય થયો એટલે સત્તામાંથી ખસ્યું સમજવું. બીજો પ્રકાર સંક્રમનો છે, જે ઉપર જણાવવામાં આવેલ છે. આ પ્રમાણે બંધ અને સંક્રમ વડે જેણે કર્મપણું પ્રાપ્ત કર્યું છે, અને હજુ જેમાં ઉદય અને સંક્રમ વડે ખસવાપણું થયું નથી તેવી અવસ્થાવાળા જે કર્મના અણુઓ તે સત્તાગત કર્માણુ કહેવાય છે. કર્મપ્રકૃતિગત આ સત્તાપ્રકરણમાં ક્ષપકશ્રેણિનું સ્વરૂપ ઘણું જ વિસ્તારથી આપવામાં આવેલ છે.

### ઉપસંહાર

આ પ્રમાણે—બન્ધન સંક્રમાદિ કર્મપ્રકૃતિ મહાગ્રન્થવર્ત્તિ દશેય દ્વારનો અત્યંત સંક્ષિપ્ત ભાવ અહીં આપેલ છે. એ ભાવ મનન પૂર્વક વંચાય અને વિચારાય તો મૌલિક ગ્રન્થ તરફ મુમુક્ષુ આત્માની જિજ્ઞાસા જાગે. અને એ જિજ્ઞાસા પરંપરાએ એ મુમુક્ષુને શિવસામ્રાજ્ય અર્પણ કરાવે એ ઉદ્દેશથી જ એક કર્મવિષયક મહાન્ ગ્રન્થના વિષયોનું નવનીત રૂપે તારણ કરવું અહીં સમુચિત ધાર્યું છે.

[ વિષયનું ગહનપણું અને મારી અલ્પબુદ્ધિને અંગે કાંઈ પણ શાસ્ત્રવિરુદ્ધ લખાયું હોય તો મિથ્યાદુષ્કૃત છે. ]

---

ઉત્તર પાંચાલની પુરાતન રાજધાની

# અહિચ્છત્રા નગરી

સં.—શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ.

---

**गणाग्रपदे दशार्णकूटवर्तिनि तथा तक्षशिलायां धर्मचक्रे तथा अहिच्छत्रायां पार्श्वनाथस्य धरणेन्द्रमहिमास्थाने**......................................આવશ્યક નિર્યુક્તિ.

**ભૌગોલિક પરિચય**—ઉત્તરમાં નૈનિતાલ, પૂર્વમાં પીલીભિત, દક્ષિણ—પૂર્વમાં શાહજહાનપુર, દક્ષિણ—પશ્ચિમમાં બદાઉં અને પશ્ચિમમાં રામપુર રાજ્ય આવેલ છે. આ પુરાતન નગર વર્તમાનના બરેલી જિલ્લામાં આવેલ રામનગર નામના શહેરથી દક્ષિણ દિશામાં ચાર માઇલના ઘેરાવામાં આવેલ હતું, તેવું પુરાતત્ત્વ ખાતા તરફથી સાબીત થએલ છે. અહિચ્છત્રાને કેટલાંક સાહિત્યોમાં અહિક્ષેત્ર નામથી ઓળખાવેલ છે. પ્રખ્યાત ખગોળવેત્તા ટોલેમી ઇ. સ. બીજી શતાબ્દિના પૂર્વાર્ધમાં ભારતના પ્રવાસે આવેલ. તે સમયે આ સ્થાનને "અડીસડર Adisadra, ( સંસ્કૃત નામ અહિચ્છત્રા ) પ્રાચીન સમયનું બતાવેલ છે, તેનો

ઐતિહાસિક ઉલ્લેખ ઇ. સ. પૂર્વે. ચઉદમી શતાબ્દિ સુધી મળી શકે છે. પુરાતન સમયમાં આ નગર ઉત્તર પાંચાલ દેશની રાજધાનીનું શહેર હતું. અહિચ્છત્રાનો અર્થ નાગફણા યાને નાગના ફણાની છત્રી થઈ શકે છે. ત્યાં આવેલ પુરાતન કિલ્લાને આદિ કોટ કહેવાય છે.”

—(મેક ક્રીન્ડલ, એન્શ્યન્ટ ઈન્ડીયા, પૃષ્ઠ. ૧૩૩–૩૪.)

અહિચ્છત્રાના ખોદકામમાંથી પુરાતત્ત્વ ખાતાએ કેટલાક શિલાલેખો ખોદી કાઢ્યા છે. તેમાંના લેખો પૈકીના એક શિલાલેખમાં ગ્રીક ભાષામાં “અડિસડર” (અહિચ્છન્ત્રા) નામ બતાવેલ છે.

—(કનિંગહામ, એન્શ્યન્ટ જોગ્રોફી ઑફ ઈન્ડીયા, પૃષ્ઠ ૭૦૫ માં બતાવેલ નોટ.)

આ પરથી જણાઈ આવે છે કે આ સમયમાં આ પ્રદેશમાં ગ્રીકોનું આવાગમન અને કળા દાખલ થયેલ હોવી જોઇએ.

ઈ. સ. પૂર્વે ૮૫૦ ના સમય દરમ્યાન આ નગર પૂર્ણ જાહોજલાલીમાં હતું. આ સમૃદ્ધિશાળી નગરમાં આ સમયે મહારાજા કણગકેઉ (કનકકેતુ) રાજ્યકર્ત્તા થઈ ગએલ છે. જે સમયમાં ત્રેવીશમા જૈન તીર્થંકર પાર્શ્વનાથને કમઠ નામના દેવે આ સ્થાને ઉપસર્ગ કરેલ હતો. —(જ્ઞાતાધર્મકથા, પૃષ્ઠ. ૧૯૨)

**પુરાતત્ત્વ**—આર્કિઓલોજિકલ ખાતા તરફની શોધખોળ પરથી તેમજ મળી આવેલ શિલાલેખો પરથી આ નગરના પુરાતન શિલાલેખોમાં ઈ. સ. ૯૬ થી ૧૫૨ થી લઈ ઈ. સ. ૧૦૦૪ સુધીના ઐતિહાસિક ઉલ્લેખો મળવા પામ્યા છે. અહીં આવેલ આલમપુર નામના કોટના મંદિરમાં જૈન મૂર્તિઓ તેમજ બૌદ્ધ મૂર્તિઓ મળી આવેલ છે. અને કટારી ક્ષેત્રમાંથી કેટલીક જૈન મૂર્તિઓ મળવા પામેલ છે. કટારીક્ષેત્ર આ પુરાતન કીલ્લાથી ૧૨૦૦ ફીટની અંતરે ઉત્તર દિશા તરફ આવેલ છે. ડૉ. ફૂહરરે[1] આ સ્થાનોના ખોદકામમાંથી કિલ્લાની પશ્ચિમ દિશા ભણીના ભાગમાં આવેલ ટીલાનું ખોદકામ કરતાં ઈ. સ. પૂર્વે પહેલી શતાબ્દિનું એક સભામંદિર શોધી કાઢેલ[2] હતું. તેમજ તેની ઉત્તર દિશાના ભાગમાં ખોદકામ થએલ તે વખતે ખંડેરોમાંથી એક બીજું મંદિર શોધી કાઢેલ હતું. આ સ્થાનને અહિચ્છત્રા–વર્તમાન રામનગર–નામથી ઓળખાવવામાં આવે છે. ઈ. સ. પૂર્વે અને તે પછીના ગુપ્ત રાજ્યકાલના શાસન સુધીમાં આ પાંચાલ દેશ પર કેટલાએક જૈન રાજાઓ રાજ્ય કરી ગએલ છે. ગુપ્ત રાજાઓની પૂર્ણ જાહોજલાલીના સમય સુધી આ પ્રદેશમાં જૈનધર્મ ઉન્નતિ પર હતો. જ્યાં સેંકડો જૈન નિર્ગ્રંથો (શ્રમણો) નો વિહાર સારા પ્રમાણમાં થતો, પરંતુ વર્તમાનમાં આ સ્થાન પર એક પણ જૈન શ્રમણનો વિહાર થતો સાંભળવામાં પણ આવી શકતો નથી.

**રાજ્યકર્તાઓના સિક્કા**—આ પુરાતન સ્થાનના ખોદકામમાંથી રાજ્ય કર્તાઓના સિક્કાઓ સારા પ્રમાણમાં મળી આવ્યા છે. જે ઈ. સ. પૂર્વે. ૨૦૦ થી ઈ. સ. છઠ્ઠી શતાબ્દિ સુધીના છે. સિક્કાઓ પરથી જણાઈ આવે છે કે શુંગ વંશના રાજાઓ અગ્નિમિત્ર,

---

૧ ડૉ. ફૂહરર. રિપોર્ટ. સન. ૧૮૯૧–૯૨.

૨ એપિગ્રાફીઆ ઈન્ડીકા વૉ, ૧૦ પૃષ્ટ. ૧૧૦–૧૧૫.

સૂર્યમિત્ર, ભાનુમિત્ર, વિષ્ણુમિત્ર, ભદ્રઘોષ, ધ્રુવમિત્ર, જયમિત્ર, ઈન્દ્રમિત્ર, ફલ્ગુનીમિત્ર અને બૃહસ્પતિમિત્ર વગેરે અહીં રાજ્યકર્તા થઈ ગએલ છે. તેમ જનરલ કનિંગહામે એક સિક્કો ગુપ્તવંશીય મહારાજા હરિગુપ્તનો શોધી કાઢેલ છે જેની છાપ પર પુષ્પ સહિત કલશ× બતાવેલ છે. —( કનિંગહામ–આર્કિ. સર્વે. ઑફ ઈન્ડીયા, વૉલ્યુમ. ૧ )

મહારાજા હરિગુપ્ત આ પ્રદેશના રાજ્યશાસને હતા. પાછળથી તેઓએ જૈન દીક્ષા અંગિકાર કરી પોતાનું નામ આચાર્ય હરિગુપ્ત રાખેલું હતું. તેઓ હુણરાજા તોરમાણના ગુરુ તરીકે હતા. તેમણે માળવાના રાજા દેવગુપ્તને જૈનદીક્ષા આપી પોતાના શિષ્ય બનાવ્યા હતા.

—( કુવલય માળા (પ્રાકૃત) શક. સં. ૭૦૦ જેસલમેર ભંડાર–તાડપત્ર. )

ઈ. સ. ત્રીજી શતાબ્દિના મધ્ય ભાગમાં ગંગવંશીય મહારાજા વિષ્ણુગોપ થઈ ગએલ તે જૈનધર્મને માનાનારો હતો. તેમ પ્રસિદ્ધ મહારાજા મોરધ્વજ ( મયૂરધ્વજ ) આ પ્રદેશ પર રાજ્ય અમલ કરી ગએલ છે. તેના સમયમાં જૈનધર્મ એ રાષ્ટ્રધર્મ હતો.

**પુરાતન જૈન અવશેષો**—આ સ્થાનની શોધખોળ સન ૧૮૯૨ માં ડૉ. ફૂહરરે કરી તેમાંથી મળી આવેલ વસ્તુઓ સંબંધી તેમના રીપોર્ટમાં જણાવેલ છે કે–આ પુરાતન સ્થાનમાં મળી આવેલ મૂર્તિઓ, પબાસનો તેમજ શિલ્પકામના અવશેષો કુશાન રાજ્યકાળ સમયના છે. આમાં એક પુરાતન જૈન મંદિરના ખોદકામમાંથી એક જૈનમૂર્તિ મળી આવેલ છે તેની ડાબી બાજુનો કેટલોક ભાગ તુટી ગએલ હાલતમાં છે. મૂર્તિ પબાસન સહિત ધ્યાનમુદ્રાએ પદ્માસને છે. પબાસના ભાગમાં બંન્ને બાજુએ ઉભેલ એક એક સિંહ છે. વચ્ચેના ભાગમાં ધર્મચક્ર છે. ધર્મચક્રની આજુબાજુ કેટલાક પુરુષો અને સ્ત્રીઓ સામસામે વંદન કરતાં જણાય છે. આ મૂર્તિનું શિલ્પકામ ગ્રીક શિલ્પકાળમાં–"ઇન્ડો કોરીનથીઅન" Indo Corinthian ઢબનું છે. મૂર્તિના નીચેના પબાસનમાં બ્રાહ્મી લિપિમાં શિલાલેખ આ પ્રમાણે કોતરાએલ છે. **"सं. १२ ना ४ मास ११ दिवसे इतिशयपूर्वम कोटिगन बामभाडासियानो कुलातो अने उच्चनागरी शाखातो जेनिस्य आर्यपुसिलसय."**

ભાવાર્થ–સં. ૧૨ ના વરસાદના મહીનામાં અગીઆરમે દિવસે કૌટિયગણ બમભાડાસિય કુલ અને ઉચ્ચનાગરી[1] શાખામાં આર્ય પુસિલસય વ.

× કલશ એ જૈનોનુ પવિત્ર ચિહ્ન છે, જે કૈલાસનું સૂચન કરાવે છે. આવી જાતના કલશના સિક્કા કાશ્મીર રાજ્યમાથી મળી આવે છે.

૧ ઉચ્ચનાગરી [1]શાખા ક્યાંથી નીકળી અને તેનું મૂળ ક્યાં એ વિષે અત્યાર સુધી કોઇ પણ વિદ્વાને તેનું સંશોધન કરેલ જણાતું નથી. પરંતુ જનરલ કનિંગહામે પોતાના આર્કિઓલોજિકલ સર્વે વોલ્યુમ ૧–૨ માં ઉચ્ચનગરને ઉછ્છાનાગર નામ સાથે ઓળખાવી તેને બુલંદશહેર પાસે બતાવેલ છે. પુરાતન જૈન સાહિત્ય પરથી ઉચ્ચસ્થલ યાને ઉચ્ચનગર[2] નામનું પુરાતન સ્થાન તક્ષશિલાથી ઉત્તર–પશ્ચિમે આવેલ હતું. જેમાંથી ઉચ્ચનાગરી શાખાનો જન્મ, પ્રસિદ્ધ જૈન વાચક આર્ય શાંતિશ્રેણિકે સ્થાપિત કરેલ સિદ્ધ થાય છે. ઉચ્ચનાગરી શાખામાં શ્વેતામ્બર જૈન શ્રમણ વંશ ગણાય છે.

૧ કુવલયમાળા (પ્રાકૃત) જેસલમેર ભંડાર તાડપત્ર.

૨ દશાશ્રુતસ્કંદ અને મથુરાના શિલાલેખો.

ડૉ. ફૂહરરે–અહિચ્છત્ર વર્તમાન રામનગરના ખોદકામમાંથી મળી આવેલ જૈન મૂર્તિઓનો શક સંવત બતાવેલ છે. પરંતુ ખરી રીતે તપાસતાં તે તેમની ભૂલ થયેલ જણાય છે. આ સંબંધમાં–કનિષ્ક [૧] અને ઇન્ડોસીથીયન રાજ્યકર્તાઓના સમયની મૂર્તિઓ ઉપરના લેખો માટે જર્નલ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાયટી ઑફ ગ્રેટબ્રિટન એન્ડ આર્યલેન્ડ." લંડન ૧૯૦૩ પૃષ્ઠ. ૧–૬૪ માં સાલવારી પ્રમાણે નોંધ લીધેલ છે. તેમાં વર્તમાન રામનગર (અહિચ્છત્રા)ની મૂર્તિઓના સંવત નીચે મુજબ બતાવેલ છે.

કનિષ્ક સંવત. ૧૮ જૈનમૂર્તિ પરલેખ. રામનગર. (અહિચ્છત્રા)
હવિષ્ક સંવત. ૪૦ જૈન મૂર્તિ પર લેખ. „
હવિષ્ક સંવત. ૭૪ જૈન મૂર્તિ પર લેખ.

**નોટ**—આ મૂર્તિ શ્વેતામ્બર જૈનોની હોવા છતાં અને કનિષ્ક સંવતની સાલ હોવા છતાં ડૉ. ફુહરરે તેમના રિપોર્ટમાં દિગંબર જૈનોની અને શકસંવતની બતાવેલ છે.

ઉક્ત સ્થાનમાંથી બીજી એક ચતુર્મુખ જૈન તીર્થંકરની મૂર્તિના નીચેનો પબાસનવાળો ભાગ મળી આવેલ છે. અને બીજા બે લેખોવાળા પત્થરો મળી આવેલ છે. તે બધા બ્રાહ્મીલિપિમાં કોતરાએલા છે. તેમા પબાસનવાળો શિલાલેખ સંવત ૭૪ નો કુશાન રાજ્યકાળનો બતાવેલ છે. અને તેનુ શિલ્પકામ "ઇન્ડો પરસીપોલીટન" ઢબનું કોતરાએલ છે.

ઉપરોક્ત બતાવેલ મૂર્તિઓ તેમજ પબાસનોવાળા ભાગો કનિષ્ક રાજ્યકાળ એટલે ઇ. સ. પૂર્વેના સમયના છે. તેમાં ખાસ કરીને ગ્રીક શિલ્પકળાનો ઉપયોગ કરવામાં આવેલ છે. ગ્રીક શિલ્પકળામાં[૨] "ઇન્ડો કોરીનથીઅન" શિલ્પ તેની અજોડ કળા માટે દુનિયાભરમાં મશહૂર ગણાય છે. આ પરથી સહજ જાણી શકાય છે કે ગ્રીક કળાકારો ભારતમાં આવી જૈન આઇકોનોગ્રાફી (મૂર્તિશાસ્ત્ર)નો પૂરેપૂરો અભ્યાસ કરતા અને જૈન શિલ્પકળામાં તેમના ગ્રીકદેશની શિલ્પકળા દાખલ કરતા એમ જણાઇ આવે છે.

**પુરાતન સ્તૂપ**—આ પુરાતન સ્થાનની નજીકમાં એક ટીલાનું ખોદકામ કરતાં પૂર્વ દિશા ભણી એક સ્તૂપ મળી આવેલ છે. તેમ એક પુરાતન સમયનો સ્થંભ છે તેના પર આ પ્રમાણે લેખ છે. **आचार्य-इन्द्रनंदि शिष्य महादरि पार्श्वमतिराय कोदारि...**

Connigham's Archealogical Survey of Indian Vol, 2, P. 28–29

H. R. Nevill–District Gazeteers of the United Provinces of Agra and Oudh Vol. 3 1903, Ahmedabad.

J. R. A. S. Great Britain and Ireland 1903. P. 1–64, London.

જૈનોની પવિત્ર ફરજ છે કે આ પુરાતન તીર્થભૂમિનો ઉદ્ધાર કરે.

---

૧ V. A. Smith. The Kushan, or Indo Scythian, Period of Indian History, B. C. 165 to A. D. 320 London.

૨ History of Greece.

# એક દિગંબર સાપ્તાહિકના દ્વેષપૂર્ણ આક્ષેપો

'જૈન ગજટ' નામક દિગંબર સંપ્રદાયના એક સાપ્તાહિક પત્રના ૧૦-૧૨-૧૯૪૧ ના અંકમાં જૈન આગમો અંગે કેટલાક દ્વેષપૂર્ણ આક્ષેપો કરવામાં આવ્યા છે. આ આક્ષેપોના જવાબમાં ભાવનગરથી પ્રગટ થતા 'જૈન' સાપ્તાહિકના તા. ૪-૧-૧૯૪૨ ના અંકમાં પ્રગટ કરવામાં આવેલ અગ્રલેખ અક્ષરશઃ અહીં આપીએ છીએ. **તંત્રી**

## "ભ૦ મહાવીરકા અવર્ણવાદ"

ભારતવર્ષીય દિગંબર જૈન મહાસભાના સાપ્તાહિક મુખપત્રનો તા. ૧૦ મી ડીસેંબરનો એક અંક ( વર્ષ ૪૭, અંક ૭ ) અમારી ઉપર અચાનક આવી પડ્યો છે. "જૈન ગજટ" નામધારી એ મુખપત્રનું અમારા માટે આ પ્રથમ દર્શન છે. ૪૭ વર્ષની લાંબી મજલ એ મુખપત્રે કાપી છે એટલે અને સંપાદક, સંયુક્ત સંપાદક તેમજ પ્રબંધ સંપાદક-જેમાં છેલ્લા બે ગૃહસ્થો ધારાશાસ્ત્રીની ઉપાધિ ધરાવે છે-એમ ત્રણ ત્રણ સંપાદકોની પાકી ચોકીદારી નીચે પ્રકટ થાય છે, તેમાં ગાંભીર્ય, સમન્વય, સૌહાર્દ વિસ્તારતા ભાવો ઉભરાતા હશે એમ સ્વાભાવિક રીતે લાગે. સામયિક જૈન સાહિત્યની દુનિયા વચ્ચે જેઓ વસે છે તેને આવા એક સાપ્તાહિકના દર્શનથી આનંદ જ થવો જોઇએ. પરંતુ અમારે ભારે ખેદ અને નિરાશા સાથે કહેવું પડે છે કે એનો સંપાદકીય અગ્રલેખ-"ભગવાન મહાવીરકા અવર્ણવાદ" વાળો લેખ વાંચ્યા પછી અમને એ પત્રની નીતિ વર્તમાન યુગદૃષ્ટિને અન્યાય આપનારી લાગી છે. ભા. દિ. જૈન મહાસભાના મુખપત્ર તરીકેની જવાબદારી પણ એના લક્ષમાં નથી રહી.

"ભ૦ મહાવીરકા અવર્ણવાદ" એ મથાળું વાંચતાં, કોઈ અન્ય દર્શનીએ શ્રી મહાવીરસ્વામીની અણસમજી નિંદા કરી હશે એવો ભાસ થાય, પરંતુ જૈન ગજટે તો એવા ભ્રાંતિજનક શીર્ષક નીચે સીધો શ્વેતાંબર જૈન આગમ સાહિત્ય ઉપર જ હુમલો કર્યો છે. મૂળ વાત તો એવી છે કે થોડા દિવસ ઉપર ભગવતી-સૂત્ર-ગુજરાતી ગ્રંથના સંપાદકે-પટેલ ગોપાળદાસે ભ૦ મહાવીર અને માંસાહારની ચર્ચા વહેતી મૂકેલી. એ વખતે સામયિક પત્રોમાં ઘણો ઊહાપોહ થયો હતો અને શ્રી પટેલની એ ટીકા જૈન દૃષ્ટિએ કેટલી નિરાધાર હતી તે પણ બતાવાયું હતું.

'જૈન ગજટે' એ કાચો તાંતણો ફરીથી તાણવાનો પ્રયત્ન કર્યો છે. મહાવીર અને માંસાહારની ચર્ચામાં કંઇ તથ્ય જેવું નથી એમ દિ. જૈન મહાસભાનું એ

મુખપત્ર ન જાણે એટલું મૂર્ખ તો ન જ હોય, પરંતુ શ્વેતાંબર જૈન સમાજની નિંદા કરવાને આવું એક સસ્તું સૂત્ર મળી આવતું હોય તો એ તક જવા ન દેવી એમ ધારીને જ શ્વેતાંબર જૈન સાધુના વસ્ત્ર અને શ્વેતાંબરના આગમ સાહિત્ય ઉપર થોડો વિષનો છંટકાવ કર્યો છે. માંસાહારને અને સાધુના વસ્ત્રને કંઈ સંબંધ જ શી રીતે હોઈ શકે? અલબત્ત, ખાનપાનની લાલસા કે લોલુપતાની સાથે કોઇ પણ આહાર-પાનને સાંકળી શકાય, પરંતુ અમુક માણસે ચોક્કસ પ્રકારનાં વસ્ત્ર પહેરવાનો આરંભ કર્યો અને તેથી ધીમે ધીમે એ માંસાહાર તરફ ઝૂકયો એમ કહેવું એ બુદ્ધિની હરરાજી બોલવા જેવું છે. 'જૈન ગજટ'ના અગ્રલેખમાં એવું જ કૌભાંડ રચાયું છે. તંત્રીજીએ લેખનો આરંભ જ 'પરિગ્રહ'ની ચર્ચાથી કર્યો છે. એમની કહેવાની મતલબ એ છે કે જ્યાં મમતા હોય ત્યાં અહિંસા ન રહી શકે અને જ્યાં અહિંસા હોય ત્યાં આકુલતાનો સંભવ નથી. આટલા સારુ શ્રી જિનેંદ્ર ભગવાને પરિગ્રહત્યાગ ઉપર ભાર મૂકયો છે.

પરિગ્રહનો એ મુદ્દો સર્વમાન્ય છે, પરંતુ શ્વેતાંબર જૈન શ્રમણો જે ઉપકરણો રાખે છે તે પરિગ્રહને પોષવા રાખે છે એમ તંત્રીજી કહી શકયા નથી. એમને તો જ્યાં જ્યાં વસ્ત્ર ત્યાં ત્યાં પરિગ્રહ એવી જ ભ્રમણા થઇ ગઇ છે. પરિગ્રહમાં મમતાબુદ્ધિ મુખ્યત્વે કરીને હોય છે. લોભ-લાલચ એની સંતતિ હોય છે. આવી મોહ-મમતાનો સર્વથા અભાવ હોય-માત્ર સંયમના નિર્વાહ અર્થે જ તેની આવશ્યકતા સ્વીકારાતી હોય તો તેને પરિગ્રહ કેમ કહી શકાય?

છતાં ઘડીભર માની લઇએ કે વસ્ત્રનો પરિગ્રહ શ્વે. જૈન સાધુમાં હોય; તો પણ એ પ્રકારની પરિગ્રહબુદ્ધિ આગમોને માંસાહાર જેવા ઉલ્લેખોથી અભડાવવામાં કઇ રીતે કારણભૂત બને? એટલી વાત તો વિદ્વાનો અને પારંગતોએ મુક્તકંઠથી કબૂલ કરી છે કે-શ્વેતાંબર જૈન સંઘે જે આગમ સાહિત્ય સંરક્ષ્યું છે તે મૌલિક અને સૌથી અધિક પ્રાચીન છે. હવે જો એ સાચે જ મૌલિક હોય તો પરિગ્રહની દુષ્ટતા એને શી રીતે સ્પર્શી ગઇ? પરિગ્રહની બુદ્ધિ જાગી હોય તો તે વસ્ત્રોનું સમર્થન કરે! પણ આહાર-માન સાથે એને શી નીસબત છે?

શ્વેતાંબર જૈન સમાજ જે આગમો વિષે સંપૂર્ણ શ્રદ્ધા અને આદરબુદ્ધિ ધરાવે છે તેને નિંદવા સિવાય આ સંપાદકીય લેખનો બીજો કોઇ ઉદ્દેશ હોય એમ નથી લાગતું. ભ. મહાવીર જેવા અહિંસાના પ્રથમ પયગંબરના વચનોમાં હિંસા અથવા માંસાહારનો ઉલ્લેખ સરખો પણ ન હોઇ શકે; દિગંબર જૈન ઉપદેશકો બીજી રીતે શ્વેતાંબરોથી ગમે તેટલા જુદા પડતા હોય તો પણ ભ. મહાવીરના વ્યક્તિત્વનો અપલાપ તો તેઓ કરી શકે જ નહિ. જૈન ગજટના તંત્રીજી પોતે જ ઉચ્ચારે છે કે-

"જે મહાવીર પ્રભુએ સિંહના ભવમાં પોતાને સ્વાભાવિક એવો માંસાહાર તજી દીધો હતો તેઓ મહામાનવના રૂપમાં એને કઇ રીતે ઉત્તેજી શકે ?" એટલે કે મહાવીર પ્રભુના જીવન સાથે માંસાહારને કંઈ લેવાદેવા જ ન હોઈ શકે. એટલે તો શ્રી હેમચંદ્રાચાર્યજીએ વનસ્પતિ વિશેષ કહીને અને બીજા સન્માન્ય ટીકાકારોએ પણ એ જ અર્થ ઠસાવીને એનો ઉપસંહાર કર્યો છે.

ભ૦ મહાવીર અને માંસાહારને જો કંઇ સંબંધ ન હોઇ શકે તો પછી શ્વેતાંબરોના વસ્ત્ર-સ્વીકાને અને મૂળ આગમ સાહિત્યને તેમજ માંસાહાર વચ્ચે પણ કોઇ પ્રકારનું સૂત્ર સંભવતું નથી. જેમણે પ્રાચીનમાં પ્રાચીન સાહિત્ય જીવના જોખમે જાળવી રાખ્યું, ફરી ફરીને પરિષદો બોલાવીને આગમ સાહિત્યની વિશુદ્ધિ અર્થે પૂરતી સંભાળ રાખી તે સમાજને અને તેમના આગમને આ રીતે ઉતારી પાડવા એ સાચે જ દ્વેષબુદ્ધિ તેમજ હૃદયનું છીછરાપણું બતાવી આપે છે. ભ૦ મહાવીર તો શ્વેતાંબર તેમજ દિગંબર ઉભય સંપ્રદાયોને માટે માન્ય-આરાધ્ય છે. અજ્ઞાનથી પ્રેરાઇ શ્વેતાંબરના મહાવીરના અવર્ણવાદ પ્રચારવા એ પોતાના જ સંપ્રદાયની નહિ, પણ પવિત્ર અને લોકોપકારક જૈનદર્શનની અવહેલના છે. 'જૈન ગજટ'નું તંત્રીમંડળ એટલી સાવચેતી રાખે એમ અત્યારે તો ઇચ્છીએ.

# શ્રી માંડવગઢની મહત્તા

## [ ઐતિહાસિક ટૂંક પરિચય ]

લેખક—પૂ. મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

[ લેખાંક પહેલો ]

**એ**ક સમય એવો હતો કે જ્યારે માળવા સંપૂર્ણ ઉન્નતિની સ્થિતિને અનુભવતું હતું. તે સમયે માંડવગઢનો પણ ઘણો જ અભ્યુદય હતો. આજ માળવા અને માંડવ બન્ને કાળપ્રભાવે અવનત દશામાં મૂકાયા છે. તેમાં માંડવગઢનો કેવો ઉદય હતો ને ફરી તેવો ઉદય કઈ રીતે થઈ શકે તેનું દિગ્દર્શન અહીં કરાવવામાં આવે છે.

તેમાં (૧) માંડવગઢની ઉત્પત્તિ, (૨) ત્યાં રહેલી રાજસત્તાઓ, (૩) જૈનમંત્રીઓ અને તેમની કારકીર્દી, (૪) જૈન વ્યાપારીઓની હકીકત, (૫) જૈન મંદિરો અને મૂર્તિઓનું સ્વરૂપ, (૬) પુનર્વિકાસના ઉપાયો અને (૭) ઈતર ઉલ્લેખનીય હકીકતો,—એટલા મુદ્દા પર પ્રકાશ પાડવામાં આવશે.

**શ્રી માંડવગઢની ભૌગોલિક સ્થિતિ**

માંડવગઢ દરિયાઈ સપાટીથી બે હજારને ઓગણ્યાશી (૨૦૭૯) ફીટ ઉંચે વિન્ધ્યાચલ પર્વત ઉપર આવેલ છે. વિન્ધ્યપર્વત માળવા અને નિમાડની વચમાં છે. તેની ભૂમિ ઘણી પવિત્ર માનવામાં આવી છે. જગન્નાથ કવિ એકસ્થળે કહે છે કે—

**तटिनि! चिराय विचारय, विन्ध्यभुवस्तव पवित्रायाः ॥**
**शुष्यन्त्या अपि युक्तं, किं खलु रथ्योदकादानम् ॥ १ ॥**

"હે નદિ! તું દીર્ઘ સમય માટે વિચાર કર કે—**વિન્ધ્યમાંથી જન્મેલી** પવિત્ર એવી તારે સુકાતા છતાં પણ શું ખાળનું પાણી લેવું યુક્ત છે?"

માંડવની આસપાસ અનેક નાનાં—મોટાં સરોવરો છે, જેમાં હંમેશ સ્વચ્છ જળ રહે છે. તેમાં સોળપાંખડીવાળાં, સોપાંખડીવાળાં, એકસોસાઠપાંખડીવાળાં કમળો નીપજે છે. વસન્તઋતુ અને શરદ્ઋતુમાં તો તે સરોવરો સાક્ષાત્ માનસ—સરોવરનો ખ્યાલ કરાવે છે. માંડવમાં વિવિધ જાતિની વનસ્પતિઓ પુષ્કળ થાય છે. આમળા, બેડા, નવીનવી જાતની આંબલીઓ, રાયણો વગેરેનાં ઘણાં વૃક્ષો ઉપજે છે. જુદાં જુદાં પુષ્પો પણ પુષ્કળ થાય છે. ત્યાંની હવા પણ આરોગ્યને વધારનારી છે. પહાડપર છતાં ત્યાંની સપાટભૂમિ આપણને વિસ્મિત કરે છે. વાઘ—વરૂ, હરણ—સસલાં, મોર—શુક વગેરે પ્રાણીઓ પણ ત્યાં સારા પ્રમાણમાં વસે છે. ખેદનો વિષય છે કે—શિકાર વગેરેને કારણે આજના રાજા વગેરે અધિકારીઓ પહાડ આદિની રમ્યતા અને ગહનતાનો નાશ કરે છે.

**માંડવગઢની ઉત્પત્તિ અને નામસ્થાપન**

આજ એવી એક દંતકથા પ્રચલિત છે કે—હજારો વર્ષ પૂર્વે આ પહાડ પર પાંચ—પચ્ચીશ ભિલ્લનાં ઝુંપડાં જ હતાં. અને તેઓ કાષ્ઠ કાપી અને વેચીને આજીવિકા ચલાવતા હતા, ત્યાં એક મંડન નામનો લુહાર પણ રહેતો હતો. તે આ ભિલ્લોને કુહાડા વગેરે

ઓજારો બનાવી આપતો હતો, અને ગુજરાન ચલાવતો હતો. તે લુહારના કુટુમ્બમાં પોતે, પોતાની સ્ત્રી, એક પુત્ર અને એક પુત્રી-એમ ચાર જણ હતાં. એક દિવસ એમ બન્યું કે એક ભિલ્લને પશુઓ ચરાવતા ચરાવતા 'પારસમણિ' પ્રાપ્ત થયો. પશુતુલ્ય તે પુલિન્દને પારસની પિછાન ન હોવાથી તે તેને ચકમક પત્થર માની ગજવામાં મૂકી ઘેર લાવ્યો. કુહાડા વગેરેની ધાર તેજ કરવા માટે કોઈક સમય તે કુહાડા વગેરેને તે પત્થર સાથે ઘસતો ત્યારે તે પીળા થઈ જતા, એટલે તેને લાગતું કે આ કાટવાળાં થઇ ગયાં ને બગડી ગયાં. તેથી નવા કુહાડા લેવા માટે તે મંડન લુહાર પાસે જતો. એ પ્રમાણે અનેક વખત બનવાથી એક સમય તે ભિલ્લે લુહારને વાત કરી. લુહારે તે પત્થર મંગાવ્યો. તેની પિછાન કરી, તે ભિલ્લને રાજી કરી તેની પાસેથી પારસ લઈ લીધો. પછી તેણે વિચાર કર્યો કે આ પારસથી થયેલ સુવર્ણ, જો રક્ષિત સ્થાન નહિ હોય તો, લોકો લૂંટી જશે, માટે પ્રથમ એક રક્ષિત સ્થાન કરવું જોઈએ. એટલે તેણે પારસના પ્રભાવે લોહનું સોનું બનાવી તેનો વ્યય કરી તે ગામની આજુબાજુ પહાડપર વિશાળ મજબૂત ગઢ બાંધવો શરૂ કર્યો. મંડન અને તેનો પુત્ર જુદીજુદી દિશાએથી ગઢ બંધાવતા બંધાવતા એક મોટી ખાઈ આગળ ભેગા થયા ત્યારે વિચાર્યું કે આ ખાઈ પૂરવી ઘણી કઠીન છે અને પૂર્યા છતાં રહે કે કેમ તે પણ સંભવિત નથી. માટે ત્યાં ૭૦૦-૭૦૦ પગથીયાં બાંધી ગઢ પૂર્ણ કર્યો. પછી તેણે ત્યાં એક સુન્દર ગામની રચના કરી અને તેનું નામ 'માંડવગઢ' રાખ્યું. એ પ્રમાણે માંડવગઢ એ એક દુર્ગયુક્ત સુવ્યવસ્થિત સ્થાન બન્યું અને ત્યાં અનેક સંપત્તિઓ આવીને રહેવા લાગી. કહેવાય છે કે પારસના પ્રભાવે મંડને ખૂબ સંપત્તિ એકઠી કર્યા પછી પોતાની પુત્રીના વિવાહમાં, પુત્રી પણ સુખી અને સમૃદ્ધ બને તે માટે, કન્યાદાનમાં તે પારસ આપ્યો. પણ તે પુત્રીને તેની ઓળખાણ ન હોવાથી કમનસીબે ચીડથી તેણીએ પારસને નર્મદામાં ફેંકી દીધો. પાછળથી ઘણી શોધ કરવા છતાં તે ન મળ્યો તે ન જ મળ્યો.[૧]

આ દંતકથા સિવાય વધારે સંભવિત એમ લાગે છે કે જ્યારે આર્યાવર્ત ઉપર ઈતરોના ઉપદ્રવો થવાનો સંભવ જણાવા લાગ્યો, ત્યારે માળવાના કોઈ સમર્થ રાજાએ રક્ષણ માટે આ સ્થળને યોગ્ય જાણી ત્યાં મજબુત કિલ્લો બાંધી નગરની રચના કરી હશે. અને પહાડ પર કિલ્લો જાણે એક માંડવો નાખ્યો ન હોય તેમ શોભે છે, માટે તેનું નામ માંડવગઢ રાખ્યું હશે.

## માંડવગઢ ઉપર રહેલી રાજસત્તાઓ

કોના કોના રાજ્યમાં માંડવગઢે કેવી કેવી સ્થિતિ ભોગવી તે બતાવવા માટે પ્રથમ ત્યાં કયા કયા રાજાનું શાસન રહ્યું અને તે રાજાઓની કેવી પરિસ્થિતિ હતી તે જાણવું જરૂરી

૧. આ સંબંધમાં Mandu : the City of Joy (માંડુ-ધી સીટી ઓફ જોય) એ પુસ્તકમાં આટલો ફેરફાર છે કે મંડન લુહારે તે પારસ જયસિંહદેવ રાજાને આપ્યો અને રાજાએ ગઢ બનાવ્યો. પછીથી રાજાએ પોતાની પુત્રીને કન્યાદાનમાં આપ્યો ને તેણીએ તે નર્મદામાં નાખી દીધો. 'ધાર રાજ્યકા ઈતિહાસ' એ પુસ્તકમાં ગઢ પૂર્ણ થયા બાદ જયસિંહદેવે પારસ પોતાના કુલગુરુને દક્ષિણામાં આપ્યો ને ગુરુએ પત્થર માની ક્રોધ કરી નર્મદામાં ફેંકી દીધો. નર્મદાતટે તેનું રહેઠાણ હતું. પછીથી રાજાએ ગુરુ પાસે પારસના વખાણ કર્યા ત્યારે તેની શોધ માટે તે ગુરુ નર્મદામાં કૂદી પડયા હતા. પુષ્કળ શોધ કરવા છતાં તે મળ્યો ન હતો. આજ પણ એ સ્થળે બીજાં સ્થળો કરતાં પાણી ગહન અને વધારે ઊંડુ છે.—એ પ્રમાણે ઉલ્લેખ છે.

છે. શરૂઆતમાં માંડવગઢમાં પરમાર રાજાઓનું રાજ્ય હતું. પછીથી મોગલોનું શાસન રહ્યું. અને પાછળથી હાલમાં પરમારો (પવારો)નું આધિપત્ય છે. તેમાં પૂર્વના પરમારોએ પોતાની રાજધાનીનું શહેર ઉજ્જૈન અને ધાર રાખ્યું હતું. મોગલોના સમયમાં વિશેષે કરીને માંડવ અને ક્વચિત્ ધાર રાજનગર તરીકે રહ્યાં હતાં. અને હાલમાં ધાર રાજધાની છે.

માંડવગઢની રચના થયા બાદ શરૂઆતમાં-પ્રથમ ત્યાં જયસિંહદેવનું રાજ્ય હતું. કહેવાય છે કે કિલ્લો તેના સમયમાં બંધાયો. ત્યારબાદ ભર્તૃહરી અને વિક્રમનું રાજ્ય હતું. વિક્રમ પછી ૮૫૬ વર્ષ સુધીનો વ્યવસ્થિત ઐતિહાસ ઉપલબ્ધ થતો નથી. પછીથી વિ. સં. ૮૫૬થી ૮૮૧ સુધી ઉપેંદ્ર (કૃષ્ણરાજા) રાજા થયા તે શુરવીર અને ચુસ્ત હિન્દુ હતા. વૈરસિંહ પ્રથમ ૯૦૬ સુધી થયો. આ રાજાએ અનેક લડાઇઓમાં વિજય પ્રાપ્ત કરેલ હોવાથી તેનું શિવરાજ એવું પણ નામ પડયું હતું. ૯૩૧ સુધી સીયક પ્રથમ, ૯૭૦ સુધી વાક્પતિ પ્રથમ. દશાપુર (મન્દસૌર)માં બળવાખોરોને પોતાના પ્રભાવશાળી વક્તવ્યથી આ રાજાએ શાન્ત કર્યા હતા, તેથી તેમનું નામ વાક્પતિ એવું પડ્યું હતું. ૯૯૭ સુધી વૈરસિંહ દ્વિતીય. તેમણે શત્રુઓને તરવારની તેજ ધારથી મારી નગર વસાવ્યું ને તેનું નામ 'ધારા' રાખ્યું. અને તેમણે ગૌડ રાજાને સહાય આપી ઉદ્ધત બૌદ્ધ પ્રજાને પરાસ્ત કરી હતી ને તેથી ખુશ થઇને તે રાજાએ પોતાની લલિતા નામની પુત્રી તેમને પરણાવી હતી. ૧૦૨૯ સુધી સીયક બીજો. ઉદેપુર-પ્રશસ્તિમાં અને મેરુતુંગાચાર્યકૃત પ્રબન્ધચિન્તામણિમાં આમનું નામ અનુક્રમે હર્ષદેવ અને સિંહભટ્ટ લખેલ છે.

વાક્પતિ બીજાએ (મુંજરાજે) ૧૦૫૩ સુધી રાજ્ય કર્યું. મુંજ નામના ઘાસમાથી મળેલ હોવાથી તેમનું નામ 'મુંજ' રાખ્યું હતું. તેઓ ઘણા પ્રતિભાશાળી હતા. પોતાના રાજ્યમાં ઘણા પંડિતોને રાખતા હતા. તેથી લોકો તેમને 'કવિબન્ધુ' કહેતા હતા. માંડવમાં તેમણે જહાજમહેલની પાસે એક સુન્દર અને ઘાટયુક્ત સરોવર બંધાવ્યું હતું, પરન્તુ પાછળથી મુસલમાન બાદશાહોએ તેને સુધારી-વધારીને પોતાને ઉપયોગી કર્યું હતું. મુંજરાજ ઘણા શુરવીર હતા, મદ્રાસથી આસામ સુધીનો પ્રદેશ પોતાની સત્તામાં કર્યો હતો. દક્ષિણના ચૌલુક્ય રાજા તૈલપને ૧૬ વાર હરાવ્યો હતો પણ છેવટે સત્તરમી વખત હાર ખાઇને કેદી અવસ્થામાં તૈલપની બેન કુસુમાવતી (મૃણાલવતી)ના પ્રેમમાં પડ્યા હતા ને મૃત્યુ પણ ત્યાં જ થયું હતું. મુંજના મરણ બાદ કુસુમાવતીએ જૈનધર્મ અંગીકાર કર્યો હતો. ભોજની મદદથી પોતાના પતિના મૃત્યુ બદલ પોતાના ભાઇ સાથે વેર વાળ્યું હતું. ૧૦૬૬ સુધી સિન્ધુરાજે ( સિન્ધુલે ) રાજ્ય કર્યું. તેમણે પોતાની રાજધાની ઉજ્જૈન રાખી હતી. જૈનગ્રન્થોમાં તેમની ઘણી પ્રશંસા આવે છે. તેમને જૈનધર્મ ઉપર અભિરુચિ સારી હતી.

વિ. સં. ૧૧૧૧ સુધી શ્રી ભોજદેવે ( પ્રથમ ) રાજ્ય કર્યું. રાજા ઘણા વિદ્યાવિલાસી હતા. તેમના ભવિષ્ય માટે વરરુચિ નામના જ્યોતિષીએ પ્રથમ કહ્યું હતું કે—

**पञ्चाशत्पञ्च वर्षाणि, सप्तमासान् दिनत्रयम् ॥**
**भोजराजेन भोक्तव्यः, सगौडो दक्षिणापथः ॥**

પંચાવન વર્ષ સાત મહિના ને ત્રણ દિવસ સુધી ગૌડ દેશ સહિત દક્ષિણ મુલકને ભોજરાજ ભોગવશે.

મુંજરાજે ક્રોધિત થઇને ભોજરાજને વધ માટે મારાઓને સોંપ્યા હતા. મારાઓએ દયાથી તેમને છોડી દીધા હતા. તે સમયે ભોજે મુંજને કહેવરાવ્યું હતું કે '[1] કૃતયુગના ભૂષણ ભૂત માન્ધાતા નામનો રાજા મરી ગયો, જેણે મહાન્ સમુદ્ર પર પૂલ બાંધ્યો તે રામ પણ ક્યાં છે? યુધિષ્ઠિર વગેરે બીજા રાજાઓ પણ પૃથ્વીને છોડીને સ્વર્ગ સિધાવ્યા, પૃથ્વી કોઇની સાથે ગઈ નથી. હે મુંજ ! તે તારી સાથે આવવાની હશે !'

મુંજને પોતાના કર્તવ્ય માટે પશ્ચાત્તાપ થયો. અપરાધની ક્ષમા યાચી. મારાઓએ કહ્યું કે મહારાજ ! ભોજ હજુ જીવિત છે. મુંજરાજે ભોજને બોલાવી યુવરાજ બનાવ્યા.

ભોજરાજે માંડવમાં એક 'ભારતીભવન' નામનું વિશાળ વિદ્યાલય બંધાવ્યું હતું, જે હાલ પણ કાયમ છે. (પાછળથી મુસલમાન બાદશાહોએ પણ તે મકાનનો વિદ્યાલય તથા અન્ય રીતે ઉપયોગ કર્યો હતો.) તેમાં દરેક પ્રકારનું શિક્ષણ અપાતું હતું. તેના મુખ્ય અધ્યાપક આચાર્ય ભટ્ટ ગોવીંગ નામના કર્ણાટકી હતા. પંડિતજીના કાર્યથી ભોજરાજે ખુશી થઇને તેમને 'નાગદા' ગામ બક્ષીસ કર્યું હતું. તે દાનપત્ર હાલ પણ મળે છે. તેમાં પોતાનું અહંત્વ બિલકુલ ન બતાવતા ધન, યૌવન, લક્ષ્મી, રાજવૈભવ વગેરેની અસ્થિરતા–ચંચળતા બતાવી છે અને કેવળ નિરભિમાનપણે દાન આપ્યું છે. શરૂમાં ભોજ જૈનધર્મના કટ્ટર દ્વેષી હતા, પણ પાછળથી સત્સંગથી અનુરાગી બન્યા હતા. સુરાચાર્ય, વાદિવેતાલ શાન્તિસૂરિજી વગેરે તેમની સભામાં આવ્યા હતા અને જૈનધર્મનો પ્રભાવ પ્રસારી ગયા હતા. ધનપાલ પંડિત તેમના રાજ્યમાં મુખ્ય કવિરાજ હતા. ભોજરાજે માંડવનો વિકાસ સારો કર્યો હતો. તેમની સેના માંડવમાં રહેતી હતી. ત્યાં એક કુવો છે તેને લોકો હાલ પણ 'ભોજ કુવો' કહે છે.

ભોજરાજ પછી માળવામાં ઘણી ઉથલપાથલ થઇ ગઈ. ૧૧૧૧ થી ૧૩૬૬ સુધી પરમાર વંશના નીચે પ્રમાણે રાજાઓએ રાજ્ય કર્યું, પણ તેઓ પૂર્ણ સત્તા ભોગવી શક્યા નહીં. ગુજરાત વગેરે આસપાસના રાજાઓએ વારંવાર યુદ્ધ કરી તેઓ પર સત્તા જમાવી હતી. ૧૧૧૫ સુધી જયસિંહ પ્રથમ, ૧૧૩૭ સુધી ઉદયાદિત્ય, ૧૧૬૦ સુધી લક્ષ્મણદેવ, ૧૧૮૩ સુધી નરવર્મદેવ, ૧૧૯૮ સુધી યશોવર્મદેવ, ૧૨૧૬ સુધી જયવર્મન્. જયવર્મન્‌ના સમયથી ઘરમાં જ ફુટફાટ થવાથી રાજ્યના બે વિભાગ પડી ગયા હતા, સત્તા અસ્તવ્યસ્ત થઇ ગઈ હતી. તેમાં એક શાખામાં લક્ષ્મીવર્મન્, હરિશ્ચન્દ્ર અને ઉદયવર્મન્ થયા અને બીજી શાખામાં અજયવર્મન્, વિન્ધ્યવર્મન્, સુભટવર્મન્ અને અર્જુનવર્મન્ રાજાઓ થયા. તે પછી અર્જુનવર્મન્‌નું નિઃસન્તાન મરણ થવાથી તે શાખા પહેલી શાખામાં મળી ગઈ ને દેવપાલદેવ રાજા થયા. તેમણે ૧૨૭૨ થી ૧૨૯૬ સુધી રાજ્ય ભોગવ્યું. ૧૩૧૨ સુધી જયતુંગદેવ (જયસિંહ દ્વિતીય), ૧૩૧૭ સુધી જયવર્મન્ દ્વિતીય, ૧૩૩૭ સુધી જયસિંહદેવ તૃતીય, ૧૩૬૬ સુધી ભોજદેવ દ્વિતીય. આ ભોજદેવ ઘણો નિર્બળ હતો. તેના સમયમાં મોગલોનું ઘણું જોર હતું. ધારમાં અબ્દુલ્લાશાહ ચંગાલની કબર ઉપર ફારસીભાષાનો એક શિલાલેખ છે તે અને

१ मान्धाता स महीपतिः कृतयुगा–लङ्कारभूतो गतः,
सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकः ?।
अन्येचापि युधिष्ठिरप्रभृतयस्त्यक्त्वा महीं स्वर्गता,
नैकेनापि सम गता वसुमती, मुञ्ज ! त्वया यास्यति ॥

ગુલદસ્તર નામના પુસ્તક ઉપરથી એમ માનવામાં આવે છે કે આ રાજા પાછળથી મુસલમાન બની ગયો હતો. ચંગાલની કબર પાસે આની પણ કબર છે. આ પછી ૧૩૬૬ માં જયસિંહદેવ ચતુર્થ ગાદી પર આવ્યા અને તેના હાથમાંથી મોગલોએ સત્તા લઈ લીધી. અને સુબાના હાથ નીચે જુદા જુદા પરગણાઓ પર રાજ્ય ચાલવા લાગ્યું.

પરમારોનું રાજ્ય અહીં પૂર્ણ થયું અને મોગલોની સત્તા ચાલી. મોગલોના સમયમાં માંડવમાં હિન્દુઓનાં મંદિર આદિ સ્થાનોનો પુષ્કળ નાશ અને ફેરફાર થયો તો પણ માંડવની શોભા અને સ્વત્વ પ્રકાશિત રહ્યાં હતાં.

૧૩૬૬ માં અલ્લાઉદ્દીનના સેનાપતિ મલિકકાફૂરે ધારનો કબજો લીધો અને ૧૪૫૪ સુધી એવી રીતે સેનાપતિઓના હાથ નીચે રાજ્યવ્યવસ્થા ચાલી. ૧૪૫૪ માં દિલ્લીના બાદશાહ ફીરોજ તુગલકે દિલાવરખાનને માળવાના સૂબા તરીકે મોકલ્યો.

તેના સમયમાં તૈમુર લંગડાએ હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી હતી અને ચારે બાજુ ધમાલ મચી હતી. તે અવસરે મહમૂદશાહ દિલ્લીથી ભાગી ગુજરાત આવેલ, પણ ત્યાં સ્થાન ન મળ્યું ત્યારે દિલાવરખાંએ ત્રણ વરસ સુધી ધારમાં આશ્રય આપી સન્માનપૂર્વક રાખેલ. ૧૪૫૭ માં મહમૂદશાહ દિલ્લી ચાલ્યા ગયા પછી દિલાવરખાંએ પોતે માળવાનો સ્વતંત્ર રાજા છે તેમ જાહેર કર્યું ને પોતાની આણ ફેલાવી. ધારમાં રાજધાની સ્થાપી. તે માંડવમાં વારંવાર જતો હતો ને મહિનાના મહિના સુધી ત્યાં રહેતો હતો. તેને માંડવમાં જૈન, હિન્દુ વગેરેનાં મંદિરો, કચેરીઓ, મકાનો તોડી ફોડી મસ્જીદ અને પોતાના ઉપયોગમાં આવે તેવા મકાન તરીકે ફેરવી નાખ્યા હતા. આખા નગરનું પરિવર્તન કરી તેનું માંડવ એવું નામ પણ બદલીને 'શેદીયાબાદ' ( The city of joy ) એવું નામ રાખ્યું હતું. ૧૪૬૧ માં તેણે માંડવમાં તારાપુર દરવાજો બંધાવ્યો હતો જેનો લેખ હાલ પણ ત્યાં છે. હિન્દુત્વનો મોટો વિધ્વંસ આના સમયમાં થયો હતો.

૧૪૬૧ થી ૧૪૯૧ સુધી દિલાવરખાંના પુત્ર હુશંગશાહગોરીએ રાજ્ય કર્યું. તેણે પોતાની રાજધાની માંડવમાં રાખી. ગુજરાતના સુલતાન સાથે અનેક વખત યુદ્ધ થયાં, પણ હારમાં માંડવગઢમાં ભરાઈ જવાથી તેનું સંરક્ષણ થતું હતું. આના સમયમાં અધિકાર પર વિશેષે જૈનો હતા માંડવમાં સારાં સારાં મકાનો, મનોહર દિલ્હી દરવાજો કિલ્લાના કાંગરાની સુધારણા વગેરે આ રાજાએ કરાવ્યાં હતાં.

૧૪૯૧ થી ૧૪૯૨ સુધી હોશંગશાહના પુત્ર મુહમ્મદશાહગોરીએ ( ગિજનીખાને ) રાજ્ય કર્યું. રાજા ઘણો કમજોર પણ પ્રજાપ્રિય હતો. ૧૪૯૨ થી ૧૫૨૫ સુધી મહમૂદ ખીલજી પ્રથમે ( આલમશાહે ) રાજ્ય કર્યું. પોતે પ્રથમ ગિજનીખાનનો દિવાન હતો. પરન્તુ રાજા કમજોર હોવાથી તેને વિષપ્રયોગથી મારી પોતે રાજા બન્યો. તેણે માંડવમાં હુશંગશાહે શરુ કરાવેલ જુમામસ્જીદ, હુશંગશાહનો મકબરો, મુંજ તળાવ પરનાં કેટલાક મકાનો વગેરે પૂર્ણ કરાવ્યાં હતાં. દિલ્લીના બાદશાહ સૈયદ મુહમ્મદની કમજોરીને કારણે કેટલાક અમીરોએ મહમૂદ ખીલજીને દિલ્હીના તખ્ત પર બેસવા બોલાવેલ પરન્તુ યુદ્ધ થયું ને છેવટે કારણસર સંધી કરી તે માંડવ પાછો આવેલ. મેવાડ અને માળવાના રાજાઓને પોતાનો રાજ્યવિસ્તાર વધારવાની લાલસા હતી તેથી તે બન્નેના પરસ્પર યુદ્ધ થયાં હતાં. પણ એક યુદ્ધમાં પરિણામ શૂન્ય આવ્યું. બન્ને પક્ષો પોતપોતાને વિજયી માની પાછા ફર્યા. મેવાડના કુંભારાણાએ

ચિતોડમાં અને મહમૂદે માંડવમાં વિજયસ્તંભ ઊભો કર્યો. માંડવમાં તે સ્થંભ પડી ગયો છે ને ચિતોડમાં આજ પણ તે સ્તંભ કાયમ છે. ૩૪ વર્ષના રાજ્યકાળમાં તેણે માંડવની શોભા ખૂબ વધારી હતી. તે લડાઇનો ઘણો શોખીન અને મહત્ત્વાકાંક્ષી હતો. તેણે પાંચ છ વખત મેવાડ પર અને ગુજરાત, બહમની, દિલ્લી વગેરે રાજ્યો પર ચઢાઇઓ કરી હતી, પણ કોઇ સ્થળે તે ફાવ્યો ન હતો. માળવાના દરેક સુલતાનો કરતાં આની કીર્તિ દૂર દૂર ફેલાઇ હતી. તે ધર્માન્ધ મુસલમાન હતો. તેણે માંડવમાં વિશાળ મકાનો સંગેમરમર પત્થરનાં બનાવ્યાં હતાં. તેમાંના અશ્રફી મહેલ વગેરે હાલ પણ ત્યાં છે. તેણે પોતાની રાજધાની માંડવમાં ગાંડાનું દવાખાનું ખોલ્યું હતું અને મૌલાના ફજલઉલ્લા હકીમને ત્યાં નિયુક્ત કર્યા હતા. અને મલિક–ઉલ–હુકમા–નો ખીતાબ હકીમને તેણે આપ્યો હતો.

મધ્યકાલીન યુગમાં ગાંડાના દવાખાનાની આ વાત પ્રથમ જ મળે છે. આના સમયમાં માંડવના તત્ત્વવેત્તાઓ શિરાજ અને સમરકંદ સુધી વિખ્યાત થયા હતા. બુંદીકોટા, રણુથંભોર, મંદસૌર વગેરેના ખંડિયા રાજા અને ઇજિપ્ત ( મિશ્ર ) ને સમરકંદ સુધીના રાજદૂતો પણ માંડવમાં આવતા ને હિન્ડોલા મહેલમાં ( દરબાર કચેરિમાં ) બેસીને રાજનીતિનો અનુભવ લેતા. આના રાજ્યમાં પણ જૈનોનો સારો પ્રભાવ હતો. આની રાજ્યનીતિ વખણાતી હતી. તેની એક વાત એવી છે કે, માંડવમાં એક રાતે એક વાણિયાને ત્યાં ચોરી થઈ. વાણિયાએ રાજ્યમાં ફરીયાદી કરી. ચોરી થઇ છે એવું પૂરવાર થયે છતે શાહી ખજાનામાંથી તેની કિંમત આપી દીધી અને પછીથી કોટવાલ, જમાદાર વગેરે નગરરક્ષક પુરુષોના પગારમાંથી કાપીને તે રકમ પૂરી કરવામાં આવી હતી.

૧૫૨૫ થી ૧૫૫૬ સુધી ગયાસુદ્દીન ખીલજીએ રાજ્ય કર્યું. તે મહમૂદનો મોટો પુત્ર હતો. તેણે પોતાના ભાઈઓને જાગીર આપી સંતુષ્ટ રાખ્યા હતા. તેને સંગીત, નૃત્ય વાજિંત્ર વગેરેનો ઘણો શોખ હતો. તેનો ઘણો સમય એશ–આરામમાં જ જતો હતો. તે સ્ત્રીપ્રેમી ખૂબ હતો. તેના મહેલમાં એબીસીનીયાની ૫૦૦ છોકરીઓ પુરુષવેષમાં શસ્ત્ર સહિત રહેતી હતી ને તે સૈન્ય 'હબીવાશ સૈન્ય' કહેવાતું. એ જ પ્રમાણે તુર્કસ્તાનની ૫૦૦ છોકરીઓ રહેતી હતી ને તે 'મુગલ સૈન્ય' કહેવાતું. બીજી ૫૦૦ છોકરીઓ રહેતી હતી તે પોતાની બુદ્ધિ માટે પ્રસિદ્ધ હતી. આમાંથી હંમેશ એક છોકરી સુલતાન સાથે ભોજન કરતી હતી. તેના ઝનાનામાં ૧૫૦૦૦ ( પન્નર હજાર ) સ્ત્રીઓ હતી. માંડવમાં ચમ્પાવાવડી અને મુંજ સરોવરની આસપાસ તેણે એક સ્ત્રીનગર વસાવ્યું હતું, જેમાં વજીરથી માંડીને સામાન્ય નોકર સુધી સર્વ અધિકાર પર સ્ત્રીઓ હતી. તે ઘણો જ ધર્માન્ધ હતો. તેની એક વાત એવી આવે છે કે, એક મનુષ્ય એક ગધેડાની ખરી લઈને તેની પાસે ગયો ને કહ્યું કે આ 'ઈસામસીહ'ના ગધેડાની ખરી છે. રાજાએ તે લીધી અને તેને પચાસ હજાર સીક્કા બક્ષીસ કર્યા. એ પ્રમાણે બીજા ત્રણ જણ પણ ઈનામ લઈ આવ્યા. પછીથી એક પાંચમો માણસ પણ ખરી લઈને ગયો ત્યારે દરબારીઓએ કહ્યું કે 'સુલતાન, ગધેડાને ચાર જ પગ હોય છે.' રાજાએ ઉતર આપ્યો કે, 'સારુ, પણ કદાચ પેલા ચારમાંથી કોઈ જૂઠો હશે અને આ સાચો હશે તો.' આના સમયમાં જહાજમહેલ, તબીરીમહેલ, હિન્ડોલામહેલ, ચંપાવાવડી, જનાનામહેલ વગેરે મોટાં મકાનો સુધારા–વધારા સાથે પૂર્ણ કરવામાં આવ્યાં હતાં.

૧૫૫૬ થી ૧૫૬૭ સુધી નાસીરુદ્દીન ખીલજીએ રાજ્ય કર્યું. આ રાજાએ કેટલીએક લડાઇઓમાં વિજય મેળવ્યો હતો, પણ તે દારુડીઓ અને ચીડિયા સ્વભાવનો હતો. માંડવમાં મકખીમહેલ, બાજબહાદૂરનો મહેલ તેના સમયમાં બંધાવાયા હતા. તેણે મકાનો કરાવવામાં પાંચ કરોડનો વ્યય કર્યો હતો.

૧૫૬૭ થી ૧૫૮૭ સુધી મહમૂદ ખીલજી બીજાએ રાજ્ય કર્યું. તેણે માંડવમાં હિન્ડોલા મહેલ જેવો એક મહેલ બંધાવ્યો હતો એમ કહેવાય છે. તેના સમયમાં સત્તા ઘણી નિર્બળ થઇ ગઇ હતી. તેને ગુજરાત–મેવાડ વગેરેના રાજાઓએ હરાવ્યો હતો અને સત્તા લઇ લીધી હતી. ૧૫૮૭માં તેને બહાદૂરશાહ કેદી કરી ગુજરાત લઈ જતો હતો. પણ કારણસર વચમાં જ મારી નાખી દોહદમાં દફનાવ્યો હતો. ગુજરાતના બાદશાહ બહાદૂરશાહને આની હાર પછી માંડવમાંથી વિપુલપ્રમાણમાં શાહી ખજાનો મળ્યો હતો ને તે તેણે ગુજરાત મોકલી આપ્યો હતો. પણ પાછળથી હૂમાયુએ ૧૫૯૦માં બહાદૂરશાહને હરાવ્યો ત્યારે તે માંડવ થઈને સોનગઢ તરફ થઈ ગુજરાત ભાગ્યો હતો. ગુજરાત સુધી હૂમાયુએ તેનો પીછો પકડયો ત્યારે તેણે માંડવ અને ગુજરાતનો સર્વ ખજાનો ૩૦૦ લોઢાની મજબૂત પેટીમાં ભરી કુસ્તુન તુનિયા પોતાના મિત્ર સુલેમાન ઉપર "અમે તરતમાં આવીએ છીએ અને છેલ્લી જીંદગી મક્કામાં ગુજારીશું. ખજાનો મોકલ્યો છે," એ પ્રમાણે લખી મોકલ્યો હતો, પણ રસ્તામાં દીવ બન્દર પાસે પોર્ટુગીજ લોકોએ તેને મારી સર્વ સમુદ્રમાં ડૂબાડી દીધું હતું. એ પ્રમાણે માંડવનો ખજાનો ન તો માંડવમાં રહ્યો હતો કે ન તો કુસ્તુનતુનીયા પહોંચ્યો હતો. ૧૫૯૨ થી ૧૫૯૮ સુધી ખીલજી વંશના એક સરદાર મલ્લૂખાં ( કાદિરશાહ )નો અધિકાર રહ્યો. ૧૫૯૮ માં શેરશાહે તેને હરાવી પોતાના મિત્ર સુજાતખાંને સુબેદાર તરીકે નિયુક્ત કર્યો, ૧૬૧૦ સુધી તે સુબેદાર રહ્યો.

૧૬૧૧ થી ૧૬૨૦ સુધી શુજાતખાંનનો પુત્ર મલિ બાયજીદ બાજ બહાદુરના નામથી સુલતાન થયો. તે એક પ્રસિદ્ધ ગવૈયો હતો. તેના દરબારમાં ૪૦૦ પ્રસિદ્ધ ગવૈયા રહેતા હતા. રૂપમતી[1] નામની પોતાની રાણી માટે તેણે માંડવમાં રૂપમતી મહેલ બંધાવ્યો હતો. અકબરના સેનાપતિ આદમખાંએ તેને હરાવ્યો હતો ને પછીથી ૧૬૨૬માં અકબરે તેને માળવાના સુબાનો સરદાર બનાવ્યો હતો.

૧૬૨૦ થી ૧૭૮૮ સુધી માળવાના જુદાં જુદાં પરગણાંઓ કરવામાં આવ્યાં હતાં. તેમાં માંડવ પણ એક પરગણું હતું અને તેની સત્તામાં ધાર નાલછા ધરમપુરી અને કોઠડા

૧ ગોંડવાનાની રાણી દુર્ગાવતીથી પરાજિત થયા બાદ બાજ બહાદુર માંડવમાં આવ્યો ત્યારે તે પોતાના મનના સંતોષ માટે શિકાર વગેરેમાં ઘણો સમય ગાળતો હતો. એક સમય સારંગપુરના એક પાતુરની ૧૮–૨૦ વરસની કન્યા એક નદી પાસે ઝાડીમા બેસીને ગાઇ રહી હતી. બાજ બહાદુર તેના સ્વરથી આકર્ષાઈ તે તરફ ગયો. તેનું રૂપ જોઇ મોહિત થયો ને તેને પોતાની બેગમ થવા કહ્યું. તે વખતે તેણીએ પોતાની નર્મદાજીના દર્શન વગર ભોજન નહીં કરવાની પ્રતિજ્ઞા બતાવી. રાજાએ માંડવમાં એક ઉચ્ચ સ્થાન પર મહેલ બંધાવી આપ્યો કે જ્યાંથી નર્મદાજીનાં દર્શન થઈ શકે. એ રીતે તેની પ્રતિજ્ઞા સાચવીને પરણ્યો. હાલ પણ તે મહેલ રૂપમતી મહેલ તરીકે ઓળખાય છે ને ત્યાંથી નર્મદાજી જોઇ શકાય છે. પાછળથી આદમખાએ બાજબહાદુરને હરાવ્યો ત્યારે આદમખાની ઇચ્છા રૂપમતીને પોતાની બેગમ બનાવવાની હતી, પણ રૂપમતી સાથે બળાત્કાર કરવા જતા, રૂપમતીએ ઝેર ખાઇને પોતાના પ્રાણ આપ્યા હતા, પણ પ્રેમ આપ્યો નહતો.

વગેરે હતાં. જુદા જુદા સૂબાઓની ત્યાં સત્તા રહેતી હતી. આ સમયમાં માંડવ પર કોઇએ પણ વ્યવસ્થિત સત્તા ભોગવી નહતી. કારણ કે વારંવાર મરાઠાઓ વગેરેના હુમલા થયા જ કરતા હતા. ૧૭૫૨માં ભારેડપુરાના ઘાટથી માંડવપર મરાઠાઓએ હલ્લો કર્યો હતો. અને પોતાના કબ્જામાં માંડવ લીધું હતું. ઉદાજીરાવ પવારે પણ માંડવ પર કબ્જો મેળવી ધ્વજા રોપી હતી. પણ ૧૭૬૫માં ત્યાંથી તેમને ભાગવું પડયું હતું. પેશ્વાઓએ માળવાના અમુક પ્રદેશપર સત્તા જમાવીને ૧૭૭૮માં ઉદાજીરાવને માંડલ પરગણું સુપ્રત કરવામાં આવ્યું હતું. તે સમયે ગિરધર બહાદૂર નામનો માળવાનો સૂબો હતો તેને ઉદાજીરાવે અને બાજીરાવના ભાઈ ચીમનાજીએ તિરલામાં હરાવ્યો હતો. વળી ૧૭૮૭ માં ફરી બાજીરાવ ઉદાજીરાવ વગેરેને ગિરધર બહાદુરના હાથ નીચેના સૂબા દયા બહાદુર સાથે લડવું પડયું હતું અને તિરલા પાસે બે હજાર સિપાઈઓ સાથે તે માર્યો ગયો હતો. અને પછીથી તે સર્વ પ્રદેશ ઉદાજીરાવને સોંપી દેવામાં આવ્યો હતો. ત્યારથી અત્યાર સુધી તેમના વંશજો માંડવ પર સત્તા ભોગવે છે.

૧૮૦૫ સુધી આનંદરાવ પહેલાએ રાજ્ય કર્યું. તેઓ બાજીરાવ પેશ્વાના સલાહકાર હતા. પેશ્વાને તેમના ઉપર સારો પ્રેમભાવ હતો. ઉદાજીરાવ પોતાના અભિમાની સ્વભાવને કારણે પેશ્વા પાસેથી રાજ્યની સનદ મેળવી શક્યા નહતા તે આમણે મેળવીને રાજ્ય વ્યવસ્થિત કર્યું હતું. અને રાજધાની ધારમાં સ્થાપિત કરી હતી. ૧૮૧૭ સુધી યશવંતરાવ પ્રથમ રાજા રહ્યા. તેઓ ઘણા શૂરવીર હતા. અને ૧૮૧૭ માં પાણિપતના યુદ્ધમાં માર્યા ગયા હતા. ૧૮૩૬ સુધી ખંડેરાવ પવારે રાજ્ય કર્યું. તે અઢી વર્ષની ઉંમરે ગાદી પર બેઠા હતા. રાજ્ય દિવાનની દેખરેખ નીચે ચાલતું હતું. પોતાના ભોળા સ્વભાવને કારણે તેમના સમયમાં રાજ્યમાં ઘણી અશાન્તિ ઉત્પન્ન થઈ હતી. ૧૮૬૩ સુધી આનંદરાવ પવાર બીજાએ રાજ્ય કર્યું. આમના સમયમાં અવ્યવસ્થા ઘણી જ વધી ગઈ હતી. ૧૮૬૩માં તેમનો સ્વર્ગવાસ થયો તે સમયે તેમનાં પત્ની મેનાબાઈએ ઘણા કષ્ટપૂર્વક રાજ્યનું સુકાન સાચવ્યું હતું. મુરારી નામનો દિવાન રાજ્યલોભને કારણે રાણીને દેહકષ્ટ આપવા પૂર્ણ પ્રયત્ન કરી રહ્યો હતો ત્યારે મેનાબાઇએ માંડવગઢના કિલ્લામાં રક્ષણ માટે નિવાસ કર્યો હતો અને ત્યાં તેને એક પુત્રનો જન્મ પણ થયો હતો. તે રામચંદ્રરાવ પ્રથમ થયા. ને અઢી વર્ષમાં ૧૮૬૬માં તેમનું અવસાન થતાં મહારાણીએ એક દત્તક પુત્ર લઈને રાજ્ય સોંપ્યું હતું. તે રામચંદ્રરાવ દ્વિતીય ૧૮૬૬ થી ૧૮૮૯ સુધી રાજા રહ્યા. તે સમયમાં ઘણી અવ્યવસ્થાને કારણે અંગ્રેજ સરકારે રાજ્યનો કેટલોક કાબુ લઈ લીધો હતો ને છેવટે ૧૮૭૫માં સંધી થયા પછી વ્યવસ્થિત રાજ્યતંત્ર સોંપ્યું હતું. ૧૮૮૯ થી ૧૯૧૩ સુધી યશવંતરાવ દ્વિતીય રાજા રહ્યા. તે વિદ્યાવિલાસી, દયાળુ અને દાનશીલ હતા. ૧૯૧૩ થી ૧૯૫૪ સુધી આનંદરાવ તૃતીય રાજા રહ્યા. તે ઉદાર અને કાર્યદક્ષ હતા. ૧૯૫૪ થી ૧૯૮૨ સુધી ઉદાજીરાવ દ્વિતીય રાજા થયા. તે શિક્ષિત અને ચતુર હતા. તેમની પછી હાલમાં આનંદરાવ ચતુર્થ રાજ્ય કરે છે.

એ પ્રમાણે માંડવ પર કોની સત્તા રહી તેનું વિવેચન પૂર્ણ થયું. હવે કોના કોના સમયમાં માંડવગઢમાં જૈનધર્મની કેવી કેવી ઉન્નતિ થઈ તે હવે પછી જોઇશું.

[ ચાલુ ]

मुनि मालकृत

# बृहद्गच्छीय गुर्वावली

संग्राहक—श्रीयुत अगरचंदजी नाहटा, सं. 'राजस्थानी', बीकानेर

जैन गच्छों में बड़गच्छ प्रसिद्ध गच्छ है। इस बड़गच्छकी स्थापनाका समय, अंचलके अतिरिक्त तीनों गच्छोंकी पट्टावलियोंमें, वि. सं. ९९४ पाया जाता है; तब अंचल गच्छकी मोटी पट्टावलीमें वि. सं. ७२३ बतलाया है, पर वह ठीक नहीं प्रतीत होता। क्योंकि बड़गच्छकी गुर्वावली जिसे हम इस लेखमें प्रकाशित कर रहे हैं तथा इससे पूर्वरचित अन्य इसी गच्छकी संस्कृत गुर्वावलीमें बड़गच्छ की स्थापनाका समय वि. सं. ९९४ लिखा है।

इस गच्छकी भाषा-गुर्वावली जो इस लेखके साथ प्रकाशित हो रही है वह बीकानेरके राजकीय संग्रहके गुटके नं. १४ में है। यह कृति भाषामें होनेके कारण इसका सार देना अनावश्यक होनेसे मूल भाषा-पट्टावली ही यहां देता हूं।

॥ पट्टावली ॥

दोहरा—श्री आदीश्वर प्रमुख जिन निमीयै त्रिकाल ॥
जे पालैं जिणआण मुनि तिन्हुहिं बंदीयै माल ॥ १ ॥
युगप्रधान पंचम अरै दोइ सहस नै चारि ॥
आदि सुधर्म्मास्वामीतैं अरु दुपसह मंझारि ॥ २ ॥
युगप्रधान सम आदीयै होसैं पंचम कालि ॥
षोडसहस इग्यार लाख ते संभारे मुनि माल ॥ ३ ॥
गुरु पंचावन कोडि लख पण धन कोडि सहस्स ॥
संख्या चउपन कोडिस्यउं मनि संभरौ अवस्स ॥ ४ ॥
चउमालीसा कोडिस्यउ लाख वलि तेतीस ॥
सहस छवीसा चारिसइ पगाणवई मुनीस ॥ ५ ॥
ए संख्या मझिम गणहिं, होसई इणि कलिकालि ॥
समइ समइ जु अणंत गुण हाणि कही संभालि ॥ ६ ॥
रोहणगिरि सागर जिसौ ए जिणसासण जाणि ॥
उत्तिम मध्यम होई बहु माल रतनजह खाणि ॥ ७ ॥
आगमि आचारज कह्या चारि करंड समान ॥
सद्दहियै निरता हियइं जिणवर आण प्रमाण ॥ ८ ॥
श्री जिनवर अनुक्रमै इन्द्रभूति गणधार ॥
सुगुरु सुधर्म्मास्वामि मुणि जंबूस्वामी कुमार ॥ ९ ॥
सासन रखवालो जिसौ जंबू तिसौ न कोइ ॥
तीनि रतन अनुपम दीया चोरहनै पणि जोइ ॥ १० ॥

प्रभ वर सज्यंभव नमो जसोभद्र संझय ॥
भद्रबाहु गुरु थूलभद्र श्रुतकेवली छ हुई ॥ ११ ॥
थूलभद्र धन धन्य गुरु ब्रह्मचर्य प्रतिपाल ।
चौरासी चौवीसीयै जस कहि नमि मुनिमाल ॥ १२ ॥
महागिरि अनै सुहस्ति गुरु सुस्थित नाम मुणिंद ॥
इंद्रदिन्न गुरु सीहगिरि पूरव विद्याकंद ॥ १३ ॥
वयरस्वामि दस पूर्वधर वंदति देव जगीस ॥
जिनसासन मंडन हूवा वज्रसेन तसु सीस ॥ १४ ॥
तास सीस चारै प्रगट चारै दिपै दिणंद ॥
चंद्र अनै निवृत्त हूवा विद्याधर नागिंद ॥ १५ ॥

भासा — चंद्रसूरि सामंतभद्र आरण्यकवासी ।
सेत्रुंज अणसण निमित्ति गुरु चलीया विमासी ॥
आया कोरंटा सा ग्राम तह चैत्य निवासी ।
संवेगी देवचन्द्र नाम देख्यौ सुहुदासी ॥ १६ ॥
दीधी उपसंपदा तिसही आचारज थाप्यौ ।
वडौ देवसूरि जुग प्रसिद्ध तसु नाम सुआप्यौ ॥
गुण छतीस विराजमान गछपति ए कहियै ।
प्रद्योतनसूरि तासु पट्टि गीतारथ लहीयै ॥ १७ ॥
जयविजय अपराजिता ए पद्मावति देवी ।
सुहुगुरु नामत चरनकमल वंदइ ते सेवी ॥
मानदेवसूरि तासु सीस शांतिस्तव कीधौ ।
संघउपद्रव तिणी निवार जगमाहि जस लीधौ ॥ १८ ॥
आचारज देवेन्द्रसूरि बहु प्रकरणकारक ।
जिनसासन आधार सार प्रगट्यौ गणधारक ॥
मानतुंगसूरि जिण किया भक्तामर भयहर ।
राजा भोज सभा समीक्ष सासनमहिमा कर ॥ १९ ॥
तास पट्टि श्रीवीरसूरि जिणि नेमि जिणंद ।
करीयै प्रतिष्ठा नागपुरै गुरु देवानंद ॥
विक्रमसूरि महामुणिंद नरसिंह हुवा गुरु ।
नारिसिंह जिण यक्ष कीयौ श्रावक जिम अणुचरु ॥ २० ॥
तासु पट्टि समुद्रसूरि जिणि नागेन्द्रह पुर ।
पारश्वचैत्यउदालि लीओ जे हुय दिगम्बर ॥
पद्मावतिनै वलहतेन अद्धरिध कीयौ ।
करि प्रभावना जैन तणी गुरि जग जस लीयौ ॥ २१ ॥
मानदेवगुरु सूरिमंत्र वीसर्यो किणिहि परि ।

अंबाई गिरनारि जाइ आराधी तप करि ॥
सीमंधर जिण पासि गइ सूरिमंत्र दीयो तिणि ।
विद्यागुरु हरिभद्रसूरि जेहनौ भाई पिणी ॥ २२ ॥
विबुधसूरि प्रभु जयाणंद आचारज वंदौ ।
रविपहसूरि हुवउ महंत नामि पाप निकंदौ ॥
सात सुए दस जिण संवत नड्डूलनगर जहं ।
चैत्यप्रतिष्ठा करीय जेणि प्रासाद प्रगट जहं ॥ २३ ॥

जसोदेव प्रद्युनसूरि गुणवंत चरणधर ।
मानदेवसूरि तासु पट्टि वलि हुवा सुगुरु ॥
जोग अनै उपधान तणी विधि जिण महि लहीयै ।
'विधिप्रभा' तिणि ग्रंथ कीयौ गछपति सो कहीयै ॥ २४ ॥
विमलचंद गुरूचरण नमो अडसइ बावीसइ ।
स्वर्णसिद्धिनी लब्धि हूंती उपगार जगीसइ ॥
चित्रकूटि नै गोपालगिरिइ जिणबिंब पतीठा ।
जीत दिगंबरवाद तिहां घने तै जिण दीठा ॥ २५ ॥

श्रीउद्योतनसूरि हूवा तिहु सै परिवारै ।
लोकडीया वडहेठि जेठि आठमि रविवारै ॥
नवसै चौरानवें (९९४) वरसि थाप्या बहु सीसैं ।
वेली देखी अमीयतणी सूरीस जगीसै ॥ १६ ॥
सर्वदेवसूरि वडो शिष्य तिणि पाटि भट्टारक ।
हुवा प्रसिद्ध बडगछ तहा भवियण उपगारक ।
दससै दस संवत जेणि चंद्रप्रभस्वामी ।
करीय थापना चारि सूरि पदवी वलि पामी ॥ २७ ॥

रूपवंत रूपदेवसूरि सर्वदेव मुनीसर ।
जसोभद्रसूरि नेमचंद्र मुनिचंद्र सूरीसर ॥
बार वस्तु उपरांति विगइ परित्याग कीयां तिणि ।
आछण पाणी जाव जीव आंबिलतप कीयो जिणि ॥ २८ ॥

दोहराः — देवसूरि वादी हुवौ दिपै भाग निलवट्टि ।
ग्यारहसै चौहत्तरै गुरु थाप्यौ निज पट्टि ॥ २९ ॥
दक्षिन थी आयो तबै खमणौ पंडित एक ॥
अनहलपुर पाटण वसै सितपट तहां अनेक ॥ ३० ॥
तिणिस्यौ वाद न करि सकै देवसूरि विण कोइ ॥
रण झूझहिं केम सूरि विण एह प्रगट जगि जोइ ॥ ३१ ॥

छम्मासे खमणौ जितौ कीयो जैन उद्योत ॥
पहिरत को मुनि वस्त्र तनि जै इहु सुगुरु न होत ॥ ३२ ॥

भासा — विमलचन्द्र उवझाइ भाइ तसु पट्टि प्रसूधी ।
व्रतनी अरु उवझाइ पणौ तसु पछै न कीधी ॥
मानदेवसूरि हुवा वली हरिभद्र मुनीसर ।
पूर्णभद्रसूरि नेमिचंद बलि प्रगट सुहंकर ॥ ३३ ॥
गछपति श्रीनयचंद्रसूरि मुनि रतन विदीता ।
मुनिसेखरसूरि जुगप्रधान अंतर उर जीता ॥
कावसग्ग जिणि मागि (नाम?) लेया शुभ मनि आई ।
भट्टरिग बैठा सेत्रुजै की जिणि आग बुझाइ ॥ ३४ ॥
तिलकसूरि तसु पट्टि हूवा भद्रेश्वर गछपति ।
सूरि मुनीश्वरसु मणि भट्टारक सुभमति ॥
रतनप्रभुसूरि गछधार परमार्थ न जूया ।
पहथी भट्टारक अनै आचारज हूवा ॥ ३५ ॥
नमीयै सुगुरु महिंद्रसूरि रतनाकर सूरे ।
सूरि मेर प्रभु राजरतन महिमा भरपूरे ॥
सूरीसर मुनिदेव रतनशेखर गुरु लहीयै ।
पुन्यप्रभुसूरि संजमराज गुरु तसु पट्टि कहीयै ॥ ३६ ॥
भावसूरि उदैराज गछपति गुण आगर ।
भट्टारक श्रीशीलदेव सूरेन्द्र प्रभाकर ॥
सपरगछ पालंति जिके जिण आग्यामात्र ।
आचारज उवझाई साहु ते नमो त्रिकाल ॥ ३७ ॥
गछपति श्रीमाणिकदेव गुणवंत समिद्धौ ।
दामोदर देवसूरि हुवौ जगमाहि प्रसिद्धौ ॥
तासु पट्ट नरेन्द्रदेव मिलि संघहिं कीधौ ।
वैद्यक विद्यागुणनिधान पग बहुली ऋद्धौ ॥
नाम लेइ जौ जुगप्रधान तिह संकट भाजै ।
प्रात उठि जौ नाम लेहि तिहि नवनिधि साजै ॥

इति श्री बृहद्गछीय गुर्वावली समाप्तेति । चिरंजीवी दलपतिराइजी पठनार्थं । शुभं भूयात् ।

पीछे से अन्य व्यक्तिके लिखितः—

तास पट्ट पंडित हूवौ जगमाहि प्रसिद्ध—

गुटकेका लेखनकालः—

सं. १७४९ आषाढ सुदी ९ स्टेट लाइब्रेरी गुटका नं. ११४

अन्यत्र लेखनकाल—

संवत १७५१ फा. सु. ७ र. तातह(ड) गोत्रे साह पंचाइण प्रह्लसाहजी पठनार्थं श्वेताम्बर हेमहर्षेण लिपी चक्रे ।

# કેટલીક ઘટનાઓનો સમયનિર્દેશ

સંગ્રાહક—પૂ. મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી

'શ્રીચારિત્રવિજયજ્ઞાનમંદિર'ના હસ્તલિખિત પુસ્તકોના સંગ્રહમાં ત્રણ છુટક છુટક હસ્તલિખિત પાનાં છે. આ પાનાંમાં પ્રાચીન શહેરોની સ્થાપના, શહેરોનું પતન, રાજાનું અવસાન, નવા રાજાનો રાજ્યાભિષેક–વગેરે કેટલીક ઇતિહાસ ઉપયોગી ઘટનાઓના સંવતો આપ્યા છે. ઇતિહાસપ્રેમીઓને અને ઇતિહાસના સંશોધકોને એ ઉપયોગી થઈ પડશે એમ સમજી એ પ્રતની અક્ષરશઃ નકલ અહીં આપવામાં આવે છે.

અહીં એટલો ઉલ્લેખ કરવો જરૂરી છે કે–આ પ્રતમાં આપેલ બધા ય સંવતો ખરા જ છે એમ માની લેવાની જરૂર નથી. કોઈ કોઈ ઘટનાના સંબંધમાં ફેરફાર, મતભેદ યા મતાંતર પણ હોવાની સંભાવના છે. અહીં તો માત્ર ઇતિહાસ–સંશોધનમાં ઉલ્લેખ રૂપે ઉપયોગી થાય એમ સમજીને જેમના તેમ આપ્યા છે. —સં.

---

संवत् ८०९ वैशाख शुदि १३ एता अनंगपाल तुंअर दिल्ली वशाई।

संवत् ७३१ राजा भोज उमेद्जीई।

संवत् ८०२ वेशाख शुदि ६ वीरसेने (वनराजे) पाटण वास्यों, पीराणपाटण नरसझद्र (?) एहवो नाम छे।

संवत् ९०२ वर्षे चित्तोडगढ अमरसिंघ राणो वसाव्यों गढ कराव्यो।

संवत् १०७८ नाहड पडीहार नागोर वास्यों।

संवत् १०७७ भोज परमाररो, वीरनारायण गढ सेवीआंणों वास्यों। गढ कराव्यों, आगें कुंभेटो गाम कहवाणों।

संवत् १०८८ सेत्रुंजें विमलवसही करावी।

संवत् ११९५ राजा पृथ्वीराजनो मंत्रीसर नागोर वसायों किवारे दीयमें इधांने गाडर सिघभेला बेठा दिण देखीने वसायों।

संवत् ११८१ फलविधिपार्श्वनाथनी थापना।

संवत् ११८४ सिद्धराय जेसंघदे ध्यउ सिधपूर रुद्र।

संवत् १२१२ सावण वदि १२ रावल जेसल आपरें नामें जेसलमेर मालो कारापित।

संवत १२१३ जगडो हूयों, कछमांहि भदेसर छे तठे हूओ राठेसंधारण कहिवराणो।

संवत् १२०० वीसलराउ अजमेरे राज्य कीधों।

संवत् १२२४ आबुजी उपरिं अचलगढ कराव्यो तेजपाले धरम करणी करी तेजपालें वसतपाले कराव्यों।

संवत् १२३६ देवड कराव्यां।

संवत् १३०० जालोरगढ उपरि बाओ कान्हडदे सोनिगिरि गढ करायों पहिलां राज थानसिं भिन्नमाल थयों।

संवत् १३३७ पातिसाह अलावदीन गोरीयों जालोर आयों।

संवत् १३५१ गढ जालोर अलावदीन राव कांनडदें सोते गिरि उपरिं अलोप हूओं कुंअर वीरमदें आपघात करी मारी (गादी) लीधी पेट उपरिं पीयडी विंटी तेहथी आर (और) बांधीने मामलो कीधो पछें पकडयों तिवारें वीरमदे कह्यों माने सूसता होग वों तरे हथीहार (हाथ) छोडया तिवारें वीरमदे विलांक हूओं माथो पातिसाह हजूर लेई नई गया पछे पातिसाहरी बेटी सत कीधो।

संवत् १३५१ विहारी-बानू थानें मेंल्यां जालोर।

संवत् १४०२ अहमद पातिसाह वसायों, चंपानेरथी आवी वासी माणीकसर नाथ जोगी ब्रह्मचारी गुरुरी आज्ञाथी वसाई अहमदनगरिं पहिलां लाथेर वसाई।

संवत् १४०२ अहमद पातिसाह वसायों दखणमांहिं अहमदनगर वसायों।

संवत् १४५२ वैशाख वदि ७ देवडे सहसें सीरोही वसाई।

संवत् १४९३ राणपूर देवल थापना कीधी।

संवत् १५१० राठोड बीकें जोधावत आपरे नामें जंगलमांहिं बीकानेर वसायों।

संवत् १५०४ राव योधें योधपूर वसायों।

संवत् १५१२ जोधपुर जगडो हूओ, सवालाख याचकने जीमाडया।

संवत् १५१३ राव हमीर नराउत फलवधीरो कोट करायों।

संवत् १५१५ दूजे जोधावत मेडतो वसायों आगें आहू मानधातोरों वसारों वसायों सुनो खेडो वसायों।

संवत् १५९१ राव मालदें नागोर लीधी।

संवत् १५९६ राव वीदें मेहवो वसायो पहिलां अमरकोट रहेतां।

संवत् १५९६ रावल जामें नवोनगर वसायों, पहिलां कच्छमध्यें रहितां।

संवत् १५९८ राव मालदें बीकानेर लीधी।

संवत् १७११ चैत्रवदिमांहि अजमेर लडाई कीधी दारोसाह भागों उरांग जीत्यों।

संवत् १७११ मेवाड विखो हूवो सादूलखांन चीत्तोड पाडयों।

संवत् १७१२ राजा जसवंतसिंघने वधनोर पडगनों हूओ।

संवत् १७१३ राजा जसवंतसिंघने जालोर हूओ।

संवत १७१४ चैत्रमाहि आसोवदि ९ दिने पातिसाह

संवत् १७१४ चैत्रमांहि जसवंतसिंघनई घोडा हजार २२०००सू साहिजादा उरंग १ मूरादसां सामा विदा कीया। दारेंसाह माहाराजनें विदा कीया। उजेणें पोहता तितरें साहियादा पणि अहमदावादस्यूं उजेणीई आव्यों। घोडा साथे हजार ८००००सूं आयों एक सिसोदिउसूं जाण सिंघउ कालोदल थंभ ४।

संवत् १७१४ वैशाखमांहिं उजेणी लडाई हूई राव रतन कामें आव्या ए कहाडों नूंकुंदजी।

संवत् १७१४ जेष्ठमध्यें राजा घरें आया। मारुवाडे आया।

संवत् १७१४ गांम धवलपुरमांहिं दारासाह उरंगमूरादें लडाई कीधी। दारो भागों तठे गयो उरंग१ मूरादि२ दिल्ली आगरें गया।

संवत् १७१४ राणें राजसिंघ मालपूरे मार्यो।

संवत् १७१४ मूरादसाह पकड्यों राजा जवंतसिंघने पातिसाह बुलाया पडाना ५ हाथार घोडो १ शिरपाव१ तलव१ दिल्लीरी कुंची देने आप पातिसाहजी लाहोर गया। मास३ आगरे रह्या। एतरें सा सूंजे माथों उपाड्यो तितरे पातसाहस्यु जा साह्मा चाल्यो। पछें राजा पातिसाहजी वणिक नहीतरे खेलूंमाळुं राजाजोई मार्यो।

। इति संपूर्ण।

संवत् ९०२ चित्रांगदे मोरी चित्रोड वसाई।

संवत् १३६१ अलावदीन पातिसाह चितोड पदमणीरै लीयै आयो नै गोरो वादल लडिया।

संवत् १६२४ राणां उदैसिंघजीसुं चितोड छूटो नै पीछोला उपरै उदैपुर वसायो।

संवत् १५२८ दूदै योधावत मेडतो वसायो। आगै राजा मानधातारो सूनो खेडो वसायो।

संवत् १५५४ दूदै योधावत काल कीयो नै वीरमदेजी टीकै बैठा।

संवत् १६०३ वीरमदेजी काल कीधो, जैमलजी टीकै बैठा।

संवत् १५१५ राव जोधै आपरै नाम जेठ सुदि ११ जोधपुर वसायो। पहिलां मंडोवर राजधांन होतो।

राजा अज हुओ जिण आपरै नाम अजमेर वसायो।

संवत् १०७१ राज वीसलदे अजमेर लीधी नै राज बैठो।

संवत् १०७७ राजा भोजरै बेटै मी (वी)रनारायण समीयांणो गढ करायो। मूलमै प(र)मारारो करायो।

संवत् १३०१ कानडदे सोनिगिरै जालंधरीनाथरी दवासुं सोवनगिर उपरा गढ करायो। जालंधरी नाथ जोगीरै नांवै अबै पहाडरो नाम जालंधर कहीजै छै। अठै तपस्या करतो। तलहटी सहर जालोर कहीजै छै।

संवत् १३१५ वैशाख जदि ९ जालोरगढ भागो। कानडदे वीरमदे राणंगदे कांम आया।

સંવત ૧૯૭૪માં મુનિરાજ શ્રી જયમુનિજી (વર્તમાન આ. શ્રી. જયસૂરિજી) મહારાજના ઉપદેશથી શ્રીસંઘે મળી નવ દેરાસરોનું એક દેરાસર કર્યું. તે સમયે લગભગ ત્રણસો જેટલાં પ્રતિમાજી કચ્છ વગેરે દૂર દૂરના પ્રદેશોમાં જ્યાંથી શ્રી સંઘ ઉપર માંગણી આવી ત્યાં મોકલવામાં આવી હતી. તેમજ સં. ૧૯૫૮ની સાલમાં [૪૭૫] પોણા પાંચસો ધાતુનાં પ્રતિમાજી પાલીતણાં મોકલાવ્યાં હતાં. સં. ૧૯૭૬ની સાલમાં (૨૪) ચોવીસ પ્રતિમાજી 'ભાંડકતીર્થ'માં લઈ ગયા છે. સંવત. ૧૯૭૩–૭૪ની સાલમાં જયમુનિજી મહારાજે ચોમાસુ રહીને નવા મંદિર માટે જ્યાં પહેલા ઉપાશ્રય હતો તે સ્થાને પાયો ખોદાવરાવી ખાતમુહૂર્ત વગેરેની ક્રિયા કરાવી હતી. મંદિરનું કામ પાંચ વર્ષ સુધી ચાલ્યું હતું. આ મંદિર સુંદર અને એક દેવવિમાન જેવું શોભે છે. દેરાસર નકસીપૂર્ણ રમ્ય અને શિખરબંધી બંધાયેલું છે. ઉક્ત મંદિરની ૧૯૭૬ની સાલમાં વૈશાખ વદિ ૬ ના દિવસે ધામધૂમપૂર્વક જયમુનિજી મહારાજ [હાલમાં આ જયસિંહસૂરિજી મ.]ના હસ્તે પ્રતિષ્ઠા થઈ છે. હાલમાં પણ મંદિરમાં પ્રતિમાજીનો પરિવાર સારો છે. વચમાં મૂળનાયક તરીકે સોલમા શ્રી શાન્તિનાથ ભગવાનની પ્રતિમાજી બિરાજે છે. આ પ્રતિમાજી ૨ા–૩ ફુટનાં છે. આ મનોહર પ્રતિમાજીનાં દર્શન કરતાં આત્માને ઘણો જ આનંદ થાય છે. નીચે ભૂમિગૃહમાં દશમા શ્રી શીતલનાથ ભગવાન મૂળનાયક છે. આ પ્રતિમાજી મહારાજ ૩–૩ા ફુટના છે. તેમનાં દર્શન આત્માને ખરી શીતળતાનું ભાન કરાવે છે. ઉપર શિખરમાં ચાર પ્રતિમાજી ચૌમુખજીના રૂપમાં બિરાજે છે. આ પ્રતિમાજી પણ બે બે ફુટના છે. પહેલાં જે અહીં અઢાર જિનમંદિરો હતાં તે સર્વ મંદિરોના મૂળનાયક ભગવાન અત્રેના નવીન મંદિરમાં પધારાવ્યા છે. તે મૂર્તિઓ એક એકથી અદ્ભુત અને પ્રભાવશાળી છે.

બુરાનપુરમાં ત્રણ–ચાર પેઢીઓથી એવી દંતકથા પ્રચલિત છે કે સાતમા શ્રી સુપાર્શ્વનાથ ભગવાનનાં પ્રતિમાજી તથા હાલમાં નવા મંદિરમાં નીચેની ઓરડીમાં માનભદ્રજીની પાસે ભૈરવજી છે તે આજથી લગભગ ૨૦૦–૨૫૦ વર્ષ પહેલાં માંડવગઢ તીર્થથી અદૃશ્ય રૂપે અત્રે આવેલાં છે. આ પ્રતિમાજી પંચ ધાતુમય પરીઘર સહિત લગભગ ત્રણ મણ વજનમાં છે. પરીઘરના બે ખંડ થાય છે અને પ્રતિમાજી પણ પરીઘરથી જુદાં થઈ શકે છે. પ્રતિમાજી ઘણા સુંદર છે.

આ પ્રતિમાજી અને તેના પરીઘર ઉપર લેખ છે. મૂર્તિ ઉપરનો લેખ આ પ્રમાણે છે:

**स्वति संवत १५४१ वैशाख सुदी ५ तिथौ गुरुवारे श्रीमालज्ञातीय धरायल गोत्रे उडक पञोलीया संघवी मोला संताने संघवी हरघण पुत्र संघवी पकदेव पुत्र संघवी राणा भार्या तिलक पुत्र संघवी धरणा संघवी सुहणा। धरणा भार्या सेढी पुत्र पदमशी। संघवी सुहाणा भार्या मानु द्वितीय भार्या लाडी पुत्र संग्रामेण वीरयुतेन संघवी सहाणाकेन आत्मपूण्यार्थे श्री सुपार्श्वबिंबं कारितं प्रतिष्ठितं च श्री धर्मघोषगच्छे भटारक श्रीविजयचंद्रसूरिपट्टे भटारक श्रीसाधुरत्नसूरिभि: मंगलं अस्तु शुभं भवतु।**

પરિઘર ઉપરનો લેખ આ પ્રમાણે છે.

**संवत १५४१ वर्षे वैशाख सुदी ५ श्रीमाल ज्ञातीय संघवी राणा सुत संघवी धरणा भार्या सेढी संघवी सुहणा भार्या मानु द्वितीय भार्या लाढी सहवीरयुतेन श्री सुपार्श्वबिंब कारितं प्रतिष्ठितं च धर्मघोष गच्छे श्री साधुरत्नसूरिभिः मंगलं ।**

બુરાનપુર આવનાર જાત્રાળુઓને કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ આદિની પ્રાચીન પાદુકાઓ જે એત્રેથી ત્રણ માઈલ દૂર "સોન બરડી"માં આવેલા છે, તેના દર્શનનો પણ લાભ મળે છે.

શ્રી. માંડવગઢ તીર્થની તેમજ શ્રી અંતરીક્ષજી પાર્શ્વનાથ તીર્થની યાત્રાર્થે આવનાર–જનાર શ્રાવકભાઈઓએ આ બુરાનપુર તીર્થના દર્શન કરવાનો અપૂર્વ લાભ અવશ્ય લેવા યોગ્ય છે, કારણ કે શ્રી. માંડવગઢ તીર્થ અને અંતરીક્ષજી તીર્થની વચમાં બુરાનપુર આવેલ છે. આવવા–જવાની રેલ્વેની સગવડ પણ સારી છે.

શ્રી માંડવગઢ તીર્થથી આવનારને મહુથી ખંડવા થઈ બુરાનપુર સ્ટેશન ઊતરી ગામમાં મોટર ઘોડાગાડીથી અવાય છે. અને શ્રી. અન્તરીક્ષજીતીર્થથી આકોલા થઈ ભુસાવલથી બુરાનપુર અવાય છે.

# શ્રી માંડવગઢની મહત્તા

## [ ઐતિહાસિક ટૂંક પરિચય ]

લેખક—પૂ. મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

[ ગતાંગથી ચાલુ : લેખાંક બીજો ]

### જૈન મંત્રીઓ અને વિદ્વાનો

શ્રી માંડવગઢજીની વ્યવસ્થિત રચના થયા બાદ ત્યાં સમૃદ્ધિ અને વસ્તિ દિનપ્રતિદિન વધવા લાગી. જુદા જુદા દેશના ભાગ્યશાળી પુરુષો ભાગ્ય અજમાવવા માંડવગઢ આવવા લાગ્યા, અને સારા સારા અધિકારો ને હોદ્દાઓના અધિપતિ બન્યા. તેમાંના કેટલાએકનું વર્ણન અહીં બતાવવામાં આવે છે.

**૧. મહામંત્રી પેથડકુમાર :—**

ચૌદમા સૈકાની શરૂઆતની આ વાત છે. માંડલગઢમાં તે સમયે જયસિંહદેવ તૃતીયનું રાજ્ય ચાલતું હતું. તે સમયે વિદ્યાપુર (વિજાપુર)નો એક વણિક અખૂટ સમ્પત્તિ છતાં કર્મસંયોગે ગરીબ સ્થિતિને પામ્યો. લોકો તેની હાંસી કરતા હતા કે હવે તો આ 'લાખ વર્ષે લખપતિ અને કરોડ વર્ષે કોટિધ્વજ' થાય તેમ છે. તેમ છતાં તેનું ભાગ્ય જોઈને તેની પોતાની સ્થિતિ પ્રમાણે પાંચસોની ઇચ્છા છતાં ભવિષ્યમાં બાધ ન આવે માટે, વિજયધર્મઘોષસૂરીશ્વરજી મહારાજે તેને પાંચ લાખનું પરિગ્રહ-પરિમાણ વ્રત આપ્યું.

આજીવિકા ચલાવવાનું પણ કઠિન થયું ત્યારે તેની દૃષ્ટિ માંડવગઢ તરફ વળી. શુભ મુહૂર્તે તે માંડવગઢના દ્વારમાં પ્રવેશ કરતો હતો ત્યારે ડાબી બાજૂ કૃષ્ણ સર્પ ઉપર બેઠેલી દેવચકલી બોલી. તે ખચકાયો. પાસે ઊભેલા એક મારવાડીએ કહ્યું કે 'શેઠ વિચાર શું કરો છો? શુકન સારાં થાય છે, જલદી પ્રવેશ કરો.' પ્રવેશ કર્યા પછી મારવાડીએ કહ્યું : 'જો તમે અટકયા સિવાય જ પ્રવેશ કર્યો હોત તો નક્કી આ નગરના રાજા બનત. પણ હજુ તમારું ભાગ્ય પ્રબળ છે. અહીં તમે ઉત્તરોત્તર ઉન્નતિને અનુભવશો.' શરૂમાં તેણે ત્યાં ઘીનો વેપાર કર્યો. તેમાં એકદા તેને ચિત્રાવેલની પ્રાપ્તિ થઈ, તેના પ્રભાવે તેની પાસેથી લક્ષ્મી જરા પણ ખૂટતી ન હતી. ભાગ્યયોગે તેને કામઘટ પણ મળ્યો. પછીથી ખાનદાની, વિપુલસંપત્તિ અને ચતુરાઈને કારણે રાજાએ તેને રાજ્યનો મુખ્ય મંત્રી બનાવ્યો. તેનું નામ પેથડકુમાર!

આ પેથડકુમાર દેદાશાહના[1] પુત્ર થાય. દેદાશાહ પેથડકુમારને પદ્મિની નામની એક શેઠની પુત્રી સાથે પરણાવી, ઝાંઝણકુમાર નામના પૌત્ર-રત્નને રમાડી સ્વર્ગ સીધાવ્યા હતા, ત્યારબાદ ગૃહસ્થાશ્રમનો સર્વ ભાર પેથડકુમારે ઉપાડી લીધો.

---

૧. નિમાડમાં નાંદુર નામે એક નગરમાં દેદાશાહ નામના એક સામાન્ય સ્થિતિના ઓસવાળ રહેતા હતા. શ્રીમન્ત થવાને અનેક પ્રયત્નો કરતાં એક સમય નાગાર્જુન નામના યોગીએ તેમને સુવર્ણસિદ્ધિની પ્રક્રિયા બતાવી. શ્રીમંત થયા બાદ દયાદાનથી તેમની કીર્તિ સુદૂર ફેલાઈ. તે

**ઝાંઝણકુમારનો વિવાહ:**—ઝાંઝણકુમાર યૌવન વયને પામ્યા ત્યારે તેમનો વિવાહ એક સારાગુણ અને લક્ષણવાળી કન્યા સાથે કરવામાં આવ્યો. તે પ્રસંગે પ્રસંગોપાત્ત સારંગદેવ રાજા[૨] નર્મદા તટે આવીને સૈન્ય સાથે રહ્યો હતો. તેને નિમંત્રણ આપી પેથડકુમારે તેનું સારું સન્માન કર્યું—સસૈન્ય ભોજન કરાવ્યું અને રાજાને પુત્ર વધૂ દેખાડી. રાજાએ તેને ખોળામાં બેસાડીને ખુશી થઈ કાંચળીમાં એક લાખ ને બાણુ હજાર ગામવાળા માળવાના દરેક ગામમાંથી દર વર્ષે એક એક ગદીયાણું સુવર્ણ મળે તેવી વ્યવસ્થા કરાવી. પેથડકુમાર તે સર્વ સુવર્ણનો ધાર્મિક કાર્યમાં વ્યય કરતા.

**તીર્થયાત્રા અને સંપત્તિની પ્રાપ્તિ:**—એક સમય પેથડકુમાર આબુજી, જીરાવલા વગેરે તીર્થોની યાત્રા કરવા ગયા હતા. યાત્રા કર્યા બાદ ત્યાં જુદી જુદી વનસ્પતિઓની વિપુલતા જોઈને તે વનસ્પતિઓની શોધ કરવા તેમનું મન લલચાયું. તે શોધ કરતાં તેમને એક જડી બુટી (રુદ્રવતી) પ્રાપ્ત થઈ, જેનાથી લોહનું સુવર્ણ બનાવી શકાય. તેથી ખૂબ સુવર્ણ બનાવી તેમણે તે સર્વ ઊંટ ઉપર નાખી માંડવગઢ મોકલી આપ્યું.

**ધર્મઘોષસૂરિજી મહારાજનો માંડવગઢમાં પ્રવેશોત્સવ ને જ્ઞાનભક્તિ:**—આચાર્ય મહારાજ શ્રી વિજયધર્મઘોષસૂરીશ્વરજી મહારાજ માંડવગઢ પધારતા હતા ત્યારે તેઓશ્રીના આગમનના સમાચાર માધવ નામના એક ભાટે એક જ દિવસમાં ૧૬ યોજનનો પંથ કાપી મંત્રીશ્વરને આપ્યા. તે સમાચારથી આનંદિત થઈ તેમણે તે ભાટને સોનાની જીભ, હીરાના બત્રીશ દાંત, રેશમી વસ્ત્રો, પાંચ અશ્વો અને એક ગામ એટલું ઇનામ આપ્યું. ૭૨ હજાર દ્રવ્યનો વ્યય કરી આખા નગરને શણગારી મહોત્સવપૂર્વક

---

કીર્તિની ઈર્ષ્યાથી ત્યાના રાજાએ દેદાશાહને કોઇપણ બહાને કેદ કર્યા. પણ તેમની પત્ની વિમળાના શ્રી સ્થંભન પાર્શ્વનાથના સતત ધ્યાનથી તરત મુક્ત થયા અને સર્વ સંપત્તિ લઇ વિદ્યાપુર (વિજાપુર) ચાલ્યા ગયા. એક સમય દેદાશાહ દેવગિરિ (દૌલતાબાદ) ગયા હતા. ત્યાં મુનિરાજના વંદન માટે ગયા ત્યારે ત્યાં સંઘ ભેગો થઇ એક ઉપાશ્રય બંધાવવાનો વિચાર કરતો હતો. લક્ષ્મીનો સદ્વ્યય કરવાના ભાવથી દેદાશાહે તે ઉપાશ્રય પોતે બંધાવવા શ્રીસંઘને અરજ કરી. ત્યાંના લોકોની તે સંઘ તરફથી બંધાય તેવી ઇચ્છા હતી. પણ જ્યારે દેદાશાહે સતત આગ્રહ જારી રાખ્યો ત્યારે ત્યાંના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થે તેમને કહ્યું કે 'શું તમે કંઇ સોનાનો ઉપાશ્રય બંધાવી આપવાના હતા?' દેદાશાહે જવાબ વાળ્યો કે 'હા, આપ શ્રીસંઘની એવી આજ્ઞા હોય તો હું ઉપાશ્રય કંચનનો કરાવી આપું.' પણ ગુરુમહારાજે દુઃષમ આરાના ભાવો વિચિત્ર હોવાને કારણે તેમ કરવા ના પાડી. તે સમયે કાશ્મીરથી એક વેપારી ૫૦॥ મણ કેશર વેચવા ત્યાં આવ્યો હતો. તે કેશર જ્યારે કોઇએ ખરીદ કર્યું નહિ ત્યારે તે નિરાશ થઈ પાછો જતો હતો. દેદાશાહને આ વાતની ખબર પડી એટલે તે સર્વ કેશર ખરીદી લઈ તેમાથી ૪૯ મણ કેશરનો આ ઉપાશ્રય બંધાવવામાં વ્યય કર્યો અને કંચનશાળાના બદલે કેશરશાળા દેવગિરિમાં બંધાવી. બાકીનું ૧॥ મણ કેશર ત્યાં જુદાં જુદાં મંદિરોમાં પ્રભુભક્તિ માટે અર્પણ કરી વિજાપુર પાછા આવ્યા.

૨ આ ઘટના વખતે પેથડકુમાર પ્રાયઃ મંત્રી નહિ થયા હોય અને માળવા ઉપર સારંગદેવની કંઇક સત્તા હશે. કેટલાક ગ્રન્થોમાં પેથડકુમારને સારંગદેવ રાજાના મંત્રી બતાવ્યા છે. તે પણ સારંગદેવની માળવામાં કંઈક સત્તા હોય અને તેની સૂચનાથી પેથડકુમાર મંત્રી બન્યા હોય તે રીતે ઘટે છે. બાકી પાછળથી માંડવ પર સૈન્ય લઇને સારંગદેવ ચઢી આવ્યો ત્યારે તેના સૈન્યને પેથડકુમારે હરાવ્યું હતું તેવો પણ ઉલ્લેખ છે.

ગુરુ મહારાજશ્રીનો માંડવગઢમાં પ્રવેશ કરાવ્યો. ગુરુમહારાજશ્રીના શ્રીમુખે પચમાંગ શ્રી ભગવતીજી સૂત્રનું વિધિપૂર્વક સંપૂર્ણ શ્રવણ કર્યું અને તેમાં આવતા દરેક 'ગોયમ' પદની સુવર્ણ મહોરથી પૂજા કરી. તે એકઠી થયેલ ૩૬ હજાર સોના મહોરોથી ભરૂચમાં સાત સરસ્વતી ભંડાર તથા અન્ય સ્થળે જ્ઞાનભંડારો કરાવ્યા અને આગમો લખાવ્યા.

**ગુરુમહારાજ પાસે ઉચ્ચરેલ વ્રત—નિયમો:**—પેથડકુમારે શ્રી ધર્મઘોષસૂરિજી મહારાજ પાસે સર્વ વ્રતો ને નિયમોનો પાયો હોવાથી પ્રથમ શુદ્ધ સમ્યક્ત્વ વ્રત ઉચ્ચર્યું ને તેના ઉલ્લાસમાં સુવર્ણમહોર સહિત સવા લાખ મોદકની પ્રભાવના કરી ને પછી બીજા નાના મોટા વ્રત-નિયમો લીધા તે આ પ્રમાણે-પાન સિવાય કોઇ પણ સચિત્ત ન વાપરવું [ રાજસભાનું ભૂષણ ગણાતું હોવાથી પાનની છૂટ ], ત્રિકાલ જિનપૂજન કરવું, સવાર સાંજ હમેશ પ્રતિક્રમણ કરવું, [ તેમાં બે યોજન અથવા ગાઉમાં મુનિરાજનો યોગ હોય તો ત્યાં જઇ તેમની પાસે પ્રતિક્રમણ કરવું અને પાક્ષિક પ્રતિક્રમણ તો ચાર યોજન સુધીમાં પણ મુનિરાજ વિચરતા હોય તો ત્યાં જઈ તેમની પાસે કરવું ] વગેરે. તેમના વ્રત પાલનમાં પ્રભુપૂજનનો એક પ્રસંગ જાણવા જેવો છે. સારંગદેવ રાજાએ માંડવગઢ ઉપર ચઢાઇ કરી છે તેવા સમાચાર જયસિંહદેવ રાજાને મળતા તેણે મંત્રીવરને બોલાવવા માણસ મોકલ્યો. તે સમયે તેઓ પ્રભુ – પૂજામાં હોવાના કારણે મળી શકયા નહિ. ફરી બીજો માણસ આવ્યો ત્યારે મંત્રીપત્ની પદ્મિનીએ કહ્યું કે 'મંત્રીશ્વર હજુ પૂજામાં છે'. તેવામાં ત્રીજો માણસ આવ્યો તેને પણ જવાબ મળ્યો કે હજુ બે ઘડીની વાર છે. મુહૂર્ત ચાલ્યું જતું હોવાથી રાજા પોતે મંત્રીવરને ઘેર આવ્યો, તે સમયે મંત્રીશ્વર પુષ્પથી પ્રભુની અંગરચના ( આંગી ) કરતા હતા. પ્રભુપૂજામાં તેમની તલ્લીનતા જોઈ રાજાને આનંદ થયો ને માળીને ત્યાંથી ખસેડી પોતે પુષ્પ આપવા બેસી ગયા. ક્રમવાર ફૂલ ન મળવાના કારણે મંત્રીશ્વરે મુખ ફેરવી જોયું તો માળીને સ્થાને રાજા સાહેબને જોયા. પૂછયું કે 'આપ અહીં કયાંથી?' રાજાએ કહ્યું કે 'શાન્તિથી પૂજા કરી લ્યો, પછી વાત?' પૂજા પૂર્ણ થયા બાદ રાજાએ સર્વ વૃત્તાન્ત કહ્યું. મંત્રીશ્વર સારંગદેવ રાજાના સૈન્યને હરાવી વિજય વરી પાછા વળ્યા.

**ભરયૌવનમાં બ્રહ્મચર્યવ્રત અને તેનું વિશુદ્ધ પાલન:**-ખંભાતમાં શ્રીધરશેઠે[3] સમ્યક્ત્વવ્રત અને બ્રહ્મચર્યવ્રત ઉચ્ચર્યું ત્યારે ગામોગામ સાધાર્મિક બન્ધુને સુવર્ણ મહોર સહિત મોદક અને પંચ વર્ણનાં રેશમી વસ્ત્રોની પહેરામણી મોકલી. તે પહેરામણી મંત્રીશ્વરને આપવા માટે ખંભાતથી એક માણસ માંડવ આવ્યો. જ્યારે મંત્રીશ્વરને તે પહેરામણી લેવા કહ્યું ત્યારે તેમણે વિચાર કર્યો કે 'બ્રહ્મચારીની પહેરામણી બ્રહ્મચારી લે તો જ શોભે, હજુ હું પહેરામણીને યોગ્ય નથી.' પત્નીની અનુમતિ લઇને ધર્મઘોષસૂરિજી મહારાજ પાસે સર્વથા ચતુર્થવ્રત અંગીકાર કરી ૧૬ હજાર દ્રવ્યના વ્યયથી મહોત્સવપૂર્વક તે પહેરામણીનો પ્રવેશ કરાવીને ઉલ્લાસપૂર્વક તે ગ્રહણ કરી. તે સમયે તેમની ૩૨ વર્ષની ભરયૌવન વય હતી. વિકારના કારણો છતાં વિકારથી જેઓ દૂર રહે છે તે જ ધન્ય છે.

૩. કોઇ સ્થળે તામ્રલિપ્તિ નગરીના શ્રાવક ભીમસિંહ સોનીએ વ્રતો લીધાં ત્યારે પહેરામણી મોકલી એમ ઉલ્લેખ છે.

પ્રતિજ્ઞાગ્રહણ કરતાં પ્રતિજ્ઞાપાલનમાં વધારે બહાદુરીની જરૂર રહે છે. રાણી લીલાવતી એક મહાન રોગથી પીડાતાં હતાં, લાખો રૂપિયા ખરચતાં ને હજારો ઉપાયો કરતાં જે રોગની શાન્તિ ન થઈ તે રોગ આ બ્રહ્મચારી મંત્રીશ્વરના પવિત્ર વસ્ત્ર ઓઢવા માત્રથી ચાલ્યો ગયો ને રાણીજી સ્વસ્થ થયાં. એક સમય રાજાના પટ્ટ હસ્તીને પિશાચનો આવેશ થયો ને તેથી તે ગાડો તોફાની ને ધીરે ધીરે મરણપ્રાય: બની ગયો તેને પણ મંત્રીશ્વરે વસ્ત્રના પ્રભાવથી સ્વસ્થ અને ઉપદ્રવમુક્ત કર્યો. આ અદ્ભુત ચમત્કારથી રાજાએ મંત્રીશ્વરને સભામાં લાખ દ્રવ્ય ને પાંચ દુકૂલ અર્પણ કરી તેમના શીયળનો મહિમા વધાર્યો. એ પ્રમાણે મંત્રીશ્વરે અંગીકૃત બ્રહ્મચર્યવ્રત પૂર્ણ શુદ્ધિએ પાળ્યું હતું.

**જિનમંદિરોનું નિર્માણ અને જીર્ણોદ્ધાર:**—જડીબૂટીથી બનાવેલ સુવર્ણ અને બીજી દૈવી શક્તિઓથી પ્રાપ્ત થયેલ સંપત્તિ પોતાના વ્રત કરતાં વિશેષ હોવાને કારણે ગુરૂ મહારાજને પૂછી તે સર્વ ધર્મકાર્યમાં વાપરી. તેમાં માંડવગઢજીમાં ૧૮ લાખ દ્રવ્ય ખર્ચી 'શ્રીશત્રુંજયાવતાર' નામનું ૭૨ જિનાલયવાળું વિશાળ મંદિર બંધાવ્યું. અને બીજાં ઓંકારપુર, તારપુર, દર્ભાવતી [ડભોઈ,] ધારાનગરી, નાગપુર, વડોદરા, કરેડા, ચંદ્રાવતી, [ચિતોડ, ચારૂપ, ઈન્દ્રપુર [ઇન્દોર], વામનસ્થળી [વંથળી], જયપુર, ઉજ્જૈન, જાલન્ધર, [જાલોર], પ્રતિષ્ઠાનપુર, વર્ધમાનનગર [વઢવાણ], હસ્તિનાપુર, જીર્ણદુર્ગ [જુનાગઢ], ધવલપુર, [ધોળકા], દેવગિરિ [દોલતબાદ] વગેરે સ્થળે સુવર્ણના ધ્વજ કળશોથી સુશોભિત ૮૩ જિનમંદિરો બંધાવ્યાં. માંડવગઢજીમાં ૩૦૦ જિનાલયોનો ઉદ્ધાર કરવી તે ઉપર સુવર્ણના કળશ અને ધ્વજદંડો ચઢાવ્યા.

**રાજા અને રાજ્ય ઉપર પ્રભાવ:**—જયસિંહ દેવ રાજાએ જ્યારે મંત્રીશ્વરને કહ્યું કે ચિત્રાવેલ અને કામઘટ જેવી વસ્તુઓ રાજ્યભંડારમાં શોભે ત્યારે તેમણે તે બન્ને વસ્તુ રાજાને સપ્રેમ સમર્પણ કરી. સાત વ્યસનોનું દુ:ખદાયી સ્વરૂપ જયસિંહ દેવરાજાને સમજાવીને સાતે વ્યસનોનો રાજાને ત્યાગ કરાવ્યો ને બીજ–પાંચમ–આઠમ–અગિયારસ ને ચૌદશ એમ દશ પર્વી કોઈ પણ સાત વ્યસનને ન સેવે એવું આજ્ઞાપત્ર રાજા પાસેથી મેળવવીને રાજ્યમાંથી સાત વ્યસનો બંધ કરાવ્યાં. સવા કરોડનો વ્યય કરી જુદે જુદે સ્થળે દાનશાળાઓ બંધાવી.

**સિદ્ધાચલ–ગિરિનારજીનો સંઘ:**—પેથડકુમારે બાવન [૫૨] સોના ચાંદી આદિના જિનાલયો અને સાત લાખ માણુસ સહિત શ્રી સિદ્ધાચલ–ગિરિનારજીનો છરી પાળતો મહાન્ સંઘ કાઢયો. સંઘ જ્યારે શત્રુંજય પહોંચ્યો ત્યારે ત્યાં સંઘપતિજીએ ૨૧ ઘડી[૧] સોનાનો વ્યય કરી શ્રી આદીશ્વર પ્રભુના પ્રાસાદને સુવર્ણથી મઢાવ્યો અને અઢારભાર સોનાના દંડ કળશ કરાવી ચઢાવ્યા. શેત્રુંજયથી સંઘ ગિરિનાર પહોંચ્યો. તે સમયે ત્યાં યોગિનીપુર( દિલ્લી )થી અલ્લાઉદ્દીન રાજાનો માનીતો પૂરણ નામનો દિગમ્બર અગ્રવાલ પણ સંઘ લઈને આવ્યો હતો. તીર્થના સમ્બન્ધમાં બન્ને સંઘ વચ્ચે વાદવિવાદ ચાલ્યો. એક કહે કે તીર્થ શ્વેતામ્બરોનું છે ને બીજો કહે કે દિગમ્બરોનું છે, છેવટે વૃદ્ધોએ જે

૧ પાકા પાંચ શેર એટલે ૪૦૦ તોલાની એક ઘડી થાય છે. આજ પણ માળવામાં ઘડીનું માપ ચાલુ છે.

વધારે બોલી બોલી તીર્થમાળ પહેરે તેનું તીર્થ એમ નિકાલ કર્યો. સંઘપતિ પેથડકુમારે પાંચ ઘડી સોનાથી શરૂઆત કરી છેવટે ૫૬ ઘડી સોનાની ઉછામણી બોલી તીર્થમાળ પહેરી અને ગિરિનારતીર્થ શ્વેતામ્બરનું કર્યું. બીજું પણ ૧૧ લાખ દ્રવ્ય ગિરિનારમાં દેવગુરૂ સાધર્મિક ભક્તિમાં વાપર્યું.

**ભણવાની લગનીઃ**–પેથડકુમારને અભ્યાસ કરવાની રુચિ ઘણી જ હતી, પણ રાજ્યના કાર્યવ્યવસાયને કારણે સમય મળતો ન હતો. તોપણ તે જ્યારે પાલખીમાં બેસીને રાજસભામાં જતા હતા ત્યારે પાલખીમાં ઉપદેશમાળાની પ્રત રાખી એક એક ગાથા શીખતા હતા. અને તે પ્રમાણે તેમણે સંપૂર્ણ ઉપદેશમાળા કંઠસ્થ કરી હતી. આવી ભણવાની લગની કોને વિસ્મય ન પમાડે!

**દેવગિરિમાં જિનમંદિર અને મંત્રીશ્વરની કાર્યદક્ષતાઃ**–દેવગિરિ ( દૌલતાબાદ )માં જિનેશ્વર પ્રભુના મંદિર માટે ત્યાંના બ્રાહ્મણો જગ્યા આપતા ન હતા. આ વાતની પેથડ-કુમારને ખબર પડી. તેમણે પ્રથમ ત્યાંના મંત્રીને વશ કરવા માટે માળવા ને દક્ષિણની વચમાં આવેલ ૐકારપુરમાં ૫૬ ક્રોડ સુવર્ણના સ્વામી ને શ્રી. રામદેવ રાજાના મંત્રી 'હેમાદે'ના નામની દાનશાળા ખોલી. વિવિધ પકવાન્નો વગેરેથી સન્માન પામતા યાચકો અને અતિથિ વગેરેએ હેમાદેની કીર્તિ દૂર દૂર ફેલાવી. દેવગિરિમાં જઈને પથિકો ઘેર ઘેર ને સ્થળે સ્થળે कलिकालविक्रम शालिसुगाल लघु भोजराज. अपर वस्तुपाल વગેરે બિરુદો બોલી હેમાદેના ગુણો ગાવા લાગ્યા. આ વાતની હેમાદેને ખબર પડતાં તેમણે વિચાર્યું કે મેં જનહિતનું એવું કોઇ મહાન્ કાર્ય કર્યું નથી તોપણ લોકો મારી આટલી બધી કીર્તિ શા માટે ગાય છે? તપાસ કરતાં જ્યારે પેથડકુમારે ખોલેલ પોતાના નામની દાનશાળાની ખબર પડી ત્યારે તેણે ઉદ્ગાર કાઢ્યા કે 'બીજાના દ્રવ્યે પોતાની કીર્તિ વધારનારા જગતમાં લાખો લોકો હોય છે પણ પોતાના દ્રવ્યે પારકી કીર્તિ ફેલાવનારા તો વિરલ જ જડે છે.' પછી હેમાદે પેથડકુમારને મળ્યા ને પોતાને યોગ્ય કંઇ કાર્ય હોય તો પૂછ્યું. ત્યારે મંત્રીશ્વર પેથડકુમારે દેવગિરિમાં મન્દિર માટે જગ્યાની વાત કરી. રામદેવ રાજાની આજ્ઞાથી દેવગિરિના ચોક વચ્ચે ચોરાશી દુકાનો કઢાવી મન્દિર માટે સુન્દર જગ્યા હેમાદેએ અપાવી. તે ગામમાં મોટે ભાગે ખારાપાણીના કૂવાઓ હતા. પણ આ જગ્યાએ પાયા માટે ખોદતાં મીઠું પાણી નિકળ્યું. બ્રાહ્મણોએ રાજાને ગામ વચ્ચે મીઠું પાણી નીકળ્યાની વાત કરી. આ વાતની પેથડકુમારને ખબર પડી એટલે તેમણે મળેલ જગ્યામાં અડચણ ન આવે માટે રાતોરાતમાં તે પાણીમાં પુષ્કળ મીઠું નખાવી દીધું. સવારે રાજાએ જાતે આવી પાણીની તપાસ કરી ત્યારે તે પાણી ખારુ ધુધવા જેવું લાગ્યું એટલે રાજાએ બ્રાહ્મણોની નિર્ભત્સના કરી, પેથડકુમારને તે જગ્યા સુપ્રત કરી. પેથડકુમારે તે સ્થાને સિદ્ધપુરમાં સિદ્ધરાજે બંધાવેલ રુદ્ર મહાલયથી કંઈક નીચો ને શિલ્પશાસ્ત્રોક્ત 'સારૂઆર'[1] નામના ઘાટનો ભવ્ય જિનપ્રાસાદ બંધાવ્યો. તે મંદિરના કાર્ય માટે મૂકેલ મુનિમોએ જ્યારે મંત્રીશ્વરને ખર્ચના હિસાબનો ચોપડો

૧ બીજા ઘાટનાં ૮૪ જિનપ્રાસાદ બનાવવામાં જેટલા દ્રવ્યનો વ્યય થાય તેટલું દ્રવ્ય એક સારૂઆરઘાટના પ્રાસાદ બનાવવામાં જોઇએ.

બતાવ્યો તેમાં ફક્ત દોરડા માટે જ ૮૪ હજાર ટાંકનો ખર્ચ થયેલ લખ્યો હતો. તે વાંચી તેના આધારે બીજો તો ઘણો જ ખર્ચ થયો હશે, એમ વિચારી તેમણે તે ચોપડો પાણીમાં પધરાવી દીધો. લોકોએ આ પ્રાસાદ અમૂલ્ય છે એમ કહ્યું. પ્રતિષ્ઠા સમયે સર્વ જન સમક્ષ પેથડકુમારે તે પ્રાસાદનું 'अमूल्कि विहार' એવું નામ રાખ્યું ને તેમાં ૮૩ આંગળ પ્રમાણ શ્રી વર્ધમાનસ્વામીનું આરસનું બિંબ પધરાવ્યું. આ પ્રસંગ સં. ૧૩૩૫માં બન્યો ને જયસિંહદેવ તૃતીયનું રાજ્ય સં. ૧૩૩૭ સુધી રહ્યું એટલે પેથડકુમારની ઉત્તરાવસ્થાનું આ છેલ્લું મહાકાર્ય કહેવાય. એ પ્રમાણે પેથડકુમારે માંડવ અને જૈનધર્મની ખૂબ શોભા વધારી.

**મંત્રી ઝાંઝણકુમારઃ**—પેથડકુમાર પછી તેમના પુત્ર ઝાંઝણકુમારે માંડવગઢના મંત્રીપદને શોભાવ્યું. ઝાંઝણકુમારે સં. ૧૩૪૯ ના માહ શુક્લ પંચમીને દિવસે અઢી લાખ મનુષ્યો સાથે કરેડા, આબુ, સિદ્ધાચળજી આદિ તીર્થોનો સંઘ કાઢયો. ધર્મ ઘોષસૂરિજી મહારાજ પણ આ સંઘમાં સાથે હતા. જ્યારે સંઘ કરેડા પહોંચ્યો ત્યારે ત્યાં એક ક્ષેત્રપાળનો ઉપદ્રવ હતો. તેની શાન્તિ કરીને મંદિરનો ઉદ્ધાર કરાવી ઝાંઝણકુમારે ત્યાં સાતમાળનું ભવ્ય મંદિર કરાવ્યું. આબુજી સંઘ ગયો ત્યારે ત્યાં પ્રભુજી પાસે સાચા મૌક્તિકનો સ્વસ્તિક કરી ઝાંઝણકુમારે ખૂબ ભક્તિ કરી. પછી શ્રી. સિદ્ધાચલજીમાં ૫૬ ધડી સુવર્ણનો વ્યય કરી મહાન્ સુવર્ણનો ધ્વજ ચઢાવ્યો. ત્યાંથી ગિરિનાર વનસ્થળી (વંથળી) થઈને સંઘ કર્ણાવતી પહોંચ્યો. ત્યાંના રાજા સારંગદેવ સંઘના દર્શનાર્થે આવ્યા ત્યારે ઝાંઝણકુમારે તેને સારું સન્માન આપ્યું અને બીજા શ્રેષ્ઠીઓએ પણ નજરાણાં કર્યાં. સારંગદેવની પ્રતિજ્ઞા હતી કે કોઈની પાસેથી કોઈપણ વસ્તુનું દાન ન લેવું, કોઇના હાથની નીચે હાથ ન કરવો. પ્રસંગ મેળવી ઝાંઝણકુમારે રાજાની પસલી એકદમ કપૂરથી શિખાસુધી ભરી દીધી. કપૂર નીચે પડવા લાગ્યું એટલે રાજાએ તે લેવા હાથ નીચે કર્યો ત્યારે ઝાંઝણકુમારે તે તેમના હાથમાં મૂક્યું. લોકોના જયજયારવ વચ્ચે રાજા હસી પડયો ને ઝાંઝણકુમારની ચતુરાઇથી ખુશી થયો. ઝાંઝણકુમારના વચનથી સારંગદેવે પોતે કેદ કરેલા ૯૬ રાજાઓને કેદમુક્ત કર્યા. તે સર્વ રાજાઓને ઝાંઝણકુમારે એક એક અશ્વ ને પાંચ પાંચ દુકૂલ આપી સન્માનિત કરી વિદાય કર્યા. આ કાર્ય પછી લોકો તેમને 'રાજબંદિછોટક' એવા બિરુદ પૂર્વક બોલાવતા હતા. પછી સંઘ સહિત ઝાંઝણકુમાર ખંભાત થઇ માંડવગઢ પહોંચ્યા. ઝાંઝણકુમાર પછી તેમના વંશજોએ મંત્રીપદ તથા બીજા અધિકારો સં. ૧૪૯૨ સુધી એટલે હુશંગશાહ બાદશાહના સમય સુધી ભોગવ્યા.

**૩ મંત્રી ચાન્દાશા, ૪ ઉપમંત્રી મંડન તથા ૫ ખજાનચી સંગ્રામસિંહ સોનીઃ—**

**ચાન્દાશા**—માંડવગઢમાં જ્યારે સં. ૧૪૯૨થી ૧૫૨૫ સુધી મહમદ ખીલજી [આલમશાહ]નું રાજ્ય હતું ત્યારે તેમના દીવાન ચાન્દાશા હતા. તેમણે જૈનધર્મનું ગૌરવ વધાર્યું હતું. ચારલાખ દ્રવ્યના ખર્ચે ૭૨ જિનમન્દિરો અને ૩૬ દિવાદાંડીઓ બંધાવ્યાં હતાં.

**ઉપમંત્રી મંડન**—તે જ સમયે ઉપમંત્રી મંડન હતા. તેઓ શ્રીમાળી સોનગરા અને મૂળ જાલોરના વતની હતા. તેમના પિતાનું નામ સમુદ્ર [સમધર], દાદાનું નામ બાહડ અને પ્રપિતામહનું નામ ઝાંઝણ હતું. તેમને સં. પૂજા, સ. જીજી, સં. સંગ્રામ, ને સં. શ્રીમાલ એમ ચાર પુત્રો હતો. તેઓ મંત્રી હતા એટલું જ નહિ પણ એક સમર્થ

વિદ્વાન અને ગ્રન્થકાર પણ હતા. તેમણે રચેલ ગ્રન્થો હાલ મળે છે. તેઓએ દરેક ગ્રન્થનું નામ પોતાની પણ સ્મૃતિ રહે તે પ્રમાણે મંડન (ભૂષણ) અન્તવાળું રાખ્યું છે. તેમના રચેલ ગ્રન્થો આ પ્રમાણે છે. ૧–સારસ્વતમંડન (વ્યાકરણનો ગ્રન્થ છે). ૨–કાવ્ય મંડન. ૩–ચમ્પૂમંડન (આ બન્ને વ્યાકરણના વ્યુત્પાદક સાહિત્યના ગ્રન્થો છે). ૪–કાદમ્બરી મંડન (૪ પરિચ્છેદમાં અનુષ્ટુપ શ્લોકબદ્ધ છે). ૫–ચન્દ્રવિજય (૧૪૧ લલિત પદ્યો છે). ૬–અલંકારમંડન (પાંચ પરિચ્છેદમાં છે). ૭ શૃંગારમંડન (આમાં શ્રૃંગાર રસના પરચૂરણ શ્લોકો છે.) ૮ સંગીતમંડન. ૯ ઉપસર્ગમંડન. આ સિવાય કવિકલ્પદ્રુમસ્કન્ધ અને પ્રાસાદમંડન પણ તેમના રચિત હોવાનું કહેવાય છે. પાટણના વાડીપાર્શ્વનાથના ભંડારમાં ઉપરના ગ્રન્થોની સં. ૧૫૦૪માં કાયસ્થ વિનાયકદાસના હાથની તાડપત્રીય પ્રતો છે. ૨ થી ૭ સુધીના ગ્રન્થો હેમચંદ્ર ગ્રન્થમાળા તરફથી મુદ્રિત થયા છે. પોતાના પુત્રાદિ પરિવારસહિત મંડને સર્વ સિદ્ધાન્તોની પ્રતો લખાવી હતી. તેમાંની શ્રી ભગવતીજી સૂત્ર (મૂળ)ની એક પ્રત પાટણના સાગરગચ્છના ઉપાશ્રયમાં મળે છે. તેમાં અન્તે જે જણાવ્યું છે તેનો ભાવ આ પ્રમાણે છે: 'સં. ૧૫૦૩ વૈશાખ શુદિ એકમ ને રવિવારે ખંભાતમાં શ્રી શ્રીમાલ જ્ઞાતીય માંડણે પોતાના શ્રેય માટે ખરતરગચ્છમાં શ્રી જિનરાજસૂરિના પટ્ટધર શ્રી જિનભદ્રસૂરિજીના ઉપદેશથી શ્રી ભગવતીજીસૂત્રની પ્રત લખાવી'. મંડનની પેઠે તેના પિતાના કાકાના પુત્ર ધનદ પણ એક વિદ્વાન અને સમર્થ કવિ હતા. તેમણે ભતૃહરિનાં ત્રણ શતકની માફક 'શૃંગારધનદ' 'નીતિધનદ' અને 'વૈરાગ્યધનદ' એમ સો સો શ્લોકપ્રમાણ ધનદત્રિશતી માંડવમાં સં. ૧૪૯૦માં વૈશાખ શુદિ દશમે રચેલ છે. તે 'ત્રયોદશગુચ્છક'માં છપાયેલ છે. મંડન અને ધનદ બન્ને ખરતરગચ્છીય હતા.

**સંગ્રામસિંહ સોની**–આ અરસામાં ઓસવાળ સંગ્રામસિંહ સોની ખજાનચીના અધિકાર પર હતા. તેમના પિતા અને કાકાએ પણ સારા અધિકારો ભોગવ્યા હતા. કહેવાય છે કે વીરસિંહના પુત્ર નરદેવ અને ધનદેવે, ચન્દ્રપુરીમાં જઈ ઘણા લોકોને ધન આપીને સમજાવીને મુસલમાન થતા બચાવ્યા હતા. તેમાં નરદેવપુત્ર સંગ્રામસિંહજી થયા. સંગ્રામસિંહ સોનીએ માંડવમાં ઉદયવલ્લભસૂરિજીને [ કોઈ કહે છે જ્ઞાનસાગરસૂરિને ] ૭૨ લાખ દ્રવ્યનો વ્યય કરી મહોત્સવપૂર્વક પ્રવેશ કરાવ્યો. અને તેઓશ્રીના શ્રીમુખે શ્રી ભગવતીજી સૂત્રનું વિધિપૂર્વક શ્રવણ કર્યું. તેમાં 'गोयमा गोयमा' પદ દીઠ પોતે એક એક સુવર્ણ મહોરથી, તેમની પત્ની [ અર્ધાંગના ]એ અર્ધી અર્ધી સોના મહોરથી અને તેમના પુત્રે પા પા સોના મહોરથી પૂજા કરી અને એ પ્રમાણે ૩૬+૧૮+૯ એમ ૬૩ હજાર મહોરો એકઠી થઈ તેમાં બીજી એક લાખ ને પીસ્તાલીશ હજાર મહોરો મેળવી કુલ બે લાખ ને આઠ હજાર સુવર્ણ મહોરોનો વ્યય કરી જુદા જુદા જ્ઞાનભંડારો સ્થાપ્યા અને સુવર્ણાક્ષરે આગમો લખાવ્યા. આજ પણ તેઓએ લખાવેલ સુવર્ણાક્ષરોની બારસા [ કલ્પસૂત્ર મૂળ ] વગેરેની પ્રતો મળે છે.

**સંગ્રામસિંહસોનીનું વિશુદ્ધ બ્રહ્મચર્ય**:—તેમના બ્રહ્મચર્યના પ્રભાવની એક વાત એવી છે કે માંડવગઢમાં બાદશાહના એક બગીચામાં ઘણા આમ્બાનાં વૃક્ષો હતાં. તેમાં એક વૃક્ષને ફળ–ફૂલ કંઈ આવતું ન હતું, તે વાંઝિયું હતું. બાદશાહે માળીને કહ્યું કે 'આ વૃક્ષને

ઉખેડીને તે સ્થળે બીજું સારું ઝાડ રોપો!' આ સમયે સંગ્રામસિંહ પણ સાથે હતા. તેમણે બાદશાહને કહ્યું કે 'હજુ થોડો સમય આને રહેવા દ્યો. મને આશા છે કે એક વર્ષમાં આ ફળશે.' બાદશાહે તેમનું વચન માન્ય રાખી ઝાડ રહેવા દીધું. હવે સંગ્રામસિંહ હંમેશ તે બાગમાં જઈ સ્નાન કરવા લાગ્યા ને પોતાના ધોતિયાનો એક છેડો તે આમ્બાના મૂળમાં નીચોવી વનદેવતાને વિનવવા લાગ્યા કે 'હે વનદેવતે! જો મેં જન્મથી આજ સુધી પરસ્ત્રીનો સંસર્ગ ન કર્યો હોય અને બ્રહ્મચર્યની પ્રાણથી પણ અધિક રક્ષા કરી હોય તો આ વૃક્ષને સફલ કરો!' બીજા વર્ષના પ્રારંભમાં સૌથી પ્રથમ આ આમ્બાને ફળ આવ્યાં. માળીએ બાદશાહને તે આમ્બાની કેરીઓ આપી અને સર્વ વૃત્તાન્ત જણાવ્યું. બાદશાહે ઘણા આનંદ પૂર્વક સંગ્રામસિંહ સોનીને હાથીની અંબાડી પર બેસારી આખા નગરમાં વાજતે ગાજતે ફેરવી સન્માન પૂર્વક રાજસભામાં બોલાવ્યા અને પાંચ રેશમી વસ્ત્રો સોનામહોરો વગેરેનો ઉપહાર કરી તેમના શીયળ ગુણની પ્રશંસા કરી ઘેર મોકલ્યા. સંગ્રામસિંહ સોની કેવળ રાજ્યદ્વારી પુરુષ જ ન હતા પરંતુ સાથે સારા વિદ્વાન પણ હતા. તેમણે સં. ૧૫૨૦માં સર્વમાન્ય 'બુદ્ધિસાગર' નામનો એક અત્યુપયોગી ગ્રન્થ રચ્યો છે. તે મુદ્રિત થયેલ છે.

**૬–૭ જીવણ અને મેઘરાજ દીવાનઃ ૮ ઉપમંત્રી ગોપાલ.** જીવણ અને મેઘરાજ સં. ૧૫૨૫થી ૧૫૫૬ સુધીના ગયાસુદ્દીન બાદશાહના રાજ્યમાં દીવાનપદ ઉપર હતા. જીવણ અને મેઘરાજ ઓસવાળ શ્વેતામ્બરી હતા, અને તેમના હાથ નીચે ઉપમંત્રી ગોપાળ નામના ઓસવાળ હતા. તે ગોપાળમંત્રી તીર ચલાવવામાં ઘણા જ પ્રવીણ હતા. તેમની તીર ચલાવવાની કળાથી બાદશાહ તેમના પર પ્રસન્ન રહેતો. ગોપાળ મંત્રીએ માંડવથી તારાપુર જતાં રસ્તામાં સૂર્યકુંડ નામનો એક કુંડ સં. ૧૫૪૨ના માગશર સુદ ૭ ને રવિવારે બંધાવ્યો તથા સંવત ૧૫૫૧ના વૈશાખ શુદી ૬ ને શુક્રવારે તારાપુરમાં એક જિનમંદિર બંધાવ્યું. ને તેમાં શ્રીસુપાર્શ્વનાથ પ્રભુના પ્રતિમાજી પધરાવ્યાં. તે કુંડ અને મંદિર બન્ને હાલ શિલાલેખ સહિત કાયમ છે. (તેના શિલાલેખ અને વર્ણન માટે જુઓ, 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ ૩, અંક ૧–૨–૩)

**ઉપમંત્રી ગોપાળ**—ઓહરાગોત્રમાં રણમલ્લનાં પત્ની રયણાદેથી પારસ થયા ને તેમનાં પત્ની મટકુથી ગોપાળ મંત્રી થયા. ગોપાલને પુની નામે પત્ની હતાં ને સંગ્રામ ને ઝીંઝાનામે પુત્રો હતા. સગ્રામને કરમાઈ નામે પત્ની હતી ને ઝીંઝાને જીવાદે નામે પત્ની હતી. એ પ્રમાણે તેમનું કુટુમ્બ હતું.

**૯–૧૦ પુંજરાજ અને મુંજરાજ મંત્રી**—સં. ૧૫૫૬ થી ૧૫૬૭ સુધી નાસીરુદ્દીન ખીલજીના રાજ્યમાં પુંજરાજ ને મુંજરાજ મંત્રીપદના અધિકારે હતા. તેઓ બન્ને ભાઈઓ હતા ને વડગચ્છીય ઓસવાળ હતા.

એ પ્રમાણે ચોદમા સૈકાની શરૂઆતથી લઈને ૧૫૬૭ સુધી માંડવગઢમાં મંત્રી, ઉપમંત્રી અને ખજાનચી વગેરેના અધિકારો ઉપર મોટે ભાગે જૈનો રહ્યા. તેઓએ જૈનધર્મની અને રાજ્યની સારી ઉન્નતિ સાધી અને મળેલ અધિકારો શોભાવ્યા.

[ ચાલુ ]

# નિસ્તાર

[ આત્મસાધનાની એક અમર કથા ]

## [૧] ત્યાગની સ્પર્ધા

વિરલ ત્યાગ! ઉગ્ર તપ!! અદ્ભુત સંયમ!!!

આત્મસાધનાના આ ત્રીવેણી સંગમે અનેક આત્માઓને કામણ કર્યું હતું!

જ્ઞાતપુત્ર વર્ધમાને રાજ્યઋદ્ધિ અને વૈભવ-વિલાસનો ત્યાગ કર્યો હતો; કંચનવર્ણી કમળસુકોમળ કાયાનો મોહ વિસારી અતિ ઉગ્ર તપશ્ચરણ આદર્યું હતું; સંસારના ત્રિવિધ તાપને શમાવવા માયા-મમતાના અંચળા ફગાવી સંયમમાર્ગ ગ્રહણ કર્યો હતો; બાર બાર વર્ષની સમય-ભઠ્ઠીમાં આ ત્યાગ તપ અને સંયમના બળે આત્માને તપાવી સ્ફટિકસમો નિર્મળ બનાવી શ્રી વર્ધમાન મહાવીર સ્વામી તરીકે વિખ્યાત થયા હતા. અને પછી? પછી તો એ આત્મસિદ્ધ મહાયોગીની આત્મજ્યોતનું પૂછવું જ શું? સંસારના મહાન અંધકારમાં આથડતા અનેક આત્માઓને એણે મોક્ષમાર્ગનું દર્શન કરાવ્યું હતું. એ મહાપ્રભુની અનંત આત્મશક્તિ, અપાર અહિંસા અને અનન્ય અનેકાન્તવાદે દુઃખી દુનિયા ઉપર અમી છાંટણાં કર્યાં હતાં.

એ પ્રભુના પગલે પગલે અનેક રાજાઓ-રાજકુમારો-રાજરાણીઓ, કંઇક ધનનંદનો અને કેટલાય અભિમાની પંડિતો ઘરબાર છોડી ચાલી નીકળતા હતા.

એ રાજાધિરાજની છાયામાં બેઠેલા રાજાઓને પોતાની અટૂટ સત્તા, રાજ્યઋદ્ધિ અને રાજવૈભવ કોડીની કિંમતનાં લાગતાં, અને તેઓ અનંત આત્મસત્તાની સાધના માટે હસતે મુખે ચાલી નીકળતા!

અનંત આત્મઋદ્ધિના સ્વામી એ દેવાધિદેવના ચરણે આવેલા અખૂટ સંપત્તિના સ્વામી કહેવાતા લક્ષ્મીનંદનોને પોતાની સંપત્તિ તણખલાથી પણ હલકી લાગતી અને તેઓ અનત આત્મઋદ્ધિની શોધ માટે ચાલી નીકળતા!

અનંત જ્ઞાનના ધણી એ મહાપ્રભુની પાસે આવેલા અકાટ્ય બુદ્ધિના સ્વામી અને સર્વ શાસ્ત્રોના પારગામી ગણાતા એવા પંડિતોને પોતાની બુદ્ધિનો વૈભાવ હૃદયબળ વગરના નર્યા વિતંડાવાદ સમો લાગતો અને તેઓ સાચા આત્મજ્ઞાનની શોધ માટે ઘરબાર છોડી ચાલી નીકળતા!

જાણે આત્મશુદ્ધિ અને આત્મસિદ્ધિનો કોઈ મહાયુગ આરંભ્યો હતો!

આવા ધનભાગી યુગની આ એક વાર્તા છે:

પૃષ્ઠચંપાનગરીની શોભા અલકાપુરીની જેમ સૌને મંત્રમુગ્ધ કરતી. ઊંચી અટારીઓ, વિશાળ રાજમાર્ગો અને મોટાં હાટો પૃષ્ઠચંપાની અપાર સંપત્તિનાં સાક્ષી હતાં. પૃષ્ઠચંપાનો સ્વામી શાલ એક નીતિપરાયણ અને ધર્મપ્રમી રાજા હતો. તેના સૌજન્ય અને પ્રજાપ્રેમની સુવાસ ચોમેર ફેલાયેલી હતી. શાલે પોતના નાના ભાઇ મહાશાલને યુવરાજ પદ આપ્યું હતું. આ બન્ને ભાઇઓના રાજ્યમાં પ્રજા સર્વ રીતે સુખી હતી.

પરમાત્મા મહાવીર દેવે અનંત જ્ઞાન મેળવી જગતને ઉપદેશ આપવો શરૂ કર્યો હતો. એમની દેશનાની અમી વર્ષા પ્રાણીઓનાં દુઃખ–સંતાપ માત્રને જાણે શમાવી દેતી! પોતાના આત્મમાર્ગનો સદેશો સંભળાવવા પરમાત્મા જુદાં જુદાં ક્ષેત્રોમાં વિચરવા લાગ્યા હતા.

એક ધન્ય દિવસે ઉદ્યાનપાળે શાલ રાજાને ખબર આપી, "દેવ! જ્ઞાતપુત્ર મહાવીર આજે આપણા નગરના ઉદ્યાનમાં પધાર્યા છે."

ધર્મપરાયણ શાલ રાજાના આનંદનો પાર ન રહ્યો. જે મહાપ્રભુની આત્મસાધનાની અનેક વાતો પોતે સહસ્ર મુખે સાંભળી હતી તેમનાં પ્રત્યક્ષ દર્શન કરવાનો આ અણમૂલો અવસર હતો. જાણે શાલના હૈયામાં આનંદનો મહામેરામણ હિલોળા દેવા લાગ્યો.

શાલ પોતાના નાના ભાઈ યુવરાજ મહાશાલ સાથે પ્રભુ ચરણે આવી બેઠો.

સંસારની અનિત્યતા સમજાવતા પરમાત્માનું એક એક વચન જાણે સાલના અંતરનાં બંધનોને છેદતું હતું! પ્રભુની દેશનાનો એક એક ક્ષણ જાણે શાલને એના રાજવૈભવથી દૂર ને દૂર લઇ જતો હતો! એ મહાપ્રભુની દેશના પૂરી થઇ અને જાણે શાલની આત્મસાધનનો પ્રારંભ થયો.

પ્રભુ ચરણે બેઠેલ શાલ દેશના પૂરી થયા પછી પોતાના નાના ભાઈને સમજાવતો હતો: "ભાઈ! તું યુવરાજ છે! હવે તું રાજ્ય ચલાવવાને યોગ્ય થયો છે. એટલે તું આ રાજ્યભાર સંભાળી લે અને મને પ્રભુ ચરણે બેસવા દે! આપણી અખૂટ સંપત્તિ, આપણો અપાર રાજવૈભવ અને આપણા કુશળ મંત્રીઓ તને મારી ખામી નહિ જણાવા દે. મેં એ બધું ખૂબ ભોગવી લીધું છે. ભાઇ! હવે તું એ ભોગવી સુખી થા!"

જાણે યુવરાજ મહાશાલ ઉપર રાજ્યઋદ્ધિનું મોહસ્ત્ર ફેંકાયું! પણ યુવરાજ મહાશાલ એ શાલનો ભાઈ જ હતો! ધર્મસાધનમાં એ કોઈ રીતે શાલથી ઊતરે એવો ન હતો. આવું મોહાસ્ત્ર તેને લોભાવે એમ ન હતું. તેનું મન પણ ત્યાગ તપ અને સંયમના માર્ગે પ્રયાણ કરવા તલસી રહ્યું હતું. તે બોલ્યો: "ભાઇ! જે રાજ્ય, જે વૈભવ અને જે સંપત્તિ આપને ત્યાગવા લાયક લાગતાં હોય તેને સ્વીકારીને મારે શું કામ છે? હું પણ આપની સાથે જ રહીશ. જ્યાં આપ ત્યાં આપનો આ સેવક!"

શાલ અવાક્ થઈ ગયો. મહાશાલનો આવો ઉત્તર સાંભળવાની એને કલ્પના પણ ન હતી. ક્ષણભર વિચાર કરી શાલ ફરી બોલ્યો: "પણ ભાઈ! મારું મન હવે આ અનિત્ય સંસારમાં વધુ રાચવા નથી ચાહતું. મને તો હવે આત્મસાધના જ ગમે છે. તું હજુ વૈભાવ અને સુખ ભોગવવા યોગ્ય છે. ત્યાગ અને સંયમનો આકરો પંથ ગ્રહણ કરવો સહેલો નથી. વળી રાજ્યભાર પણ કોઇકે ઉપાડવો જરૂરી છે જ. ભાઈ! તું એ સંભાળી લે! મને મુક્તકર!! તારું કલ્યાણ થાઓ!!!"

મહાશાલ બોલ્યો: "આર્ય! મારું કલ્યાણ તો આપના ચરણમાં જ છે. આપની આજ્ઞા લોપતો હોઉં તો ક્ષમા કરશો! પણ જો આ રાજવૈભવ આપને દુઃખકર્તા, અસારભૂત અને અનિત્ય લાગતો હોય તો એ દુઃખસાગરમાં તમારા આ નાના ભાઇને એકલો મૂકી આપ આત્મમાર્ગે પ્રયાણ કરો એ ઉચિત છે?" જાણે મહાશાલની જીભ નહીં પણ એનો અંતરાત્મા બોલી રહ્યો હતો. "આજ દિન સુધી જેને આપે આપની સાથે

રાખ્યો તેને હવે ન છોડશો! આપની સાથે હું પણ પ્રભુચરણે બેસી આત્મકલ્યાણ સાધીશ. આપની શુભાશિષ મને એ માટે બળ આપશે. ભાઇ, એ રાજ્યના મોહક પાશમાં પડતો મને બચાવો! અને આપના ચરણમાં રહેવાની આજ્ઞા આપો!"

સ્વજનવર્ગે જોયું કે શાલની આંખ અશ્રુભીની થઈ હતી. પોતાના નાના ભાઇની જાણે કસોટી થઈ ગઈ હોય એમ શાલને હવે કશું વધારે કહેવાનું ન હતું.

રાજ્ય મેળવવાની નહીં પણ રાજ્યનો ત્યાગ કરવાની જાણે સ્પર્ધા મંડાઇ હતી, અને જાણે એ સ્પર્ધા કરનાર બન્નેમાંથી કોઇનો લેશ પણ પરાજય નહીં પણ બન્નેનો મહાવિજય થવાનો હતો એમ છેવટે નક્કી થયું કે પૃષ્ટચંપાનગરીનું રાજ્ય શાલ અને મહાશાલના બદલે કાંપિલપુરના સ્વામી પીઠના પુત્ર ગાંગિલને સોંપવું. ગાંગિલ એ શાલ મહાશાલની ભગિની યશોમતીનો પુત્ર થાય!

પોતાના ભાણેજને રાજ્યભાર સોંપી બન્ને ભાઇ જાણે ચિંતા મુક્ત થયા.

અને તે જ ક્ષણે, સર્પ જેમ કાંચળી ઉતારી નાખે તેમ, સંસારની મોહમાયાને ઉતારી શાલ મહાશાલ પ્રભુને પગલે ચાલી નીકળ્યા.

ત્યાગની આવી વિરલ સ્પર્ધાને જાણે અભિનંદતાં હોય તેમ દૂર દૂરના સરોવરમાંનાં કમળો ખીલી રહ્યાં હતાં.

## [૨] સાચો સ્નેહ

ગિરિકંદરમાંથી વહી નીકળતી સરિતા મહાસમુદ્રમાં વિલીન થઇ જાય તેમ રાજ્ય વૈભવનો ત્યાગ કરી ચાલી નીકળેલ શાલ અને મહાશાલ રાજવીઓ પ્રભુ સાથેના મુનિ મંડળમાં વિલીન થઇ ગયા. રાજ્યસંચાલન અને આનંદ વિનોદમાં ટેવાયેલું તેમનું મન હવે શાસ્ત્રાભ્યાસમાં સંલગ્ન થઇ ગયું હતું. સતત અધ્યયન, ઉગ્ર તપશ્ચરણ અને વિશુદ્ધ સંયમનું પાલન એ જ તેમને ઇષ્ટ થઇ પડયું હતું!

પરમાત્મા મહાવીર દેવની અમોઘ દેશનાથી પ્રતિબોધ પામી શાલ મહાશાલ રાજ-વૈભવનો ત્યાગ કરી ચાલી નીકળ્યા તે વખતે તો તેમને સંસારની અસારતાનું માત્ર જ્ઞાન જ હતું, તેનો જાતઅનુભવ મેળવવો બાકી હતો. એ જાત અનુભવ હવે એમને મળી ગયો! જેમ જેમ સંયમનો રંગ વધુ ઘેરો થતો ગયો તેમ તેમ તેમનો આત્મા વધુ આનંદનો અનુભવ કરવા લાગ્યો. તેમને થયું: અનિત્ય સંસાર સાચે જ મહાદુઃખનું કારણ છે! એનો સર્વથા ત્યાગ કર્યા સિવાય આત્માને સુખ મળવું શક્ય નથી.

અને જાણે પોતાનો એ અનુભવ પડઘા પાડતો હોય તેમ શાલ અને મહાશાલ મુનિને એક દિવસ વિચાર આવ્યો: "આપણે તો છૂટયા, પણ આપણો ભાણેજ ગાંગિલ આપણા જ કહેવાથી વધુ ફસાયો તેનું શું? આપણા જ હાથે–પોતાના મામાના જ હાથે–આપણા ભાણેજનું આવું અકલ્યાણ? આપણે ગાંગિલને રાજ્ય નથી આપ્યું પણ માથું પટકી પટકી તોડવા માટે અતિ દૃઢ સોનાની બેડી આપી છે. એ બિચારાનું શું થશે? આપણી આત્મ-સાધના ત્યારે જ દીપે જયારે આપણે આપણા સ્વજનોને નિસ્તારનો માર્ગ બતાવીએ! આપણો સ્નેહ ત્યારે જ નિર્મળ સ્નેહ ગણાય જયારે આપણે આપણા સ્નેહીઓને આપણા

અને જાણે આ વિચારોનાં આંદોલનો વધુ ઘેરા બનતા હોય અને તેને શમાવવાં અશક્ય હોય તેમ એક દિવસ શાલ મહાશાલ મુનિએ પરમાત્મા મહાવીરદેવને વિનંતી કરી: "પ્રભુ! આપે અમારો નિસ્તાર કર્યો, તેમ અમારા માટે માયાજાળમાં ફસાયેલ ગાંગિલ અને બીજાં સ્વજનોનો પણ કૃપા કરી નિસ્તાર કરો! જેથી અમારો સ્નેહ અને સંયમ કૃતાર્થ થાય!"

ત્રિકાલજ્ઞાની પ્રભુને કશું કહેવાનું ન હતું, તે બધા ભાવીભાવ જાણતા હતા. તેમણે ગણધર ગૌતમને ગાંગિલ અને તેનાં માતા પિતાને પ્રતિબોધ કરવાની આજ્ઞા કરી. શ્રી ગૌતમ ગણધર શાલ મહાશાલ મુનિ સાથે ગાંગિલને પ્રતિબોધવા રાજગૃહીથી ચંપાનગરી આવ્યા. અને એ સર્વને પ્રતિબોધ પમાડી આત્મમાર્ગના ઉપાસક બનાવ્યા. અને ક્ષણ પહેલાંનો રાજવી ગાંગિલ પોતાનાં માતા પિતા સાથે મુનિવેષ ધારણ કરી પ્રભુચરણમાં શરણ મેળવવા ચાલી નીકળ્યો.

જે મામાના સ્નેહે ગાંગિલને અપાર રાજ્યઋદ્ધિનો સ્વામી બનાવ્યો હતો તે જ મામાના સ્નેહે ગાંગિલને અનંત આત્મઋદ્ધિનો માર્ગ દર્શાવ્યો.

મામા અને ભાણેજનો એ સાચો સ્નેહ અમર થયો!

## [ ૩ ] સૌનો નિસ્તાર

ગાંગિલને સહજ માત્રમાં પ્રતિબોધી ગૌતમસ્વામી પ્રભુ પાસે આવતા હતા. તેમની સાથે ગાંગિલ, તેના પીતા પીઠ, તેની માતા યશોમતી અને શાલ મહાશાલ મુનિઓ હતા. ગાંગિલના સરળ પરિણામનો વિચાર કરતાં ગૌતમ સ્વામી આત્મમંથનમાં લીન થયા હતા

રસ્તે ચાલતાં સૌનાં મન ગુરુ ગૌતમની દેશનામાં લીન થયાં હતાં. જાણે જુગ જુગ જૂનાં બંધનો ક્ષણ માત્રમાં તૂટી જવાનાં હોય તેમ સૌ આત્મધ્યાનમાં મગ્ન હતાં. સંસારની અનિત્યતા અને મોક્ષની નિત્યતા સૌના મનમાં રમી રહી હતી. એ વિચારણા ધીમે ધીમે એટલી ઘેરી બનતી જતી હતી કે આખી દુનિયાને જાણે એ પાછળ મૂકીને આગળ વધી જવાના હતા.

અને સાચે જ! એ સૌએ એ ભાવનાની સતત વિચારણામાં માર્ગમાં જ પોતાનું અંતિમ શ્રેય સાધી લીધું. એ પાંચેય જણને માર્ગમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. સૌએ પોતાના આત્માનો સાક્ષાત્કાર અનુભવ્યો.

ગુરુ ગૌતમ તો હજુ પણ આત્મવિચારણામાં લીન હતા!

પ્રભુ પાસે આવી ગૌતમ સ્વામીએ પ્રદક્ષિણા દીધી અને ગાંગિલ વગેરેને પણ પ્રદક્ષિણા દેવા કહ્યું. ત્યારે પ્રભુએ ગૌતમને કહ્યું; 'હે ગૌતમ! એ કેવળજ્ઞાનીઓની આશાતના ન કરો! એ પાંચેયને કેવળજ્ઞાન થયું છે.'

ગૌતમસ્વામીએ નત મસ્તકે એમની ક્ષમા યાચી!

દેવતાઓએ મહોત્સવ કર્યો!

ત્યાગ, તપ અને સંયમનો જયજયકાર થયો!

કોટી વંદના હો એ અમર આત્મસાધકોને!

—રતિલાલ દીપચંદ દેસાઈ.

# वडगच्छ कब हुआ ?

लेखक—श्रीयुत पन्नालालजी दुगड, देहली



वडगच्छके उल्लेखवाली कुछ प्राचीनतम प्रशस्तियोंमें क्या लिखा हुआ है? सो पहिले मैं यहां पर संक्षेपमें बता देता हुं।

[१] पहिले साधु अवस्थामें जिनका नाम देवेन्द्रसाधु था पीछे उनका नाम सैद्धान्तिकशिरोमणि श्रीनेमिचन्द्रसूरि हुआ।[1] वडगच्छके उल्लेखवाली सबसे प्राचीनतम प्रशस्तियां इन्हींकी हैं, जिनमेंसे कुछ पाटनके भाण्डागारोंकी सूचीमें छपी हुई हैं, उनका आवश्यक अंश उक्त सूचीसे यहां पर उद्धृत किया जाता हैः—

(अ) पृ. २८५–२८६, सं. एगारसह अगुयालीसे [११४१] की रचित महावीरचरियकी प्रशस्तिः—

× × × परिवाडीते जातो चन्दकुले वड्डगच्छंमि॥
सिरिउज्जोयणसूरी उत्तमगुणरयणभूसियसरीरो।
वेहारुयमुणिसंताणगयणवरपुन्निमाइन्दो॥
× × दो पंक्ति × ×
जंमि य गच्छे आसि सिरिपज्जुन्नभिहाणसूरि त्ति।
सिरिमाणदेवसूरी सुपसिद्धो देवसूरी य॥
उज्जोयणसूरीस्स सीसो अह अंबदेव उवज्झातो (? ओ) ×× एक पंक्ति ××
तस्स विणेएण इमं वीरजिणंदस्स साहियं चरियं।
पावमलस्स खयट्ठाए सूरिणा णेमिचन्देण॥

(आ) पृ. २८९–२९०, तिलयसुन्दरि-रयणचूडकहा (जिनपूजाद्युपदेश)की वि. सं. १२०८की लिखी हुई प्रशस्ति—

आसि[2] सिरिदेवसूरी दुव्वहसीलंगगुणधरो (पाठान्तर गुणगणा)धरणो।
उज्जयविहारनिरओ तग्गच्छे तयणु संजाओ।
सिरिनेमिचन्दसूरि कोमुइचन्दव्व जणमणाणंदी।
तयणु महिवलयपसरियनिम्मलकित्ती विमलचित्तो॥ ७॥
समणगुणदुव्वहधुराधारणधोरेयभावमणुपत्तो।
सिरिउज्जोयणसूरी सोमतणू सोमदिट्ठी य॥ ८॥
धम्मो व मुत्तिमंतो पयपंकयनासियतमोहो।

---

१ देखो रत्नचूडकथा पर श्री आम्रदेवसूरिकी टीका पी. भा० ३ पृ० ७९।

२ पीटर्सन भा०३ पृ०६८ में भी यह प्रशस्ति सं० १२२१ की लिखी हुई प्रति परसे छपी है उसमें आसि शब्द नहीं है। मैंने इस लेखमें जो पाठान्तर लिखे हैं वे इस रिपोर्टके अनुसार लिखे हैं।

जसदेवसूरिनामो रवि व्व तव-तेयसा जुत्तो ॥ ९ ॥
× × × पज्जुन्नसूरिवरो ॥ १० ॥
× × × सूरिवरो माणदेवो त्ति ॥ ११ ॥
× × × सिरिदेवसूरिनामो समत्थलोगंमि विक्खाओ ॥ १३ ॥

तहचेव तंमि गच्छे उज्जोयणसूरिणो पवरसीसो ।
जाओ गुणरयणनिही उवज्झायो अंबदेवो त्ति ॥ १४ ॥
कोमुइयमयंकमंडलसौमसरीरस्स संतचित्तस्स ।
वरमइणो धम्मसहोदरेण मुणिचन्दसूरिस्स ॥ १५ ॥
सुयदेविपसायेणं सीसावयवेण तस्स तणुमइणा ।
एसा कहिया रतिया उ सूरिणा णेमिचन्देण ॥ १६ ॥
पाठान्तर—गणिणा देविंदेणं सीसावयवेण तस्स तणुमइणा ।
एसा कहिया कहिया अक्खरबंधेण संखित्ता ॥

× × ×

पज्जुन्नसूरिणो धम्मनतुएणं तु सुयणसारेणं ।
गणिणा जसदेवेण उद्धरिया पढमपई ॥ २३ ॥

(इ) पृ. २१७-२१८, उत्तराध्ययनसूत्र पर इनकी रचित सुखबोधा नामक वृत्तिकी प्रशस्तिका कुछ भाग है उसमें केवल चंद्रकुलका वर्णन आया है (३१ श्लोक तक)। इसके आगेका वर्णन जिस पत्र पर है वह इस प्रतिका नहीं है (इस प्रकारका नोट इस सूचीमें दिया हुआ है) इस लिए इसकी इससे (सं. १३१०से) प्राचीन प्रति कहीं पर उपलब्ध हो तो इसकी पूरी प्रशस्ति प्रकट करनेका कोई विद्वान् कष्ट करेंगे। यहांपर वह अधूरी प्रशस्ति अन्तिम श्लोकको (अनावश्यक होनेसे) छोडकर उद्धृत करता हूं :—

सुनिर्मलगुणैर्नित्यं प्रशांतै : श्रुतशालिभि : ।
प्रद्युम्न-मानदेवादिसूरिभि : प्रविराजित : ॥ ४ ॥
विश्रुतस्य महीपीठे बृहद्गच्छस्य मण्डनं ।
श्रीमान् विहारुकप्रष्ठ : सूरिरुद्योतनाभिध : ॥ ५ ॥
तस्य शिष्योऽऽम्रदेवोऽभूदुपाध्याय: सतां मत: ।
यत्रैकांतगुणापूर्णे दोषैर्लेभे पदं न तु ॥ ६ ॥
श्रीनेमिचंद्रसूरिरुध्धृतवान् वृत्तिकां तद्विनेय : ।
गुरुसोदर्यश्रीमन्मुनिचंद्र (ा चार्य) वचनेन ॥ ७ ॥

(ई) आख्यानमणिकोशकी प्रशस्ति पीटर्सन भा. ३ पृ. ७८में है, किन्तु उसमें केवल वह देवेन्द्रसाधुरचित होनेके सिवाय और कोई उल्लेख नहीं है।

[२] सं. ११७२की रचित आगामिकवस्तुविचारसार (षडशीति)की वृत्तिकी प्रशस्तिमें लिखा है–

मध्यस्थभावादचलप्रतिष्ठ : सुवर्णरूप : सुमनोनिवास : ।
अस्मिन्महामेरुरिवास्ति लोके श्रीमान्वृहद्गच्छ इति प्रसिद्ध : ॥
तस्मिन्नभूदायतबाहुशाख : कल्पद्रुमाभ : प्रभुमानदेव : ।
यदीयवाचो विबुधे सुबोधा: कर्णं कृता नूतनमंजरीवत् ॥
तस्मादुपध्याय इहाजनिष्ट श्रीमान्मनस्वी जिनदेवनामा ।
गुरुक्रमाराधय(यि)तालपबुद्धिस्तस्यास्ति शिष्यो हरिभद्रसूरि: ॥ ७ ॥

–(जेसलमेरसूची पृ. २६ )

[ ३ ] ( पीटर्सन भा. ३, पृ. ७८से ८२ तक ) सं. ११९०की रचित उक्त आख्यानमणिकोशकी वृत्तिकी प्रशस्तिमें श्रीआम्रदेवसूरिने लिखा है :—

वडगच्छरूपी समुद्रमें पारिजात(कल्पवृक्ष)रूप श्रीदेवसूरि, धन्वन्तरिरूप श्रीअजितसूरि, ऐरावतरूप श्रीआनंदसूरि और अश्वरूप श्रीनेमिचंद्रसूरि जोकि प्रस्तुत प्रकरणके रचयिता एवं उत्तराध्ययनवृत्ति, लघुवीरचरित, रत्नचूडचरितके रचयिता हैं (जानने)। श्रीजिनचंद्रसूरिके दो शिष्यों–श्रीआम्रदेवसूरि, श्रीचंद्रसूरि–मेंसे पहिलेने टीका रची। श्रीजिनचंद्रसूरिके मुख्य तीन शिष्यों-नेमिचंद्र, गुणाकर, पार्श्वदेवगणियों–ने इस टीका रचनेमें सहायता की। लेखन संशोधन और उद्धरण आदि भी उन्होंने ही किया ( जै. सा. सं. इ. पारा ३५४)

श्रीनेमचंद्रसूरिकी प्रशस्तियोंसे निम्न बातें प्रकट होती हैं-

(१) ख्याति—इन नेमिचंद्रसूरिने जिस गुरुपरम्पराका उल्लेख किया है उनकी 'विहारुक' (अर्थात् विहार करनेवाले) ख्याति थी, जैसाकि महावीरचरियकी प्रशस्तिमें श्री उद्योतनसूरिजीका विशेषण 'विहारुक मुनिसन्तानरूपआकाशमें श्रेष्ठ पूर्णिमाके चंद्रसमान' उल्लेख किया है एवं उत्तराध्ययनकी वृत्तिकी प्रशस्तिमें भी 'विहारुक'की पहिचानवाले श्रीउद्योतनसूरि (दूसरे) उल्लेख किये हैं। रही रत्नचूडकी कथाकी प्रशस्ति सो उसमें विहारुकका प्रयोग तो नहीं है परन्तु जिनकी परम्परामें उक्त उद्योतनसूरि हुए उनके दादा पट्टधरके साथमें 'उद्यत विहार निरत' (अर्थात् विहार (कार्य)में लगे हुए एवं उसमें उद्यत रहनेवाले) विशेषणसे भी यही प्रकट होता है कि वे भी स्थिरवासी न थे अत: इनके पूर्वके पट्टधर श्रीनेमिचंद्रसूरि और उनके पूर्वके (दादा) पट्टधर श्री देवसूरि भी विहार करनेवाले ही थे और उनकी ख्याति भी विहारुक होगी।

(२) गच्छ—श्री उद्योतनसूरिजीसे महावीरचरियकी प्रशस्ति आरंभ की है तो, उसमें पहिले चंद्रकुल और वडगच्छका स्पष्ट उल्लेख है। उत्तराध्ययनकी प्रशस्तिका पूर्व भाग अनुपलब्ध है। रही रत्नचूडकी प्रशस्ति, सो उसमें गच्छ कुलका स्पष्ट निर्देश तो नहीं है, परन्तु ये सब 'उद्यतविहारनिरत' श्रीदेवसूरिके गच्छमें हुए लिखे हैं और उन्हींके गच्छमें दोनों

श्रीउद्योतनसूरि हुए जो की वडगच्छीय थे। इससे प्रमाणित है कि पूर्वके पट्टधर श्री नेमिचंद्रसूरि और उनके पूर्वके पट्टधर श्रीदेवसूरिजी वडगच्छमें ही हुए, इसमें शंका करनेकी कुछ भी गुंजाइश नहीं है।

(३) गुरुपरम्परा—रत्नचूडकी प्रशस्तिके अनुसार पहले श्रीदेवसूरि नामक कोई आचार्य हुए। उनके गच्छमें उनके पीछे श्रीनेमिचंद्रसूरि हुए और उनके पीछे श्रीउद्योतनसूरि हुए, यहांतक तो गुरुपरम्परा है क्योंकी इनके साथमें (तयणु-तदनु) शब्द प्रयुक्त है, परन्तु इनके पीछे श्रीयशोदेवसूरि श्रीप्रद्युम्नसूरि श्रीमानदेवसूरि और विख्यात श्रीदेवसूरि (दूसरे)का जो वर्णन है उसमें किसी प्रकारका संकेत न होनेसे ये सब श्रीउद्योतनसूरिके समकालीन और उनके ही परिवारमें हुए थे यह मानना युक्तियुक्त है, क्योंकि महावीर चरियकी प्रशस्तिमें 'जंमि य गच्छे आसी' से भी यही ध्वनि निकलती है बल्कि उत्तराध्ययन वृत्तिकी प्रशस्तिमें श्रीप्रद्युम्नसूरि और श्रीमानदेवसूरिसे प्रविराजित—विराजमान जो बतलाए हैं यह संकेत उन्हीं पहिले श्रीउद्योतनसूरिके लिए है जो अपूर्ण प्रशस्तिके कारण इसमें नहीं आये।

(४) ग्रन्थकारकी गुरुपरम्परा आदि—ग्रन्थकार श्रीनेमिचंद्रसूरि उपाध्याय श्रीआम्रदेवके शिष्य थे और वे श्रीउद्योतनसूरिके शिष्य थे और ये सब वडगच्छीय थे इसमें कुछ भी संदेहास्पद नहीं है। कोई भी पाठक यह समझनेकी भूल न करें की प्रथमके श्रीउद्योतनसूरि और ग्रन्थकर्ताके प्रगुरु दोनों एक ही थे, कारण कि रत्नचूडकथाकी प्रशस्तिका 'तह चेव तंमि गच्छे' यह पद दोनोंको भिन्न बतानेका खास उल्लेख है, अन्यथा यहां पर इस पदके बजाय 'उन्हीं उद्योतनसूरिके शिष्य' इस प्रकारका उल्लेख होना चाहिये था जैसाकि समयनिर्णयसे भी यही पता चलता है।

(५) समयनिर्णय—इन प्रशस्तियोंसे यह पता नहीं चलता कि पूर्वके श्री देवसूरि, श्री नेमिचन्द्रसूरि और श्री उद्योतनसूरि जो कि क्रमशः एक दूसरेके उत्तराधिकारी हुए तो वे ग्रन्थकारसे कितने काल पूर्वमें हुए? कारण कि ग्रन्थकारने अपने समय तक उनके कौन २ पट्टधर हुए? यह वर्णन नहीं किया जिससे कि कुछ अनुमान किया जा सकता। इसके लिए विधिमार्गीय प्रसिद्ध श्री जिनदत्तसूरिजीरचित गणधरसार्द्धशतक गाथा ६१ से ६३ तक और सुगुरुपारतन्त्र गाथा ७-८ से प्रकट है कि इन देवसूरि और उद्योतनसूरिके पीछे श्री वर्धमानसूरि प्रसिद्ध नवांग वृत्तिकार श्री अभयदेवसूरिजीके प्रगुरु हुए जोकि पाटनके दुर्लभराज ( राज्य सं. १०६६ से १०७८ तक ) के समयमें विद्यमान थे यह इतिहास प्रसिद्ध बात है। अतः ग्यारहवीं शताब्दिके उत्तरार्द्धसे पहिले हुए सिद्ध होते हैं। किन्तु यह ध्यानमें रहेना चाहिए कि उक्त गणधरसार्द्धशतकमें गणधरों या युगप्रवरोंकी स्तुति है न कि किसी

गुरुपरंपराकी श्रृंखलाबद्ध स्तुति है, अन्यथा इस वर्णनके ही पूर्वमें गाथा ५०-५१ में श्रीउमास्वातिवाचकजीकी, गाथा ५२ से ५८ तक श्रीहरिभद्रसूरिजी की और गाथा ६०में श्रीशीलाङ्काचार्यजीकी स्तुति है जोकि-(उमास्वाति उच्चशाखीय थे और जिनका इतिहासज्ञोंने विक्रमकी पहिली शताब्दि समय निश्चित किया है, याकिनीसुनू श्री हरिभद्रसूरि विद्याधर कुलके थे और समय इतिहासज्ञोंने सं. ७५७ से ८२७ तक निश्चित किया है एवं निवृत्तिकुलीन श्रीशीलांकाचार्यकी सं. ९२५ से ९३३ तककी कृतियां उपलब्ध हैं)-न होतीं। अतः श्री शीलाङ्काचार्यसे पीछे और श्री वर्धमानसूरिसे पहिले उक्त तीनों पट्टधर आचार्य हुए मान लेनेमें कोई ऐतिहासिक विरोध नहि है।

(६) ग्रन्थकारका समय--ग्रन्थकारके समयके विषयमें महावीरचरियकी प्रशस्तिमें सं. ११४१ [ या ११३९ ? ] का स्पष्ट वर्णन है और वे उनके श्री मुनिचन्द्रसूरि [ जिनका स्वर्गवास सं. ११७८में हुआ] गुरुभाई थे यह भी इन प्रशस्तियोंसे स्पष्ट है। कहते हैं कि श्री वीरचन्द्रसूरिके शिष्य श्री देवसूरि रचित सं. ११६२के जीवानुशासककुलकमें इन्हीं नेमिचन्द्रसूरिके उपदेशसे उसे रचनेका उल्लेख है [पी. ५'२२]। यदि यह बात सत्य हो तो सं. ११६२ तक श्री नेमिचन्द्रसूरिजी विद्यमान थे यह सिद्ध होता है। यदि इनकी अन्य कृतियोंमें संवतोंका कुछ उल्लेख हो तो प्रकट करना चाहिए।

षडशीति वृत्तिकी प्रशस्तिसे केवल इतना ज्ञात होता है कि वडगच्छीय प्रभु श्रीमानदेव [ सूरि ! ] के शिष्य उपाध्याय श्री जिनदेवके शिष्य श्री हरिभद्रसूरिने सं. ११७२में यह रची। वडगच्छ उस समयमें प्रसिद्ध गच्छ था।

आख्यानमणिकोशवृत्तिकी प्रशस्तिमें श्री देवसूरि, श्री अजितसूरि, श्री आनंदसूरि कौनसे हुए ? कुछ नहीं कहा जा सकता। जिन दो श्री देवसूरियोंका वर्णन श्री देवेन्द्रसाधुकी प्रशस्तिमें है उन्हीमेंसे कोईसे एक हों तो भी आश्चर्य नहीं है। एवं शेष श्रीअजितदेवसूरि और श्रीआनन्दसूरि यदि उक्त देवेन्द्रसाधुके समकालीन हों तो भी कुछ कहा नहीं जा सकता। कारण कि श्रीमुनिसुन्दरगणिकी गुर्वावलीके श्लोक ७१में उल्लेख है कि श्री मुनिचन्द्रसूरिके श्रीआनन्दसूरि प्रमुख बहुतसे गुरुभाई थे।

यदि कोई विद्वान् श्रीनेमिचंद्रसूरि(देवेन्द्रसाधु)जीकी अन्यान्य प्रशस्तियोंको तथा इस सम्बन्धकी ऐतिहासिक सामग्रीको प्रकट करनेकी कृपा करें अथवा मेरे पास भेज देनेकी कृपा करें तो और भी प्रकाश पड सकता है। वैसी परिस्थिति होते हुए भी ऊपर मैंने जो कुछ उद्धरण और विवेचन किया है उससे इस नतीजे पर पहुंचना पडता है कि:—

वडगच्छ एक सुप्रसिद्ध गच्छ था। यदि, श्रीमुनिसुंदरगणि(सूरि पीछे हुए) आदिके पास कोई वडगच्छकी विश्वसनीय पट्टावली या गुरुपरम्पराका इतिहास उपलब्ध था और उन्होंने ३४वें पट्टधर श्रीउद्योतनसूरिजीने सं.

९९४में आबूके पास टेली गांवकी सीमामें श्रीसर्वदेवसूरिजी आदि ८ आचार्योंको आचार्यपद दिया तबसे वडगच्छ हुआ, उनमें श्रीसर्वदेवसूरिजी बड़े थे अतः वे ३५वे पट्टधर हुए (गुर्वावलि श्लोक ४५से ६१ तक)-यह जो कुछ लिखा है (यह संक्षिप्त रूपसे क्रियारत्नसमुच्चयकी प्रशस्ति श्लोक१८से २१ तक में भी है) यदि सत्य है तो ये देवसूरि पट्टधर और रत्नचूडकथाके प्रथम देवसूरि अधिक संभव है कि दोनों एक हों। अथवा श्रीउद्योतनसूरिके पट्टधर जो सर्वदेवसूरि हुए उन्हींका संक्षिप्तरूसे देवसूरि नाम इस कथामें दिया हो, या आठ आचार्यों मेंसे एकका नाम देवसूरि हो तो भी कुछ कहा नहीं जा सकता। किन्तु इसमें एक आपत्ति यह है कि श्रीकुलमंडनसूरिरचित सं. १४४३के 'विचारअमृतसंग्रह' नामक ग्रन्थमें-जिसका अवतरण प्रसिद्ध पूज्य श्रीमद्विजयानन्दसूरिजीने अपने पत्रमें उद्धृत किया है (देखो न्यायाम्भोनिधि श्रीविजयानंदसूरि चरित्र पृ० ८३ ले० श्रीयुत सुशील) केवल एक आचार्य श्रीसर्वदेवसूरिको ही वडकी छायामें आचार्य पद देने से वडगच्छ हुआ उल्लेख किया है (तो इस ग्रन्थके अन्याय उल्लेखोंकी ऐतिहासिकताके विषयमें विचार करलेना योग्य है क्योंकि मेरे पास यह ग्रन्थ नहीं है)। यदि ऐतिहासिक दृष्टिसे सं. ९९४से भी पहिले वडगच्छ हुआ सिद्ध होता तो श्रीयुत नाहरजीके जैन लेख संग्रह खण्ड२ ले० १७०९में सं. ९३७का श्रीउद्योतनसूरिजीका एक प्राचीनतम लेख उपलब्ध है तो उक्त समयमें भी एक उद्योतनसूरि हुए थे यह निःसन्देह है। अब केवल एक बात और शेष रह जाती है कि रत्नचूडकथाकी प्रशस्तिसे श्रीमुनिसुंदरगणि आदिकी गुर्वावलीमें भिन्न पट्टपरंपरा क्यों उपलब्ध है? तो उसका तो यह समाधान है कि बहुधा ग्रन्थकार खास अपने पूर्वजोंका ही वर्णन देते हैं वडगच्छकी उद्धृत प्रशस्तियोंसे यह प्रमाणित है कि उस समयमें इस गच्छमें अनेक आचार्य हुए थे जबकि पट्टावली लेखकोंने वह ग्रहण न करके मुख्य परम्पराका उल्लेख किया होना संभाव्य है। किन्तु यह हो सकता है कि उनको वडगच्छकी उत्पत्तिका प्रामाणिक संवत् उपलब्ध न होनेसे जनश्रुतिके अनुसार वह लिख दिया हो। अतः अन्यान्य तत्कालीन रचनाओं और शिलालेखों आदिमें किन किन आचार्योंके नाम और परम्पराओंका उल्लेख है वह प्रकाशित करना इतिहासज्ञों एवं जिनके पास साहित्यके भंडारके भंडार पडे हैं उनका एवं जिनके पास वडगच्छकी प्राचीनतम पट्टावलियां उपलब्ध हों उनका कर्तव्य है इस प्रार्थनाके साथ मैं यह लेख समाप्त करता हूं।

**टिप्पनी**—श्रीनेमिचंद्रसूरिकी प्रशस्तियों ही से यह साफ प्रकट है कि उनमें किसी प्रशस्तिमें अमुक नाम है जब कि दूसरियोंमें नहीं है, एवं इनमें पहिले श्रीउद्योतनसूरिका जो श्रमणगुणकी दुर्वह धुराको धारणकरनेवाले-विशेषण उल्लेख किया है उससे प्रकट है कि ये उद्योतनसूरि त्यागी थे एव उनके पूर्वज भी त्यागी थे। 　　　पता—कटरा खुशालराय, देहली

ગૂજરાતનું એક અતિ પ્રાચીન પુનરુદ્ધૃત મહાતીર્થ

# સેરીસા તીર્થ

[ ટૂંક પરિચય ]

લેખક—પૂ. મુનિમહારાજ શ્રી ન્યાય વિજયજી

**સેરીસા** ગુજરાતનું એક પ્રાચીન તીર્થ છે. અત્યારે અમદાવાદથી ઉત્તર–પશ્ચિમના ખૂણા તરફ આ એક નાનકડું ગામડું છે. ગામ બહાર એક પ્રાચીન જિનમંદિર હતું, જેના શિખરનો ઉપરનો ભાગ દેખાતો હતો. અને મંદિરના બીજા કેટલાક વિભાગો અસ્તવ્યસ્ત પડયા હતા. વિ. સં. ૧૯૫૫ લગભગમાં આ તરફ જૈનોનું લક્ષ્ય ગયું, અને ધીમે ધીમે ખોદકામ કરાવતાં પ્રાચીન મંદિરનો પાયો તથા ઉપરનો ભાગ દેખાયો. એક ઠાકરડાના ઘરના પાછલા ભાગમાંથી વિશાલ સુંદર પ્રાચીન મૂર્તિઓ નીકળી એમાંની કેટલીક અખંડિત અને કેટલીક ખંડિત હતી. પૂ પા. આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજની પ્રેરણાથી જૈન તત્ત્વ વિવેચક સભા અને અમદાવાદના દાનવીર શેઠ માણેકલાલ મનસુખભાઈએ એક ધર્મશાળા જેવું મકાન બનાવી ત્યાં મૂર્તિઓ પરોણા દાખલ પધરાવી અને પ્રાચીન મંદિરના સ્થાને જ એક વિશાળ ભવ્ય જિનમંદિર બનાવવાની શરૂઆત કરવામાં આવી. અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ સ્વ. સારાભાઇ ડાહ્યાભાઈને પોતાના તરફથી આ મંદિર બંધાય એવી ભાવના થવાથી તેમના તરફથી મંદિર બંધાવવું શરૂ કરવામાં આવ્યું. એ મંદિરનો કેટલોક ભાગ હજુ બંધાવો બાકી હોવા છતાં ઘણું ખરૂં તૈયાર થઈ ગયું છે. મંદિરની બાંધણી પ્રાચીન પદ્ધતિની હોઇ મંદિર ઘણું જ સુંદર અને ભવ્ય થયું છે. આ મંદિરની પ્રતિષ્ઠા થવી બાકી છે, તેમજ મંદિરનું કેટલુંક કામ પણ બાકી છે. મંદિરનો મૂલ ગભારો તૈયાર થઈ ગયેલ હોવાથી શેઠશ્રી સારાભાઈએ વિ. સં. ૧૯૯૧ના મહા સુદી ૬ના દિવસે ખૂબ ઉત્સવ પૂર્વક તેમાં પ્રભુજીનો પ્રવેશ કરાવ્યો છે. સ્વ. શેઠશ્રી સારાભાઈ પોતાની હયાતીમાં પોતાને અતિપૂજ્ય આ તીર્થની પ્રતિષ્ઠા કરાવી શક્યા હોત તો ઘણા આનંદની વાત થાત! આ મંદિરની આસપાસ શ્રીસંઘ તરફથી એક ધર્મશાળા બંધાવામાં આવી છે.

આટલી હકીકત આ તીર્થની વર્તમાન સ્થિતિ સંબંધી થઇ. હવે આ તીર્થ કેટલું પ્રાચીન છે તથા એ સંબંધી પ્રાચીન પુરાવા શું મળે છે તે જોઇએ. "વિવિધતીર્થ કલ્પ"માં ૧૩મો 'અયોધ્યાનગરીકલ્પ'[૧] છે તેમાં સેરીસા સંબંધી નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે:

कहं पुण देविंदसूरिहिं चत्तारि बिंबाणि अउज्झापुराओ आणीयाणि त्ति भणइ—सेरीसयनयरे विहरंता आराहिअपउमावइ—धरणिंदा छत्तावलीयसिरि-देविंदसूरिणो उक्कुरुडिअपाए ठाणे काउस्सग्गं करिंसु । एवं बहुवारं करिंते ते दट्ठूण सावएहिं पुच्छिअं—भयवं को बिसेसो इत्थ काउस्सग्गकरणे ? । सूरिहिं

૧ સિંઘી જૈન ગ્રંથમાલા કલકત્તા તરફથી પ્રકાશિત 'વિવિધતીર્થકલ્પ' પૃ ૨૪.

भणियं---इत्थ पहाणफलही चिट्ठइ, जीसे पासनाहपडिमा कीरइ; सा य सन्निहिय-पाडिहेरा हवइ। तओ सावयवयणेणं पउमावइआराहणत्थं उववासतिगं कयं गुरुणा। आगया भगवई। तीए आइट्ठं। जहा—सोपारए अंधो सुत्तहारो चिट्ठइ। सो जइ इत्थ आगच्छइ अट्ठमभत्तं च करेइ, सूरिए अत्थमिए फलहिअं घडेउमाढवइ, अणुदिए पडिपुण्णं संपाडेइ, तओ निप्पज्जइ। तओ सावएहिं तदाहवणत्थं सोपारए पुरिसा पट्ठविआ। सो आगओ। तहेव घडिउमाढत्ता। धरिणिन्दधारिआ निप्पन्ना पडिमा। घडिन्तस्स सुत्तहारस्स पडिमाए हिअए मसो पाउब्भूओ। तमुविक्खिऊण उत्तरकाओ घडिओ। पुणो समारिंतेण मसो दिट्ठो। टङ्किआ वाहिआ। रुहिरं निस्सरिउमारद्धं। तओ सूरिहिं भणिअं—किमेयं तुमए कयं ?। एयंमि मसे अच्छन्ते एसा पडिमा अईवअब्भुअहेऊ सप्पभावा हुन्ता। तओ अंगुट्ठेणं चंपिउं थंभियं रुहिरं। एवं तीसे पडिमाए निप्पन्नाए चउवीसं अन्नाणि बिंबाणि खाणीहिंतो आणित्ता ठाविआणि। तओ दिव्वसत्तीए अवज्झापुराओ तिन्नि महाबिंबाणि रत्तीए गयणमग्गेण आणीयाणि। चउत्थं वि आणिज्जमाणे विहाया रयणी। तओ धारासेणयग्गामे खित्तमज्झे बिंबं ठिअं। रण्णा सिरिकुमारपालेण चालुक्कचक्कवइणा चउत्थं बिंब कारित्ता ठविअं। एवं सेरिसे महप्पभावो पासनाहो अज्जवि संघेण पूइज्जइ। मिच्छा वि उवद्दवं काउं न पारेंति। ऊसुअघडिअत्तेण न तहा सलावण्णा अवयवा दिसंति। तम्मि अ गामे तं बिंबं अज्जवि चेईहरे पूइज्जइ त्ति।

**ભાવાર્થ**—અયોધ્યાથી શ્રી દેવેંદ્રસૂરિજી ચાર બિંબ કેવી રીતે લાવ્યા તે કહે છે. પદ્માવતી અને ધરણેંદ્રના આરાધક છત્રાવલીય શ્રી દેવેંદ્રસૂરિજી વિહાર કરતા સેરીસા પધાર્યા. ત્યાં ઉકકુડીય આસને કાઉસ્સગ્ગ કરતા હતા. આ પ્રમાણે બહુ વાર કરતાં જોઈ શ્રાવકોએ પૂછ્યું. 'ભગવન્! આવી રીતે કાઉસ્સગ કરવામાં શું વિશેષતા છે?' સૂરિજીએ કહ્યું. 'અહીં એક પાષાણનો મોટો ટુકડો–ફલહી છે. તેની પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા કરવામાં આવે તો તે મહાચમત્કારી–પ્રભાવિક થાય'. પછી શ્રાવકોના વચનથી સૂરિજીએ પદ્માવતીને આરાધવા અઠ્ઠમ કર્યો. દેવી હાજર થયાં. તેણે કહ્યું; 'સોપારક નગરમાં એક આંધળો શિલ્પકાર–સૂત્રધાર રહે છે તે અહીં આવી અઠ્ઠમ કરી સૂર્ય આથમ્યા પછી પ્રતિમાજી ઘડવાનું કામ શરૂ કરે અને સૂર્ય–ઉદય પહેલાં તે કામ પૂરુ કરે–પ્રતિમાજી ઘડી લે તો તે પ્રતિમાજી મહાચમત્કારી થાય. પછી બીજે દિવસે શ્રાવકોએ સોપારક નગરથી તે સૂત્રધારને બોલાવવા માણસ મોકલ્યું. સૂત્રધાર આવ્યો. પ્રતિમા બનાવવાનું કામ શરૂ કર્યું. ધરણેન્દ્ર-સહિત પ્રતિમા બનાવી. પ્રતિમા બનાવતાં પ્રતિમાજીના હૃદય પર મસો પ્રાદુર્ભૂત થયો. પણ તેની ઉપેક્ષા કરીને પ્રતિમાજીનાં બાકીનાં અવયવો બનાવ્યાં. પછી ફરીથી ઠીક કરતાં

મસો દીઠો, તેના ઉપર તેણે ટાંકણું માર્યું. ટાંકણું વાગતાં જ અંદરથી લોહી નીકળવા માંડ્યું. સૂરિજી મહારાજે આ જોઈ કહ્યું કે આ તેં શું કર્યું ' જો પ્રતિમાના હૃદયમાં મસો રહ્યો હોત તો પ્રતિમા અતિશય પ્રભાવકારી થાત. ત્યાર પછી અંગૂઠો દાબી સૂરિજીએ લોહી બંધ કર્યું. આવી રીતે આ પ્રતિમાજી થયાં. આ સિવાય બીજાં ચોવીશ બિંબો ખાણમાંથી લાવીને સ્થાપ્યાં. ત્યાર પછી અયોધ્યાથી ત્રણ મહાન્ બિંબો આકાશ માર્ગે રાત્રે જ મંગાવ્યાં. ચોથું મોટું બિંબ લાવતાં સવાર થઇ ગયું તેથી ધારાસેન નગરના ખેતરમાં તે બિંબ સ્થાપ્યું, ત્યારપછી ચૌલુક્યચક્રવર્તી મહારાજા કુમારપાલે ચોથું બિંબ બનાવરાવી સ્થાપ્યું. આવી રીતે સેરીસાનગરમાં મહાપ્રભાવિક પાર્શ્વનાથ ભગવાન અત્યારે [ગ્રંથકારના સમયમાં] પણ પૂજાય છે. મિથ્યાત્વીઓ પણ તેને ઉપદ્રવ કરવા સમર્થ નથી થતા. આ મૂર્તિ જલદી બનાવી હોવાથી શરીરનાં અંગો બરાબર વિકસિત થયાં નથી. તે બિંબ અત્યારે પણ ચૈત્યઘરમાં પૂજાય છે."

આ સેરીસા તીર્થના સ્થાપક શ્રી દેવેંદ્રસૂરિ સંબંધી વધુ પરિચય આ પ્રમાણે મળે છે:

નાભિનંદનોદ્ધાર પ્રબંધ કે જે ઉપકેશગચ્છના કક્કસૂરિજીએ સં. ૧૩૯૩માં કાંજકેટપુરમાં બનાવ્યો છે તેમાં નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે—

संघप्रयाणकेष्वेवं दीयमानेष्वहर्निशम् । श्रीसेरीसाह्वयस्थानं प्राप देसलसंघपः ॥
श्रीवामेयजिनस्तस्मिन्नूर्ध्वप्रतिमया स्थितः। धरणेन्द्राशासंस्थ्यंह्रिः सकले यः कलावपि ॥
यः पुरा सूत्रधारेण पटाच्छादितचक्षुषा । एकस्यामेषशर्वर्यां देवादेशादघट्यत ॥
श्रीनागेन्द्रगणाधीशैः श्रीमद्देवेन्द्रसूरिभिः । प्रतिष्ठितो मन्त्रशक्तिसम्पन्नसकलेहितैः॥
तैरेव सम्मेतगिरेर्विंशतिस्तीर्थनायकाः। आनिन्यिरे मन्त्रशक्त्या त्रयः कान्तिपुरीस्थिताः॥
तदादीदं स्थापितं सत्तीर्थं देवेन्द्रसूरिभिः । देवप्रभावाद् विभविसम्पन्नजनवाञ्छितम् ॥

"આવી રીતે અહર્નિશ સંઘ સાથે પ્રયાણ કરતા કરતા સંઘપતિ દેશલ સેરીસા પહોંચ્યા. ત્યાં પાર્શ્વજિન ઊર્ધ્વ પ્રતિમાએ (કાઉસગ્ગધ્યાને) રહેલા છે. ધરણેંદ્રથી પૂજાતા ચરણવાળા જે પ્રભુ આ કલિકાલમાં પણ પ્રભાવિક છે; જે બિંબને પહેલાં સૂત્રધારે પોતાની આંખે પાટા બાંધી એક જ રાત્રિમાં દેવના આદેશથી ઘડ્યું હતું; જેની પ્રતિષ્ઠા શ્રી. નાગેંદ્રગચ્છના અધીશ શ્રી. દેવેંદ્રસૂરિએ કરી હતી, તે જ દેવેંદ્રસૂરિએ સંમેતગિરિ (સમેત શિખર)થી વીશ તીર્થંકરો (બિંબો)ને અને કાન્તિપુરીમાં રહેલ ત્રણ તીર્થંકર(બિંબો)ને મંત્રશક્તિથી આણ્યા હતા. ત્યારથી આ શ્રેષ્ઠ તીર્થ શ્રીદેવેંદ્રસૂરિએ સ્થાપ્યું છે કે જે દેવ પ્રભાવથી ભવ્ય જનોના વાંછિત પૂરે છે.

—(નાભિનંદનોદ્ધાર પ્રબંધ જૈનયુગ પૃ. ૧૮૮, પં. લાલચંદ્ર ભ. ગાંધી)

આ શ્રીદેવેંદ્રસૂરિજી મહારાજનો વિશેષ પરિચય જિનમંડનગણિકૃત કુમારપાલપ્રબંધમાં નીચે પ્રમાણે મળે છે.[1]

---

[1] આ તેમજ આગળ આવતી કુમારપાળ પ્રતિબોધમાંની અહીં લીધેલી હકીકત શ્રી મોહનલાલ દ. દેસાઇ લિખિત 'ચંદ્રપ્રભ ચરિત્ર'ની પ્રસ્તાવનાના આધારે લખી છે.

"એકદા શ્રી ગુરૂ (દેવચંદ્રસૂરિ)ને પૂછ્યા વગર અન્યગચ્છના દેવેંદ્રસૂરિ અને મલયગિરિ સાથે કલાઓમાં કૌશલ મેળવવા આદિઅર્થે હેમચંદ્ર ગૌડ દેશ પ્રત્યે ચાલી નીકળ્યા ખલ્લૂર ગામે એ ત્રણે રહ્યા. ત્યાં રહેલા એક ગ્લાન મુનિની વૈયાવૃત્યથી સેવા કરી; તે મુનિની રૈવતક (ગિરનાર) તીર્થમાં જઈ દેવનમસ્કાર કરવાની ઇચ્છા હોવાથી હેમચંદ્રાદિ મુનિઓએ ગામના મુખી શ્રાવકોને સુખાસન અને તેને ઉપાડનારાની સગવડ કરી આપવા સંબંધી કહેતાં તે ગોઠવણ થઈ ગયા પછી ત્રણે સૂઈ જતાં પ્રભાતે ઊઠતાં ત્રણેએ પોતાને રૈવતક પર્વત પર જોયા. શાસનદેવતાએ પ્રત્યક્ષ થઈ ગુણ સ્તુતિ કરી જણાવ્યું કે આપ ભાગ્યવાનો અત્ર રહેતાં જ સર્વ બનશે, ગૌડ દેશે જવું નહિ અને અનેક મહાઔષધી અને મંત્રોને બતાવી તે દેવતા સ્વસ્થાને ગયાં. એકદા શ્રી ગુરુએ (શ્રી હેમચંદ્રચાર્યજીના ગુરુ શ્રી દેવચંદ્રસૂરિએ) આ ત્રણે મુનિઓને શ્રી સિદ્ધચક્રજીનો મંત્ર તેના આમ્નાય સહિત બતાવ્યો. તે મંત્ર પદ્મિની સ્ત્રીના ઉત્તરસાધકપણાથી સધાય. તે રીતે સધાય તો ઇચ્છિત વર મળે. અન્યથા નહી" પછી અન્યદા કુમારગામમાં જતાં ધોબીની પાસેના વસ્ત્રથી પદ્મિની સ્ત્રીની ભાળ મળતાં તેના પતિની સંમતિ લીધી. તે પતિપત્ની ગિરનાર આવ્યાં અને તે દ્વારા શુદ્ધ બ્રહ્મચર્યપૂર્વક મંત્ર સાધ્યો એ વાત આવે છે. એટલે તીર્થનો અધિષ્ઠાતા શ્રીવિમલેશ્વર દેવ પ્રત્યક્ષ થઈ પુષ્પવૃષ્ટિ કરી 'ઇચ્છિત વર માંગો' એમ બોલ્યો."

ततः श्री हेमसूरिणा राजप्रतिबोधः, देवेन्द्रसूरिणा निजावदातकरणाय कान्तिनगर्याः प्रासाद एकरात्रौ ध्यानबलेन सेरीसकग्रामे समानीत इति जनप्रसिद्धिः। मलयगिरिसूरिणा सिद्धान्तवृत्तिकरणवर इति त्रयाणां वरं दत्वा देवः स्वस्थानमगात्।

ભાવાર્થ—ત્યારે શ્રીહેમસૂરિએ રાજાને પ્રતિબોધ કરવાનું-જૈન બનાવવાનું અને દેવેંદ્રસૂરિએ પોતાની પ્રસિદ્ધિ માટે કાન્તિ (કાંચી-દક્ષિણ) નગરીમાંનો પ્રાસાદ એક રાત્રિમાં ધ્યાન બલથી સેરીસકમાં લાવવામાં આવે એવું વરદાન માગ્યું એવી જનપ્રસિદ્ધિ છે. મલયગિરિસૂરિએ સિદ્ધાંતો પર વૃત્તિ રચવાનું વરદાન માગ્યું. આ પ્રમાણે વર આપી દેવ પોતાને સ્થાને ગયો."

જિનમંડનગણિ દેવેંદ્રસૂરિજી માટે આ દન્તકથા છે એટલું જે જણાવે છે તે પણ વિચારણીય તો છે જ.

આ જ દેવેંદ્રસૂરિજીનો પરિચય ૧૪૨૨માં થયેલા શ્રીકૃષ્ણર્ષિ ગચ્છના જયસિંહસૂરિજી કુમારપાલચરિત્ર મહાકાવ્યમાં પ્રથમ સર્ગમાં આપે છે. બાકી બધો પરિચય લગભગ મળતો છે, પરંતુ દેવના વરમાં સેરિસકમાં કાંચીનગરથી મંદિર કે મૂર્તિ લાવવાનો લેશ પણ ઉલ્લેખ નથી. દેવેંદ્રસૂરિ, હેમચંદ્રાચાર્યના મિત્ર હતા. નવીન કળાઓ જાણવા સાથે જ બહાર વિચરે છે, દેવ આવે છે વગેરે બધું મળતું છે. પણ સેરીસા સંબંધી લગારે ઉલ્લેખ નથી. એટલે આમાં ચાર વિકલ્પો આપણને મળે છે.

૧ જયસિંહસૂરિની માન્યતા પ્રમાણે દેવેંદ્રસૂરિ હેમચંદ્રસૂરિજીના મિત્ર હતા.

૨ જિનમંડનગણિના લખવા પ્રમાણે હેમચંદ્રાચાર્યજીના મિત્ર સહાધ્યાયી શ્રી દેવેંદ્રસૂરિજી હતા. દેવતા ત્રણેને વરદાન આપે છે, તેમાં દેવેંદ્રસૂરિજી કાંચીનગરથી સેરીસામાં મંદિર લાવવાનું વરદાન માંગે છે.

૩ નાભિનંદનોદ્ધાર પ્રબંધકારના લખવા પ્રમાણે નાગેંદ્રગચ્છના શ્રી દેવેંદ્રસૂરિજીએ આ સેરીસા તીર્થ સ્થાપ્યું. તેમણે મંત્રબળથી સમેતશિખર અને કાન્તિનગરીથી બિંબો આણ્યાં.

૪ વિવિધતીર્થકલ્પના કથન મુજબ છત્રાવલીય શ્રી દેવેંદ્રસૂરિજીના હાથે સેરીસાતીર્થ સ્થપાયું. તેમણે કાન્તિનગરી કે સમેતશિખરનો ઉલ્લેખ નથી કર્યો, પણ અયોધ્યાથી મંત્રશક્તિથી ત્રણ બિંબ લાવ્યા, ચોથું બિંબ સવાર થઈ જવાથી રહી ગયું, અને પછી ગુર્જરેશ્વર કુમારપાળે ચોથું બિંબ બનાવરાવી પ્રતિષ્ઠા કરાવ્યાનું જણાવે છે અને સેરીસામાં પ્રભાવિક પાર્શ્વનાથ પ્રભુ પૂજાય છે તેમ જણાવે છે.

સેરીસા તીર્થના સંબંધ પુરતો આપણે એક નિર્ણય તો કરી જ શકીએ છીએ કે ત્રણે આચાર્યોના મત મુજબ શ્રી દેવેંદ્રસૂરિજી આ તીર્થના સ્થાપક છે.

હવે આપણે કવિવરશ્રી લાવણ્યસમયે સં. ૧૫૬૨માં રચેલ સેરીસા રાશમાંનો સેરીસા તીર્થની સ્થાપના સંબંધી મત જોઈએ. તેઓ પ્રથમ–મંગળાચરણમાં જ લખે છે—૧

સ્વામિ સોહાકર શ્રી સેરીસએ, પાસ જિણેસર લોડણ દીસએ,
દીસએ લોડણ પાસ પરગટ પુહવિ પરતો પૂરએ,

એટલે સેરીસામાં લોડણ પાર્શ્વનાથ દેખાય છે અને જગતમાં પરચો પૂરે છે.

સેરીસાની ઉત્પત્તિનું વર્ણન તેઓ આ પ્રમાણે આપે છેઃ—

"એકવાર એક ગુરુ શિષ્યો સાથે વિચરતા વિચરતા આવે છે. એક વડ નીચે વિશ્રાન્તિ અર્થે રાતવાસો રહ્યા છે ત્યાં ગુરુના બે ચેલાએ વિચાર કર્યો કે ગુરુ પાસે પોથી છે તે ગુરુ કેમ છૂટી મૂકતા નથી? લાગ આવે ત્યારે આપણે તેનો ઉપયોગ કરીશું. ગુરુજી એકવાર બહાર પધારે છે. સમય જોઈ શિષ્યો તે પોથી લે છે, અને પ્રથમ પાનું ઉઘાડતાં જ બાવન વીરને સાધવાનો મંત્ર જોઈ યાદ રાખી લે છે. પછી ગુરુના ડરથી પોથી હતી ત્યાં મૂકી દે છે. ગુરુજી બહારથી પધારે છે. સાંઝના પ્રતિક્રમણ કરી પોરસી ભણાવી ગુરુ સૂઈ જાય છે. ગુરુજીને સૂતા જાણી બન્ને શિષ્યો ઊઠે છે અને એક મંત્રસાધક અને બીજો ઉત્તર સાધક થાય છે. મંત્રના પ્રભાવે બાવન વીર હાજર થાય છે, અને બોલે છે.

"બોલે બાવન વીર વિચક્ષણા, કહો કુણિ કારણિ અમ સંભર્યા ઘણા."

આ સાંભળી શિષ્યો વિચાર કરી છેવટે કહે છે—

"એ નગર મોટું એક ખોટું નહીં જિનપ્રાસાદ એ,
તુમે જઈને કાંતિથકી લ્યાવો પરિહરો પરમાદ એ."

આ નગર તો મોટું છે પણ અહીં એક પણ જિનમંદિર નથી તો તમે કાંતિનગરથી એક જિનપ્રાસાદ લાવી આ ખોટ પૂરી કરો. દેવતા જવાબ આપે છે:

"જાંનહિં વાસે કલિ જગિં કુકડા, કાજ કરેસ્યું પછે નહિં ઢુકડા."

જ્યાંસુધી કુકડા નહિં બોલે ત્યાં સુધી અમે કામ કરીશું, પછી નહીં કરીએ.

પછી એ વીરો કાંતિનગરી જઈ ત્યાંથી જિનપ્રાસાદ–મૂર્તિઓ વગેરે લાવે છે.

(૧) જૈન સત્ય પ્રકાશ, વર્ષ ૪ અંક ૩ માં પૂ. પા. મુનિમહારાજ શ્રી જયન્તવિજયજી સંપાદિત સેરીસા પાર્શ્વજિન સ્તવન.'

" પ્રાસાદ પ્રતિમા રંગમંડપ થંભ થિર લેઈ આવિયા;
વડસિર વિણાયગ બાહિર બેઠાં ઇસિ મોટી માંડણી.

વડના ઝાડથી ઊંચો, સાત માળની માંડનીવાળો પ્રાસાદ અને પ્રતિમાદિ લાવ્યા. કામ શરૂ થયું ત્યાં તો :

"સાતમી ભૂમિ જામ હૂઇ જાગીયા ગુરુ ગચ્છધણી."

સાતમો માળ તૈયાર થયો અને ગુરુજી–ગચ્છનાયક જાગ્યા.

ગુરુજી બહુ વિચક્ષણ હતા. એક ક્ષણવારમાં આખી પરિસ્થિતિ સમજી ગયા. કાન્તિનગરથી જિનપ્રભુનો પ્રાસાદ લાવ્યા છે એમ સમજી ગયા. ગુરુજીએ તરત જ ચક્કેસરી દેવીને સંભારીને કહ્યું.

"સહગુરુ સમરી ચતુર ચક્કેસરી પરગટ પુરતી તવ પરમેસરી.
પરમેશ્વરી તવ પ્રગટ આવી ગુરુ સુણાવી વાતડી.
પ્રાસાદ કરતા વીર વારો હજી છે બહુ રાતડી.
એ મૂઢ ચેલા મનિ ન જાણે હુંસ્યે મ્લેચ્છ મહાકુલી,
તિણિ ધર્મથાનિક હુંસે થોડાં દેવ તુમ કહઈ વલી.

ગુરુના આદેશથી ચક્કેસરી દેવી આવી કુકડાનો અવાજ કરાવે છે. કુકડાનો અવાજ સાંભળી કામ અધૂરું મૂકી વીર ચાલ્યા જાય છે. દેવી શિષ્યોને પણ દંડ કરે છે. અન્તે ગુરુ તેમને છોડાવે છે. પ્રતિમાજી વગેરે એમને એમ રહે છે. ચાલતાં નથી.

મૂરતિ મૂલગીતિ તિહાં ચાલે નહિં સોવનમૂરતિ તિહાં ચાલે નહિં.
ચાલે નહિં વલિ મૂલાનાયક સંઘ સહુ વિમાસએ
દિન કેતલે ગુરૂ અવર આવ્યા અવર મંત્ર ઉપાસએ;
ભલિં ભાવિ ભરિઓ ધ્યાન ધરિઓ ધરણપતિ ધરિ આવિઓ,
આદેસ પામી સીસ નામી પાસ પ્રતિમા લાવીઓ.

મૂર્તિ સ્થિર છે. મૂલનાયકજી પણ ચાલતા નથી. ત્યાં કેટલોક સમય જવાથી પછી બીજા ગુરુજી આવ્યા. તેમણે મંત્રથી ધરણેંદ્રને બોલાવ્યા. આચાર્યના–ગુરુના આદેશથી ધરણેંદ્ર શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમા લાવ્યા.

"થાપી પ્રતિમા પાસની લોકે એ, પાસ પાયાલે જવા ડોલેંએ;
ડોલે એ પ્રતિમા નાગપૂજા નવિ રહું હું તે વિના."

પ્રતિમાજી અસ્થિર અને ડોલાયમાન રહ્યાં. નાગકુમાર દેવોની પૂજા લેવા માટે જાણે હાલતાં હોય તેથી લોકો તેને લોડણ પાર્શ્વનાથ કહેવા લાગ્યા.

" લખ લોક દેખે સહુ પેખે નામ લોડણ થાપના.'

એ પ્રતિમાજીને લાખો લોકોએ ડોલતી જોઇ તેનું લોઢાણ પાર્શ્વનાથ એવું નામ સ્થાપ્યું. પરંતુ ગુરુજીએ જોયું કે લોકો આથી બીવે છે એટલે મંત્રબલથી પ્રતિમાજી સ્થિર કર્યા.

" સો રયણિ દીહે દેખી બીહેં મંત્રબલિ ગુરુ થિર કરી.

આ તીર્થનું સેરીસા કેમ નામ પડયું તે સંબંધી કવિનું વર્ણન હવે પછી જોઇશું.

[ ચાલુ ]

# સમાચાર

**પ્રતિષ્ઠા:—**

(૧) ચિતોડગઢ (મેવાડ)માં મહા શુદી ૨ ના દિવસે જીર્ણોદ્ધાર કરાવેલ જિનમંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયગંભીરસૂરિજી મહારાજ આદિ ત્યાં પધાર્યા હતા.

(૨) કરમદીગામ (રતલામ પાસે)માં મહા શુદિ ૨ ના દિવસે જિનમંદિરમાં પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી મંગલવિજયજી આદિ ત્યાં પધાર્યા હતા

**દીક્ષા—**

(૧) પાટણમાં મહાશુદિ ૫ ના દિવસે પૂજ્ય મુનિમહારાજ શ્રી. ભુવનવિજયજીએ ધારી (અત્યારે પાલીતાણા) નિવાસી ભાઈ હિમ્મતલાલ વલ્લભદાસને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુનિશ્રી હેમપ્રભવિજયજી રાખીને તેમને પૂજ્ય મુનિરાજ શ્રી કનકવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા.

[૨-૩] ગડબેડામાં પોષ વદિ ૧૩ના રોજ પૂજ્ય પન્યાસજી મહારાજ શ્રી. ભાવવિજયજીએ પાવડા (મારવાડ) નિવાસી માણેકલાલજી સમરથમલજીને તથા ઉમરાવતી નિવાસી શા સીતારામ અંદુલાલને દીક્ષા આપી. દીક્ષિતોનાં નામ અનુક્રમે મુનિશ્રી જ્ઞાનવિજયજી અને ચરિત્રવિજયજી રાખી અનુક્રમે પોતાના તથા પૂજ્ય મુનિરાજ શ્રી સત્યવિજયજીના શિષ્ય બનાવ્યા.

**ઉપાધ્યાયપદ**—મેગઉમાં મહા શુદિ ૫ અંચળગચ્છીય પૂજ્ય મુનિમહારાજ શ્રી ગુણસાગરજીને ઉપાધ્યાય પદ અપાયુ.

**કાળધર્મ—**

(૧) ધીણોજમાં મહા શુદિ ૧૦ સોમવારે વયોવૃદ્ધ પૂજ્ય મુનિમહારાજ શ્રી સુમતિવિજયજી કાળધર્મ પામ્યા.

(૨) પ્રભાસપાટણમાં મહા સુદિ ૫ વયોવૃદ્ધ પૂજ્ય મુનિમહારાજ શ્રી અચલવિજયજી કાળધર્મ પામ્યા.

**સ્વીકાર—**

**હૈમસારસ્વતસત્ર**–ગુજરાતી સાહિત્ય પરિષદનું ખાસ સમ્મેલન પાટણ–અહેવાલ અને નિબંધ. પ્રકાશક–ગુજરાતી સાહિત્ય પરિષદ, ઠે. ભારતીય વિદ્યાભવન, અંધેરી, (મુંબઈ), મૂલ્ય–ત્રણ રૂપિયા.

## દુઃખદ અવસાન

પાલનપુરનિવાસી શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ માહ સુદિ ૧૪ ના રોજ અવસાન પામ્યા છે. તેઓ ઇતિહાસ અને પુરાતત્ત્વના પ્રેમી હતા. તેઓ 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ખાસ પ્રશંસક હતા અને માસિક માટે અવારનવાર લેખો મોકલીને તેમજ બીજી રીતે પોતાથી બનતો દરેક સહકાર આપતા હતા. તેમના આત્માને શાંતિ મળો !

૦૫૦

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन--संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं

मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

वर्ष ७ ] क्रमांक ७९ [ अङ्क ७

વિક્રમ સંવત્ ૧૯૯૮ : વીરનિ. સંવત્ ૨૪૬૮ : ઇસ્વીસન ૧૯૪૨

ફાગણ વદિ ૧૪ : રવિવાર : માર્ચ ૧૫

## વિષય-દર્શન



આ માસિક દરેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે. તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

જોઈએ છે—'શ્રી જૈન સત્ય પ્રકાશ'નો ચાલુ-સાતમા વર્ષનો પાંચમો અંક, જેના ઉપર લીલા રંગમાં પરોલી તીર્થનું ચિત્ર છપાયું છે તે જોઇએ છે. તે મોકલનારને યોગ્ય વળતર આપવામાં આવશે ૦૫૦

લવાજમ—વાર્ષિક-બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

મુદ્રક : કકલભાઇ રવજીભાઈ કોઠારી; પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશન સ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ, મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, મીરજાપુર રોડ, અમદાવાદ.

॥ वीराय नीत्यंनमः ॥

# श्री जैनसत्यप्रकाश

[ વર્ષ ૭... ... .......ક્રમાંક ૭૯...... ... ...અંક ૭ ]

जोधपुरमण्डन

## श्रीभेरुपार्श्वनाथाष्टकम्

रचयिता—पू. मुनिमहाराज श्री. भद्रंकरविजयजी

★

[ वसन्ततिलकावृत्तम् ]

[ १ ]

शक्रेशमौलिमणिचुम्बितपादपद्मं,
विस्फारितेक्षणनिरीक्षणयोग्यकायम् ।
पार्श्वस्थपार्श्वकलितं जिनपार्श्वमीडे,
त्वद्भक्तिरागमकरन्दसुगन्धलुब्धः ॥

[ २ ]

अर्हन्! निभालय दृशा करुणास्पृशा मां,
त्वं तीर्थनाथ! मयि मुञ्च वचोऽमृतानि ।
निर्वापय स्मरविकारकरालवह्निं,
विश्राणयाभयद! संयमपूर्णवीर्यम् ॥

[ शार्दूलविक्रीडितवृत्तम् ]

[ ३ ]

ज्योत्स्ना त्वं मम चक्षुषोः सुभगयोर्घ्राणे हसन्मल्लिका,
पीयूषं रसनेन्द्रिये सुरतरुर्भव्याङ्गिवाञ्छाविधौ ।
चन्द्रक्षोदततिस्त्वचि श्रुतिपुटे श्राव्याणि काव्यानि मे
सर्वं त्वं शमराजभूः किमपरं पार्श्वेशमूर्ते खलु ॥

[ मन्द्राक्रान्तावृत्तम् ]

[ ४ ]

नायं हस्तो महयति न यः पार्श्वनाथस्य पादौ,
नो तच्चक्षु समयसमये नेक्षते यज्जिनेशम् ।
नो तत्तुण्डं न गुणनिकरो गीयते येन नित्यम्,
नेदं मुण्डं नहि नमति यद् वीक्ष्य पार्श्वेशितारम् ॥

[ वसन्ततिलकावृत्तम् ]

[ ५ ]

भो पार्श्व ! मां भवदवज्वलनेन दग्धं,
त्वं शान्तिनीरपरिपूर्णघनालिशालिन् ।
निर्वापयिष्यसि वचोऽमृतधारया नो,
हा हा ममैव नियतेर्बलवान् विरोधः ॥

[ उपजातिवृत्तम् ]

[ ६ ]

श्रीलब्धिसूरीशकृतप्रतिष्ठं, श्रीवैक्रमेऽष्टाङ्कनिधीन्दुवर्षे ।
श्रीजोधपूर्यां कविवीरभूम्यां, श्रीभेरुपार्श्वं प्रणमामि भक्त्या ॥

[ ७ ]

आनन्दसन्दोहरसैकसद्म, पेपीयमानं यतिदेवभृङ्गैः ।
श्रीपार्श्वनाथक्रमपद्मयुग्मा–मृनं जयत्यात्मसमृद्धिकारि ॥

[ मन्द्राक्रान्तावृत्तम ]

[ ८ ]

वारं वारं समभिनयतो गीततो गीयमाना,
कीर्तिर्यस्य प्रणयभरतो मञ्जुहल्लीसकेन ।
देवस्त्रीभिर्वररवझणत्कारमञ्जीरभाग्भिः
स श्रीपार्श्वो दलतु दुरितं देहिनां दुःखभाजाम् ॥

[ उपजातिवृत्तम. ]

[ ९ ]

श्रीलब्धिसूरौ कमलाकराभे, सुपाठकः श्रीभुवनाम्बुजोऽभूत् ।
भद्रङ्करेण भ्रमरोपमेण, तदीयशिष्येण विगुम्फितं तत् ॥

બુધ શ્રી અમૃતવિજયજી શિષ્ય પં. શ્રી રંગવિજયજી વિરચિત

# શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પંચકલ્યાણક ગર્ભિત

# પ્રતિષ્ઠા-કલ્પ-સ્તવન*

સંગ્રાહક તથા સંપાદક—પૂ. મુનિમહારાજ શ્રી જયંતવિજયજી

> આજથી લગભગ દોઢસો વર્ષ પહેલાં વિક્રમ સંવત ૧૮૪૯માં, પં. શ્રી. રંગવિજયજીએ રચેલી ગુજરાતી ભાષાની આ કાવ્ય-કૃતિ પ્રાચીન ગુજરાતી ભાષાના અભ્યાસીઓને તેમજ કવિતાના પ્રેમીઓને ઉપયોગી થઈ પડશે એમ સમજીને અહીં આપી છે.

॥ ॐ ॥ अर्हं ॥ अथ श्लोक ॥

श्रीमद्यादवसैनिकस्य नितरां दुःखानि हर्तुं क्षमो
मह्यां त्वत्सदृश: प्रभुर्न च मया दृष्टो न चान्य: श्रुत ।
यैन्द्रत्वं फणिनं चकार सहसोद्धृत्य कृशानोर्भयात्
श्रीशङ्खेश्वरपार्श्वनाथ ! भगवन् ! रङ्गेण तुभ्यं नम: ॥

प्रणम्य भक्त्या गुरुपादपद्मं प्रपन्नसच्छिष्यविबोधकत्वम् ।
जनप्रबोधाय हि लोकवाग्भिर्जैनप्रतिष्ठाविधिमातनोमि ॥ २ ॥

### દૂહા

સ્વસ્તિ શ્રીદાયક વિભુ, જગનાયક જિનચંદ;
મોહતિમિરને ચૂરવા, પ્રગટયો પરમ દિનેંદ. (૧)

શ્રી શંખેશ્વર પાસના, પ્રણમી પદ અરવિંદ;
જૈન પ્રતિષ્ઠા વિધિ તણું, તવન કરું સુખકંદ. (૨)

એ સમ બીજું કો નહીં, જૈન માંહિ મંડાણ;
જીમ સવિ પદ ગજચરણમેં, તિમ એ મુખ્ય પ્રમાણ. (૩)

સંપ્રતિ શાસનમાં હુઆ, સંપ્રતિ કુમર નરેન્દ્ર;

---

* આ સ્તવનની બે હસ્તલિખિત પ્રતો મળી આવી હતી. (૧) શ્રી જૈનાનન્દ પુસ્તકાલય, સુરતની અને (૨) આણંદજી કલ્યાણજીની પેઢી પાલીતાણા હસ્તકના શેઠ અંબાલાલ ચુનીલાલના જ્ઞાનભંડારની. આ બે પ્રતોમાંની સુરતવાળી પ્રત વધુ પ્રાચીન અને વધુ શુદ્ધ હોવાથી આ સ્તવન એ પ્રતના આધારે ઉતાર્યું છે અને પાલીતાણાવાળી બીજી પ્રત સાથે મેળવીને ખાસ ખાસ સ્થળે પાઠાંતરો આપ્યા છે. એટલે આ સ્તવનના મુદ્રણમાં જ્યાં જ્યાં ફુટનોટો આપી છે તે પાઠાંતર માટે છે એમ સમજવું.

જિન વિહાર જિનચૈત્યનાં,[1] કીધાં કૃત્ય અમંદ.[2] (૪)
**ભરૂઅચમાં ઉકેશ લઘુ, લાલા** શ્યામ[3] **હવંત;**
તાસ તનય **પ્રેમચંદ** વલિ, **મૂળચંદ** મતિવંત. (૫)
**પ્રેમચંદના** દો તનુજ, **ખુશાલચંદ દેવચંદ;**
**મૂલચંદને** ગુણનિલય, અંગજ **તારાચંદ** (૬)
**ખુશાલચંદને** કુલતિલય, પુત્ર **સવાઈચંદ:**
એક દિન ગુરુમુખથી સુણ્યા, **શંખેશ્વર** ગુણવૃંદ. (૭)
પિતા[4] પુત્ર ઉદ્યમ કરી, ખરચી દ્રવ્ય ઉદાર;
મૂર્તિ **શંખેશ્વર પાર્શ્વની,** પ્રગટ કરી મનોહાર. (૮)
તાસ પ્રતિષ્ઠા કારણે, સામગ્રી સહુ જોડ;
વિધિપૂર્વક ઓચ્છવ કરે, દશ દિન મનને કોડ. (૯)

## ઢાલ પહેલી

( ચતુર સ્નેહી મોહના—એ દેશી )

જૈનપ્રતિષ્ઠામાં હવે, શુભ લગને શુભ જોગે રે;
ભૂમિશોધન પહેલું કરો, સદ્ગુરૂને સંજોગે રે.
ઇમ વેદી રચના કરો. એ (આંકણી) (૧)

ગુરૂમંત્રિત પાવન જલે,[5] શુદ્ધ છટા દેવરાવો રે;
ફૂલવૃષ્ટિ સ્વસ્તિક વલી, ધૂપ પ્રદીપ કરાવો રે. ઇમ૦ (૨)
પૂરવ સનમુખ વેદિકા, રચિ પૂરો વિવિધ પ્રકારે રે;
દોઢ હાથ ઉન્નતપણે, સમ ચઉરંસ બિચારે રે. ઇમ૦ (૩)
તે મધ્યે શ્રીફળ ઠવો, સ્વસ્તિક પંચને વિરચી રે;
પંચ રતન પૂગી વળી, ધૂપ દશાંગે ચરચી રે ઇમ૦ (૪)
બાર અંગુલમાં ગંઠી નહી, એહવા વંશ અણાવો રે;
ચઉ વિદિશિ ચઉ વંશથી, શુભ મંડપને બનાવો રે. ઇમ૦ (૫)
તોરણ ચિંહુ દિશિ બાંધીને, જુવારા વવરાવો રે;
વંશ પાત્રે સાત સાતને, ચઉ વિદિશિં[6] ઇમ ઠાવો રે. ઇમ૦ (૬)
દેવછંદા જુત ઇહાં રચ્યું,[7] સમવસરણ મંડાણ રે;
ઉલસિત ભાવે જિમ રચે, ચોસઠ સુર મહિરાણ રે. ઇમ૦ (૭)

---

૧ જિનબિંબના. ૨. આનંદ. ૩. લાલા સામ હવંત ૪ તિમ.

૫ આ પ્રથમ પદના સ્થાને 'ગોબર જલે' એટલો જ પાઠ છે. ૬ ચઉવંશે. ૭ દેવછંદો જુગતે રચો.

શુભ સમય વેદી વિચેં, બિંબ નવાં પધરાવો રે;
સોહવ સ્ત્રી ટોળે મલી, પીઠ થાપન વિધિ ગાવો રે. ઇમ૦ (૮)

એ દિનથી દશ દિન લગેં, અમારી પડહ વજડાવો રે;
હરખેં સાંઝિ પ્રભાતિયાં, આદર દેઈ ગવરાવો રે. ઇમ૦ (૯)

મોટા મંડપ માંડીનેં, ચંદ્રોદય બંધાવો રે;
પંચશબ્દ વાજિત્રસ્યું, દુંદુભિનાદ વજાવો રે. ઇમ૦ (૧૦)

**ખુશાલસાએ** નિજપુત્રને, સવાઈચંદને અનુમતિ દીધી રે;
અતિહરખે તેણે રંગસ્યું, કરણી એ સર્વ પ્રસિદ્ધિ રે. ઈમ૦ (૧૧)

## ઢાલ બીજી

( ભરત નૃપ ભાવસ્યું એ— એ દેશી )

હવે જળયાત્રા કારણે એ, મેલી સંઘ સમાજ તો.
જળયાત્રા ભણીએ.

હય[1] ગય સજી પાલખી એ, હેમ જડિત સવિ સાજ તો. જળ૦ (૧)

સુરજપાન વહે ઘણા એ, રવિ તેજેં ઝલકંત તો; જળ૦
લઘુ પતાકા કિંકીણીરવેં એ, ઇંદ્રધ્વજ લહકંત તો. જળ૦ (૨)

ભેરી ભુંગલ સરણાઇઓએ, વાજે વિવિધ સંગીત તો; જળ૦
સોહવ ટોલે મલી ભલી એ, ગાએ મંગલ ગીત તો. જળ૦ (૩)

ઇમ મોટે આડબરેં એ, ધુરેં ઘુહીર નિશાન તો; જળ૦
પવિત્ર જલાશય પુરવહી એ, આવેં કરી એ વિધાન તો. જળ૦ (૪)

પંચતીર્થિ તરૂતલેં ઠવિ એ, વિધિયુત કરીયેં સનાત[2] તો; જળ૦
પૂજીયેં બલિ નૈવેદ્યથી એ, ગ્રહદિગપાલ સંઘાત તો. જળ૦ (૫)

દેવવંદન વિધિ સાચવી એ, કુંભગ્રહી શુભ ચ્યાર તો; જળ૦
કૂપ કંઠે જાઇ કુપમાં એ, શ્રીફળ ઠવી સુખકાર તો. જળ૦ (૬)

અંકુશ કુર્મ નેં મછની એ, મુદ્રા ત્રણ્ય કરેય તો; જળ૦
વસ્ત્રપુત જલને કરી એ, પુરણ કુંભ ભરેય તો. જળ૦ (૭)

કુપકંઠે નૈવેદ્ય ઠવી એ, પૂરી મોદિક ખાસ તો; જળ૦
જલદેવી સુપ્રસન્ન કરી એ, [3]મંત્રે વિસર્જિ તાસ તો. જળ૦ (૮)

---

૧. હય ગય રથ વર પાલખી એ, હેમ રજત સવિ સાજતો.

૨. આવી કરીઇં સનાત તો.

૩. મંત્રે વિસર્જિત હેત તો.

સિણગારે કરી શોભતી એ, સધવા મળી ચઉનાર તો; જળ૦
સજલ કલશ શિરપર ઠવી એ, આવે પ્રભુ દરબાર તો. જળ૦ (૯)
ત્રણ્ય પ્રદક્ષિણા દેઇ ઠવે એ, બિંબને જમણે પાસ તો; જળ૦
ધવલ મંગલ દિએ સુંદરી એ, નિજ મન અધિક ઉલ્લાસ તો. જળ૦ (૧૦)
જલજાત્રા કરી રંગસ્યું એ, **સવાઇચંદ** હરખંત તો; જળ૦
**ખુશાલશાહને** વિનવી એ, કુંભથાપન નિકરંત તો. જળ૦ (૧૧)

## ઢાલ ત્રીજી

( ભવિ તુમેં વંદો રે શંખેશ્વર જિનરાયા—એ દેશી )

ઇણ વિધિ કીજે રે ઠવણા પૂર્ણ કલશની;
જિમ કિરિયા સિજે રે નિરવિઘને દિન દશની. (એ આંકણી)
નિર્લાંછન ઘટ રાતે વર્ણે, પકવ સુઘાટે લીજે;
તેહના ઉપર આઠે મંગલ, ફરતાં ચિત્ર લિખી જે. ઇણ૦ (૧)
તેહની કંઠે લાભ સમૂલો, ઋદ્ધિવૃદ્ધિ સંઘાતે;
ગેવાસૂત્રેં આંધિ આંધેં, બિધિકારક વિધિ સાથે. ઇણ૦ (૨)
મંત્રસહિત સ્વસ્તિક કુંકુમનો, તેહની મધ્યે કીજે;
પંચ રતન પૂંગી વલી રૂપક, સમ ચતુરંસ ઠવિજે. ઇણ૦ (૩)
અઠોત્તરશત કૂપક જલસ્યું, મહોચ્છવનું જલ લેલો;
**વર્ધમાન** સૂરીસર ભાખેં, તીરથ જલ બહુ મેલો. ઇણ૦ (૪)
તે જલ લેઇ સોહવ [૧]સુતવંતી, નવપદ મંત્ર સંભારે;
થિર સાસેં કુંભક કરી જલને, પૂરે અક્ષય ધારે. ઇણ૦ (૫)
પીતાંશુક બહુ મૂલું ઢાંકી, ફુલમાલા પહેરાઈ;
તેહને ઉપર શ્રીફલ થાપો, મંગલ ગીત ગવાઇ. ઇણ૦ (૬)
સુંદર શાલનો સાથીઓ પૂરી, થાપો ઘટ શુભ દિવસેં;
ચ્યાર સરાવલાં જુઆરા કેરાં, ઠવો સ્વસ્તિક ચિહુ વિદિસેં. ઇણ૦ (૭)
જિનપડિમાને જમણે પાસેં, દીપક ઘુત ઘટ ધારે;
[૨]કુંભચકેં નક્ષત્ર મલે જો, તો સવિ અશુભને વારે. ઇણ૦ (૮)
સ્નાત્ર અઠોત્તરી બિંબપ્રવેશેં, બિંબપ્રતિષ્ઠા હોવે;
એ કરણીમાં મંગલરૂપી, કુંભથાપન ધુરિ જોવે. ઇણ૦ (૯)
દીપ અખંડ ને ધૂપ ત્રિકાલેં, સાતે સમરણ ગણીયેં;

૧ શુભવંતી. ૨ કુંભચક્ર નક્ષત્ર મલે જો.

હિંસક જીવ ને સ્ત્રી ઋતુવંતી, તસ દૃષ્ટિ અવગણીયે. ઇણ૦ (૧૦)
મલ્લિ વીર નેમીસર રાજુલ, તાસ તવન નવી ભણીયે;
ઉપસર્ગાદિક ભાવના ટાલી, મંગલ ગીતને થુણીયે. ઇણ૦ (૧૧)
નરનારીને ઉલ્લસિત ભાવે, તંબોલાદિક દીજે;
તે દિનથી માંડીને દશ દિન, લઘુ સનાત્ર નિત કીજે. ઇણ૦ (૧૨)
ખુશાલશાહે[1] હરખે કીધી, પહિલે દિન એ કરણી;
કરીયે વિધિયોગે જિમ વરીયે, રંગે જિમ શિવઘરણી. ઇણ૦ (૧૩)

### ઢાલ ચોથી

( આદિજિણેસર વિનતિ હમારી—એ દેશી )

નંદાવર્ત્તની બીજે દિવસે, કિરિયા કીજે ઉદાર રે;
સેવનપટ્ટે યક્ષ કર્દમના, સાત લેપ કરી સાર રે. (૧)
નંદ્યાવર્ત નમો નિત ભાવે (એ આંકણી)
મધ્યભાગ સમ સૂત્રે કરીને, આઠ વલય તસ કીજે રે;
કર્પૂરાદિક અષ્ટ ગંધસ્યૂં, હેમશિલાકે લીખિજે રે. નં૦ (૨)
ધુરવર્તે[2] નંદાવર્ત લીખિયે, મધ્યે બિંબ ઠવીજે રે;
દક્ષિણ સોહમ ઉત્તર ભાગે, ઇશાનેન્દ્ર ઠવીજે રે. નં૦ (૩)
બીજે વલયે આઠ દિશાઇં, અરિહંત સિદ્ધ સૂરીસ રે;
પ ઠક મુનિવર જ્ઞાન ને દર્શન, ચરણ એ આઠ નમીસ રે. નં૦ (૪)
ત્રીજે વલયે ચોવીસ કોઠે, જિનમાતાને ધારો રે;
પ્રણવાક્ષરયુત નામને લિખિયે, હવે ચોથે સંભારો રે. નં૦ (૫)
કોઠા સોળ કરી તેહ માંહીં, મહાવિદ્યાને રાખો રે;
પંચમે ચોવીસ ઘર આલેખી, લોકાંતિકને ભાખો રે. નં૦ (૬)
છઠે વલયે આઠ દિશાયે, ચ્યાર નિકાયના ઇંદ રે;
તસ દેવી હવે સાતમે વલયે, લિખિયે આઠ દિગેંદ રે. નં૦ (૭)
આઠ દિશાથે આઠમે વલયે, લિખિયે ગ્રહ અભિધાન રે;
આઠ વલય પાછલ ત્રિગડાની, રચના કરીયે સમાન રે નં૦ (૮)
બારે પર્ષદ પહેલા ગઢમાં, તિર્યંચ બીજે વખાણો રે;
ત્રિજા ગઢમાં સુરનર વાહન, [3]લિખિયે ઇમ પ્રમાણ રે. નં૦ (૯)
મંત્રાક્ષર લિખિ આઠ દિશાયે, પુષ્કરણી ચઉ બારે રે;

---

૧. ખુશાલચંદે. ૨. ધુરવૃત્તે. ૧. લિખિઇં તાસ પ્રમાણે રે.

પૂર્ણ કલશ થાપી ચિહું વિદિશેં, વાયુ ભૂવન તિમ ચ્યાર રે. નં૦ (૧૦)
થાપી નંદ્યાવર્ત લખ્યાં જે, મૂલ નામ સવિધાને રે;[1]
પૂજે વાસક્ષેપાદિક દ્રવ્યેં, ગુરુસન્નિધિ બહુ માન રે. નં૦ (૧૧)
દીપ અખંડસ્યું નૈવેદ્ય ઢોઇ, બલિ દેઇ દેવ વાંદીજે રે;
નદ્યાવર્ત્ત લેખકને પહેલાં, શુભ વસ્ત્રાદિક દીજે રે. નં૦ (૧૨)
બીજે દિન એ કિરિયા નિરખી, રંગરલી સહુ થાય રે;
**ખુશાલશાહને** મનોરથમાલા, દિનદિન વધતી જાય રે. નં૦ (૧૩)

## ઢાલ પાંચમી

( તુમે પીળા પીતાંબર પહેર્યાંજી મુખને મરકલડે—એ દેશી )

કરો કિરિયા ત્રીજે દિવસેં જી, વિધિકારક સ્વામી,
તુમ સમકિતગુણ જિમ ફરસ્યેં જી, પુન્યદશા પામી;
કરો એક ભગત સમતાયે જી, વિ૦, બ્રહ્મચારી દશ દિન તાઇંજી. પુ૦ (૧)
અડજાતિના ભૈરવ કહિંયેજી વિ૦, તેહમાં ક્ષેત્રપાલને લહિયેજી; પુ૦
તપગચ્છ તણો રખવાલોજી વિ૦, દુઃખ સંતતિ હરણ દુકાલોજી. પુ૦ (૨)
આહવાહન કરો તસ મંત્રેજી વિ૦, તે ભાખ્યા છે ષટયંત્રેજી; પુ૦
તે પ્રસન્ન કરી ક્ષેત્રપાલોજી વિ૦, કીજેં તસ ભક્તિ વિશાલોજી. પુ૦ (૩)
માતરનું નૈવેદ્ય ઢોઇજી વિ૦, તસ સેસ લિયેં સહુ કોઇ જી; પુ૦
વલી આસન્ન મંત્રને જાપીજી વિ૦, ઇમ ક્ષેત્રપાલને થાપીજી. પુ૦ (૪)
હવે સેવનપટ્ટે ફરીનેજી વિ૦, યક્ષકર્દમ લેપ કરીનેજી; પુ૦
થાપો દિગ્પાલ વિધાનેજી વિ૦, અભિધાન લેઇ સનમાનેજી. પુ૦ (પં)
વલી દેઇ ધ્વજ રોપી આગેજી વિ૦, પૂજે મહાદેવી રાગેજી; પુ૦
વલી થાપો સેવન પાટેજી વિ૦, ગ્રહમંડલ નિજ નિજ ઘાટેજી. પુ૦ (૬)
દિશિ વિદિશિયેં ગ્રહ થાપોજી વિ૦, પૂજી નિજ મંત્રેં જાપોજી; પુ૦
ગ્રહ તવને નવ ગ્રહ ભાવોજી વિ૦, પછે શાંતિકલશને ભણાવોજી. પુ૦ (૭)
દિગપાલ નવગ્રહ ઠાયજી વિ૦, જિમ જમણી વામ દિશાયજી; પુ૦
સન્મુખ ઠવો મંગલ આઠજી વિ૦, એ ચ્યાર દિન કર પાઠજી. પુ૦ (૮)
**ખુશાલચંદે** ઓચ્છવ કીધોજી વિ૦, ત્રીજે દિન લાહો લીધોજી; પુ૦
એ કીરતિ રંગ વખાણકેંજી વિ૦, જે વધતી સમકિત ઠાણેજી. પુ૦ (૯)

[ અપૂર્ણ ]

૧ થાપી નંદ્યાવર્ત એ ઇમ લખિ જે, મૂળ તાસ વિધાન રે.

# શ્રી માંડવગઢની મહત્તા

## [ ઐતિહાસિક ટૂંક પરિચય ]

લેખક—પૂ. મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

[ ગતાંકથી ચાલુ : લેખાંક ત્રીજો ]

### જૈન વ્યાપારીઓ

શ્રી માંડવગઢની ઉન્નતિના સમયમાં ત્યાં વિશાળ સંખ્યામાં જૈનો વસતા હતા. એ જગપ્રસિદ્ધ વાત છે કે જૈન કોમ વ્યાપારી કોમ છે. કહેવાય છે કે તે સમયે ત્યાં એક લાખ જૈનોનાં ઘરો હતાં અને સાત લાખ જૈનો ત્યાં વસતા હતા. તે સર્વેમાં સંપ એટલો બધો હતો કે કોઇ નવો જૈન ત્યાં વસવા માટે આવતો તો તેને ઘર દીઠ એક સુવર્ણ મહોર અને ઇંટ આપતા ને તેથી તે એક જ દિવસમાં સુવ્યવસ્થિત મહેલાતનો માલિક અને લક્ષાધિપતિ બની જતો. આ ઉપરથી કહી શકાય છે કે લક્ષપતિથી અલ્પ સમૃદ્ધ તો ત્યાં કોઇ વસતો ન હતો. ત્યાંના કેટલાએક સમૃદ્ધ વ્યાપારીઓની હકીકતો નીચે પ્રમાણે મળે છે.

**૧. જાવડશાહ:**

વિ. સં. ૧૫૨૫થી ૧૫૫૬ સુધી જ્યારે માંડવમાં ગયાસુદ્દીન ખીલજીનું રાજ્ય હતું તે સમયે ત્યાં જાવડ નામના એક શ્રીમંત શ્રીમાળી રહેતા હતા. તેમણે મુનિસુન્દરસૂરિજીના પ્રશિષ્ય લક્ષ્મીસાગરસૂરિજીના હાથે આચાર્ય પદવીથી વિભૂષિત થયેલા સુમતિસાધુસૂરિજી (કોઇ સાધુરત્નસૂરિજી કહે છે) ને માંડવગઢમાં એક લાખ દ્રવ્ય ખરચી મહામહોત્સવપૂર્વક પ્રવેશ કરાવ્યો અને શ્રી આદિનાથ, શાન્તિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામી એમ પાંચ પ્રધાન પ્રભુના પાંચ વિશાળ જિનાલયો માંડવમાં કરાવી ૧૧ લાખ દ્રવ્યનો સદ્વ્યય કરી, ઉત્સાહભેર પ્રતિષ્ઠા કરાવી. અને ૧૧ શેર સુવર્ણના તથા ૨૨ શેર રૂપાના પ્રતિમાજી ભરાવ્યાં. ઉદારતા તથા સમ્પત્તિને કારણે 'શ્રીમાલભૂપાલ' ને 'લઘુશાલિભદ્ર' એવાં ઉપનામોથી લોકો તેમને સંબોધતા હતા.

**૨–૩ ગદ્દાશા અને ભેંસાશા:**

વ્યાપારી કોમમાં ગદ્દાશા[1] ભેંસાશાનું નામ ઘણું જ પ્રસિદ્ધ હતું. તેમની શક્તિ અને સમૃદ્ધિનો ખ્યાલ નીચેના એક પ્રસંગથી સમજાય તેમ છે.

એક સમય ગદ્દાશાનાં માતુશ્રી શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રા માટે પધાર્યાં. સાથે સરંજામ સારો હતો. માર્ગમાં કંઇક પૈસાની જરૂર પડી. ધોળકામાં તેમના મુનિમો ત્યાંના વેપારીઓ પાસે શેઠને નામે પૈસા લેવા ગયા. ત્યારે વેપારીઓએ કહ્યું કે 'અમે કંઇ તમારા શેઠને ઓળખતા પાળખતા નથી. એવા ગદ્દા ભેંસા તો અમારા ગામમાં ઘણા

---

૧ તેમનાં નામો ગન્ધર્વ શાહ અને ભીષ્મશાહ એવા હતાં. પણ હુલામણીમાં ગદ્દાશા ને ભેંસાશા એ રીતે વિખ્યાત થયાં હતાં.

રખડે છે.' આથી અન્ય સવડ કરી સુખે યાત્રા કરી માતા માંડવ પાછા આવ્યાં. પુત્રો નમસ્કાર કરવા અને કુશળ પૂછવા આવ્યા ત્યારે માતાએ ઉદાસીનતા બતાવી, તેથી પુત્રોએ પૂછ્યું કે–'માતા ! એવી તમને માર્ગમાં શી અડચણ પડી કે આપ ઉદાસીન જણાઓ છો ?' માતાએ કહ્યું: 'તમે મારા પેટે પથ્થર પાક્યા હોત તો સારૂં થાત કે કોઈના નાવા ધોવાના કામમાં તો આવત ' પુત્રોએ પૂછ્યું: 'મા ! એવું શું બન્યું કે આપને આમ કહેવું પડે છે ?'

માતાએ જણાવ્યું: 'તમારી આટઆટલી સમૃદ્ધિ છતાં તમારા નામે ધોળકામાં પૈસા ન મળે અને કહેવાય કે 'અમારા ગામમાં એવા ગદ્ધા ભેંસા તો ઘણા રખડે છે' એવી તમારી કીર્તિ !' પુત્રોએ 'મા ! દુનિયાને મોઢે ડૂચો દેવા ક્યાં જઈએ ? લોકો તો ફાવે તેમ બોલે, તેમાં આપણે શું !' એમ કહી વાત પતાવી...............

એક પ્રસંગે ગદ્ધાશાને ગુજરાત તરફ જવાનું થયું. પૂર્વના પ્રસંગને ધ્યાનમાં લઈ ધોળકાના વેપારીઓને શિક્ષણ આપવાનું મન થયું તેથી તે તરફ આવ્યા, અને આજુબાજુનાં પાંચ–પચ્ચીસ ગાઉમાં આવેલ ગામડાઓમાં ફરી બે માસ સુધીમાં જે કંઈ તેલ થાય તે સર્વ અગાઉથી ભાવ ઠેરાવી અમુક કિંમત અનામત આપી ખરીદી લીધું. પછી ધોળકામાં આવી તે જ પ્રમાણે સર્વ વેપારીઓ પાસેથી બધું તેલ ખરીદી લીધું, વેચ્યા પછી પણ વેપારીઓએ પોતાના વ્યવહાર પ્રમાણે તેલ વેચી નાંખ્યું ને વિચાર્યું કે અવસરે ગામડામાંથી તેલ લાવીને તેમને પૂરું કરી આપીશું. નક્કી કરેલ સમયે ગદ્ધાશા તેલ લેવા આવ્યા. વેપારીઓ પાસે તેટલું તેલ ન હતું એટલે તેઓ તેલ લેવા ગામડામાં દોડયા. બધાં ગામડાઓમાંથી એક જ જવાબ મળ્યો કે અમારી પાસેથી બે માસ પહેલાં જ અમુક વેપારીએ બધું તેલ ખરીદી લીધેલ છે. વાણીઓએ બુદ્ધિ દોડાવીને શેઠને જવાબ આપ્યો કે 'શેઠ! તેલ ભરવાનાં વાસણો લાવો એટલે તેલ ભરી આપીએ.' ગદ્ધાશા કંઈ કાચા ન હતા. તેમણે તરત કહ્યું કે 'ના ભાઈ, મારે તેલ વાસણોમાં ભરીને લઈ જવું નથી. મારે તો અહીં તેલની નદી વહેવરાવવી છે. અને તે ઠેઠ માંડવ પહોંચાડવી છે. અને કહેવરાવવું છે કે તેલની પણ નદી વહેવરાવનાર વાણિયો માંડવ રહેતો હતો.' વાણિયાઓ ગભરાયા. શેઠની માફી માંગી અને કોઈ પણ રીતે પોતાને મુક્ત કરવા આજીજી કરી. ગદ્ધાશાહે જો તેઓ 'શાહ' નામ છોડી દે તો મુક્ત કરવા જણાવ્યું. એટલે ત્યાંના વાણિયાઓએ તે કબૂલ કરી 'શાહ' પદ છોડી દીધું. કહેવાય છે કે આજ પણ ધોળકાના વાણિયા પોતાને 'શાહ' કહેવરાવતા નથી.

માંડવમાં આજ પણ ગદ્ધાશા ભેંસાશાની હવેલીની મોટી દિવાલો ઊભી છે. તે દિવાલ પરના રંગો જાણે તાજા જ રંગ્યા ન હોય તેવા દેખાય છે. તેમની હવેલી પાસે એક વિશાળ વાવ છે. તે પણ દર્શનીય છે. આ ગદ્ધાશા માંડવમાં ૧૫૬૭માં થયા હતા કારણ કે તેમની હવેલીને, કોઈ એમ કહે છે કે નાસીરુદ્દીન પછી તેના પુત્ર મહમૂદ બીજાએ ગદ્ધાશાહની દુકાન પાસે હિન્ડેલા મહેલના ઘાટનો એક મહેલ બધાવ્યો હતો તેની આ દિવાલ છે.

### ૪. જેઠાશા:

અહીંના અનેક વ્યાપારીઓમાં જેઠાશા પણ પ્રસિદ્ધ હતા. હાલમાં તેમના સ્થાન કે અવશેષ ઉપલબ્ધ નથી, પણ માંડવની કેટલીક દેખરેખ નાલછાના એક યતિ

રાખતા. તે યતિજીની મૂળ ગાદી ધ્રંદર હતી એટલે હાલમાં ધ્રંદરથી એક એવો તામ્રલેખ મળી આવ્યો છે કે માંડવમાં હીરા, રત્ન, માણિક્ય, નીલમ, સોના, રૂપા. વગેરેની ૧૪૦૦ પ્રતિમાજીઓ જેઠાશાહની હવેલી પાસે ભંડારી છે. હાલમાં તે સ્થાનની શોધ ચાલુ છે.

એ પ્રમાણે અનેક મહાન મહાન વ્યાપારીઓ માંડવમાં થઈ ગયા, જેમણે ધર્મની ને વ્યવહારની શોભા વધારી ને પોતાની કીર્તિ પ્રસારી.

## જિનમન્દિરોની હકીકતો

જિન કેવળી પૂરવધર વિરહે, ફણીસમ પંચમ કાળજી;
તેહનું ઝેર નિવારણ મણિસમ, તુજ આગમ તુજ બિમ્બજી.
—જિનવિજયજી

આ વિષમ કાળમાં તીર્થંકર કેવળજ્ઞાની કે પૂર્વ વગેરે વિશિષ્ટ આગમના જાણકાર જ્ઞાનીઓનો સમાગમ નથી. કાળ રૂપી નાગ ચારે બાજુ ઝેર વર્ષાવી રહ્યો છે. તે ઝેર દૂર કરવાને કોઈ ઓષધી, મણિ, મંત્ર કે ઉપાય હોય તો તે તીર્થંકરનું આગમ અને વીતરાગની મૂર્તિ એ બે જ છે. આ વાત મહાપુરુષો સારી રીતે સમજે છે અને તેથી જ આ બે વસ્તુને પુષ્ટ કરવાને સુરક્ષિત રાખવાને અને તેમાં વધારો કરવાને વારંવાર સમયે સમયે પ્રયત્નો કરે છે.

શ્રી માંડવગઢજીમાં જ્યારે જાહોજલાલી હતી, સમૃદ્ધ અને સંપત્તિશાલી પુરુષરત્નો વસતા હતા ત્યારે તે નગર અનેક મહાન્ જિનચૈત્યોથી વિભૂષિત હતું. પેથડશાહના સમયમાં 'શત્રુંજયાવતાર' નામનું ૭૨ જિનાલય યુક્ત મન્દિર અને બીજાં ૩૦૦ ચૈત્યો સુવર્ણના ધ્વજકલશોથી શોભતાં હતાં. ચાંદાશાએ ૭૨ વિશાળ જિનમન્દિરો નિર્માણ કરાવ્યાં હતાં. જગડુશાહે પાંચ દેરાસરો અને ૧૧ શેર સુવર્ણનાં તથા ૨૨ શેર રૂપાનાં બિંબો નિર્માણ કરાવ્યાં હતાં. જેઠાશાની હવેલી પાસે ૧૪૦૦ મણિ સ્ફટિક આદિના બિંબો ભંડાર્યાની વાત આજ પણ ઉપલબ્ધ થાય છે. કાળપ્રભાવે આજ તેમાંનું કંઇપણ ત્યાં જોવામાં આવતું નથી તો પણ જુદી જુદી જે હકીકતો મળે છે તે અહીં બતાવવામાં આવે છે.

૧. માંડવગઢનો રાજીયો, નામે દેવ સુપાસ;
ઋષભ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ.

એ પ્રમાણે ચૈત્યવંદનમાં ઋષભદાસ કવિ જે સુપાર્શ્વનાથ પ્રભુનું સ્મરણ કરે છે તે બિમ્બ માટે કહેવાય છે કે રામસીતાના વનવાસ સમયે લક્ષ્મણજીએ સુપાર્શ્વનાથ પ્રભુના પ્રતિમાજી સીતાજી માટે બનાવ્યાં. સતી સીતાના શીયલના પ્રભાવે તે પ્રતિમાજી વજ્રમય થઈ ગયાં. માંડવમાં તે બિમ્બ મૂળનાયકજી તરીકે એક મન્દિરમાં વિરાજમાન હતું. હાલમાં તેનો કંઈ પણ પત્તો નથી.

## ૨. વર્તમાન મન્દિરનો ઇતિહાસ, પ્રતિમાજીની પ્રાપ્તિ અને પ્રતિષ્ઠા

હાલમાં માંડવગઢજીમાં એક શાન્તિનાથ પ્રભુજીનું મન્દિર છે. આ શ્રી શાન્તિનાથજીનાં પ્રતિમાજી સં. ૧૫૪૭માં સંગ્રામ સોનીના વંશજોએ ભરાવ્યાં છે. આ પ્રતિમાજી પદ્માસને ૨૪

ઇંચ ઊંચા, પીતવર્ણા, ધાતુનાં છે. આગળના ભાગ ઉપર બે ઇંચ પહોળો લંગોટ છે. માંડવના વિધ્વંસ બાદ સં. ૧૮૫૨ સુધી આ પ્રતિમાજીનો પત્તો ન હતો. ૧૮૫૨માં પ્રથમ આ પ્રતિમાજી ભિલ્લોને પ્રાપ્ત થયાં.[1] અજ્ઞ અને મૂર્ખ લોકોએ સુવર્ણનું બિમ્બ માની તેના ભાગ પાડવા વિચાર કર્યો. પણ માંડવમાં રહેતા રામજી મન્દિરના મહંત રામસનાઈને આ વાતની ખબર પડતાં તેમણે તે મૂર્તિ કબ્જે કરીને પછી ખુશાલચંદજી, અગરચંદજી, ધનજીભાઈ વગેરે શ્રાવકોને મૂર્તિ પ્રાપ્ત થયાની ખબર આપી. ધારથી મહારાજા યશવંતરાવ પવાર તથા ઉપરોક્ત શ્રાવકો પ્રતિમાજી લેવા માટે માંડવ ગયા. પ્રતિમાજી મહારાજને હાથી ઉપર આરૂઢ કરી ધાર લાવતા હતા, પણ માંડવગઢના દિલ્હી દરવાજાની બહાર ઘણા પ્રયત્નો કરતાં છતાં પણ હાથી નીકળ્યો નહિ. છેવટે શ્રાવકોએ રાજા સાહેબને કહ્યું કે પ્રભુજીની માંડવગઢજીની બહાર જવાની ઇચ્છા નથી. રાજાસાહેબ માંડવગઢમાં જ પ્રતિમાજી પધરાવવાની આજ્ઞા આપી–તે સમયે ત્યાં એક સંપ્રતિ મહારાજાનું બંધાવેલ શ્રીમલ્લિનાથ પ્રભુજીનું મન્દિર ખાલી પડયું હતું તેમાં તે પ્રતિમાજી સ્થાપન કરવામાં આવ્યાં. આ મન્દિરની આજુબાજુ તે સમયે પુષ્કળ ઝાડી હતી. સાયંકાળ પછી ત્યાં કોઈ જઈ શકતું પણ નહિ. હિંસક પ્રાણીઓ ત્યાં આવાસ કરતા હતા. ફક્ત પૂજારી દિવસ છતાં સાંજે આરતિ ઉતારીને મન્દિર બટકાવીને વસ્તિમાં ચાલ્યો આવતો હતો. આ પ્રમાણે ઘણાં વર્ષો સુધી ચાલ્યું. અને સં. ૧૮૯૯ માં તે શાન્તિનાથ પ્રભુની એ મન્દિરમાં ઠીક રીતે પ્રતિષ્ઠા કરવામાં આવી. આ સમયમાં જૈનો ઉપર રાજ્યની મહેરબાની સારી હતી એટલે આ મન્દિરની આજુબાજુની અમુક જગા જૈનોને સુપ્રત કરવામાં આવી. રાજાએ ૧૬૨) રૂા. અગરચંદજીએ ૫૦) રૂા. અને ધારના પોરવાડ પંચે ૧૦૦) રૂા. મન્દિરના નિભાવ અર્થે અર્પણ કર્યા. મન્દિરના ચાલુ ખર્ચ માટે રાજાએ રૂા. ૧૦૦) જેટલી તે સમયની માંડવની જકાત (કસ્ટમ) જૈનોએ ઉઘરાવવી એવું લખાણ કરી આપ્યું. સં. ૧૯૫૮માં દિગમ્બરોએ આ પ્રતિમાજી દિગમ્બરીય છે. ને તે અમોને સુપ્રત કરવાં જોઇએ એવી જાતનો દાવો કચેરીમાં કર્યો હતો પણ તેનો ફેંસલો તેમની વિરુદ્ધ મળ્યો હતો

**યાત્રાળુની અવરજવર-જીર્ણોદ્ધાર-પુન: પ્રતિષ્ઠા અને વહીવટી તંત્રઃ**

ઉપર બતાવેલ પરિસ્થિતિ વખતે આ તીર્થનો ખ્યાલ જૈન જનતમાં ઘણો જ અલ્પ હતો. યાત્રાર્થે કોઈક સમય જ લોકો જતા. ત્યાં જવાને માટે વ્યવસ્થિત સગવડ પણ ન હતી. તોપણ ત્યાં દૈવી પ્રભાવ ઘણો હતો. માંડવમાં વસતી ભિલ્લ વગેરે પ્રજા ઘણી વખત વાત કરતી કે રાત્રિએ જૈન મન્દિરમાં નાટારંભ થાય છે, સારાં સારાં ગાયનો ગવાય છે પરંતુ જેમ જેમ ત્યાં જનતાનો સંચાર વધતો ગયો તેમ તેમ પ્રભાવોની અલ્પતા થતી ગઈ. દૈવી વાતાવરણને માટે જોઈતી શુદ્ધિ સાચવવાનું શિક્ષણ જનતામાં હજુ ઘણું અલ્પ છે. માટે જન પ્રસારની સાથે ઘણે સ્થળે દિવ્યતા કમી થતી જોવામાં આવે છે. તીર્થસ્થાનોમાં યાત્રા માટે જતા દરેક યાત્રાળુએ તીર્થની અસાતના ન થાય તે માટે સાવચેતી રાખવી જોઈએ.

---

૧ આ પ્રતિમાજીના પાછળના ભાગમા નીચે મુજબ લેખ છે–

संवत् १५४७ वर्षे माहसुदि १३ रवौ श्री मंडण सोनी ज्ञातीय श्रेष्ठी अर्जुन सुत श्रे. गोवल भार्या हर्षु – सुत पारिष मांडण भार्या श्राविका तीली सो......मांदराजभार्या दत्वा विद्वादे द्वि० भाल्लतादे पुत्र २ सो० टोडरमल्ल सोनी कृष्णदास पुत्री बाइ हर्षाई परिवारस ॥

તીર્થમાં યાત્રા માટે જઇએ છીએ, નહિ કે વિલાસ માટે એ ખ્યાલ રહેવો જોઇએ. આજ-કાલ કેટલાએક મનુષ્યો સફર કરવા માટે નિકળે છે. ને પછી તીર્થસ્થાનોમાં જઇને અમુક સમય વ્યતીત કરે છે. ત્યાં રહીને પણ તેઓ પોતાના જીવનની એક કુટેવનો ત્યાગ કરી શકતા નથી. તે સર્વ તીર્થના પ્રભાવમાં ઘટાડો કરે છે. માટે તીર્થમાં જતા અને રહેતા સર્વેએ 'છ'રી'[1] પાળવી જોઇએ અને એ ન બની શકે તેણે રાત્રિભોજન, અભક્ષ્યભક્ષણ, અબ્રહ્મસેવન તથા અછાજતી વિલાસિતા આદિ તો અવશ્ય તજવાં જોઇએ.

સંવત્ ૧૯૫૭માં મુનિશ્રી હંસવિજયજી માંડવગઢજી યાત્રાર્થે આવ્યા હતા. તે પ્રસંગે અમલનેર બુરાનપુર વગેરે ગામોથી શ્રાવકો પણ આવ્યા હતા. મુનિશ્રી હંસવિજયજીએ તેમને આ મન્દિરના ઉદ્ધારની આવશ્યકતા સમજાવીને ઉપદેશ આપ્યો. તેના ફળરૂપે અમલનેરવાસી રૂપચંદ મોહનચંદની માતા ચુનાબાઇ તેમના બહેન સીતાબાઇ તથા બુરાનપુરવાળા શ્રીચંદ ઠાકોરદાસનાં પત્ની શિવકોરબાઇ વગેરેએ આ મન્દિરને સુધરાવ્યું ધર્મશાળા દરવાજો વગેરે કરાવ્યાં. ધર્મશાળા માટે ખોદ કામ કરતાં ત્યાંથી નવ પ્રતિમાજી મહારાજ તથા બીજો કેટલોક સામાન આદિ મળી આવ્યા. સં. ૧૯૬૪ વ. શુ ૧૦ ને દિવસે મહોત્સવપૂર્વક તે સર્વની પ્રતિષ્ઠા કરવામાં આવી, ને પંચમી તપનું ઉજમણું પણ ત્યાં ભરવામાં આવ્યું. તે પછી વહીવટ પણ તેઓ જ કરતાં. કેટલાક વર્ષો બાદ આ વહીવટ-દારો કુસંપ તથા વૈમનસ્યને લીધે વહીવટી કામ બરાબર જોઇએ તેવું કરી શકતાં ન હોવાથી તે વહીવટ રાજ્યે તેમની પાસેથી લઈ લીધો અને ધાર બદનાવર કુક્ષી શિરપુર તથા બુરાનપુરના ગૃહસ્થોની એક મંડળી નીમીને વહીવટ તેમને સોંપ્યો. હાલ તે પ્રમાણે વહીવટ ચાલે છે. સમયે સમયે નવા નવા સભ્યોની ચૂંટણી કરવામાં આવે છે.

### કેટલાક ચમત્કારો:

સંવત્ ૧૯૯૨માં આ મન્દિરમાં એક ચમત્કાર થયોઃ શ્રી શાન્તિનાથ ભગવાનની બાજુમાં એક અદ્દભુત શ્રી પાર્શ્વનાથજીનાં પ્રતિમાજી છે ત્યાં આગળ એક કૃષ્ણ સર્પ આવીને રહ્યો અને ત્રણ દિવસ સુધી પ્રભુની પાસેથી ખસ્યો નહિ. છેવટ પૂજારીએ વિનતિ કરી કે: 'નાગદેવ! પ્રભુજીની પૂજા કરવામાં અમોને ભીતિ થાય છે, તો આપ અમોને પ્રભુની સેવા કરવા દ્યો તો સારું". તે પછી મન્દિરની પાછળ એક પાણીનો કુંડ છે તેમાં તે સર્પ અદૃશ્ય થઇ ગયો.

સં. ૧૯૯૩ના વૈશાખ માસમાં એક પ્રસંગ એવો બન્યો કે સાણેકચંદ વચ્છરાજનાં પત્ની રતનબાઇ કેટલાએક યાત્રાળુ સાથે યાત્રા કરવા આવેલ. તે સમયે એક વરઘોડો કાઢ-વામાં આવ્યો હતો. તેમાં પ્રભુજીને લઇને એક મારવાડી ગૃહસ્થ બેઠેલ. વરઘોડો ફરીને જ્યારે ધર્મશાળામાં ઉતર્યો ત્યારે તે મારવાડીના હાથ પ્રતિમાજી સાથે થોડો સમય ચોંટી ગયા ને પછી તેને મૂર્છા આવી ગઇ. જાગૃતિ આવ્યા પછી તેને પૂછવામાં આવતા તેણે કહ્યું

---

[1] એક ટંક આહારી (૧) સચિત્ત પરિહારી (૨) પાદચારી (ખુલ્લે પગે ચાલવું) (૩) દ્વિ સંધ્યા પ્રતિક્રમણકારી (૪) બ્રહ્મચારી (૫) ભૂમિસંથારી (૬) એ 'છ'રી' છે.

'કાર્તિકી પૂર્ણિમાને દિવસે, આ મન્દિર પાસે અમુક સ્થળે અમુક પ્રમાણમાં ખોદવાથી અમુક અમુક પ્રતિમાજી વગેરે નીકળશે.' આ વાતને આધારે સંઘને આમંત્રણ આપી વહીવટદારોએ તે દિવસે ખોદાણ કરાવ્યું. જો કે જોઈતી વસ્તુઓ ન નીકળી તોપણ અમુક પદાર્થો દેવીની મૂર્તિ વગેરે નીકળ્યું. વહીવટદારોનું કહેવું છે કે કારણોસર નિશ્ચિત સ્થળે ખોદકામ કરવામાં આવ્યું ન હતું પણ પ્રતિમાજી વગેરે છે એ નિશ્ચિત છે.

શેઠ નગીનદાસ કરમચંદ વગેરે યાત્રા માટે આવ્યા ત્યારે રાત્રિના બાર વાગ્યાની આસપાસ શાન્ત વાતાવરણમાં દેરાસર તરફથી સંગીતનો મધુર ધ્વનિ તેમને સંભળાયો, તે સમયે તેમની સાથે ત્યાં ગટુલાલજી, ઓંકારલાલજી વગેરે વહીવટદારો પણ હતા. તેમને ઉઠાડયા. તેઓએ પણ તેમના કહ્યા પૂર્વેજ મન્દિર તરફથી આવતા ગીત વાજિંત્રના અવાજની વાત કરી. આ પ્રસંગ સં. ૧૯૯૫ના પોસ માસમાં બનેલ.

**ચાલુ મન્દિરની પરિસ્થિતિ :**

આ મન્દિર નીચા ઘાટનું ને રમણીય છે. તેમાં ભમતી ઘણી જ સુન્દર છે. ભમતીમાં ગોખલાના આકારની દેરીઓ છે. તેમાં પ્રથમના સમયમાં મૂર્તિઓ હશે એમ અત્યારની તેની સ્થિતિ પરથી અનુમાન કરી શકાય છે. મન્દિરમાં એક ભોંયરું છે તેમાં ઉતરવાનું ને અન્દર જવાનું વિષમ છે. કોઈ કોઈ સમય ભોંયરામાં જતાં સર્પાદિના દર્શનથી તેમાં જવાનો અવર જવર લગભગ બંધ જેવો જ થઈ ગયો છે. સર્પ, ભમર વગેરેની અડચણ દૈવી મનાતી હોવાથી ભોંયરામાં કોઇ સ્થળે દેવાધિષ્ઠિત વસ્તુઓ હશે એમ કલ્પના કરવામાં આવે છે. ચાલુ મન્દિર ઘણું પ્રાચીન હોવાને કારણે તેની ભીંતો આદિમાં ફાટફુટ પડેલ છે. વર્ષાકાળમાં જળનો સામાન્ય ઉપદ્રવ પણ રહ્યા કરે છે. તેથી તેની મરામત થવી આવશ્યક છે.

**એક ખંડિત મન્દિરની હકીકત :**

શ્રી શાન્તિનાથ પ્રભુના ઉપર જણાવેલ આ ચાલુ મન્દિરની સામે એક રસ્તો જાય છે. તે રસ્તે લાલ મહેલ તરફ જતાં બે ફર્લાંગ પર રસ્તાની ડાબી બાજુમાં એક મકાનનું ખંડેર નજરે આવે છે. તેની તપાસ કરતાં તેની રચના જિનાલયને અનુરૂપ જણાય છે. પ્રતિમાજી વગેરે કંઈ નથી, પણ મૂળ ગભારાનાં ત્રણ દરવાજા અને પ્રતિમાજી મહારાજની પાછળનું પલાસ્તર હજુ દેખાય છે આસપાસ પ્રદક્ષિણા માટે ભમતી બધી ભાંગી તૂટી–જણાય છે. મૂળ ગભારાની નજીકમાં સભામંડપ છે તેમાં ઉપરનો ગુમ્મજ પડી ગયેલ છે પણ તેની આજુબાજુની દિવાલો કાયમ છે. મન્દિરની આસપાસ વિશાળ ચોક છે. તેથી એમ કલ્પના કરવામાં આવે છે કે અહીં ઉપાશ્રય આદિ ધાર્મિક સ્થાનો પણ હશે. ચોકમાં એક પાણીનું ટાંકું છે. ત્યાંથી થોડે દૂર એક વાવડી છે. તે અત્યારે મોટે ભાગે તૂટી ગઈ છે, પણ તેમાં પાણી ભરેલ છે. આ સિવાયનાં પણ બીજાં અનેક એવા જીર્ણાલયો છે કે જેમાંથી મન્દિરના તેમજ મૂર્તિઓના અવશેષો મળી આવે છે.

**તારાપુરનું મન્દિર :**

માંડવગઢથી બે માઇલ દૂર તારાપુર નામનો એક દરવાજો આવે છે. ત્યાં સુધી જવાને સડક છે. ને પછી ત્યાંથી ૨॥–૩ ગાઉ દૂર તારાપુર ગામ છે.

ત્યાં જવાનો માર્ગ વિકટ છે. સીધો પહાડ ઊતરવો પડે છે. ને પગરસ્તા સિવાય બિજો માર્ગ પણ વ્યવસ્થિત નથી. ત્યાં એક સુપાર્શ્વનાથ પ્રભુનું મન્દિર છે. અત્યારે તે મન્દિરમાં એકે પ્રતિમાજી મહારાજ નથી. પણ મન્દિર સમ્પૂર્ણ કાયમ છે મન્દિરના ગુમ્મજમાં લાલ પાષાણની બાર દેવીઓની નૃત્યાકૃતિવાળી પૂતળીઓ કોરેલી છે. તેમાંથી એક દેવીની પૂતળી પડી ગયેલ છે. બીજી પણ સુન્દર કોરણીઓ છે કે જે જોતાં આબુજીના મન્દિરનું સ્મરણ થઇ આવે છે. રંગમંડપ લગભગ ૧૮×૧૮ ફીટ સમચોરસ છે. મૂળ ગભારાનાં ત્રણ દ્વાર છે તેમાં મધ્ય દ્વારની ઉપર જિનેશ્વર પ્રભુની પદ્માસનવાળી પ્રતિમાજી, કુંભ. કળશ તથા દેવીની મૂર્તિ આદિ કોરેલ છે. આસપાસ દ્વાર ઉપર પણ કળશ વગેરેની કોરણી છે. ગભારામાં લાલ પાષાણની વેદી છે. તે પબાસન ઉપર દશથી બાર પ્રતિમાજી રહી શકે તેમ છે. આજુબાજુ પૂર્વ પશ્ચિમ સન્મુખ બે ગોખ છે. તે તોરણથી અલંકૃત છે. તોરણની મધ્યમાં જિન પ્રતિમા કોરેલ છે. મન્દિરની બહારના ભાગમાં બે ઓટલા છે. તે ઓટલાના ઉપરના ભાગમાં ગોખ છે તેમાં પૂર્વ તરફના ગોખમાં શ્રીસિદ્ધચક્ર સમવસરણ આદિની રચના શ્યામ પાષાણમાં કોરેલ છે.

બીજી બાજુ આ મન્દિરનો ઇતિહાસ રજુ કરતો શિલાલેખ છે. દેરાસરની સામે નવ દસ ફુટનો ચોક છે ને તેની આગળ એક મકાન છે. તે ઘણું જ જીર્ણ છે. મકાનમાં એક ભોંયરું છે તે પથ્થરનું બાંધેલ છે, આની આજુબાજુ એક ખંડિત કોટ સામાન્ય સ્થિતિનો છે.

આ મન્દિર ગ્યાસુદ્દીન બાદશાહના મંત્રી ગોપાળે સં. ૧૫૫૧માં બંધાવ્યું હતું. હાલમાં આ મન્દિરમાં થોડો ખર્ચ કરી તેમાં પ્રભુજી પધરાવી તેને યાત્રાને ઉપયોગી કરવાની ખાસ આવશ્યકતા છે. નહીં તો સમય જતાં મન્દિર વધારે જીર્ણ થયા બાદ વિકટ પ્રદેશમાં હોવાથી તે તરફનું વિશેષ દુર્લક્ષ્ય થાય ને એક સ્થાપત્ય વિલય પામે.

માંડવગઢથી તારાપુર આવતા માર્ગમાં ગોપાળ મંત્રીએ જ બંધાવેલ સૂર્યકુંડ નામે એક કુંડ આવે છે. તે પણ રમ્ય અને દર્શનીય છે. આ કુંડની પણ મરામત કરાવવાની આવશ્યકતા છે. મંત્રી ગોપાલે શત્રુંજય વગેરે ચાર તીર્થોના અવતાર રૂપે ચાર પટ્ટ પણ કરાવ્યા હતા. તેની સ્થાપના પણ આ કુંડ અને તારાપુરના મન્દિરની નજીકમાં જ હશે! શત્રુંજય તીર્થની સ્થાપનાની સાથે આ સૂર્યકુંડના નિર્માણનો સંભવ લાગે છે. તારાપુર મન્દિર પાસે એક ટાંકું છે. તેમાં અક્ષયતૃતીયા (વૈ. શુ. ૩)ને દિવસે એક સફેદ સર્પ ઉભરાઇને પાણીની ઉપર આવીને શાન્ત થઈ જાય છે. એમ તારાપુરમાં વસતા પાંચ પચ્ચીશ ભિલ્લો વાત કરે છે.

**મન્દિરની મસ્જીદ**:—માંડવગઢથી એકાદ માઇલ દૂર પ્રતિધ્વનિના સ્થાન તરફ જતાં ડાબા હાથ તરફ જંગલમાં મલિક મુગીસની એક મસ્જીદ છે. તેમાં થાંભલા વગેરે મન્દિરનાં છે તે તો સ્પષ્ટ છે, પણ બારીકાઇથી નિરીક્ષણ કરતાં તે મકાન થોડા ફેરફાર સાથે સમ્પૂર્ણ જિનમન્દિર છે એમ ચોક્કસ જણાય છે. મોગલકાળમાં આ મન્દિર મસ્જીદના રૂપમાં પરિવર્તન પામ્યું હશે!

આ સિવાય બીજાં અનેક જામી મસ્જીદ વગેરે મકાનોમાં, તે પૂર્વે મન્દિરો હોવાનાં પ્રમાણો મળે છે.

નિઝામ રાજ્યમાં આવેલી

# ઈલોરાની જૈન ગુફાઓ*

સં.- સ્વ. શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ.

સ્વ. શ્રીયુત નાથાલાલ ભાઇએ સંગ્રહ કરેલા પુરાતત્ત્વ કે ઇતિહાસ સંબંધી કેટલાક લેખો અમારી પાસે છે, જે આ લેખની જેમ યથાવકાશ આ માસિકમાં અમે પ્રગટ કરવા ધારીએ છીએ. વ્ય.

ઈલોરાની જૈન ગુફાઓ ડુમરલેના નામના સૌથી ઉત્તરે આવેલા બ્રાહ્મણી મંદિરથી આશરે બસો વારના અંતરે આવેલ છે. ટેકરીનો ઉત્તરનો ભાગ જે ચારણાદ્રિ કહેવાય છે તે ભાગ આ ગુફાઓથી રોકાઇ ગયો છે. ગુફાઓની સંખ્યા હાલમાં વધારે નથી, કારણ કે તેમાં પાંચ કે છ મ્હોટાં ખોદકામોનો સમાવેશ થઇ શકે છે. આમ છતાં એટલું તો કહેવું જોઇએ કે આમાંનાં કેટલાંક ખોદકામો ખરેખર વિશાળ છે, એટલું જ નહીં પણ એક જ મંદિરમાં કેટલાએક ખંડોનો સમાવેશ થઈ જાય છે. આ ખોદકામો જુદાજુદા સમયકાળનાં છે. તેમનો સમયકાળ આઠમાથી તેરમા સૈકા સુધીનો હોવો જોઈએ, કારણ કે આ પ્રદેશમાં કેટલાએક જૈન રાજાઓ આ સમયમાં રાજ્યકર્તા થઇ ગયેલ છે. જૈનસાહિત્યમાં એવો ઉલ્લેખ છે કે મહારાજા સંપ્રતિએ ઈલોરાગિરિ ઉપર નેમિનાથબિંબ (મૂર્તિ)ની સ્થાપના કરી હતી.[૧]

અહીંનાં ગુફામંદિરો ભારતવર્ષના શિલ્પની એક અમર આકૃતિ છે. તેમ એનાં દર્શન એ જીવનની અનેરી લ્હાણ છે. કોઇપણ સાચા શિલ્પી, ચિત્રકાર, ઇતિહાસતત્ત્વજ્ઞ કે ધર્મના જિજ્ઞાસુને માટે એમાં અભ્યાસ કરવાની અખૂટ સામગ્રી ભરેલી છે. આ શિલ્પધામમાં એકેક ખડકમાંથી જે ભવ્ય અને વિશાળ વિહાર અથવા મંદિરો કોતરી કાઢવામાં આવ્યાં છે, તેમાં અદ્યાપિ પર્યંત અજોડ કળા સચવાઇ રહેલ છે. આ સ્થળની બીજી મહત્તા એ છે કે આર્ય સંસ્કૃતિની ત્રણ શાખાઓ જૈન, બૌદ્ધ અને હિન્દુઓનો તે પવિત્ર સંગમ છે. ગુફાઓ માંહેની કેટલીએક કૃતિઓ તો વિશ્વવિખ્યાત માઇકલ એન્જેલોનાં પૂતળાંઓની હરિફાઈમાં પણ બરાબરી કરી શકે તેવી છે. ગુફાઓના સમૂહમાં નબર એકથી બાર સુધીની બૌદ્ધ સંપ્રદાયની છે, તેરથી ઓગણત્રીસ નંબર સુધીની હિંદુઓની છે અને ત્રીશથી ચોતરીસ ગુફાઓ જૈનોની છે.[૨]

---

× આ ગુફાઓનુ સંશોધન નિઝામ રાજ્યના પુરાતત્ત્વખાતા તરફથી કરવામાં આવ્યું છે.

૧ તપાગચ્છ પટ્ટાવલિ.

૨ તપાગચ્છ પટ્ટાવલીમાં જણાવેલ છે કે—મહારાજ સંપ્રતિએ ઇલોરગિરિ ઉપર નેમિનાથ બિંબની સ્થાપના કરી હતી. (જુઓ તપાગચ્છ પટ્ટાવલી)

અઢારમી શતાબ્દિની શરૂઆતમા જૈનાચાર્ય વિબુધવિમળસૂરિ ઇલોરગિરિની યાત્રાએ ગયા હતા. અને ત્યાંના છ ગુફામંદિરોનાં દર્શન કર્યાં હતાં.

## છોટા કૈલાસની જૈન ગુફાઓ

ગુફાઓના સમૂહ પૈકીની સૌથી દક્ષિણભણીની ગુફા બીજી ગુફાઓની દક્ષિણ-પૂર્વ બાજુએ ટેકરીના આગલા ભાગથી સહેજ ઉપર આવેલ છે. આ ગુફા પરદેશીઓ તેમ દેશ-વાસીઓએ બહુ જ ઓછી વાર જોયેલ છે. વળી તે અત્યાર સુધી એટલી બધી પૂરાઇ ગયેલ હતી કે તેમાં પ્રવેશ કરવો એ ઘણું મુશ્કેલ હતું. નામદાર નિઝામ સરકારે કાઢેલા ફરમાન મુજબ તેનું ખોદકામ કેટલેક અંશે થયું હતું. તે છોટા કૈલાસના નામથી ઓળખાય છે. [એક પંથના બાંધકામનું બીજા પંથના અનુયાયીઓ કેવી રીતે અનુકરણ કરે છે તેનું આ ગુફા એક અજબ દૃષ્ટાંત છે. કૈલાસ પર્વત પરના મહાન બ્રાહ્મણી મંદિરના અનુકરણ પ્રમાણે થયેલ હતું.] મંડપ ૩૬ ફૂટ ૪ ઇંચ સમચોરસ છે અને તેમાં સોળ સ્થંભો આવેલ છે. પાછળના ભાગના મંદિરની લંબાઈ સાડાચઉદ ફુટ છે. એંસી ફૂટ પહોળા અને આશરે એકસો ત્રીશ ફૂટ લાંબા એવા એક ખોદી કાઢેલા ખાડામાં આખુંએ મંદિર આવેલું છે. મંદિરનો બહારનો ભાગ દ્રાવિડીયન ઢબનો છે, જો કે તેનું શિખર નીચું છે. મંદિરનું કેટલુંક કામ અધૂરું રહેલ છે, પરંતુ તેનાં કારણો જાણવા આપણી પાસે પૂરતું સાધન નથી. કૈલાસ મંદિરની યોજના સાથે તેનું સરખાપણું છે, નવમા સૈકામાં રાષ્ટ્રકૂટોના વિનાશ પછી દ્રાવિડીયન ઢબનો ઉત્તર હિંદમાં અમલ થયો નથી.

ધમનારનું મંદિર કે જેનો સમયકાળ આઠમી શતાબ્દિનો ખાત્રીપૂર્વક લાગે છે, તે મંદિર સિવાય ખાડાઓમાં કોઈ પણ બીજું મંદિર હિંદમાં હાલ વિદ્યમાન હોય તેમ જણાતું નથી.

આ ગુફામાં કોતરાએલ શિલાલેખ શક સંવત ૧૧૬૯ (ઇ. સ. ૧૨૪૭) નો છે.

## ઇંદ્રસભા જૈન ગુફા

ઈંદ્રસભા એ એક ગુફાના બદલે જૈન ગુફાઓના સમૂહનું નામ છે. બે માળવાલી બે ગુફાઓ તેમજ શાખાઓ અને ઉપમંદિરો વગેરે સાથેની એક ગુફાથી વસ્તુતઃ ઇંદ્રસભા બનેલ છે. આમાંના પહેલા પ્રકારની ઇંદ્રસભાથી યુરોપિયનો સારી રીતે પરિચિત છે. બીજા પ્રકારની ગુફાને જગન્નાથસભા તરીકે ઓળખે છે. ઇંદ્રસભાના ચોગાનમાં દક્ષિણભણીના પડદાની દિવાલ મારફત પ્રવેશ કરી શકાય છે. તેની બહારની બાજુએ પૂર્વ તરફ એક મંદિર છે. તેના આગલા ભાગમાં તેમજ પાછળની બાજુએ બબ્બે સ્થંભો છે. ગુફાઓની દિવાલો ઉપર ઉત્તર ભણીના છેડે પાર્શ્વનાથની મૂર્તિ નગ્ન સ્વરૂપમાં કોતરી કાઢવામાં આવેલી જોવામાં આવે છે. આ મૂર્તિ પર એક સાત ફણાવાળો સર્પ અને છત્રધારી પરિચારક જોવામાં આવે છે. છત્રધારીની નીચે બે નાની નાગણીઓ જોવામાં આવે છે. વળી છત્રધારીઓની ઉપર ભેંસ ઉપર આરૂઢ થયેલ એક પુરુષ આકૃતિ અને તેના ઉપર ગંધર્વો અને શંખ વગાડતી આકૃતિ નજરે પડે છે. શિલ્પકામની જમણી બાજુએ કમઠ નામનો તાપસ સિંહ ઉપર બેઠેલ જોવામાં આવે છે. તેની નીચે એક સ્ત્રી અને એક પુરૂષ જણાય છે. આ તાપસ તીર્થંકર પાર્શ્વનાથને ઉપસર્ગ કરે છે એવી આકૃતિ બતાવેલ છે. દક્ષિણ ભણીના છેડે ગૌતમ સ્વામી નગ્ન સ્વરૂપમાં જોવામાં આવે છે. તેમની આસપાસ પરિચારિકાઓ અને

ભક્તો છે. આ મંદિરમાં ચરમ તીર્થંકર શ્રી મહાવીર નજરે પડે છે. આ મૂર્તિઓ ધ્યાનસ્થ દશાએ પ્રતિષ્ઠિત છે, અને મૂર્તિના મસ્તકની આજુબાજુ કેટલાક સંગીત વગાડનારાની આકૃતિઓ છે. પાછળના ભાગમાં ઇંદ્રની આકૃતિ પોપટોવાળા વૃક્ષ નીચે માલુમ પડે છે. ઇંદ્ર બે સેવકો સાથે હાથી ઉપર આરૂઢ થયેલ જણાય છે જમણી બાજુએ દેવી છે જે સામાન્ય રીતે ઇંદ્રાણી તરીકે ઓળખાય છે, પરંતુ ખરી રીતે તે અંબા કે અંબિકા નામની જૈનોની સુપરિચિત મહાન દેવી છે.

ચોગાનમાં પ્રવેશ કરતાં જમણી બાજુએ એક મહાન હાથીની આકૃતિ જોવામાં આવે છે. ડાબી બાજુએ એક સુંદર સ્થંભ છે જેની ઊંચાઇ ૨૭ ફુટ ૪ ઇંચ છે, તેના મથાળે એક ચૌમુખ આકૃતિ હતી જે આકૃતિ લોર્ડ નોર્થબ્રુકે આ ગુફાઓની મુલાકાત લીધી તેના બીજા દિવસે ખડક ઉપર તૂટી પડી હતી. ચોગાનની મધ્યમાં ચૌમુખી આકૃતિ ઉપર એક મંડપ છે. આ મંડપ પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ કે ચરમ તીર્થંકર શ્રી મહાવીરની આકૃતિ ઉપર થઇને પસાર થાય છે. મૂર્તિના સિંહાસનમાં વચ્ચે ધર્મચક્ર અને બન્ને બાજુએ બે સિંહો બતાવેલ છે. મંડપ તેમજ ચોગાનના પ્રવેશદ્વારની રચના ઘણું કરીને લગભગ દ્રાવિડીયન ઢબની છે, પણ ઉત્તર હિંદના જે મંડપો અને પ્રવેશદ્વારો મળી આવે છે તેનાથી આ મંડપો અને પ્રવેશદ્વારોની રચના એટલી બધી જુદી છે કે જે સમયમાં રાઠોડ વંશના રાજ્યકર્તાઓની સત્તા સંપૂર્ણ ટોચે પહોંચી તે સમયમાં ઘણું કરીને તે મંડપો અને પ્રવેશદ્વારોની રચના થયેલી હોવી જોઇએ. એ મંડપો અને પ્રવેશદ્વારોનો સમયકાળ બદામીની જૈન ગુફાના સમયકાળ (ઇ.સ ૬૫૦) લગભગનો છે. જુદા જુદા દૃષ્ટિબિંદુઓનું આ ગુફાનું સામ્ય ઇંદ્રસભા સાથે સરખાવતાં બન્ને વચ્ચે આબેહૂબ સામ્ય જણાય છે એટલે કે એ બન્ને પ્રકારની ગુફાઓ આઠમી શતાબ્દિની હોવી જોઇએ.

ચોગાનની પશ્ચિમ બાજુએ એક ગુફા કે ઓરડો છે જેના આગલા ભાગમાં બે અને અંદરની બાજુએ ચાર સ્થંભો છે. દક્ષિણ ભણીની દિવાલના મધ્ય ભાગમાં ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથની આકૃતિ છે. તેની સામે ગૌતમની આકૃતિ છે. આ ગુફામાંની આકૃતિઓ દરવાજાની બહારના મંદિરમાં જે આકૃતિઓ બનાવેલ છે તે કરતાં વધારે મ્હોટી છે. વળી એ આકૃતિઓ આ ગુફાઓમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે. પાછલા ભાગની દિવાલ પર ઇંદ્ર અને અંબિકાની આકૃતિઓ છે અને મંદિરમાં સિંહાસનસ્થ મહાવીરની મૂર્તિ જોવામાં આવે છે. એ મૂર્તિના મસ્તક ઉપર ત્રેવડું છત્ર છે. આ અને મુખ્ય ગુફાની વચ્ચે એક નાનું મંદિર છે જે લાંબા વખત થયાં કેટલુંક પુરાઇ ગયું છે. એ મંદિરમાં ઇંદ્ર અને અંબિકાની મૂર્તિઓ સારી રીતે કોતરી કાઢેલી છે. અંબિકાની મૂર્તિને કોઇએ છેલ્લા વર્ષો દરમ્યાન જાણી બુજીને નુકશાન કર્યું હોય તેમ જણાય છે. આ મંદિર ઉપર એક બીજું મંદિર છે જેમાં ઇંદ્ર અને અંબિકાની મૂર્તિઓ પહેલાના મંદિર જેવી છે. તદ્દન સામે એક મંદિર આવેલું છે તે પણ આ બન્ને મંદિરો જેવું છે.

નીચેના ખંડમાં પ્રવેશ કરતાં એક દેવડી જેવી પડસાળ માલુમ પડે છે. એ પડસાળની વચ્ચે પડદો છે જે પડદાની પેલીમેર બાર સ્થંભવાળો ખંડ છે. એ સ્થંભો પૈકી

કેટલાક ખડકોમાંથી કોતરી કાઢવામાં આવેલા છે આગલા ભાગની પડસાળના ડાબી બાજુના છેડા ઉપર સોળમા તીર્થંકર શાંતિનાથની બે મોટી મૂર્તિઓ નગ્ન રૂપમાં છે. એ મૂર્તિઓની નીચે જમણી બાજુએ આઠમા સૈકાનો નીચે મુજબ મુદ્રાલેખ કોતરાએલો છે.

## श्री सोहील ब्रह्मचारिणः शान्तिभट्टारकप्रतिमेयम्

ભાવાર્થ—સોહીલ નામના બ્રહ્મચારિએ (બનાવેલી) શાંતિભટ્ટારકની મૂર્તિ.

તેની પેલીમેર મૂર્તિઓ અને નિત્ય મુજબના શિલ્પ કામવાળું એક મંદિર છે. ખંડની અંદરની બાજુએ એક સ્થંભ ઉપર એક બીજી મહાન મૂર્તિ નગ્ન સ્વરૂપે છે. એ મૂર્તિની નીચે એક લીટીમાં શિલાલેખ કોતરાએલ છે.

## श्री नागवर्माकृत प्रतिमा

ભાવાર્થ—શ્રી નાગવર્માએ બનાવેલ પ્રતિમા.

પડસાલના પૂર્વ છેડાની પાસે પથ્થરની સીડી છે જે મારગે ઉપલેમાળ જવાય છે. તેના તળિયાની સામે એક મંદિર છે જેનું શિલ્પકામ બીજાં મંદિરો જેવું જ લગભગ છે. એટલે પાર્શ્વનાથની મૂર્તિ જમણી બાજુએ, ગૌતમની ડાબી બાજુએ, ઇંદ્ર અને અંબિકા પાછલી બાજુએ, અને મહાવીરની મંદિરમાં સિંહાસન ઉપર છે.

સીડી મ્હોટા ખંડની પડસાળમાં જાય છે. એ ખંડ એક વખતે ચિત્રકામોથી શોભી રહ્યો હતો અને ચિત્રોના થોડાક ધુમાડાવાળા અવશેષો હજુ ઉપલા ભાગપર ખાસ કરીને માલુમ પડે છે. આગલા ભાગને બે સ્થંભોનો ટેકો છે. બીજા બે સ્થંભોથી પડસાલનો પાછલો ભાગ બને છે. એ ઉપરાંત જે બાર સ્થંભો છે તે અંદરના ખંડની આસપાસ આવેલ છે. તે બાર સ્થભોની જુદી જુદી ચાર આકૃતિઓ છે. આમાંનાં સ્થંભો જેમનો સમયકાળ લગભગ એક જ છે, તેમને લંકેશ્વરની ગુફામાં સ્થંભ સાથે સરખાવતાં એ બન્ને વચ્ચે લગભગ સરખાપણું જણાય છે. જો લંકેશ્વરની ગુફાનો સમળકાળ આઠમા સૈકાના પાછલા અડધા ભાગનો હોવાની માન્યતા ખરી પડે તો આ બન્ને જૈનસભાઓ અત્યંત આધુનિક હોઇ શકે નહી. ઇંદ્ર અને અંબિકાની મોટી આકૃતિઓ પડસાલના છેડે આવેલી છે. પડસાલની ઉંચાઇ સાડાચઉદ ફુટ છે. બન્ને આકૃતિઓને પોતપોતાના પરિચારકો છે. ઇંદ્રની આકૃતિ વડના ઝાડની નીચે અને અંબિકાની આકૃતિ આંબાના ઝાડ નીચે છે. બાજુના અને પાછલા ભાગના ઝરૂખાની દિવાલોના જે ભાગો પડે છે તે જિનો કે તીર્થંકરોની મૂર્તિઓથી ભરપૂર છે.

દરેક છેડે મધ્ય ભાગમાં સિંહાસનસ્થ તીર્થંકરની મોટી મૂર્તિ હોય છે. મંદિરના દ્વારમાં પાર્શ્વ અને ગૌતમની મૂર્તિઓ બિરાજિત કરેલ જોવામાં આવે છે. મંદિરનું દ્વાર સુંદર રીતે શોભિત છે. તેને બે આગળ પડતા સ્થંભો છે. આ દ્વારની ઉપર તેમજ આસપાસ ઘણું જ કોતર કામ છે. મંદિર સવાબાર ફુટ ઊંચું છે અને તેમાં શ્રી મહાવીરની મૂર્તિ હંમેશ મુજબ બિરાજમાન છે.

એક મ્હોટા ખંડની મધ્ય ભાગમાં શાલુંખામાં ચૌમુખ જિનની મૂર્તિ બિરાજતી

હતી, જેનો હાલમાં વિનાશ થયેલ છે. એ મૂર્તિ ઉપરની છતમાં એક વિશાલ કમળનું ફુલ ચોરસ શિલા પર કોતરાએલ છે. દીવીઓ લટકાવવા માટે એ શિલાના ચારે ખૂણાઓમાં તેમજ મધ્ય ભાગમાં છિદ્રો છે.

અગ્નિ ખૂણામાં એક બારણું છે જે મારગે ભોંયરામાં જવાય છે. એ ભોંયરાના એક ખૂણામાં હવાડા જેવું છે. વળી છતમાં કુદરતી એક બાંકું છે જે ચોગાનની પૂર્વ બાજુએ એક નાની ગુફામાં પડે છે. થોડાંક પગથિયાં આગળ જઇએ ત્યારે ચોગાનમાં જિનતીર્થંકરની મૂર્તિઓનું શિલ્પકામ નીહાળી શકાય છે. શિલ્પકામવાળા આ ખંડની મોખરે એક પડસાલ છે અને અંદરની બાજુએ ચાર ચોરસ સ્થંભો છે. ગૌતમની મૂર્તિનું સ્થાન જમણી બાજુએ છે તેમ પાર્શ્વનાથની મૂર્તિ ડાબી બાજુએ છે. ઇંદ્ર જેમના ડાબા હાથમાં વટવો અને જમણા હાથમાં શ્રીફળ છે તે પડસાલની દક્ષિણ બાજુનો છેડો રોકી રાખે છે. અંબિકાની મૂર્તિ પ્રવેશદ્વારમાં તેની સામે જ આવેલ છે. જૈન દ્વારપાળો નગ્ન સ્વરૂપે મંદિરના પ્રવેશદ્વારની રક્ષા કરે છે. આ મંદિરમાં નિત્ય મુજબ મૂર્તિઓ બિરાજમાન છે. આ ખંડની છત ઉપર ચિત્રકામના કેટલાએક ટુકડાઓ હજુ પણ વિદ્યમાન છે.

મ્હોટા ખંડમાં થઇને પાછા ફરતાં વાયવ્ય ખૂણામાં એક બારણું આવે છે જે બારણાના માર્ગે એક નાના ઓરડામાં થઇને બીજા મંદિરમાં જઇ શકાય છે. આ મંદિર પશ્ચિમ બાજુએ આવેલું છે અને તે ઉપરોક્ત છેલ્લા મંદિરને મળતું આવે છે. આ મંદિરનું શિલ્પકામ અદ્યાપિ પર્યંત તાજું જણાય છે. તેના પ્રવેશદ્વારની જમણી બાજુએ એક ચાર હાથવાળી દેવીની મૂર્તિ છે. તે દેવીના ઉપલા બે હાથોમાં ચક્રો અને ડાબા હાથમાં વજ્ર છે. પ્રવેશદ્વારની ડાબી બાજુએ એક બીજી દેવીની મૂર્તિ છે એ કદાચ સરસ્વતીની હોય. એ દેવી મયૂર ઉપર આરૂઢ થયેલ છે. તેને આઠ હાથો છે. આ ખંડની રચના પૂર્વના ખંડ જેવી જ છે. વળી દરેક શિલ્પકામ સંપૂર્ણ જોવામાં આવે છે. ઇંદ્ર, ગૌતમ અને પાર્શ્વનાથની મૂર્તિઓ આ ખંડમાં બિરાજમાન છે.

## જગન્નાથ સભા—જૈન ગુફા

ઇંદ્રસભાથી થોડેક દૂર એક બીજું ગુફામંદિર છે જે જગન્નાથસભાના નામથી ઓળખાય છે. આ મંદિરના મોખરે એક ચોગાન છે. મંદિરને અગાઉ કંઈ પડદો હશે તેમજ ચૌમુખમંડપ શિલ્પરચનાત્મક હોવા જોઇએ, એ બન્નેનો હાલ નાશ થએલ છે. આ ગુફામંદિરના ચોગાનને સાફ કરતાં છૂટી છૂટી મૂર્તિઓના જે સંખ્યાબંધ ટુકડાઓ મળી આવ્યા છે તે ઉપરથી આ ગુફાઓમા કેટલું બધું શિલ્પકામ થયું હશે તેનો પુરાવો મળી આવે છે ખડકને ખોદી કાઢવાનું કામ શરૂ થયું તે પ્રસંગે જે ખોદકામ મળી આવ્યું તે ઉપરાંત આ બધુ શિલ્પકામ સમજવું.

ચોગાનની પશ્ચિમ બાજુએ બે ચોરસ સ્થંભવાળો એક ખંડ છે. એ સ્થંભો ભારે છે અને તે મોખરે આવેલા છે. એ ઉપરાંત ચાર સ્થંભો ખંડની મધ્યમાં આવેલા છે. તેમાંનું શિલ્પકામ બીજા ખંડોની માફક થયેલું છે. દાખલા તરીકે પાર્શ્વનાથ ડાબી બાજુએ અને ગૌતમ જમણી બાજુએ અને મહાવીર કે બીજા જિન—તીર્થંકરની મૂર્તિ કાંતો મંદિરમાં

હોય છે અને કાતો કોઇ એકાંત જગ્યામાં હોય છે. પડસાલના ડાબા છેડે ઈંદ્રની મૂર્તિ અને જમણે કે ઉત્તર ભણીના છેડે અંબિકાની મૂર્તિ જોવામાં આવે છે. કેટલાક મુદ્રાલેખો પણ છે જેમાંના કેટલાક અક્ષરો વાંચી શકાય છે. આ મુદ્રાલેખો ગુફાના સ્થંભો પર જોવામાં આવે છે. જૂની કેનેરી લીપીમાં લખાયેલા આ મુદ્રાલેખોનો સમયકાળ ઇ. સ. ૮૦૦–૮૫૦નો હોવો જોઇએ. [ જો કે જે દેશની લીપી છે તે ઉપરથી ગુફાનો સમયકાળ આપવો એ બહુ...]

આની તદ્દન સ્હામે એક મંદિર છે જેની અંદર એક સુંદર ભોંયરૂં છે. આ મંદિર કોતરી કાઢેલું અને તેમાં હંમેશ મુજબ મૂર્તિ બિરાજમાન છે. ચોગાનના પાછલા ભાગની ગુફા લાંબા સમય થયાં માટીથી પુરાઇ ગઇ છે. એ ગુફાનું શિલ્પકામ અજાયબી પમાડે તેવી રીતે સામાન્યપણે સુરક્ષિત રહ્યું છે, એમ કહી શકાય. આગલા ઝરૂખાના છેડા ઉપર ઝાડોની નીચે ઇંદ્ર અને અંબિકાની મૂર્તિઓ બિરાજમાન છે. આ મૂર્તિઓ તેમજ પરિચારકોની મૂર્તિઓ બહુ સુંદર રીતે કોરી કાઢવામાં આવેલ છે. એ મૂર્તિઓના જુદા જુદા ભાગોને અદ્યાપિ સુધી બહુ જ ઓછું નુકસાન થયું છે. આગળના સ્થંભો ચોરસ છે. મોખરાના ઝરૂખા પાછલના સ્થંભો નીચેના ભાગમાં ચોરસ અને ઉપરના ભાગમાં સોળ બાજુવાળા છે. અંદરના વિસ્તારમાં ચાર ચોરસ સ્થંભો છે. મંદિરમાં એક તોરણ કે સુશોભિત કમાન નીચે થઇને જઇ શકાય છે. પાર્શ્વનાથ ગૌતમ વગેરેની મૂર્તિઓ બીજા મંદિરોની માફક આ મંદિરમાં વિદ્યમાન છે.

પ્રવેશદ્વારની પૂર્વ બાજુએ તેમજ દક્ષિણ બાજુની સ્હામે એકેક મંદિર છે, જેમાં દરેક છેડે મહાવીર કે શાંતિનાથ બિરાજમાન છે. જરાક પાછળ જતાં ડાબી બાજુએ પાર્શ્વનાથ અને જમણી બાજુએ ગૌતમ જોવામાં આવે છે.

આની જમણી બાજુએ એક સીડી છે, જે ઉપર થઈને ઉપલે માળ જઈ શકાય છે. આ માળમાં બાર સ્થંભવાળો મ્હોટો ખંડ છે. એ ખંડની ઉંચાઇ તેર ફૂટ દસ ઇંચથી આડા ચઉદ ફૂટની છે. ખંડના મોખરે બે સ્થંભો છે અને પાછલા ભાગમાં બે સ્થંભો છે. આ બારે સ્થંભોના પાયા સમચોરસ છે. ગુફાના આગલા ભાગમાં બાંકડાવાળી દિવાલ આવેલ છે, તેના પર બે સ્થંભો છે. એક જ મધ્યબિંદુવાળાં વર્તુલો છત ઉપર ચીતરવામાં આવેલ છે. દિવાલ ઉપર મહાવીરની આકૃતિઓ નવ–દસ છે. જિન તીર્થંકરના મસ્તકો પરની ખાલી જગ્યાઓમાં વધુ જિનો તેમજ તેમના ભક્તો આલેખવામાં આવ્યા છે. દ્વારપાલોની બહાર પાછલી દિવાલો ઉપર ઇંદ્ર અને અંબિકા છે. મંદિરમાં જિનેંદ્રની મૂર્તિ બિરાજમાન છે. સિંહાસનના મોખરા પર ચાર સિંહો જોવામાં આવે છે. ધર્મચક્ર કોઈ વામન પુરૂષે પકડી રાખેલ જોવાય છે. જિનમૂર્તિ પર ત્રેવડું છત્ર છે. મંદિરની જમણી બાજુએ નીચા સરખા બારણાવાળું એક ભોંયરૂં છે. તે મંદિરની નીચેની છતમાં એક ચોરસ બાકું હતું. આ બન્નેનો ઉપયોગ કીમતી ચીજો છુપાવી રાખવા થતો હોવો જોઇએ. મોખરાના ઝરૂખાના પશ્ચિમ ભણીના છેડા ઉપર જે બારણું છે તે બારણામાં થઈને એક નીચા ભોંયરાની નીચેનો ખંડ ખોદી કાઢવા માટે ભોંયરાની એક બાજુ કાપી નાંખવામાં આવેલ છે. મોખરાના ઝરૂખાના બીજા છેડામાંના એક ભોંયરામાં થઇને દિવાલના બાંકાના માર્ગે

ઇંદ્રસભાની પશ્ચિમ બાજુએ જઈ શકાય છે.

ગુફાથી થોડેક દૂર પશ્ચિમે છેલ્લી ગુફા આવે છે. પડસાલ જેને આગલા ભાગમાં બે ચોરસ સ્થંભો હતા તે હવે જણાતા નથી. એક બારણું અને બે બારીઓ માટે આગલી દિવાલમાં બાંકાઓ પાડવામાં આવેલ છે. છત અંદરની બાજુએ નવ ફુટ આઠ ઈંચ ઊંચી છે. એ છતને નીચેના ભાગમાં સમચોરસ એવા ચાર ટૂંકા સ્થભો છે તેથી ટેકા મળી રહે છે. તેની દરેક બાજુએ ત્રિકોણાકારે સપાટ ઢાલ જેવું માલુમ પડે છે એ ઉપરથી તે પ્રમાણમાં આધુનિક કાળના હોય તેમ જણાય છે.

દિવાલની જમણી બાજુ એવી રીતે કાપી કાઢવામાં આવી છે જેથી જગન્નાથસભાની પશ્ચિમ બાજુના એક ભોંયરામાં જઈ શકાય છે. ઈંદ્ર અને અંબિકાની મૂર્તિઓ પાછલી દિવાલના ગોખલાઓમાં બિરાજમાન છે. બીજી જૈન ગુફાઓમાં જેવી મૂર્તિઓ જોવામાં આવે છે તેવી જ મૂર્તિઓ અહીં જોવામાં આવે છે. બાજુની દિવાલો ઉપર બએ તીર્થંકરની મૂર્તિઓ આલેખવામાં આવેલ છે. એ મૂર્તિઓના મસ્તકો ઉપર ફૂલોનું સુંદર શિલ્પકામ જોવામાં આવે છે. આમાંના એક ખંડમાં ઇ. સ. ૧૮૭૬ સુધી જઈ શકાતું નહોતું. એ સાલમાં આ ખંડમાંની માટી કાઢી નાંખવામાં આવી હતી. આ ગુફામાંનું ઘણું ખરું શિલ્પકામ પ્રમાણમાં તાજું તેમજ ઝીણું છે.

## પાર્શ્વનાથ

ગુફાઓ જે ભાગમાં છે તે ભાગમાં એક ટોચ પર એક શિલ્પયુક્ત બાંધકામ વાયવ્ય ખૂણામાં આવેલ છે. આ બાંધકામ પાર્શ્વનાથની એક જંગી મૂર્તિ પર ઔરંગાબાદના એક જૈન ગૃહસ્થ તરફથી ગયા સૈકાની શરૂઆતમાં કરાવવામાં આવ્યું હતું. એ મૂર્તિ ટેકરીના આ ભાગ ઉપરના લાલ પથ્થરના ખાડામાંથી કોતરી કાઢવામાં આવી હતી. મૂર્તિની પહોળાઇ એક ઘૂંટણથી બીજા ઘૂંટણ સુધી નવ ફૂટ છે. મસ્તકથી આસન સુધીની ઊંચાઇ સાડાદસ ફૂટ છે. સર્પની ફેણાઓ અને સિંહાસનના પાયાઓ વચ્ચેનું અંતર સોલ ફૂટ જેટલું છે. ધર્મચક્ર સિંહાસનમાં બતાવેલ જણાય છે. મૂર્તિની ડાબી તેમજ જમણી બાજુએ ભકતો જોવામાં આવે છે. જે સિંહાસન પર મૂર્તિ સ્થિત છે તેના પર ઈ. સ. ૧૨૩૪–૩૫નો શિલાલેખ છે. ડા. બુહલરે તેનો જે તરજુમો કરેલ છે તેનો ગુજરાતી અનુવાદ આ પ્રમાણે છે:

"(૧) સ્વસ્તિ ! સુવિખ્યાત શક સંવતના ૧૧૫૬ ના વર્ષમાં (બૃહસ્પતિ યુગના) જયનામે વર્ષમાં—

(૨) શ્રી (વ)ર્ધનપુરમાં રાણુગીનો જન્મ થયો હતો........ગાલુગી તેનો પુત્ર (હતો), (ગાલુગીની સ્ત્રી) સ્વર્ણા (વહાલી) દુનિયાને—

(૩) એ બન્નેને ચક્રેશ્વર આદિ ચાર પુત્રો થયા હતા. ચક્રેશ્વર ઔદાર્યના સદ્દગુણથી એ બધામાં મુખ્ય હતો.

(૪) જે ટેકરી પર ચારણો વારંવાર જાય છે તે ટેકરી પર તેણે પાર્શ્વનાથનું સ્મારક

કરાવ્યું અને ઉદારતાના (આ કાર્યથી) કર્મનો નાશ તેણે કર્યો.

(૫) તેણે જિનોની ભવ્ય અને મહાન મૂર્તિઓ ઘણી સંખ્યામાં બનાવી અને જે પ્રમાણે ભરતે કૈલાસ પર્વતને (તીર્થ બનાવ્યું !) તે પ્રમાણે તેણે ચારણાદ્રિને એક પવિત્ર તીર્થ બનાવ્યું.

(૬) ધર્મની અપ્રતિમ મૂર્તિ, દૃઢ અને પવિત્ર ધર્મશ્રદ્ધાની અદ્વિતીય વ્યક્તિ, દયાળુ, પવિત્ર, પત્ની પ્રત્યે પવિત્ર ભાવવાળો, (ઔદાર્યમાં) કલ્પવૃક્ષ જેવો એવો ચક્રેશ્વર પવિત્ર ધર્મનો રક્ષક, પાંચમો વાસુદેવ બને છે. ફાલ્ગુન બુધવાર."

આની નીચે ઢોલાવ ઉપર કેટલીક નાની ગુફાઓ છે જે બધી જૈનોની છે. આ બધી ગુફાઓનો વિનાશ થયેલ જોવામાં આવે છે. શિખરની પાસે એક સાદી ગુફા છે. તેના આગલા ભાગમાં બે ચોરસ સ્થંભો છે.*

સતરમી શતાબ્દિ આસપાસ થઇ ગએલ મહોપાધ્યાય શ્રી મેઘવિજયજીએ પોતાના ઔરંગાબાદમાં થએલ ચોમાસામાં એક વિજ્ઞપ્તિપત્ર ( મેઘદૂતસમસ્યાલેખ ) તૈયાર કરી આચાર્ય વિજયપ્રભસૂરિને દીવબંદર મોકલેલ તેમાં ઔરંગાબાદથી દીવબંદર સુધીનો ભૌગોલિક અને પ્રાકૃતિક જ્ઞાનનો પરિચય કરાવેલ છે. તેમાં જણાવેલ છે કે " દેવગિરિથી ઇલોરા પહાડપર જઇ ત્યાંના જૈનમંદિરમાં બિરાજિત પાર્શ્વનાથને નમસ્કાર કરી " આગળ જવા બતાવેલ છે—

**इत्येतस्मान्नगरयुगलाद्वीक्ष्य केलिस्थलं त्व-**
**मीलोराद्रौ सपदि विनमन् पार्श्वमीशं त्रिलोक्याः ।**
**भ्रातः ? प्रातर्व्रज जनपदस्त्रीजनैः पीयमानो**
**मन्दायन्ते न खलु सुहृदामभ्युपेतार्थकृत्याः ॥४२॥**

—વિજ્ઞપ્તિત્રિવેણી, મુનિ જિનવિજયજી, પૃષ્ઠ ૨૧

* Archealogical Survey of Western India.
Miscellaneous Publications. Bombay 1881. P. 98/100.

કેટલાંક અનિવાર્ય કારણોને લીધે આ અંક રવાના કરવામાં અસાધારણ વિલંબ થયો છે તે માટે વાચકો ક્ષમા કરે !

આવતો અંક વખતસર–એપ્રિલ માસની પંદરમી તારીખે પ્રગટ થશે. વ્યવ૦

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ક્રમાંક ૭૨થી ચાલુ )

## શ્રી. અમરચંદજી સુરાણા

અમરચંદ સુરાણા એ બીકાનેરના પ્રખ્યાત ઓસવાલ વંશમાં જન્મેલ નરરત્ન હતા. મહારાજા સુરતસીંગના રાજ્યકાળમાં તેઓ ઉચ્ચ ઓદ્ધા પર હોઇ અતિ મહત્ત્વનું પદ ધરાવતા હતા ઐતિહાસિક નજરે એ રાજ્યકાળ ઇસ્વીસન ૧૭૮૭ થી સન ૧૮૨૮નો આંકી શકાય.

સન ૧૮૦૫ (સં. ૧૮૬૧ માં ) ભટ્ટીઓના સરદાર ઝબીખાનને દબાવવા સારૂ મહારાજા તરફથી અમરચંદને મોકલવામાં આવેલ. સુરાણાજીએ ખાનને તેના પાટનગર ભાટનેર (Bhatner)માં જઇ એકાએક ઘેરી લીધો, અને નગર આસપાસ સખત ચોકી પહેરો મૂકી છાવણી નાંખી. ઘેરો લગભગ પાંચ માસ સુધી ચાલ્યો. એ સમયમાં ઝબીખાન મુંઝાઇ ગયો અને આખરે કિલ્લો હવાલે કરી, પોતાના અનુયાયી સહિત રહેના (Rhena) તરફ ચાલી ગયો. આ પ્રકારની દાખવેલી શૂરવીરતા અને રાજ્યની બજાવેલી સેવાના સન્માન રૂપે મહારાણાએ અમરચંદ સુરાણાને દીવાનની માનવંતી પદવી આપી.

સન ૧૮૦૮ માં જોધપુરના મહારાજા માનસીંગે બીકાનેર પર ચઢાઇ કરી. એ વેળા જોધપુરના લશ્કરમાં ઇન્દ્રરાજ સીંગવીની સરદારી હેઠળ ભાયાતોનો સારો સમૂહ હાજર હતો. હતો અને વધારામાં રજપૂતાનામાં જેની હાકથી ધરણી ધ્રુજતી એવો અમીરખાન પોતાના ચુનંદા માણસોની ટુકડી સાથે જોડાયો હતો. આમ બીકાનેર સ્ટેટના માથે શત્રુઓની નાગી તરવાર તોળાઇ રહી હતી ! રોજ ને રોજ શત્રુ તરફની આગેકૂચના સમાચાર મળતા હતા. સુરતસીંગે પણ થોડા સમયમાં સારા પ્રમાણમાં લશ્કર એકઠું કર્યું અને ચડી આવતાં અરિદળને ખાળવા સારૂ અમરચંદની સરદારી હેઠળ એને પ્રયાણ પણ કરાવ્યું. બાપરી (Bapri) મુકામે બન્ને સૈન્યો ભેગાં થયાં, ઉભય વચ્ચે ટૂંકી પણ ઝનુની લડાઇ થઇ; જેમાં બીકાનેરના બસો સૈનિકો મરાયા. શૂરાતનમાં બીકાનેર પશ્ચાત ન હતું, છતાં શત્રુ સૈનિકોની સંખ્યા વિશાળ જોતાં અમરચંદને પોતાના પાટનગર તરફ પીછેહઠ કરવી યોગ્ય જણાઇ. ઇન્દ્રરાજે એની પુંઠ પકડી.

અત્રે સરદાર ઇંદ્રરાજ સંબંધમાં થોડો ઉલ્લેખ જરૂરી છે. એ સને ૧૭૮૭માં સોજત મુકામે જન્મ્યો હતો. ઓસવાળ વંશની સીંગવી તરીકે સુપ્રસિદ્ધ શાખાનો હતો. ઓસવાળ વંશમાં જે જે સરદારો પેદા થયા છે એમાં એનું સ્થાન અગ્રપદે અને અજોડ છે. એણે ઉપર બતાવ્યું તેમ કેવળ બીકાનેર રાજ્યનો જ પરાભવ નહોતો કીધો, એણે જયપુર રાજ્યનું પાણી પણ ઉતારી દીધું હતું. તે એક કાર્યદક્ષ સરદાર હતો. જોધપુરમાં સન. ૧૮૧૫માં રાજ્યખટપટ અંગે એનું ખૂન કરાવામાં આવ્યું હતું.

ચાલુ વાત તરફ વળતાં—આપણે જોયું કે અમરચંદની પુંઠ પકડનાર નાયક કાચો-પોચો નહોતો. આ બન્ને જણા ધર્મે જૈન હતા. રાજ્યની સેવાની દૃષ્ટિએ ઉભય

શત્રુઓ હોવા છતાં ધાર્મિક નજરે સ્વામીભાઈ હતા. એ નાતાથી તેઓ વચ્ચે મેળ શક્ય બન્યો. એથી આખરે બન્ને સંસ્થાનો વચ્ચે ગજનેર (Gajner) મુકામે સંધી થઇ; અને આ રીતે ચાલ્યા આવતા વેરનો અંત આવ્યો.

સુરતસીંગના રાજ્યકાળમાં બીકાનેરના ઠાકોરો પોતાના સ્વામી તરફ બધુ પ્રમાણમાં બેપરવાઇ દાખવતા હતા. આ જાતનો વર્તાવ સુરતસીંગની આંખમાં ખટકતો હતો. કોઇ બી રીતે એ દાબી દઇ પોતાનું વર્ચસ્વ અને મહત્ત્વ પુનઃ એ ઠાકોરો પર સ્થાપવા સારૂ મહારાણાએ અમરચંદની પસંદગી કરી. એ પછીનાં ચાર વર્ષમાં સુરાણા અમરચંદે પોતાની શક્તિનો પરચો દેખાડી આપી ઠાકોરોમાં મહારાણાનું સ્થાન પુનઃ પ્રતિષ્ઠિત બનાવ્યું. આ પ્રસંગ સંબંધી જે નોંધો પ્રાપ્ત થાય છે એ જોતાં સખેદ કહેવું પડે છે કે ઠાકોરોને તાબેદાર બનાવવામાં એણે વધારે પડતી ક્રૂરતા દાખવી અને વિના કારણ લોહી રેડ્યું. સારનબી (Saranbi)ના ઠાકોરને માથે ભારે દંડ ઠોકી બેસાડયો. રતનસીંગ બૈદવંતને ફાંસી દીધી. ધેરદન (Dherdan)ના ત્રણસો ભટ્ટીઓ પર એકદમ છાપો મારી તેમની કતલ કરાવી. માત્ર એમાંથી એક જ નાસી છુટયો. અર્થાત્ બાકીનાં મરણને શરણે થયા! અને ઠાકોર આગેવાન નહારસીંગ તથા પુરણસીંગને કેદી તરીકે બીકાનેર લઇ જઇ કારાગૃહમાં પૂર્યા; જ્યાં તેમને પાછળથી ફાંસીએ ચઢાવવામાં આવ્યા. આ કામમાં ફરજ બજાવ્યનો હેતુ ધ્યાનમાં લઈએ તોપણ વધુ પડતી સખતાઇ વપરાણી છે એમ કબુલવું જ કરવું પડે. બંડિયા ઠાકોરોને વશ કર્યા એટલે સુરતસીંગે અમરચંદનો સારી રીતે સત્કાર કર્યો. સન ૧૮૫૧માં ચુરૂ (churu)ના ઠાકોર શેઓશીંગ(sheosingh)ને તાબે કરવા પુનઃ અમરચંદને જ મોકલવામાં આવ્યા. એમણે શહેર પર સખ્ત ઘેરો ઘાલ્યો. ઠાકોર એ સામે ટકી ન શકયો. દીવાનની ઘાતકી વૃત્તિ એની જાણમાં હોવાથી શરણે જવા કરતાં એણે આપઘાત કરવો પસંદ કર્યો. અહીં પણ સુરાણાજીને જય મળ્યો. મહારાણાએ 'રાવ'નો ઇલ્કાબ, માનનો પોશાક અને સ્વારી કરવા હાથીની ભેટ આપી. આ રીતે સુરાણાજી વૈભવ અને પ્રતિષ્ઠાના મધ્યાહ્ને પહોંચ્યા. પણ એ સ્થિતિ ઝાઝો સમય ટકી ન રહી. ઉપરા–ઉપરી મળતા વિજયોએ અને માન-અકરામે દીવાનના દુશ્મનો વધારી દીધા. એમની સામે છુપું ષડયંત્ર રચાયું. કાવત્રા-ખોરો એમાં ફાવ્યા. એથી એમને દીવાનપદ તો છોડવું પડયું અને એકાદ ફોજદારી ગુન્હામાં દીવાને ભીનુંસંકેલ્યું છે એવા આરોપસર તેમની પાસેથી ભારે દંડ વસુલ કરવામાં આવ્યો. આમ ચઢતી પાછળ પડતીની ભરતી ધસારાબંધ ચઢી આવી, આટલું જાણે ઓછું હોય તેમ વિરોધીઓ તરફથી સુરાણા સામે એવો આક્ષેપ મૂકવામાં આવ્યો કે પિંઢારાના સરદાર અમીરખાન સાથે તે સંદેશા ચલાવી રાજ્ય સામે કાવત્રુ રચે છે.

સન ૧૮૧૮માં એ માટે તેમના પર કામ ચલાવવામાં આવ્યું. સુરાણાજી તો પ્રતિષ્ઠા-ભંગ થતાં ખુવાર થઇ ગયા હતા, છતાં તેમના મિત્રોએ એ આક્ષેપ ખોટો છે એમ સાબીત કરવા ઘણા પ્રયાસ કર્યા. પણ એમાં ફાવ્યા નહીં અને એ નિર્દોષ માણસનો ઘણી ઘાતકી રીતે વધ કરવામાં આવ્યો!

અમરચંદ સુરાણા સરખા એક શૂરવીર સરદાર અને કાર્યદક્ષ દીવાનના જીવનનાટકનો

# શ્રી કુલ્પાક તીર્થ

લેખક—પૂ. મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી

( ક્રમાંક ૭૨ થી ચાલુ )

## કુલ્પાક તીર્થમાં ઉપલબ્ધ લેખો સંબંધી વિચારણા

શ્રી કુલ્પાક તીર્થમાંથી ઉપલબ્ધ થતા ૨૮ લેખો આપણે 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના વર્ષ ૬ના અંક ૧૨મામાં એટલે કે ક્રમાંક ૭૨માં જોઈ ગયા. હવે એ લેખોમાંથી વિ. સં. ૧૪૬૫ પછીના ઇતિહાસની જે વિગતો ઉપલબ્ધ થાય છે તે આપણે અહીં જોઇશું.

(૧) વિ. સં. ૧૪૬૫ની સાલમાં કોઈ યાત્રીએ કુલ્પાકની યાત્રા કરી છે. (જુઓ લેખાંક ૩)*

(૨) વિ. સં. ૧૪૬૫ની સાલમાં કોઇ મારવાડી સદ્ગૃહસ્થે કુલ્પાક તીર્થની યાત્રા કરી છે. ( જુઓ લેખાંક ૪–૧ )

(૩) કોઈ એક ભવિક યાત્રીએ આ તીર્થમાં રૂા. ૨૦૦૦ (બે હજાર) આપ્યા છે. ( જુઓ લેખાંક ૧૩ )

(૪) વિ. સં. ૧૪૭૫ના મહા શુદિ ૧૧ને રવિવારના દિવસે તપગચ્છીય આચાર્ય શ્રી સોમસુન્દરસૂરિજીના શિષ્ય ભટ્ટારક ઉદયસુંદર વગેરે ૧૧ સાધુઓ, વિજયરત્નગણિની વગેરે સાધ્વીઓ તથા તેનો સંવેગણુ અને અન્ય પરિવાર આ તીર્થની યાત્રાએ આવ્યાં હતાં. ( જુઓ લેખાંક ૧૦–૨ )

(૫) વિ. સં ૧૪૮૧માં ભટ્ટારક સોમસુંદરસૂરિ અને પં. શ્રી શાંતિગણી વગેરે પણ સાર્થવાહ નરસીની સાથે આ તીર્થની યાત્રાએ પધાર્યા હતા. (જુઓ લેખાંક ૨૫.) અને ત્યાર પછી તેઓએ બે વર્ષ સુધી આસપાસના પ્રદેશમાં વિહાર કર્યો હશે, એમ લેખાંક ૧૮ ઉપરથી સ્પષ્ટ થાય છે. (જુઓ લેખાંક ૧૮.)

(૬) વિ. સં. ૧૪૭૫ માં જ (મહા) શુદિ ૧૧ને રવિવારે (જ્યારે લેખાંક ૧૦–૨માંના ઉલ્લેખ મુજબ, ઉપર જણાવેલ ચોથા નંબરની હકીકત પ્રમાણે શ્રી સોમસુંદરસૂરિના શિષ્ય ભટ્ટારક ઉદયસુંદર વગેરે આ તીર્થની યાત્રાએ આવ્યા હતા તે દિવસે) પાસુનાં પુત્રો, માતા અને પુત્રવધુ આ તીર્થની યાત્રાએ આવ્યાં હતાં. (જુઓ લેખાંક ૨૦.)

---

* અહીં તેમજ આગળ ઉપર આપેલા લેખાંક 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ક્રમાંક ૭૨માં જે મૂળ લેખો છપાયા છે તે સમજવા

---

આમ કરૂણ અંત આવ્યો.

આ આખા ઐતિહાસિક બનાવનો ઉલ્લેખ અત્રે એ દષ્ટિબિન્દુથી રજુ કરવામાં આવેલો છે કે જેઓ અહિંસા જેવી અદ્ભુત શક્તિને પિછાનતા નથી ને કેવલ એ દ્વારા બાયલાપણું કિંવા નબળાઈ આવે છે એવી બુમો પાડે છે, એ માટે જૈનોને દોષિત લેખે છે; તેમની આંખ ખુલે. ઇતરધર્મીઓ માફક જૈનધર્મીઓએ પણ પોતાના રાજવી કે દેશ માટે શૂરવીરતા દાખવી છે અને સમય આવે પ્રાણો પણ ન્યોછાવર કર્યા છે એ નગ્ન સત્ય ઇતિહાસના પાના પર અલંકૃત કરાયેલ છે.

(૭) એમ જણાય છે કે વિ. સં. ૧૪૭૫માં જ્યારે શ્રી સોમસુંદરસૂરિજીના શિષ્યો આ તીર્થની યાત્રાએ આવ્યા હતા ત્યારે તેમને એ જિનમંદિરનું સમારકામ કરાવવાની આવશ્યકતા જણાઈ હશે અને તેથી શ્રી માણેકસ્વામીની ગાદી તૈયાર કરાવીને વિ. સં. ૧૪૮૩માં શ્રી સોમસુંદરસૂરિજીના શિષ્યોએ જ પ્રભુજીને બિરાજમાન કર્યા હશે. (જુઓ લેખાંક ૧૮.)

(૮) વિ. સ. ૧૪૭૯માં તપગચ્છી ભટ્ટારક શ્રી ભુવનસુંદરસૂરિજીએ પોતાના પરિવાર અને કોઠારી સાંવતના પુત્ર પુનસી સંઘવીની સાથે આ તીર્થની યાત્રા કરી હતી. (જુઓ લેખાંક ૨૩)

(૯) વિ. સં. ૧૪૮૧ના ચૈત્ર વદિ ૪ને સોમવારે તપગચ્છી ભટ્ટારક શ્રી રત્નસિંહસૂરિજી મ. ધન્ના આદિની સાથે આ તીર્થની યાત્રાએ આવ્યા હતા (જુઓ લેખાંક ૨૭.), અને લેખાંક ૭ ઉપરથી જણાય છે કે તેમની (શ્રી રત્નસિંહસૂરિજીની) સાથે ખંભાતનિવાસી -સીતાસુત મં. લાખણસી વગેરેએ પણ આ તીર્થની યાત્રા કરી હતી. (જુઓ લેખાંક ૭)

(૧૦) વિ. સં. ૧૪૮૧માં જ સંઘવી પાલ્હાએ આ તીર્થનો સંઘ કાઢ્યો હતો અને તેમાં ગુણરાજની માતા ષેહસરી, વજેસિંગની માતા ગોદીબાઈ અને હંસરાજની માતા સંપૂરીબાઈ અહીં આવ્યાં હતાં. ( જુઓ લેખાંક ૪–૨,૩ અને લેખાંક ૧૨–૩ )

(૧૧) વિ. સં. ૧૪૭૫માં આ તીર્થના જીર્ણોદ્ધારનું કાર્ય શરૂ થયું હશે અને વિ. સં. ૧૪૮૨માં પૂરું થયું હશે જેથી વિ સં. ૧૪૮૩માં તપગચ્છાધિરાજ શ્રી સોમસુંદરસૂરિજીના શિષ્ય શ્રી. શાંતિશગણીએ નવી ગાદી ઉપર શ્રી. માણેકસ્વામીને બિરાજમાન કરીને પ્રતિષ્ઠા કરી હતી. આમાં શા. પાલ્હાના કુટુંબે સવિશેષ લાભ લીધો હતો. ( જુઓ લેખાંક ૧૮ તથા ૧૯ )

(૧૨) શંકર રાજાએ કરેલ પ્રતિષ્ઠા પછી આ તીર્થના બીજા જીર્ણોદ્ધાર થયા હોવા જોઈએ. પણ જે જીર્ણોદ્ધારનો શિલાલેખી પુરાવો આપી શકાય એ તો આ વિ. સં. ૧૪૮૩નો જ ગણી શકાય.

ગાદી ઉપરના લેખાંક ૧૮,૧૯ અને ૨૦ના ઉપરના ભાગમાં એટલે કે પ્રતિમાજીની પબાડીની નીચેના શિલાપ્રદેશમાં એક સાવ અર્વાચીન ગણી શકાય એવો લેખ કોતરવામાં આવેલ છે. તે સ્થાને કદાપિ શિલાલેખ કોતરવામાં આવતો ન હોવાથી તેમજ નીચેના લેખાંક ૧૮,૧૯ અને ૨૦માંના લેખની લીપી સાથે સરખાવતાં આ લેખની લીપી સાવ બેઢબ અને નિરાળી માલૂમ પડતી હોવાથી આ લેખ સાવ કૃત્રિમ છે. તેથી લેખાંક ૨૧ની જગ્યાએ કેવળ લેખાંકનો આંકડો જ મૂક્યો છે પણ લેખ આપ્યો નથી.

(૧૩) ભક્તામરસ્તોત્રવૃત્તિ આદિના રચયિતા શ્રી દેવસુંદરસૂરિજી વિ. સં. ૧૪૬૫ માં સ્વર્ગવાસી થયા તેમના શિષ્ય ઉપાધ્યાય શ્રી જયચંદ્ર ગણીએ સુંદરી પ્રવર સાધ્વી સમુદાય સાથે આ તીર્થની યાત્રા કરી હતી. તથા શ્રી નંદપ્રભાગણિનીએ પણ આ તીર્થની યાત્રા કરી હતી. (જુઓ લેખાંક ૧ અને ૨)

જો કે આ લેખાંક ૧ અને ૨ માં સંવતનો ઉલ્લેખ નથી કરવામાં આવ્યો, છતાં એમણે વિ. સં. ૧૪૮૧–૮૩ ના અરસામાં જ યાત્રા કરી હશે એમ જણાય છે.

(૧૪) મલધારગચ્છીય શ્રી વિદ્યાસાગરસૂરિજી; વિ. સં. ૧૪૮૭ (શાકે ૧૩૫૨)ના વૈશાખ માસમાં આ તીર્થની યાત્રાએ આવ્યા હતા. અને તેમની સાથે બીજા શ્રાવકોએ

પણ આ તીર્થની યાત્રાનો લાભ લીધો હતો. (જુઓ લેખાંક ૫-૨, ૩ તથા લેખાંક ૮-૧,૨)

(૧૫) વિ. સં. ૧૪૮૩ પછી લગભગ પોણા બસો વર્ષ પછી આ તીર્થનો ફરી જીર્ણોદ્ધાર કરવાની જરૂરિયાત ઉભી થઈ તેથી વિ. સં. ૧૬૬૫ના ચૈત્ર શુદિ પૂનમને સોમવારના દિવસે હસ્ત નક્ષત્રમાં શ્રી વિજયસેનસૂરિના રાજ્યમાં વાચકમણિ......એ શ્રીમાણિક્ય સ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી. (જુઓ લેખાંક ૨૨)

કુલ્પાક તીર્થના બધા લેખોમાં આ જીર્ણોદ્ધાર સંબંધીનો લેખ (લેખાંક ૨૨) મોટો છે અને એમાં માણિક્યસ્વામીની પ્રતિમાના પૂર્વ ઇતિહાસનું સંક્ષેપમાં સૂચન કરવામાં આવ્યું છે.

(૧૬) ઉપર લખેલ જીર્ણોદ્ધારના વર્ષમાં જ એટલે કે વિ સં. ૧૬૬૫માં જ એક શ્રાવકે આ તીર્થને બે હજાર રૂપિયા આપ્યા હતા. (જુઓ લેખાંક ૧૩)

(૧૭) ઉપરની પંદરમી હકીકતમાં જણાવેલ વિ. સં, ૧૬૬૫ના જીર્ણોદ્ધાર પછી ૧૦૨ વર્ષે એટલે કે વિ સં. ૧૭૬૭ના ચૈત્રશુદિ ૧૦ પુષ્યાર્કના દિવસે વિજયમુહૂર્તમાં નવાબ મહમ્મદ યુસુફખાન સુબાની સહાયતાથી તપગચ્છીય ભટ્ટારક શ્રી. વિજયપ્રભસૂરિ શિષ્ય ભટ્ટારક શ્રી. વિજયરત્નસૂરિના સામ્રાજ્યમાં પંડિત શ્રી ધર્મકુશલગણિશિષ્ય પંડિત શ્રી કેશરકુશલગણીએ ( ભાગાનગર–હૈદરાબાદના સંઘ સાથે આવી ) ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યો અને શ્રી માણિક્યસ્વામીજીની પ્રતિમાની પુન. પ્રતિષ્ઠા કરાવી હતી. (જુઓ લેખાંક ૬)

(૧૮) કુલ્પાકજી તીર્થમાંના જે ૨૮ લેખો આપણે જોયા તેમાં છેલ્લામાં છેલ્લો (અર્વાચીનમાં અર્વાચીન ) લેખ વિ. સં. ૧૯૬૬ ( શાકે ૧૮૩૧)ના પોષવદિ ૧૧ શુક્રવારનો છે, જે મંદિરના શિખર ઉપર ત્રાંબાની પટ્ટીમાં કોતરેલો છે અને તેમાં ધ્વજાદંડ ચઢાવ્યાના સંવતનો ઉલ્લેખ છે.

## તીર્થનો જીર્ણોદ્ધાર અને વહીવટ

વિ. સં. ૧૯૬૫ સુધી શ્રી કુલ્પાક તીર્થનો વહીવટ હૈદ્રાબાદનો શ્વેતાંબર જૈન સંઘ કરતો હતો. હૈદ્રાબાદના સંઘે કુલ્પાક ગામની એક બાઇને માસિક ચાર રૂપિયાના પગારથી પૂજારણ તરીકે રાખી હતી. આ બાઈ પૂજાનું કામકાજ કરતી હતી તેમજ યાત્રાળુઓ આવે તેમને દર્શન કરાવતી હતી. આ અરસામાં અહીંનું મંદિર પણ જીર્ણ–શીર્ણ થઈ ગયું હતું. છતમાંથી પાણી ટપકતું હતું. ગભારામાં જવાનો માર્ગ કેવળ માણેકસ્વામીની સામે જ હતો. બીજા બન્ને બાજુના ગભારાની સામે અંદર જઇ શકાય એવાં બારણાં ન હતાં. આથી અંદર જનારને શ્રી માણેકસ્વામીના ગભારામાં થઇને અંધારામાંથી બારીઓમાં થઇને બાજુના ગભારામાં જવું પડતું હતું. મંદિરની આસપાસ ચારેકોર વેરાન મેદાન હતું અને એમાં અનેક વસ્તુઓ દટાઇ ગયેલી પડી હતી. બારીકાઈથી નિરીક્ષણ કરનારને અહીં પ્રાચીન સમયની ઈમારતો જમીનમાં દબાયેલી હોવી જોઈએ એમ લાગ્યા વગર ન રહેતું. આ વિશાળ વેરાન મેદાનમાં એક માત્ર જિનમંદિર જીર્ણશીર્ણ દશામાં ઊભું હતું.

વિ. સં. ૧૯૬૫માં આ તીર્થની આવી સ્થિતિ હતી. એટલામાં અકસ્માત્ જૈનધર્મોપદેષ્ટા વિદ્યાસાગર ન્યાયરત્ન શ્રી. શાંતિવિજયજી મહારાજના જાણવામાં આવ્યું કે નિઝામ રાજ્યમાં એક પ્રાચીન શ્વેતાંબર તીર્થ જીર્ણ હાલતમાં છે. એટલે તેઓ વિ. સં. ૧૯૬૫માં

હૈદ્રાબાદના ૫૦ શ્રાવકો સાથે રેલ્વે દ્વારા અહીં આવ્યા. (શાંતિવિજયજી રેલવિહાર કરતા હતા.) અને તીર્થ સંબંધી પૂરી તપાસ કરી. આથી તેમને આ ભવ્ય તીર્થની પ્રાચીનતા અને ભવ્યતાનો સાક્ષાત્ અનુભવ થયો એટલે તેમણે એ તીર્થનો જીર્ણોદ્ધાર કરવાનો ઉપદેશ આપ્યો. પરિણામે હિંદભરના શ્વેતામ્બર જૈન સંઘના સહકારથી હૈદ્રાબાદ અને સિકંદરાબાદના શ્રી સંઘે એ કામ પોતાને માથે ઉપાડી લીધું. અને હૈદ્રાબાદ નિવાસી શેઠ હીરાચંદ પુનમચંદ છલ્લાણીએ પોતાની જાતે દેખરેખથી આ પવિત્ર તીર્થના જીર્ણોદ્ધારના કાર્યને સફળ કર્યું. આ રીતે આ અતિ પ્રાચીન તીર્થનો છેલ્લામાં છેલ્લો જીર્ણોદ્ધાર વિ. સં. ૧૯૬૫–૬૬માં થયો જેનો શિલાલેખ લેખાંક ૧૭માં આપવામાં આવ્યો છે અને જે ૧૮મી હકીકતમાં ઉપર જણાવવામાં આવેલ છે.

જ્યારે આ તીર્થના જીર્ણોદ્ધારનું કાર્ય ચાલતું હતું ત્યારે તીર્થ કમિટિના તે વખતના મંત્રી શેઠશ્રી પુનમચંદજી છલ્લાણીના પ્રયાસથી મંદિર નિમિતે પરહદમાંથી મંગાવવામાં આવતાં પથ્થર, લાકડું, સોનું, ચાંદી, કેસર, જવાહીર વગેરે વસ્તુઓની જકાત માફ કરવામાં આવી છે. આ દાણમાફીનો હુકમ તે વખતના નિઝામ સરકાર નવાબ મહબૂબ અલીએ કર્યો હતો. આ જ રીતે આ વખતે કુલ્પાકજીના જાગીરદાર નવાબ બહરામજંગ બહરામદાલાએ આ તીર્થમાં દર વર્ષે રૂા. ૧૦૦) અંકે રૂપિયા એકસો આપવાનું મંજૂર કર્યું છે. આ કાર્ય પણ શ્રી પુનમચંદજી છલ્લાણીની જહેમતને આભારી છે.

આ જીર્ણોદ્ધાર થયા પછી પ્રતિષ્ઠા કરવામાં આવી તેજ વખતે એ તીર્થના વહીવટ માટે કમીટી નીમવામાં આવી અને એક પેઢીની પણ સ્થાપના કરવામાં આવી.

## જીર્ણોદ્ધારના કારણે મળેલ મહત્ત્વની વસ્તુઓ

આ પ્રાચીન તીર્થના જીર્ણોદ્ધારમાં એક લાખ રૂપિયાનું ખર્ચ થયું હશે તે તો ખરૂં જ! પણ જીર્ણોદ્ધારના કાર્યમાં ઉલ્લેખનીય સહાયતા તો ત્યાંની ભૂમિની જ હતી એમ કહી શકાય. કારણ કે એ મંદિરની આસપાસની જમીનનું ખોદકામ કરવામાં આવતાં ધ્વસ્ત થઈને ભૂગર્ભમાં સમાઇ ગયેલાં અનેક પ્રાચીન જિનમંદિરોના અવશેષરૂપ મોટા મોટા અને કલાયુક્ત પથ્થરો મળી આવ્યા હતા. કોટ તથા બીજાં મકાનો તૈયાર કરવામાં આ પથ્થરોનો જ મુખ્યત્વે ઉપયોગ કરવામાં આવ્યો હતો.

વળી આ તીર્થના પ્રાચીન ઇતિહાસની સાક્ષીસમા જે લેખો આપણે જોઇ ગયા તેમાંના કેટલાક આ ખોદ કામ વખતે જ જમીનમાંથી મળી આવ્યા હતા, જે ઓરડીની દિવાલોમાં લગાવી દેવામાં આવ્યા છે અને એ રીતે સુરક્ષિત કરવામાં આવ્યા છે. ઇતિહાસની દૃષ્ટિએ આ કાર્ય અત્યંત ઉપકારક થયું ગણાય. કુલ્પાક તીર્થની યાત્રાએ જનાર મહાનુભાવ પ્રાચીનતાના પુરાવા સમા આ લેખોનું અવશ્ય દર્શન કરે!

કુલ્પાકજીના જીર્ણોદ્ધારા સમયે કરેલ ખોદકામ દરમ્યાન ઉપર લખ્યા પ્રમાણે મોટા પથ્થરો તેમજ પ્રાચીન લેખો મળવા ઉપરાંત બીજી પણ કેટલીક વસ્તુઓ મળી આવી છે જેમાં ૧૮ ઈંચ લાંબી, ૯ ઈંચ પહોળી અને ૩ ઈંચ જાડી ઈંટોનો સમાવેશ થાય છે. હીરાબાગમાંથી જેની ચારે બાજુ પાકા આરસના પગથિયા બાંધેલા છે એવી એક વાવ મ ળી હતી.

આ ઉપરથી જોઇ શકાય છે કે આ જીર્ણોદ્ધારથી આ તીર્થની અનેક રીતે મહત્તા વધી ગઇ છે.

## વર્તમાન જિનમંદિર અને બીજાં સ્થાપત્યો

કુલ્પાક ગામની પાસે જ મોટરના રસ્તા ઉપર ૪૦૦ ફુટ લાંબો પહોળો કોટ છે અને તેની અંદર ધર્મશાળા પેઢી અને વચમાં શ્રી માણેકસ્વામીનું જિનમંદિર વગેરે છે. મંદિર પૂર્વાભિમુખ છે અને તેની ઊંચાઇ જમીનની સપાટીથી તે શિખર સુધીની ૬૮ ફુટ છે. શિખર પ્રાચીન છે અને તેનું સમારકામ કરાવવામાં આવ્યું છે. શ્રી માણેકસ્વામીના ગભારાની બન્ને બાજુના ગભારામાં સીધો પ્રવેશ કરી શકાય તે માટે નવાં પ્રવેશદ્વારો કરવામાં આવ્યાં છે. તેમજ એક ગભારામાંથી બીજા ગભારામાં અંદરથી જ પ્રવેશ કરી શકાય એવી બારીઓ પણ બનાવી છે.

માણેકસ્વામીના ગર્ભદ્વાર ઉપર સંગેમરમરમાં કોતરેલ ચૌદ સ્વપ્ન તથા અષ્ટ મંગલ લગાવવામાં આવેલ છે. અને ગર્ભદ્વારની સામે જ સુશોભિત રંગમંડપ તૈયાર કરવામાં આવ્યો છે. રંગમંડપના પ્રવેશદ્વારમાં ડાબી બાજુએ સફેદ પથ્થર પર આલેખેલ યંત્ર મૂકવામાં આવેલ છે. રંગમંડપના મધ્ય ભાગમાં ચોક રાખીને ચારે તરફના ગોંખલાઓમાં આ તીર્થની પ્રાચીન પ્રતિમાઓ બિરાજમાન કરવામાં આવી છે.

ગભારામાં અને રંગમંડપમાં કુલ ૧૫ જિનમૂર્તિઓ છે, જેમાંની માણેકસ્વામીની મૂર્તિ મૂળ ગભારામાં છે. આ મૂર્તિ લગભગ અઢી હાથ ઉંચી છે અને તેનો વર્ણ શ્યામ છે. જમણી બાજૂના ગભારામાં મહાવીર સ્વામીની લીલા–પીરોજા રંગની અતિપ્રાચીન અને અલૌકિક મોટી પ્રતિમા છે. આ પ્રતિમાનાં દર્શન કરવા માટે પહેલાં અંદરથી રસ્તો હતો તેનું કારણ ખાસ કરીને એ મૂર્તિનું સંરક્ષણ કરવાનું હશે. હવે રંગમંડપમાંથી સીધા આ પ્રતિમાજીવાળા ગભારામાં જઇ શકાય એવો માર્ગ બનાવવામાં આવ્યો છે. ડાબી બાજુના ગભારામાં શ્રીનેમિનાથ ભગવાનની શ્યામ પ્રતિમા છે. આ રીતે ત્રણ ગભારામાં ત્રણ જિનપ્રતિમાઓ અને ગભારાની બહાર રંગમંડપમાં શ્રી પાર્શ્વનાથ શાંતિનાથ, ચંદ્રપ્રભુજી શિતલનાથ, સુમતિનાથ, અભિનંદન સ્વામી અને સુપાર્શ્વનાથની ૧૨ મૂર્તિઓ છે. આમાંની અગિયાર મૂર્તિઓ અર્ધપદ્માસનસ્થ બેઠકવાળી છે અને દરેકની ઉંચાઇ ૨—૨॥ કે ૩ હાથની છે. ચાર ઊભી ખડ્ગાસન (કાઉસગિયા) મૂતિઓ છે જેમાંની બે સાતફણાવાળી પાર્શ્વનાથ પ્રભુની જમીનમાંથી નીકળેલી છે. આ પંદર જિનપ્રતિમાઓમાંની મહાવીર સ્વામીની મૂર્તિ લીલા–પીરોજા રંગની, બાર મૂર્તિઓ શ્યામ રંગની અને બે નાની મૂર્તિઓ સફેદ રંગની છે.

મહાવીરસ્વામીની લીલા રંગની પ્રતિમાવાળો ગભારો, એ પ્રતિમાની અલૌકિકતા અને સુંદરતાના કારણે, શાંતિપ્રિય દર્શકને લોહચુંબકની જેમ અજબ આકર્ષણ પેદા કરે છે. એ ગભારામાં પ્રવેશ કરતાં જ જાણે માનવી બધા ઉદ્વેગ શોક અને સંતાપ વિસરી જતો હોય એમ શાંત રસમાં ઝીલવા લાગે છે. એક વખત પ્રવેશ કર્યા પછી બહાર નીકળવાનું મન જ ન થાય એવું સુંદર આ સ્થળ છે !

આ પંદર જિનમૂર્તિઓ ઉપરાંત રંગમંડપમાં પદ્માવતી દેવીની અને ચક્રેશ્વરીદેવીની મૂર્તિઓ તેમજ મણિભદ્રવીરનું સ્થાનક પણ છે.

આ માણેકસ્વામીના મુખ્ય જિનમંદિર જમણી બાજુ ઉપર દાદાસાહેબનું મંદિર છે. અને ડાબી બાજુ ઉપર શ્રી કેસરિયાજીની પાદુકાનું મંદિર કરવાનું છે. (આ બિના વિ. સં. ૧૯૮૧-૮૨ લગભગની એટલે ૧૫-૧૭ વર્ષ પહેલાંની છે.) આ મુખ્ય મંદિરના પાછળના ભાગમાં પુરાણી વાવ છે અને મંદિરની ચારે તરફ ધર્મશાળાની ઓરડીઓ અને બંગલાઓ છે. મુખ્ય મંદિરવાળા કંપાઉન્ડના પ્રવેશદ્વારાની સામે જ ૨૦ ગજ દૂર કોટથી વીંટાયેલો હીરાબાગ છે. આ બાગમાં પણ બે બંગલાઓ છે. અહીં ફળ ફૂલવાળાં ઝાડવાં છે જેનો ઉપયોગ માણેકસ્વામીની પૂજામાં કરવામાં આવે છે. આ હીરાબાગ શેઠ પુનમચંદજી છલ્લાણીએ તેમના પિતા હીરાલાલજીના સ્મરણાર્થે પોતાના ખર્ચે તીર્થની આબાદી માટે બનાવ્યો છે.

## તીર્થની પ્રસિદ્ધિ

આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે વિ સં ૧૯૬૫-૬૬માં શ્રી શાંતિવિજયજીના સદુપદેશથી આ તીર્થનો જીર્ણોદ્ધારા થયા પછી આ તીર્થની પ્રસિદ્ધિ વિશેષ પ્રમાણમાં થઈ છે. જીર્ણોદ્ધારા પછીનાં બે-ચાર વર્ષ સુધી તો ત્યાં પોષ દશમીના દિવસે મેળો ભરાતો હતો. અને ત્યાર પછી હાલમાં ચૈત્રી પૂનમનો મેળો ભરાય છે, જેમાં સેંકડો જૈનો ભેગા થઈને પ્રભુભક્તિનો લાભ લે છે. મેવાડના શ્રી કેસરીયાજી નાથની જેમ આ તીર્થ ઉપર જૈનેતર પ્રજા ખૂબ આસ્થા ધરાવે છે, તેથી આ ચૈત્રી પૂનમના મેળા પ્રસંગે જૈનો ઉપરાંત જૈનેતરો બહુ મોટી સંખ્યામાં આવે છે. મેળાના અવસર સિવાય સામાન્ય દિવસે પણ તેલંગી જૈનેતર યાત્રીઓનાં બે-ચાર ગાડાંઓ તો યાત્રાર્થે આવ્યા જ કરે છે. તેમજ હિંદભરમાંથી દૂર દૂરના પ્રદેશમાંથી પણ યાત્રાળુઓ આવે છે.

આ રીતે અત્યારે આ તીર્થની સારી પ્રગતિ થઈ છે. તેનાં જમીન, મકાન અને વ્યવસ્થા વગેરેમાં સારો વધારો થયો છે. અત્યારે જે કમિટિ આની વ્યવસ્થા સાચવે છે તેમાં શેઠ પુનમચંદજી છલ્લાણીના પુત્ર (ઉત્તરાધિકારી) શેઠ લક્ષ્મીચંદજી, શેઠ લાલજી મેઘજી (કચ્છી) વગેરે હૈદરાબાદ-સિકંદરાબાદના જૈન ગૃહસ્થોનો આત્મભોગ અને આગેવાની ભર્યો ભાગ છે.

## ઉપસંહાર

આ લેખ તૈયાર કરવામાં-૧ વિવિધ તીર્થકલ્પ, ૨ ઉપદેશસપ્તતિકા, ૩ હીરસૌભાગ્ય કાવ્ય, ૪ હૈહયવંશી, ૫ જ્યોતિર્ગણિત. ૬ વસવપુરાણ, ૭ લેખસંગ્રહ વગેરે ગ્રંથોનો ઉપયોગ કર્યો છે.

આ લેખમાં નોંધેલી હકીકત, લગભગ ૧૫-૧૭ વર્ષ પહેલાં, એ તીર્થની યાત્રા પ્રસંગે કરેલ નોંધને આધારે લખી છે એટલે એમાં કેટલોક સુધારો-વધારો જરૂર થયો હશે.

છેવટે-પાઠકગણ આ તીર્થનો મહિમા સમજી એની યાત્રાનો લાભ લઇ આત્મકલ્યાણ સાધે અને જૈનસંઘ પોતાનાં આવાં અતિપ્રાચીન તીર્થની સેવામાં વધુને વધુ તન મન ધન અર્પણ કરી તેનો સવિશેષ આદર કરે એવી ભાવના પૂર્વક આ લેખ સમાપ્ત કરૂં છું!

[ તંત્રીસ્થાનેથી ]

# જાવાલનું દુઃખદ પ્રકરણ

## સિરોહી રાજ્યની જવાબદારી : આપણી ફરજ

### કરપીણ ઘટનાઓ

સિરોહી રાજ્યના દકરાતી ગામ જાવાલમાં ગયા પખવાડિયામાં જૈનો ઉપર–જૈનધર્મ ઉપર જે સિતમ વરસી ગયો તેના અખબારોમાં પ્રગટ થયેલા સમાચારોએ જૈન આલમમાં ખૂબ બેચેની ફેલાવી મૂકી છે. જાણે આપણે આ વીસમી સદીમાંથી બારમી–તેરમી સદીમાં ફેંકાઇ ગયા હોઇએ, અને પરદેશી–પરધર્મીઓ આપણાં પ્રાણથી પ્યારા ધર્મમંદિરોને નષ્ટ–ભ્રષ્ટ કરીને સીતમનો કોયડો વીંઝતા હતા તે યુગનો અનુભવ કરતા હોઈએ, એમ ક્ષણભર લાગે છે.

જાવાલમાં બનેલ એ કાળી સિતમ–કથા અખબારોનાં પાને આ પ્રમાણે નોંધાઇ છે—

(૧) તા. ૨૦–૩–૪૨, દિવસના દસ–અગિયાર વાગ્યાના સુમારે પોતાને સનાતની હિંદુ કહેવડાવતા કેટલાક માણસો જૈનોની માલીકીના અંબિકા દેવીના મંદિરમાં ઘુસી ગયા અને તલવારવતી મૂળનાયક શ્રી નેમિનાથ પ્રભુની મૂર્તિને ખંડિત કરી તેના ટુકડે ટુકડા કરી નાખ્યા.

(૨) જિનમંદિર આગળ, રસ્તા પર પાડાનો વધ કરી તેનું લોહી મંદિરની દિવાલો અને દરવાજા ઉપર છાંટયું

(૩) જિનમંદિરની ધજા ઉતારી લીધી.

(૪) પોતાના ઉપર ગુજરેલા આ કાળા કેરથી ત્રાસીને જે જૈનો હિજરત કરી, ગામ છોડી જતા હતા તે, રસ્તામાં, સિરોહી રાજ્યની હદમાં જ, લૂંટાઈ ગયા.

સુલેહ અને શાંતિપ્રિય જૈન કોમ ઉપર વીતેલી આ ઘટનાઓ પોતે જ એવી છે કે, એના વધુ ઊંડાણમાં ઉતર્યા વગર જ, કોઇપણ ન્યાયનિષ્ઠ વ્યક્તિનું હૃદય કકળી ઊઠે !

સાચે જ, જાણે પરધર્મીઓની અત્યાચાર–કથાઓને ભૂલાવી દેતી હોય એવી કરપીણ આ ઘટનાઓ છે !

### આ અત્યાચારના કરનારા સનાતનધર્મી (!) હિંદુઓ

અને અત્યંત શરમજનક વાત તો એ છે કે આ કરપીણ કૃત્યોના કરનારા, બીજા કોઇ નહીં પણ, પોતાને ઉચ્ચ જાતીના કહેવડાવનારા અને સનાતનધર્મનો ઝંડો લઇને ફરનારા હિંદુઓ છે.

જાવાલમાંના જૈનો હસ્તકના આ અંબિકા દેવીના મંદિર અંગે ત્યાંના હિંદુઓ અને જૈનો વચ્ચેનો મતભેદ જૂનો છે. એ મંદિરની માલીકી મેળવવા માટે હિંદુઓએ કેટલીક વખત પ્રયત્ન કર્યા હતા. પણ જૈનો પાસેના દસ્તાવેજો તેમજ બીજા પુરાવાઓ આગળ તેઓ ફાવી શકયા ન હતા. છેલ્લે છેલ્લે આ પ્રકરણ અદાલતે ગયું હતું, અને અદાલતે પણ તા. ૧૭–૧–૪૨ના રોજ ફેંસલો આપીને જૈનોનાં હક્ક અને માલીકીનો સ્વીકાર કર્યો હતો. ન્યાયદૃષ્ટિ તો એમ કહે છે કે અદાલતના આ ફેંસલા પછી આ પ્રકરણનો અંત આવવો જોઇતો હતો. પણ ત્યારપછી જે ઘટનાઓ બની તે તો એમ સૂચવે છે કે આ ફેંસલા પછી આ પ્રકરણ વધુ ખરાબ થયું હતું. અને એ વધુ ખરાબ કરવાની જવાબદારી, સાંભળવા પ્રમાણે, જાવાલના ઠાકોરની છે. જાવાલના ઠાકોરે કેટલાક હિંદુઓને સનાતન ધર્મને નામે ઉશ્કેર્યા અને તેમના સહકારથી આવાં કુકૃત્યો આદર્યાં.

અમે નથી માની શકતા કે એક દેવસ્થાનનો કબજો લેવા માટે આવાં અત્યાચારોને જરાપણ વ્યાજબી ગણી શકાય. ધર્મને નામે આવા અત્યાચારોમાં નથી દેવની સેવા કે નથી સનાતન ધર્મની શોભા! આવા અમાનુષી અત્યાચારોમાં સાથ આપનાર એ સનાતન ધર્મી હિંદુ ભાઇઓને અમે સૂચવીએ છીએ કે તેઓ જાલોરના ઠાકોરના હથિયાર ન બને અને આવાં કુકૃત્યોમાં સાથ આપી પોતાના હાથ કાળા ન કરે!

એ સનાતની ભાઇઓ ધ્યાન રાખે કે–તેમણે આ કૃત્ય કરીને ન કેવળ જાવાલના જૈનોને જ

દુભવ્યા છે, પણ તેમણે તો આખાય હિંદુસ્તાનની જૈન પ્રજાના હૃદયમાં કારી ઘા કર્યો છે. આપણે ઇચ્છીએ કે એ ભાઇઓ પોતાની આ ભયંકર ભૂલ સવેળા સમજે !

## સિરોહી રાજ્યની જવાબદારી

અમે માનીએ છીએ કે આ ઘટના માટે, કાયદો અને વ્યવસ્થાની જોખમદારી જેના શિરે છે તે સિરોહી રાજ્ય વધુમાંવધુ જવાબદાર છે. અને તેમાંય વળી એ રાજ્યની અદાલતે આપેલા ફેંસલાની ઉપરવટ થઈને જ્યારે આવા અત્યાચારો ગુજારવામાં આવે ત્યારે તો એ જવાબદારી સોગણી વધી જાય છે.

રાજ્યની અદાલતે આપેલા ફેંસલા સામેનો પડકાર એ રાજ્ય સામેના પડકાર સમો ગણાવો જોઇએ. આવો પડકાર મૂંગે મ્હોંએ જોઈ લેનાર રાજ્ય કાં તો નબળું છે અને કાં તો આંખ આડા કાન કરવા માગે છે એમ જ માની શકાય. અમે નથી ઇચ્છતા કે સિરોહી રાજ્ય માટે આમાંની એકે માન્યતા સ્વીકારવાનો પ્રસંગ જનતા માટે ઉપસ્થિત થાય.

હિંદુઓ અને જૈનો–બન્ને સિરોહી રાજ્યની પ્રજા છે. સિરોહી રાજ્ય એ હિંદુરાજ્ય છે. એ હિંદુ-રાજ્યમાં હિંદુઓના જ હાથે એ રાજ્યની પ્રજા ગણાતા જૈનો ઉપર આવા અત્યાચારો ગુજરે એ રાજ્ય માટે કલંકરૂપ છે. આ અત્યાચારો બન્યા પછી રાજ્યે ગુન્હેગારોને, ભલે જામીન ઉપર પણ, છૂટા ફરવા દેવા વગેરેમાં જે ઢીલું વલણ અખત્યાર કર્યું છે તે દિલગીરી ઉત્પન્ન કરે તેવું છે.

સાંભળવા પ્રમાણે, થોડાં વર્ષ પહેલાં જાવાલના ઠાકોરે મંદિરમા દારુ દઈ જઈને તોફાન કર્યું હતુ, તે પ્રસંગે રાજ્યે કડક હાથે કામ લઇને ઠાકોરને માફી માગવાની ફરજ પાડી હતી. આપણે આશા રાખીએ કે આ વખતે પણ રાજ્ય સવેળા જાગ્રત થાય અને કડક હાથે કામ લઇ તોફાનીઓને યોગ્ય નશ્યત કરે, જનતામાં નિર્ભયતાનું વાતાવરણ સ્થાપે અને જૈનોને જે કંઈ સહન કરવુ પડયું છે તેનું વળતર અપાવે.

આમ કરીને જ સિરોહીરાજ્ય પોતાની શુદ્ધ બુદ્ધિની છાપ જનતા ઉપર બેસારી શકે !

## આપણી ફરજ

આ બધી તો અત્યાચાર, અત્યાચાર કરનાર અને અત્યાચાર માટે જવાદારની વાત થઇ. પણ એથી કંઇ આ દુઃખનો અંત નહી આવી શકે. એ માટે તો આપણે પોતે જાગ્રત થઈ પ્રયત્નશીલ થવું જોઈશે.

જેના ઉપર દુઃખ આવી પડયુ હોય એ પોતે પોતાના બળે એમાંથી ન ઉગરી શકે, એ સમજી શકાય એવી વાત છે. આ અત્યાચારો સિરોહી રાજ્યમા જાવાલના જૈનો ઉપર ગુજર્યાં છે એટલે જાવા-લના કે સિરોહી રાજ્યના જૈનો એનો પ્રતિકાર કરી શકે એ શકય નથી. એ માટે તો સમગ્ર હિંદના જૈનોએ મદદ કરવી જોઇએ.

આગ લાગી હોય તેવ વખતે આગ લગાડનાર કે આગ લગડાવનારની શોધ કરવા માત્રથી જ કશુ ન વળે એ વખતે તો જાતે આગ ઓલવવા જવુ જોઈએ. જાવલમાં સળગેલી અત્યાચારની આગ સમસ્ત હિંદના જૈનોના પ્રયત્નથી જ સદાને માટે બુઝાવી શકાશે એમ અમને લાગે છે.

આ માટે અમારી વિનંતી છે કે–જૈન તીર્થોનો વહીવટ કરનાર શેઠ શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી જેવી સમર્થ સંસ્થાએ, આ પ્રશ્નને, સમગ્ર જૈન સમાજનો પ્રશ્ન ગણીને, ઉપાડી લેવો જોઇએ, અને જાવાલના જૈન ભાઈઓને વહેલામાવહેલી તકે રાહત મળે તેવા પ્રયત્નો હાથ ધરવા જોઇએ. અને જૈનોની બીજી નાની–મોટી સંસ્થાઓએ પેઢીના આ પ્રયત્નમાં સહાયક થાય એવું આંદોલન કરવું જોઇએ. પૂજ્ય મુનિમહારાજોએ પણ તે તે ગામના સંઘોને આ પ્રયત્નમાં ફાળો આપવા ઉપદેશ આપવો જોઇએ. માર-વાડમાં વિચરતા પૂજ્ય મુનિવર્યોને અમારી નમ્ર પ્રાર્થના છે કે તેઓ આ પ્રકરણમાં ધ્યાન આપી ત્યાંના જૈન ભાઈઓને યોગ્ય માર્ગસૂચન કરાવે.

અંતમાં–જાવાલ પ્રકરણ આપણા માટે ચેતવણીરૂપ બને, અને તેથી જાગ્રત બનીને આપણે એવું સંગઠિત બળ ઉત્પન્ન કરીએ કે જેથી એ બળનો પ્રભાવ બીજું 'જાવાલ' ઊભું થતાં અટકાવે અને જૈન સંઘનું વર્ચસ્વ તેજસ્વી બને–એમ ઇચ્છીએ છીએ.

# સ્વીકાર

૧. **યોગશાસ્ત્ર** (અનુવાદયુક્ત): સંપાદક–શ્રી. ખુશાલદાસ જગજીવનદાસ; પ્રકાશક–મહાવીર જૈન વિદ્યાલય, ગોવાલિયા ટેંક રોડ, મુંબઈ; પૃષ્ઠસંખ્યા ૩૨+૧૨૮+૪૪; મૂલ્ય–**આઠ આના.**

૨. **અષ્ટકપ્રકરણ** (આ. હરિભદ્રસૂરિકૃત) (અનુવાદયુક્ત): સંપાદક તથા પ્રકાશક ઉપર મુજબ; પૃષ્ઠ સંખ્યા ૨૮+૮૪; મૂલ્ય–**ચાર આના.**

૩ **अर्बुद–प्राचीन–जैन–लेख–सन्दोह** (આબૂ ભાગ બીજો): સંગ્રાહક તથા સંપાદક–પૂ. મુનિમહારાજ શ્રી જયંતવિજયજી; પ્રકાશક–શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, છોટા સરાફા, ઉજ્જૈન (માલવા); પૃષ્ઠસંખ્યા ૧૨૦+૬૪૦. મૂલ્ય **ત્રણ રૂપિયા.**

૪ **શંખેશ્વર મહાતીર્થ** ભાગ–૧–૨ (એક સાથે): લેખક તથા સંપાદક–પૂ. મુનિમહારાજ શ્રી જયંતવિજયજી; પ્રકાશક–શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, છોટા સરાફા, ઉજ્જૈન (માલવા); ભાગ પહેલો–શંખેશ્વર સંબંધી ઇતિહાસ વર્ણન આદિ, પૃષ્ઠસંખ્યા ૪૮+૧૮૮; ભાગ બીજો–શંખેશ્વર સંબંધી કલ્પસ્તોત્રાદિ, પૃષ્ઠસંખ્યા ૩૦૪ આર્ટપેપર ઉપરનાં ૧૯ ચિત્રો, તથા પંચતીર્થીના નકશા સહિત; મૂલ્ય–બંન્ને ભાગનું **સવા રૂપિયો.**

૫ **Manuscript Illustration of the Uttaradhyayana Sutra** - Reproduced and described by **W. Normen Brown**; with 150 Figures on 46 Plates; Published by **American Oriental Society**, New Haven, Connecticut :

અહીં આ પાંચમા પુસ્તક તરીકે જે અંગ્રેજી પુસ્તકનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે અમેરીકાના ન્યુ હેવન કોન. માંની અમેરીકન ઓરીયેન્ટલ સોસાયટી તરફથી પ્રગટ થયું છે. એ પુસ્તકનું નામ છે-" **ઉત્તરાધ્યયન સૂત્રની હસ્તલિખિત પ્રતોમાંનાં ચિત્રો** "; એનું સંપાદન ૭–૮ વર્ષ પહેલાં શ્રી. કાલકાચાર્યની કથાનું જેમણે (અંગ્રેજીમાં) સંપાદન કર્યું હતું તે શ્રી. ડબલ્યુ. નૉર્મન બ્રાઉન મહાશયે કર્યું છે.

આ પુસ્તક ડેમી ¼ જેવડી મોટી સાઇઝમાં જાડા કાગળ ઉપર છપાયેલ છે. આ પુસ્તકમાં ઉત્તરાધ્યયન સૂત્રનાં ૩૬ અધ્યયનોમાંના ઉપદેશને દર્શાવતાં જુદાં જુદાં ચિત્રો જુદી જુદી હસ્તલિખિત પ્રતોમાંથી મેળવીને, તે તે ચિત્રોના આધારે તે તે અધ્યયનના ઉપદેશનું વર્ણન આપવામાં આવ્યું છે. આ રીતે આમાં ૪૬ પૃષ્ઠોમાં કુલ ૧૫૦ ચિત્રો આપવામાં આવ્યાં છે. અને એ ચિત્રોનું વર્ણન બીજાં ૫૪ પૃષ્ઠોમાં આપવામાં આવ્યું છે. આ ચિત્રો મેળવવા માટે ચાર હસ્તલિખિત પ્રતેનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

આ પુસ્તકનું મૂલ્ય **ત્રણ ડૉલર એટલે લગભગ નવ રૂપિયા** છે.

આજે જ મંગાવો

# શ્રી જૈન સત્ય પ્રકાશનો
# ત્રીજો વિશેષાંક

# દીપોત્સવી-અંક



૨૫૨ પાનાંના દળદાર અને સચિત્ર આ વિશેષાંકમાં વીર નિર્વાણ સં. ૧૦૦૦થી વીર નિર્વાણ સં. ૧૭૦૦ સુધીનાં ૭૦૦ વર્ષના જૈન ઇતિહાસને લગતી વિવિધ વિષયની સામગ્રી આપવામાં આવી છે. તેમજ અનેક ચિત્રોથી અંકને સુશોભિત બનાવવામાં આવ્યો છે.

**દરેક જૈન ઘરમાં આ અંક અવશ્ય હોવો જોઇએ.**

**છૂટક મૂલ્ય—સવા રૂપિયો.**

**બે રૂપિયા ભરીને શ્રી જૈન સત્ય પ્રકાશના ગ્રાહક બનનારને આ અંક ચાલુ અંક તરીકે અપાય છે.**



—: લખો :—

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**

જેશિંગભાઇની વાડી, ઘીકાંટા

**અમદાવાદ.**


શ્રી જૈન સત્ય પ્રકાશ
શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
અમદાવાદ
વર્ષ ૭
તંત્રીઃ શાહ ચીમનલાલ ગોકળદાસ
અંક ૬

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं
मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

वर्ष ७ ] क्रमांक ८० [ अङ्क ८

| | | |
|---|---|---|
| વિક્રમ સંવત ૧૯૯૮ : | વીરનિ. સંવત ૨૪૬૮ | : ઇસ્વીસન ૧૯૪૨ |
| ચૈત્ર વદિ ૦)) : | બુધવાર | : એપ્રીલ ૧૫ |

## વિષય–દર્શન



આ માસિક દરેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે. તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

**લવાજમ—વાર્ષિક–બે રૂપિયા : છૂટક ચાલુ અંક–ત્રણ આના**

મુદ્રક : કકલભાઈ રવજીભાઈ કોઠારી; પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ, મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, મીરજાપુર રોડ, અમદાવાદ.

॥ वीराय नीत्यं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

[ વર્ષ ૭... ... .......ક્રમાંક ૮૦...... ... ...અંક ૮ ]

બુધ શ્રી અમૃતવિજયજી શિષ્ય પં. શ્રી રંગવિજયજી વિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પંચકલ્યાણક ગર્ભિત

# પ્રતિષ્ઠા-કલ્પ-સ્તવન

સંગ્રાહક તથા સંપાદક—**પૂ. મુનિમહારાજ શ્રી જયંતવિજયજી**

[ ગતાંકથી ચાલુ ]

### ઢાલ છઠી

(વાત કરો રહી વેગળા મ્હારા વ્હાલા રે, પેલા દેખે દુરિજન લોક એ ક્યા ચાલા રે—એ દેશી)

ચોથે દિન શાસનસુરી હું વારી રે,
ચક્કેસરી પ્રમુખ ચોવીસ હું બલિહારી રે !;
અભિધાને શુભ દ્રવ્યથી હું વા૦, પૂજીને પૂરો જગીસ હું બ૦ (૧)
વળી ચોસઠ સુરરાજને હું વા૦, તસ મંત્રે કરી આહ્વાન હું બ૦;
જલ ચંદન આદે કરી હું વા૦, તિંહા અરચો થઈ સાવધાન હું બ૦ (૨)
ભૂત બલિ અભિમંત્રીને હું વા૦, [1]લેઈ જિન ઘર બાહિર તેહ હું બ૦;
દશ દિશિયેં ઉછાલીયેં હું વા૦, ઉપયોગ થકી ધરી નેહ હું બ૦ (૩)
ઉત્તમાંગથી થાપીયેં હું વા૦, સિદ્ધાદિક મંત્ર વિચાર હું બ૦;
ઇમ ન્યાસ કરી કર્તા હવે હું વા૦, કરે સિદ્ધચક્ર મનોહાર હું બ૦ (૪)
અષ્ટકમલ દલ થાપીને હું વા૦, તસ મધ્યે શ્રી અરિહંત હું બ૦;
પૂરવદલમાં સિદ્ધજી હું વા, દક્ષિણ દલે સૂરિમહંત હું બ૦ (૫)
પાઠી દ્વાદશ અંગના હું વા૦, પાઠકજી પશ્ચિમ જાણ હું બ૦;
ઉત્તર દલમાં જાણીયેં હું વા૦, મુનિરાજતણું અહિઠાણ હું બ૦ (૬)

---

૧ લેઈ નિજ નયર

ઈશાને દર્શન ભજો હું વા૦, અગ્નિખુણે જ્ઞાન પ્રધાન હું બ૦;
ચારિત્રપદ નૈઋતે વલિ હું વા૦, વાયુદલે તપ માંન હું બ૦ (૭)
એહવા શ્રીસિદ્ધચક્રને હું વા૦, પૂજીજે સુરભિ દ્રવ્ય હું બ૦;
સ્નાત્ર કરો બહુ ભક્તિથી હું વા૦, પછે દેવવંદન વિધિ ભવ્ય હું બ૦ (૮)
એ કિરિયા ચોથે દિને હું વા૦, કરે **ખુશાલસા** ઉજમાલ હું બ૦;
જે મહાપૂજા કરે **રંગથી** હું વા૦, તે પામે મંગલમાલ હું બ૦ (૯)

## ઢાલ સાતમી

( બે બે મુનિવર વહેંરણ પાંગર્યાજી—એ દેશી )

પાંચમે દિન એ કિરિયા [1]નિરખીયેંજી, શ્રી ગુરૂવયણ તણે અનુસાર રે;
ભૈરવ આદે શાસન દેવતાજી, પહેલા એ નમિયે નામ સંભાર રે
સમકિતદાયક મહાપૂજા કરોજી (આંકણી) (૧)
તદનંતર કરીયે શાંતિઘોષણાજી, અરિહંત આદે મંગલ ચ્યાર રે;
વિધિકારક તે વજ્રપંજર ભણેજી, કીજે થાનક પદ સેવા ધાર રે. સ૦ (૨)
સેવન પટ્ટે કુંકુંમ ચંદનેજી, સોનાની લેખણથી શ્રીકાર રે;
વીસ થાનિકની રચના કીજીયેંજી, સ્વરપદ વર્ણ ઉચ્ચાર રે. સ૦ (૩)
પ્રથમ દલેં અરિહંતને થાપીયેંજી, બીજે સિદ્ધ નમો સુવિહાણ રે;
પવયણ ત્રીજે ચોથે વખાંણીયેંજી, આચારજ ગુણખાંણ રે. સ૦ (૪)
પાંચમેં થિવર નમો ભાવેં કરીજી, છટ્ઠે પ્રણમિજે ઉવઝાય રે;
સાતમે મુનિપદ જ્ઞાન તે આઠમેજી, નવમે દર્શનપદ સુખદાય રે. સ૦ (૫)
વિનય નમો દશમેં પદેંજી, એકાદશમેં ચરણ પવિત્ર રે;
બારમે બ્રહ્મચરજ પ્રણમો સદાજી, જેહથી લહીયેં શિવપદ નિત રે. સ૦ (૬)
તેરમે કિરિયા ચઉદમે વંદિયેજી, તપ પદ વિવિધ પ્રકાર રે;
ગૌતમ ગણધર પન્નરમેં જંપાજી, સોલમેં શ્રી જિનપદ સુખકાર રે. સ૦ (૭)
ચારિત્રધર સત્તરમેં પૂજીયેંજી, જ્ઞાનધારક અઢારમેં વંદ રે;
શ્રુતધર પદ નમિયે ઓગણીસમેંજી, વીસમે તીર્થપદ સુખકંદ રે. સ૦ (૮)
ઇણિપરે વીસ થાનક રચના રચીજી, અરચીજે આઠે દ્રવ્ય ઉદાર રે;
સ્નાત્ર ભણાવી આદી જિણંદનોજી, કલશ ભણાવો ભવિ હિતકાર રે. સ૦ (૯)
દેવ વાંદીને થાનકપદતણીજી, નવકારવાલી ગુણીયે વીસ રે;
વિવિધ પકવાને નૈવેદ ઢોકીયેંજી, ધારી અણાહારી પદ જગદીશ રે. સ૦ (૧૦)
પાંચમા દિનની એ કિરિયા કહીજી, સકલ ગુરૂને વચણ પ્રસંગ રે;
હરખેં **ખુશાલચંદ** દ્રવ્યનેજી, ખરચેં દિન દિન વધતે **રંગ** રે. સ૦ (૧૧)

---

૧ કિજીએજી.

## ઢાલ આઠમી

( મઈ હોરે સમરો રે જીવરજીયા હું વારી. )

( હોસી મારી ગલીએથે મત જાઓ, સાહિબા છોગો વિરાજે પંચરંગ પાગમાં મારુજી—એ દેશી )

છઠે દિવસે રે કિરિયા માંડીયે હું વારી, ક્ષેત્રપાલાદિક જે અભિરામ સુગુણ સનેહી;
સાંભલીએ સારી વાતને, હું વારી—સુ. (૧)
આયુધ ધારક વારક કષ્ટના હું વારી, તે ભણી કરીયેં ધુરિ પરિણામ—સુ. (૧)
ગૃહપતિને થાપો ઇંદ્રપદે ઈહાં હું૦, ગુરૂમંત્રિત વાસ કરેં હિતકાર સુ૦;
તિલક જનોઈ મુગટ ધરાવીનેં હું, ઇંદ્રાણી કરીયેં તસ ઘરનાર.—સુ૦ (૨)
હવેં તે ઈંદ્રાણી વેદી ઉપરેં હું૦, વિરચેં બહુમાને સ્વસ્તિક પંચ સુ૦;
પાછલથી ગાયે ગોરી છંદસ્યું હું૦, માનું એ મલીઓ અપચ્છર સંચ—સુ૦ (૩)
ન્યાસ કરીને ગુરૂપૂજન કરો હું૦, પૂજી આચારજ પૂજે પીઠ સુ;૦
તદનંતર નૂતન બિંબને ઉપરેં હું૦, ગુરૂમંત્રી ખેપે વાસ વિસીઠ—સુ૦ (૪)
પયમિશ્રિત વાસે નૂતન બિંબનું હું૦, સર્વાંગે વિલેપન કરીયેં સાર સુ;૦
દુધેં ભરી કલશમાં જિનને થાપી યેં હું૦, ઈંહા સુચવ્યો વચનતણો પ્રતિકાર—સુ૦(૫)
હવેં ભવિ સુણજ્યો ચ્યવનતણો વિધિ હું૦, ત્રીજે ભવ પાસ પ્રભુનો જીવ સુ૦;
આનંદ નામે નૃપ સંયમ લેઈ હું૦, આરાધી થાનકપદને અતિવ—સુ૦ (૬)
તિહાંથી તિર્થંકર ગોત્ર ઉપારજી હું૦, ઉપજે જઈ પ્રાણુત સ્વર્ગ મઝાર સુ૦;
વીસ સાગરનું જીવિત ભોગવી હું૦, દેવના ભવનો કરી પરિહાર—સુ૦ (૭)
નિરૂપમ નયરી વણારસીનો ધણી હું૦, અવનિપતિ અશ્વસેન નૃપ તાસ સુ૦;
રાણી વામાદે કુખેં અવતર્યા હું૦, ચૈતર વદિ ચોથે ગર્ભાવાસ—સુ૦ (૮)
નિદ્રાવસ પોઢ્યાં સેજેં માતજી હું૦, લહે સુમિણાં ચઉદશ મંગલકાર સુ૦;
નિજ નિજ ભાવ કહે સહુ રંગથી હું૦, વર્ણવીયેં કાંઈ તસ અધિકાર—સુ૦ (૯)

## ઢાલ નવમી

( મારૂજી નિંદ નયણાં બિચ ઘુલ રહી, ઘુલ રહી નયણાં સેણા વીચ હો
નણદીરા વીરા મારુજી નિંદ નયણા બિચ ઘુલ રહી—એ દેશી )

માને પ્રથમ સુપનમાં વિનવેં, ઐરાવણ ગજ આય હો વામાદે માતા;
માજી મુજ સ્વામી તુઝ પુતના, આવી નમસે પાય હો વામા૦—(૧)
માજી સુપન ભાવ સવિ સદ્દહેં, આવી જે જે કહંત હો વામા દે૦; એ (આંકણી)
માજી વહેસ્યેં તુજ સુત મુઝ પરિ, પંચ મહાવ્રત ભાર હો વા૦;
માને બીજે સુપન ધોરી કહેં, નયણાનંદનકાર હો.—વા૦ મા૦ (૨)
માને હવેં ત્રીજેં કહેં કેસરી, તુજ નંદન નરસીહ હો વા૦;
માજી ભેદક માન ગજેન્દ્રનો, મુજ પરેં થાસ્યેં અબીહ હો.—વા૦ મા૦ (૩)

માજી મુજ દર્શન દીઠે થકે, ભોગવસ્યે તુજ વછ હો વા૦;
માજી ચોથે હું લખમી કહું, તીર્થંકરની લચ્છ હો.—વા૦ મા૦ (૪)
માજી પાંચમે દામયુગલ કહે, મુઝ પરિ તું મન જાણુ વા૦;
માજી ત્રિભુવન જન સિર ધારસ્યે, તુજ નંદનની આણુ હો.—વા૦ મા૦ (૫)
માજી મુજ મંડલસમ હોયસ્યે, તુજ સુત વદન અનુપ હો વા૦;
માજી છઠ્ઠે જો તું મુઝ પ્રતે, કહે ઈમ રજનીભૂપ હો.—વા૦ મા૦ (૬)
માજી તિમિર અજ્ઞાનને ભેદસ્યે, મોહનિશા કરી દૂર હો વા૦;
માજી ધરસ્યે ભામંડલ સાતમે, તુઝ સુત કહે ઈમ સૂર હો.—વા૦ મા૦ (૭)
માજી ધર્મધ્વજ ભૂષિત થસ્યે, મુઝ દર્શને તુઝ નંદ હો વા૦;
માજી આઠમે ધ્વજ ઈમ વિનવે, ધરતો વિનય અમંદ હો.—વા૦ મા૦ (૮)
માજી જ્ઞાનાદિક રયણે ભર્યો, તુઝ સુત છે મુઝ મિત્ર હો વા૦;
માજી નવમે નિરખો મુઝ તુમે, કહે ઈમ કુંભ પવિત્ર હો.—મા૦ વા૦ (૯)
માને પદમ સરોવર આવીને, દશમે કહે સુણો માત હો વા૦;
માજી સુર ચાલિત કજ ઉપરે, ઠવસ્યે પદ તુજ જાત હો.—વા૦ મા૦ (૧૦)
માજી તુજ સુત ગુણરયણે કરી, મુઝ પરે મહાગંભીર હો વા૦;
માજી એકાદશમે જાણજ્યો, શુભગે સાયર ખીર હો.—વા૦ મા૦ (૧૧)
માજી ચઉવિહ સુર તુઝ પૂતને, નમસ્યે કરી સનમાન હો વા૦;
માજી દેખે સુપન બારમે, વદતું ઈમ વિમાન હો.—વા૦ મા૦ (૧૨)
માજી મુઝ પરે તુઝ અંગજ થસ્યે, ગુણહ અનંત નિવાસ હો વા૦;
માજી રયણના ગઢમાં રાજસ્યે, ઈમ કહે રયણનો રાસ હો.—વા૦ મા૦ (૧૩)
માજી ભવિક કનક શુદ્ધિ તણો, થાસ્યે સુત કરનાર હો વા૦;
માજી નિરધૂમ અગનિ ચઉદમે, સુપને જો સુવિચાર હો.—વા૦ મા૦ (૧૪)
માજી તુરત જાગી નૃપને કહે, સુપનતણો અહી ભાવ હો વા૦;
માજી ચોસઠ હરિ કરે ચ્યવનનો, મહોચ્છવ ગર્ભ પ્રભાવ હો.—વા૦ મા૦ (૧૫)
ભવિકા પ્રાણ થાપન કરી બિંબને, વાસ ઠવે ગુરૂ ખાસ હો સસનેહી પ્યારા;
ભવિકા મંત્રાક્ષર લખી બિંબને, શિર પર થાપે વાસ હો સસનેહી ભવિ૦ (૧૬)
ભવિકા મંગલ ચૌદ સુપન પ્રતિ, નિરખાવો સુવિલાસ હો સસ૦ (એ આંકણી)
ભવિકા કરી યે ઉપદેશ કાનમાં, ભણીયે આસીસ તાસ હો સસ૦;
ભવિકા મહાપૂજા ઈમ કીજીયે, લિજીયે જિમ શિવરાજ હો—સ૦ ભ૦ (૧૭)
ભવિકા ચૈત્યવંદન કરીને પછે, કરીયે સ્નાત્ર પવિત્ર હો સસ૦;
ભવિકા કલશ ભણાવી પાસનો, દેવવંદન કરો નિત્ય હો—સ૦ ભ૦ (૧૮)
ભવિકા ઈમ **રંગે** ચ્યવને થુણ્યાં, પાસ પ્રભુ જિનચંદ હો સસ૦;
ભવિકા ધન ખરચીને **ખુસાલસા,** પામે પરમાનંદ હો.—સ૦ ભ૦ (૧૯)

## ઢાલ દસમી

( આદિ કે આદિ જિનેસર નાભિ નરેંદ્ર મલ્હાર રે–એ દેશી )

સાતમે દિન હવે હરણસ્યું, કિરિયા કીજે પ્રધાન રે કિરિયા૦
ન્યાસ કરી શુચિ થઈયેં, ગુરૂવિધિ કરતા સમાન રે ગુરૂ૦;
સિકલીકરણ મંત્રે કરી, બલી દીજે ધરી પ્રેમ રે બલી૦:
સ્નાત્રકારક નવ બિંબને, કુસુમાંજલિ દિયે તેમ રે કુસુ૦ (૧)

ગુરૂ હવે તરજની મુદ્રાયેં, રૌદ્ર દૃષ્ટિ દિયે નાસ રે રૌદ્ર૦,
શ્રાવક વામ કરે કરી, જલ લેઈ છાંટે ઉલ્લાસ રે જલ૦:
વજ્ર ગરૂડ ને મુદ્દગર, મુદ્રા ગુરૂ [1]કરે ભાવે રે મુદ્રા૦,
દૃષ્ટિદોષ નિવારવા, મંત્રે કવચ ભણાવે રે મંત્રે૦ (૨)

સાત ધાનની ત્રણ ત્રણ, મુંઠી બિંબને ખેપે રે મુઠી૦,
દિગબંધન મંત્રે કરી, કુલ દેવીને વિલેપે રે કુલ૦;
જનમ મંત્ર જપીને પછે, કીજે જનમ પવિત્ત રે કીજે૦,
તે અધિકારને ગાઇયેં, ઇંહા હવે થિર કરી ચિત્ત રે ઇંહાં૦ (૩)

પોસ દશમીની રાતેં, જનમ્યા શ્રી પાસ જિણંદ રે જનમ્યા૦,
જ્ઞાન પ્રયુંજી આવે રે, દિશિકુમરીના એ વૃંદ રે દિશિ૦;
પહેલી અધોલોકવાસિની, ભોમિને પવન પ્રચારે રે ભોમિને૦,
જોજનમાં અવકરણ ત્રણ, કક્કર સર્વ નિવારે રે કક્કર૦ (૪)

આઠ ઊર્ધ્વથી આવીને, સ્વામિના જનમ આગારે રે સ્વામિના૦,
મંડલમાં જલ ફૂલની, વૃષ્ટિ કરે લઘુ ધારે રે વૃષ્ટિ૦;
પૂરવ રૂચકની આઠ એ, હાથમાં દર્પણ લાવી રે, હાથમાં૦,
જિનજનની હરખસું, પૂરવ દિશિયે તે ઠાવી રે. પૂ૦ (૫)

દક્ષણ રૂચકની અમરીએ, આઠ કલશ ગ્રહી હાથ રે આઠ૦,
પરિકરયુત માતને, પ્રણમી હોય સનાથ રે પ્રણમી૦;
આઠ એ પશ્ચિમ રૂચકની, વાયુવીઝણ લેઈ આવે રે વાયુ૦,
જગદીશ્વર જનનીને, પ્રણમી જિનગુણ ગાવે રે પ્રણમી૦ (૬)

ચંચલ ચામર વિંજતી, ઉત્તર રૂચકની અમરી રે ઉત્તર૦,
આઠ નમે જિનમાતને, જિનગુણ હિયડલે સમરી રે જિન૦;
ચ્યાર વિદિશિથી આવે એ, દીપક કર ધરી ચ્યાર રે દીપક૦,
જગદંબે પ્રણમી કરી, ધન્ય ગણે અવતાર રે ધન્ય૦ (૭)

---

૧ કરી દેખાવે રે.

મધ્ય રુચકની ચઉ મલી, નાલ વધે રે તે દેવી રે નાલ,
ખાતોદરમાં થાપીનેં, વજારયણસ્યું પૂરે રે વજા૦;
ઉપર પીઠ રયણમય, બાંધીનેં અતિ અભિરામ રે બાંધીને૦,
પશ્ચિમ દિશિ વરજી રચેં, કેલતણાં ત્રણ ધામ રે કેલ૦ (૮)
તે ઘરમાં જિનને જિન,–માતાનેં લેઇ નવરાવે રે માતાને૦,
પહેરાવી અલંકારનેં, ચરચી ગીત આલાવેં રે ચરચી૦;
ચંદનહોમ કરીનેં, રક્ષાપોટલી બાંધે રે રક્ષા૦,
નાટિક કરી જિન જનનીને, ઘર ઠવી નિજ પદ વાધે રે ઘર૦. (૯)
તિમ શ્રાવક રતનગ્રંથીનેં, રક્ષા પોટલી [1] જોહારે રક્ષા૦,
મંત્રી બાંધે બિંબને, જમણુલેં કર ધરિ નેહા રે જમણ૦;
જવ ને અરિઠાની માલાએ, બિંબને કંઠે ઠવિજે રે બિંબ૦,
જલજાત્રા જલમાં ફૂલ, ચંદન વાસ ભેલીજે રે ચંદન૦. (૧૦)
તે જલ લેઇ સવિ બિંબને, જલ દરિસનને કરાવો રે જલ૦,
ધૂપ દીપ કરીનેં પછેં, નાટક ગીતને ભાવો રે નાટક૦;
ઈંદ્રાણી અગ્ર મહિષીનો, ઓચ્છવ વિધિસ્યું વંદિજે રે ઓચ્છવ૦,
કેશરથી નવ બિંબને, ભાલે તિલક કરિજે ભાલે૦ (૧૧)
ગીત ગ્યાન કરીનેં પછેં, ઈંદ્રનો ઓચ્છવ કીજે રે ઈંદ્ર૦
આસનચલથી સુઘોષાયેં, દેવ સયલને મેલીજે રે દેવ૦;
પાલક યાનમાં બેસીનેં, નંદીસર હરિ આવેં રે નંદી૦,
આવી નમે જિન માતાને, પંચધારૂપ બનાવેં રે પંચધા૦ (૧૨)
દેઈ નિદ્રા પ્રતિબિંબને, મૂકી લીયે જગનાથ રે મૂકી૦,
આવેં તે મેરૂ ચૂલાઇં, ચોસઠ ઈંદ્ર સંઘાથ રે ચોસઠ૦;
સોહમ ઈંદ્ર આણંદસ્યું, ઉછંગે જિન લેઇં ઠાવે રે ઉછંગે૦,
અભિયોગીક સુર પાસેં, ઓષધી જલને અણાવે રે ઓષધી૦. (૧૩)
અચ્યુત ઈંદ્ર આદેશથી, સ્નાત્ર કરે સવિ ઈંદ્ર રે સ્નાત્ર૦,
કરી અઢિસેં અભિષેકનેં, પામી પરમ આણંદ રે પામી૦;
વૃષભ રૂપ કરી સોહમ,–ઈંદ્ર કરેં અભિષેક રે ઈંદ્ર૦,
મંગલ આઠ ઠવી કરેં, મંગલ દીપ વિવેક રે મંગલ૦. (૧૪)
જિનમંદિર જિન મૂંકીને, હરિ નિજ થાનકેં જાવે રે હરિ૦,
ઇંદ્ર મહોચ્છવ ઈમ કરી, પછે તિહાં દેવ વંદાવે રે પછે૦;
**ખુશાલ** સાધન ખરચીનેં, સાતમે દિન ઘણું હરખેં રે સાતમે૦;
કીધો જન્મ મહોચ્છવ, **રંગથી** શુભ ઉતકરષે રે રંગથી૦ (૧૫)

[1] બેહોરે

(અપૂર્ણ)

## શ્રી જિનપ્રભસૂરિરચિત વિવિધતીર્થકલ્પાન્તર્ગત

# રૈવતગિરિ-કલ્પ

**અનુવાદક:—શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ, વ્યાકરણતીર્થ**

પશ્ચિમ દિશાના સૌરાષ્ટ્ર દેશમાં પર્વતરાજ રૈવત (ગિરનાર)ના શિખર પર શ્રી નેમિનાથ ભગવાનનું ઊંચા શિખરવાળું મંદિર છે. ત્યાં પૂર્વકાળમાં ભગવાન શ્રી નેમિનાથ પ્રભુની લેપમયી પ્રતિમા હતી. એક વખત ઉત્તર દિશાના અલંકાર સમાન કાશ્મીર દેશથી અજિત અને રત્ન નામના બે ભાઇઓ સંઘના અધિપતિ—સંઘવીઓ થઇને ગિરનાર પર આવ્યા. તેઓએ ગુપ્ત ભેદના કારણે કપૂર—ચંદનવાળા પાણીથી ભરેલા કલશો વડે (પ્રભુને) ન્હવણ (સ્નાન) કરાવ્યું. ત્યારે શ્રી નેમિનાથ પ્રભુની લેપમયી મૂર્તિ ગળી ગઈ. તેથી તેઓએ હૃદયમાં ખૂબ દુઃખિત થઈ આહારનાં પચ્ચખાણ કર્યાં. એકવીસ ઉપવાસ પછી ભગવતી અંબિકાદેવી આવી. સંઘવીને ઉઠાડયા. તેમણે દેવીને જોઈ જય જયકાર કર્યો. તે પછી દેવી બોલી, “આ બિંબ લ્યો, પરંતુ (તેની) પાછળ જોશો નહિ.” ત્યાર પછી અજિત નામનો સંઘવી એક તંતુથી બનાવેલ રત્નમય શ્રી નેમિનાથ ભગવાનનું બિંબ સુવર્ણ તંબુમાં લઈ ગયો. પ્રથમ મંદિરની દેહલી (દ્વાર નીચેનું લાકડું) પર સંઘપતિએ અત્યંત હર્ષથી પુલકિત થઇને (તે બિંબ) મૂક્યું અને પાછળના ભાગમાં જોયું. બિંબ ત્યાં જ નિશ્ચળ થયું. દેવીએ કુસુમ વૃષ્ટિ કરી જય જયકાર કર્યો. એ પ્રમાણે બિંબ વૈશાખ માસની પૂર્ણિમાએ નવા બનાવેલા મંદિરમાં સંઘવીએ પશ્ચિમ દિશા તરફ મુખ રાખીને સ્થાપ્યું. સ્નપન (સ્નાન) વગેરેનો મહોત્સવ કરવા માટે બંધુ સહિત અજિત સંઘવી પોતાના દેશમાં ગયો. કલિકાલમાં કાલુષ્ય ચિત્તવાળા મનુષ્યોને જાણીને અંબિકાદેવીએ જાજ્વલ્યમાન મણિમય બિંબની કાંતિ ઢાંકી દીધી.

પૂર્વકાળમાં ગૂર્જર ભૂમિમાં જયસિંહ (સિદ્ધરાજ) દેવે ખેંગાર રાજાને હણીને સજ્જનને દંડાધિપ સ્થાપ્યો. તેણે વિ૦ સં૦ ૧૧૮૫ માં નેમિનાથ પ્રભુનું નવું મંદિર કરાવ્યું. માળવા વગેરે દેશના અલંકાર સમાન સાધુ ભાવડે સુવર્ણનું આમલસાર કરાવ્યું. ચૌલુકય ચક્રવર્તી શ્રી કુમારપાલદેવે સ્થાપિત કરેલા શ્રી શ્રીમાલ કુળમાં ઉત્પન્ન થયેલા સૌરાષ્ટ્ર દેશના દંડાધિપે વિ૦ સ૦ ૧૨૨૦ માં પદ્યા—પાજ કરાવી. તેના ભાઈ ધવલે માર્ગની વચ્ચે એક વાવડી કરાવી. પાજ પર ચડતા મનુષ્યોની જમણી બાજુએ લાક્ષારામ વન દેખાય છે.

અણહિલવાડ પાટણમાં પોરવાડ કુળમાં અલંકાર સમાન અને આસરાજ તથા કુમારદેવીના પુત્રો, જેઓ ગૂર્જર રાજવી શ્રી વીરધવલ મહારાજાના રાજ્યધુરંધર વસ્તુપાલ અને તેજપાલ નામના બંને ભાઇઓ મંત્રીવરો હતા, ત્યાં તેજપાલ મંત્રીએ ગિરનારની તળેટીમાં પોતાના નામથી મોટો કિલ્લો, વાવડી, મંદિર અને બગીચાથી યુક્ત તેજલપુર ગામ વસાવ્યું. ત્યાં “આસરાજ વિહાર” એ પ્રમાણે પિતાના નામથી શ્રી પાર્શ્વનાથનું મંદિર કરાવ્યું. “કુમરસર” એવું માતાના નામથી સરોવર બનાવ્યું. તેજલપુરની પૂર્વ

દિશામાં ઉગ્રસેનગઢ નામનો દુર્ગ યુગાદિનાથ પ્રમુખનાં જિનમંદિરોથી શોભે છે. તેનાં ત્રણ નામો પ્રસિદ્ધ છે. તે આ પ્રમાણેઃ—

ઉગ્રસેનગઢ, ખંગારગઢ અથવા જુણ્ણ (જીર્ણ) દુર્ગ ગઢની બહાર જમણી દિશામાં ચતુરિકા, વેદી, લહુકઉપરિકા, પસુ નાટક વગેરે સ્થાનો છે. ઉત્તર દિશામાં વિશાલ સ્તંભની શાળાઓથી શોભિત દસ દશારમંડપ અને ગિરિદ્વારમાં પાંચમો હરિ દામોદર સુવર્ણરેખા નદીની પારે છે. કાલમેઘની સમીપે તેજપાલ મંત્રીએ મોકલેલા સંઘના બોલાવાઓ લાંબા કાળે આવ્યા અને પછી ક્રમશઃ ઉજ્જયંત શૈલ પર (આવ્યા). વસ્તુપાલ મંત્રીએ શત્રુંજયાવતાર, અષ્ટાપદ અને સમેતશિખરના મંડપો, કવડ્ડિ યક્ષ તથા મરુદેવી માતાના પ્રાસાદો કરાવ્યા. તેજપાલ મંત્રીએ ત્રણ કલ્યાણકોનાં ચૈત્યો કરાવ્યાં. આ મંડપનો દેપાલ મંત્રીએ ઉદ્ધાર કરાવ્યો. ઐરાવત અને ગજપદની મુદ્રાઓથી અલંકૃત ગજેન્દ્રપદ કુંડ છે. યાત્રા માટે આવતા લોકો ત્યાં શરીર ધોઈને દુઃખોને જલાંજલિ આપે છે. છત્રશિલાના સમીપે સહસામ્બવણ છે, જ્યાં યાદવકુળ પ્રદીપ શિવા માતા અને સમુદ્રવિજયના પુત્ર (નેમિનાથ)નાં, દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ કલ્યાણકો થયાં. ગિરિશિખરે ચડીને અંબિકા દેવીનું ભવન દેખાય છે. ત્યાર પછી અવલોકન શિખર છે, ત્યાં સ્થિર રહીને દશે દિશાથી નેમિસ્વામી જોઈ શકાય છે. તે પછી પ્રથમ શિખરે સાંબકુમાર અને બીજા શિખરે પ્રદ્યુમ્ન છે. આ પર્વતમાં સ્થાને સ્થાને ચૈત્યોને વિશે રત્ન અને સુવર્ણમય જિનેશ્વર પ્રભુનાં હમેશા ન્હવણ અને અર્ચન કરાયેલાં બિંબો જોવાય છે. અનેક ધાતુ રસના ભેદવાળી સુવર્ણમેદની શોભતી જોવાય છે. દિવસની માફક જ રાત્રે પણ ઔષધીઓ દીપતી દેખાય છે. અનેક પ્રકારનાં વૃક્ષો, વેલડીઓ, પાંદડાં, પુષ્પો અને ફળો પદે પદે પ્રાપ્ત થાય છે. પ્રતિક્ષણ ઝરતાં ઝરણાંઓ, ખલહલ શબ્દ, મત્ત કોયલો અને ભ્રમરનાં ઝંકાર સંભળાય છે. ઉજ્જયંત મહાતીર્થનો આ અવશિષ્ટ નાનો કલ્પ શ્રી જિનપ્રભસૂરિએ જેવો સાંભળ્યો તેવો અહીં લખ્યો છે.

વિશુદ્ધ તત્ત્વદૃષ્ટિનું એકમાત્ર અનુપમ સાધન

# સ્યાદ્વાદ

[ તત્ત્વજ્ઞાનમાં તેની મહત્તા ]

લેખક—પૂ. મુનિમહારાજ શ્રી કનકવિજયજી

જૈનદર્શનનો સ્યાદ્વાદ સિદ્ધાન્ત પ્રત્યેક વસ્તુના નિજસ્વરૂપની સાથે તાદાત્મ્ય સંબન્ધથી સંકળાઇને રહેલ છે. જગતની કોઇપણ એવી વસ્તુ નથી કે જેનું વાસ્તવિક સ્વરૂપ અપેક્ષાવાદથી ભિન્ન હોય, સત્ માત્ર અપેક્ષાની મર્યાદામાં રહીને સત્ તરીકે રહી શકે છે. અપેક્ષાવાદને ભૂલીને સતને સ્વીકારનારા કેવળ ભ્રાન્તિના ઘોર અંધારામાં અટવાય છે.

જો કે ભારતવર્ષમાં અનેક દર્શનકારો ભૂતકાળમાં હતા, જેઓએ પોતાના દર્શન–મત દ્વારાયે જગતની સમક્ષ તત્ત્વોની ભેટ ધરી. તે દર્શનકારો સમર્થ વિચારકો હતા, ગવેષણા-શક્તિના સામર્થ્યથી તે લોકોએ પોતાના અનુયાયી વર્ગને માટે, તત્ત્વરૂપ ગણાતી અનેક પ્રકારની રજુઆત મૂકી છે, જે પાછળથી દર્શન કે મતરૂપે જનસમાજમાં પ્રસિદ્ધિને પામી.

આજે તે દર્શનો આપણી સ્હામે–નજર સમક્ષ છે, એ દર્શનોમાં કેટલાંક આસ્તિક દર્શનો છે, જ્યારે કેટલાંએક નાસ્તિક દર્શનો છે. આત્મા, પરલોક, પુણ્ય, પાપ વગેરેની અસ્તિતાને સ્વીકારે તેને આપણે સામાન્ય રીતે આસ્તિક કહીએ છીએ, એનાથી વિરૂદ્ધ માન્યતાને સ્વીકારનારને આપણે નાસ્તિક તરીકે ઓળખીએ છીએ.

આવા પ્રકારનાં વિધાનો, વ્યવહારને લક્ષ્યગત કરીને જૈનશાસનમાં વિહિત કરવામાં આવ્યાં છે. આ કારણે, આવાં વિધાનોમાં પણ અપેક્ષાપૂર્ણ દૃષ્ટિ રહી છે, એટલે કે વ્યવહારને આશ્રીને જે વસ્તુનું વિધાન થયું હોય, તે વિધાન તે દૃષ્ટિને લક્ષ્ય રાખીને તથ્ય ઠરે છે. અન્યથા તે કથન નિરપેક્ષ હોવાને કારણે અતથ્ય–ભ્રાન્તિરૂપ બને છે. માટે જ, કોઇપણ પ્રતિપાદન, કથન કે વિધાન જૈનદર્શનમાં નિરપેક્ષ રીતે અપેક્ષાવાદની મુદ્રાને ઉલ્લંઘીને કોઇકાળે પોતાના શુદ્ધ સ્વરૂપમાં રહી શકતાં નથી.

આત્મા અને પરલોકને સ્વીકારનારા તત્ત્વવિદો પણ, જ્યારે આ અપેક્ષાવાદના રાજમાર્ગને ભૂલી નિરપેક્ષવાદના વિષમ, કાંટાળા માર્ગે ગતિ કરે છે, ત્યારે તેઓ સાચે જ ભયંકર ભૂતાવળમાં ભટકાય છે. આપણે કબૂલવું જોઇએ કે—જૈનેતર આસ્તિક દર્શનકારો બૌદ્ધ, સાંખ્ય, વેદાન્ત, યોગ અને ન્યાય વગેરે દર્શનવાદીઓ, આત્મા, પરમાત્મા, પુણ્ય, પાપ કે પરલોક વગેરે તત્ત્વોનો સીધી રીતે વિરોધ કરતા નથી, પણ તેનું પ્રતિપાદન કરે છે, તેમ જ પોતાના દર્શનગ્રન્થોમાં ઠામ ઠામ તેની અસ્તિતાને માને છે.

છતાંયે, અમુક દૃષ્ટિયે વિચારતાં આ આસ્તિક દર્શનકારોને આસ્તિક માનતાં આપણને અચકાવું પડે છે. આવા સમર્થ વિચારક દર્શનકારો માટે આવા પ્રકારની અણગમતી અને અકારી માન્યતા સ્વીકારવા માટે જૈનદર્શનમાં નક્કર પ્રમાણો મોજૂદ છે.

સૌ પ્રથમ આ વસ્તુ સમજી લેવી જોઇએ કે જૈનદર્શનના પ્રત્યેક વ્યવહારોમાં સ્યાદ્‌-વાદનું વર્ચસ્વ, વ્યાપકરૂપે છે. જૈનદર્શનના સમ્યગ્દર્શનની વ્યાખ્યામાં પણ સ્યાદ્‌વાદ સિદ્ધાન્ત, સાંકળના અંકોડાની જેમ સંકળાઇને રહેલ છે. જે સમ્યગ્દર્શન, આત્માના ગુણરૂપ છે, સર્વગુણોનું મૂળ–ઉપાદાન છે, સર્વશ્રેષ્ઠ આરાધનાનો આધાર છે, તે સમ્યગ્દર્શનની વાસ્તવિક ઉપાસના કે આરાધના સ્યાદ્વાદના સ્વીકારમાં રહેલી છે.

‘ तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्– ’ સમ્યગ્દર્શનનું આ સામાન્ય લક્ષણ છે. જે તેના કાર્યને ઓળખાવનારૂં છે. આ દ્વારા આત્મગત સમ્યગ્દર્શનગુણને સમજવો સુગમ બને છે. ‘ આત્મા, પરલોક વગેરે તત્ત્વરૂપ અર્થોની વાસ્તવિક શ્રદ્ધા ’ આ મુજબની સમ્યગ્દર્શનની સ્પષ્ટ વ્યાખ્યા જૈનદર્શને સ્વીકારી છે. આ વ્યાખ્યામાં ‘શ્રદ્ધા’ શબ્દથી, સમ્યગ્દર્શનનું સ્વરૂપ, મહત્ત્વ વગેરેને સમજી શકાય છે, એટલે કે કેવળ આત્મા, પરલોક વગેરેનો સ્વીકાર કરનાર આત્મા, સમ્યગ્દષ્ટી નથી થઇ શકતો, પણ વાસ્તવિક રીતે તે તે તત્ત્વો, કે જે પોતાના સ્વરૂપમાં રહેલો છે, તેને તે તે રીતે સ્વીકારનાર સદ્દહનાર આત્મા સમ્યગ્દર્શનગુણને પામેલો છે, એમ કહી શકાય.

‘શ્રદ્ધા’ શબ્દને અંગે આ સ્પષ્ટતા, સમ્યગ્દર્શનના લક્ષણમાં મુકાએલા ‘તત્ત્વ’ શબ્દથી આપ મેળે થઇ જાય છે. કેવલ ‘અર્થોની શ્રદ્ધા’–अर्थश्रद्धान આ મુજબ સમ્યગ્દર્શનની વ્યાખ્યા નથી, પણ ‘तत्त्वार्थश्रद्धानं’–તત્ત્વરૂપ અર્થોની–પદાર્થોની શ્રદ્ધા’ એટલે જે જે પદાર્થો તત્ત્વરૂપ છે, વાસ્તવિક રીતે પોતાના સ્વરૂપમાં રહેલા છે, તે તે જીવ, અજીવ, પુણ્ય, પાપ વગેરે અર્થોને સ્વીકારવારૂપ શ્રદ્ધા, આ સમ્યગ્દર્શનનું ફ્લદર્શક લક્ષણ છે.

લક્ષણોના અનેક પ્રકારો છે. કેટલાંક લક્ષણો સ્વરૂપદર્શક હોય છે, કેટલાંક લક્ષણો ભેદ દર્શક–વ્યાવર્તક હોય છે, જ્યારે કેટલાંક લક્ષણો વસ્તુના કાર્ય કે કારણને દર્શાવનારાં હોય છે. જે લક્ષણથી કેવળ લક્ષ્યનું સામાન્ય સ્વરૂપ ઓળખી શકાય તે લક્ષણ ન્યાયશાસ્ત્રમાં સ્વરૂપદર્શક લક્ષણ કહેવાય છે. આવા પ્રકારનાં લક્ષણોમાં, અવ્યાપ્તિ કે અસંભવ વગેરે લક્ષણના દોષો હોવાનો સંભવ ખરો, પણ વ્યવહાર માત્રને અનુલક્ષીને આ લક્ષણોનો ઉપયોગ થતો હોવાને કારણે લક્ષણોના અનેક પ્રકારોમાં આ પણ એક પ્રકાર ગણાય છે.

જ્યારે ઇતરવ્યાવર્તક લક્ષણ, લક્ષ્યથી ભિન્ન સઘળાયનો સ્પષ્ટ રીતે ભેદ પાડવાનું સામર્થ્ય ધરાવે છે. અતિવ્યાપ્ત વગેરે વગેરે દોષો આવા પ્રકારનાં લક્ષણોને સ્હેજે પણ સ્પર્શી શકે નહિ. આવા પ્રકારનાં લક્ષણો લક્ષ્યના સ્વરૂપને તદ્દન સ્પષ્ટ રીતે ઓળખાવનારાં હોય છે. પહેલા પ્રકારનાં લક્ષણો જે રીતે લક્ષ્ય–વસ્તુનાં સ્વરૂપને દર્શાવે છે, તેના કરતાં સુસ્પષ્ટ અને સંગીન ઓળખ, ઇતરવ્યાવર્તક લક્ષણ દ્વારા થઇ જાય છે. એટલે સ્વરૂપદર્શનરૂપ કાર્ય, બન્ને પ્રકારનાં લક્ષણોનું એક સરખુ હોવા છતાંયે તેમાં આટલો ભેદ રહે છે.

લક્ષ્ય વસ્તુના કાર્ય કે કારણદ્વારા તેનું સ્વરૂપ ઓળખાવનાર લક્ષણો, એ ઉપરોક્ત ત્રીજા પ્રકારનાં લક્ષણમાં આવે છે. તત્ત્વાર્થશ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શનનું લક્ષણ, આના દષ્ટાન્તરૂપ છે. કેમકે ‘તત્ત્વરૂપ અર્થોની શ્રદ્ધા ’ એ સ્વયં સમ્યગ્દર્શનરૂપ નથી કે સમ્યગ્દર્શનનું

સ્વતન્ત્ર સ્વરૂપ નથી. પણ અનાદિકાલથી જે સુષુપ્ત આત્મસ્વરૂપ પરિણામ, મિથ્યાત્વમોહનીય કર્મના ક્ષય, ક્ષયોપશમ યા ઉપશમથી, તેવા પ્રકારની જાગૃતિને પામે છે, તે સમ્યગ્દર્શન કહેવાય છે. તેનું બાહ્ય ચિહ્ન—કાર્યરૂપ લિંગ તત્ત્વાર્થશ્રદ્ધા છે.

આવા પ્રકારનાં કાર્યદર્શક સમ્યગ્દર્શનના લક્ષણથી, સમ્યગ્દર્શનની ઓળખ થઇ જતી હોવાને કારણે એક દષ્ટિયે આ લક્ષણ પણ સમ્યગ્દર્શનના સ્વરૂપને ઓળખાવવામાં અવશ્ય સહાયક છે. સમ્યગ્દર્શન એ આત્માના પરિણામરૂપ છે. અને એ આત્માને છોડીને અન્ય કોઈ સ્થાને રહી શકે તેમ નથી. આત્મપરિણામનો આધાર આત્મા છે. એટલે આધાર–આધેય ભાવની, ગુણ–ગુણીભાવની કે પરિણામ–પરિણામીભાવની કલ્પનાથી આત્માનો પરિણામ અનન્ય છે, આ કારણે સમ્યગ્દર્શનગુણ આત્માથી અનન્ય–અભિન્ન છે. એટલે જ્યારે આત્મા સ્વયં અરૂપી છે, બાહ્ય સાધનો દ્વારાયે–ઇન્દ્રિયો દ્વારાયે અગ્રાહ્ય છે, અતીંદ્રિય છે, તો આત્મપરિણામરૂપ સમ્યગ્દર્શન અરૂપી છે, બાહ્યેન્દ્રિઓને અગોચર છે. માટે જ કાર્યરૂપ શ્રદ્ધાથી સમ્યગ્દર્શનનું અનુમાન થઇ શકે છે. આ હકીકત અન્ય આત્માના સમ્યગ્દર્શનને અનુલક્ષીને અહીં જણાવી છે. બાકી વિચારશીલ આત્માઓ પોતાના સમ્યગ્દર્શન ગુણનું સાક્ષાત્ દર્શન–પ્રત્યક્ષ ગ્રહણ સ્વયં કરી શકે છે.

જે સમ્યગ્દર્શનની તત્ત્વાર્થશ્રદ્ધારૂપ વ્યાખ્યાને અંગે આટલી છણાવટ થઇ, તે વ્યાખ્યા–લક્ષણને અનુલક્ષીને આ હકીકત સ્પષ્ટ કરવી રહી કે–કેવળ આત્મા–જીવ, પુણ્ય, પાપ કે પરલોકને સ્વીકારનાર, સદ્દહનાર સમ્યગ્દષ્ટી નથી. પણ તે સમ્યગ્દષ્ટીએ આત્માના અસ્તિત્વને સ્વીકાર્યા પછી આત્માના સ્વરૂપને સંપૂર્ણપણે વફાદાર રહેનારી દરેક પ્રકારની માન્યતાઓને સ્વીકારવી જોઈએ. અને આત્માના સ્વરૂપને ઢાંકી દેનારી અને આત્માના સ્વસ્વભાવને અણછાઝતી જેટલી માન્યતાઓ છે, કે જે આત્માના અસ્તિત્વનો અપલાપ કરવા બરોબર છે, તે મિથ્યાત્વનું કારણ હોવાને અંગે છોડી દેવી જોઈએ.

પુણ્ય, પાપ કે પરલોક વગેરે અજીવ તત્ત્વોની શુદ્ધ શ્રદ્ધા આત્માના વાસ્તવિક સ્વરૂપના સ્વીકારમાં રહેલી છે, એટલે જ જૈનદર્શન આત્માના અસ્તિત્વની કબૂલાત માટે આ મુજબનું પ્રતિપાદન કરે છેઃ કે—

‘ आत्माऽस्ति, स परिणामी बद्धः सत्कर्मणा विचित्रेण ।
मुक्तश्च तद्वियोगाद्धिंसाऽहिंसादि तद्धेतुः ॥ १ ॥

જોકે—आत्माऽस्ति–‘આત્મા છે’ આ પ્રકારની આત્માની અસ્તિતા અંગે જૈન અને ઇતર સર્વ આસ્તિક દર્શનકારો એકમત છે. છતાંયે આત્માના અસ્તિત્વને કબૂલીને જગતના પ્રત્યેક કલ્યાણકર વ્યવહારોમાં જૈનદર્શન જે પ્રકારની સુસંગતતા જાળવી શક્યું છે, તે પ્રકારની સુસંગતતા–સંવાદિતા ઇતર કોઇ દર્શનકારો નથી જાળવી શક્યા તે સખેદ કહેવું પડે છે.

કારણ કે—આત્માની અસ્તિતાને કબૂલ્યા પછી, આત્માને અપરિણામી–નિત્ય કે એકાન્તપરિણામી સ્વીકારનારાં દર્શનો, આત્માના સ્વરૂપનો અપલાપ કરવાનું સાહસ કરે છે. જ્યારે આત્માનું પોતાનું સ્વરૂપ સ્યાત્પરિણામી છે. કથંચિદ્ આત્મા પરિણામી છે, અને કથંચિદ્ આત્મા અપરિણામી છે. એટલે કે–આત્મા યા કોઇપણ વસ્તુને અનુલક્ષીને જૈન-

દર્શનનો પરિણામવાદ, નિત્યવાદ કે અનિત્યવાદ, અપેક્ષાવાદને અનુલક્ષીને જ હોય છે. સ્વતંત્ર રીતે કોઈપણ સત્ વસ્તુને, જૈનદર્શનમાં નિત્ય, અનિત્ય કે પરિણામી તરીકે સંબોધવાનો સર્વથા નિષેધ છે. કારણ એ છે કે આ રીતે સ્વતંત્રતયા-નિરપેક્ષદષ્ટિએ, નિત્ય, અનિત્ય, પરિણામી કે અપરિણામી તરીકે ઓળખી શકાય તેવી સત્ વસ્તુ જગતમાં છે જ નહિ. જૈન-દર્શનનું આ પ્રામાણિક મન્તવ્ય છે.

કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ, જૈનદર્શનની તે માન્યતાને આ શબ્દોમાં રજુ કરે છે:--

" आदीपमाव्योमसमस्वभावं स्याद्वादमुद्राऽनतिभेदि वस्तु '

દીપકથી આકાશ પર્યન્ત એટલે કે-જગતની સઘળીયે સત્ વસ્તુઓ, સ્યાદ્-અપેક્ષાવાદની મુદ્રાને-મર્યાદાને કદી ઉલ્લંઘી શકતી નથી. આથી જ જગદ્વર્તી સર્વ પદાર્થો એક સમાન સ્વભાવને ધારણ કરનારા છે.

વસ્તુસ્થિતિ આમ હોવા છતાંયે, જ્યારે આર્યસંસ્કૃતિના ઉચ્ચતમ આદર્શને જગતમાં ચોમેર વિસ્તારવાની અભિલાષા સેવનારા તે તે આસ્તિક દર્શનકારો; અપેક્ષાવાદને અવગણીને એકાન્તમૂલક તત્ત્વવ્યવસ્થાને સ્વીકારવાનો દુરાગ્રહ સેવે છે ત્યારે તે આર્યસંસ્કૃતિના અડગ ચુસ્ત ઉપાસક ગણાતા આસ્તિક દર્શનકારોની તત્ત્વવ્યવસ્થા, નિષ્પક્ષ વિચારશીલ મહાનુભાવોની દૃષ્ટિએ, કઢંગી પરિસ્થિતિમાં મુકાઈ જાય છે.

જૈનદર્શન જ્યારે, સ્યાદ્વાદને અનુલક્ષીને પ્રત્યેક પદાર્થને તે જે સ્વરૂપમાં છે તે જ સ્વરૂપે સ્વીકારવાનો પ્રામાણિક આગ્રહ સેવે છે, ત્યારે ઈતર આસ્તિક દર્શનકારો પોતે સ્વીકારેલ રીતિ મુજબ, જગતના પદાર્થોને સ્વીકારવાનો-માનવાનો દુરાગ્રહ ચાલુ રાખે છે. જોકે આસ્તિક તરીકે જૈનદર્શન અને તદિતર સાંખ્યાદિ આસ્તિક દર્શનો સામાન્ય રીતે કદાચ એક સમાન હોવા છતાંયે, કેવળ સ્યાદ્વાદની દૃષ્ટિ હોવાને અંગે આ બન્ને દર્શનોની તત્ત્વવ્યવસ્થામાં પરસ્પરનો મેળ રહેવો શક્ય નથી. છતાંયે જૈનદર્શનના સર્વશ્રેષ્ઠ, સુન્દરતર સ્યાદ્વાદ સિદ્ધાન્તનું મહત્ત્વ, ગૌરવ એવું અનુપમ છે, કે-સ્યાદ્વાદને અસ્પૃશ્યની જેમ માનીને તેનાથી દૂર-સુદૂર રહેવામાં માનનારા દર્શનકારોએ પણ જાણે-અજાણે પોતાની સ્વીકૃત સિદ્ધાન્તવ્યવસ્થામાં સ્યાદ્વાદને સ્થાન આપ્યું છે.

સ્યાદ્વાદ કે અપેક્ષાવાદ એ કાંઈ બનાવટી કે ઉપજાવી કાઢેલો કોઈ સિદ્ધાન્ત નથી. જ્યારે વસ્તુનું સ્વરૂપ, વસ્તુના ધર્મો અને વસ્તુ અપેક્ષાવાદથી અભિન્ન રીતે સુવ્યવસ્થિત છે તો આ અપેક્ષાવાદ સિદ્ધાન્તનો અસ્વીકાર કરવાનું ગાંડપણ કેમ સેવી શકાય? એટલે સ્યાદ્વાદ કે અપેક્ષાવાદ, વસ્તુમાત્રનું પોતાનું- નિજ સ્વરૂપ છે 'સત્ વસ્તુ' કદી પોતાના સ્વરૂપને છોડીને સદ્રૂપતાએ વ્યવહાર્ય થઈ શકે જ નહિ. સદ્ અને અસદ્ વસ્તુમાં પરસ્પર આ જ એક મહદન્તર છે, કે એક પોતાના સ્વરૂપને સદાકાલ સ્પર્શીને જ રહે છે, જ્યારે બીજી, જો કે એ વસ્તુરૂપ જ નથી છતાંયે અસત્કલ્પનાથી કહી શકાય કે તે પોતાના સ્વરૂપને સ્પર્શતી નથી. વસ્તુતઃ એને પોતાનું સ્વરૂપ હોતું જ નથી. આ કારણે જૈનદર્શનના સ્યાદ્વાદ સિદ્ધાન્તનો સ્વીકાર કરવો એ વસ્તુના સ્વરૂપનો સ્વીકાર છે, અને એ સિદ્ધાન્તનો અપલાપ કરવો એટલે વસ્તુની અસ્તિતાનો નિષેધ કરવાનું દુઃસાહસ કરવા બરોબર છે.

આ કારણે આત્માને સ્વીકારવા છતાંયે, આત્માના કથંચિદ્ નિત્યતારૂપ સહજ ધર્મ–સ્વરૂપનો અપલાપ કરવો, સર્વથા નિષેધ કરવો એ આત્માની અસ્તિતાનો–આત્માનો ઇન્કાર કરવા સમાન છે. કારણ કે—આત્માને એકાન્ત નિત્ય કે એકાન્ત અનિત્ય સ્વીકારવાથી આત્માના કથંચિદ્ નિત્ય સ્વરૂપનો સ્પષ્ટ અપલાપ થાય છે.

જૈન દર્શનના સ્યાદ્વાદ સિદ્ધાન્તની આ જ એક વ્યવહારૂ ખુબી છે કે તેના સ્વીકારથી જગતની પ્રત્યેક વસ્તુમાત્રનું સાચું અને પારમાર્થિક જ્ઞાન થઇ શકે છે. કેમકે જગતમાં સત્ તરીકે પ્રામાણિક પ્રતીતિને પામનારી વસ્તુમાત્રમાં અનન્તા ધર્મો રહેલા છે. अनन्तधर्मात्मकं वस्तु વસ્તુ અનન્ત ધર્મોથી યુક્ત છે. એટલે અનન્તધર્મો એ વસ્તુનું નિજસ્વરૂપ છે. માટે એ અનન્ત ધર્મોને વસ્તુના સ્વરૂપ તરીકે સ્વીકારવા પૂર્વકનું જ્ઞાન કરવું તે સ્યાદ્વાદ સિદ્ધાન્તના સ્વીકારથી જ શક્ય બને છે. અને આ પ્રકારનું જ્ઞાન તે જ પરમાર્થિક જ્ઞાન ગણી શકાય તેમ છે.

હકીકત એ છે કે–અપેક્ષાવાદ–સ્યાદ્વાદ એ વસ્તુના અનન્ત નિજધર્મોનો અપલાપ કર્યા વિના, તે સઘળાય ધર્મોને સ્પર્શીને એક, બે યા અમુક ઇષ્ટ ધર્મોનો બોધ થઇ શકે તે રીતે સહાયક બને છે. જો કે વસ્તુના અનન્ત ધર્મોનું જ્ઞાન સંપૂર્ણજ્ઞાની–કેવલજ્ઞાની સિવાય કોઇપણ છદ્મસ્થ આત્માને થવું શક્ય નથી, છતાંયે સ્યાદ્વાદ સિદ્ધાન્તમાં માનનાર છદ્મસ્થ આત્માઓ તે અનન્ત–ધર્માત્મક વસ્તુના એક બે યા અમુક ઇષ્ટ ધર્મોનું જ્ઞાન કરી શકે છે. અને અપેક્ષાપૂર્વકનું તે જ્ઞાન, વસ્તુગત ઇતર સર્વ–અનન્ત ધર્મોને સ્વીકારનારું હોવાથી પ્રમાણરૂપ અને વાસ્તવિક બને છે.

પક્ષપાતભરી દૃષ્ટિ પૂર્વકની આ રજુઆત નથી કે પૂર્વગ્રહથી બદ્ધ માનસનું આ કલ્પના-ચિત્ર નથી, પણ આ છે વાસ્તવિક કથન. આ વિધાનમાં દલીલો, યુક્તિઓ, પ્રમાણ, તર્ક વગેરે સઘળું સંગત થઇ શકે તેમ છે. આને સમજવા માટે નિરાગ્રહ બુદ્ધિ, સહૃદય માનસ અને એક નિષ્ઠતાની જરૂર છે.

એક ને એક બે જેવી સ્પષ્ટ વાત છે કે, અપેક્ષાવાદના સ્વીકાર વિના વસ્તુના અનન્ત ધર્મોનું જ્ઞાન સંભવી શકે તેમ નથી જ, કારણ કે એકાન્તવાદ–નિરપેક્ષતા પૂર્વકનું જ્ઞાન વસ્તુગત અન્ય સર્વ ધર્મોનો અપલાપ કરે છે. એટલે આ નિરપેક્ષ જ્ઞાન 'જ'કારપૂર્વક નિશ્ચયાત્મક બોધને કરાવે છે. આથી આનું છેવટ, વસ્તુગત ઇતર સર્વ ધર્મોના નિષેધમાં આવે છે. માટે એકાન્તવાદને સ્વીકારવામાં પુરોવર્તિ એક વસ્તુનું પણ પારમાર્થિક જ્ઞાન થઇ શકતું નથી.

એકાન્તવાદ, સત્યની એક જ બાજુને નિરપેક્ષ દૃષ્ટિથી પકડી લે છે, અને બીજી બધી બાજુઓ કે જે સત્યના અંગભૂત છે, તેનો નિશ્ચયાત્મક ઇન્કાર–અપલાપ કરવાની ગંભીર ભુલ કરે છે. આથી સત્ય વાત પણ અસત્યરૂપ બને છે. કારણ કે જે સત્યનું સંપૂર્ણ સ્વરૂપ નથી, સત્યનો એક અંશ છે, સત્યની જે એક બાજુ છે, તેને તે રૂપે–એટલે કે સત્યના એકાદ અંશરૂપે નહિ સ્વીકારતા કોઇપણ પ્રકારની અપેક્ષા સિવાય તેને જ્યારે સંપૂર્ણ સત્ય માની લેવાનો દુરાગ્રહ થાય ત્યારે તે સત્ય, સત્ય તરીકે નહિ રહેતાં અસત્ય–મિથ્યારૂપ બને છે.

અપેક્ષા પૂર્વક વસ્તુનો બોધ કરનાર અને નિરપેક્ષતાથી વસ્તુને ઓળખનાર–આ બન્ને પ્રકારના આત્માઓના સામાન્ય જ્ઞાનમાં પણ આથી આકાશ પાતાળ જેટલું મહદન્તર

રહેલું છે. આનું કારણ સ્પષ્ટ છેઃ સમ્યગ્દષ્ટી આત્મા પુરોવર્તી ઘટનો બોધ કરવામાં સ્યાદ્વાદને સ્વીકારે છે, ઘટના સ્વરૂપનો, ઘટમાં રહેલા અનન્ત ધર્મોનો સાપેક્ષ દૃષ્ટિએ વિચાર કરવાનું ડહાપણ સમ્યગ્દષ્ટિમાં સ્વભાવસહજ રહેલું છે. એટલે એ આત્મા, अयं कथंचिद् घटः ( અમુક અપેક્ષાએ આ ઘટ છે ) આ મુજબનો બોધ કરે છે.

પુરોવર્તી ઘટનું આ પ્રકારનું જ્ઞાન, પારમાર્થિક અને પ્રમાણરૂપ છે, કારણ કે આમાં ઘટના અનન્ત ધર્મોનો પ્રમાણિકપણે સ્વીકાર કરવામાં આવ્યો છે. જ્યારે 'આ ઘટ છે' આ પ્રકારનું નિરપેક્ષ જ્ઞાન એકાન્તવાદને માનનારાઓ કરે છે, ત્યારે તે ઘટના ગૌણરૂપે રહેલા અનન્તધર્મોનો અપલાપ કરે છે. આથી તે અયથાર્થ છે. કેવળ મિથ્યાજ્ઞાન છે. આવા પ્રકારનું જ્ઞાન કદી સમ્યગ્જ્ઞાન તરીકે ઓળખી શકાય નહિ.

આત્મા જેવા સર્વ તત્ત્વોના આધારભૂત મૂળ તત્ત્વના સ્વીકારને અંગે પણ આવા જ પ્રકારની પરિસ્થિતિ બનવા પામી છે. સ્યાદ્વાદ સિદ્ધાન્તને માનનાર અને નહિ માનનાર-જૈન અને ઈતર આસ્તિક દર્શનકારોની વચ્ચે પરસ્પર ગંભીર મતભેદ ઊભો છે. બેશક આત્માની અસ્તિતાને સૌ કોઈ સ્વીકારે છે, એને અંગે સ્પષ્ટ શબ્દોમાં કોઈનો પણ નિષેધ નથી. છતાં એકાન્તવાદના આગ્રહમાં સ્યાદ્વાદ સિદ્ધાન્તને કોરાણે મૂકી દેનારા ઈતર આસ્તિક દર્શનકારો, આત્માના પરમાર્થભૂત સ્વરૂપનો નિષેધ કરીને આત્માની અસ્તિતાની કબૂલાતને દંભરૂપ બનાવી મૂકે છે.

સતવસ્તુ માત્રનું નિજ સ્વરૂપ, અનેકાન્તવાદના દુર્ભેદ્ય વપ્રની મર્યાદાને લંઘી શકે તેમ નથી. કારણ કેઃ–વસ્તુસ્વભાવ, વસ્તુસ્વરૂપ કે સત્પદાર્થનું સ્વત્વ–સત્ત્વ અપેક્ષા-પૂર્વક જ નિયત છે. આ કથન સનાતન સત્ય છે–ત્રિકાલાબાધ્ય સિદ્ધાન્તરૂપ છે. આ પ્રતિપાદનની સ્હામે યુક્તિ, દલીલ કે તર્કો ટકી શકે તેમ નથી. જે વસ્તુ, અપેક્ષાવાદને અસ્પર્શ્ય રહે તે સત્પદાર્થ તરીકે રહી શકે નહિ.

આત્મા કે કોઈપણ વસ્તુમાત્રનું સ્વરૂપ જ્યારે આ સ્થિતિમાં નિયત છે, ત્યારે તે વસ્તુને તે રીતે સ્વીકાર્યા વિના કેમ ચાલે? એનો અપલાપ શા માટે? જૈનદર્શનની અનેકાન્ત દૃષ્ટિથી આત્માનું વાસ્તવિક સ્વરૂપ આ મુજબ છે.

यः कर्ता कर्मभेदानां भोक्ता कर्मफलस्य च ।
संसर्ता परिनिर्वाता स ह्यात्मा नाऽन्यलक्षणः ॥

અજ્ઞાન, અસંયમ, વિષય, કષાય વગેરે કર્મનાં કારણોથી જે અનેક પ્રકારનાં કર્મોનો કર્તા છે, વળી તે શુભાશુભ કર્મફલોનો ભોક્તા છે, આના પરિણામરૂપે સંસારમાં જે ભમનાર છે, અને અંતે સર્વ પ્રકારનાં કર્મોથી મુક્ત બની નિર્વાણ–મોક્ષમાં પરમાર્થ સુખોને પામનાર છે તે આત્મા છે, આ સિવાય આત્માનું અન્ય કોઈ સ્વરૂપ નથી. આત્માની વાસ્તવિક ઓળખ આ શબ્દોમાં આપણી સમક્ષ રજુ થાય છે.

આથી જ કહી શકાય કેઃ આત્મા નિત્ય છે અને અનિત્ય પણ છે. બદ્ધ છે તેમજ મુક્ત પણ છે. નિર્લેપ–નિર્વિકારી છે વળી સલેપ–સવિકારી છે. આ સઘળાયે ધર્મો, પરસ્પર વિરૂદ્ધ હોવા છતાંયે અનેકાન્તપ્રધાન જૈન દર્શનમાં એક જ વસ્તુને ઉદ્દેશીને પણ સુસંગત રીતે ઘટી શકે છે.

જ્યારે કોઈપણ પ્રકારનો પૂર્વગ્રહ બંધાઇ જાય છે ત્યારે વિચારક ગણાતા સમર્થ આત્માઓ પણ સ્યાદ્વાદ પ્રધાન જૈન દર્શનની તત્ત્વવ્યવસ્થાને સમજી શકતા નથી. પરિણામે વિજાતીય ભ્રમજાળાઓમાં અટવાઈને મિથાત્વના ગાઢ અંધકારમાં રૂલી જાય છે.

આ કારણે ઇતર આસ્તિક દર્શનકારોની પરિસ્થિતિ મિથાત્વના યોગે જૈનદર્શનની તત્ત્વવ્યવસ્થાથી તદ્દન ઉલટી છે. આસ્તિક તરીકે પોતાની જાતને ઓળખાવનારા એ ઇતર દર્શનકારો આત્મા વિષે જુદી જુદી માન્યતાઓ ધરાવે છે. આ આસ્તિક દર્શનોમાં ન્યાય દર્શન આત્માને 'स नित्यो विभुश्च' એ રીતે નિત્ય અને સર્વવ્યાપી તરીકે 'જ'કારપૂર્વક સ્વીકારી એકાન્તવાદને–નિરપેક્ષવાદને જ પ્રધાનપદ આપે છે.

વૈશષિક દર્શન પણ આત્મા જેવી સર્વ તત્ત્વવ્યવસ્થાના આધારભૂત તત્ત્વને, નિરપેક્ષ રીતે કૂટસ્થ નિત્ય સ્વીકારે છે.

જ્યારે સાંખ્યદર્શન, આ બન્ને વેદાનુયાયી દર્શનો કરતાંયે ખૂબ પ્રાચીન અને વિચારક તરીકે પ્રસિદ્ધ હોવા છતાંયે આત્મા વિષે આ પ્રકારની વિચિત્ર અને વિસંવાદી માન્યતાને સ્વીકારે છે–પ્રરૂપે છે કેઃ आत्मा त्वकर्ता विगुणस्तु भोक्ता स कूटस्थनित्यः આત્મા અકર્તા છે, નિર્ગુણ છે, ભોકતા છે, તેમજ સર્વદા નિત્ય–અપરિણામી છે.

વેદસંપ્રદાયમાં શ્રદ્ધા ધરાવનારા આસ્તિક દર્શનકારોની આત્મા વિષેની માન્યતાના આ બે પ્રવાહો તે તે ગ્રન્થોમાં રજુ થયેલા જોઇ શકાય છે. એટલે ઇતર વેદાનુયાયી દર્શનો જેવાં કે– મીમાંસાદર્શનના બન્ને વિભાગો–પૂર્વ મીમાંસા, ઉત્તર મીમાંસા, યોગ વગેરે, પૂર્વકથિત દર્શનકારોની માન્યતાઓના પેટામાં જ અન્તર્ભૂત થઈ શકે છે.

આ રીતે, એકંદરે જાણી શકાય છે કે–ઇતર આસ્તિકદર્શનકારો એકાન્તવાદ–નિરપેક્ષદૃષ્ટિને મુખ્યતા આપી, સત્યની એક બાજુને સ્વીકારવાનો આગ્રહ સેવે છે. અને આથી આત્મા જેવા પરલોક, મોક્ષ વગેરે સઘળીયે વ્યવસ્થાના એક આધારરૂપ તત્ત્વને અંગે પણ અવ્યવહારૂ તથા અસંગત માન્યતાઓને સ્વીકારે છે.

માટે જ જૈનદર્શનના સ્યાદ્વાદ સિદ્ધાન્તનાં મૂલ્ય, અને મહત્તા અપરિમિત છે. એ વિષેનાં વિવેચનો સદાને સારૂ અપૂર્ણ અને અધૂરાં જ રહેવાનાં. કારણ કે તે વસ્તુનું સંપૂર્ણ વર્ણન શબ્દાતીત છે.

આત્મદ્રવ્ય તરીકે આત્મા, સદાકાળ એક જ સ્વરૂપમાં નિયત છે. ગુણ અને પર્યાયોનું હંમેશા ક્ષણે ક્ષણે પરાવર્તન ચાલુ હોવા છતાંયે, આ સઘળાંયે પરાવર્તનોની વચ્ચે મેરૂની જેમ નિષ્પ્રકંપ આત્મા નિત્ય અને અપરિણામી રહ્યો છે. કારણ કે–ગુણ કે પર્યાયોથી આત્મદ્રવ્યનું નિજસ્વરૂપ અસ્પૃશ્ય રહેવા પામ્યું છે.

આ વિધાન દ્રવ્યાર્થિક નયની અપેક્ષાયે સુસંગત છે. નયોની અપેક્ષા પૂર્વકનાં જ વિધાનો કથનો કે વકતવ્યો શ્રી જૈનશાસનમાં સુસંગત બની શકે છે. આ સિવાય નયોની પરસ્પર અપેક્ષા વિના કેવળ નિરપેક્ષ રીતે વિધાન કે વકતવ્ય કરવામાં આવે તો તે વિધાન કે વકતવ્ય અસંગત અને અવ્યવહારુ બને છે. પરસ્પરની અપેક્ષા પૂર્વક જ્યારે નયોની વિચારણા કરવામાં આવે છે, ત્યારે તે વિચારણા, નયવાદરૂપ બની શકે છે, અન્યથા પરસ્પરની અપેક્ષા વિનાના નયો દુર્નય કે નયાભાસ તરીકે જૈનદર્શનમાં ઓળખને પામે છે.

દ્રવ્યાર્થિક નયે, કેવળ દ્રવ્યને અનુલક્ષીને દ્રવ્યના અપરિણામી અને નિત્ય દ્રવ્યત્વધર્મને દષ્ટિસન્મુખ રાખીને વક્તવ્યો કે વિધાનો કરવાનો વ્યવહાર સ્વીકાર્યો છે. આ કારણે પર્યાયાર્થિક નયની માન્યતાઓ, વિચારણાઓ આ અવસરે ગૌણ બને છે.

જ્યારે પર્યાયપ્રધાન નયની અપેક્ષાએ આત્માના સ્વરૂપની વિચારણા કરવામાં આવે છે ત્યારે આત્માના જ્ઞાનાદિ ગુણો અને નારક, દેવ, માનવ વગેરે પર્યાયોના પરિવર્તનની સાથે આત્માનું નિજસ્વરૂપ હંમેશા પરિવર્તનને પામતું જ રહે છે, કારણ કે પર્યાયોના પરાવર્તન પરિણામાન્તરની અસર આત્માના નિજસ્વરૂપને અવશ્ય સ્પર્શે છે. પર્યાયોથી આત્મા અભિન્ન છે. આ મુજબ પર્યાયાર્થિક નયનું મન્તવ્ય છે.

એટલે આ નયથી સાપેક્ષ દષ્ટિએ, આત્મા પરિણામી તેમજ અનિત્ય છે. આ કારણે આત્માને નિત્યાનિત્ય–સ્યાત્ કથંચિદ્ નિત્ય, સ્યાત્ કથંચિદ્ અનિત્ય તરીકે સ્વીકારવામાં જ આત્માના સ્વરૂપનો પારમાર્થિક સ્વીકાર છે. આ સિવાય કેવળ આત્મા નિત્ય જ છે, અનિત્ય જ છે, આ રીતે નિરપેક્ષતાપૂર્વકનું વિધાન વાસ્તવિક રીતે આત્માના નિજસ્વરૂપના નિષેધરૂપે પરિણમે છે. પરિણામે આત્માની સાથે સમ્બન્ધ રાખનારાં તેમજ કેવળ આત્માના અસ્તિત્વને આધારે જેનું અસ્તિત્વ ગણાય છે એવાં પુણ્ય, પાપ, બન્ધ, મોક્ષ, પરલોક વગેરે આસ્તિક દર્શનોમાં મુખ્ય ગણાતા તત્ત્વોનું અસ્તિત્વ જોખમાય છે, એટલે એ તત્ત્વો આકાશપુષ્પની જેમ નિરર્થક છે. આત્માના પારમાર્થિક અસ્તિત્વની સાથે આ બધાં તત્ત્વોનું અસ્તિત્વ નિર્ભર છે.

એકંદરે–સ્યાદ્વાદના સ્વીકારથી જ દરેક પ્રકારની દાર્શનિક તત્ત્વવ્યવસ્થા સુસંગત, સંગીન અને અવિસંવાદી બની રહે છે. આ કારણે જૈનદર્શન, ઇતર સર્વ આસ્તિક દર્શનો કરતાં સર્વશ્રેષ્ઠ તરીકે જગતમાં પૂરવાર થયું છે.

જય હો એ જૈનદર્શનની ત્રિકાલાબાધ્ય અખંડ અનુપમ અને લોકોત્તર તત્ત્વવ્યવસ્થાનો, જય હો એ વ્યવસ્થાના મૂળ પ્રાણ શ્રી. સ્યાદ્વાદ સિદ્ધાંન્તનો !

# ધ્યાનનું સ્વરૂપ

સંગ્રાહક—પૂ. મુનિમહારાજ શ્રી દક્ષવિજયજી

જ્ઞાન–દર્શન સ્વભાવવાળો આત્મા હમેશાં કોઈ ને કોઈ પ્રકારની વિચારણા તો કરે જ છે. કોઈ વખત આ વિચારણાનો પ્રવાહ શુભ એટલે આત્માને હિતકારી હોય છે અને કોઈ વખતે એ પ્રવાહ અશુભ–આત્માને નુકસાન કરનાર હોય છે. આ વિચારણાના પ્રવાહને આપણે ધ્યાન તરીકે ઓળખીએ છીએ.

જૈનદર્શનમાં ધ્યાનના ચાર પ્રકાર વર્ણવ્યા છે: (૧) આર્ત્તધ્યાન, (૨) રૌદ્રધ્યાન, (૩) ધર્મધ્યાન અને (૪) શુકલધ્યાન. આ ચાર ધ્યાન પૈકી પહેલાં બે–આર્ત્ત અને રૌદ્ર–ધ્યાન અશુભ એટલે આત્માનું અહિત કરનાર અને સંસારવર્ધક હોવાથી ત્યાજ્ય છે, અને છેલ્લાં બે–ધર્મ અને શુકલ–ધ્યાન શુભ એટલે આત્માનું હિત કરનારાં અને મોક્ષપ્રાપ્તિનાં કારણ હોવાથી આરાધ્ય છે. આ ધ્યાનના ચાર પ્રકાર ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયજી મહારાજ વિરચિત 'અધ્યાત્મસાર'માં નીચે પ્રમાણે પ્રતિપાદન કર્યા છે—

> **आर्त्तं रौद्रं च धर्म्यं च, शुक्लं चेति चतुर्विधम् ।**
> **तत्स्याद् भेदाविह द्वौ द्वौ, कारणं भवमोक्षयोः ॥ ८६ ॥ प्रबन्ध ५ ।**

## (૧) આર્તધ્યાનનું સ્વરૂપ

> **राज्योपभोगशयनासनवाहनेषु ।**
> **स्त्रीगन्धमाल्यमणिरत्नविभूषणेषु ॥**
> **इच्छाभिलाषमतिमात्रमुपैति मोहाद्—**
> **ध्यानं तदार्त्तमिति तत्प्रवदन्ति तज्ज्ञाः ॥**

**—योगतारावली, पृ० १७, श्लोक ८३**

**અર્થ**—રાજ્યના ઉપભોગો (રાજસિ મોજશોખો), સૂવાનાં ઉત્તમ સાધનો, આસનો, વાહનો, સ્ત્રીઓ, ગન્ધો (અત્તર, તેલ, ફુલેલ આદિ) મણિ, રત્ન અને (અનેકવિધ મનોહર) અલંકારોને વિષે, મોહને લીધે અત્યન્ત તીવ્ર ઇચ્છા[1] તેમજ અતિ તીવ્ર અભિલાષ[2] રાખવો, તે આર્ત્તધ્યાન (કહેવાય) છે. એ પ્રમાણે ધ્યાનનું સ્વરૂપ જાણનારાઓએ પ્રતિપાદન કર્યું છે.

---

૧. પ્રાપ્ત થયેલ પ્રિય વસ્તુનો વિયોગ ન થાય, એવી જે વિચારણા તે ઇચ્છા કહેવાય છે

૨. અને અપ્રાપ્ત ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિની જે ઝંખના તે અભિલાષ કહેવાય છે.

(૨) રૌદ્રધ્યાનનું સ્વરૂપ—

संछेदनैर्दहनभञ्जनमारणैश्च,
बन्धप्रहारदमनैर्विनिकृन्तनैश्च ।
यो याति रागमुपयाति च नानुकम्पां,
ध्यानं तु रौद्रमिति तत्प्रवदन्ति तज्ज्ञाः ॥
योगतारावली, पृ० १७, श्लोक ८४

**અર્થ**—જે વ્યક્તિ અન્ય પ્રાણિઓ (નાં અંગોપાંગ) ને છેદવાથી, બાળવાથી, ભાંગતોડ કરવાથી, મારી નાંખવાથી, બાંધવાથી, પ્રહારો કરવાથી અને વાઢકાપ કરવાથી રાગ પામતો હોય, અને અનુકમ્પા—દયાને ન પામતો હોય [અર્થાત્ ઉપર્યુક્ત (હિંસાનાં) કૃત્યો કરવામાં ક્રૂર ચિત્તે જે બહાદુરી માનતો હોય ] તે વ્યક્તિના ધ્યાનને ધ્યાનજ્ઞ પુરુષો રૌદ્રધ્યાન કહે છે.

(૩) ધર્મધ્યાનનું સ્વરૂપ

सूत्रार्थसाधनमहाव्रतधारणेषु, बन्धप्रमोक्षगमनागमहेतुचिन्ता ॥
पञ्चेन्द्रियव्युपरमश्च दया च भूते, ध्यानं तु धर्ममिति तत्प्रवदन्ति तज्ज्ञाः॥
योगतारावली, पृ० १६, श्लोक ७४

**અર્થ**—સૂત્ર અને અર્થનાં સાધનો તથા (નિરતિચાર) મહાવ્રતોને ધારણ કરવા માટેની જે વિચારણા (કર્મના) બંધ—મોક્ષ—ગતિ અને આગતિનાં કારણો સંબંધી જે વિચારણા તથા પાંચ ઇંદ્રિઓના વિષયોથી વિરામ પામવો તે અને પ્રાણિ માત્ર ઉપર દયાભાવ રાખવો તે ધર્મધ્યાન કહેવાય છે, એમ ધ્યાનજ્ઞ મહર્ષિઓ ફરમાવે છે.

(૪) શુક્લધ્યાનનું સ્વરૂપ—

यस्येन्द्रियाणि विषयेषु पराङ्मुखानि, सङ्कल्पकल्पनविकल्पविकारदोषैः ।
योगैः सदा त्रिभिरहो निभृतान्तरात्मा, ध्यानं तु शुक्लमिति तत्प्रवदन्ति तज्ज्ञा ॥
—योगतारावली, पृ० १६, श्लोक, ७३ ॥

**અર્થ**—સંકલ્પો, કલ્પનાઓ, વિકલ્પો અને વિકારોના દોષો વડે જેની ઇંદ્રિઓ વિષયોથી પરાઙ્મુખ—વિમુખ બની ગઈ હોય, વળી મન, વચન અને કાયાના યોગોથી જેનો અંતરાત્મા સદા દૃઢ થયો હોય તેવા પુરુષનું જે ધ્યાન તે શુક્લધ્યાન કહેવાય છે, એમ ધ્યાનના સ્વરૂપને જાણનારાઓ ફરમાવે છે.

હવે, ઉપર્યુક્ત ચારે પ્રકારના ધ્યાનમાંથી કયા કયા ધ્યાનનું શું શું ફળ છે?—તે દર્શાવવું અવસરોચિત સમજી પ્રત્યેક ધ્યાનથી જીવ જે ભિન્ન ભિન્ન ગતિને મેળવે છે, તે નિમ્ન લિખિત શ્લોકથી દર્શાવીએ છીએ—

आर्त्ते तिर्यग्गतिस्तथा गतिरधो ध्याने तु रौद्रे सदा,
धर्मे देवगतिः शुभं बत फलं शुक्ले तु जन्मक्षयः ।

# નિઝામ રાજ્યમાં આવેલી
# કેટલીક જૈન ગુફાઓ

સં૦-સ્વ૦ શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ગયા અંકમાં નિઝામ રાજ્યમાં આવેલી ઇલોરાની જૈન ગુફાઓ સંબંધી હકીકત જોઈ. આ લેખમાં નિઝામ રાજ્યમાંની બીજી કેટલીક જૈન ગુફાઓની હકીકત આપવામાં આવે છે. આ ગુફાઓનું સંશોધન નિઝામ રાજ્યના પુરાતત્ત્વખાતા તરફથી કરવામાં આવ્યું છે. વ્ય.

### કારૂસાની જૈન ગુફા

ધારાસીન્વાથી વાયવ્ય ખૂણામાં ઓગણત્રીસ માઈલ દૂર સૌસા નામનું એક સુંદર મોટું ગામ આવેલું છે. સૌસા તુરાજ નદીની એક નાની શાખા પર છે.

કારૂસાગામથી આસરે સવાપાંચ માઈલ દૂર પૂર્વ દિશામાં એક નીચી પણ સીધા ચઢાવવાળી ટેકરી આવેલ છે, જેના નરમ ખડકમાં કેટલીક ગુફાઓ કોતરી કાઢેલ છે. ખડક ગઠ્ઠાબંધ અને ખડબચડો હોવાથી સુંદર શિલ્પકામ થઈ શકે નહિ એ સહેલાઈથી સમજી સકાય તેવું છે. આ ગુફાઓ પાછળથી જે રીતે ખવાઈ ગઈ છે, તેથી તેમની સ્થિતિ વધુ ખરાબ બની છે.

ટેકરીના શિખર પાસે, ખડકવાળા વિભાગમાં થોડાક અંતર સુધી ગુફાઓ નથી. પણ એ અંતર વટાવ્યા પછી ગુફાઓનો મુખ્ય સમુદાય આવે છે. આ સમુદાયમાં વધારે મોટી ગુફાઓનો સમાવેશ થાય છે. પહેલી ગુફાનો આકાર અનિયમિત છે, તે

---

**तस्माद् व्याधिरुगन्तके हितकरे संसारनिर्वाहके,**
**ध्याने शुक्लवरे रजःप्रमथने कुर्यात् प्रयत्नं बुधः ॥**

**—दशवैकालिकसूत्रवृत्ति (हारिभद्री), पृ० ३२, श्लोक ५**

**અર્થ**– આર્ત્તધ્યાનથી જીવ તિર્યંચગતિ પ્રાપ્ત કરે છે; રૌદ્રધ્યાનના પ્રતાપે જીવ અધોગતિ (નરકગતિ)ને પામે છે; ધર્મધ્યાનથી જીવ દેવગતિ પ્રાપ્ત કરે છે તથા શુભ–ઉત્તમ ફળોનો ભોક્તા બને છે. વળી શુક્લધ્યાનથી જીવના જન્મનો ક્ષય થાય છે અર્થાત્ જીવ મોક્ષમાં સિધાવે છે. એટલા માટે શુક્લધ્યાન આધિ વ્યાધિનો ક્ષય કરનારું આત્માને એકાન્ત હિતકારિ છે, અપાર અને અસાર સંસારનો નાશ કરનારું તેમજ કર્મરજને મથી નાખનારું છે. અને તેથી સુજ્ઞ પુરુષોએ શ્રેષ્ઠ એવા શુક્લધ્યાનને વિષે ઉદ્યમવંત થવું એ શ્રેયસ્કર છે.

૧૧ થી ૧૫ ફુટ પહોળી અને ૧૩ ફુટ ૨ ઈંચથી ૧૪ ફુટ ૮ ઈંચ ઊંડી છે. આ ગુફા ઘણીખરી પુરાઈ ગઈ છે. તેની પછવાડે એક નાની ગુફા કે સાદું મંદિર છે, જે સાડા ૭ ફુટ પહોળું અને ૭ ફુટ ઊંડું છે. આ મંદિર કયા સંપ્રદાયનું છે તે જાણવા માટે કંઈ પણ સાધન નથી, તેની ઉપર એક જ પથ્થરના સ્થંભવાળું એક નાનું મંદિર છે.

આ ગુફાની ઉત્તરે આસરે ૭ વાર દૂર આ સમૂહની બીજી ગુફા છે, જે આગલા ભાગમાં ત્રેવીસ ફુટ અને પાછલા ભાગમાં પચીસ ફુટ પહોળી છે. તેની ઊંડાઈ આસરે સાડાસોળ ફૂટ છે. તેની ઉત્તરની દિવાલમાં એક ભોંયરૂં છે, તે ઘણા અનિયમિત આકારનું છે. તે સવા ૭ ફુટ ઊંચું છે. તેની પહોળાઈ આગળના ભાગમાં ૫ ફુટ ૨ ઈંચ અને પાછળના ભાગમાં સાડા નવ ફુટ છે. દક્ષિણ બાજુની દિવાલમાં પણ એક ભોંયરાની શરૂઆત થાય છે. ગુફાની કોઈ પણ દિવાલ સીધી નથી. પાછલના ભાગની દિવાલ બે ફૂટ દસ ઇંચ જેટલી પાછળના ભાગમાં ઢળી પડે છે, તેના મધ્યમાં જૈન તીર્થંકરની એક ગ્રામ્ય મૂર્તિ છે. તે રૂપરેખા વિનાની છે. તેમાં જિન તીર્થંકર પદ્માસને પલાંઠી વાળી સ્થાપિત થયેલ છે. આ મૂર્તિની લંબાઇ પબાસનથી માથાના મુગટ સુધી ૭ ફૂટ દસ ઇંચ છે. બે ઘુંટણના વચ્ચેનું અંતર ૭ ફૂટ એક ઇંચ જેટલું છે. પબાસનની લંબાઇ ૭ ફૂટ એક ઇંચ અને પહોળાઇ ચાર ફૂટ એક ઈંચ છે. ગુફાની બહારની બાજુની કોર જે ચોવીશ ફૂટ આઠ ઈંચ લાંબી છે, તે આગળની દિવાલ ઉપર એક ફૂટ પાંચ ઈંચ જેટલી આગળ પડે છે, તેના બન્ને છેડે નાનાં ભોંયરાઓ છે તે પુરાઇ ગએલાં છે. [1]

## ઔરંગાબાદની જૈન ગુફાઓ

ઔરંગાબાદ શહેર દુધના નદીની ખીણવાળા પ્રદેશમાં આવેલું છે. દુધના નદીની દક્ષિણ બાજુ સતારાની ટેકરી અને ઉતર દિશા ભણી સીમેલ નામનો ડુંગર છે. એ નદી ઇલોરાથી નીકળી પૂર્વ તરફ વહે છે. ખડકી[2] નામનું એક ગામ અસલ અહીં આવેલું હતું. અહમદનગરના મુર્તજા નિઝામ શાહના વડાપ્રધાન મલેક અંબરે આ ગામને રાજ્યની નવી રાજ્યધાની તરીકે પસંદ કર્યું હતું.

અહમદનગર રાજ્યનો તે સમયમાં ઘણો વિસ્તાર થયો હતો. મલેક અંબરે ઇ. સ. ૧૬૧૬માં નરકંડા નામનો મહેલ અને મસ્જીદ ખડકી ખાતે બંધાવ્યાં હતાં. આ મહેલની આસપાસ લશ્કરના માણસોએ પોતાનાં મકાનો બાંધ્યાં હતાં. મોગલ સામ્રાટ જહાંગીરના લશ્કરે એ મહેલને ઈ. સન ૧૬૨૧ માં ઉજ્જડ વેરાન કરી બાળી નાખ્યો હતો. મલેક અંબરનો પુત્ર ફતેખાન જે ૧૬૨૬ માં પોતાના પીતા પછી વડોપ્રધાન થયો હતો, તેણે ગામનું નામ ફેરવીને ફતેહનગર રાખ્યું. ઇ. સ. ૧૬૫૭માં દક્ષિણના સૂબા તરીકે તેને મોકલવામાં આવ્યો હતો. તેણે ફતેહનગરમાં પોતાનું નિવાસ્થાન રાખી ત્યાં પોતાને

1 Archaeological Survey of Western India. Vol. III 1875–76. P. 12–13.

2 Gurheh–Birges's Nizam Vol. 1, P. 103 and Gurka Grant Duffs History Vol. 1, P. 95.

માટે તેમજ અમીર ઉમરાવો માટે મહેલો તેમજ બીજાં મકાનો બંધાવ્યાં હતાં. વળી ગામની આસપાસ કોટ પણ બંધાવ્યો હતો, જે અદ્યાપિ પર્યંત વિદ્યમાન છે. ગામનું નામ ઔરંગાબાદ રાખ્યું. જો કે તેના રાજ્યકાળના ઈતિહાસકારો ખુજીસ્તા–બનીયાડ હતું એમ વારંવાર જણાવે છે.[1]

ઔરંગાબાદની ઉત્તર દિશામાં ટેકરીઓ ઉપર ગુફાઓ હતી એમ ઓછામાં ઓછાં છેલ્લાં પચીશ વર્ષ થયા જાણવામાં આવ્યું છે. આ ગુફાઓના સંબંધમાં જાહેર પ્રજાઓનું લક્ષ ઓછું દોરાયું હતું. પૈઠણ સરકારને લગતા આંકડાઓના અહેવાલના પરિશિષ્ટમાં ડા. બ્રેડલીએ આ ગુફાઓનું વર્ણન કર્યું છે. આ અહેવાલ નિઝામ સરકાર માટે તૈયાર કરવામાં આવ્યો હતો. ડૉ. બ્રેડલીએ કેટલીક ગુફાઓના ખંડેરો સાફ કરાવ્યા હતા. તેમના સમય પછી એ ગુફાઓની વાત લગભગ ભુંસાઇ ગઈ હોય એમ લાગે છે.

ગુફાઓ જે ટેકરીઓ પર આવેલી છે તે ટેકરીઓ શહેરની ઉત્તર દિશાએ છે. ટેકરીઓની ઊંચાઇ આસપાસનાં મેદાનોથી આસરે સાતસો ફુટ છે. ટેકરીઓના લીધે જે બાજુએ ગુફા આવેલી છે તે બાજુએ એટલે દક્ષિણ દિશામાં સીધો ઊંચો ખંડ બની રહેલ છે.

ગુફાઓ કે જેનો વિસ્તાર આશરે દોઢ માઇલ જેટલો છે તેના ત્રણ વિભાગ પાડી શકાય. પહેલાના બે વિભાગોમાં માત્ર બૌદ્ધ ગુફાઓ જ છે. ત્રીજા વિભાગની ગુફાઓમાં શિલ્પકામનો તદ્દન અભાવ હોવાથી એ ગુફાઓ ક્યા સંપ્રદાયની છે એ કહેવું મુશ્કેલ છે. જો કે આ ત્રીજા વિભાગની ગુફાઓ બૌદ્ધ સંપ્રદાયની નથી એમ દર્શાવનારૂં કાંઇ પણ સાધન નથી.

પહેલા વિભાગમાં પાંચ ગુફાઓ છે જે શહેરની લગભગ ઉત્તર દિશાએ છે. પાંચમી ગુફાનો ભાગ સફેદ હોવાથી ગુફાનો આ સમૂહ દષ્ટીએ પડે છે. ઔરંગાબાદના જૈનોએ આ પાંચમી ગુફાને ચૂનો લગડાવેલ છે. તેઓ ભક્તિ કે પૂજા નિમિત્તે એ ગુફામાં અવાર નવાર જતા રહે છે. ગુફામાં બુદ્ધની એક મૂર્તિ છે. તીર્થંકરોની એક પણ મૂર્તિ નથી. આમ છતાં ધાર્મિક ક્રિયાકાંડમાં માનનાર સરળભાવી મનુષ્યોને એક મૂર્તિ બીજી મૂર્તિ જેટલી જ ગરજ સારે છે. બીજી ચારે ગુફાઓ છારાં તેમજ જંગલના ઝાડોની ડાળીઓથી ઓછે વધતે અંશે ઢંકાઇ જવાથી દેખાતી નથી. આમ છતાં પગ રસ્તે ખીણની જમણી બાજુએ જતાં એ ગુફાઓમાં જઈ શકાય છે. ગુફાઓ સુધી પહોચતાં આસરે ત્રણસો ફુટ સીધા ચડવું પડે છે. આટલું ચડયા પછી ચૂનો લગાડેલી ગુફાની જમણી બાજુના ભોંયરા આગળ માણસ આવી શકે છે. લટકતા ખડક નીચે અહીં પણ એક ગુફા હોવી જોઇએ. આ ભોંયરાથી એક ખડબચડો અને ટૂંકો માર્ગ કરેલો છે. એ માર્ગે જતાં ત્રીજી, ચોથી અને પાંચમી ગુફાઓ આગળ જઈ શકાય છે. એક ભયંકર અને સાંકડી, પગથીથી પશ્ચિમ બાજુએ જતાં એક ટેકરીની આજુબાજુ એક બીજી ગુફા માલુમ પડે છે. આ

1 Elliot and Dewson's History Vol. VI. P. 344–380, VI P, 194, 256, 304.

ટેકરી યુગો થયાં ઉપરથી ધસી પડેલી માટીથી બનેલી છે જે માટીથી લગભગ પુરાઈ ગઈ છે. તેનો આગળનો ભાગ એટલો બધો પુરાઇ ગયો હતો કે ડૉ. બ્રેડલીને એ ભાગમાં ખોદ-કામ કરાવવું પડયું હતું. પશ્ચિમની બાજુએ આથી પણ વધારે કચરો ભરાયો છે. સીધી સપાટી ઉપર કોતરી કાઢેલાં પગથિયાના માર્ગે જવાય તો જ તેના આગળના ભાગને ઓળંગવાનું બની શકે. આ માર્ગે છેક પશ્ચિમની ગુફાના આગલા ભાગ સુધી થોડેક છેટે ઉપર ચડવાનું શકય છે.

પાંચમી ગુફા:—જે પાંચમી ગુફા છે તેનો ઉપયોગ જૈનો પાર્શ્વનાથના તીર્થ તરીકે કરે છે. આ ગુફા ખડકમાં કોતરી કાઢેલું તેમજ બીજી ગુફા જેવું એક નાનકડું મંદિર અસલમાં ઘણું કરીને હોવું જોઇએ. તેનો આગળનો ભાગ સંપૂર્ણ નાશ પામ્યો છે. તેની આજુબાજુનાં કેટલાંક ભોંયરાઓનો પણ નાશ થયો છે, એટલે કે આસપાસ પ્રદક્ષિણા સાથે માત્ર મંદિર જ રહ્યું છે. આ મંદિર અંદરની બાજુએ આઠથી સાડાઆઠ ફુટ પહોળું અને આઠ ફુટ ઊંડું છે, અને તેમાં પબાસન ઉપર એક મહાન મૂર્તિ બિરાજમાન છે. મંદિરની આસપાસનો માર્ગ આસરે ચાર ફુટ પહોળો છે. પાછળના ભાગમાં તેની કુલ લંબાઇ આસરે સાડીતેવીસ ફુટ છે.

આ પાંચે ગુફાઓથી પોણો માઇલ દૂરપૂર્વમાં ગુફાઓનો બીજો સમૂહ, તે જ ટેકરીઓના પ્રદેશમાં આવેલો છે. ગુફાઓના પ્રથમ સમૂહમાં ગુફાઓનું પશ્ચિમથી પૂર્વ સુધી ક્રમવાર વર્ણન કર્યું તેમ બીજા વિભાગની ગુફાઓનું વર્ણન કરવું વાસ્તવિક છે. બીજા સમૂહની ગુફાઓમાં જે ગુફા છેક પશ્ચિમમાં આવેલ છે તે ગુફામાં બીજી ગુફાના આગલા ભાગ સિવાય ભાગ્યે જ જઈ શકાય[1]

પુરાતન સમયમાં અહીં જૈન ધર્મની જાહોજલાલી સારી હતી. શ્વેતામ્બર અને દિગમ્બર જૈન મુનિઓનો વિહાર સારા પ્રમાણમાં થતો. અહીં ઈ. સ. પાંચમી સદીમાં તામ્ર કદમ્બ વંશના રાજાઓનો રાજ્ય અમલ હતો. તે રાજ્યકર્તાઓએ એક તામ્રપત્ર જૈનોને કરી આપેલ તે દેવગિરિ (દોલતાબાદ) નું તળાવ ખોદતાં મળી આવેલ, તેમાં કાલવંગ નામનું ગામ શિવમૃગેશ તરફથી ભેટ આપેલ છે. તેમાંનો એક ભાગ અર્હત જૈન મંદિર માટે, એક ભાગ શ્વેતામ્બર શ્રમણો માટે અને એક ભાગ નિર્ગ્રંથ શ્રમણ ( દિગમ્બર ) વગેરેના ઉપયોગ માટે આપવામાં આવેલ છે.[2]

## મોમિનાબાદની જૈન ગુફાઓ

બીદરથી મોમિનાબાદના માર્ગે જતાં કેટલાક જોવા જેવા અવશેષો પ્રાપ્ત થશે, એવી આશા રાખી હતી. દેશના આ ભાગમાં બીજા પ્રદેશો માફક કેટલાંક ગામોમાં એક સમયમાં મંદિરો હતાં, પણ મૂર્તિભંજનનું કાર્ય આ પ્રદેશમાં ખૂબ જ થયું છે.

1 Archaeological Survey of Western India Vol. III 1875-76. PP-59-73.

2 Journal of the R. A. S. Bombay, Vol. 34

ભૂલકી અને બટુંમ્બરા થઇને શિવોની ખાતે મંજીરા નદી ઓળંગાય છે. શિવાની વાટામુરઝીની સામે આવેલું છે. અમોલાથી થોડે દૂર અને નદીથી ઉત્તરે ચાર માઇલ છેટે એક ટેકરી આવેલ છે. એ ટેકરીમાં ગુફાઓ છે એમ જણાવવામાં આવ્યું હતું. છાવણીથી ઉત્તર પશ્ચિમ બાજુએ જે જૂનું શહેર આવેલું છે તેને **જગતંબા** કે **અમ્બાજોગી** કહે છે. કલ્યાણ વંશના એક મહાન જમીનદાર જૈતપાલની તે રાજધાની હતી. તેના વંશના માટે એવું કહેવાય છે કે એ વંશની શરૂઆતમાં પાંચ ભાઇઓ હતા, જેના ઉપરથી પંચમ જૈનો ઊતરી આવેલ છે. એ પંચમ જૈનોમાંના એંશી હજાર ધર્મપરિવર્તન કરીને બાસવ સંપ્રદાયના થયા હતા, તેમને હવે પંચમ લિંગાયત[1] કહેવામાં આવે છે. બ્રાહ્મણ તેમજ જૈન ગુફામંદિરો સારી સંખ્યામાં અહીંઆં હતાં, જેમાંનું એક મંદિર અસ્તિત્વ ધરાવે છે, જેને જોગાયનો સભામંડપ કહેવામાં આવે છે. આ મંદિર હીમના ગામની ઉત્તર પશ્ચિમ બાજુએ આવેલ છે. એક ખડક કે જે ઇશાન ખૂણાથી પૂર્વ બાજુએ ઢળે છે, તે ખડકમાંથી તેને કોતરી કાઢવામાં આવેલ છે. એક મોટા ઉઘાડા ચોતરાનું પ્રવેશદ્વાર નેવુ ફુટ લાંબું અને પચાસ ફુટ પહોળું છે. પ્રવેશદ્વારની બાજુના દિવાલો ઉત્તરની દિવાલો કરતાં ઘણી નીચી છે. ગુફાનો આગલો ભાગ ને છેડાનો ભાગ ઉંચાઈએ છે. આ ગુફાની પૂર્વમાં એક ત્રીજી ગુફા છે, જે માટીથી લગભગ પુરાઇ ગઈ છે. જો કે તે બહુ ખંડિત થઇ નથી. તે એક જૈન ગુફા છે અને તેની લંબાઈ એકતાળીસ ફુટ અને ઉંડાઈ ચૌદ ફુટ છે.

ગુફાની મધ્યમાં હારબંધ આવેલા ચાર થાંભલાઓથી તેના ઉપલા ભાગને ટેકા મળે છે. બે થાંભલાઓ આગલા ભાગમાં પણ છે. ખુંભી અને હથોટીની વચ્ચેના થાંભલાઓ ચોરસ આકારના છે. ચોતરાની દરેક બાજુએ નાની નાની ગુફાઓ છે, જે પૈકી જમણી બાજુની તદ્દન પુરાઈ ગઇ છે. ડાબી બાજુની ગુફાની પણ લગભગ તેવી જ સ્થિતિ છે. એ ગુફાની લંબાઇ બાવીસ ફુટ બે ઇંચ છે. તેના પાછલા ભાગમાં એક સાદું ભોંયરું છે.

મુખ્ય ઓરડાની પાછળના ભાગમાં ત્રણ નાનાં મંદિરો છે, જે દરેકમાં ત્રેવીસમા જૈન તીર્થંકર પાર્શ્વનાથની નાની મૂર્તિ છે. મૂર્ત્તિના માથા ઉપર સર્પની ફણા છે અને તેની આસપાસ બે ચમ્મરધારીઓ છે. વચલા મંદિરનો આગળનો ભાગ કંઈક આગળ પડતો છે અને તેના દ્વારની દરેક બાજુએ એક દ્વારપાળ છે અને તેના માથા ઉપર તેજોમંડળ છે. ઇલોરાની જૈન ગુફાઓ, જે ઇંદ્રસભાના નામથી ઓળખાય છે ત્યાં જેવું તેજોમંડળ છે તેવું આ તેજોમંડળ સમજવું. ડાબે કે પૂર્વ છેડે એક સાદું ભોંયરું છે જે આઠ ફુટ ચાર ઇંચ પહોળું, સાત ફુટ આઠ ઇંચ ઉંડાઇએ છે. સામેના છેડાની દિવાલ પર જૈન તીર્થંકરની મૂર્તિઓની બે હાર પદ્માસને સ્થાપિત થયેલ બિરાજમાન છે.[2]

---

1 Journal of Royal Asiatic Society Vol. IV, P. 32.

2 Arcthaeological survey of Western India Vol. III, PP. 48-52.

# શંખેશ્વર તીર્થમાં પ્રાચીન પડદા

સંગ્રાહક:—પૂજ્ય મુનિમહારાજ શ્રી સુશીલવિજયજી



શંખેશ્વર મહાતીર્થ એ અતિ પ્રાચીન અને બહુ ચમત્કારિક જૈન તીર્થ છે. આ તીર્થની પ્રાભાવિકતાના કારણે એના ઉપર જૈનો ઉપરાંત બીજા લોકોની પણ ઘણી આસ્થા–શ્રદ્ધા છે.

આ તીર્થનો વહીવટ કરતી પેઢી પાસે, મેળા કે ઉત્સવ આદિ પ્રસંગે જિનમંદિરમાં બાંધવા માટે ચાર પડદા છે. આ પડદા રેશમના છે અને તેના ઉપર જરીનું કામ કરવામાં આવ્યું .છે.

આ પડદામાં પ્રત્યેકમાં સમવસરણની રચનાની જેમ ત્રણ ગઢ ભરવામાં આવ્યા છે. દરેક ગઢ જુદા જુદા રંગે ભરવામાં આવેલ છે. તેમાં જુદા જુદા રંગોથી બાર પ્રકારની પર્ષદાનું ચિત્ર ભરવામાં આવ્યું છે.

આ પડદાની પહેલી વિશેષતા એ છે કે તેના ઉપર, જિનપ્રતિમા ઉપર, જિનમંદિરમાં કે પ્રાચીન ગ્રંથોની પુષ્પિકામાં લેખ આપીને તેનો ઇતિહાસ આપવામાં આવે છે તે રીતે, લેખ ભરવામાં આવ્યો છે અને એ રીતે એ પડદાનો ઇતિહાસ જાળવી રાખવામાં આવ્યો છે. લેખ નીચે પ્રમાણે છે—

**॥ संवत् १९०८ वर्षे फागुण शुक्ल पंचम्यां उपधानादिक नंदिभूषण पडदा ४ पं। श्री शुभविजयग। शिष्य पं. वीरविजय गणिजिरुपदेशात् कराविता राजनगर संघेन ॥**

આ ઉલ્લેખ મુજબ આ પડદા પં. શ્રી શુભવિજયજી ગણિના શિષ્ય પં. શ્રી. વીરવિજયજી ગણિના ઉપદેશથી રાજનગર (અમદાવાદ)ના સંઘે વિ. સં. ૧૯૦૮ માં ફાગણ માસમાં કરાવ્યા. (આ પં. વીરવિજયજી મહારાજે બનાવેલી વિવિધ પૂજાઓ અત્યારે પ્રચલિત છે.)

આ પડદાની આ મુખ્ય વિશેષતા ઉપરાંત બીજી વિશેષતા એ છે કે ૯૦ વર્ષ જેટલો લાંબો સમય વીતવા છતાં એની જરીનો ચળકાટ જરા પણ ઓછો નથી થયો. જાણે હમણાં જ બનાવ્યા હોય એવા એ પડદા લાગે છે.

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી



( ગતાંકથી ચાલુ )

## રતનસિંગ ભંડારી

રતનસિંગ ભંડારીનો જન્મ પ્રસિદ્ધ ઓસવાલ વંશમાં થયો હતો. મારવાડના સરદાર અભયસિંગના સમયમાં એ ઊંચા હોદ્દા પર આવ્યો. એ સરદાર પ્રત્યે રતનસિંગની ભક્તિ પ્રશંસનીય હતી. પોતાની ફરજ અને પોતાના અધિકારનું જેને બરાબર ભાન હતું, એવો તે બુદ્ધિશાળી અને બહાદુર સરદાર થઈ ગયો.

ઈ. સન. ૧૭૩૦ માં મોગલ સત્તા તરફથી અભયસિંગ અજમેર અને ગુજરાતનો સૂબો નિમાયો. ત્રણ વર્ષ સુધી એ પ્રદેશમાં રાજ્ય ચલાવી, પોતાની પાછળ રતનસિંહને મૂકી તે દિલ્હી પાછો ફર્યો. આ પ્રમાણે ઉક્ત પ્રાંતોમાં ભંડારીએ કે જે છોટા સરસૂબા તરીકે ઓળખાતો—સ. ૧૭૩૩ થી ૩૭ સુધી રાજ્ય કર્યું. જ્યારે રાજ્યની લગામ રતનસિંગના હાથમાં આવી ત્યારે ગુજરાત પ્રાંતમાં મોગલોની સત્તા ઓસરવા લાગી હતી. એક તરફ મરાઠાઓના અને બીજી તરફ ખંડિયા એવા સૂબાઓના બળવા ચાલુ હતા. આ રીતે મંગલાચરણમાં જ રતનસિંગને ઉભય વર્ગો સામે ક્યાંતો લડીને અથવા તો સમજુતી કરીને પુનઃ સત્તાની જમાવટ કરવાની હતી. મધ્યસ્થ એવી મોગલ સત્તાની નબળાઈને લઈ એને બહુ સાવચેતી પૂર્વક કામ લેવાનું હતું.

સત્તાનાં સૂત્રો હાથમાં લીધાને માંડ મહિનાઓ વીત્યા ત્યાં તો મરાઠા સરદાર જાદવજી ડાભાડેએ ગુજરાત પર ચઢાઈ કરી. આ અણધાર્યા પ્રસંગથી બચવા સારૂ અને પ્રાંતને લૂંટફાટમાંથી બચાવવા સારૂ—મોટી રકમ આપીને એને મરાઠા નાયકને પાછો વાળવાની જરૂર પડી. વીરમગામનો સૂબો ભાવસિંગ રતનસિંગ સામે વારંવાર વિરોધ ઉઠાવતો. સન ૧૭૩૪ માં એની આડખીલી એટલી હદે વધી પડી કે એને પકડવા સારુ જવાંમર્દખાન પર રતનસિંગને હુકમ મોકલવો પડયો. ખાને વીરમગામ જઈ ભાવસિંગને તાબામાં લીધો પણ એના અનુયાયીઓના દબાણથી તેને છોડવાની ફરજ પડી.

આ સાલમાં ધ્યાન ખેંચે તેવો બીજો બનાવ તે મરાઠાઓએ પુનઃ વડોદરા લઈ લીધું એ હતો. વડોદરાનો સૂબો શેરખાન બાબી, બાલાસીનોરની મુલાકાતે ગયો હતો અને રક્ષણનો ભાર મહમદ સરબાઝના હાથમાં હતો. એ તકનો લાભ લઈ મહાદજી ગાયકવાડે વડોદરા પર છાપો માર્યો. આ વાતના સમાચાર શેરખાન બાબીને પહોંચતાં તે જલદીથી પાછો ફર્યો. શહેરમાં ઘેરાયેલા સૈન્યે બહાદુરીથી ટકાવ કર્યો. દરમિયાન બાબીએ રતનસિંગને સર્વ વાત જણાવી તેની મદદ માંગી. રતનસિંગે ખંભાતના સૂબા મોમીનખાનને બાબીની મદદે જવાનું ફરમાવ્યું. આ રીતે સૈન્યની જમાવટ થાય તે પૂર્વે તો જાદવજીએ શહેર

પરનો ઘેરો ચાલુ રાખી, વધારાનું સૈન્ય સાથે લઈ શેરખાન બાબીને માર્ગમાં રોકવા સારૂ પ્રયાણ કર્યું અને અધવચ ભેટો થતાં ઉભય વચ્ચે ખૂનખાર યુદ્ધ થયું. જેમાં શેરખાન બાબીને પરાજય મળ્યો. મોમીનખાન ખંભાતથી આવ્યો પણ માર્ગે બાબીની હારના સમાચાર મળતાં જ તે પાછો ફર્યો. આ રીતે મદદની આશા નષ્ટ થઈ. ઘેરાયેલા સૈન્યે ન છૂટકે શરણે જવાનું પસંદ કર્યું. આ જીત પછીથી વડોદરા ગાયકવાડના કબજામાં મુખ્ય શહેર તરીકેનો ભાગ ભજવતું સ્થાન બની ગયું.

સન ૧૭૩૪ ની સાલના અન્ય નાના બનાવોમાં પેટલાદના સૂબા ધનરૂપભંડારીનું મરણ તથા અમદાવાદના પ્રખ્યાત અને સુપ્રતિષ્ઠિત વેપારી ખુશાલચંદનું નાખુશ થઈ શહેર છોડી જવું એ મુખ્ય ગણાય.

રાજનગર (અમદાવાદ)ના શેઠ શ્રી શાંતિદાસ શેઠના ખુશાલચંદ પૌત્ર થાય. સરસપુરમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુનું જિનાલય સન ૧૬૩૮ માં શાંતિદાસ શેઠે બંધાવેલું. પણ ઔરંગઝેબ જ્યારે ગુજરાતનો સૂબો હતો ( સન ૧૬૪૪ ) ત્યારે ધર્માંધતાથી એણે એ દેવાલયને મસીદમાં ફેરવી નાંખ્યું. આ વાત પાદશાહ શાહજાનના કાને પહોંચતાં એણે પુત્રના કાર્યને નાપસંદ કરી પુનઃ દેવાલય શેઠશ્રીને સ્વાધીન કર્યું. ખુશાલચંદનો દેહોત્સર્ગ સન ૧૭૪૮ માં થયો. સન ૧૭૩૫ માં ધોળકાની દેખરેખ રતનસિંગ ભંડારીને સોંપવામાં આવી, પણ બુરહાન–ઉલ–મુલ્કની લાગવગથી વીરમગામના સૂબા તરીકે સોરાબખાન નિમાયો. આ વાત ભંડારીને ન રૂચતાં એણે સોરાબખાનને બદલે અભયસિંગને નિમ્યો. સોરાબે એ વાત બુરહાન–ઉલ–મુલ્કને જણાવી, પોતાની નિમણુક કાયમ રખાવી એટલું જ નહિ પણ પોતે જુનાગઢમાં સાદકઅલીને બદલીમાં મૂકી વીરમગામ તરફ રવાના થયો. આ સમાચાર રતનસિંગ ભંડારીને મળતાં એણે તરત જ મોમીનખાન વગેરે અધિકારીઓને પોતાની કુમકે બોલાવી ધોળકા પર ચઢાઈ કરી 'કોઠ' ગામ લૂંટી લીધું. અને ધોળી કે જે ધંધુકાથી ૭ માઈલ પર છે તે તરફ પ્રયાણ કર્યું. સોરાબખાન અહીં તંબુ નાંખી પડયો હતો. દરમ્યાન સફદરખાન બાબીએ, પાદશાહનો અંતિમ નિર્ણય આવતાં સુધી સોરાબે વીરમગામ રાખી આગળ ન વધવું તેમ કોઈ જમીનની ખટપટ ન કરવી એવી શરતે સુલેહ કરવા પ્રયાસ કર્યો, પણ ખાનની હઠને લઈ એમાં જય ન મલ્યો. આ પ્રયત્ન પડી ભાંગ્યા પછીની રાતે રતનસિંગે સોરાબના સૈન્ય પર હુમલો કર્યો. આ અચાનક હુમલાથી સોરાબનું સૈન્ય ગભરાઈ ગયું અને નાશી છૂટયું. ખાન પોતે મરણતોલ ઘવાયો. અને ટૂંક સમયમાં મરણ પામ્યો.

દરમ્યાન રતનસિંગનો જાન લેવાનો પ્રયાસ એક ઘોડેસ્વાર તરફથી થયો, પણ એમાં તે પકડાઈ ગયો અને તરત જ એને કાપી નાંખવામાં આવ્યો. એમાં કોનો હાથ હતો એ વાત અંધારામાં જ રહી. આમ છતાં રતનસિંગને જે ઘા લાગ્યા હતા એમાંથી સાજા થતાં તેને બે માસ લાગ્યા. ભંડારી અને ખાન વચ્ચેના ઝઘડામાં જો કે મોમીનખાન ભંડારીના મિત્ર તરીકે ભાગ ભજવતો જણાતાં છતાં અંતરથી એનું વલણ ખાન તરફ હતું. આ વાત ભંડારીથી અજાણ ન હોતી રહી. પણ અત્યાર સુધી એ

સંબંધમાં તે મૌન રહ્યો હતો. હવે એણે મોમીનખાંનના વિરોધી આચરણની શિક્ષા કરવાનો વિચાર કર્યો. એ વાત મોમીનખાનના જાણવામાં આવતાં ગભરાઈ તે ખંભાત તરફ નાસી છૂટયો.

રતનસિંગ જાતે એક જૈન ધર્મી અને મારવાડી વણિક હોવા છતાં રાજકારણમાં કેવી દક્ષતા ધરાવતો હતો અને યુદ્ધકારણમાં કેવો ભાગ ભજવતો હતો એ ઉપરના વૃતાંતથી સહજ જોવાય તેમ છે. એની કારકીર્દીનો ઇતિહાસ હજી બાકી છે. છતાં આટલા ઉપરથી હરકોઈ વાચકને એમ લાગ્યા વિના નહીં જ રહે કે એનામાં જે વિશ્વાસ મૂકવામાં આવ્યો હતો તે અસ્થાને નહોતો. સરસૂબા તરીકે રાજ્ય તંત્રો ગ્રહણ કરી, કપરા સંજોગોમાં એણે દીર્ઘદષ્ટિથી કામ લીધું છે. અને જરૂર પડયે જાતે શસ્ત્ર સજવામાં પણ પીછે હઠ નથી કરી ! એ વળી દયા ધર્મના અનયાયી તરીકે એણે દેશની લાજ નથી તો લૂંટાવી દીધી કે પોતાના માલિકની સત્તાને નથી તો ક્ષતિ પહોંચવા દીધી

(ચાલુ)

# "સિદ્ધસેનદિવાકરાચાર્યગચ્છ" સંબંધી

# એક ઉલ્લેખ

## [ સંવત ૧૦૮૬ નો મળી આવેલો ધાતુપ્રતિમા-લેખ ]

લેખક—**શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ**



શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી ચાલતા જૈન ડીરેકટરીના કામકાજ અંગે ચાલુ વર્ષના માહ તથા ફાગણ માસમાં મારવાડ અને રાજપુતાનાના પ્રવાસે હું ગયો હતો, તે વખતે જૈસલમેરનાં જિનમંદિરોનાં અપૂર્વ શિલ્પસ્થાપત્યનું તથા કિલ્લાપરનાં ઐતિહાસિક તાડપત્રીય હસ્તપ્રતોના ભંડારનું નિરીક્ષણ કરતી વખતે ઉપરોક્ત ઉલ્લેખવાળી એક ધાતુપ્રતિમા મારા જોવામાં આવી હતી. આ પ્રતિમાનો તથા લેખવાળા પાછળના ભાગનો ફોટોગ્રાફ પણ તે વખતે લેવરાવ્યો હતો, જે હાલમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની ઓફીસમાં છે.

જૈસલમેરનાં જિનમંદિરોનાં શિલ્પસ્થાપત્યનું વર્ણન અવકાશે આ જ માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે. હાલમાં તો જૈસલમેરનાં કિલ્લા પરનાં આઠ જિનમંદિરો પૈકી મૂળનાયક શ્રીચંદ્રપ્રભુસ્વામીજીના જિનમંદિરના બીજા માળ પર ચઢતાં, ડાબા હાથની પહેલી ઓરડીમાં રાખવામાં આવેલી ૨૧૧ ધાતુપ્રતિમાઓ પૈકીની સંવત્ ૧૦૮૬ની સાલના ઉપરોક્ત ઉલ્લેખવાળી એક જ જિનપ્રતિમાનું વર્ણન આ લેખમાં આપવાનું યોગ્ય ધાર્યું છે.

## મૂર્તિના આગળના ભાગનું વર્ણનઃ—

આ જિનપ્રતિમાની ઊંચાઈ ૧૦ાા ઇંચની છે. હું અગાઉ મારા લેખમાં[1] જણાવી ગયો છું તે જ પ્રમાણે આ પ્રતિમાજી બારમા સૈકા પહેલાંના હોવાથી લાંછન વગરની છે, એટલે ચોવીશ તીર્થંકર પૈકી કયા તીર્થંકરની આ પ્રતિમા છે તે લેખમાંના ઉલ્લેખ સિવાય ઓળખી કાઢવી મુશ્કેલ છે. આ મૂર્તિ પરિકર સહિતની હોવાથી મધ્યમાં પદ્માસનની એકેક શ્રીજિનેશ્વરદેવ બિરાજમાન છે. મૂર્તિની બન્ને બાજુ એક હાથમાં ચામર પકડીને ઊભી રહેલી એકેક પુરુષાકૃતિ છે. ચામર ધરનાર પરિચારક પુરુષાકૃતિના ઉપરના ભાગમાં એકેક પુરૂષાકૃતિ બંને હાથમાં ફુલની માળા પકડીને આકાશમાંથી ઊડતી આવતી હોય તેમ લાગે છે. તે બંનેના ઉપરના ભાગમાં એકેક ગંધર્વ આવતો દેખાય છે. મધ્યમાંની પદ્માસનસ્થ મૂર્તિના મસ્તકની પાછળના ભાગમાં આભામંડલની આકૃતિ સ્પષ્ટ દેખાય છે, અને મસ્તકના ઉપરના ભાગમાં એક પુરૂષાકૃતિ બેઠેલી છે, જે દુંદુભી વગાડનાર દેવની હોય તેમ લાગે છે. દુંદુભી વગાડનાર દેવની ઉપરના ભાગમાં અશોકવૃક્ષનાં પાંદડાંની આકૃતિઓ કોતરેલી છે. પરિકરમાં પણ બન્ને છેડાના ભાગમાં અશોકવૃક્ષની પાંદડીઓ કોતરીને શિલ્પીએ આ પ્રતિમા અરિહંત ભગવાનની હોવાની સાબિતી આપી છે. મધ્યની જિનપ્રતિમાની નીચે કમલની આકૃતિ કોતરેલી છે. કમલની આકૃતિ નીચે મધ્યમાં ઊભા ધર્મચક્રની આકૃતિ છે. અને ધર્મચક્રની બંને બાજુએ એકેક સિંહની આકૃતિ રજુ કરેલી છે. જમણી બાજુના સિંહની નજીકમાં જ બે હાથવાળા યક્ષરાજની તથા ડાબી બાજુના સિંહની નજીકમાં જ બે હાથવાળી યક્ષિણીની મૂર્તિ કોતરેલી છે. જમણી બાજુના યક્ષરાજના જમણા હાથમાં ફળની આકૃતિ છે. તથા ડાબી બાજુના હાથમાં ધનનો ચરૂ હોય તેમ લાગે છે. યક્ષરાજની નીચે તેમનું વાહન હાથી પણ સ્પષ્ટ દેખાય છે. ડાબી બાજુની યક્ષિણીની મૂર્તિ અંબિકાદેવીની છે. કારણ કે—તેણીના જમણા હાથમાં આમ્રફળ છે. તથા ડાબા હાથથી નાનું બાળક પકડીને ખોળામાં બેસાડેલું દેખાય છે. અને તેણીની નીચે તેણીનું વાહન સિંહ પણ શિલ્પીએ રજુ કરેલું છે. સિંહ તથા ધર્મચક્રની નીચેના ભાગમાં વચમાં એક તથા બન્ને બાજુએ બબેના બે ઝુમખાની ચાર ચાર આકૃતિઓ મળી નવગ્રહોની કુલ નવ આકૃતિઓ શિલ્પીએ રજુ કરેલી છે. નવગ્રહોની નીચે મૂર્તિ જેના ઉપર અદ્ધર રાખેલી છે, તે ધાતુના ચાર પાયાઓ પૈકીના બે પાયાઓ છે. આ પ્રમાણેના વર્ણનવાળો મૂર્તિનો આગળનો ભાગ છે.

## મૂર્તિના પાછળના ભાગનું વર્ણનઃ—

મૂર્તિના પાછળના ભાગમાં સૌથી નીચે મૂર્તિને અદ્ધર રાખનાર બે પાયાઓ છે. તે સિવાય ખાસ મહત્ત્વનો પાંચ લીટીવાળો પ્રભુના મસ્તકના પાછળના ઉપરના ભાગમાં પડીમાત્રીવાળો નાનો લેખ છે, જે આ પ્રમાણે છેઃ—

---

૧ જુઓ ચાલુ વર્ષના 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના દીપોત્સવી અંકમાં છપાયેલ 'બારમા સૈકા પહેલાંની પ્રાચીન ધાતુપ્રતિમાઓ' શીર્ષક મારો લેખ.

(૧)[1] श्री नागेंद्रकुले

(२) श्री सिद्धसेनदिवा [–]

(३) कराचार्यगच्छे अ [–]

(४) म्माछुप्ताभ्यां कारिता

(५) संवत १०८६ ।

આ પ્રમાણેનો, જેમાં સિદ્ધસેનદિવાકરાચાર્યગચ્છનો ઉલ્લેખ કરેલો હોય એવો, પુરાવો હજુસુધી બીજે કોઈ ઠેકાણે ઉપલબ્ધ થયો હોય તેવું મારા જાણવામાં આવ્યું નથી. આ આ ઉપરથી આપણને એક નવો વિચાર પણ ઉદ્‌ભવે છે કે આવા તો કેટલાયે ગચ્છોનું નામોનિશાન કરાલ કાળના પંજામાં આવીને લુપ્ત થઈ ગયું હશે. બીજું-સંવત ૧૦૮૬ સુધી તો સિદ્ધસેનદિવાકરાચાર્યગચ્છ હસ્તિમાં હતો તે વાત નિ:શંક રીતે નિશ્ચિત થાય છે. વળી સિદ્ધસેન દિવાકર નાગેંદ્રકુલમાં થયા હોવાનો પુરાવો પણ આ લેખ પૂરો પાડે છે.

આ લેખવાળી મૂર્તિ જ્યારે મેં જોઈ ત્યારે તેના ઉપર કાટના થરનાથર જામી ગયા હતા. મને પોતાને જો પ્રાચીન ધાતુ પ્રતિમાઓનો અભ્યાસ કરવાની આદત ન હોત તો હું માનું છું કે આ લેખ બીજાં કેટલાંય વર્ષો સુધી અજ્ઞાત જ રહેત. મને જોતાંની સાથે જ જણાઈ આવ્યું કે આ પ્રતિમા પ્રાચીન છે અને તે લગભગ દસમા, અગિયારમા સૈકાની હોવી જોઇએ. આથી મેં પ્રતિમા ઉઠાવીને હાથમાં લીધી અને તેની પાછળ જોયું તો થોડા અસ્પષ્ટ અક્ષરો દેખાયા. આ અક્ષરો દેખતાંની સાથે જ મારી સાથે જૈન ડીરેકટરીના કામકાજ માટે આવેલા મિ. મનસુખલાલ ભાયચંદભાઈને તેના અક્ષરો સાફ કરવા કહ્યું. લગભગ ત્રણ કલાકની મહેનત પછી તેના અક્ષરો વંચાવા લાગ્યા અને અક્ષરો વાંચતાંની સાથે જ મને પ્રાપ્ત થએલા આ અમૂલ્ય લેખ માટે મને અનહદ આનંદ થયો. અંતમાં આશા રાખું છું કે મારો આ લેખ જૈન ઇતિહાસનો એક મહત્ત્વનો અંકોડો પૂરો પાડશે, અને જૈન શ્રમણ સંસ્કૃતિના અભ્યાસીઓ અને સંશોધકો આગળ એક વિચારણીય મુદ્દો ઉપસ્થિત કરશે.

પ્રાન્તે–અહીં ખાસ કરીને પૂજ્ય મુનિમહારાજાઓને એટલી વિનંતી કરવી યોગ્ય ધારું છું કે તેઓશ્રી પોતાના વિહાર દરમ્યાન, જૈન સમાજ તરફથી મોટા ભાગે ઉપેક્ષિત થએલી, આવી ધાતુપ્રતિમાઓના લેખોની નોંધ કરે અને એમ કરીને જૈન ઇતિહાસના મહત્ત્વના અંકોડાઓ પૂરા પાડવાના મહત્ત્વના કાર્યને સંપાદન કરે!

૧ અહીં કૌંસમાં જે અંકો આપ્યા છે તે પ્રતિમાની ઉપરના લેખની તે તે પંક્તિને સૂચવે છે.

# જાવાલના અમ્બાજીના મંદિરની માલિકી અંગેનો

# સિરોહીના જિલ્લા મેજીસ્ટ્રેટનો ચુકાદો

જાવલમાં જૈનો હસ્તકના અંબિકાદેવીના મંદિરમાં તા. ૨૦-૩-૪૨ના દિવસે દસ-અગિયાર વાગ્યાના સુમાર કેટલાક સનાતની કહેવાતા માણસોએ ઘુસી જઇને શ્રીનેમિનાથ પ્રભુની મૂર્તિ ખંડિત કરી વગેરે જે દુર્ઘટનાઓ બની, તે સંબંધી એક નોંધ 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ગયા-સાતમા અંકમાં અમે પ્રગટ કરી છે.

તા. ૨૦-૩-૪૨ના દિવસે આ ઘટના બની તેના ફક્ત બે દિવસ પહેલાં જ, સિરોહી રાજ્યના જિલ્લા મેજીસ્ટ્રેટે આ અંબિકાના મંદિરની માલિકી અંગે જે ફેંસલો આપ્યો હતો—જેમાં જૈન મહાજનોની માલિકીનો સંપૂર્ણ સ્વીકાર કરવામાં આવ્યો છે, તેની મૂળ (હિન્દી ભાષાની) નકલ તેમજ તેનો ગુજરાતી ભાષામાં સાર જનતાની જાણ માટે અમે અહીં આપીએ છીએ.

તંત્રી.

## —મૂળ ચુકાદો—

रोबकार अज अदालत फौजदारी व इजलास G. S. Apte Esqr. M.A., LL.B. डिस्ट्रिक्ट मेजिस्ट्रेट सिरोही वाके ता. १८-३-४२

| मुस्तगीस | बनाम | मुलजिमान |
|---|---|---|
| श्रीसरकार जरिये | | (१) पंच महाजनान जैन जावाल |
| सबइन्सपेक्टर पुलिस बरलूठ | | (२) पंच वैष्णव जावाल |

जुर्म जेर दफा १४४-१४५-१४६ जा. फौ.

यह मांमला जेर दफा १४४-१४५-१४६ जा. फौ. थांना बरलूठ की तरफ से अदालत हाजा में ता. २०-१-४२ को जरिये रिपोर्ट इस लिए भेजा गया, के जावाल में अम्बावजी का मन्दिर है जो वैष्णवान का होना कहा जाता है. वो जैनलोग खुद को कहते हैं. अम्बावजी का दर्शन तीन माह से जैनोंने बन्द किया है. उस वक्त से नाइत्तफाकी इनमें हुई व नकजे अमन का अन्देशा हुआ बलके तीन जरायम भी इसके मुताल्लिक हुए. ता: १५-१-४२ को काउ-

न्सिल का हुक्म नं. ३६ P. जारी किया गया व उसके बमुजिब ताः १८ जनवरी को वैष्णव लोग दर्शन अम्बावजी का लेने को आये. उस वक्त महाजनों ने वैष्णव ढेडों पर हुमला किया, जिससे वैष्णवों में बहुत अशान्ति हुई वो मजमा इकट्ठा हो रहा है. बलवा होनेका अन्देशा है. लिहाजा दफा १४४–१४५–१४६ जा. फौ. के माफिक कार्रवाई की जावे व रिसीवर कायम की जावे व हक मन्दिर अम्बावजी का किसका है यह तसफिया किया जावे ।

रिपोर्ट सबइन्सपेक्टर वसूल होने पर सबइन्सपेक्टर का बयान कलमबन्द किया गया । बयानात तहरीरी–अम्बावजी के मन्दिर के हक हकूक बाबद जैन महाजनान की तरफसे बयान तहरीरी पेश हुआ । वैष्णवों की तरफ से पेश नहीं हुआ. दो तरफा बयानात गवाहन के कलमबन्द कीये गये जिनमें वैष्णवान की तरफ से हदा वो ठाकुर मेघसिंहजी साहेब जावाल व अचला सोमपुरा ब्राह्मण वो महाजनांन की तरफ से सांकलचंद वो अचला सुनार यह पेश हुए । मांमले हाजा में जैन महाजनांन की तरफ से बहुत कुछ तहरीरी शहादत व गवाहान पेश करने के लिए कहा गया, मगर दोनों पार्टीज को यह वक्तन फ वक्तन हिदायत की गई के यह मामला सिर्फ जेर दफा १४५–१४८ जा. फो. पाया जाता है. लिहाजा जो मन्दिर मजकूर का कबजा या हकूक पुलिस की तरफ से रिपोर्ट होनेके पेश्तर को तीन माह में भोगवट में होंगे, उसका सबूत लिया जायगा । और सबूत नहीं लिया जायगा. लिहाजा सबूत सिर्फ इस हद तक ही लिया गया. यह बात हदा भी गवाह वैष्णवान मानता है, के गये दशहरे से यानि सितम्बर आखिर के इस तरफ अम्बावजी के मन्दिर का कबजा जैन महाजनान का है । बलकि यह बात भी साबित है के–अम्बावजी का पूजा–पाठ गुजिकता तीन माह में जैन महाजनान की तरफ से ही कीया गया है । जिस बाबत गवाह अचला सुनार महाजनान की तरफसे पेश हुआ है जो खुद वैष्णव है वह कहता है. बल्के रोकड १९८ के कार्तिक सुद १ पंच महाजनान जावाल की नकल Ex. १५ पेश हुई है, जिससे पाया जाता है कि २०≡। पूजारी को तनखा अम्बावजी वो आदेश्वरजी की पूजा की दी गई है । जो रावल ओटा को दी गई । इस बाः रियासत सिरोही स्टेट काउन्सिल का हुक्म ताः १६–१–४२ का सादिर हुवा था जिसमें यह हुक्म हुआ था के वैष्णव लोगों की अम्बावजी मजकूर के दर्शनकी रुकावट न हो।

सिर्फ इनमें जो अछूत जाती है वह मन्दिर के अन्दर नहीं जा सकेंगे। ता. १८–१–४२ को इसी तरह वैष्णवानने अम्बाजीका दर्शन किया। मगर चन्द ढेडोंने जो अछूत जात में शुमार हैं व अम्बावजी के आसपास जो लोह के सलिये का कम्पाउन्ड है, उस कम्पाउन्ड के पहले हिस्से के अन्दर जाकर दर्शन लेनेकी कोशिश करने लगे, जो महाजनान की तरफ से रोका गया व इस पर झगडा हुआ। वैष्णवान की तरफ से जो जावाल ठाकुर का बयान कलमबन्द कीया गया है उससे व जैन महाजनान का गवाह अचलो सुनार के बयान से यह बात साफ जाहिर है कि वैष्णवान अम्बावजी का दर्शन करने आते हैं। सिर्फ जो अछूत जात है वह कणिये के कम्पाउन्ड के कतई बाहर से दर्शन करती है. ठाकुर जावाल ने अपने बयान के आखिर हिस्से में फिर यह कहा है के कणीये के अन्दर वो वाघ के पीछे से ढेड दर्शन करते थे. वाघ जिस जगह होना कहा गया है वह जगह Ex. A. के नकशे में हमने बतलाई है मगर अब वहां वाघ नहीं हैं। ताः ८–२–४२ को व फिर आज इस तरह दो दफा हमने मौके को मुआयना कीया. जो वैष्णवान की तरफ से यह कहा गया है, के ढेड लोग या अछेप कणिये के पहिले कम्पाउन्ड में जाकर दर्शन करती थी, यह हम सही नहीं समझते. इसलिए के यह ही लोग इस कम्पाउन्ड के दो हिस्से करते हैं व कहते है के सिर्फ कणिये के पीठ लगाकर दर्शन करते हैं, आगे कदम को कदम नहीं जा सकते। बयान अचला सुनार हम बिलकुल सही समझते हैं। पुलिस की रिपोर्ट ताः २०–१–४२ को अदालत हाजा में आई उसके तीन रोज पेशतर याने ताः १८ को वैष्णवान ने अम्बावजी का दर्शन किया जिसमें महाजनो की मंजूरी थी, बलके कोई एतराज नहीं कीया. पहले दिखलाए माफिक सिर्फ कणिये के कम्पाउन्ड के पहेले हिस्से में ढेंडों के जानेसे झगडा हुआ लिहाज़ा ब **मूजिब दफा १४५–१४८ जा. फो. हम यह करार देते हैं कि अम्बावजी के मन्दिर का कबजा वो पूजा का हक जैन महाजनों का है। वैष्णवान सिर्फ अम्बावजी के दर्शन कर सकते हैं। वैष्णवान में जो अछेप लोग हैं वह मौजूदा तार के कम्पाउन्ड के बाहर से ही दर्शन कर सकेंगे। नकशे ए. में हमने यह कणीये का कम्पाउन्ड लाल पेन्सिल से मार्क किया है। उसके अन्दर वैष्णव अछेप नहीं जा सकेंगे। निज जाते भी कोई**

वैष्णवान इस कम्पाउन्ड के अन्दर नहीं ले जावें । यह हुक्म जबतक कोई नाराज फरीक अगर इस हुक्म से कोई अदालत दीवानी में और किस्म का हक साबित न करे व हुक्म न लेवे वहांतक कायम रहेगा । ऊपर का दर्शन का मतलब सिर्फ यह है कि अम्बिका को आंखो से देखना व हाथ जोडना यानी नमस्कार करना. इसमें पूजा व फूल चढाना वीः दाखिल नहीं है. ता. सन सदर

(Sd.) G. S. Apte

ता. १८–३–४२ डिः मेः सिरोही.

मुः जावाल

# જિલ્લા મેજીસ્ટ્રેટે આપેલો ચુકાદો

## [ તેનો સાર ]

### પ્રારંભિક વિગતો[1]

સિરોહીના જિલ્લા મેજીસ્ટ્રેટે આપેલ ઉપર મુજબના ફેંસલામાં પ્રારંભમાં આ કેસ કેવી રીતે થયો તેની વિગત આપવામાં આવી છે, જે સંક્ષેપમાં આ પ્રમાણે છે.

| ફરિયાદી | આરોપીઓ |
|---|---|
| રાજ્ય તરફથી બરલુઠના | (૧) જાવાલનું જૈન મહાજન પંચ |
| પોલીસ સબઈન્સ્પેક્ટર | (૨) જાવાલનું વૈષ્ણવ પંચ |

તા. ૨૦–૧–૧૯૪૨ ના દિવસે બરલુઠના પોલીસ સબઈન્સ્પેક્ટરે આ કોર્ટમાં રિપોર્ટ મોકલીને જણાવ્યું કે જાવાલમાં અંબાજીના મંદિરની બાબતમાં જૈનો અને વૈષ્ણવો વચ્ચે મતભેદ ઊભો થવાના કારણે અશાંતિ ઉત્પન્ન થવાનો ભય છે. તેથી ક્રિ. ક. ૧૪૪, ૧૪૫, ૧૪૬ નો અમલ કરવો જોઈએ, રીસીવર કાયમ કરવા જોઈએ અને અંબાજીના મંદિર ઉપર કોનો હક છે એનો નિર્ણય કરવો જોઈએ. સબઈન્સ્પેક્ટરનો ઉપરની મતલબનો રિપોર્ટ મળ્યા પછી, કોર્ટે સબઈન્સ્પેક્ટરનું નિવેદન લીધું. જૈન મહાજનોનું બયાન પણ નોંધવામાં આવ્યું. વૈષ્ણવો તરફથી કોઈ હાજર રહ્યું નથી. વૈષ્ણવો અને જૈન–બન્નેના સાક્ષીઓની જુબાની લેવામાં આવી. વૈષ્ણવો તરફથી હદા, જાવાલના ઠાકોર મેઘસિંહજી અને અચલા સોમપુરા બ્રાહ્મણની જુબાની લેવામાં આવી અને જૈન મહાજનો તરફથી સાંકળચંદ અને અચલા સોનીની જુબાની લેવાઈ.

---

૧ આ 'પ્રારભિક વિગતો' તરીકે જે લખાણ આપ્યું છે તે ફેંસલામાંના લખાણને આધારે સારરૂપ આપ્યું છે.

મહાજને બીજા પુરાવાઓ અને સાક્ષીઓ રજુ કરવા કહ્યું, પણ આ ફરિયાદ ફો. ક. ૧૪૫–૧૪૮ મુજબ થયેલ હોવાથી, પોલીસ ખાતાએ આ દાવો દાખલ કર્યો તેના ત્રણ મહિના પહેલાં એ મંદિર કોના કબજામાં હતું એટલા પુરતા જ પુરાવાઓ લેવામાં આવશે, એમ કહેવામાં આવ્યું.

સાક્ષીઓની જુબાનીઓ અને બીજા પુરાવાથી એ પુરવાર થયું છે કે એ સમય દરમ્યાન એ મંદિરનો વહીવટ અને કબજો જૈન મહાજનના હાથમાં હતો.

આ પછી આ ચુકાદામાં વૈષ્ણવોના દર્શન કરવાના હક્ક સંબંધી અને અછૂત વૈષ્ણવોએ કયાં રહીને દર્શન કરવા વગેરે સંબંધી ચર્ચા કરવામાં આવી છે અને એ અંગે સ્ટેટ કાઉન્સીલના તા. ૧૬–૧–૪૨ ના હુકમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

પોલીસે તા. ૨૦–૧–૪૨ ના દિવસે કોર્ટમાં રિપોર્ટ મોકલ્યો તે પહેલાં તા. ૧૮–૧–૪૨ ના દિવસે વૈષ્ણવોએ અંબાજીના દર્શન કર્યાં હતાં અને તે માટે મહાજને મંજુરી આપી હતી એટલું જ નહીં બલકે તેમણે કોઈ પ્રકારની નાખુશી નહોતી બતાવી. જ્યારે હેઠ લોકો કણિયાના કમ્પાઉન્ડના પહેલા ભાગમાં દાખલ થઇ ગયા ત્યારે ઝગડો થયો.–વગેરે હકીકત આપી છે.

## ચુકાદામાં કરેલો હુકમ[2]

**“આથી ફો. ક. ૧૪૫–૧૪૮ મુજબ અમે એ ફેંસલો આપીએ છીએ કે અંબાજીના મંદિરનો કબજો અને પૂજાનો હક્ક જૈન મહાજનોનો છે. વૈષ્ણવો ફક્ત અંબાજીનાં દર્શન કરી શકે છે. વૈષ્ણવોમાં જે અસ્પૃશ્ય લોક છે તેઓ, અત્યારે હયાત છે તે તારના કમ્પાઉન્ડની બહારથી જ દર્શન કરી શકશે. નકશા ‘એ’માં અમે આ કણિયાનું કમ્પાઉન્ડ લાલ પેન્સીલથી દોરી બતાવ્યું છે. એની અંદર અસ્પૃશ્યો નહીં જઈ શકે. વૈષ્ણવો પોતાના જોડા પણ આ કમ્પાઉન્ડની અંદર ન લઇ જાય. જ્યાં સુધી કોઇ પક્ષકાર દીવાની કોર્ટમાં આ ફેંસલાથી જુદી રીતે પોતાનાં હકક સાબિત ન કરે અને તે મુજબ ફેંસલો ન લે ત્યાં સુધી આ ફેંસલો કાયમ રહેશે. ઉપર લખેલ (વૈષ્ણવોએ કરવાના) દર્શનનો અર્થ એ છે કે અંબિકાને કેવળ આંખોથી જોવી અને હાથ જોડવા એટલે કે નમસ્કાર કરવા; આમાં પૂજા અને ફળ ચઢાવવા વગેરેનો સમાવેશ થતો નથી.”**

**આ ફેંસલો તા. ૧૮–૩–૪૨ના દિવસે સિરોહીના જિલ્લા મેજીસ્ટ્રેટ મિ. G. S. Apte એ આપ્યો છે.**

---

૨ આ ‘ચુકાદામાં કરેલો હુકમ’–તરીકે જે લખાણ આપ્યું છે તે મૂળ ચુકાદાના છેલ્લા ભાગમાં કરવામાં આવેલ હુકમનું અક્ષરશઃ ભાષાન્તર છે.

# સમાચાર

**પ્રતિષ્ઠા—**

(૧) ભવાનીગંજ (માળવા, ઝાલાવાડ સ્ટે.) માં ફાગણ સુદિ ૧૦ ના દિવસે નવીન જિનમંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય મુનિમહારાજ શ્રી ધર્મસાગરજી મહારાજ ત્યાં પધાર્યા હતા.

(૨) જોધપુરમાં ભૈરૂબાગમાં ફાગણ સુદી ત્રીજના દિવસે નવા જિનમંદિરમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ આદિની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ આદિ ત્યાં પધાર્યા હતા.

(૩) સાવરકુંડલા (કાઠીયાવાડ) માં ફાગણ સુદિ ૫ ના દિવસે શ્રી સુમતિનાથ પ્રભુની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી સુમતિવિજયજી મહા-રાજ આદિ ત્યાં પધાર્યા હતા.

(૪) રાજપરા (કાઠિયાવાડ)માં ફાગણ શુદી ૫ને દિવસે જિનમંદિરની પ્રતિષ્ઠા કર-વામાં આવી. આ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ આદિ ત્યાં પધાર્યા હતા.

(૫) ગોધરામાં ફાગણ સુદિ ૩ ના દિવસે શ્રી શાંતિનાથ પ્રભુ આદિ જિનબિંબોની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયઅમૃતસૂરિજી મહારાજ, પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયલાવણ્યસૂરિજી મહારાજ તથા પૂજ્ય મુનિ-મહારાજ શ્રી હેમસાગરજી મહારાજ આદિ ત્યાં પધાર્યા હતા.

(૬) લીંબડીમાં ફાગણ સુદિ ત્રીજના દિવસે પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયભક્તસૂરિજી મહારાજ આદિ ત્યાં પધાર્યા હતા.

(૭) માંડોણી (મારવાડ)માં ફાગણ સુદિ ૫ ના દિવસે જિનમંદિરમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી કલ્યાણવિજયજી મહારાજ આદિ ત્યાં પધાર્યા હતા.

(૮) મજેરા (મેવાડ) માં ફાગણ સુદિ ૧૦ ના દિવસે શ્રી શાંતિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય પંન્યાસજી મહારાજશ્રી હિમ્મતવિજયજીગણિ આદિ ત્યાં પધાર્યા હતા.

(૯) પાળિયાદ (કાઠિયાવાડ) માં ફાગણ સુદિ ૩ ના દિવસે શ્રી શાંતિનાગ પ્રભુ આદિનો પ્રવેશ કરવામાં આવ્યો.

(૧૦) અજિત ગામ (મારવાડ)માં ફાગણ વદિ ૧૦ના દિવસે નવા જિનમંદિરમાં શ્રી અજિતનાથ પ્રભુ આદિનો પ્રવેશ કરવામાં આવ્યો. આ પ્રસંગે પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી નવીનવિજયજી ગણિ આદિ ત્યાં પધાર્યા હતા.

(૧૧) બાંગરેડ (મેવાડ)માં ફાગણ શુદિ ૧૦ના દિવસે શ્રી શાંતિનાથ પ્રભુની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયગંભીરસૂરિજી મહારાજ આદિ ત્યાં પધાર્યા હતા.

(૧૨) વડોદરામાં ફાગણ શુદિ ૩ના દિવસે શ્રી દાદાપાર્શ્વનાથ પ્રભુના મંદિરમાં શ્રી

નેમિનાથ પ્રભુની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયલલિતસૂરિજી મહારાજ આદિ ત્યાં પધાર્યા હતા.

(૧૩) કરન્દી તીર્થમાં મહાસુદિ ૨ના દિવસે જિનમંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી મંગલવિજયજી મહારાજ આદિ ત્યાં પધાર્યા હતા.

(૧૪) તેનાલી ગામ(આન્ધ્ર)માં મહા શુદિ ૬ના જિનમંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી.

(૧૫) સેદરિયા (મારવાડ)માં ફાગણ શુદિ ૫ના દિવસે શ્રી આદીશ્વર ભગવાનની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયયતીન્દ્રસૂરિજી મહારાજ આદિ ત્યાં પધાર્તા હતા.

**દીક્ષા—**

(૧) ખોડલા (પાલનપુર)માં ફાગણ શુદિ ૩ના દિવસે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી કીર્તિસાગરસૂરિજી મહારાજે ભાઈશ્રી નગીનદાસ ફેન્જલાલને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. સુભદ્રસાગરજી રાખીને તેમને પોતાના શિષ્ય બનાવ્યા.

(૨) ધીણોજમાં ફાગણ શુદિ ૩ના દિવસે પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી. ચરણવિજયજી મહારાજે જુના ડીસાના રહીશ શા વરધીલાલ છગનલાલને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. વિદ્યાનંદવિજયજી રાખીને તેમને પોતાના શિષ્ય બનાવ્યા.

(૩) ગોધરામાં ફાગણ સુદિ ૩ના દિવસે પૂજ્ય આચાર્ય મહારાજશ્રી વિજયઅમૃતસૂરિજી મહારાજે ઉજ્જૈનનિવાસ ભાઈશ્રી ભુરાલાલને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. ભવ્યપ્રભવિજયજી રાખીને તેમને પૂજ્ય મુનિરાજ શ્રી ધુરંધરવિજયજીના શિષ્ય બનાવ્યા.

(૪–૫) લીંબડીમાં ફાગણ સુદિ ૫ ના દિવસે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયભક્તિસૂરિજી મહારાજે લીંબડી નિવાસી ભાઈશ્રી કેશવલાલભાઈને તથા સિહોરનિવાસી ભાઈ શ્રી મોહનલાલભાઈને દીક્ષા આપી. બન્ને દીક્ષિતોનાં નામ અનુક્રમે મુ. શ્રી. કુસુમવિજયજી તથા મુ. શ્રી. માનવિજયજી રાખીને તેમને અનુક્રમે પોતાના તેમજ પૂજ્ય મુનિમહારાજશ્રી રંજનવિજયજીના શિષ્ય બનાવ્યા.

(૬) ચૂણેલમાં ફાગણ વદિ ૧૧ ના દિવસે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયઅમૃતસૂરિજી મહારાજે એક ભાઈને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. દેવપ્રભવિજયજી રાખીને તેમને પૂજ્ય મુનિમહારાજશ્રી દેવવિજયજી મહારાજના શિષ્ય બનાવવામાં આવ્યા.

(૭) દુન્દાડા (મારવાડ)માં ફાગણ વદિ ૭ ના દિવસે પૂજ્ય આચાર્ય મહારાજશ્રી વિજયલબ્ધિસૂરિજી મહારાજે બીકાનેર નિવાસી ભાઈશ્રી પન્નાલાલજી બરડીઆને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. નિરંજનવિજયજી રાખીને તેમને પોતાના શિષ્ય બનાવ્યા.

(૮) બન્નણામાં ફાગણ વદિ ૧૦ ના દિવસે પૂજ્ય મુનિમહારાજ શ્રી. કૃપાચંદ્રજી મહારાજે ભીંસરા (કચ્છ)ના રહીશ ભાઈશ્રી શામજીભાઈ વેલજી સાવલાને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. વિનોદચંદ્રજી રાખીને તેમને પૂજ્ય મુનિમહારાજશ્રી બાલચંદ્રજીના શિષ્ય બનાવવામાં આવ્યા.

(૯) ગડખેડા ગામમાં પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી ભાવવિજયજી મહારાજે પાવઠાના રહીશ ભાઈશ્રી માણેકલાલને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. જ્ઞાનવિજયજી રાખીને તેમને પોતાના શિષ્ય બનાવ્યા.

કાળધર્મ—

(૧) નવાવાસ (કચ્છ)માં પૂજ્ય મુનિમહારાજ શ્રી દીપચંદજી મહારાજ કાળધર્મ પામ્યા.

(૨) રૂગનાથપુર (માનભૂમ જિલ્લો)માં પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી. મંગળવિજયજી મહારાજ, જેઓ ત્યાંની સરાક જાતિના ઉદ્ધારનું કાર્ય કરતા હતા તે, ફાગણ સુદિ ૧૪ ના રાત્રે કાળધર્મ પામ્યા.

સંઘ—

(૧) ભાવનગરથી ફાગણ વદિ ૭ ના દિવસે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયભક્તિસૂરિજી મહારાજના ઉપદેશથી ભાવનગરનિવાસી શેઠ ઓઘડભાઇ રામજીએ તીર્થાધિરાજ શત્રુંજયનો છરી પાળતો સંઘ કાઢ્યો. સંઘ ચૈત્ર સુદિ ૧ ના દિવસે સિદ્ધગિરિ પહોંચ્યો.

(૨) ચિલદર (મારવાડ) થી શેઠ માનાજી રામાજીના સુપુત્રો શેઠ પુનમચંદજી આદિએ પૂજ્ય પંન્યાસી મહારાજ શ્રી કંચનવિજયજી મહારાજના સદુપદેશથી શ્રી સિદ્ધાચળ તીર્થનો છરી પાળતો સંઘ કાઢ્યો. સંઘનું પ્રમાણ ફાગણ સુદિ ૪ ના દિવસે કરવામાં આવ્યું.

(૩) અંજાર (કચ્છ) થી શેઠ શ્રી રાઘવજી પાશવીરનાં વિધવા ધર્મપત્ની શ્રીમતી સોનુબાઇએ, પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયકનકસૂરિજી મહારાજના સદુપદેશથી શ્રી ભદ્રેશ્વર તીર્થનો છરીપાળતો સંઘ કાઢ્યો. સંઘનું પ્રમાણ ફાગણ સુદિ ૬ ના દિવસે થયું.

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन-संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं

मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

वर्ष ७ ] क्रमांक ८१ [ अङ्क ९

વિક્રમ સંવત્ ૧૯૯૮ : વીરનિ. સંવત્ ૨૪૬૮ : ઇસ્વીસન ૧૯૪૨
વૈશાખ વદિ ૦)) : શુક્રવાર : મે ૧૫

## વિષય-દર્શન



આ માસિક દરેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે. તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

લવાજમ—વાર્ષિક-બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

મુદ્રક : ફકલભાઈ રવજીભાઈ કોઠારી; પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ,
મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, મીરઝાપુર રોડ, અમદાવાદ.

॥ वीराय नित्यं नमः ॥

# શ્રી જૈનસત્યપ્રકાશ

[ વર્ષ ૭... ... .......ક્રમાંક ૮૧...... ... ...અંક ૯ ]

બુધ શ્રી અમૃતવિજયજી શિષ્ય પં. શ્રી રંગવિજયજી વિરચિત

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પંચકલ્યાણક ગર્ભિત

# પ્રતિષ્ઠા-કલ્પ-સ્તવન

સંગ્રાહક તથા સંપાદક—પૂ. મુનિમહારાજ શ્રી જયંતવિજયજી

[ ગતાંકથી ચાલુ ]

### ઢાલ અગિયારમી

( કાજ સીધાં સકલ હવે સાર—એ દેશી )

આઠમેં દિન સુણિયેં ભાઈ, દાસી દિયેં પુત્ર વધાઈ;
અશ્વસેન ભૂપતિ અતિ હરખી, દાસી કેડી કરી સખિ અરખી. (૧)

ચાકરનાં કષ્ટ નિવારેં, માન ઉનમાંન માપ વધારેં;
જલ ફૂલે નયરી સિંચાવેં, કૃષ્ણાગુરૂ ધૂપ રચાવેં. (૨)

ઘરઘર તોરણ બંધાવેં, કુંકુમ હાથા દેવરાવેં;
પુરજનને હરખ ન માવેં, નારી ધવલ મંગલને ગાવેં. (૩)

તાલાચર ભાંડ નાટકિયા, અતિખેલ કરેં તિહાં મલીયા;
નૃપ નિરખી હરખ અમાંને, બહુ દાન દિએ સનમાને. (૪)

ઘણે છંદેં વાજાં વાજેં, તિણેં નાદેં અંબર ગાજેં;
ઇમ મહોચ્છવનું મંડાણ, દિન બાર[1] કરેં મહિરાંણ. (૫)

કુલ સ્થિતિ કરે પહેલે દિવસેં, અઢાર સ્નાત્ર કરી હરસેં;
જલપાત્રમાં ઠવિઅ ઉલ્લાસ, ચંદન પુષ્પાદિક વાસ. (૬)

---

૧ દિન અગ્યાર.

સ્નાત્રચૂરણ એપિયેં સાર, પછે કલશ ભરીને ચ્યાર;
જિનમુદ્રાયેં કાવ્ય ઉચ્ચારી, અભિષેક કરી સુવિચારી (૭)
હેમ ચુરણે પહેલું સનાત, બીજું પંચ રતનનું વિખ્યાત;
તરૂછાલનું ત્રીજું કહિયેં, ચોથું મંગલ માટીનું લહિયેં. (૮)
પાંચમું સદ ઓષધી કેરૂં, અષ્ટ વર્ગનું છઠું ભલેરૂં;
સાતમું વલી તેહી જ નામે, આઠમું સર્વ ઓષધિકામેં. (૯)
પરમેષ્ઠી ગુરૂડ મુત્તાસુત્તિ, મુદ્રા કરી મંત્ર પવિત્તી;
જિન આહ્વાન કરેં ગુરૂ રાગેં, વલી સ્નાત્ર ભણાવો આગેં. (૧૦)
પંચગવ્યનું નવમું ગણિયેં, સૌગંધિક દશમું ભણિયેં;
શુભ ફૂલનું એકાદશમું, ગંધસ્નાત્ર કરો દ્વાદશમું. (૧૧)
સ્નાત્ર તેરમું વાસનું મુણિયેં, દુધ ચંદન ચૌદમું થૂણીયેં;
પંન્નરમું સનાત તે હોય, કેશર સાકરનું સોય. (૧૨)
દિન ત્રીજે આરિસો દેખાવો, રવિ શશિનું દર્શન કરાવો;
છટ્ઠે દિન ધર્મજાગરણ, દિન દશમેં દસૂઠણ કરણ. (૧૩)
તીર્થોદક સોળમે વિરચો સત્તરમું બારસેં ચરચો;
કેશર ચંદન લેઈ ફૂલ, તસ સ્નાત્ર ભણાવો અમૂલ. (૧૪)
એ વિધિએં સ્નાત્ર અઢાર, કરેં મહોચ્છવસ્યું વિધિકાર;
બિંબે વાસ તિલક ધૂપ કીજેં, વિધિયેં વલી દેવ વાંદીજે. (૧૫)
દિન બારમેં નૃપ પરિવાર, ભોજન ભુનંવિ ઉદાર;
સંતોષિ કરે સતકાર, ઠવે નામ શ્રીપાસ કુમાર. (૧૬)
તિમ નામ થાપન ઇંહા જાણો, બિંબેં બિંબે મન આંણો;
આભરણેં દેહ સોહાવો, પ્રભુ નિરખિ ભાવના ભાવો. (૧૭)
પછે અન્ન બોટણ વિધિ કરીયેં, જિન આગે નૈવેદ્ય ધરિયે;
બલિ દીજે હરખ અમોલે, ગુરુ **સકલચંદ** ઈમ બોલેં. (૧૮)
ઈમ અડદશ સ્નાત્ર કરીજે, જિમ આશ્રવ દોષ હરિજે;
આઠમેં દિન **ખુસાલસાહેં**, કીધોછવ રંગ ઉછાંહે. (૧૯)

## ઢાલ બારમી

( કાર્તિક માસે કંત મેલી ચાલ્યા રે, કાંઈ લાલ રંગીલા નમે ન રહે ઝાલ્યા રે—એ દેશી )

**નવમેં** દિન ગુરૂરાજ કરીનેં સાખી રે, કરો વિધિકારક હવે કાજ મન થીર રાખી રે;
સહેજ અતિશય ચ્યાર પ્રભુને જન્મથી રે, અતિ અદ્ભુતરૂપ અપાર લવ સત્તમથી રે.(૧)

ભવભાસન ત્રણ્યજ્ઞાનધારક સ્વામી રે, અંગુઠે અમૃતપાન કરે શિવગામી રે;
કલ્પતરૂ પરે પાસ પ્રભૂજી વાધે રે, લક્ષણ ગુણ મહિમા જાસ પાર ન લાધે રે. (૨)
બાળક થઈને દેવ આવી રમાડે રે, થઈ હંસ મોર નતખેવ પ્રભુને હસાડે રે;
ઈંમ કરતાં ભણુવાયોગ થયા તે જાંણી રે, કરે માવિત્ર શુભ સંયોગ લગન પરમાણી રે.(૩)
ભૂંજાવિ સયણ સુરંગ પેહેરામણી સાથે રે, નિજ સેના સજી ચતુરંગ વણારસી નાથે રે;
ધાણીચણા પકવાન બહુ ફલ મેવા રે, હેમ ખડિયા લેખણ માન છાત્રને દેવા રે. (૪)
વરરૂપે પાસકુમાર ચઢયા વરઘોડે રે, ગાયે અપછર સરખી નાર મનને કોડે રે;
વાજંતે વાજિત્ર જનમાલાયે રે, આવ્યા અજિમોહ વિચિત્ર લેખશાલાયે રે. (૫)
વિપ્ર મનોગત ભર્મ ઇંદ્રવચણથી રે, કહી પ્રભુએ પમાડયો ધર્મ અવધિનયણથી રે;
અયાચી કર્યો તસ પાત્ર લહિ દ્વિજ ભાવે રેં, છાત્રનાં પોમ્નીને ગાત્ર છુટી અપાવી રે.(૬)
દેખી કહેં બાલગોપાલ માવિત્ર હરખે રે, અહો બાલપણેં એ અબાલ મનોગત પરખે રે;
ઈમિ લેખશાલાયેં જ્ઞાન પ્રગટ કરી આવ્યા રે, પછેં અનુક્રમેં ભગવાન યોવન પાયા રે. ૭
હવેં ગ્રહપતિ સર્વાંગ બિંબને અરચે રે, વલી ધૂપ ફૂલ ઉછરંગ વાસે ચરચે રે;
સુરભિ પદમ ને અંજલિ મુદ્રાભાવે રે, [1]જિનમુદ્રાએ ગુરૂનાથ કરીને દેખાવેં રે. (૮)
અધિવાસન મંત્રેં ગુરૂ કરે અવતારો રે, મિંઢલ કંકણ સહુ બિંબને હાથેં બાંધો રે;
મુત્તાસુત્તી ચક્ર મુદ્રા કરી હરસે રે, વિધિકારક પાંચે અંગ પ્રભુનાં ફરસે રે. (૯)
અંગે ધૂપ ઉખેવિ જિન આહ્વાન રે, જિનમુદ્રાયેં ત્રણ વાર કરેં સાવધાન રે;
આસન મુદ્રાસાર પછે નિરખાવિ રે, ગુરૂ પૂજે વાસ બરાસ પ્રભુ દિલ લાવિ રે. (૧૦)
શ્રાવક ચંદન ફૂલેં પૂજી આલ્હાદે રે, સવિ બિંબને વસ્ત્ર અમુલ કરી આચ્છાદે રે;
તે ઉપર નવ રંગે શ્રીફલ ઠાવો રે; નૈવેદ્ય ધરીનેં ખાસ ફૂલેકેં ચઢાવો રે. (૧૧)

## ઢાલ તેરમી

( જીરે ઘોડી તે તિહાંથી ડગ ભરે, ઘોડી પાછલ ચમર વિંજાય જાદવજીની ઘોડલી—એ દેશી. )

જીરે યોવનવય જિન નિરખીનેં, ઘણું માવિત્ર હરખી તામ સુંદર વર પાસને;
જીરે જોગ્ય પ્રસેનજિતરાયનેં, ઘર પુત્રી પ્રભાવતી નામ. સુંદર૦ (૧)
જીરે જોડી સગાઈ નેહસ્યૂં, નિજ અંગજની લેઇ આણ; સુંદર૦
જીરે ભાગ્ય સ્થિતિ જાંણી કરી, કીધું તે વચન પ્રમાણ. સુંદર૦ (૨)
જીરે પ્રોહિત શુદ્ધ લગન દિયે, વરજીને દોષ અઢાર; સુંદર૦
જીરે ઇંદ્ર ઇંદ્રાણી મલી કરી, કરે વિવાહનો વ્યવહાર. સુંદર૦

---

૧. નિજ પડિમાનેં,

જીરે પીઠી કરી મજ્જન કરી; ધરી[1] અંગે શૃંગાર અમાન; સુંદર૦
જીરે પાસજી વરઘોડો ચઢયા, કર ધરી શ્રીફલ પાન. સુંદર૦ (૪)

જીરે હયગય આગલ માલતા, બહુ વાજે વાજિત્ર સંગીત; સુંદર૦
જીરે સુરનરનાં સાજન મલ્યાં; જાનરણી ગાયેં ગીત. સુંદર૦ (૫)

જીરે પુરિજન ઠાઠ મલી જૂએ, દોડીને ચોક બજાર; સુંદર૦
જીરે પ્રભુ આવી ઊભા રહ્યા, ઈમ મંડપ તોરણ બાર. સુંદર૦ (૬)

જીરે પોંકણુ વિધિસ્યું પોંહોંકીને; પછે આણ્યા ચોરી મજાર; સુંદર૦
જીરે પધરાવી કન્યા તીંહાં, કરેં વાડવ વેદ ઉચાર. સુંદર૦ (૭)

જીરે સકલ સુરાસુર સાખિસ્યું, કરે કરમેલાપક ત્યાંહિં; સુંદર૦
જીરે બેહુ પક્ખેં સુરસુંદરી, મલી ગાયેં ગીત ઉછાહ. સુંદર૦ (૮)

જીરે પહેલું મંગલ વર્તીનેં, દિયેં લક્ષપ્રમિત હયદાન; સુંદર૦
જીરે બીજું મંગલ વરતીનેં, દિયેં હાથી હજારને માન. સુંદર૦ (૯)

જીરે ત્રીજું મંગલ વરતીનેં, કોડ મુલનાં દિયેં અલંકાર; સુંદર૦
જીરે ચોથું મંગલ વરતીસું, પુત્રી પરતણી હોયેં નિરધાર. સુંદર૦ (૧૦)

જીરે સુર નિરમિત કંસારને, આરોગી કરે પ્રીત અભંગ; સુંદર૦
જીરે પરણી નિજ ઘર આવીયા, માયતાયનેં અધિક ઉચ્છરંગ. સુંદર૦ (૧૧)

જીરે વિધિકારક કરણી કરેં, સુણજ્યો હવે તે સ્વરૂપ; સુંદર નવ બિંબને;
( એ આંકણી )

જીરે ચ્યાર નારી પોંહોંકણુ કરેં, વલી આરતિ મંગલદીપ; સુંદર૦ (૧૨)

જીરે શ્રાવક પંચ મંગલ ભણી, કરે બિંબનો [2]ચર્ચિંત હાથ; સુંદર૦
જીરે નવગ્રહનેં બલિ દેઈ નેં, ધરી નૈવેદ્ય હોયેં સનાથ. સુંદર૦ (૧૩)

જીરે ગેવાસૂત્રથી બાંધીયેં, તોરણયુત [3]ચ્યોરી ઉદાર; સુંદર૦
જીરે સિંહાસન મંડપ તલેં, થાપી જિન પડિમા સાર. સુંદર૦ (૧૪)

જીરે હેમકલશ ચઉ દીવડા, ઠવે સોહવ સુખડી થાલ; સુંદર૦
જીરે લેતી પ્રભુનાં ઓવારણાં, જલધાન ઠવેં તે બાલ. સુંદર૦ (૧૫)

જીરે ચ્યાર ગાડુઆને ઉપરેં, થાપે જુઆરાનાં સરાવ; સુંદર૦
જીરે ચૈત્યવંદન ગુરૂ તિહાં કરી, રક્તાંબરે બિંબ ઢંકાવ. સુંદર૦ (૧૬)

જીરે અધિવાસ મંત્રેં કરી, સૂરિ મંત્રિત નાખેં વાસ; સુંદર૦
જીરે બિંબકરેં પુગી ઠવે, દીયે ધવલમંગલ ઉલ્લાસ. સુંદર૦ (૧૭)

---

૧. ધરે વિવાહનાં અંગે સીણગાર. ૨. વંચિત. ૩. ચોરીઉ ચાર.

જીરે હોમ કરી ટીકો કરે, અંબર આભરણ ધરાવ; સુંદર૦
જીરે ઢોઈ મોદક મેવા દીયે, રંગે રાજ્યાભિષેક કરાવ. સુંદર૦ (૧૮)

## ઢાલ ચૌદમી

( જીરે ઇશાનેંદ્ર ખોળે લીએ—એ દેશી. )

જીરે પાસ જિણંદ તેવીસમો, ત્રીસ વરસ ગૃહવાસ રે;
કુંમરપદે સંસારનાં, ભોગવી ભોગ વિલાસ રે, પાસ જિણંદ દીક્ષા વરે.
( એ આંકણી ) (૧)

વિરમી વિષય દિસા થકી, તત્ત્વદિશા નિજ ભાવે રે;
જાંણી તે પંચમા સ્વર્ગથી, લોકાંતિક સુર આવે રે. પાસ૦ (૨)
જિન પ્રણમીને વિનવે, જય જય તું ચિર નંદો રે;
ધર્મતીર્થ વરતાવીએ, તું જગ સુરતરૂકંદો રે. પાસ૦ (૩)
ઇમ ઉપયોગ કરાવીને, દીક્ષા સમય જણાવે રે;
શ્રમણ કુંડ ધારી સુરા, હાજર થઈ ધન લાવે રે. પાસ૦ (૪)
એક કોડ આઠ લાખના, યાચક દિનપ્રતે આવે રે;
દાન દેઇ સંવચ્છરી, સહુનાં દરિદ્ર સમાવે રે. પાસ૦ (૫)
ચોસઠ ઇંદ્ર મલી તિહાં, તીરથ જલ શુભ આણી રે;
સ્નાત્ર કરાવે સ્વામિને, વિધિપૂર્વક હિત જાણી રે. પાસ૦ (૬)
સ્વજનતણી અનુમત લેઈ, માતપિતા પડિબોહે રે;
અંગરાગ ભૂષણ ધરી, શિબિકામાં આરોહે રે. પાસ૦ (૭)
ધૂપ ઘટી વાજિત્રસ્યૂં, દુંદુભિનાદ વજાવે રે;
સુરનર કોડાકોડસ્યું, પુરવ પવન સોહાવે રે. પાસ૦ (૮)
વૃક્ષ અશોક તરૂ તલે, સહુ સાવદ્ય વોસરાવી રે;
પોસ બહુલ ઇગ્યારસે, લ્યે પ્રભુ સંજમ મન ભાવી રે[1] પાસ૦ (૯)
સામાયક વ્રત ઉચ્ચરે, તવ મનપર્યવ પાવે રે;
સુરપતિ વામ ખભે ઠવે, દેવાંબર તે પ્રસ્તાવે રે. પાસ૦ (૧૦)
ચરણ મહોચ્છવ સુર કરી, નંદીસરે હરિ જાવે રે[2]
અઠાઈ મોહોચ્છવ કરી સુરા, નિજ નિજ થાને જાવે રે. પાસ૦ (૧૧)
અનુમત સયણ માવિત્રની, માગે તવ રોવંતાં રે;
કહે વત્સ તુમ મુખડું કદા, જોસ્યાં હરખ ભરંતા રે. પાસ૦ (૧૨)

૧. લીએ પ્રભુ સંયમ લાવી રે. ૨. નંદીસર મલી આવે રે.

પાવન કરજ્યો આંગણું, પારણુને મિષે પુતો રે;
અમને કદિ ન વિસારયો. દર્શન દેજ્યો સુમિતો રે. પાસ૦ (૧૩)
ઇમ જોતાં રોતાં વલ્યા, પ્રભુ પણ વિચરે નિરાસિ રે;
ઘાતિ કર્મ ચઉ જીતસ્યે, વીતસ્યે વાસર [૧]ત્ર્યાસી રે. પાસ૦ (૧૪)
ગુરૂ હવે ચૈત્યવંદન કરી, વંદાવે વલી દેવ રે;
રયણી સમે તિહાં ગુરૂ કરે, અધિવાસન સ્વયમેવ રે. પાસ૦ (૧૫)
**ખુશાલસાથે** નવમે દિને, દીક્ષા કલ્યાણક કીધું રે;
**રંગે** કરીને ઉછાહથી, મન વંછિત ફલ લીધું રે. પાસ૦ (૧૬)

## ઢાલ પંદરમી

(દેશી–હમીરીયાની) (અભિનંદન અવધારિયે–એ દેશી)

હવે દશમે દિન કૃત કરે, શ્રાવક ને ગુરૂરાય સુગ્યાંની;
કેવળજ્ઞાન ને મોક્ષનાં, કલ્યાણક સુખદાય સુગ્યાંની; મહાપૂજા ઇંમ કીજીયે (૧)
ચરણ પર્યાયે પાસજી, વર્તે નિજગુણ ઠાણું; સુ૦
કમઠે કૃત ઉપસર્ગને, જીત્યો ઉપશમ આણું. સુ૦ મ૦ (૨)
ત્ર્યાસી દિવસ ઇણી પરે, વિચરી આરજ દેશ; સુ૦
વ્રતવનમાં આવે વિભુ, હવે સુણજ્યો વિધિ ઉદ્દેશ. સુ૦ મ૦ (૩)
કંકણ મિંઢલ બાંધિયે, સ્નાત્ર કારકને હાથ; સુ૦
ગ્રહ દિગપાલને પૂજીયે, બલી દીજે વિધિ સાથ. સુ૦ મ૦ (૪)
નૂતન બિંબને ઉપરે, વસ્ત્ર કસુંબી ઢંકાવ; સુ૦
દેવવંદન વિધિ સાચવે, ગુરૂ શ્રાવક શુભ ભાવ. સુ૦ મ૦ (૫)
ધૂપ દેઈ અંબર લીએ, શ્રીગુરૂ લગનાભ્યર્ણ; સુ૦
કુંભક કરી સવિ બિંબને, અંગે થાપે શુભ વર્ણ. સુ૦ મ૦ (૬)
ઘૃતભાજન મુકી પછે, મંત્રે જિન આહ્વાન. સુ૦
પરમેષ્ઠી મુદ્રા થકી, શ્રીગુરૂ કરે સવિધાન. સુ૦ મ૦ (૭)
શાસન દેવદેવીતણું, અવતારણ કરે તામ; સુ૦
ઠવણા થાપન મંત્રથી, તિહાં ગુરૂ કરે અભિરામ. સુ૦ મ૦ (૮)
શ્રીખંડાદિક વસ્તુને, જિનપડિમાતલે તાંહી; સુ૦
થાપીને મેલે હવે, અંજન દ્રવ્ય ઉછાંહી. સુ૦ મ૦ (૯)
સોવીર સાકર મૃગમદે, ઘૃતમિશ્રિત ઘનસાર; સુ૦
થાપે અંજન હેમપાત્રમાં, પંચસોહવ મિલી નાર. સુ૦ મ૦ (૧૦)

---

૧ ચોરાસી રે.

થિર લગને શ્રીગુરૂ હવે, સ્વરોદય મંત્ર સંભાર; સુ૦
હેમ સિલાક ગ્રહી કરી, કરે અંજન અવતાર. સુ૦ મ૦ (૧૧)
નિરખાવી દર્પણ પ્રતે, પ્રતિવાસ કરતં શુભ ગાત્ર; સુ૦
ચક્ર મુદ્રાએ બિંબને, ફરસી ઠવે દધિપાત્ર. સુ૦ મ૦ (૧૨)
દષ્ટિદોષ નિવારવા, મુદ્રા પંચ કરંત; સુ૦
વાસ ધૂપ કરી મંત્રને, પદ્મમુદ્રાએ કહંત. સુ૦ મ૦ (૧૩)
ત્રિગડૂં કલ્પી બિંબને, થાપિ ત્રણ નવકાર; સુ૦
કહીને વાસ કરે તિહાં, આચરજ ગણધાર. સુ૦ મ૦ (૧૪)
ત્રણ્ય સય સાઠ ઓષધિપુડો, જિનકરમાંહી ઠવંત; સુ૦
સોહવ ચઉ પુંખણુ કરે, દાન દીયે હરખંત. સુ૦ મ૦ (૧૫)
ઇંમ કેવલ કલ્યાણકે, કરણી કરીયે રંગ; સુ૦
કહેસ્યું હવે કેવલતણો, ઓછવ અધિક ઉમંગ. સુ૦ મ૦ (૧૬)

## ઢાલ સોળમી

( એ તો ગેહેલો છં ગિરધારી એહને શું કહીએ—એ દેશી )

ચોરાશીમેં દિવસે પ્રભુજી, જન્મપુરી છે જ્યાંહી રે;
ચોવિહારથી છઠ તપ સાથે, આવે વ્રત વનમાંહીં.
એ જિન સેવો રે, જે દોષભર્યા જગમાંહીં ત્યજો તે દેવા રે. (એ આંકણી) (૧)
ધાતકી[1] વૃક્ષને હેઠલ સ્વામી, ક્ષપકશ્રેણી આરોહે રે;
કરણ અપૂરવ અનિવૃતે કરીને, જીત્યો સંજલલોહ. એ૦ (૨)
ક્ષીણમોહ સજોગી ફરસી, ધ્યાન બલે અપ્પાણ રે;
ચૈતર વદની ચોથે પ્રભુજી, પામ્યા કેવલનાણ. એ૦ (૩)
અવધિ જાણી ચોસઠ સુરપતિ, આઇ સીસ નમાઇ રે;
કરી ત્રિગડાની અભિનવ રચના, નિજ નિજ કૃત્ય બનાઇ. એ૦ (૪)
તે ત્રિગડામાં આપ વિરાજે, જગતારક જગદીશ રે;
ચોત્રીશ અતિશય સંયુત દાખે, વાંણી ગુણ પાંત્રીસ. એ૦ (૫)
શ્રીશુભ આરજઘોષ પ્રમુખ જિન, થાપે દશ ગણધાર રે;
સંઘ ચતુર્વિધ થાપે, વિધિપૂરવક વિવહાર. એ૦ (૬)
કેવલજ્ઞાન કલ્યાણક ઓછવ, કરી ઇંમ રંગ ભરેણ રે;
વિધિકારક વિધિ આગે કીજે, ગુરૂસંગે હરખેણ. એ૦ (૭)

૧ ધાવડી

ફૂલવાસની વૃષ્ટિ કરીનેં, કરીઈં ધૂપ પ્રશસ્ત રે;
દેવવંદન કરી પૂજીઇં, પડિમાનાં અંગ સમસ્ત. એ૦ (૮)
અઠ્ઠોત્તર શત કાવ્ય ઉચ્ચારી, વિરચી કલશ વિચિત્ર રે;
એકસો આઠ પ્રમાણુ વિધિયેં, કરીયેં સ્નાત્ર પવિત્ર રે. એ૦ (૯)
ચૈત્યવંદન કરીને હવેં ગુરૂજી, મંત્રિત કરેં બલિદાન રે;
ગ્રહ દિગપાલને વિધિશ્યું દીજેં, લેઈ તેહના અભિધાન. એ૦ (૧૦)
પ્રભુ સનમુખ કુસુમાંજલિ દીજેં, મંત્રે કરી ત્રણ્યવાર રે;
ચંદન કેશર આદિ નૂતન, પૂજા કરેં સુખકાર. એ૦ (૧૧)
બલિ દેઇં બીજોરા મેવા, લાડુ સુખડી સાર રે;
મુખવાસાદિક થાપીયેં, પ્રભુ આગલ મનોહાર. એ૦ (૧૨)
આરતી મંગલદીપ કરીને, શિવ કલ્યાણક ધાર રે;
કહેસ્યું તેહ કલ્યાણક કેરો, રંગે કરી અધિકાર. એ૦ (૧૩)

### ઢાલ સત્તરમી

( કહાને બ્રાહ્મણ કિંહાથી આવ્યા, કાગલીયો કિંહાથી લાવ્યા—એ દેશી. )

શ્રીપાસ પ્રભુ ઉપકારી, બહુ તાર્યા નર ને નારી;
દેશે ઉણા સિત્તેર વરસ આય, ભોગવિ કેવલ પર્યાય. (૧)
પ્રભુ સમેતશિખરને પાંમી, મન વચણુના યોગ વિરામી;
શૈલેશિ કરણુને આરોહી, ગુણુઠાંણું અજોગી મોહી. (૨)
સત્તાગત પેહેલેં ભાગે, બહોત્તર પ્રકૃતિ ન ત્યાગે;
ભાગ બીજેં પ્રકૃતિ તેર, તેહનો કરી તુરત નિવેર. (૩)
અવગાહન લહી પૂર્વ રાતે, મુનિરાજ તેત્રીસ સંઘાતેં;
શ્રાવણુ શુદિ આઠમિ દિવસેં, પ્રભુ શિવમંદિરમાં નિવસે. (૪)
પ્રભુ અજર અમર અવિનાશી, થયા પૂર્ણાનંદ વિલાશી;
ઇમ મોક્ષકલ્યાણક ભાવિં, કરો કિરિયા આગલિં ઠાવિ. (૫)
પછેં શ્રીગુરુ સંઘની સાથ, દેવ વંદાવી હોય સનાથ;
સ્તવ થાનકે અજિત સાંતિ, ભણિયેં અથવા વૃદ્ધ શાંતિ. (૬)
અક્ષત તંદુલનો વિસાલ, ગુરૂ આગલ થાપેં થાલ;
શ્રાવક કુસુમાંજલિ ભરીને, ઊભો રહે વિનય ધરીને. (૭)
ગુરૂ અક્ષત અંજલિ લેઈ, ગાથાનો પાઠ કરેઈ;
અક્ષત સવિ બિંબને ખેપેં, શ્રાવક કુસુમાંજલિ ખેપેં. (૮)

ગુરૂ પ્રવચન મુદ્રા કરીને, ધર્મદેશના દે હિત ધરીને;
કરી અંતરપટ બિંબ આગે, દિએ તંબોલ સંઘને રાગે. (૯)

પછે પડદો ઉઘાડવા સારૂ, સંઘ થાપે ફલાદિક ચારુ;
ચૈત્યવંદન આગેં કરવું, ગૃહપતિને નૈવેદ્ય ધરવું. (૧૦)

નંદ્યાવર્ત વિસર્જન કીજે, કલ્પભાષિત મંત્ર ભણિજે;
અંજલિ મુદ્રા અનુસરીયેં, સવિ દેવ વિસર્જન કરીયેં. (૧૧)

વૃદ્ધ શાંતિયે ધારા દેવી, ફૂલ ચંદન ધૂપ ઉખેવી;
તદનંતર કંકણુ છોડે, નિજ કર્મ બંધનને વિછોડે. (૧૨)

[1]સ્તુતિદાન અને બલિ ન્યાસ, આહ્વાન દિશા બંધ ભાસ;
નેત્રાંજન દેશના સાર, ગુરૂના એ ષટ અધિકાર. (૧૩)

દશમા દિનની એ કરણી, જિમ કલ્પમાંહિ વિધિવરણી;
ગુરૂ **અમૃતવિજય** પ્રસંગે, તિમ ભાખી સઘલી **રંગે**. (૧૪)

## ઢાલ અઢારમી

( ઝાંઝરીયા મુનિવર ધન ધન તુમ ઉપદેશ—એ દેશી. )

## અથ ચૈત્યમાં થાપનવિધિ

બિંબપ્રવેશ જિમ કીજીયેંજી, કહિયેં તેહ વિધાન;
શુભ દિવસેં થિર લગન નિવાસેં, જોઈ શુભ ગ્રહવિધાન.
જિનઘરમાં થાપો જિનપડિમા સુવિચાર—(એ આંકણી) (૧)

જે પીઠેં પ્રભુ થાપીયેંજી, તિંહા વિધિ કરીયેં પ્રશસ્ત;
દીપ ધૂપ કરિ ચર્ચિયેંજી, ચંદને પીઠ સમસ્ત. જિન૦ (૨)

વૃહિ સરસવ દુર્વા ઠવોજી, તે ઉપર ધરી પ્રેમ;
વૃષભશૃંગની મૃત્યકાજી, ગજદંત[2] મૃત્તિકા તેમ. જિન૦ (૩)

ચોખંડો રૂપક વલી, જવ ને દર્ભ સમૂલ;
થાપી તે ઉપર ઠવોજી, સેવનપટ્ટ અનુકૂળ. જિન૦ (૪)

યક્ષકર્દમે સ્વસ્તિક રચોજી, દક્ષણાવર્ત આકાર;
કૂર્મમંત્ર કુંભક કરીજી, લિખિયેં વર્ણ સુધાર. જિન૦ (૫)

બલિ બાકુલ ઉછાલિનેજી, દેવવંદી ક્ષેત્રદેવ;
સેવનપટ્ટે થાપીયેંજી, મૂલનાયક જિનદેવ. જિન૦ (૬)

---

૧ સ્તુતિદાન બલિ મંત્રી. ૨ ચકની.

જિન ગર્ભશાખા દ્વારનીજી, કીજે તસ અડ ભાગ;
તિહાં ઉપરિતન આઠમાજી, અંશનો કીજે ત્યાગ. જિન૦ (૭)

તદનંતર સપ્તાંશનોજી, લીજે સાતમો ભાગ;
તેહમાં જિનપડિમા તણોજી, આણિયેં દૃષ્ટિનો લાગ. જિન૦ (૮)

પૂજા અષ્ટ પ્રકારનીજી, કરીયેં ધૂપ આટોપ;
આરાત્રિક મંગલ કરીજી, કીજે ધ્વજ આરોપ. જિન૦ (૯)

ચૈત્યવંદન સ્તવને કરીજી, સ્તવિએ જિન અભિધાન;
થાલ ભરીને ઢોઇયેંજી, નૈવેદ્ય ફલ પકવાન. જિન૦ (૧૦)

દિન દશ થાપન અંતરેજી, પવિત્રપણે વિધિકાર;
સાતે સમરણ શુદ્ધથીજી, ગણે તિહાં વર્ણ ઉચ્ચાર જિન૦ (૧૧)

અઠાઈ મહોચ્છવ પછેંજી, કરી અતિ હરખેણ;
સ્નાત્ર અઠોત્તરી કીજીયેંજી, વિધિયુત રંગ ભરેણ. જિન૦ (૧૨)

## ઢાલ ઓગણીશમી

( વીર જિનેશ્વર અતિ અલવેસર, ગૌતમ ગુણના દરીયાજી—એ દેશી. )

ઇણિપરેં જૈન પ્રતિષ્ઠા કીજેં લીજે નરભવ લાહોજી,
ન્યાય ઉપાર્જિત વિત્ત ધરમમાં ખરચો ધરી ઉછાહોજી;
સંઘસયણ ને કુંટુંબ સંઘાતેં વૈરિ વિરોધ નિવારીજી,
સમકિતદાયક નિરમલ કરણી કરીયેં ભવિ હિતકારીજી. (૧)

જૈન પ્રતિષ્ઠામાં જિનવરનાં પંચકલ્યાણક કરવાંજી,
શ્રીગુરૂ શ્રાવક બેહું મલીને વિધિયોગેં અનુસરવાંજી;
ભૂમિશયન બ્રહ્મચરજ એકાસણુ દશ દિન પહેલાં ધારોજી,
ગૃહસ્વામી વિધિકારક ઈણીપરેં ઇહપર લોક સુધારોજી. (૨)

ઇમ ધારીને બિંબ પ્રતિષ્ઠા કરવાને સુવિશાલોજી,
**ખુશાલચંદ સવાઈચંદ** બેહું પિતાપુત્ર ઉજમાલોજી;
**ખુશાલસા** જઈ **પાલીતાણામાં શ્રીવિમલાચલ** ભેટીજી,
ગણધર **વિજયજિનેન્દ્રસૂરિને** વાંદી આપદ મેટીજી. (૩)

અતિ આગ્રહથી વિનતિ કરીને **ભરૂચ** તેડી લાવ્યાજી,
મહોચ્છવથી વાંદીએ શ્રીગુરૂ સંઘતણે મન ભાવ્યાજી;
જલજાત્રા કરી સાડંબરથી થાપી પૂરણ કુંભજી,
આગલ કિરિયા શ્રીગુરૂ શ્રાવક સાથે થઈ થિર થંભજી. (૪)

**શ્રી શંખેશ્વરપાસ** પ્રભુની પડિમા આદે બહુલીજી,
આચારજ અધિવાસ ક્રિયાયેં અવતારિત કરે સવલીજી;
ફાગણ શુદિ પંચમી કવિ વારે લગન સમય જબ આવેજી,
ઇંદ્ર થઈ ગુરૂ કુંભક કરીનેં અંજનશિલાક ફિરાવેજી. (૫)
પાંચ શબ્દ વાજિત્ર તિહાં વાજેં ગાજે દુંદુભિ નાદજી,
કેવલજ્ઞાનતણો કલ્યાણક ગાવે ગોરી મધુરેં સાદજી;
શ્રીસંઘે પ્રાસાદ નિપાયો માનું અપર કૈલાસજી,
પીઠમંડપને અદ્ભુત દેખી ઉપજે મોદ વિલાસજી. (૬)
વૃષભ લગનમાં તેહિ જ દિવસેં પીઠ ઉપરં ઉલ્લાસંજી,
શુદ્ધ વિધાન કરીને થાપ્યા **શ્રી શંખેશ્વર પાસજી;**
આચારજ વાચક મુનિવરના ઉચ્ચિત સહુ સાચવીયાજી,
સૂત્રધાર શિલ્પી ને યાચક દાન થકી ઉલ્લસીયાજી. (૭)
નવનવ ભક્તિ કરી સાહમીની વિવિધ થકી પકવાનેજી,
શાલ દાલ સુરહાં ઘૃત સાકેં ભક્તિ કરી બહુ માનેજી;
દેઇ તંબોલ તિલક કરી છાંટયાં કેશર રાતે વરણેજી,
યથાજોગ્ય પહેરામણી કીધી શ્રીફલ વસ્ત્રાભરણેજી. (૮)
જિનશાસન ઉન્નત પરશંસા ખટદર્શનમેં બાંધીજી;
ઇમિ સદવ્યય કરી લખમી જેણે સુરશિવ પદવી સાધીજી;
**તપગચ્છ** ઠાકુર ગુણમણિ આગર **શ્રીવિજયદેવ સૂરીંદા**જી,
પ્રતપો તબલગેં નામ એ ગુરૂનું જબલગે મેરુ ગિરીંદાજી. (૯)
તાસ સીસ શ્રી **લબ્ધિવિજય** વર પંડિત માંહે લીહાજી,
**રત્નવિજય** બુધ વિનયી તેહનાં વાદીમતંગજ સીહાજી;
તાસ સીસ શ્રી**માનવિજય**ના **વિવેકવિજય** વડભાગીજી,
તેહના બુધ ગીતારથ સારથ **અમૃતવિજય** સોભાગીજી. (૧૦)
તસ ચરણાંબુજ મધુકર સેવી **રંગવિજય** કહે હેતેજી,
કર્યું પ્રતિષ્ઠાકલ્પ તવનમેં લહી કારણ સંકેતેજી;
બીજું મંદમતિને હેતે દશ દિનનું એ વિધાનજી;
કીધું તોહે સદગુરૂ સંગે કરજ્યો થઇ સાવધાનજી. (૧૧)
વિધિકારક વિધિ એહ સૂંણીને મત કોઇ દૂષણ દેજ્યોજી,
નામ માત્ર એ રચના કીધી સુકવિ સુધારી લેજ્યોજી.

નરનારી ઉપયોગપણાથી ભણશે જે હિત આંણીજી,
મંગલમાલા લચ્છી વિશાલા લહેસ્યેં શિવસુખ પ્રાણીજી. (૧૨)

**કલશ**

ઇંમ સયલ સુખકર દુરિત ભયહર **પાસ શ્રીશંખેશ્વરો,**
નિધિ અબ્ધિ વસુ સસિ માન વર્ષે (૧૮૪૯) ગાઇઓ અલવેશરો;
એહ પ્રતિષ્ઠા કલ્પ તવન સાંભલી જે સદ્દહે,
તે ઋદ્ધિ વૃદ્ધિ સુખ સુસિદ્ધિ સઘલેં સદા **રંગવિજય** લહે. (૧)

**इति श्रीशंखेश्वरपार्श्वनाथपंचकल्याणकगर्भितं प्रतिष्ठाकल्पस्तवनं संपूर्णं ॥**

સુરતની પ્રતની પુષ્પિકાઃ—

**संवत् १८४९ ना वर्षे प्रथमवैशाखमासे शुक्लपक्षे तिथि अष्टमी बृहस्पतिवासरे लिखितम् । पं. रंगविजयेन । श्रीभृगुकच्छबंदिरे श्री शंखेश्वर पार्श्वनाथ प्रसादात् परोपगाराय ॥**

પાલીતાણાંની પ્રતમાં—

**संवत् १९३३ ना वर्षे चइत्र शुदि ८ ने भृगुवासरे लिपिकृतं बाबा चाकगिरजी श्री ॥**

( સમ્પૂર્ણ )

# સિદ્ધહેમ શબ્દાનુશાસન અને પાણિનીય એ બંને વ્યાકરણોનાં સૂત્રોની તુલના

લેખકઃ—**શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ—વ્યાકરણતીર્થ.**

---

અહીં સિદ્ધહેમ શબ્દાનુશાસન અને પાણિનીય એ બે વ્યાકરણોનાં સૂત્રોની તુલનાત્મક વિચારણા કરી છે. સંસ્કૃત ભાષામાં ઈ. સ. પૂર્વે ચારસોથી ઈ. સ.ના બારમા સૈકા સુધીમાં કેટલો ફેરફાર થવા પામ્યો છે, અને ઈતર ભાષાઓ કરતાં સંસ્કૃત ભાષાની એકસૂત્રતા કેવી છે તે આવી તુલનાથી જાણી શકાશે.

અહીં એટલું ઉમેરવું જરૂરી છે કે આ તુલના પરત્વે વૈદિક શબ્દ-વિચાર અને અનુદાત્ત, ઉદાત્ત અને સ્વરિતના ભેદ-પ્રભેદ, જેમાં ઘણી ભિન્નતાઓ છે તે ઉલ્લેખી શકાય તેમ નથી.

આ તુલના હેમચંદ્રાચાર્યનું અભૂતપૂર્વ રચના-કૌશલ જાણવા માટે પૂરતી થશે એમ માનું છું.

---

| | સિદ્ધહેમ શબ્દાનુશાસનનાં સૂત્રો | | તુલના |
|---|---|---|---|
| ૧ | **ऌदन्ताः समानाः** | १-१—७ | પાણિનીયમાં દીર્ઘ ૡકાર નથી. |
| ૨ | **कसमासेऽध्यर्धः** | १-१-४१ | |
| ૩ | **अर्धपूर्वपदः पूरणः** | १-१-४२ | આ બે સૂત્રો પાણિનીયમાં નથી. |
| ૪ | **ऌत ऋॡ ऋलृभ्यां वा** | १-२—३ | પાણિનીયમાં દીર્ઘૡકાર ન હોવાથી નથી. વિકલ્પના ઉદાહરણમાં **ॡकार** છે ત્યાં **ऋकार** જ થાય છે. |
| ૫ | **ऋणे प्रदशार्णवसनकम्बलवत्सरवत्सतरस्यार्** | १-२—७ | પાણિનીયમાં '**वत्सर**' શબ્દ નથી. |
| ૬ | **अनाङ्माङो दीर्घाद्वा छः** | १-३-२८ | પાણિનીયમાં '**तुग्**' આગમ કરવાથી પૂર્વાવયવ થાય છે અહીં ઉત્તરાવયવ. |
| ૭ | **प्लुताद्वा** | १-३-२९ | પાણિનીયમાં પ્લુતથી પર વિધિ નથી. |
| ૮ | **शिट्याद्यस्य द्वितीयो वा** | १-३-५९ | પાણિનીયમાં પદાન્તમાં આ વિધિ થાય છે. અહીં અપદાન્તમાં પણ. |
| ૯ | **भिस ऐस्** | १-४—२ | **अतिजरसैः** એ ઉદાહરણ વૃત્તિકારને અનુસરે છે પણ ભાષ્ય વિરુદ્ધ છે. |
| ૧૦ | **नेमार्धप्रथमचरमतयायाल्पकतिपयस्य वा** | १-४-१० | '**अय**' નું ગ્રહણ વધારે છે. પાણિનીયમાં |

| | | | |
|---|---|---|---|
| | | | 'त्रयाः' રૂપ જ થાય, અહીં 'त्रये, त्रयाः' એ થાય છે. |
| ११ | जरसो वा | १-४-६० | પાણિનીયમાં નથી. |
| १२ | नि वा | १-४-८९ | પાણિનીયમાં નથી પણ 'કૌમુદીકાર' 'स्वाम्पि, स्वम्पि' બંને સાધે છે. |
| १३ | यजसृजमृजराजभ्राजभ्रस्जव्रश्चपरिव्राजः शः षः | २-१-८७ | પાણિનીયમાં 'छ' નો પણ ष કર્યો છે. ૮-૨-૩૬ |
| १४ | मासनिशासनस्य शसादौ लुग्वा | २-१-१०० | કૌમુદીમાં आस्य શબ્દનો आसन् આદેશ કર્યો છે. કાશિકામાં आसन શબ્દનો आसन् આદેશ પ્રામાદિક છે એમ ખંડન કર્યું છે. |
| १५ | वा कर्मणामणिक्कर्ता णौ | २-२-४ | પાણિનીયમાં નથી. અવિવક્ષિત કર્મના સ્થાને पाचयति चैत्रेण એટલું જ થાય, અહીં તો पाचयति चैत्रम् એમ પણ થાય છે. |
| १६ | कालाध्वभावदेशं वा कर्म चाकर्मणाम् | २-२-२३ | પાણિનીયમાં "मासमास्त" એટલું જ થાય છે. અહીં તો "मासे आस्ते" પણ થાય છે. |
| १७ | स्पृहेर्व्याप्यं वा | २-२-२६ | અહીં કર્મવિષયમાં જ વિકલ્પ થાય છે. પાણિનીયમાં ઇપ્સિતમાત્રમાં સંપ્રદાનપણું આવે છે. પ્રકર્ષની વિવક્ષા હોય ત્યાં પર હોવાથી કર્મપણું આવે. |
| १८ | गौणात् समयानिकषाहाधिगन्तरान्तरेण येन तेनैर्द्वितीया | २-२-३३ | પાણિનીયમાં 'येन तेन' નથી. |
| १९ | व्याप्ये द्विद्रोणादिभ्यो विप्सायाम् | २-२-५० | પાણિનીયથી આ વધારે છે. |
| २० | हितसुखाभ्याम् | २-२-६५ | પાણિનીયમાં सुख શબ્દ નથી અને નિત્ય ચતુર્થી થાય છે. |
| २१ | वा क्लीबे | २-२-६५ | પાણિનીયમાં અધિકરણવાચીને જ નિત્ય થાય. ૨-૩-૧૮ |
| २२ | ऋर लृलं कृपोऽकृपीटादिषु | २-३-९९ | 'अकृपीटादिषु' એમ પાણિનીયમાં નથી. પણ તેની સિદ્ધિ ઉણાદિથી થાય છે. |
| २३ | नासिकोदरौष्ठजङ्घादन्तकर्णशृङ्गाङ्गगात्रकण्ठात् | २-४-३९ | કૌમુદીકાર 'अङ्गगात्रकण्ठ'નું ગ્રહણ ભાષ્યકારે નથી કર્યું માટે અપ્રમાણ છે એવો પ્રામાણિકોનો મત છે, એમ કહે છે. |
| २४ | मातुलाचार्योपाध्यायाद् वा | २-४-६३ | પાણિનીયમાં તો જે સ્વયમેવ અધ્યાપિકા હોય તે उपाध्यायी, उपाध्याया કહેવાય પણ અહીં તો उपाध्याया એક રૂપ જ |

| | | |
|---|---|---|
| | | થાય. પાણિનીયમાં **आचार्यानी** એક જ રૂપ થાય છે, જ્યારે અહીં **आचार्यी** પણ થાય છે. |
| ૨૫ **उपमानसहितसंहितसहसफवामलक्ष्मणाद्यूरोः** | २–४–७५ | પાણિનીયમાં **'लक्ष्मण'** શબ્દના સ્થળે **'लक्षण'** શબ્દ છે. |
| २६ **आसन्नादूराधिकाध्यर्धार्धादिपूरणं द्वितीयाद्यन्यार्थे** | ३–१–२० | **"अध्यर्धार्धादि"** એ પાણિનીયથી વધારે છે. |
| २७ **तत्राऽऽदाय मिथस्तेन प्रहृत्येति सरूपेण युद्धेऽव्ययीभावः** | ३–१–२६ | પાણિનીયમાં **'केशाकेशि'** વગેરેમાં અવ્યયીભાવ અને બહુવ્રીહિ સમાસ થાય છે. અહીં કેવળ અવ્યયીભાવ જ. |
| २८ **पारे मध्येऽग्रेऽन्तः षष्ठ्या वा** | ३–१–३० | **"अग्रे, अन्तः"** એ બે શબ્દ પાણિનીયથી વધારે છે. |
| २९ **अव्ययं प्रवृद्धादिभिः** | ३–१–४८ | પાણિનીયથી અધિક છે. |
| ३० **द्विचतुष्पूरणाग्रादयः** | ३–१–५६ | પાણિનીયથી **'अग्रादय'** એટલું અધિક છે. |
| ३१ **चतकार्थम्** | ३–१–६१ | |
| ३२ **परःशतादि** | ३–१–७५ | આ ચારે સૂત્રો પાણિનીયથી અધિક છે. |
| ३३ **सर्वपश्चादादयः** | ३–१–८० | |
| ३४ **सिंहाद्यैः पूजायाम्** | ३–१–८९ | |
| ३५ **क्तं नञादि भिन्नैः** | ३-१-१०५ | **'आदि'** શબ્દ પ્રકારાર્થમાં પાણિનીયથી અધિક છે. તેથી અહીં **"पीतापीतम्"** એમ થાય છે. |
| ३६ **मासवर्णभ्रात्रनुपूर्वम्** | ३-१-१६१ | પાણિનીયથી **"मास"** શબ્દ અધિક છે. પરંતુ પૂર્વમાં ઉપસ્થિત હોય તો થાય. |
| ३७ **संख्या समासे** | ३-१-१६३ | પાણિનીયથી આ વધારે છે. પણ તેમાં પૂર્વમાં ઉપસ્થિત હોય તો થાય. |
| ३८ **ओजोऽञ्जःसहोऽम्भस्तमस्तपसष्टः** | ३–२–१२ | પાણિનીયથી **"तपस्"** શબ્દ અહીં અધિક છે તેથી **"तपसाकृतम्"** એમ થશે. |
| ३९ **वर्षक्षरवराप्सरःशरोरोमनसो जे** | ३–२–२६ | અહીં **"अप्, सरस्, उरस्, मनस्"** એટલા શબ્દો પાણિનીયથી અધિક છે. |
| ४० **द्युप्रावृड्वर्षाशरत्कालात्** | ३–२–२७ | પાણિનીયથી **"वर्षा"** શબ્દ અહીં અધિક છે. |
| ४१ **अपो ययोनिमतिचरे** | ३–२–२८ | પાણિનીયથી **"मति, चर"** એ બે શબ્દો અધિક છે. અહીં **मतु** કહ્યો નથી. |
| ४२ **नेन्सिद्धस्थे** | ३–२–२९ | આમાં **"बध्नाति"** નથી કહ્યો. |

| | | | |
|---|---|---|---|
| ४३ | देवानांप्रियः | ३-२-३४ | અહીં "**मूर्खे**" એમ કહ્યું નથી. |
| ४४ | शेपपुच्छलाङ्गूलेषु नाम्नि शुनः | ३-२-३५ | આમાં પાણિનીયથી "**नाम्नि**" એટલું અધિક છે. |
| ४५ | वाचस्पति वास्तोष्पति-दिवस्पतिदिवोदासम् | ३-२-३६ | પાણિનીયમાં તો આ બધા "**पारस्करादि**" થી સિદ્ધ થાય છે. |
| ४६ | मातापितरं वा | ३-२-४७ | અહીં પૂર્વ અને ઉત્તર પદના ઋકારનો '**अर्**' વિકલ્પે નિપાતિત થાય છે. તેથી "**मातरपितरयोः**" એમ થાય છે. જ્યારે પાણિનીયમાં "**मातरपितरावुदीचाम्**" ૬-૩-૩૨ સૂત્રમાં ઉત્તરપદમાં "**ऋतोऽङि**" ૭-૩-૧૦ એ સૂત્રની સિદ્ધિથી નિપાત ન થવાથી **मातरपित्रोः** એવું જ રૂપ થશે. બંને પદમાં તે નિપાતિત છે એમ કેટલાક વૈયાકરણોનો મત છે. શેખરકારના કથન મુજબ એક રૂપ જ થાય. |
| ४७ | नस् नासिकायास्तः क्षुद्रे | ३-२-९९ | |
| ४८ | येऽवर्णे | ३-२-१०० | પાણિનીયમાં આ બંને નથી. |
| ४९ | अन् स्वरे | ३-२-१२९ | નકારને ઉત્તરપદાવયવત્વનો અભાવ હોવાથી "**ह्रस्वाद् ङणनो द्वे**" ૧-૩-૨૭ એની પ્રાપ્તિ થતાં **अन्** આદિને પણ **अन्** અંતની પ્રાપ્તિ થાય છે. જ્યારે પાણિનીયમાં તો "**तस्मान्नुडचि**" ૬-૩-૭૪ એનાથી **नुट्** થાય. આ **नुट्** ઉત્તરપદનો અવયવી હોવાથી "**ङमो ह्रस्वादचि**" ૮-૩-૩૨ તેનાથી **ङमुट्** ની પ્રાપ્તિ જ નથી થતી. |
| ५० | क्रियाव्यतिहारेऽगतिहिंसाशब्दार्थहसोह्वहश्चानन्योऽन्यार्थे | ३-३-२३ | પાણિનીયથી - **वहति** અધિક છે. |
| ५१ | शको जिज्ञासायाम् | ३-३-७३ | આ પાણિનીયમાં નથી. |
| ५२ | चल्याहारार्थेङ्बुधयुधप्रुद्रुस्रुनशजनः | ३-३-१०८ | પાણિનીયમાં **अद्** નો પ્રતિષેધ છે, |
| ५३ | न गृणाशुभरुचः | ३-४-१३ | પાણિનીયમાં **गृणाति** નથી. અન્યનો ભૃશાર્થમાં જ નિષેધ છે. વારંવાર અર્થમાં તો **शोशुभ्यते, रोरुच्यते** થાય છે |
| ५४ | नोतः | ३-४-१६ | આ પાણિનીયથી અધિક છે. |

| | | | |
|---|---|---|---|
| ૫૫ | केनोष्मबाष्पधूमादुद्वमने | ३-४-३३ | અહીં પાણિનીયથી **धूम** શબ્દ અધિક છે. |
| ૫૬ | पुनरेकेषाम् | ४-१-१० | આ પાણિનીયમાં નથી. |
| ૫૭ | नॄभ्रमवमत्रसफणस्यमस्वनराजभ्राजभ्रासभ्लासो वा | ४-१-२६ | પાણિનીયથી **वमति** અધિક છે. |
| ૫૮ | ष्ठिवूसिवोऽनटि वा | ४-२-११२ | આ પાણિનીયમાં નથી. પરંતુ "**कृत्यल्युटो बहुलम्**" ૩-૩-૧૧૩ આ સૂત્રથી બહુલભાવ થતો હોવાથી **निष्ठीवनम्, सीवनम्** એમ બન્ને સિદ્ધ થાય છે. |
| ૫૯ | इको वा | ४-३-१६ | પાણિનીયમાં **इण्वद्** ભાવ થવાથી નિત્ય જ થાય છે. |
| ૬૦ | न श्विजागृशसक्षणहम्येदितः | ४-३-४९ | પાણિનીય **शसि**ના સ્થાને **श्वसिम्** મૂકે છે. ૭-૨-૫ |
| ૬૧ | विश्रमेर्वा | ४-३-५६ | પાણિનીયમાં તો "**नोदात्तोपदेशस्य०**" ૭-૩-૩૪ એ સૂત્રથી વૃદ્ધિનો નિષેધ થાય છે તેથી **विश्रम** એક જ રૂપ થાય છે. **निवृत्तप्रेषण** એ અર્થવાળો ધાતુ થાય ત્યારે તેને '**णिच्**' થયા પછી **घञ्** લાગે ત્યારે **विश्राम** એવું રૂપ સિદ્ધ થશે. |
| ૬૨ | नशेर्नेश् वाङि | ४-३-१०२ | પાણિનીયથી આ અધિક છે. તેથી અહીં જે **अनेशत्, अनशत्** એમ બે રૂપો થાય છે, તે પાણિનીયમાં **अनशत्** એટલું જ થાય છે. |
| ૬૩ | वेटोऽपतः | ४-४-६२ | અહીં **पतित** એમ સાધ્યું છે. જ્યારે પાણિનીયમાં "**तनिपतिदरिद्रातिभ्यः सनो वा इड् वाच्यः**" એવું વાર્તિક હોવાથી "**यस्य विभाषा**" ૭-૨-૧૫ એ સૂત્રથી **इण्**ના નિષેધ વારણ માટે **पतित**નો નિષેધ જ ગોતવો જોઈએ. |
| ૬૪ | श्वसजपवमरुषत्वरसंघुषास्वनामः | ४-४-७५ | પાણિનીયથી **श्वसि, जपि, वमि** અધિક છે, તેથી **श्वस्त, जप्त वान्त** એવાં રૂપો પણ થાય. જ્યારે પાણિનીયમાં **श्वसित, जपित, वमित** એવાં એક એક રૂપો જ થાય. "**आगमशास्त्रमनित्यम्** એનાથી તેની વિકલ્પે સિદ્ધિ થાય. |
| ૬૫ | श्लिषशीङ्स्थासवसजनरुहजॄभजेः क्तः | ५-१—१ | પાણિનીયથી **भजति** અધિક છે. |

| | | | |
|---|---|---|---|
| ६६ | शकितकिचतियतिशसि-सहियजिभजिपवर्गात् | ५-१-२९ | પાણિનીયથી **यजि, भजि** અધિક છે તેથી **यज्यम्, भज्यम्** થાય છે. પાણિનીયમાં તો **याज्यम् भाज्यम्** છે. |
| ६७ | कुप्यभिद्योध्यसिध्यति-ष्यपुष्ययुग्याज्यसूर्यं नाम्नि | ५-१-३९ | પાણિનીયથી **तिष्य** શબ્દ અધિક છે, તેથી તેમાં આ શબ્દ બહુલભાવથી સિદ્ધ થાય છે. |
| ६८ | ऋदुपान्त्यादकृपिचृदृचः | ५-१-४१ | ऋचि શબ્દ પાણિનીયથી અધિક છે. અહી **अर्च्यम्** થાય, પણ પાણિનીયમાં **ऋच्यम्** થાય. **अर्च्**થી **अर्च्य** થાય છે એમ બીજા માને છે. |
| ६९ | कृवृषिमृजिशंसिगुहिदु-हिजपो वा | ५-१-४२ | પાણિનીયથી **गुहि, दुहि, जपि** અધિક છે, તેથી અહીં **गुह्यम्-गोह्यम्, दुह्यम्-दोह्यम्, जप्यम्-जाप्यम्** થાય છે. પાણિનીયમાં **गोह्यम्, दोह्यम्, जप्यम्** એટલું જ થાય છે |
| ७० | नाम्युपान्त्यप्रीकृगृज्ञः कः | ५-१-५४ | અહીં પાણિનીયથી **गिरति** અધિક છે તેથી **गिरः** થાય છે. પણ પાણિનીયમાં **मूलविभुजादि**થી એ સિદ્ધ થાય છે. |
| ७१ | धनुर्दण्डत्सरुलाङ्गलाङ्कु-शर्ष्टियष्टिशक्तितोमरघटाद् ग्रहः | ५-१-९२ | અહીં પાણિનીયથી **दण्ड, त्सरु, ऋष्टि** શબ્દો અધિક છે, તેથી **दण्डग्रहः, त्सरुग्रहः ऋष्टिग्रहः** થાય છે. પાણિનીયમાં **कर्मण्यण्** ૩-૨-૧ એ સૂત્રથી અણ્ કરે છે. |
| ७२ | रजःफलेमलाद् ग्रहः | ५-१-९८ | અહીં **रजोग्रहिः, मलग्रहिः** એ બે પાણિનીયથી અધિક છે. |
| ७३ | देववातादापः | ५-१-९९ | આ સૂત્ર પાણિનીયથી અધિક છે. પાણિનીયમાં તો **देवापि, वातापि** શબ્દની બહુલભાવથી સિદ્ધિ કરે છે. |
| ७४ | संख्याहर्दिवाविभानिशा-प्रभाभाश्चित्रकर्त्राद्यन्तान-न्तकारबाहर्वरुर्धनुर्नान्दी-लिपिलिविबलिभक्तिक्षे-त्रजङ्घाक्षपाक्षणदारजनि-दोषादिनदिवसाट्टः | ५-१-१०२ | અહીં **क्षपाकरः, क्षणदाकरः, रजनिकरः, दोषाकरः, दिनकरः, दिवसकरः**, થાય છે. આ પાણિનીયથી અધિક છે. |
| ७५ | क्षेमप्रियमद्रभद्रात् खाण् | ५-१-१०५ | પાણિનીયથી **भद्र** શબ્દ અધિક છે. |
| ७६ | बहुविध्वरुस्तिलात्तुदः | ५-१-१२४ | **बहुन्तुद** એ પાણિનીયથી અધિક છે. |

| | | | |
|---|---|---|---|
| ૭૭ | **शंसंस्वयंविप्राद् भुवो डुः** | ५–२–८४ | અહીં **शंभु** અને **स्वयंभु** શબ્દ અધિક છે, પાણિનીયમાં **मितादूबादि**થી એ બન્ને સિદ્ધ થાય છે. |
| ૭૮ | **नीदाम्बूशसूयुयुजस्तुतुदसिसिचमिहपतपानहत्रट्** | ५–२–८८ | **पात्री** એ પાણિનીયથી અધિક છે. |
| ૭૯ | **हनोऽन्तर्घनान्तर्घणौदेशे** | ५–३–३४ | પાણિનીયમાં '**अन्तर्घनो देशे**' ૩–૩–૭૮ એમ છે. અને કૌમુદીકારે **अन्तर्घण**ને પાઠાન્તરમાં મૂક્યો છે. |
| ૮૦ | **सातिहेतियूतिजूतिज्ञप्तिकीर्तिः** | ५–३–९४ | અહીં પાણિનીયથી **ज्ञप्ति** અધિક છે, તેથી તેમાં **ज्ञपयति**થી થાય છે. |
| ૮૧ | **स्मे ह्यस्तनी च** | ५–४–४० | પાણિનીયમાં આ નથી. |
| ૮૨ | **युववृद्धं कुत्सार्चे वा** | ६–१–५ | પાણિનીયમાં **युवन्** શબ્દને કુત્સા-નિંદા અર્થમાં, **गोत्रसंज्ञा** અને **वृद्ध**ને પૂજા અર્થમાં **युवसंज्ञा** થાય છે. તેથી **गार्ग्यो जाल्मः। तत्रभवान् गार्ग्यायणः ॥** એમ રૂપ થાય, જ્યારે અહીં **तत्र भवान् गार्ग्यो, गार्ग्यायणो वा।** એમ બન્ને થાય છે. |
| ૮૩ | **प्रदोदेश एवैयादौ** | ६–१–९ | પાણિનીયમાં આ બે સૂત્રને બદલે '**एङ् प्राचां देशे**' એક જ સૂત્ર છે. |
| ૮૪ | **प्राग्देशे** | ६–१–१० | |
| ૮૫ | **अनिदम्यणपवादे च दित्यदित्यादित्ययमपत्युत्तरपदाञ्ञ्यः** | ६–१–१५ | પાણિનીયમાં **अनिदम्** કહ્યું નથી. |
| ૮૬ | **दर्भकृष्णाग्निशर्मरणशरद्वच्छुनकादाग्रायणब्राह्मणवार्षगण्यवासिष्ठभार्गववात्स्ये** | ६–१–५० | અહીં **कार्ष्णायनो ब्राह्मणः, अग्निशर्मायणो वार्षगण्यः, राणायनो वासिष्ठः** આટલાં પાણિનીયથી અધિક છે. |
| ૮૭ | **णश्च विश्रवसो विश्लुक् च वा** | ६–१–५ | આ સૂત્ર પાણિનીયમાં નથી, પરંતુ **शिवादि**માં **विश्रवण, रवण** એ બે શબ્દો છે. |
| ૮૮ | **गोधाया दुष्टे णारश्च** | ६–१–८१ | પાણિનીયમાં **दुष्ट** એમ નથી. |
| ૮૯ | **सेनान्तकारुलक्ष्मणादिञ् च** | ६-१-१०२ | પાણિનીય **कारु, लक्ष्मण** શબ્દોની જગાએ **कारि, लक्षण** શબ્દો ૪–૧–૧૫૨ સૂત્રમાં છે. |
| ૯૦ | **द्रुगुकोशलकर्मारच्छागवृषाद्याादिः** | ६-१-१०८ | પાણિનીયમાં **द्रुगु** શબ્દ જ નથી. |
| ૯૧ | **उदितगुरोर्भाद्युक्तेऽब्दे** | ६–२–५ | પાણિનીયમાં આ નથી. |
| ૯૨ | **धेनोरनञः** | ६–२–१५ | પાણિનીયમાં **अनञ** એમ નથી |

| | | | |
|---|---|---|---|
| ९३ | पुरुषात् कृतहितवधविकारे चैयञ् | ६–२–२९ | પાણિનીયમાં આ નથી. |
| ९४ | राष्ट्रेऽनङ्गादिभ्यः | ६–२–६५ | પાણિનીયમાં '**अनङ्गादिभ्यः**' એમ નથી. '**विषयो देशे**' ૪–૨–૬૫ એ સૂત્ર જોવું જોઈએ. |
| ९५ | रङ्कोऽप्राणिनि वा | ६–३–१५ | પાણિનીયમાં '**रङ्कोऽमनुष्येऽण् च**' ૪–૨–૧૦૦ છે. |
| ९६ | कुशले | ६–३–४५ | પાણિનીયમાં સામાન્ય વડે પ્રત્યયવિધિ નથી થતી. તેથી '**तत्र कुशलः**' **पथः** જોવું જોઈએ. |
| ९७ | साधुपुष्यत्पच्यमाने | ६-३-११७ | પાણિનીયમાં '**कालात् साधुपुष्यत्पच्यमानेषु**' એમ છે. |
| ९८ | जयिनि च | ६-३-१२२ | પાણિનીયમાં '**तदस्य सोढम्**' ૪–૩–૫૨ એ સૂત્ર જોવું. |
| ९९ | त्यदादेर्मयट् | ६-३-१५९ | |
| १०० | ज्योतिषम् | ६-३-१९९ | પાણિનીયથી આ બંને સૂત્રો અધિક છે. |
| १०१ | वामाद्यादेरीनः | ७–१–४ | પાણિનીયમાં '**खः सर्वधुरात्**' ૪–૪–૭૮ એમ છે. |
| १०२ | विध्यत्यनन्येन | ७–१–८ | પાણિનીયમાં "**विध्यत्यधनुषा**" ૪–૪–૮૩ એમ છે. |
| १०३ | सर्वजनाण्ण्येनञौ | ७–१–१९ | અહીં '**सार्वजन्यः, सार्वजनीनः** થાય છે. પાણિનીયમાં '**प्रतिजनादिभ्यः खञ्**' ૪–૪–૯૯ એનાથી **खञ्** થતાં **सार्वजनीनः** રૂપ જ થાય. |
| १०४ | घोषदादेरकः | ७–२–७४ | પાણિનીયમાં '**गोषदादिभ्यो वुन्**' ૫–૨–૬૨ એમાં ઘોષ શબ્દ જ નથી. |
| १०५ | संख्यातैकपुण्यवर्षादीर्घाच्च रात्रेरत् | ७-३-११९ | પાણિનીયમાં '**अहः सर्वैक०**' ૫–૮–૮૭ એમાં **वर्षा, दीर्घ** શબ્દો નથી. અહીં **एक** શબ્દ સંખ્યાપણા વડે સિદ્ધ થતો હોવાથી નિષ્પ્રયોજન છે. **एके मुख्यान्यकेवलाः** એનાથી અન્યાર્થ વિકલ્પે થાય છે. |
| १०६ | सुप्रभातसुश्वसुदिवशारिकुक्षचतुरश्रैणीपदाजपदप्रोष्ठपदभद्रपदम् | ७-३-१२९ | પાણિનીયથી **भद्रपद** શબ્દ અધિક છે. |
| १०७ | नञ्सुदुर्भ्यः सक्तिसक्थिहलेर्वा | ७-३-१३६ | પાણિનીયથી **सक्ति** શબ્દ અધિક છે. |
| १०८ | मन्दाल्पाच्च मेधायाः | ७-३-१३८ | આ પાણિનીયથી અધિક છે. |

# શ્રી તપાગચ્છ ગુર્વાવલી

અને

# શ્રી સોમસુંદરસૂરિ-સ્તુતિ

સંગ્રાહક તથા સંપાદક—**શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઈ,**
B. A., LL. B. Advocate,

## ૧ શ્રીતપાગચ્છ ગુર્વાવલી

**वीर**जिणेसरसीस, **गोअम**सामिय पय नमिअ ।
पंचम **सोहम**सामि, **जंबू पभवा**नुकंमि हुअ ॥ १ ॥

**सिज्जंभवु** सुअसारु, सिरि **जसभद्दु** सुभद्दकरो ।
जयउ सामि **संभूअ-विजय भद्दबाहु** सुगुरो ॥ २ ॥

**थूलभद्द** मुणिराओ, राउतु अभिनवु सीहसरि ।
जिणि लीधउ जसवाओ, मोहनरेसर जाइ घरि ॥ ३ ॥

अज्ज **महागिरि** सूरि, जिणि जिणकप्पह तुलण किअ ।
अज्ज **सुहत्थि** सुसूरि, **संपइ** निवु जिण बूझविअ ॥ ४ ॥

कलि करालि दुकालि, जोगयणंगणि निज्ज बलि ।
लेवि संघ सुभ देसि, पूरि मणोहर फूलि फलि ॥ ५ ॥

---

| | | | |
|---|---|---|---|
| १०९ | **देविकाशिंशपादीर्घसत्र-श्रेयसस्तत्प्राप्तावाः** | ७-४--३ | પાણિનીયમાં '**देविकाशिंशपादित्यवाट्०**' ७-३-१ એમાં **दित्यवाट्** શબ્દ અધિક છે. |
| ११० | **भृशाभीक्ष्ण्याविच्छेदे द्विः प्राक्तमबादेः** | ७-४-७३ | પાણિનીયમાં **प्राक्तमबादे** એમ નથી. |
| १११ | **नानावधारणे** | ७-४-७४ | |
| ११२ | **द्वतरद्वतमौ समानां स्त्री-भावप्रश्ने** | ७-४-७६ | આ ત્રણે સૂત્રો પાણિનીયમાં નથી. |
| ११३ | **पूर्वप्रथमावन्यतोऽतिशये** | ७-४-७७ | |

देवहं किउ आणंद, बाल कालि गुरु जण बसि ।
सिरि संघह जयकारु, होउ सुसामिउ **वइर** रिसि ॥ ६ ॥

**वयरसेण** तस सीसु, अमिअवाणि गुणरासि गुरु ।
**विज्जाहर नागिंदं, निव्वुइ चंद** चउ सीस करु ॥ ७ ॥

तिहिं नामिहिं सुयसिद्ध, चउर साखु अनुकंमि हुअ ।
**चंद**गच्छि गणहार, **भुवणचंदसूरि** संघथुअ ॥ ८ ॥

तिणि कमि सिरि उज्झाय, **देवभद्द**गणि गुणनिलउ ।
तस्स सीस **तवाराउ**, सिरि **जगचंद** गणेसु हुउ ॥ ९ ॥

तउ गुणमणि भंडारु, सिरि **देविंद** मुणिंदवरु ।
जो आगम बहुलीण, सार सुत्त वर विन्ति करु ॥ १० ॥

तस पय(प)उम सुभिंग, **विज्जाणंद** गणेसु वसु (रु)
धम्मधुरंधर जाओ, **धम्मघोस**सूरि जुगपवरु ॥ ११ ॥

तस पय सोमसरिच्छ, **सोमप्पभ**सूरि अवयरिउ ।
तं वंदिअ मणईस, पूरउ जो गुणगणभरिउ ॥ १२ ॥

विमलचरित्ति सुलीण, **विमलप्पभ**सूरि सातिसउ ।
सिरि **परमाणंद**सूरि, **पउमतिलय**सूरि मणिनिसउ ॥ १३ ॥

**सोमतिलयसूरि**राउ, जिण दूसमि सूसमु कियउ ।
रूविहिं धंमवएसि, जाणे **गोअम** अवयरिउ ॥ १४ ॥

चंद जिम झलकंतु, **चंदसिहरसूरि** अमिअघडु ।
जयकर सिरि **जयाणंद**, सूरि सुहारसवाणि फुडु ॥ १५ ॥

सिरि **देवसुंदरसूरि**, दीठइं मणु आणंद दिअए ।
मुणिअधंमु तसु पासि, रागरोस निक्कंदिआए ॥ १६ ॥

तस पटगयणदिणिंदु, सिरि **नाणसागरसूरिवर** ।
अमिअवाणि गुणखाणि, सिरि सिद्धंतुवएसयरु ॥ १७ ॥

सिरि **कुलमंडणसूरि,** पुव्वमुणीसर गुणनिलउ ।
लक्खणि छंदि पमाणि, कविकुलमंडणु कुलतिलउ ॥ १८ ॥

भविअण—भवदहदाह, वाहिविणासण अमिअघड्डु ।
सिरि **गुणरयणसूरि**, दूरि पणासिअ मोह—भड्डु ॥ १९ ॥

संपइ दूसमकालि, सिरि **सोमसुंदर** जुगपवरो ।
अमयरसोवमवाणि, सयलजणह जो सुक्खकरो ॥ २० ॥

संघसुमुद्दसुचंद, **साहुरयणसूरि**प्पवरो ।
लक्खण अक्क अणेग, साहिच्चागमगंथधरो ॥ २१ ॥

जगविस्सुअ परभागु, **विज्जासायर** सूरिवरो ।
निम्मलनाणपहाणु, निरइआर गुरुचरणधरो ॥ २२ ॥

सिरि **मुणिसुंदरसूरि**, भूरि विबहु जण पत्तजउ ।
नाण—गम्भ—वेरग्गि, बालि कालि जोग हिअवउ ॥ २३ ॥

सिरि **जयचंद** सुसूरि, दूरीकउ जणदुहनिवहो ।
सिद्धंतह उवएसि, पयडियभविअणसुखपहो ॥ २४ ॥

**भुवणसुंदरसूरि** गुरुराय, नायसव्वगंथत्थभरो
निअदंसणमित्तेण, बहुजण परमप्पीइकरो ॥ २५ ॥

वायग पंडिअ साहु, महत्तर पवयणि साहुणि अ ।
नामगहणि जयकारि, चउविह सिरि संघिहिं थुणि अ ॥ २६ ॥

इअ गुरुगुणनामं, थुणइ पगामं जो नरु बहुभत्तिहिं भरिउ ।
जग जगडणकामं, दोसारामं दलइ सुसिरि मुत्ती वरिउ ॥ २७ ॥

—इतिश्री **तपा**गच्छश्रीगुरुवावली समाप्ता ॥

---

## ૭ શ્રી સોમસુંદરસૂરિ—સ્તુતિ

સિરિ **સોમસુંદર**સૂરિ ગુરૂ, ગુરૂગુણરયણભંડાર ।
ભાવિહિં ભગતિઈં વીનવઉં, જિણસાસણ સિંગાર ॥ ૧ ॥
સિરિ **દેવસુંદર** પટ્ટધર, સાહુણિ સાહુ સણાહ ।
ભવસાયર બુડુંત જણ, હત્થાલંબણ બાહુ ॥ ૨ ॥
આગમિ જાણીય તત્ત્વ નવ, જીવાજીવ વિચાર ।
બાલપ્પણિ પામિઅ ચરણ, સકિઅિઅ સવ્વાચાર ॥ ૩ ॥

ઉવસમિ સામિઅ કોહ દવ, મદ્દવ મદ્દિઅ માણુ ।
અજ્જવ તજ્જિય માયભર, વર સંતોષ નિહાણુ ॥ ૪ ॥
દુદ્દમ પિંચિંદિય દમણુ, રાગ દોસ પરિહાર ।
નવ બંભગુત્તિહિં ગુત્તતણુ, દુજ્જય નિજ્જિય માર ॥ ૫ ॥
તસ થાવર રકખણુ નિરત, પંચમહવ્વય ધાર ।
ગામાગરિ પટ્ટણુ નયરિ, નવ કપિ વિહિય વિહાર ॥ ૬ ॥
દેસણુ રંજિય સયલ જણુ, પયડિય ધમ્માધમ્મ ।
જે તુમ્હ વંદઈ ભવ્વજણુ, તાંહ સફલઉ નર જમ્મ ॥ ૭ ॥
જણુ મણુ વંછિય કપ્પતરૂ, જગબંધવ જગનાહ ।
જઈ સુચિરં નિમ્મલ ચરણુ, દંસણુ નાણુ સણાહ ॥ ૮
એવં ગુણે જંપઈ સો ગુરૂણું, ચંદુજ્જલે ભત્તિભરેણ ભવ્વો ।
સંસાર કારાગિહવાસદુકખં, મુત્તૂણુ સો જાઈ કમેણ મુકખં ॥ ૯ ॥

—इतिश्री सोमसुन्दरसूरि स्तुतिः ॥ पं. ज्ञानकीर्तिगणिभिः कृताः शुभं भवतु श्री श्रमणसंघस्य ॥ छ ॥ श्रीः ॥

એક પત્રની પ્રતિ, કુલ પંક્તિ ૨૮, દરેક પંક્તિમાં ૫૪ અક્ષરો. મારી પાસે. (આ પ્રતિ સને ૧૯૨૬ની આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબઈના સાહિત્ય અને કલાપ્રદર્શનમાં મુકાઇ હતી.)

ઉપરની બંને—૨૭ કડી અને ૯ કડીની—કૃતિઓ **સોમ**સુંદરસૂરિના સમયમાં પંડિત **જ્ઞાન**કીર્ત્તિ ગણિએ રચેલી છે, તે **જ્ઞાન**કીર્ત્તિગણિ **સોમ**સુંદરસૂરિના શિષ્ય હતા અને તેનો ઉલ્લેખ સં. ૧૫૨૪ના **સોમ**સૌભાગ્ય કાવ્યના સર્ગ ૧૦ના શ્લોક ૫૭માં આ રીતે છે:

श्रीमंतः **श्रुतशेखराह्**विबुधाः श्री**वीरभृच्छेखराः**
श्री**सोमा**दिम**शेखरा**श्च विदुराः श्री**ज्ञानकीर्त्याह्**याः ।
चत्वारः श्रुतविश्रुताश्चतुरता—संशोभिताः संशयान्
घ्नन्ति स्मासुमतां तमांसि तरणेर्दीप्ताः करौघा इव ॥

"શ્રીમાન્ **શ્રુતશેખર** ગણિ, શ્રી **વીરશેખર** ગણિ, શ્રી **સોમશેખર** ગણિ, શ્રી **જ્ઞાનકીર્ત્તિ** નામના ગણિ—એ ચાર શાસ્ત્ર વિખ્યાત વિબુધો—ગણિઓ ચાતુર્યથી શોભતા હતા, અને પ્રાણીઓના સંશયોનો, સૂર્યના પ્રદિપ્ત કિરણોનો સમૂહ અંધકારનો નાશ કરે તેમ, નાશ કરતા હતા."

ઉક્ત બંને કૃતિઓ પૈકી પહેલી કૃતિ સોરઠામાં છે અને બીજી કૃતિ તેની છેલ્લી કડી સિવાય દોહામાં છે; જ્યારે તેની છેલ્લી કડી ઇંદ્રવજ્રામાં છે. ભાષા પ્રાચીન શાસ્ત્રીય ગૂજરાતી છે.

# શ્રી માંડવગઢની મહત્તા

## [ઐતિહાસિક ટૂંક પરિચય]

લેખકઃ—પૂ. મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

[ ક્રમાંક ૭૯ થી ચાલુ : લેખાંક ચોથો ]

## જૈન મૂર્તિઓ

શ્રી માંડવગઢજીના અધઃપતનની શરૂઆત થઇ ત્યારે તે સમયના બુદ્ધિમાન પુરુષોએ ત્યાં રહેલ જિનપ્રતિમાજીઓની સ્વમતિ પ્રમાણે યોગ્ય વ્યવસ્થા કરી. કેટલાંક પ્રતિમાજીઓને ભોંયરામાં ભંડારી દેવામાં આવ્યાં, કેટલાંકને તે સમયના જાહોજલાલીવાળા શહેરોમાં મોકલવામાં આવ્યાં, કેટલાંક દેવાધિષ્ઠિત પ્રતિમાજીઓની વ્યવસ્થા દેવોએ કરી અને કેટલાંકનો મ્લેચ્છોને હાથે નાશ થયો. આ પ્રતિમાજીઓમાંથી હાલમાં માંડવગઢજીના શિલાલેખવાળાં પ્રતિમાજીઓની હકીકતો નીચે પ્રમાણે ઉપલબ્ધ થાય છે.

૧. માંડવગઢજીના જૂનામાં જૂના પ્રતિમાજી સં. ૬૧૨ ના ઉપલબ્ધ થાય છે. તે પ્રતિમાજી કુકસી પાસે તાલનપુર કરીને એક ગામ છે ત્યાં જિનમંદિરમાં મૂળનાયકજી શ્રી આદિનાથ પ્રભુની જમણી બાજુમાં ચોથા છે. તે ચંદ્રપ્રભુજીના પ્રતિમાજી છે, તે પર નીચે પ્રમાણે શિલાલેખ છે :

**संवत् ६१२ वर्षे शुभचैत्रमासे शुक्ले च पञ्चम्यां तिथौ भौमवासरे श्री मण्डपदुर्गे मध्यभागे तारापुरस्थितपार्श्वनाथप्रासादे गगनचुम्बीशिखरे श्री चन्द्रप्रभबिम्बस्य प्रतिष्ठाकार्यं प्रतिष्ठाकर्ता च धनकुबेर शा चन्द्रसिंहस्य भार्या यमुना पुत्रश्रेयोऽर्थं प्र—जगच्चन्द्रसूरिभिः ।**

[સંવત ૬૧૨ માં થયેલ આ જગચ્ચન્દ્રસૂરિજી કોણ? કયા ગચ્છના? કોના શિષ્ય? તથા તેમની વિશિષ્ટ જાણવા યોગ્ય હકીકતો શું? વગેરે ઐતિહાસિક વિચારણા થવી જરૂરની છે.]

આ પછી લગભગ સાતસો વર્ષના ગાળાનાં શ્રી માંડવગઢજીનાં પ્રતિમાજીઓ જોવામાં કે જાણવામાં આવ્યાં નથી.

૨. સંવત ૧૩૩૩ ના એક શ્રી પાર્શ્વનાથ પ્રભુજીના શ્યામ પ્રતિમાજી હાલમાં માંડવગઢજીના મંદિરમાં છે. તે કોણે ક્યારે ને ક્યાં ભરાવ્યાં તે જાણવામાં આવતું નથી. તે પ્રતિમાજી ઉપર શિલાલેખ છે, પણ તે ફક્ત '**संवत् १३३३ वर्षे माघ सुदि ७ सोमे आचार्यश्री** એટલો જ વંચાય છે, આગળ ઉકલતો નથી.

૩. સંવત ૧૪૮૩ના સાહ સાંગણે પોતાની માતાના કલ્યાણાર્થે ભરાવેલ ને શ્રી કક્કસૂરિજીએ પ્રતિષ્ઠા કરેલ શ્રી સંભવનાથજીના પ્રતિમાજી ખંડિતાવસ્થામાં હાલ માંડવ કારખાનામાં છે.

૪ સં. ૧૫૦૮ના શ્રી આદિનાથજીના ધાતુના નવ ઇંચના પ્રતિમાજી ઇન્દોરમાં સરાફવાલા મન્દિરમાં છે. તે મૂર્તિ માંડવના રહેવાસી શ્રીમાલી સંઘવી ડુંગરના મોટાભાઈની

શ્રી કમળાબાઇના પુત્ર સખણની સ્ત્રી અને સંઘવી પાહુની પત્ની હર્ષીની પુત્રી સનખતે પોતાના કલ્યાણ માટે ભરાવી. અને તપાગચ્છાધિપતિ શ્રી સોમસુન્દરસૂરિજીના શિષ્ય ઉદયનન્દિસૂરિજીના શુભ હસ્તે સં. ૧૫૦૮ આષાઢ વદિ ૧ ને રવિવારે તેની પ્રતિષ્ઠા કરાવી.

૫. શ્રી માંડવગઢજીના મન્દિરમાં સં. ૧૫૧૩ની સાલનાં ધાતુનાં શ્રી અનંતનાથજીનાં ચોવીશી છે. તે મોઢ જ્ઞાતીય સં. લખમ ને પત્ની લખમાદે તેના પુત્ર સં. સમધરે ભરાવ્યાં ને આગમગચ્છીય શ્રી જયાનંદસૂરિજીના પટ્ટધર શ્રી દેવરત્નસૂરિજીના શુભ હસ્તે જેઠ વદિ ૫ ને દિવસે પ્રતિષ્ઠિત થયાં. સં. સમધરને માંઈ નામે પત્ની અને દેવીસિંગ, હિંગા, ગુણી, અહાસા, પાવા વગેરે સંતાનો હતાં.

૬. સંવત ૧૫૧૫ના શ્રી સંભવનાથજીના શ્વેત પાષણનાં ૧૧ ઇંચ પ્રમાણવાળાં પ્રતિમાજી માંડવગઢજીમાં આજથી ૩૫ વર્ષ પૂર્વે ધર્મશાળા બંધાવતા નીકળ્યાં હતાં. તે હાલમાં માંડવગઢજી મન્દિરમાં છે. તે પ્રતિમાજી અંચળગચ્છીય શ્રી સિદ્ધાન્તસાગરસૂરિજીના ઉપદેશથી શ્રી વિહણસીક શ્રાવકે ભરાવ્યાં ને તેની શ્રીસંઘે મંડપદુર્ગમાં પ્રતિષ્ઠા કરી. વિહણસીક શ્રીવંશના હતા. તેઓ શ્રી નાગમલના ભાઈ શ્રી માહાભા ને માહાભાની પત્ની લલનાદેના પુત્ર કમલસીના પુત્ર હતા. તેમને વાડી નામે પત્ની હતી.

૭. પોરવાડ સાહ વરસાકે સંવત ૧૫૧૭માં શ્રી સંભવનાથજીના ૯॥ ઇંચના ધાતુના પ્રતિમાજી પિતાના શ્રેયઃ માટે માંડવગઢજીમાં ભરાવીને તપાગચ્છીય શ્રી રત્નશેખરસૂરિજીના પટ્ટધર ગચ્છનાયક શ્રી લક્ષ્મીસાગરસૂરિજીના શુભ હસ્તે પ્રતિષ્ઠાપિત કર્યાં. તે પ્રતિમાજી હાલમાં ઉજ્જૈન શ્રી અવન્તી–પાર્શ્વનાથજીના મન્દિરમાં છે. વરસાકની માતાનું નામ સુલેસરિ અને પિતાનું નામ શાહ કુંપા હતું. વરસાકની પત્ની બાઈ રૂપી, પુત્ર શાહ લાખા, અને પુત્રવધૂ બાઇ લહમાઈ હતાં.

૮. સં. ૧૫૧૮ની સાલના શ્રી અજિતનાથજીના પ્રતિમાજી હાલમાં ધાર રાજ્યના બદનાવર ગામમાં મૂળનાયકજી તરીકે બિરાજમાન છે. તે પ્રતિમાજી ઉપર નીચે પ્રમાણે શિલાલેખ છે, તે પરથી તે કોણે ને ક્યારે ભરાવ્યાં વગેરે સર્વ ખ્યાલ આવી શકે છે.

**संवत् १५१८ वर्षे ज्येष्ठ सुदी १५ गुरौ श्री ओशवंशशृङ्गार सुश्रावक सो. सांगणसुत सो. पदम सु. सो० शूरा सु. सोधरमा सु. सो० वरसिंग भा० मनकू सु. वितूदि सु० सो० श्रीनरदेव सो. धना. सो० नरदेव भा० सोनाई सुत जगतविश्राम–बिरदलकुलवंदछोड–परस्त्रीबांध (व) सम्यक्त्वमूल द्वादश व्रत प्रतिपालक श्री पातसाहदत्तनामनगदुलमुलुक राज्याधिकार भारभण्डार मुद्राप्रधान श्री मालवदेश श्रीमण्डपदुर्गमंडन सो० संग्रामकेन भा० गुराई रत्नाई प्रमुख पुत्र पौत्रादि कुटुम्बयुतेन स्वश्रेयसे श्री अजितनाथबिम्बं कारितम् । श्रीवृद्धतपापक्षे श्रीरत्नसिंहसूरिपट्टे विराजमान भ० उदयवल्लभसूरिभि (:) प्रतिष्ठितम् । पं उदयसोमगणिनां प्र०........................॥**

આ પ્રતિમાજી પ્રથમ ઉજ્જૈનમાં દહેરાખડકી મહોલ્લામાં શ્રી ચન્દ્રપ્રભુજીના મંદિરમાં હતાં ને ત્યાંથી સં ૧૯૮૩માં બદનાવર લઈ જવામાં આવ્યાં. આ પ્રતિમાજીની ઊંચાઈ ૨૦ ઇંચની છે.

૯. સંવત ૧૫૨૧ની સાલની શ્રી ચંદ્રપ્રભુજીની ધાતુની ચોવીશી હાલમાં નાગોર (મારવાડ)માં શ્રી ઋષભદેવજીના મન્દિરમાં છે અને તે જ સંવતની એક શ્રી શાન્તિનાથજીની ધાતુની ચોવિશી બરલૂટ (મારવાડ)માં શ્રી શાન્તિનાથજીના મન્દિરમાં છે. એ બન્ને પ્રતિમાજી અનુક્રમે ચાહાકે (ચાદાએ) તથા તેના પુત્ર લીંબોકે પોતાના કલ્યાણાર્થે ભરાવ્યાં છે અને તેની પ્રતિષ્ઠા જેઠ સુદિ ૪ને દિવસે તપાગચ્છીય શ્રી રત્નશેખરસૂરિજીના પટ્ટધર શ્રી લક્ષ્મીસાગરસૂરિજીએ કરી છે. માંડવગઢમાં અર્જુન નામે સંઘવી થયા. તે પોરવાડ જ્ઞાતિના હતા. તેમને ટબકૂ નામે પત્ની હતી. તેના પુત્ર સં. બમ્ના ને ભાર્યા રામી હતાં. તેમના પુત્ર ચાહાક થાય. તે ચાહાકને જીવિણી નામે પત્ની હતી ને સંભાગ, લીંબોક આકા (આડા) વગેરે પુત્રો હતા.

૧૦. સંવત ૧૫૨૪ના શ્રી શ્રેયાંસનાથજીના ધાતુના પ્રતિમાજી ઈન્દોર તાબે શામગઢથી જવાતા પરાંસલી તીર્થમાં છે. તે પ્રતિમાજી પર નીચે પ્રમાણે લેખ છે.

**संवत् १५२४ वर्षे फाग० सुदि ७ दिनौ (शनौ) श्रीमाल ज्ञातीय ठाकुरा गोत्रे सा० जयता पु० सा० मांडण सुश्रावकेण पु० झांझणादि सहि० श्रीश्रेयांस बिं० ११ कारितं प्राणि० श्रीखरतरगच्छे श्रीजिनचन्द्रसूरिभिः मंडपदुर्गे (मण्डपदुर्गे)**

૧૧. સં. ૧૫૨૭ની શ્રી સુવિધિનાથજીની ધાતુની પંચતીર્થી હાલમાં માંડવગઢમાં છે. તે પ્રતિમાજી શ્રીવંશના સં. કર્મા પત્ની જાસૂના સં. પાહિરાજે ભાર્યા ગલૂ પુત્ર સં. મહિપા, સીપા, રૂપા આદિ પરિવારે પરિવરેલાએ પત્નીના પુણ્યાર્થે અંચલગચ્છાધીશ્વરના ઉપદેશથી પાટણમાં ભરાવીને શ્રીસંઘે પ્રતિષ્ઠા કરી. તે પાટણથી માંડવ ક્યારે આવી તેની ચોક્કસ ખબર મળતી નથી.

૧૨. સંવત ૧૫૩૨ના શ્રી આદીશ્વર પ્રભુના ચૌમુખજી શિરોહીમાં શ્રી ઋષભદેવજીના મન્દિરમાં છે. તેના પર નીચે પ્રમાણે શિલાલેખ છે.

**स्वस्ति संवत् १५३२ वर्षे पोष सुदि १४ गुरौ मण्डपदुर्ग वास्तव्य उपकेशज्ञातीय सो० सांगण सो० पद्म सो. सूरा सो० धर्मा सुलापुत्र नरसिंह भा० वेपु सुत सो० सादाकेन भार्या.........युतेन स्वश्रेयसे श्रीआदिनाथ समवसरण श्री (मरुदेवी) स्वामिनी भरतचक्रवर्तियुते (तं) कारितं, प्रतिष्ठितं श्री बृहत्तपापक्षे श्री रत्नसिंहसूरिपट्टे श्रीलक्ष्मीसागरसूरिभिः।**[1]

૧૩. સં. ૧૫૩૫ના શ્રી ધર્મનાથજીના ધાતુના પંચતીર્થી માંડવગઢજીમાં છે. તે પોરવાડ સં. ગોપા ભાર્યા સલાખણદેના પુત્ર ગુણા, ભાર્યા લીલાદે આદિએ ભરાવીને શ્રી લક્ષ્મીસાગરસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી.

૧૪. માંડવગઢજીમાં સં. ૧૫૩૫ની સાલના શ્વેત પાષણના પા ઈંચના એક પ્રતિમાજી છે. તે પર લેખ છે. પણ તે **संवत १५३५...युतेन श्री** એટલો જ વંચાય છે.

૧૫. ૧૫૩૬ના શ્રી મુનિસુવ્રતસ્વામીજીના શ્યામ પાષાણના પંચતીર્થી ધાતુના અના કેસૂર ગામમાં છે, તે પ્રતિમાજી માંડવના રહેવાસી ઓસવાલ જ્ઞાતિના સો. શ્રી... ભાર્યા

૧. આ લેખ મોદી અચલમલજી સિરોહીવાળાએ પોતે સંગ્રહીત લેખ સંગ્રહમાંથી લેખ મોકલેલ છે.

બાંકૂના પુત્ર નાથાકે પોતાના કલ્યાણાર્થે ભરાવ્યા ને બૃહત્તપાગચ્છીય શ્રી ઉદયસાગરસૂરિજીના શુભ હસ્તે પ્રતિષ્ઠિત કરાવ્યા.

૧૬. સંવત ૧૫૪૧ના શ્રી પાર્શ્વનાથજીની ધાતુની પંચતીર્થી ગ્વાલીયર–રાજ્યના સાજાપુર જીલ્લાના મંડોદ ગામમાં છે. તે માંડવમાં પોરવાડ સં. જાના ભાર્યા રાહીના પુત્ર કુરપાલે માતાના કલ્યાણાર્થે ભરાવીને શ્રી સોમસુન્દરસૂરિજીના સંતાનીયા શ્રી લક્ષ્મીસાગરસૂરિજીની પાસે પ્રતિષ્ઠાપિત કરાવ્યા. કુરપાલને પુની નામે પત્ની હતી. પદમસી નામે પુત્ર હતો. પદમસીને આમ્બી નામે સ્ત્રી હતી ને નાની પુત્રી હતી.

૧૭. સંવત ૧૫૪૧ ની સાલના શ્રી સુપાર્શ્વનાથજીના[1] ધાતુના પરિકરયુક્ત ચમત્કારિક ને આહ્‌લાદક પ્રતિમાજી બુર્હાનપુરના મન્દિરમાં છે તે ઉપર નીચે પ્રમાણે લેખ છે.

**॥ह॥ स्वस्ति संवत् १५४१ वर्षे वैशाख सुदि ५ तिथौ गुरुवासरे श्रीमाल ज्ञातीय धरायल गोत्रे उडक पटोलीआ संघवी पोला संताने संघवी हरषण पुत्र संघवी पकदेव पुत्र संघवी राणा भार्या तिलक पुत्र संघवी धरणा संघवी सुहणा धरणा भार्या सेढी पुत्र पद्मसो संघवी संहणा भार्या भानु द्वितीय भार्या लाढी पुत्र संग्राम पभिर्युतेन संघवी सहाणाकेन आत्मपुण्यार्थं श्रीसुपार्श्वबिम्बं कारितम् । प्रतिष्ठितं च श्रीधर्मघोषगच्छभट्टारक श्रीविजयचन्द्रसूरिपट्टे भट्टारक श्री साधुरत्नसूरिभिः । मङ्गलमस्तु शुभं भवतु ।**

આ લેખ પ્રતિમાજી ઉપર પલાખીના ભાગમાં છે. અને ટૂંકમાં પરિકર ઉપર નીચે પ્રમાણે લેખ છે.

**संवत् १५४१ वर्षे वैशाख सुदि ५ श्रीमालज्ञातीय संघवी राणा सुत संघवी धरणा भार्या सेढी संघवी संहणा भार्या भानु द्वितीय भार्या लाढी पभिर्युतेन श्रीसुपार्श्वबिम्बं कारितम् । प्रतिष्ठितं च धर्मघोषगच्छे श्रीसाधुरत्नसूरिभिः। मङ्गलम् ।**

૧૮.

લાગે છે.) મંત્રી સાંડા ભાર્યા ભાઉના પુત્ર મંત્રી ચાંપાકે ભરાવ્યા ને તેની પ્રતિષ્ઠા તપાગચ્છાધિપતિ શ્રી સોમસુન્દરસૂરિજીના શિષ્ય શ્રી જયચંદ્રસૂરિજીએ વૈ. શુ. ૩ ને શનિવારે કરી. ચાંપાકને ચાંપલદે ( ચાંપૂ ) નામે પત્ની હતી. મોટા ભાઇ કાળા નામે હતા. તથા બીજાં ભાઇ બહેન વગેરે મોટું કુટુમ્બ હતું,

૨૦. સંવત્ ૧૫૫૧ ની શ્રી અંબિકાજીની ૧૨ ઇંચ ઊંચી શ્વેત પાષાણની પ્રતિમા શ્રી માંડવગઢજીમાં કારખાનાના કંપાઉડમાં ખોદકામ કરતાં નીકળી છે. તે પર નીચે પ્રમાણે લેખ છે.

**संवत् १५५१ वर्षे मागसिर व० १२ सोमे मं. विमल संताने प्रा० सु० श्रीपति भार्या हसाई श्रृङ्गारदे हसाई पुत्र स० सधारण हंसराज हेमराज सिंघराजादि कुटुम्बयुतेन श्री अम्बिकामूर्तिः कारापिता प्रतिष्ठि (त) सू श्रीहेमविमलसूरिभि (:) श्री श्री यस..............................**

૨૧. સં. ૧૫૯૭ની સાલની શ્રી કુન્થુનાથજીની ધાતુની પંચતીર્થી આગરા શ્રીસૂર્યપ્રભસ્વામીજીના મંદિરમાં છે. તે સંઘવી જાવડે પોતાના શ્રેય માટે ભરાવીને તપાગચ્છાધિપતિ શ્રી સોમસુન્દરસૂરિજીના સંતાનીયા શ્રી લક્ષ્મીસાગરસૂરિજીના પટ્ટધર શ્રી સુમતિસાધુસૂરિજીએ મહા શુદિ ૧૩ને રવિવારે પ્રતિષ્ઠિત કરી.




આ પ્રમાણે સંઘવી જાવડની કુટુમ્બ પરમ્પરા હતી.

૨૨. માંડવગઢમાં મૂલનાયકજી શ્રી શાન્તિનાથજી છે. લગભગ તેટલા જ પ્રમાણના ધાતુના શ્રી શાન્તિનાથજીના એક પ્રતિમાજી ધાર ગામમાં બનીયાવાડીના મન્દિરમાં છે. આ પ્રતિમાજી આશરે સવાસો વર્ષ પૂર્વે માંડવગઢજીમાં મળી આવ્યાં હતાં. ને સમયે માંડવગઢજીમાં મન્દિર વગેરે કંઈ પણ હતું નહિ એટલે ધારના શ્રાવકો તે પ્રતિમાને ધાર લઇ આવ્યા હતા. હાલમાં તો તે શ્રી આદિનાથજીના મન્દિરમાં જમણી બાજુમાં છે. ધારમાં તે મન્દિરનો જીર્ણોદ્ધાર થવાની જરૂર છે. જો જીર્ણોદ્ધાર કરાવીને આ પ્રતિમાજીને મૂલનાયકજી તરીકે બિરાજમાન કરવામાં આવે તો તે ઘણું સુન્દર અને શોભિતું થાય તેમ

છે. પ્રતિમાજી ઘણાં જ ભવ્ય અને આહ્‌લાદક છે. આ પ્રતિમાજી માંડવગઢમાં સં. ૧૫૫૫ ની સાલમાં સોની શ્રી નાગરાજ શ્રાવકે અંચલગચ્છેશ શ્રી સિદ્ધાન્તસાગરસૂરિજીના ઉપદેશથી પોતાના શ્રેય માટે ભરાવ્યાં ને શ્રીસંઘે તેની જેઠ સુદિ ૩ ને સોમવારે પ્રતિષ્ઠા કરી. શ્રીવત્સ સોની માંડણ ને પત્ની સુશ્રાવિકા તોલાના નાગરાજ પુત્ર થાય. નાગરાજને બે સ્ત્રીઓ હતી, એક શ્રાવિકા મેલાદે અને બીજી શ્રાવિકા વિમલાદે સો. શ્રી વર્ધમાન અને સો. પાસદત્ત એ બે મેલાદેના પુત્રો હતા. અને વિમલાદેને સો. શ્રી જિનદત્ત નામે પુત્ર તથા મોટી પુત્રી શ્રી પદ્માઈ અને શ્રી ગુરાઇ એમ બે પુત્રીઓ હતી.

૨૩. સંવત ૧૬૮૦ (૮૨) (૪૭)ના શ્રી મલ્લિનાથજીના ૨૧ ઇંચ ઉંચા આરસના પ્રતિમાજી માંડવગઢજીના મંદિરમાં છે. તે પ્રતિમાજી માંડવગઢમાં ધર્મશાલાનું કામકાજ ચાલતા પ્રકટ થયા હતા. આ પ્રતિમા માંડવના રહેવાસી ઉકેશજ્ઞાતીય વૃદ્ધ શાખામાં થયેલ સા. સૂપલદ ભાર્યા ટાકૂ સુત સા. ધર્મદાસ ભાઇ સા. વર્મદાસ ભાર્યા વિમલાદે સુત સા. જિનદાસ ભાર્યા યશમાદે અદિ કુટુમ્બે ભરાવ્યાં ને તેની પ્રતિષ્ઠા તપાગચ્છીય શ્રી અકબરે આપેલ 'જગતગુરુ' બિરુદને ધારણ કરનાર શ્રી હીરવિજયસૂરીશ્વરજીના પટ્ટાલંકાર ભ. શ્રી વિજયસેનસૂરીશ્વર ભટ્ટારકના પટ્ટાલંકાર ભટ્ટારક શ્રી વિજયદેવસૂરીશ્વરજીના આદેશથી પં. શ્રી જયવિજય ગણીએ વૈ. શુ. ૧૦ને સોમવારે કરી.

૨૪. સંવત્ ૧૬૯૬ની સાલના બુર્હાનપુરમાં ત્રણ પ્રતિમાજી છે. તેમાં એક શ્રી ચંદ્રપ્રભસ્વામીજીના ૨ાા ફીટ ઉંચા શ્વેત પાષાણનાં છે ને બીજા બે કયા ભગવાનનાં છે તે જણાતું નથી. તે ત્રણે પ્રતિમાજી ઉપર શિલાલેખ છે. લગભગ ત્રણે લેખો એક સરખા જ છે તેમાંનો એક શિલાલેખ નીચે પ્રમાણે છે. તેમાં બીજા લેખોમાં જે ફેર છે તે કૌંસ()માં ૧-૨-૩ કરીને અનુક્રમે બતાવેલ છે.

**श्रीतपागच्छे भट्टारक श्रीविजयदेवसूरिः (आचार्य=३) श्रीविजयसिंहसूरिभिः प्रतिष्ठितम् । संवत् १६९६ वर्षे माघमासे कृष्णपक्षे (प्रतिपत्कर्मवाट्यां १-३) (१-तिथौ-२) (चन्द्रवासरे-३) श्रीमण्डपदुर्गे श्रीमन्नागपुरीय (तपागच्छे श्रीपासचन्द्रसूरिगुरुभ्यो नमः (भट्टारक-२) श्रीजयचन्द्रसूरि (विजये-१) (आश्री. विजयचन्द्रकृते-२) १-२) (श्रीमद्बृहत्तपागच्छाधिराज भट्टारक युगप्रधान श्री पासचन्द्रसूरिस्तत्पट्टेश भ. श्री. रामचन्द्रसूरेः पट्टाधिप भ. श्रीराजचन्द्रसूरिस्तत्पट्टावतंस श्री श्री श्री विमलचन्द्रसूरि(रो)णां पट्टालङ्कार श्रीविजयचन्द्रसूरि आ. वा० श्री विजयचन्द्रकृते=३) साह खेता (भा. १-२) भार्या-३) षोषी (खोखी-२) सुत वसंदेवा (भा. सिवालेखा......तां कारितं मरमुंज......सोमजी पभिः बिम्बं प्रतिष्ठापितं श्रीमालीगोत्रे-१) (शिवालेखा पभिः.........२) भा. देवलदे से० शिवा भा० षलाणदे.................३) ॥**[1]

આ પ્રતિમાઓ જ્યારે બુર્હાનપુરમાં ૧૮ મન્દિરો હતાં ત્યારે જુદા જુદા મન્દિરોમાં હતી. તેમાં ચન્દ્રપ્રભુજી ગોડીપાર્શ્વજીના મન્દિરમાં હતા. પરંતુ અત્યારે તો ત્યાં ૧૮માંથી

૧. આ લેખમાં ઘણું ખરૂં નન્દલાલજી લોઢા (બદનાવરવાળા) એ સંગ્રહીત કરેલ માંડવગઢજીના લેખો ઉપરથી લખવામાં આવ્યું છે.

નવ થઈને પશ્ચાનુપૂર્વીએ એક છે. એટલે હાલ ત્યાં આ પ્રતિમાજીઓ હોય કે તેઓએ બહારગામ કોઈને તે આપ્યાં હોય તે કહેવાય નહિ. બનતા સુધી બહાર અપાયાં છે. પણ ક્યાં અપાયાં છે તેની ચોક્કસ માહીતી ન હોવાથી હાલમાં ઉપરોક્ત પ્રતિમાજીઓ ક્યાં છે તે જણાવી શકાય નહિ.

એ પ્રમાણે માંડવગઢજીની લેખવાળી પ્રતિમાજીઓની વાત થઈ. આ સિવાયની બીજી લેખ વગરની તથા લેખવાળી માંડવની ઘણી પ્રતિમાજીઓ બહાર હશે, તે સહજે સમજી શકાય તેમ છે. ને તે માંડવગઢની ઉન્નતિના મોટા પ્રમાણરૂપ છે.

## શ્રી માંડજીના વિકાસનાં નિમિત્તો

**માંડવગઢનો વિકાસ માળવાને અવલમ્બે છે:—**

કોઈપણ વસ્તુનો વિકાસ તેની આજુબાજુની પરિસ્થિતિને અધીન હોય છે. જેના મધ્યમાં તે રહેલ હોય તે જો વિકાસવાળું હોય તો પોતે પણ વિકસિત હોય છે ને તે કરમાયેલ સ્થિતિમાં હોય તો પોતે પણ કરમાય છે. સરોવર પાણીથી પૂર્ણ વિશાળ અને સ્વચ્છ હોય તો તેમાં રહેલ કમળ આદિ પણ વિશાળ અને વિકાસવાળાં હોય પણ જો સરોવર જ સુકાતું હોય તો કમળઆદિ કરમાય તેમાં નવાઈ શું! શરીરમાં કૌવત હોય તો હાથમાં બળ આવે અને હાથ સબળ હોય તો જ આંગળીયોમાં શક્તિ આવે માટે આંગળીને સશક્ત બનાવવી હોય અને કમળને વિકસિત જોવાં હોય તો પ્રથમ હાથ અને સરોવરને સબળ અને સરસ કરવાની કાળજી રાખવી જોઈએ.

એ જ પ્રમાણે કોઈ દેશ કે કોઈ સ્થળની ઉન્નતિ કે અવનતિ તે જેનું અંગ બનીને રહેલ હોય તેની ઉન્નતિ અને અવનતિ ઉપર આધાર રાખે છે. માંડવગઢ હિંદુસ્તાનમાં ને તેમાં પણ માળવામાં આવેલ છે. એટલે જો હિંદુસ્તાન સશક્ત ને ઉન્નત હોય તો માળવા ઉન્નત હોય અને માળવાની ઉન્નતિને અધીન માંડવગઢનો વિકાસ અર્થાત્ પ્રથમની જેવી માંડવગઢની ઉન્નતિ તેના શરીરસ્વરૂપ હિન્દુસ્તાનની ઉન્નતિ ઉપર અવલમ્બી રહેલ છે. પરંતુ હિન્દુસ્તાનની ચાલુ પરિસ્થિતિમાં પણ આબુ ગિરનાર વગેરે સ્થળો જેટલી પણ માંડવગઢની ઉન્નતિ કેમ નહિં? એનો ઉત્તર એ છે કે આબુ ગિરનાર આદિ સ્થળો ગુજરાત સૌરાષ્ટ્ર આદિ હિન્દુસ્તાનના કેળવાયેલ સમજુ અને સમૃદ્ધ દેશમાં આવેલા હોવાને કારણે તેઓ વિકાસને અનુભવે છે. જ્યારે માંડવગઢ, માળવામાં આવેલ છે, અને માળવા કેળવણી, સમૃદ્ધિ, ને ઉન્નતિમાં પછાત છે.

**માળવાની પરિસ્થિતિ:—**

માળવાની આજુબાજુ કોઇ એવો વિકાસવાળો દેશ નથી આવ્યો કે જ્યાંનું વાતાવરણ સહેલાઇથી માળવામાં પહોંચી શકે. માળવામાં જવાને એક બાજુ મોટા મોટા પહાડ આવે છે જ્યારે બીજી બાજુ સો એક માઇલ સુધી ભિલ્લાડ અને ઉજ્જડ પ્રદેશ આવે છે. અને તે કારણે માળવાને સાધુપુરૂષોનો સમાગમ જોઇએ તે પ્રમાણમાં ઘણો જ અલ્પ મળે છે. જો કે માળવાની પ્રજા ભોળી, શ્રદ્ધાવાળી અને ભકિતવાળી છે તો પણ તેનામાં નૈતિક ગુણોની ઘણી જ ખામી છે.

**न लज्जा गूर्जरे देशे, भाषाऽसभ्या मरुस्थले ।**
**'मेदपाटे प्रमादित्वं, मालवे ते मताग्रयः ॥**

એવું કથન ખોટું પાડવા માળવાએ હજી સુધી પ્રયત્ન કર્યો નથી. માળવાના રહેવાસીઓ નજીવી બાબતમાં જોર શોરથી ઝઘડી પડે છે ને તે ઝઘડા બૂઝવવા સારા માણસો પ્રયત્ન કરે તો પણ એકેજણ પોતાની બાબત છોડવાની ઉદારતા બતાવી શકતો નથી કે સામા માણસની ખાતર પણ શરમમાં દબાતો નથી. આવી સ્થિતિને કારણે માળવાનાં કેટલાંએક ગામોમાં ઘેર ઘેર કુસંપ ને પરસ્પર બોલચાલ બંધ થઇ ગયેલી જોવામાં આવે છે. એક વખત એક ગામમાં પાણી વહોરવા માટે જવાનું થયું. અમુક ઘરમાં પાણીનો જોગ છે કે નહીં તેની તપાસ કરવાને બાજુના ઘરના એક નાના છોકરાને કહ્યું ત્યારે તેણે કહ્યું કે 'અમે આ ઘર સાથે બોલતા નથી'. આવા અનુભવો ચાર પાંચ સ્થળે થયેલા. બાલ્યવય નિર્લેપ અને નિર્દોષ છે, તેમાં પણ આવાં કુસંપનાં બીજો આટલે સુધી ઘર કરી ગયેલાં જોવાય એ ખેદનો વિષય કહેવાય.

**માળવાની પરિસ્થિતિ સુધારવાના ઉપાયોઃ—**

ઉપર બતાવેલ ત્રણ દોષો જેટલે અંશે ઓછા થતા જાય તેટલે અંશે માળવાની પરિસ્થિતિ સારી થતી જાય. તે દોષો દૂર કરવાને એક તો માળવામાં મુનિવિહારની ખાસ આવશ્યક્તા છે. મુનિઓના ઉપદેશથી નકામો સમય ગૂમાવતી પ્રજા ધર્મક્રિયામાં વખતનો સદુપયોગ કરે, તપશ્ચર્યા આદિથી તામસી વૃત્તિમાં ફેર પડે, સારા સારા ઉપદેશોના શ્રવણથી તેઓને કર્તવ્યાકર્તવ્યનું ભાન આવે તે તેથી પરિસ્થિતિ સુધરે.

બીજું કેળવણીની જરૂર છે. કેળવાયેલ મનુષ્ય પોતાનો સમય નકામો નહિ ગાળતાં વધારાના સમયમાં વાચન વગેરે કરશે. અને તેથી પરમ્પરાએ તે પોતાના જીવનને બનતે પ્રયત્ને સુધારવા તત્પર થશે. કેળવણી અને સત્સમાગમ એ બે માળવાને પૂરતા પ્રમાણમાં મળે તો ઉપરનું સર્વ થોડા જ સમયમાં સુધરી જાય. પણ આ બે વસ્તુ મળે કેવી રીતે?

પ્રથમ તો આ બે વસ્તુનું તેઓને મહત્ત્વ સમજાય, તે વગર જીવન લુખ્ખું લાગે, એટલે શુષ્ક જીવનને સરસ બનાવવા તેઓ યત્ન કરે, યત્ન થયો એટલે 'યત્નને દૂર શું છે?' તેથી સર્વ પદાર્થો સાંપડે. જ્યારે માળવા સુધર્યું એટલે તેમાં આવેલાં સ્થળો તો સ્વાભાવિક રીતે જ સારી સ્થિતિ મૂકાશે.

**માંડવગઢની ઉન્નતિના તાત્કાલિક ઉપાયોઃ—**

માળવાની ઉન્નતિ થશે, ત્યારે માંડવગઢની ઉન્નતિ થશે પણ અત્યારે શું? હાલને તબક્કે તો માંડવગઢમાં એક સુન્દર અને ભવ્ય મન્દિર થવાની આવશ્યકતા છે. તે માટે ખાતમુહૂર્ત થયેલ છે. ને સારા પાયા પર મોટું મન્દિર કરવા માટે કામ ચાલી રહેલ છે. પછીથી ત્યાં પેઢીની અને મુનીમની સારી ગોઠવણ થવાની જરૂર છે. અને સાર્વજનિક વિકાસને માટે ત્યાં એક પાઠશાલા વિદ્યાલય કે કોઈ એવી સંસ્થા શરૂ કરવી જોઇએ. વળી તેવા પ્રકારનાં બીજાં વાતારણો ઊભા થવાં જોઇએ કે જેથી લોકોનું તે તરફ આકર્ષણ થાય, જનતા ત્યાં આવીને વસવામાં ફાયદો સમજે, સારી વસતી વધે એટલે વિકાસ વધે તે સ્વાભાવિક છે. માટે સૌએ પોતાથી બની શકે તેટલું વિકાસ તરફ લક્ષ્ય રાખીને પ્રયત્ન કરવો જોઇએ.

માળવા અને માંડવગઢ પૂર્વના જેવી ઉન્નતિને અનુભવે એ જ ભાવના સાથે આ લેખ અહીં પૂર્ણ કરું છું.

(સમાપ્ત)

# જાવાલ પ્રકરણનું સમાધાન

[ જાવાલના શ્રી અંબિકાદેવીના જિનમંદિરમાંની શ્રી નેમિનાથ ભગવાનની મૂર્તિ ત્યાંના વૈષ્ણવોના હાથે ખંડિત થયાથી સમગ્ર જૈન આલમમાં હાહાકાર મચી ગયો હતો. આ કમનસીબ ઘટનાના અહેવાલો વર્તમાનપત્રો દ્વારા તેમજ બીજી રીતે જાણ્યા પછી અમદાવાદની ધી યંગમેન્સ જૈન સોસાયટીએ એ પ્રકરણ પોતાના હાથમાં લઈને તે માટે ઘટતું કરવાનો નિર્ણય કર્યો હતો. અને એ નિર્ણય અનુસાર ધી યંગમેન્સ જૈન સોસાયટીના માનદમંત્રી શ્રીમાન્ ચીમનલાલ કેશવલાલ કડિયાની આગેવાની નીચે શેઠ શ્રી સારાભાઈ હઠીસિંગ અને શ્રી ભગવાનજી કપાસીનું બનેલ પ્રતિનિધિમંડળ બે વખત સિરોહી તેમજ જાવાલ ગયું હતું. આ પ્રતિનિધિમંડળે સિરોહી અને જાવાલના જૈનભાઈઓ, વૈષ્ણવો, જાવાલના ઠાકોર તેમજ રાજ્યના જુદા જુદા અમલદારોને મળીને તેમની સાથે આ સંબંધી વાટાઘાટો ચલાવી હતી અને છેવટે તા. ૧–૫–૧૯૪૨ના દિવસે આ દુઃખદ પ્રકરણનું નીચે મુજબ સમાધાન કરવામાં આવ્યું હતું. આ સમાધાનથી સિરોહી તેમજ જાવાલના જૈનોમાં આનંદની લાગણી ફેલાઇ હતી. –તંત્રી ]

## રાજ્યે બહાર પાડેલો સમાધાનનો ડ્રાફ્ટ[1]

“જૈનધર્મ પ્રત્યેની સાચી લાગણીથી પ્રેરાઈને અન્ય કોમો અને જૈનો વચ્ચે સમાધાન થાય, ભ્રાતૃભાવની લાગણી પ્રસરે અને હંમેશ માટે શાંતિ સ્થપાય એવા ઉમદા આશયથી અમદાવાદની ધી યંગ મેન્સ જૈન સોસાયટીના પ્રતિનિધિઓ શેઠ સારાભાઇ હઠીસીંગ, શેઠ. ચીમનલાલ કેશવલાલ કડીઆ અને મી. ભગવાનજી જે. કપાસી–સુલેહના સંદેશવાહકો તા. ૩૦ એપ્રીલના રોજ કાઉન્સીલને મળ્યા હતા.

“આ પ્રતિનિધિમંડળ ખરેખર પ્રશંસનીય હતું. પ્રજા વચ્ચે સારી ભ્રાતૃભાવની લાગણી સ્થપાય અને ટકી રહે, એવા પ્રયાસો બદલ દરબાર સાહેબ આ સદ્‌ગૃહસ્થોને અભિનંદન અર્પે છે.

“પ્રતિનિધિમંડળના આ હેતુને બર લાવવામાં સહાય અર્થે દરબાર સાહેબને નીચેના હુકમો બહાર પાડતાં ઘણો જ હર્ષ થાય છે—

(૧) તા. ૨૦ મી માર્ચના રોજ એક તોફાની ટોળાએ જે શ્રી નેમિનાથ ભગવાનની મૂર્તિને તોડી હતી, તેને તે જ વેદી ઉપર અને તે જ મંદિરમાં ફરી સ્થાપન કરવી.

(૨) આ ઝગડાનું મૂળ એટલે કે–તા. ૨૦મી માર્ચ ૧૯૪૨ના રોજ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટના હુકમ મુજબ જૈનેતરોને આ મંદિરમાં દર્શન કરવાનો જે હક્ક

૧ પ્રતિનિધિમંડળ સાથે નક્કી થયા મુજબ આ સમાધાનનો મુસદ્દો રાજ્યના ગેઝેટમાં પ્રકટ કરવાનો હતો. અહીં એ સમાધાનનો ગુજરાતી અનુવાદ આપવામાં આવ્યો છે.

આપવામા આવ્યો હતો, તે, રાજ્યે જૈનેતરો માટે એક નવું મંદિર બંધાવી આપીને રદ કરવામાં આવશે. આ મંદિર જૈનમંદિરથી ઘણું જ દૂર અથવા બને ત્યાં સુધી સામી દિશામાં રૂ. ૨૦૦૧) ના ખર્ચે બંધાવી આપવામાં આવશે. આ મંદિરનો વહીવટ જૈનેતરોના હાથમાં રહેશે, પરંતુ કોઈ પણ કારણે ત્યાં પશુબલિદાન કરવા દેવામાં આવશે નહિ. જે કોઈ આ હુકમનો ભંગ કરે એવું વર્તન કરશે તો તેને એક મહિનાની જેલની સજા અથવા રૂ. ૧૦૦) નો દંડ અથવા બન્ને સજા કરવામાં આવશે. આમ થવાથી જૈનો સિવાય બીજા કોઈને પણ અંબિકાદેવીના મંદિરમાં દર્શન કરવાનો યા દાખલ થવાનો કોઈ હક્ક રહેશે નહિ.

(૩) શાંતિ અર્થે દરબાર સાહેબ એક જ દિવસે અને સમયે બન્ને મંદિરોની પ્રતિષ્ઠા માટે વ્યવસ્થા કરશે. જે વખતે વિવેકની ખાતર રાજ્યની વતી ચીફ મીનીસ્ટર આ બન્ને ઉત્સવોમાં હાજરી આપશે, કે જેથી બન્ને કોમોને લાગે કે રાજ્ય તેમના ધર્મોને માન આપે છે.

(૪) જાવાલના બનાવને લગતા નીચે જણાવેલા કોર્ટના દરેક કેસો ખાસ કારણવશાત્ છૂટછાટના હેતુથી ખેંચી લેવા દેવામાં આવશે અને નીચે જણાવેલાઓમાં છેલ્લા (નં. ૬ વાળા) એ કરેલ કૃત્ય બદલ પ્રાથમિક માફી માગશે અને દિલગીરી પ્રદર્શિત કરશે, તો તે કેસ પાછો ખેંચી લેવા દેવામાં આવશે."

## કેસોની વિગત

| એસ. નં. | ફરિયાદી. | સીરોહી પીનલકોડ નીચેના ગુન્હો. | તહોમતદાર. |
|---|---|---|---|
| ૧. ૧૯૪૨ નો ૧ (૧૫-૧૧-૪૧) | સાધુ કમલદાસ S/o સાલીગ્રામ. | ૧૪૭, ૪૫૧, ૩૨૩, વગેરે. | ગુલાબચંદ S/o ખાસા અને બીજા ૮ માણસો. |
| ૨. ૧૯૪૨ નો ૨ (૨૧-૧૧-૪૧) | પંચ વૈશ્નવ ઑફ મનોરા. | ૨૯૫. | મનોરાના મહાજન ચુનીલાલ. |
| ૩. તેહસીલદારની કોર્ટમાં સીધી ફરિયાદ. | દાનમલ દેવરાજ, | ૩૫૨, ૩૨૩, ૫૦૪, ૫૦૬. | કમલદાસ અને બીજા બે. |
| ૪. ૧૯૪૨ નો ૬ | જાવાલના પંચ વૈશ્નવો. | ૧૫૩, ૨૯૬. | રીખબદાસ S/o કપુરા અને બીજા ત્રણ. |
| ૫. ૧૯૪૨ નો ૧૫ | શ્રી સરકાર. | ૧૪૭, ૪૫૪. | નામ આપ્યું નથી. |
| ૬. ૧૯૪૨ નો ૧૪ | શ્રી સરકાર. | ૧૪૭, ૨૯૭. | હાટાજી આહીન અને બીજા અગિયાર જણ. |

ચીફ મીનીસ્ટર—સીરોહી સ્ટેટ

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

## ( ગતાંકથી ચાલુ ) રતનસિંગ ભંડારી (૨)

વીરમગામના અધિકારી ભાવસિંગને રતનસિંગ જોડે મેળ ન હતો એ વાત છૂપી નહોતી, કેમકે તે મારવાડીઓને ધિક્કારતો હતો. એક તરફ તિરસ્કાર અને બીજી તરફ વેર વાળવાની વૃત્તિએ તેને પોતાના ઉપરી અધિકારી પ્રત્યે બહુમાન રાખવાની ફરજ ભુલાવી. તે મરાઠા નાયક સાથે મળી ગયો અને એ મરાઠા નાયકને તેણે છૂપી રીતે શહેરમાં દાખલ થવા દીધો. આ રીતે મરાઠા નાયક દામાજીએ વીરમગામનો કબજો લઈ લીધો અને મારવાડી વહીવટદાર કલ્યાણને હાંકી કહાડયો. અને એને બદલે પોતાના વિશ્વાસુ માણસ રંગોજીને તેની જગ્યાએ મૂકયો અને પોતે સોરઠ પ્રતિ આગળ વધ્યો. ઈ. સન. ૧૭૩૬ની શાલમાં અર્થાત્ કબજો લીધો તે પછીના વરસમાં જ રંગોજી બાવળા સુધી આવી ગયો અને ત્યાં તેણે લૂંટ ચલાવી. રતનસિંગથી આ જોયું શી રીતે જાય ! તરત જ તે સામો ગયો અને રંગોજીને વીરમગામ પાછા ફરવાની ફરજ પાડી. પુંઠ પકડીને તેનો કેટલોક સામન પણ લઈ લીધો, છતાં તેને શહેરમાંથી કહાડી શકયો નહીં. છેવટે તેણે વીરમગામને ઘેરો નાંખ્યો. દરમિયાન મરાઠાઓએ વીરતાભર્યો હલ્લો આણ્યો. દામાજીનો ભાઇ પ્રતાપરાવ દશ હજાર ઘોડેસ્વાર લઈ સીધો અમદાવાદ તરફ ધસી આવ્યો. આ સમાચાર રતનસિંગના કાને પડયા પણ તેણે તે ખરા ન માન્યા. શત્રુ તરફનો આ એક પ્રચાર તેણે ગણી લીધો ! પોતાનું મન જે વીરમગામને સર કરવામાં એકતાર બન્યું છે અને ખાઇઓ ખોદાઈ માત્ર કિલ્લો સર કરવાનો પ્રયાસ આદરવાનો જ બાકી છે તે બીજી દિશામાં વાળવાનો આ એક શત્રુપક્ષનો દાવ છે એમ તેણે કયાંય સુધી માન્યું ! પણ છેવટે તપાસના અંતે પ્રતાપ-રાવવાળી વાત સાચી ઠરી એટલે તે એકદમ વીરમગામને પડતું મેલી અમદાવાદ પાછો ફર્યો.

ઇ. સ. ૧૭૩૭ના વર્ષમાં મહમદશાહની અભયસિંગ પ્રતિ કરડી નજર થઈ એટલે તેણે અભયસિંગની બદલીમાં મોમીનખાનને ગુજરાતનો સૂબો નિમ્યો. આ ફેરફારની રતનસિંગને ખબર મળતાં જ તેણે પોતાના માલિક અભયસિંગને પોતાને કેવી રીતે આજ્ઞા બજાવવાની છે એ માટે પુછાવ્યું. 'જો રતનસિંગથી બની શકે તેમ હોય તો મોમીનખાનનો સામનો કરવો' એવો જવાબ અભયસિંગ તરફથી આવ્યો. આ ઉત્તર મળતાં જ ભંડારી રતનસિંગની હિંમત બેવડી વધી ગઈ. અને એણે મોમીનખાન સામે અમદાવાદનું રક્ષણ કરવાનો નિર્ધાર કર્યો. વર્ષાકાળ પૂરો થતાં જ નવા સૂબા મોમીનખાને અમદાવાદ સર કરવાની તૈયારી શરૂ કરી અને થોડા સમયમાં તે અમદાવાદ ઉપર ચઢી આવ્યો.

કર્નલ વોલ્ટર જણાવે છે તેમ ભંડારીએ જરાપણ હિંમત હાર્યા વગર શહેરનો બચાવ છેવટ સુધી કરવાનો દઢ નિશ્ચય જાહેર કર્યો. દામાજી ગાયકવાડ મોમીનખાન સાથે જોડાઇ ગયો. અમદાવાદથી ત્રણ માઈલ દૂર ઇસાનપુરામાં ઉભય વચ્ચે જાણે ખાસ જૂની મૈત્રી ન હોય એવો દેખાવ થયો. આ જોડાણની ખબર રતનસિંગ ભંડારીને મળતાં જ ઘડીભર તે વિચારમગ્ન બની ગયો. પછી તેણે '**शठं प्रति शाठयं कुर्यात**' એ મુસદ્દી-પણાની નીતિનો આશ્રય લેવાનો વિચાર કરી દામાજીને કહેવડાવ્યું કે મોમીનખાને રંગોજીને અમદાવાદની આસપાસનો મુલક તથા ખંભાત છોડીને જે ચોથની આવક થાય છે તેનો અર્ધો ભાગ તમને આપવાની કબુલાત આપી છે જ્યારે હું જો તમે મારી સાથે જોડાના

હો તો તમને એ સર્વ સાથેની ચોથમાંથી અર્ધો ભાગ આપવા કબુલ થાઉં છું. આ શરતની અવેજીમાં મારા મોટા જમીનદારોને તમારા તંબુમાં મોકલવા તૈયાર છું. આ શરત દામાજીએ મોમીનખાનને વંચાવી અને તે શું કરવા માંગે છે એમ પૂછ્યું.

મોમીનખાને ભંડારીવાળી શરત કબુલી લીધી. એમાં ખંભાતની ઉપજને બદલે વીરમગામ જિલ્લો આપી ફેવાફ્ય ફેરફાર કર્યો. આ લાભ મળતાં મરાઠા નાયકે રતનસિંગ ભંડારી સાથેના સંદેશા બંધ કર્યા. પોતે દુધેશ્વરની યાત્રાએ ગયો અને ત્યાંથી પાછા ફરીને સાથમાં રંગોજીને રાખીને સન ૧૭૩૮માં અમદાવાદ સર કરવા ઉગ્ર પગલાં ભર્યાં. તેઓએ એવી ખરાબ રીતે મારો ચલાવ્યો કે જેથી શહેરને ઘણું નુકશાન પહોંચ્યું. ખુદ મોમીનખાનને લાગ્યું કે આ રીતે હલ્લો કરી દાખલ થતાં મરાઠા સૈન્યની પાસેથી ભવિષ્યમાં પોતે શહેરનો કબજો કેવી રીતે લઇ શકશે? એથી તેણે મારા—તે—અહમદીના કર્તાને રતનસિંગ પાસે મોકલ્યો અને સુલેહભરી રીતે શહેર સોંપી દેવાની માંગણી કરી. પણ ભંડારીએ જરા પણ નમતું તોલ્યું નહીં. દરમિયાન કાઝીમઅલીખાનની સરદારી નીચેના મુસલમાન સૈન્યે અને બાબુરાવ મરાઠાની સરદારી હેઠળના મરાઠા સૈન્યે શહેર કબજે લેવાનો જોશભેર હુમલો કર્યો. પણ એમાં ઉભયને પાછા ફરવું પડયું. બીજે દિવસે રતનસિંગને લાગ્યું કે સંયુક્તબળનો સામનો કરી શહેરનો બચાવ કરવો શકય નથી એટલે મોમીનખાન જોડે સંધિના સંદેશા શરૂ કર્યા અને પોતાના સૈન્યના નિભાવ માટે અમુક રકમ લેવાની, તેમજ લડાયક સમોવડીયાને છાજે તેવા મોભા સહિત શહેર છોડી જવાની શરતથી સુલેહ કરી. આ રીતે ભંડારી રતનસિંગના કારભારનો ગુજરાતમાં અંત આવ્યો.

સન ૧૭૪૫માં બીકાનેરનો રાજા જોરાવરસિંગ મૃત્યુ પામ્યો. ગાદી માટે બે હકદાર ઊભા થયા. એકનુ નામ ગજસિંહ અને બીજાનું નામ અમરસિંહ. ઠાકુર ખુશાલસિંગ અને મહેતા બખ્તાવરસિંગની મદદથી ગજસિંહ ગાદીએ ચઢી બેઠો. અમરસિંહ અભયસિંગની મદદ મેળવવા દોડયો. અભયસિંગે અમરસિંહના હકને કબુલ રાખી, એની કુમકે રતનસિંગ ભંડારીને સૈન્ય આપી ગજસિંહ સામે મોકલ્યો. કેટલાક સમય સુધી ઉભય વચ્ચે નાની નાની લડાઇઓ ચાલુ રહી. સન ૧૭૪૭માં ઉભય પક્ષનાં સૈન્યો સામસામે આખરી યુદ્ધ લડવાને સારૂ એકત્ર થયાં. ઝનુની લડાઇનો આરંભ થયો. ઘણા પ્રયાસ ને સખ્ત લડાઈ પછી બીકાનેરનું સૈન્ય વિજયી નિવડયું. એણે ઘેરો ઘાલી બેઠેલા રતનસિંગના લશ્કરને પાછું હઠાવ્યું. રતનસિંગ આ જોતાં જ એકદમ આગળ વધ્યો. જાણે એકાદ ઝનુન પર ચઢેલો સિંહ ન ઘૂમી રહ્યો હોય તેમ શત્રુ સામે તરવાર ફેરવતો ઘૂમવા લાગ્યો. જોતજોતામાં ગુમાવેલી કેટલી જગ્યા મેળવી પણ ખરી; ત્યાં તો ગજસિંહે ફેંકેલા બાણથી એની આંખ ફૂટી. આમ છતાં એણે સૈનિકોને દોરવણી આપવી ચાલુ રાખી. પોતાને સખત ઘા લાગ્યા છતાં અને જાતે અશક્ત બન્યા છતાં તેણે નમતું ન તોલ્યું દુશ્મન દળમાં નવી ભરતી થવા માંડી અને એનું જોર વધી પડ્યું. રતનસિંગને લાગ્યું કે આવા વિપુલ કટક સામે ઝુઝવું નકામું છે એટલે એણે પાછા ફરવાનો હુકમ આપ્યો. દરમિયાન એક બીકાનેરી ભાલા ધારીએ એના પર પીઠેથી ઘા કર્યો. એ ઘા મરણાંત નીવડયો અને એનાથી ભંડારી સરખો મુસદ્દી ને બહાદુર સરદાર કાયમની નિદ્રામાં પોઢયો. ધર્મે જૈન હોવા છતાં ભંડારીના જીવનમાંથી સાહસ પરાક્રમ અને બહાદુરીના પ્રસંગો જોઇતા પ્રમાણમાં મળે છે. (ચાલુ)

# पंजाब का प्रशस्ति-संग्रह

लेखकः— डॉ. बनारसीदासजी जैन, M. A., Ph. D., Oriental College, लाहोर.

ऐतिहासिक संशोधन में ग्रंथकारों और लिखारियों की प्रशस्तियां बड़ा महत्त्व रखती हैं, क्योंकि उनमें कभी कभी तात्कालिक घटनाओं का उल्लेख रहता है। यद्यपि इनसे किसी क्रमबद्ध इतिहास की आशा नहीं की जा सकती, तथापि इन में कहीं २ ऐसे उल्लेख मिल जाते हैं जिनसे ऐतिहासिक तथ्यों का समर्थन होता है।

पंजाब में गत तीन चार शताब्दियों में जैनधर्म की परिस्थिति कैसी थी इस बात का सामान्य रीति से निर्णय करने के लिये भी पर्याप्त साधन विद्यमान नहीं हैं। परंपरागत कथन का प्रायः लोप हो चुका है। मंदिर और उपाश्रय नष्ट भ्रष्ट हो गये हैं। पंजाब में जैनधर्म की परिस्थिति को वर्णन करने वाले साहित्यिक उल्लेख भी बहुत कम हैं। ऐसी दशा में लिखारियों की प्रशस्तियों से बहुत कुछ सहायता मिल सकती है। परंतु खेद का विषय है कि इस ओर जैसा चाहिये वैसा ध्यान नहीं दिया गया। मेरा दृढ विश्वास है कि पंजाब के जैन भंडारो में अनुमान बीस हजार लिखित ग्रंथ विद्यमान हैं। इन भंडारों का महत्त्व जानने के लिये पढ़िये—(१) "श्री आत्मानन्द जन्म शताब्दि स्मारक ग्रन्थ" हिंदी विभाग, पृ० १५७—६८ पर "पंजाब के जैन भंडारों का महत्त्व" शीर्षक मेरा लेख अथवा (२) मेरे द्वारा संकलित और पंजाब यूनिवर्सिटी द्वारा सन् १९३८ में प्रकाशित "ए कैटेलाग ऑफ मैन्युस्क्रिप्ट्स् इन दि पंजाब जैन भंडार्स" अर्थात् पंजाब के जैन भंडारों की सूची प्रथम भाग, मूल्य रू. ५)। इस सूची में उल्लिखित ग्रंथों के अतिरिक्त हजारों ग्रंथ और हैं जिनका निरीक्षण करके सूची का प्रकाशित करना अत्यावश्यक है। आज इस घोर युद्ध की भयावह परिस्थिति में इनका निरीक्षण और भी अधिक जरूरी है ताकि अज्ञातपूर्व और अलभ्य ग्रंथरत्नों को सुरक्षित रखने का उपाय किया जाय। ये ग्रंथ अधिकतर मूर्तिपूजक श्वेताम्बर संप्रदाय के हाथ में हैं। इनकी सार संभाल करना न केवल पंजाब के जैन संघ का, अपितु समग्र भारतवर्ष के जैन भाइयों का, कर्तव्य है। इनकी उचित सारसंभाल यही है कि पहले उनकी सूची बना ली जाय और फिर युद्ध की समाप्ति पर्यंत उन्हें किसी सुरक्षित स्थान में रखा जाय। मैंने "जैन इतिहास में लाहौर" शीर्षक अपना लेख* लिखने में

---

* जो इसी पत्रिका के किसी आगामी अंक में छपेगा।

इन ग्रंथों की प्रस्तियों से काफ़ी सहायता ली है। कुछ प्रशस्तियां यहां उद्धृत की जाती हैं। क्या ही अच्छा हो यदि पंजाब जैन सभा अथवा कोई इतर संस्था पंजाब के जैन ग्रंथो की प्रशस्तियों को एकत्रित करके अमृतलाल मगनलाल शाह द्वारा संकलित "**प्रशस्तिसंग्रह**" (अहमदाबाद, सं० १८८३) की भांति प्रकाशित करदेवे। इससे पंजाब में जैनधर्म के इतिहास का एक अंश भली प्रकार ज्ञात हो सकेगा।

## लिपि-प्रशस्तियां

१. ग्रंथ नं० ३८१× उपासगदसा। इति श्री उपासकदशांगसप्तमं समाप्तं सं० १६०५ वर्षे वैशाष सुदि ९ लि० **नानक** ऋषि, **स्थानेस्वरु** मध्ये।

२. ग्रंथ नं० १७२२ प्रतिक्रमण। इतिश्री उत्तराधगछे श्री आचार्य मनहरण **मनोहरदास** स्वामि तस्य लिक्षते प्रथम सिक्षेण ऋषि सुंदरदासेन वाचनार्थे **केत्थल** चतुर्मासे संवत् १६७३ वर्षे श्री।

३. ग्रंथ नं० २०१२ मत्स्योदर कथा। सं० १६०४, **बजवाडा** मध्ये।

४. ग्रंथ नं० १६८५ पिण्डविशुद्धिवृत्ति। सं० १६३१—कात्तिक सु. १३, बृहस्पति। **वर्धनमणि कल्याणसागर राणा** लिपिकृत। **मुलताण**मध्ये।

५. ग्रंथ नं० २७७२ समयसार नाटक। सं० १७६१। **सालकोट** मध्ये।

६. ग्रंथ नं० १५८१ परदेसी राजा की चौपाई। **सालकोटांत** मध्ये साह अकबर राज सं० १६६२। लिपतं पू० **हरदास** शिष्य ऋ० रूपचंद।

७. ग्रंथ नं० १९७९ भावनाकुलक। सं० १८९२। लिषतं अमोलकचंद। **सियालकोट** मध्ये.

८. ग्रंथ नं० १७७४ प्रद्युम्नचरित्र। सं० १७१९। लिषतं जटमल आचार्य भायमल रायमल माना ऋ० मल्ला ऋ० बन्नू ऋ०। **बजवाड़ा**नगरे।

९ ग्रंथ नं० २२१६ रात्रिभोजन चौपाई। सं० १८२५। लिषतं वीरू **मालनेरकोटले** नगर मध्ये।

१०. ग्रंथ नं० २६३० श्रीपालनरेंद्र कथा। सं० १६१३ ज्येष्ठवदि ११, बुधवासरे। लिषतं हीरानंद ऋषि **कसूरकोटे**।

११. ग्रंथ नं० २४६३ वैराग्यशतक। पाठनार्थे **घालऋषि** निमित्तं।

× **ग्रंथ नंबर हैं** A Catalogue of Manuscripts in the Punjab Jain Bhandars **के अनुसार**।

**सालकोट**मध्ये सं० १६९२ वर्षे सावण सुदि ७ दिने लिषतं **मोहन** ऋषि **गंगू** का कल्याणमस्तु ।

१२. ग्रंथ नं० १९१९ भक्तामरवृत्ति । लिषतं **अमोलकचंद शालकोट** सहर मध्ये श्री पूज्यजी मलूकचंदजी तत्शिष्य श्रीमहासिंघजी तत्शिष्य श्री अमोलक चंदजी लिष्यतं संवत् १८८८ ज्येष्ठ मासे कृष्ण पक्षे दशमी तिथौ रविवारे ।

१३. ग्रंथ नं० २०८५ मृगावतीनी चौपई । सं० १८७५ लिषतं नंदलाल रतिलाल रायचंद, **लुधिहाणा** पंजाब देस ।

१४. ग्रंथ नं० ८८ अंतरीक्षपार्श्वनाथ छंद । सं० १७९९ लिषतं रामविमल **जालंधर** मध्ये ।

१५. ग्रंथ नं० २२३ आर्यवसुधारणी। सं. १८०८ लिषतं लद्धाजी **सरसा** मध्ये।

१६. ग्रंथ नं० ७२७ गौतमकुलकवृत्ति । सं. १८१७ लिषतं सिद्धतिलक गणिशिष्य सिद्धरंग । **कपूरै दे कोट** मध्ये ।

१७. ग्रंथ नं० ४९२ कल्पसूत्र । सं० १७४० लिषतं जसवंत बन्नू ऋ० (?) **पिंडीसहर** मध्ये ।

१८. ग्रंथ नं० १०३७ ज्ञातासूत्र । लिषा पू० सागरऋषि तत् अंतेवासिना गंगमुनिना लिपीकृतं । पठनार्थं आचार्य जसवंत जी सही २ सं० १७४२ वर्षे श्रावण वदि नवम्यां बुधदिने **पीपापुर**मध्ये परस्वार्थे लिपीकृतं ।

श्री ज्ञाता जी के पत्रे सिवारे श्रावक मुहरो कंबो ने संवत् १८७४ वर्षे श्रावण वदी २ रविदिने श्री **सुनामनगरे** थानकमहिं नवीलिषतं लिषतं मुहरूमाई दित्ता का बेटा श्रावक धर्मे ।

ऊपर की प्रशास्तियों में किसी विशेष घटना का उल्लेख नहीं है । इस प्रकार की प्रशस्तियां गुजरात आदि देशों के इतिहास में अधिक सहायता नहीं देतीं क्यों कि वहां दूसरे रूपों में प्रचुर सामग्री मिल रही है। परंतु पंजाब के लिये ऐसी प्रशस्तियां भी काफ़ी उपयोगी हैं । इनसे यह तो माल्रम हो जाता है कि अमुक संवत् में, अमुक नगर में जैनधर्म का अस्तित्व था और वहां अमुक संप्रदाय के अमुक साधु या यति विराजमान थे । अगर पंजाब में रहे हुए बीस हजार ग्रन्थों में से आधे ग्रंथों पर प्रशस्तियां और उनमें से भी हजार प्रशस्तियों में पंजाब के नगरों का उल्लेख हो तो उनसे पंजाब के जैन इतिहास की काफ़ी पूर्ति हो सकती है। अवकाश मिलने पर "जैन सत्य प्रकाश" में और भी प्रशस्तियां मुद्रित कराई जायंगी ।

# હિન્દી 'विश्ववाणी' માસિકના
# જૈનસંસ્કૃતિ અંકની યોજના

**[ હિન્દી ભાષાના 'विश्ववाणी' માસિક પત્રના સંપાદક શ્રીમાન્ વિશ્વમ્ભરનાથજીએ જૈનસંસ્કૃતિ પ્રત્યેના આદરભાવથી પ્રેરાઇને આવતા પર્યુષણા પર્વના સમયે પ્રગટ થનાર 'विश्ववाणी' માસિકનો અંક जैनसंस्कृति अंक તરીકે પ્રગટ કરવાનો નિર્ણય કર્યો છે. ગયા એપ્રીલ માસના 'विश्ववाणी' માં એની યોજના પ્રગટ કરવા સાથે તેમણે વિદ્વાનોને લેખો મોકલવાનું આમંત્રણ કર્યું છે. આપણા પરમપૂજ્ય મુનિવર્યો તેમજ અન્ય જૈન વિદ્વાનો આ યોજના અનુસાર પ્રમાણ, યુક્તિ, અને અનુભવપૂર્ણ વિચારણાથી સમૃદ્ધ લેખો મોકલી જૈનસંસ્કૃતિના પ્રચારમાં સહકાર આપે. —તંત્રી ]**

"ભારતીય સમાજમાં જૈન સંસ્કૃતિના સંબંધમાં આજે અનેક ગેરસમજૂતીઓ ફેલાયેલી છે. લોકોમાં એવો ભ્રમ ભરેલો છે કે—જૈનોની અહિંસાએ ભારતવર્ષનું પતન કર્યું, જૈનધર્મ અને જૈનસંસ્કૃતિનો ભારતીય સભ્યતાના નિર્માણમાં કશો ફાળો નથી; અને જૈન સમાજ એ ભારતીય સમાજનું એક એવું અંગ છે જેના ઉપર ભારતવર્ષ કોઈ પ્રકારનું ગૌરવ ન લઈ શકે—વગેરે પ્રકારની જાત જાતની મિથ્યા વાતો ભણેલાગણેલા લોકોનાં મગજમાં ઘર કરી બેઠી છે. સદ્ભાગ્યે ઈતિહાસની દૃષ્ટિએ આ સાચી હકીકત નથી. જૈન દાર્શનિકો અને આધ્યાત્મિક આગેવાનોએ ઈશુ ખ્રીસ્તથી બસો વર્ષ પહેલાં મધ્યએશિયા, નિકટ પૂર્વ, પેલેસ્ટાઇન, ઇથિયોપિયા અને મિશ્ર દેશ સુધી, પોતાનાં ધર્મસ્થાનોની સ્થાપના કરીને જૈનધર્મનો પ્રચાર કર્યો હતો. જેમ જેમ પુરાતત્ત્વવેત્તાઓ ઇતિહાસ ઉપરથી ભૂતકાળનું આવરણ દૂર કરતા જાય છે તેમ તેમ જૈનસંસ્કૃતિ સંબંધી નવી નવી વાતો જગતની સામે આવતી જાય છે. એ પણ હર્ષની વાત છે કે જૈન દર્શનના ગ્રંથો હવે મંદિરોનાં ભોંયરાંઓમાંથી પ્રકાશમાં આવી રહ્યા છે અને જૈનસંસ્કૃતિના વ્યાપક સ્વરૂપનો પરિચય લોકોને મળી રહ્યો છે. જૈનપુરાતત્ત્વ સંબંધી વિચારણા કરવાનું કામ કેવળ જૈનોની જ ફરજ નથી, દરેક ભારતીય વિદ્વાને, જૈન સંસ્કૃતિને ભારતીય સંસ્કૃતિનું એક મહાન અંગ સમજીને તેની વિચારણા અને શોધખોળ કરવી જોઇએ.

"અમે પહેલાં એમ વિચાર કર્યો હતો કે '**विश्ववाणी**'નો ઈ. સ. ૧૯૪૨ના મે માસનો અંક બૌદ્ધ અને જૈનસંસ્કૃતિના નામે પ્રકટ કરવો, પણ અમે એ જોયું કે આમ કરવાથી ન તો અમને સંતોષ થશે કે ન તો અમે જૈનસંસ્કૃતિને યોગ્ય ન્યાય આપી શકીશું. આથી અમે એ નિશ્ચય કર્યો છે કે '**विश्ववाणी**'નો મે મહિનાનો અંક બૌદ્ધ સંસ્કૃતિ અંક પ્રગટ કરવો અને આવતા પર્યુષણ પર્વ ઉપર '**विश्ववाणी**'નો એક આખો **जैनसंस्कृति अंक** પ્રગટ કરવો, જેથી જૈનધર્મ, જૈનસંસ્કૃતિ, જૈન દર્શન, જૈન કર્મયોગ, જૈન તીર્થંકર, જૈન સ્થાપત્ય, જૈન કળા, જૈન સાહિત્ય, પરદેશોમાં જૈનધર્મ વગેરે વિષય ઉપર પૂરો પૂરો પ્રકાશ પાડી શકાય.

"દેશના સમસ્ત જૈન અને અજૈન વિદ્વાનોને અમારી નમ્ર પ્રાર્થના છે કે તેઓ અમને આ કાર્યમાં સહાય કરે. જે ભાઇઓને અમે આ સંબંધી વ્યક્તિગત આમંત્રણ નથી મોકલી શક્યા તે કેવળ તેઓ અપરિચિત હોવાના કારણે જ. હજુ ત્રણ–ચાર મહિનાનો સમય છે અને જો અમને બધાનો સહકાર મળશે તો અમે પર્યુષણ પર્વના અવસરે એક ભભકભર્યો અને નમૂનેદાર '**जैनसंस्कृति अंक**' પ્રસિદ્ધ કરવામાં સફળ થઈ શકીશું."

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन-संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं

मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

वर्ष ७ ] क्रमांक ८२ [ अङ्क १०

વિક્રમ સંવત્ ૧૯૯૮ : વીરનિ. સંવત્ ૨૪૬૮ : ઇસ્વીસન ૧૯૪૨

દ્વિ. જેઠ–અષાઢ શુદિ ૨ : બુધવાર : જુન–જુલાઇ ૧૫

## વિષય–દર્શન



આ માસિક દરેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે. તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

લવાજમ—વાર્ષિક–બે રૂપિયા : છૂટક ચાલુ અંક–ત્રણ આના

મુદ્રક : નરોત્તમ હ. પંડ્યા; પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ, મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, મીરજાપુર રોડ, અમદાવાદ.

॥ वीराय नित्यं नमः ॥

# શ્રી જૈનસત્યપ્રકાશ

[વર્ષ ૭... ... .......ક્રમાંક ૮૨...... ... ...અંક ૧૦]

# एक उपयोगी प्रशस्ति

સંગ્રાહક તથા સંપાદકઃ— **શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ**

શેઠ શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી હાથ ધરવામાં આવેલ જૈન ડિરેક્ટરીના કામ અંગે ગયે વર્ષે મારે પંજાબમાં જવાનું થયેલ. ૧૯૯૭માં સંવત્સરી–ભાદરવા શુદિ ૪ના દિવસે સિયાલકોટમાં પૂ. આ. મ. શ્રી. વિજયવલ્લભસૂરિજી મહારાજ પાસે હું ગયો તે વખતે તેઓશ્રીએ શ્રી કલ્પસૂત્રની એક સુવર્ણાક્ષરી પ્રત મને બતાવી હતી. આ પ્રતના અંતે એક સુંદર અને અનેક વિગતોથી ભરપૂર પ્રશસ્તિ મારા જોવામાં આવી. ઐતિહાસિક દૃષ્ટિએ એ પ્રશસ્તિની ઉપયોગિતા સમજીને મેં તેની નકલ ઉતારી લીધી હતી, તે અહીં વિદ્વાનોની જાણ માટે પ્રગટ કરું છું.

આ પ્રત મૂળ પંજાબમાં પતિયાળા સ્ટેટમાંના **સમાના** ગામના શાંતિનાથજીના ભંડારની માલિકીની છે. પર્યુષણ પ્રસંગે તે સિયાલકોટ લાવવામાં આવી હતી. તેનાં કુલ પાનાં ૯૩ છે, સાત પાનાંમાં શ્રી કાલકાચાર્યની કથા આપવામાં આવી છે અને છેલ્લાં ત્રણ પાનાં ૯૧–૯૨–૯૩માં આ પ્રશસ્તિ આપી છે. આ કલ્પસૂત્ર સુવર્ણાક્ષરી અને સચિત્ર છે. એમાં કુલ ૨૩ ચિત્રો છે. કાળા, વાદળી, અને વિશેષે કરીને લાલ રંગના પાનાંઓ ઉપર સોનેરી અક્ષરે લખવામાં આવ્યા છે. પ્રતની લંબાઈ ૧૨ ઇંચ અને પહોળાઈ ૪॥ ઇંચ છે અને એક પાનામાં આઠ લીંટીઓ લખેલી છે.

આ પ્રશસ્તિમાં કેટલીક વિશિષ્ટ હકીકતો આપવામાં આવી છે. ખાસ કરીને ઉજ્જયંત ગિરિ–ગિરનાર–તીર્થ ઉપરનું શ્રી અંબિકાદેવીનું મંદિર કોણે બંધાવ્યું તેનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જે બીના મારા જાણવા પ્રમાણે તદ્દન નવીન અને અત્યાર સુધી અજ્ઞાત છે. એક કાવ્યની દૃષ્ટિએ પણ આ પ્રશસ્તિ નમૂના રૂપ છે; એના શ્લોકો હૃદયંગમ, પ્રાસાદિક અને જુદા જુદા છંદોમાં ગૂંથવામાં આવ્યા છે.

આ પ્રશસ્તિનો અર્થ બંધબેસે તે રીતે એને ઉકેલવામાં પંડિત શ્રી બેચરદાસભાઈએ આપેલ સહાય માટે તેમનો આભાર માનું છું. આશા છે આ પ્રશસ્તિ વિદ્વાનોને ઉપયોગી થઈ પડશે.

## ॥ प्रशस्ति ॥

स्वस्ति श्रीसकलो लोकः सकलो यत्र वर्तते ।
सौराज्यराजितं भाति तत्पुरं मु(सु)रपत्तनम् ॥ १ ॥
तस्मिन् सौराष्ट्रदेशस्य मण्डने रौरखण्डने ।
श्रीचन्द्रप्रभविहारसनाथे **देवपत्तने** ॥ २ ॥
**उपकेश**वंशरत्नं रत्नलक्ष्मविचक्षणः ।
**हावाख्यः** समभूत श्रीमान् वदान्यो व्यवहारिराट् ॥ ३ ॥
तस्याजनि महेभ्यस्य भार्या **हांसल**देवरा ।
दानशीलतपोभावभूषणा गतदूषणा ॥ ४ ॥
तत्कुक्षिप्रभवाः पुत्रास्त्रयस्त्रैलोक्यमण्डनम् ।
साधु**नाकर**नामाह्वो द्वितीयः साधु**सामलः** ॥ ५ ॥
साधु**भीम**स्तृतीयोऽथ भार्यास्तेषां क्रमादिमाः
**गांगी सिरिया**देवी च **भ्रमादेवी** तृतीयका ॥ ६ ॥
तत्कुक्षिपद्मिनीहंसाः क्रमादेतेऽङ्गजा गजाः ।
अर्थिदारिद्र्यपापद्रुखण्डनाः कुलमण्डनाः ॥ ७ ॥
**श्रीदत्त-हापी-श्रीवत्स-सिंघराट्-सोम-मूलजाः** ।
षडेते **भीम**पुत्रा वे (वै) षट्सुदर्शनपोषकाः ॥ ८ ॥
कुलेऽत्र दक्षो भुवि **सामला**ख्यो वाग्मी कवी राजसभाभिरामः ।
असंख्ययत्पुण्यविधानसंख्यां कर्तुं क्षमौ नैव सुरासुराख्यौ ॥ ९ ॥
तथा च—
श्री**अम्बिका** महादेव्या उज्जयन्ताचलोपरि ।
प्रासादः कारितः प्रौढः **सामलेन** सुभावतः ॥ १० ॥
हेमपौत्रलिकयुताः प्रौढाः सम्यक्त्वमोदकाः ।
लाभिताः शुद्धभावेन सर्वदेशे गृहे गृहे ॥ ११ ॥
सिद्धाचलोज्जयन्तादितीर्थयात्रा अनेकशः ।
कृताः संघपतीभूय संघभक्तिस्त्वनेकधा ॥ १२ ॥
कल्याणप्रतिमा जैनी **श्रीया** देव्या सुलक्षणा ।
कारिता पूज्यते नित्यानन्तकल्याणदायिनी ॥ १३ ॥
एकादशांगसिद्धान्तसूत्रमागमितं यया ।
इत्याद्यनेकसत्पुण्यगृहं **सामल**गेहिनी ॥ १४ ॥ (युग्मम्)

**धर्माई** अंगजा तस्य धर्मस्य जननी परा ।
रौप्यबिम्बं प्रतिष्ठाप्य प्रार्थयेदुपर्वैणवम् ॥ १५ ॥
श्री**देवपत्तने जीर्णदुर्गे** भात उभे शुभे ।
श्रीमद्**वृद्धतपोगच्छे** शाले **राघव**कारिते ॥ १६ ॥
साधर्मिकवात्सल्यागमलेखनसंघपूजनप्रमुखैः ।
नानाकृत्यै **राघव** इह सफलं स्वं जनुः कुरुते ॥ १७ ॥
**उकेशवंशे** विमले विशाले **श्रीदेवसिंहा**भिध इभ्य आसीत् ।
तस्य प्रिया **देवलदेवि**नाम्नी साध्वी सुशीला गुणशालिनी च ॥ १८ ॥
तयोः सुतः संघपतिः समृद्धो **झांटा**भिधः सत्यगुणैकधामा ।
तद्वल्लभा **धर्मिणी** शुद्धनाम्नी श्रीरामसलक्ष्म(क्ष)णपुत्रयुक्ता ॥१९॥
इतश्च—
श्रीमच्चन्द्रगणे गुणैकनिलयः श्री**देवभद्रा**भिधो—
ऽनूचानः सुलसत्तपस्ततिरतिः शुद्धक्रियाकर्मठः ।
संवीक्ष्याऽऽगममुद्दधार विधिवच्चारित्रमत्युज्ज्वलं
यस्मादेषगण**स्तपागण** इति ख्यातिं स्म याति क्षितौ ॥ २० ॥
तच्छिष्यः श्रीविजयपरत**श्चन्द्रसूरि**र्गरीयान्
क्षोणीपालप्रणतपदयुग् वादविद्याऽनवद्यः ।
यं निःशेषश्रुतसमुदयेऽधीतिनं वीक्ष्य माने (जाने)
नो पत्रत्यद्यापि(नोज्झत्यद्यापि) हि स विदितो गीःपतिर्लेखशालाम् ॥२१॥
तदंह्रिपंकेरुहभृंगभूय श्री**क्षेमकीर्त्ति**र्गुरुरत्र भेजे ।
श्रीकल्पसिद्धान्तनिबन्धकर्तुश्चिन्तामणिर्यस्य पदोर्ल्लुलोठ ॥ २२ ॥
तदीयपट्टाम्बरशीतरोचिः श्री**हेमकुम्भो**ऽमृतकुम्भकल्पः ।
यद्वाणीमाकर्ण्य बभूव कर्णावतीश**सारंगनृपः** कृपावान् ॥ २३ ॥
ज्ञानादिरत्नोत्करभूषितांगा **रत्नाकराः** सूरिवरा अथासन् ।
प्रातिष्ठिपद् **वै समरा**ह्व साधुर्नाभेयबिम्बं **विमलाद्रि**शृंगे ॥ २४ ॥
सद्वृत्तः सुकलावदभ्युदयतः प्राप्तः प्रकर्षं परं
प्रोद्यैरुज्ज्वलकीर्तिफेनविततिर्गंभीरतामन्दिरम् ।
**तुंगाचार्यगिरि**र्विनेयविपुलश्रीसंकुलः क्ष्मातले
श्रीरत्नाकरवद्यतः समभवद् **रत्नाकरा**ख्यो गणः ॥ २५ ॥

गच्छेऽस्मिन् गणशो गतेषु गुरुकाचार्येष्वहार्यप्रभा
धुर्याः श्री**जयपुंडु**सूरिगुरवः अभवन् मनोभूजितः ।
दुर्वादिव्रजनिर्ज्जयार्जितयशः शुभ्रीकृताऽऽशांतरा
येषामंह्रिसरोरुहेऽत्रभुवने कैः कैर्न भृंगायितम् ? ॥ २६ ॥
विद्यौर्जित्ययुताः सुचारुचरणास्तत्पट्टपीठिमलं—
चक्रुः श्रीगुरवो रवोदितसुधाः श्री**रत्नसिंहा**भिधाः ।
दुर्ज्जयार्ज्जववर्ज्जितार्ज्जितमहामोहेभकुम्भस्थल—
ध्वंसे शिश्रियुरश्रुताः श्रुतिभृतो ये वर्यहर्यक्षताम् ॥ २७ ॥
एकं तत्त्वमबूबुधन्निह जनान् द्वौ द्वेषरागौन्यहन्
कीर्त्या त्रीण्यपि ये जगन्ति बिभराभासुः सुधांशुत्विषा ।
दुर्धर्ष्यांश्चतुरः क्षणेन निधनं निन्युः कषायद्विष—
स्ते सम्प्रत्यमितां जयन्ति दधतो गच्छाधिपत्यश्रियम् ॥ २८ ॥
तत्पट्टाम्बरभास्करः सुरगुरुः प्रज्ञाप्रकर्षोद्धुरः
श्रीमत् श्री**उदयादिवल्लभगुरु**र्भाति प्रभाभासुरः ।
सिद्धान्तोक्तविचारसारचतुरः सच्छीलशोभाधरो
**ज्ञानात् सागरसूरि**रद्भुतगुणग्रामाकरः शंकरः ॥ २९ ॥
राजते रम्यचारित्रैः सूरिश्चारित्रसुन्दरः ।
**उदयात् सागरसूरिः** क्ष्मातले च क्षमोदधिः ॥ ३० ॥
श्रुत्वा श्रोतृसुखं वचो वरतरं तेषां गुरूणामसौ
भ्राता **धर्मिणी**श्रेयसे बहुधनः श्री**राघवः** साधुराट् ।
श्रीकल्पं समलीलिखन्निजधनैः सौवर्ण्णवर्ण्णै मुदा
श्रीमद्विक्रमतः युगांह्रिशरभूवर्षे (१५२४) मघौ मासि च ॥३१॥
**स्तम्भनपार्श्व**पवित्रितपुरेऽत्र **सोमा**ख्यलिपिकृता लिखिते ।
चक्रिवान् प्रशस्तचेताः प्रशस्तिमेता**मुदयधर्मः** ॥ ३२ ॥
पुष्पदन्ताविमौ यावत् पुष्यतः क्षितिमण्डलम् ।
वाच्यमानो बुधैस्तावदयं दत्तां सतां मुदम् ॥ ३३ ॥

॥ इति श्रीकल्पप्रशस्तिः ॥ श्रीः ॥

આ પ્રશસ્તિનું ભાષાન્તર હવે પછીના અંકમાં આપવામાં આવશે.

( ચાલુ )

# નિહ્નવવાદ

લેખક—પૂ. મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

( ક્રમાંક ૭૬ થી ચાલુ )

## ચોથા નિહ્નવ-આર્ય અશ્વમિત્ર : ક્ષણિકવાદી

કથાવસ્તુ—

**वीसा दो वाससया, तइया सिद्धिं गयस्स वीरस्स ॥**
**सामुच्छेइयदिट्ठी, मिहिलपुरीए समुप्पन्ना ॥**
**मिहिलाए लच्छिघरे, महगिरि कोडिन्न आसमित्तेय ।**
**नेउणियणुप्पवाए, रायगिहे खण्डरक्खाय ॥** ( निर्युक्ति )

**અર્થ :—** મહાવીરસ્વામી મુક્તિ ગયાને બસો વીસ વર્ષ થયે છતે મિથિલા નગરીમાં સામુચ્છેદિક દૃષ્ટિ ઉત્પન્ન થઈ. મિથિલામાં લક્ષ્મીગૃહ ચૈત્યમાં મહાગિરિ આચાર્ય, કૌંડિન્ય, અશ્વમિત્ર અનુપ્રવાદ પૂર્વમાં નૈપુણિક નામે વસ્તુ-(નું અધ્યયન કરતાં અશ્વમિત્રને સામુચ્છેદિક દૃષ્ટિ થઇ) રાજગૃહમાં ખંડરક્ષક-(શ્રાવકોએ બોધ પમાડયો.)

ચોથા નિહ્નવ અશ્વમિત્રની વાત સરળતાથી સમજી શકાય તે માટે તે સળંગ લેખરૂપે ન આપતાં કલ્પિત સંવાદ-વાર્તાલાપ રૂપે આપવાનું યોગ્ય ધાર્યું છે.

( ૧ )

### ગામને પાદરે :—

"પગે ચાલીને વિહરવું એ કઠિન છે. તેમાં પણ ઉનાળામાં વિહાર કરવો એ વિશેષ કઠિન છે. **पंथा जरा मनुष्याणां** એ કથનનો અનુભવ આજ સાક્ષાત્ થાય છે. થોડા સમય ઉપર શરીર કેટલું નરમ થઈ ગયું હતું, માંડમાંડ આરામ થયો. પછી ધારણા તો એવી હતી કે-તમારે, ગુરુમહારાજને તથા અન્ય મુનિઓને સારી રીતે પઠન પાઠન ચાલે છે તો આ ચાતુર્માસ મોટા ગુરુમહારાજજી સાથે જ થશે. વિહારનો તો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. ત્યાં તો આ વચમાં **इदं तृतीयं** નીકળ્યું ને એકાએક વિહાર કરવો પડયો. કીર્તિવિજયજીએ મને બહુ કહ્યું કે " તમે અહીં જ રહી જાવ. અહીં સર્વ અનુકુળતા છે, ને તમારે શક્તિ આવવાની જરૂર પણ છે. આ સાચું ને તે સાચું એ તો મોટા જાણે. આપણે તેમાં શું ? આપણે તો તેઓ આજ્ઞા ફરમાવે તે પ્રમાણે વર્તવું." તેમનો મારા ઉપર પ્રેમ પણ સારો છે. મારી તબીયત નરમ હતી ત્યારે મારી સેવા તેમણે જ વિશેષ કરી હતી. થોડો બહુ ત્યાં રહેવા મારો ભાવ પણ હતો, પરંતુ તમારો આગ્રહ અને ઘણા સમયથી તમારી સાથે રહેવાથી સ્નેહ એટલે જુદો ન પડયો, ને અશક્તિ છતાં વિહાર કર્યો. આવી એક સામાન્ય વાતમાં એટલું બધું શું કે બે પક્ષ થઈ જાય ત્યાં સુધી કંઇ સમાધાન ન થાય. આ વિરોધ એવો થયો કે વર્ષોનો સર્વ સમ્બન્ધ વિસરી જવાયો ને ફરી એ સમ્બન્ધ સંધાય કે ન સંધાય તે પણ શંકિત."

ગામને પાદરે એક વૃક્ષતળે બે મુનિઓ વિશ્રાન્તિ માટે બેઠા છે. તેમાં એકનું નામ સુભદ્રવિજયજી છે, અન્યનું નામ ભદ્રવિજયજી છે. તેમના ગુરુ આર્ય અશ્વમિત્ર હતા. આર્ય અશ્વમિત્ર આર્ય કૌંડિન્યના શિષ્ય અને આર્ય મહાગિરિ આચાર્યના પ્રશિષ્ય થાય. આર્ય અશ્વમિત્ર મિથિલા નગરીમાં તેમના પ્રગુરુ પાસે પૂર્વનો અભ્યાસ કરતા હતા. એક વિષયમાં વિચારભેદ થયો. ગુરુમહારાજે ઘણી રીતે તે વિષય સમજાવ્યો, પણ તેમણે પોતાનો કદાગ્રહ ન છોડયો. એટલે ગુરુજીએ તેમને સમુદાય બહાર કર્યા. તેઓ સપરિવાર ગુરુજીથી જુદા વિચરવા લાગ્યા. મિથિલાથી વિહાર કરતા કરતા રાજગૃહ તરફ તેઓ જઈ રહ્યા છે. તેમની પાસે ઉપરોક્ત બન્ને મુનિઓએ સાથે જ દીક્ષા લીધી હતી. બન્ને એક જ ગામના વતની હતા. બાલ્યવયથી સાથે રમેલા ને ભણેલા. બન્ને વચ્ચે ગાઢ મૈત્રી હતી. તેમાં મોટા સુભદ્રવિજયજી ભણવામાં ચતુર હતા. આર્ય અશ્વમિત્રનો તેમના ઉપર પ્રેમ સારો હતો. ભદ્રવિજયજી અલ્પ અભ્યાસ કરી શકતા પણ પ્રકૃતિના મૃદુ અને શાન્ત હતા. ગ્રીષ્મ ઋતુના સખત તાપમાં એકાએક વિચારભેદને કારણે વિહાર થયો, તેમાં આ બન્ને મુનિઓ સાથે હતા. ભદ્રવિજયજીને આ પક્ષભેદનું મનમાં દુઃખ હતું તે તેમણે સુભદ્રવિજયજી પાસે એક વૃક્ષ તળે વિશ્રાન્તિ માટે બેસીને ઉપર પ્રમાણે વ્યક્ત કર્યું.

"શાસ્ત્રની એક એક વાત એટલી ઝીણી અને ઊંડી હોય છે કે તેમાં વિચાર કર્યા વગર હા–એ–હા કરી ચલાવવામાં આવે તો ઘણી વખત મોટા ભૂલતા હોય તો તે ભૂલની પરંપરા એમ ને એમ ચાલુ જ રહે છે. તમને શાસ્ત્રીય સૂક્ષ્મ અભ્યાસ નહિ એટલે તમે ન સમજો, પણ આ વિચાર જેટલા આગ્રહપૂર્વક પકડવામાં આવ્યો છે તેટલો જ ઊંડો અને મહત્ત્વનો છે. આ વિચારની એક બાજુ પકડીને આખું બૌદ્ધ દર્શન ચાલે છે. થોડી પણ કચાશ રાખીને આ વિષય છોડી દેવામાં આવે તો એકદમ દુર્નયના સામ્રાજ્યમાં ગબડી જવાય.

"સિદ્ધાન્તના ભોગે ફક્ત અમુક મુનિના અલ્પ અનુરાગથી તમે ત્યાં રહેવા લલચાવ તે મને ઇષ્ટ ન લાગ્યું એટલે મેં તમને સાથે આવવા આગ્રહ કર્યો. વિચારભેદ ન થયો હોત તો તમે અહીં રહો કે ત્યાં રહો તે બન્ને સરખું હતું." સુભદ્રવિજયજીએ ભદ્રવિજયજીને આશ્વાસન આપ્યું. તેમને પોતાના પક્ષ માટે ગર્વ હતો. કંઈક સમજ હતી એટલે ઉપર પ્રમાણે બચાવ કર્યો.

"સિદ્ધાન્તની સત્ય બાજુને વળગી રહેવા તમે કહ્યું, પણ તે સત્ય બાજુ નક્કી કરવી ઘણી મુશ્કેલ હોય છે. સ્યાદ્વાદને માનનાર આપણે આવો આગ્રહ પકડીએ તે ઠીક ન કહેવાય. તમે સમજુ છો એટલે માનતા હશો કે આપણે સાચે પન્થે ચડયા છીએ, પણ ઘણી વખત સમજુ પણ આગ્રહવશ થઈને માર્ગ ચૂકી જાય છે. જમાલી કેટલા સુજ્ઞ અને વિજ્ઞ હતા છતાં આગ્રહવશ તેમની કેવી સ્થિતિ થઈ? જીદ્દ એવી વસ્તુ છે કે તે પકડાયા પછી છોડવી બહુ મુશ્કેલ છે. આપણે આમ આગ્રહ કરી છૂટા ન પડયા હોત ને સમજુતિથી કોઇ સારો માર્ગ કાઢયો હોત તો આપણું, તેમનું ને શાસનનું કેટલું સુન્દર દેખાત?"

ભદ્રવિજયજીએ ઉપર પ્રમાણે કહ્યું એટલે સુભદ્રવિજયજી ફરી બોલ્યાઃ—

"આપણે સ્યાદ્વાદી એટલે 'આ પણ સાચું ને તે પણ સાચું,' 'આમે ખરું ને તેમે ખરું' એમ અવ્યવસ્થિત વિચારવાળા નથી; સ્યાદ્વાદ તેમ માનવા કે મનાવવા કહેતો પણ નથી. ઉલટું તે તો એક દૃષ્ટિને દૂર કરીને અનેક દૃષ્ટિએ વસ્તુને જોવાનું કહે છે. સ્યાદ્વાદ જેમ મિથ્યા આગ્રહને છોડાવે છે તેમ સંશયવાદનો પણ ત્યાગ કરવાનું શીખવે છે. દ્રવ્યાર્થિક દૃષ્ટિએ ઘટ નિત્ય જ છે, અને પર્યાયાર્થિક દૃષ્ટિએ ઘટ અનિત્ય જ છે એમ નિશ્ચયપૂર્વક વાત સ્યાદ્વાદી જ કરી શકે છે. સ્યાદ્વાદને માન્યા સિવાય એવકારથી ('જ'-કારથી) વાત કરનાર ક્ષણ વારમાં ચૂપ થઈ જાય છે. જમાલિની ભૂલમાં એમનો મિથ્યા આગ્રહ–મતિનો વિભ્રમ–ભાગ ભજવતો હતો. 'ખુદ ભગવાન પણ ભૂલ્યા' એમ એમની પાસે મિથ્યાભિમાન બોલાવતું હતું. વીર પ્રભુના વચન "**क्रियमाणं कडं**" વગેરે અસત્ય છે, એમ કહીને તેઓ મિથ્યાત્વવૃત્તિવાળા બન્યા હતા. પ્રભુએ જાતે સમજાવ્યા છતાં પણ સમજ્યા નહિ એટલે એમની એવી સ્થિતિ થઈ. આપણે પ્રભુનાં અમુક વચનો મિથ્યા છે એમ થોડું કહીએ છીએ? આ તો તેઓશ્રીના વચનનો અર્થ કરવામાં જે મતફેર છે તેને અંગે વિવાદ છે. તે મતફેર ટળી જાય તો બીજો કંઈ થોડો આગ્રહ છે? મોટા ગુરુમહારાજશ્રી સર્વજ્ઞ તો નથી કે તેઓશ્રી અર્થ કરવામાં ન જ ભૂલે........."

સુભદ્રવિજયજી સમજાવતા હતા એટલામાં "મત્થએણ વંદામિ" કહીને એક શ્રાવકે આવીને કહ્યું: "પધારો સાહેબ ગુરુમહારાજજી આપની રાહ જોઈને બહાર વિરાજ્યા છે. પ્રવેશ કરવાને આપ પધારો એટલી જ વાર છે."

( ૨ )

**ઉપાશ્રયમાં—**

આર્ય અશ્વમિત્ર વિશાલ માનવ મેદની સમક્ષ વ્યાખ્યાન આપે છે: "સંસાર ક્ષણિક છે એમ સર્વ કોઈ માને છે. ત્યાગ કરવા યોગ્ય છે તે પણ સર્વસમ્મત છે. સંસારમાં કોઈ પણ પદાર્થ ઉપર રાગ ન થાય ને વૈરાગ્ય તરફ સહજ ચિત્તવૃત્તિ વળે તે માટે સર્વ દર્શનો પ્રયત્ન કરે છે. બૌદ્ધદર્શનનું તે માટે કહેવું છે કે સર્વ પદાર્થો ક્ષણિક છે. જગત્ વિનશ્વર છે. ક્ષણ પૂર્વે જોયેલ ક્ષણ પછી નથી દેખાતું. પળ પહેલાં પ્રેમ કરનાર પળ પછી દ્વેષ કરે છે. એવી કઈ વસ્તુ છે કે જેમાં ક્ષણ બાદ ફેરફાર ન થયો હોય? માટે જે કંઈ છે તે સર્વ એક ક્ષણ રહી વિનાશ થવાના સ્વભાવવાળું છે." બૌદ્ધોનું આ કથન જૈનદર્શનથી છેક વેગળું નથી. આ વિચારણા જૈનદર્શનની જ એક વિચારણા છે. બૌદ્ધ દર્શન તો ફક્ત આ વિચારણા ઉપર ભાર આપીને તેને પલ્લવિત કરે છે, માટે તે જૈનદર્શનથી જુદું પડી ગયું છે. કોઈ દર્શન પરમબ્રહ્મ એક માનીને દેખાતો સંસાર સર્વ શૂન્ય છે એમ કહીને સંસારને હેય બતાવે છે. કોઈ માયામય માનીને નિઃસાર કહે છે. ગમે તેમ હો પણ સર્વ અનિત્ય અને અસાર છે તે ચોક્કસ છે, માટે કોઈ પણ પદાર્થ ઉપર રાગ–દ્વેષ ન કરતાં સમભાવ કેળવવો એ જ પરમપદ પામવાનો પવિત્ર પન્થ છે."

એ પ્રમાણે વ્યાખ્યાન આપ્યા બાદ આર્ય અશ્વમિત્ર સ્વકાર્યમાં પ્રવૃત્ત થયા. ગુરૂજીથી છૂટા થયા બાદ તેમને દિવસે દિવસે 'હું માનું છું તે સાચું જ છે' એવો આગ્રહ વધારે ને વધારે દૃઢ થાય છે. જનતાને પોતાના પક્ષમાં દોરવાને વિશેષે પ્રયત્ન કરે છે. વાતચિતમાં,

વ્યાખ્યાનમાં, ઉપદેશમાં એમ સર્વમાં આડકતરી રીતે પોતાના વિચારોનું પ્રતિબિમ્બ પડે છે. આહારપાણી કર્યા બાદ કંઇક વિશ્રામ લઇને તેઓ બોલ્યા—

" સુભદ્રવિજય ! જો તને પેલા આલાવાનો અર્થ સમજાવું. "

" હાજી, પાણી વાપરીને આવું. "

" તારે ક્યાં સુધી અભ્યાસ થયો છે ? "

" જી, મારે બીજા પૂર્વના બે વસ્તુ સુધી અભ્યાસ થયો છે. આપણે આ ચર્ચા થઇ તે સર્વ વિષય દશમા પૂર્વમાં આવે છે. "

" હા. તેનું સમ્પૂર્ણ નામ તો વિદ્યાનુપ્રવાદપૂર્વ, પણ ભીમસેનને જેમ ભીમ અથવા સેન કહીને બોલાવાય છે તેમ આ પણ વિદ્યાપ્રવાદ અથવા અનુપ્રવાદ કહેવાય છે. "

" જી. તે પૂર્વનાં કેટલા વસ્તુ છે ! "

" તેના પન્નર વસ્તુ છે. તેમાં આ ક્ષણિકવાદનો વિષય નૈપુણિક નામના વસ્તુમાં આવે છે. "

" જી. તેમાં કયા પાઠ ઉપરથી આ ચર્ચા થઇ હતી ? "

" જો. તે પાઠ આ પ્રમાણે છે—

**पडुपन्नसमयनेरइया सव्वे वोच्छिज्जिस्संति । एवं जाव वेमाणियत्ति । एवं बीयाईसमयेसु वि वत्तव्वं ॥**

આ પાઠનો અર્થ આ પ્રમાણે છે: "પ્રત્યુત્પન્ન સમયના [ જે સમયે નરકમાં ઉત્પન્ન થયા તે પ્રથમ સમયના ] સર્વ નારકીઓ વિનાશને પામશે. એ પ્રમાણે ઠેઠ વૈમાનિક દેવો [ પણ પ્રથમ સમયના વિનાશને પામશે ] એ પ્રમાણે બીજા વગેરે સમયોમાં પણ કહેવું. એટલે કે જગતમાં પ્રથમ સમયે વર્તતા સર્વ પદાર્થો નાશ પામશે. બીજા સમયના નાશ પામશે. ત્રીજા સમયના નાશ પામશે. એમ દરેક ક્ષણે દરેક પદાર્થ વિનાશને પામશે. "

" જી. આ પરથી સ્પષ્ટ સાબીત થાય છે કે સર્વ પદાર્થો ક્ષણિક છે, છતાં શા માટે મોટા ગુરુજીએ આગ્રહ પકડયો હશે ? "

" એ તો કોણ જાણે ? પણ ઘણી વખત મોટાઓ એમ માને છે કે પોતે જે કંઇ જાણતા કે કહેતા હોય તે સર્વ યથાર્થ જ છે. પોતાની માન્યતા વિરૂદ્ધ કંઈ પણ તર્ક દલીલ કે પ્રવૃત્તિ કરવામાં આવે તો તેઓ તરત ચીડાઇ જાય છે. એકદમ આપણને આમ જુદા ન કર્યા હોત તો મારે આ દશમા પૂર્વનો થોડો ઘણો અભ્યાસ બાકી છે તે પૂર્ણ થઇ જાત. શાસ્ત્રીય વિષય એટલા ગહન હોય છે કે તેમાં કોઇનું પણ અભિમાન કામ આવતું નથી. "

" જી. આજ ભદ્રવિજયજી મને કહેતા હતા કે આપણે આમ ઉતાવળ કરી છૂટા ન પડયા હોત ને સમજુતિથી રહ્યા હોત તો શાસનનું કેટલું સારું દેખાત ? પણ મેં તો તેમને કહ્યું હતું કે શાસ્ત્રવિરૂદ્ધ જઈ ને શાસનની અલ્પજીવી શોભા વધારવાથી શું ? "

" ઠીક કર્યું. હજુ તેને ગુરુજી પ્રત્યે પક્ષપાત છે. એ તો તારા પ્રેમથી ને કહેવાથી આવ્યો છે, નહિ તો આવવાનો જ ક્યાં હતો ? મેં પૂછ્યું ત્યારે કહેતો હતો કે મારું શરીર

નરમ છે, આમ છે તેમ છે. એ તો ભોળો ચોથા આરાનો આત્મા છે. એ કંઇ ઊંડું ન સમજે, કજીયાથી દૂર રહેવા ઇચ્છે, એટલે આજનો વિહાર જરા લાંબો થયો !"

"હાજી. આજ તો ગામ આવતા આવતા અગિયાર વાગી ગયા. ઉનાળાનો તાપ ને તેમાં રેતાળ રસ્તો. માર્ગમાં વૃક્ષ વગેરેની થોડી ઘણી છાયા આવતી હતી એટલે સારું હતું, નહિ તો મુશ્કેલ થઈ પડે."

"કાલ તો નાનો વિહાર છે. સંયમવિજયને કાંટો વાગ્યો છે ને પગ પણ સૂઝી ગયો છે. આ ગામ ભક્તિવાળું સારું છે. ગયા ગામમાં વિનય–વિવેક વગરના શ્રાવકો હતા. મતિવિજય ગોચરી જઈને આવેલ તે કહેતો હતો કે ઘેર ઘેર એક જ વાતો થાય છે કે આ તો પેલા સંઘાડા બહાર કર્યા છે ને તે મહારાજો આવ્યા છે. વહોરાવવામાં પણ ઉપેક્ષા-વૃત્તિ. ગુરૂજી સાથે આપણે ચર્ચા થઈ ત્યાંથી ગયું ગામ બહુ છેટું નહિ અને તે ગામ-વાળાનો મિથિલા સાથે વેપાર આદિને કારણે અવરજવર વિશેષ એટલે વાત ઘડીકમાં પહોંચી ગઈ. થોડા શ્રાવકો સિવાય બીજા કોઈ સામે જ નહોતા આવ્યા. થોડા પણ જે આવેલ તે આપણે પ્રથમ ત્યાં માસકલ્પ કરેલ ત્યારે અનુરાગી થયેલા તે જ. ગુરૂજીથી છૂટા પડીને મારે ખાસ આ વિષયની પુષ્ટિ કરવાની કે ગુરૂજી કરે છે તે અર્થ મિથ્યા છે, એમ પ્રચાર કરવાની ઇચ્છા ન હતી. પણ ગામેગામ ગુરૂજીની વાત પહોંચી ગયા પછી આપણને કોઈ સ્થળે સન્માન કે આદર ન મળે માટે આપણા વિચારના ગામેગામ પચ્ચાસસો શ્રાવકો હોય તો પણ આપણે શોભાભેર જઇ આવી રહી શકીએ એટલે જ કેટલીક ગુરૂજીથી વિરૂદ્ધ વાતો કરવી પડે છે."

"જી. પેલા મુનિઓને બોલાવું ? વાચના આપશો ?

"હા, બોલાવ ! હવે તો સાધુઓને ભણવા ગણવા, આહાર વ્યવહાર, ક્રિયાકાંડ આદિમાં વિશેષ કાળજી રાખવા શિક્ષણ આપવું પડશે. આચાર વિચારની સારી છાપ પડશે તો જ આપણા પક્ષમાં જનતા દોરવાશે. જો વાચના લીધા પછી પેલા નવા મુનિઓને ગોચરીના દોષો, સાતે માંડલીની ક્રિયાઓ માંડલીમાં સાથે કરવાથી થતા લાભ, ન કરવાથી થતા દોષો વગેરે સર્વ સમજાવજે. ગુણદોષ સમજાવ્યા વગર ક્રિયાઓમાં રસ લાંબો કાળ ટકતો નથી"

"જી, આ સર્વ મુનિઓ આવ્યા. ( વંદનાદિ કરી યથાયોગ્ય આસને બેઠા પછી ) આપશ્રી પાઠ પ્રકાશો."

( ૩ )

### શ્રાવકો સાથે:—

પડિલેહણ પ્રતિક્રમણ વગેરે આવશ્યક ક્રિયાઓ થયા બાદ સર્વ મુનિઓ સ્વાધ્યાયમાં તલ્લીન થયા છે. આર્ય અશ્વમિત્ર સાધુઓને આગમની વાચણા–પડિવાયણા કરાવે છે. તે સમયે ત્યાંનું દિવ્ય વાતાવરણ વિદ્યામય ભાસે છે. સમય થયે પોરસી ભણાવી સર્વે યોગ-નિદ્રા માટે તૈયારી કરે છે. કેટલાએક મુનિઓ આર્ય અશ્વમિત્રની સુશ્રુષા કરે છે.

આ સમયે કેટલાએક શ્રાવકો આવીને 'મત્થએણ વંદામિ' કહીને બેસે છે. "સાહેબ ! અમે તરત આવવાના હતા, પરંતુ આપ મુનિઓને ભણાવતા હતા એટલે રોકાઇ ગયા. દિવસે તો આપ સતત પ્રવૃત્તિમાં જ ગૂંથાયા હતા."

"સારું, અત્યારે આવ્યા તેમાં શું હરકત છે? જેટલો પ્રમાદ અલ્પ લેવાય તેટલો લાભ જ છે ને!"

"સાચું, પરંતુ આપ વિહાર કરીને પધાર્યા છો. દિવસભર પરિશ્રમ લીધેલ છે એટલે નિદ્રાની જરૂર તો ખરી જ, હવે અમે અમારી વાત ટૂંકામાં પતાવીએ. અમે સાંભળ્યું છે કે આપને ગુરુજીએ સમુદાય બહાર કર્યા છે તો તેમાં સત્ય શું છે?"

"તમે જે વાત સાંભળી છે તે સત્ય છે. હકીકત એમ બની કે અમારે ગુરુજી પાસે પૂર્વનો પાઠ ચાલતો હતો. તેમાં એક સૂત્રનો અર્થ કરવામાં ગુરુજી અને અમારી વચ્ચે મતફેર પડયો. અમારું કહેવું હતુ કે આ આલાવાનો આમ અર્થ હોવો જોઇએ. ગુરુજીએ કહ્યું કે એ મિથ્યા છે. એ ચર્ચા ખૂબ ચાલી, પણ તેમાં કંઈ સમજૂતિ ન થઈ એટલે ગુરુજીએ અમને સાથે ન રાખ્યા ને જુદા વિચરવા કહ્યું"

"ગુરુજી અને આપ જેવા વચ્ચે આ પ્રમાણે વિચારભેદને કારણે વૈમનસ્ય થાય ને જુદી જુદી પ્રરૂપણા ચાલે તેથી શાસનનું કેટલુ અજુગતું દેખાય? માટે જો આપનો વિચાર હોય તો અમે ગુરુજી પાસે જઇને તેઓશ્રીને સમજાવીએ. કોઇ પણ રીતે સમજુતિ થતી હોય તો સારું."

"તમારે પ્રયત્ન કરવો હોય તો કરી જુઓ. પણ જ્યાંસુધી આ શાસ્ત્રીય પાઠના અર્થમાં અમે બન્ને એકમત ન થઇએ ત્યાંસુધી સમજૂતિ શી રીતે થઇ શકે? મૂળમાંથી સડો ન નીકળે ત્યાંસુધી ઉપર ઉપરના ઉપચારથી શું વળે!"

"જી સારું, આજ તો આપ લાંબો વિહાર કરીને પધાર્યા છો એટલે કંઇ ખાસ વાતચીત પણ નથી થઈ શકી. આપ કાલે અહીં સ્થિરતા કરો ને હકીકત શું બની છે તે સવિસ્તર સમજાવો એટલે કંઈ કરવા જેવું જણાશે તો કરીશું. વિશેષ અનુકૂળતા હોય તો અઠવાડિયું સ્થિરતા કરો."

"અમારે અહીંથી હજુ દૂર જવાનું છે. ગરમીના દિવસ છે. ચોમાસું પણ નજીકમાં આવે છે. અનુકુળ ક્ષેત્ર માટે પણ જોવાનું રહે છે, માટે અઠવાડિયું તો સ્થિરતા કરી શકાય તેવા સંયોગો નથી, પણ તમારો આગ્રહ છે ને તમારે આ વિષય સમજવા ઇચ્છા છે તો આવતી કાલે એક દિવસ સ્થિરતા કરીશું."

"સારું સાહેબ '**त्रिकाल वन्दना**' આપ આરામ કરો." સર્વે જાય છે. **(ચાલુ)**

# श्रीमद् देवचन्द्रजी और उनकी सचित्र स्नात्रपूजा

लेखक—पू. मुनिमहाराज श्री कांतिसागरजी, साहित्यालंकार

आर्य संस्कृति में अध्यात्मविद्या का स्थान महत्त्वपूर्ण माना गया है, और वाकई में वह है भी ठीक। यहांके मुनियोंने अध्यात्मवाद का इतना विकास किया था जितना समस्त विश्व के किसी भी देशके महात्माने किसी भी कालमें नहीं किया। यह न सिर्फ मेरा हि कथन है वरन् अंग्रेज[1] आध्यात्मिकों का भी ऐसा ही अभिप्राय है। अध्यात्मवाद भारत की उन विशेषताओं मेंसे है जिसने विश्वमें भारत के गौरवकी पताका फहराई है। एक समय भारत अध्यात्मिकोंका विशाल केन्द्र था। यद्यपि फिलहाल इस विद्या का प्रचार अपेक्षाकृत कम पाया जाता है फिर भी इतरदेशापेक्षा कम नहीं है।

जैन संस्कृतिके महत्त्वपूर्ण सिद्धान्त में अध्यात्मवाद भी एक है। जैन मुनियोंने इसे इतना अपनाया है कि मानो उन्होंने उसे आत्मिक वस्तु बना ली, एवं उन्होंने इस वाद में उत्तरोत्तर वृद्धिकर, जैन समाज को ही नहीं अपितु समस्त भारको एक तरह से ऋणी कीया है। "अध्यात्मवाद" पर मैंने एक विस्तृत निबन्ध लिखा है अतः यहां पर अधिक लिखना अनावश्यक है।

श्रीमद् देवचन्द्रजी जैन समाज के उन आध्यात्मिकों मेंसे हैं जिन्होंने एतद्विषयक साहित्य में वृद्धि कर आत्मकल्याण किया है। ऐसे आध्यात्मिक मुनिराज का नाम जैन इतिहास में स्वर्णाक्षरों से अंकित रहेगा। यद्यपि प्रस्तुत लेख में 'सचित्र स्नात्रपूजा' का परिचय देना पर्याप्त था पर विषय को समझनेके लिये कर्ता का संक्षिप्त परिचय देना भी अनिवार्य है।

श्रीमद् देवचन्द्रजी का जन्म बीकानेर निकटवर्ती रमणीय ग्राम में वि. सं. १७४६में हुआ था। आपने दस वर्ष की बाल्यावस्था में खरतरगच्छीय उपाध्याय राजसागरजी के पास दीक्षा अंगीकार की। आपने वेनातट (बिलाडा) में भूमिगृह में बैठकर सरस्वतीमंत्र सिद्ध किया था। जिससे आप अल्प समयमें गीतार्थ होकर संस्कृत प्राकृत व्याकरण छंद अलंकारादि शास्त्रोंमें निपुण हो गये। आपकी विहारभूमि बहुत विस्तृत थी। सं. १७७७ फाल्गुन शुक्ल तृतीया को मरोट नगर में आगमसार नामक महत्त्वपूर्ण ग्रन्थ की रचना की, जिसका आज भी सर्वत्र अध्ययन किया जाता है। इन्होंने सं. १७७७ में परिग्रह का सर्वथा त्याग कर क्रियोद्धार किया और अहमदाबाद पधारे। वहां पर आपकी देशना सुनकर लोग मुग्ध हो गये। उसी समय आपके इस निष्पक्ष उपदेश से मानिकलाल ढूंढिये ने मूर्तिपूजा स्वीकार की और नूतन

---

१ देखिये 'गुप्तभारतकी खोज'।

चैत्य निर्माण कराकर आप ही के शुभ हाथ से प्रतिष्ठा करवाई । सं. १७७९ में खम्भात में चातुर्मास किया और शत्रुंजय–माहात्म्य सुनाया जिसका प्रभाव वहां के श्रावकों पर इतना अधिक पडा कि शत्रुंजय पर कारखाना (पीढी) स्थापित कर वहां पर नवीन चैत्य एवं जीर्णोद्धार कराना प्रारम्भ किया। यह कारखाना वही है जो फिलहाल आनन्दजी कल्याणजीकी पीढी के नाम से प्रसिद्ध है । किसी जगह पर ऐसा उल्लेख पाया जाता है कि उक्त पीढी की स्थापना जोधपुरनिवासी संघपति राजाराम ने की थी, परन्तु दोनों के उपदेशक तो श्रीमद् देवचन्द्रजी ही हैं। श्रीमद् के जीवनपर दृष्टिपात करने से एक बात का पता चलता है कि उन्होंने अपनी दिव्य वाक्‌शक्ति से बहुतसे ढूंढियों को प्रबोधकर सम्यक्त्व दिलाया था। अहमदाबाद में जो डेहले का भंडार है वह आप ही का संग्रह का कहा जाता है। आपका अवसान भी सं. १८११ में वहींपर हुआ था। खम्भात में एक उपाश्रय आपके नाम से मशहूर है। आपकी बहुत सी संस्कृत प्राकृत गुजराती गद्यपद्य रचनायें उपलब्ध होती हैं। आपके स्तवन जैन समाज में बडे चाव से गाये जाते हैं। आपका विस्तृत जीवन जानने के लिये "जैन ऐतिहासिक काव्य संग्रह", गुजराती साहित्य परिषद की सातवीं रिपोर्ट, एवं 'जैनयुग' की फाइल आदि ग्रन्थ देखना चाहिये ।

श्रीमद् देवचन्द्रजी की अनेक महत्त्वपूर्ण कृतियों में से स्नात्रपूजा भी एक है। जैनधर्म का पूजासाहित्य सुविस्तृत रूपेण उपलब्ध होता है, परन्तु सचित्र पूजा किसी भी मुनिराज की निर्माण की हुई अद्यावधि मेरे देखने या सुनने में नहीं आई । वर्तमान में मध्यप्रांत और बरार के मेरे विहार में मुझे कई अप्रकाशित ऐतिहासिक सामग्री प्राप्त हुई जिनमेंसे सचित्र स्नात्र पूजा का परिचय "श्री जैन सत्य प्रकाश" द्वारा जैन समाज को सर्व प्रथम कराया जा रहा है। इस प्रति में कुल २४ चित्र हैं जिनका क्रमबद्ध वर्णन निम्न प्रकार है:—

(१) भगवान श्री ऋषभदेवजी अष्टप्रातिहार्ययुक्त सुनहरी चित्र में अंकित हैं। चारों ओर सुन्दर बेल बनी हुई है। पत्र पर इस प्रकार गाथा लिखी हुई है: गाथा–"चउतीसे अतिसय जुओ......कुसुमांजलि मेलो"।

(२) दाहिनी ओर भगवान शांतिनाथजी और बांई ओर भगवान नेमिनाथजी के चित्र वर्णानुसार चित्रित हैं। छः गाथाएं पत्र पर लिखि हुईं हैं।

(३) बांई ओर भगवान पार्श्वनाथजी एवं भगवान महावीर स्वामीजी के चित्र इन्द्रयुक्त बने हुए हैं। "सयल जिनवर...........करो संघ सुजगीश" इतना पाठ पत्र पर लिखा हुआ है।

(४) बीस तीर्थंकरों की मूर्तियां तीन पंक्ति में चित्रित हैं।

(५) चारों ओर बीस स्थानक तप की स्थापना की हुई है, बीच में तीर्थंकर का जीव उक्त तपकी आराधना करता हुआ बतलाया गया है अर्थात् दूसरी ढालका सम्पूर्ण भाव इस चित्रमें बतलाया है ।

(६) उपर के हिस्से में तीर्थंकर की माता १४ स्वप्न देख रही है और निम्न भाग में पति को दासी सूचित करती है और बगल में चौदह स्वप्न बडी खूबी के साथ चित्रे हुए हैं । तीसरी ढालकी छओं गाथाओं का भाव बताया है ।

(७) इस चित्र में इन्द्रकथित शक्रस्तव का भाव बताया गया है । पहिले इन्द्र स्वसिंहासनारूढ है । तत्पश्चात् कुछ चलकर फिर अंजलीकर शक्रस्तव से भगवान की स्तुति करता है । सामने देवगण बैठा है । चौथी ढाल की छहों गाथाओं का भाव बताया है ।

(८) इस चित्र में दाहिनी ओर १० इन्द्राणीयें वाजित्र इत्यादि के साथ जन्म समय के गीतगान का भाव प्रदर्शित करती हैं । वाजित्रों में मात्र मृदंग और सारंगी दिखते हैं । बाईं ओर भगवान का जन्म बताया गया है । चौथी ढाल की छै से नौ गाथाओं का भाव बताया है ।

(९) प्रस्तुत चित्र में ऊपर के एक हिस्से में माता पुत्र को लेकर सोई हुई है और शेष भाग मे छप्पन दिग्कुमारीकाये आती हैं और धामधूम पूर्वक भगवान का जन्ममहोत्सव करती हैं । यह चित्र अत्यंत चित्ताकर्षक है " श्री तीर्थपतिनुं कलश मज्जन......गहगहती आणंद " तकका भाव दिखाया है ।

(१०) इस चित्र के ऊपर के हिस्से मे भगवान को दिग्कुमारिकाये माता के पास से लेकर स्नानादिक कार्य के लिये कदलीघर मे ले जातीं हैं । बाजू में माता को कुमारीकायें स्नान करवातीं हैं । तत्पश्चात् अभिषेक कर भगवान को वापिस ले जाती हैं । यह चित्र बडा ही चित्ताकर्षक है । " हे मातइ तें जिनराज जायो......धर्म दायक ईश " तक का भाव बतलाया है ।

(११) इन्द्र सभा में बैठा हुआ है; इन्द्रासन प्रकंपित होता है, भगवान का मेरु पर्वत पर जन्माभिषेक करनेके लिये देवताओं को बुलाने के लिये इन्द्र घन्टानाद कराता है, देवता एकत्रित होते हैं । दृश्य बडा ही सुन्दर है । " जिन रयणीजी.........नाथ चरण पखालतां " तक का भाव बताया गया है ।

(१२) एक ओर मेरुपर्वतोपरि सिंहासन तैयार कर इन्द्र माता के पास अभिषेकार्थ भगवान को लेनेके लिये जा रहा है, दूसरी ओर लेकर आनेका भाव बताया है "एम सांभलजी.........आतमा पुण्ये भरी" का भाव बताया है ।

(१३) प्रस्तुत चित्र में इन्द्र महाराज भगवान को ले जाते हैं, आगे देव देवी नाटक नृत्य इत्यादि कृत्य करते हैं । यह चित्र भी बडा मार्मिक है । "सुरनायकजी.........एक तुं जगदीश ए " तक का भाव बतलाया है ।

(१४) इस चित्रमें इन्द्र भगवान को गोदी में लिये पांडुक वन में बैठे हैं। कतिपय देवता कलश भरने को जा रहे हैं, कतिपय भर कर आ रहे हैं एवं कितेनक तैयार खडे हैं। ऊपर का भाव बताने में चित्रकार बहुत कुछ सफल हुए हैं। "सुरगिरि परजी.........सवे सुर कर जोडीने" तक का भाव बताया है।

(१५) देव देवियें क्षीरसागर से भगवान के अभिषेक के लिये जलकलश भर ले जा रहे हैं। दोनों तरफ क्षीरसागर का दृश्य सुन्दर रीति से बताया है। इन्द्र की चारों ओर छत्र चामर इत्यादि उपकरण पडे दिखाये हैं "आत्म साधन रसी.........आगमे भासिया तेम आणी ठवे" का भाव बताया है।

(१६) एक ओर इन्द्र भगवान को गोदमें लिये बैठे हैं और दाहिनी ओर एक देव छत्र लिये खडा है। कतिपय देव देवियां जलकलश भर छत्र चामर सिंहासनादि तैयार लिये खडे हैं। "तीर्थजल भरिय कर कलश करी देवता.........शक्र उत्संग जिन देखी मन गहगही" उक्त दो गाथाओं का भाव बताया है।

(१७) इस चित्र में इन्द्र-इन्द्राणियें जलकलश भर बहुत शीघ्र पर्वत की ओर जा रहे हैं "हंहो देवा हंहो देवा......कालादि ठव्वो" तक का भाव बताया गया है।

(१८) प्रस्तुत चित्र के बीच में इन्द्र भगवान को गोदी में लिये बैठा है और क्रमशः देवसमूह कलश द्वारा भगवान को अभिषिक्त करते हैं। आठवीं ढाल की एक गाथा का एक भाव बताया गया है।

(१९) इस चित्र में सब देवीदेवियें भगवान का अभिषेक कर रहे हैं।

(२०) प्रस्तुत चित्र में दाहिनी ओर इन्द्र स्वयं वृषभ का रूप कर भगवान का अभिषेक कर रहा है। बाईं ओर दूसरा रूप कर विलेपनादि का भाव बतलाया गया है। शेष इन्द्र पास खडे हैं। चित्र बडा मार्मिक है। "सोहम सुरपति ......भांजसुं हवे भव फंद" का भाव बताया है।

(२१) मेरु पर्वतपर से भगवान को अभिषेक कराकर इन्द्र वापिस माता के पास ले जा रहा है। निम्न भाग में माता के पास स्थापित करनेका भाव एवं एक ओर ३२ कोटि सोनैया निछरावल का भाव बहुत सुन्दर रीति से चित्रित किया है "कोड बत्तीस सोवन्न वारी......तुम सुत अम आधार" तक का भाव बताया गया है।

(२२) तत्पश्चात् देवता नन्दीश्वर द्वीप में जाकर अष्टाह्निका महोत्सव करते हैं। यह भाव बहुत सुन्दर रूपसे बताया है।

(२३) भगवान श्री ऋषभदेवजी का चित्र इन्द्रद्वययुक्त सुन्दर रीति से चित्रित किया है। "एम पूजा भगते करो" इस ढाल का भाव बताया है।

(२४) इस चित्र में विशाल जिनमन्दिर का भाव बतलाया है। आजु बाजु साधु साध्वी श्रावक श्राविकायें दर्शन करते बताये हैं। शिल्पकलाकी दृष्टि से इस चित्र का विशेष महत्त्व है।

श्रीमद् देवचन्द्रजी निर्मित स्नात्रपूजा जैनसमाज में कितनी आदरणीय समझी जाती थी और आज भी समझी जाती है-यह उक्त सचित्र प्रति से स्पष्ट हो जाता है। आपकी निर्माण की हुई अध्यात्मगीता की भी सचित्र प्रति मुझे सूरत में देखने का सौभाग्य प्राप्त हुआ था। स्नात्रपूजा से भी उक्त गीता चित्रकलाकी दृष्टि से ज्यादा महत्त्व रखती है। वह रंगीन पन्नेंाके उपर स्वर्णाक्षरों से लिखी गई है, जो श्रीजिनदत्तसूरि ज्ञानभंडार के पास सुरक्षित है। इन दोनों सचित्र कृतियों से पाठक सोच सकते हैं कि श्रीमद् के ग्रन्थों का कितना आदर था।

उपसंहार—ऊपर मैंने स्नात्रपूजा के चित्रों का यथामति संक्षिप्त वर्णन किया है। उपलब्ध पूजाओं में यही एक ऐसी पूजा है जो सचित्र है। यद्यपि खरतरगच्छीय आचार्य श्रीजिनचन्द्रसूरिजीकृत सचित्र पंचकल्याणक पूजा मेरे संग्रह में है पर वह इतनी सुन्दर नहीं है।

उपरोक्त प्रति की एक और विशेषता यह है कि प्रत्येक चित्र के पास पूजा की गाथाएं अंकित हैं जो पाठान्तरों की दृष्टि से अत्यंत महत्त्वपुर्ण है। प्रकाशित पूजा म और उक्त पूजा मे पाठान्तर विशेष रूपेण पाये जाते हैं जिसपर यथाअवकाश प्रकाश डाला जायगा। इस प्रतिके चौवीस पन्ने हैं। प्रतिका नाप ६"×१०" है। चारों ओर भिन्न भिन्न प्रकार के वेलबूटे बने हुए हैं जिसमे कतिपय पक्षियों का भी समावेश है। यद्यपि प्रति में लेखनकाल अनिर्दिष्ट है तथापि अनुमानतः उन्नीसवीं सताब्दी के अन्तिम चरण की होनी चाहिये। यह चित्रकला राजस्थानी है, कतिपय चित्रों में पहाडी कलम की सूक्ष्म झलक भी मिल जाती है। प्रति को सुरक्षित रखनेके लिये चारों ओर अभ्रक का कागज लगा हुका है। इसके चित्र की फोटो-कापी मेरे संग्रह में है।

पूज्य गुरुवर्य उपाध्यायजी श्री श्रीसुखसागरजी महाराज की प्रेरणा से उक्त प्रति ज्योंकि त्यों ब्लाक बनवाकर छपवानेका प्रबन्ध किया जा रहा है। जबलपुर सदरबाजार स्थित यतिवर्य श्री युगादिसागरजी के पास यह प्रति सुरक्षित है। उनसे पूछने पर मालूम हुआ है कि वे इस प्रति को लखनऊ से लाये थे। २० वर्ष से उनके पास है। जैन समाजके सामने जो परिचय आ रहा है वह उन्हों के सौहार्द का फल है। मेरे ज्येष्ठ गुरुवर्य मुनिराज श्री मंगलसागरजी का विना आभार माने नहीं रहा जाता, चूंकि आपने ही मेरा ध्यान इस प्रति की ओर आकर्षित किया था। क्याही अच्छा हो कि ऐसी पूजाएं हरएक जैन मन्दिर में चित्रित होवे। अस्तु।

# સુધારો

[ "શ્રી જૈન સત્ય પ્રકાશ"ના ક્રમાંક ૭૯, ૮૦, ૮૧ માં મારું સંગ્રહેલું ૧૯ ઢાળનું વિસ્તૃત **"શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પંચકલ્યાણક ગર્ભિત પ્રતિષ્ઠા કલ્પ સ્તવન"** પ્રગટ થયું છે. તે સ્તવન શ્રાદ્ધવર્ય શ્રીયુત **કુંવરજીભાઈ આણંદજીએ** સમયનો ભોગ આપી સાદ્યંત વાંચી તેમાં કેટલાક સુધારા સૂચવ્યા છે. તે બદલ તેમને ધન્યવાદ આપવા સાથે તેમાંના જરૂરી સુધારા અહીં આપવામાં આવ્યા છે. તે ઉપર ધ્યાન આપી વાચકો સુધારીને વાંચશે એવી આશા રાખવામાં આવે છે. —મુનિ જયંતવિજય. ]

ઢાળ ૧૦—ગાથા ૧૫ 'ખુશાલ સાધન ખરચીને' છપાણું છે ત્યાં—
'ખુશાલસા (શાહ) ધન ખરચીને' જોઈએ.

ઢાળ ૧૧—ગાથા ૧૩ મી આપેલી છે તે ખરી રીતે ગાથા ૧૪—૧૫ પછી આપવી જોઈએ. કેમકે ૧૫મી ગાથામાં અઢાર સ્નાત્રોનાં નામ પૂરાં થાય છે. એટલે ૧૩મી ગાથાને ૧૫મો નંબર અને૧૪—૧૫મી ગાથાઓને અનુક્રમે ૧૩ મો અને ૧૪ મો નંબર આપવો જોઈએ.

ઢાળ ૧૩—ગાથા ૨માં 'ભાગ્ય સ્થિતિ' છપાણું છે ત્યાં 'ભોગ સ્થિતિ' અથવા 'ભૌગ્ય સ્થિતિ' જોઈએ.

ઢાળ ૧૪—ગાથા ૪માં 'શ્રમણ કુંડધારી' લખેલું છે, ત્યાં કવિએ—**"एकपदेन पदसमुदायो वाच्यः"** આ નિયમને અનુસરીને ઈરાદાપૂર્વક 'વૈશ્રમણ'ને બદલે 'શ્રમણ' શબ્દ વાપર્યો હોય, અથવા 'વૈ' અક્ષર છૂટી ગયો હોય, એ ગમે તેમ હોય, પણ ત્યાં "વૈશ્રમણ' એટલે કુબેર—ધનદ અર્થ લેવાનો છે. કુંડધારી એટલે તેની આજ્ઞા ધારણ કરનારા દેવો.

ઢાળ ૧૬—ગાથા ૨માં 'ઘાતકી' છપાણું છે ત્યાં 'ધાતકી' જોઈએ.

ઢાળ ૧૭—ગાથા ૩માં 'પ્રકૃતિ ન ત્યાગે,' એમ છપાણું છે, ત્યાં 'પ્રકૃતિને ત્યાગે,' અથવા તો 'પ્રકૃતિ ત્યાગે' એ પ્રમાણે જોઈએ.

* * * * *

ઢાળ ૮—ગાથા ૬ માં **શ્રીપાર્શ્વનાથ** ભગવંતનો જીવ; 'ત્રિષષ્ટિ શલાકાપુરુષ ચરિત્ર,' પર્વ ૯ અને બીજાં શ્રીપાર્શ્વનાથ ચરિત્રો વગેરેમાં પણ આઠમા ભવમાં સુવર્ણબાહુ ચક્રવર્ત્તિ થયાનું લખ્યું છે. જ્યારે આ સ્થળે આનંદ નામનો રાજા (ચક્રવર્તિ નહીં) થયાનું લખ્યું છે. તે, તપાગચ્છાધિપતિ શ્રીસોમપ્રભસૂરિજીના શિષ્ય શ્રીસોમતિલકસૂરિજીએ વિ.

સં. ૧૩૮૭માં પ્રાકૃતભાષામાં રચેલ "સપ્તતિશતસ્થાનપ્રકરણુ" નામના ગ્રંથને આધારે લખેલ હોઇ, આ સ્તવનના લેખકનો સ્મૃતિફેર નથી, પરંતુ મતાંતર છે, એમ સમજવું.

આ કવિની પોતાની ભાષા અને તે સમયની ભાષા જેવા ને તેવા સ્વરૂપમાં સચવાઇ રહે તે માટે આ સ્તવનમાં અશુદ્ધ જણાતા શબ્દો, જેવાકે–પરિણામ (પ્રણામ), ગીતગ્યાન (ગીતગાન), વૃહિ (વ્રીહી), મૃત્યકા (મૃત્તિકા), ઉચ્ચિત (ઉચિત) વગેરે કેટલાક શબ્દો તેમજ હ્રસ્વ–દીર્ઘ કે સકાર–શકાર આદિ ચાલુ ભાષાને હિસાબે જણાતી ભૂલો સુધારેલ નથી. તે વાચકોએ ધ્યાનમાં રાખવું. ( મુનિ જયંતવિજય )

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખકઃ–શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

### બચ્છાવતોની ચડતી–પડતી

બીકાનેરમાં એ 'જૈન ઉપાશ્રય' જોતાં ચક્ષુ સમીપ બચ્છાવત ( Bachchhavats ) વંશનો ઉદય–અસ્ત તરવરે છે. રાંગરી–કા–ચોક ( Rangri–ka–chowk ) નામા લતામાં આવેલ આ પ્રાચીન સ્થાન એક સમયે બચ્છાવત અટકથી ઓળખાતા પ્રખ્યાત જૈન વંશનું વસતીસ્થાન હતું. ઉમરાવસિંગ ટાંક B. A. LL. B. Pleader લખે છે કે—

My good guide related to me a pathetic story of the rise and fall of the bachchhavats as we went round the place. A feeling of awe and reverence came over me as he described the closing scene of the drama of the bachchhavats' activity which was enacted some three centuries ago on the very spot where we then found ourselves standing. It was a tragedy pure and simple. The Bachchhavats had doubtless a glorious rise and a still more glorious fall and every son of the Jaina mother may justly be proud of it.'

ટાંક મહાશયના ઉપરોક્ત ઇંગ્લીશ ફકરાનો ભાવ એ છે કે જે ઉપાશ્રયવાળી જગ્યાએ અમો ઊભા હતા એનાં સબંધમાં અમારા ભોમિયાએ બચ્છાવતવંશની ત્રણ સૈકા પૂર્વે થયેલી કીર્તિવંત ચડતી અને એ કરતાં વધુ કીર્તિભરી પડતીનો જે ઇતિહાસ કહી સંભળાવ્યો તે એક કરુણ કથારૂપ હોવા છતાં આજે પણ એ માટે જૈનધર્મી માતાની કુખે જન્મેલ દરેક પુત્ર મગરૂર થઇ શકે.

બીકાનેર રાજ્યના ઇતિહાસમાં બચ્છાવત કુટુંબે નાનો સૂનો ભાગ નથી ભજવ્યો, એ ઉપરની વાત પરથી સહજ પુરવાર થાય છે. ધર્મે જૈન હોવા છતાં અને અહિંસાના અણુમૂલા સિદ્ધાંતનું પાન ગળથુથીમાં કરવા છતાં, સમય પ્રાપ્ત થયે આ કુટુંબના નબીરાઓએ જે શૂરાતન ને ટેક દાખવ્યાં છે તે જૈનધર્મનું ગૌરવ વધારે તેવાં તો છે જ, તે ઉપરાંત જેઓ વારંવાર અહિંસાધર્મી જૈનોના શિરે નમાલાપણાનો ટોપલો ઓઢાડવા સારૂ કલમ ચલાવવાનો ધંધો લઈ બેઠા છે તેમને સચોટ લપડાક લગાવે તેવો પણ છે જ. એ સારાયે બનાવનું નિષ્પક્ષપણે અવલોકન કરવાથી સહજ જણાઈ આવે તેમ છે કે અહિંસા એક અદ્ભુત વસ્તુ છે અને એનું પાન કરનાર બાયલા કે નમાલા નથી બનતા. જેમ દયાનો ઉપદેશ આત્મિક શ્રેય અર્થે મહત્ત્વનો છે તેમ સંસારમાં પણ એની અગત્ય ઓછી નથી જ. યથાર્થપણે જેના હૃદયમાં એ પરિણમે છે એને શસ્ત્ર કે અસ્ત્રની જરૂર રહેતી જ નથી. એટલે અંશે જે આત્મા રંગાયેલા નથી હોતા, છતાં એના પાન સાથે સ્વમાન અને સ્વફરજના બોધપાઠ કે ત્યાગ અને પરમાર્થનાં શિક્ષાપાઠ શ્રવણ કરવાના અને ઉચિતપણે પચાવવાના પ્રસંગો જેમને પ્રાપ્ત થયેલા હોય છે તેઓ કદાચ નિઃશસ્ત્રપણે ઉઘાડી છાતીએ લડતા ન જોઈ શકાય, પણ ઉક્ત ગુણોના સંરક્ષણ નિમિત્તે શસ્ત્રો પકડી ઝૂઝતા જોવાનાં દૃશ્યો તો સંખ્યાબંધ ટાંકી શકાય. બીકણ કે કાયર બની ભાગી જનારા કે ઘર પકડી બેસી રહેનારાંમાં એમનાં નામો હરગીજ નથી.

બહાદુરીના અનેક પ્રસંગો જતાં કરી, કોઇ રડયો ખડયો પ્રસંગ ખૂણે–ખાંચરેથી શોધી લાવી પુનઃપુનઃ એના પર રંગના છાંટણા છાંટયા કરવા અને સત્યનો અપલાપ કરવો એ સમજુનું કર્ત્તવ્ય ન જ ગણાય. એ જાતનું કાર્ય કેટલું ખોટું અને નિંદ્ય છે એ વાત બચ્છાવત વંશનો અહેવાલ સ્વયંમેવ ઉચ્ચારે છે.

બચ્છાવત વંશની મહત્તા જે મૂળ પુરુષને આભારી છે તેમનું નામ બચ્છરાજ. મારવાડની બોથરા જાતિનું લોહી એની નસમાં વહેતું હતું કે જે જાતિ જાલોરના રાજા સામન્તસિંગ ચોહાણના વંશમાંથી ઊતરી આવેલી હતી. મન્ડોરના રાવ રીધમલની નોકરી સ્વીકારી એણે રાજકારણમાં પ્રવેશ કરવાના શ્રીગણેશ કર્યા. પોતાની ચતુરાઈથી અને ભાગ્યદેવીની અનુકુળતાથી જોતજોડામાં તે દીવાનના અધિકારે પહોંચી ગયો. જ્યારે રીધમલનું તેના એક સગા દ્વારા ખૂન થયું ત્યારે એની ગાદી કોને આપવી એ સત્તા બચ્છરાજના હાથમાં હતી અને એણે તરત જ રીધમલના વડિલ પુત્ર 'જોધ'ને મન્ડોવર બોલાવી રાજા તરીકે જાહેર કર્યો. થોડો સમય જતાં 'જોધ'ના પુત્ર 'બીકા'ને પોતાની શકિતના બળે નવું રાજ્ય સ્થાપવાનો કોડ થયો અને તે મન્ડોરની ઉત્તર બાજુએ નિકળી પડયો. બચ્છરાજે એની ઉકત અભિલાષામાં સાથ પૂર્યો. આ જાતના સાહસમાં 'બીકા'ની શૂરવીરતાનાં જેમ દર્શન થાય છે તેમ બચ્છરાજની દીર્ઘદર્શિતાનાં પણ દર્શન થાય છે. આ પગલાથી જ બચ્છાવતવંશની ઉન્નતિ અને પ્રખ્યાતિનો આરંભ થયો. 'બીકા'ના નસીબે યારી આપી. જંગલુના સાંકલાસને હરાવી આરંભમાં જ કેટલોક મુલક એણે મેળવ્યો અને એની પશ્ચિમ દિશામાં કૂચ ચાલુ રાખી. ભટ્ટીઓ પાસેથી ભાગોર (Bhagore) જીતી લીધું. પોતાનું બાપીકું સ્થાન મન્ડોર છોડયા પછી લગભગ ત્રીશ વર્ષના પરિશ્રમે સન ૧૪૮૮ માં એણે પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું અને મુખ્ય શહેર તરીકેનો

કલશ પોતાના નામ ઉપરથી સ્થાપન કરેલ બીકાનેર શહેર ઉપર ઢોળ્યો. રાજધાનીના આ શહેરમાં બચ્છરાજે પણ પોતાના કુટુંબ સહિત ધામા નાખ્યા. પોતાના માલિકનું અનુકરણ કરી એણે પણ બચ્છાસર નામનું એક ગામ વસાવ્યું. પ્રેમ અને ભક્તિથી જેનું હૃદય સદા નિતરતું હતું એવા તે સરદારે જૈનધર્મની કીર્તિ વધારે તેવાં કામો કર્યાં અને પવિત્ર ગિરિરાજ શ્રી શત્રુંજયની યાત્રા કરી માનભરી રીતે પોતાનું આયુષ્ય પૂર્ણ કર્યું. એ પ્રખ્યાત પુરુષની વંશાવલી આ પ્રમાણે છે.




સમયના વહેવા સાથે બચ્છાવત વંશીઓએ લાગવગ, સંગીનતા અને સત્તામાં વધારો કરવા માંડ્યો. બીકાથી જે રાજકર્તાઓની પરંપરા ઊતરી આવી એના તેઓ મિત્ર અને સલાહકાર બની રહ્યા. રાયસિંઘના રાજ્યકાળે પતનનો ઢોલ વાગ્યો ત્યાંસુધી એ સ્થિતિ ચાલુ રહી. દીવાન તરીકેની પદવી વંશ ઉતાર ચાલુ આવી. બચ્છરાજના વંશમાં પુરૂષો પણ એવા પાક્યા કે જેમણે માત્ર બાપીકો વારસો ન સાચવી રાખતાં 'બાપ કરતાં બેટા સવાઈ'ની ઉક્તિ સાચી કરી બતાવી. પોતાના વિશાળ અનુભવ અને વિસ્તૃત સંસ્કારથી રાજ્યના વહીવટી પ્રશ્નો ઉકેલી સંતોષ ન માનતા પોતામાં રહેલી ચતુરાઈ અને મુસદ્દીપણાની શક્તિથી સંગ્રામ ખેડવામાં પણ ભાગ લીધો અને રણમેદાનમાં અપૂર્વ કૌશલ દાખવ્યું. લેખકના શબ્દોમાં કહીએ તો 'They handled the sword as well as the pen', અર્થાત્ તેમણે કલમ પકડી જાણી અને તલવાર ફેરવી જાણી; સીવીલ અને મીલીટરી રૂપ રાજ્યની મુખ્ય લાઈનોમાં નિષ્ણાત ગણાયા. વહીવટી તંત્રની માફક જ યુદ્ધ તંત્રની લગામ પણ પકડી જાણી.

વરસીંઘ અને નાગરાજ એ વંશમાં મહારથીઓ તરીકે પ્રસિદ્ધિને પામ્યા. વરસીંગે પોતાનો જાન હાજીખાન લોદી સાથેની લડાઇ વેળા ગુમાવ્યો અને નાગરાજે લુણકરણના રાજ્યકાળે જે બંડ ઊઠયું હતું તે દાબી દેવામાં અને પુનઃ શાંતિ સ્થાપવામાં પોતાનું પાણી બતાવ્યું. આ પ્રકારનાં રાજકારણમાં જેમનો સમય ખરચાતો હતો એવા આ બચ્છાવતોએ

# 'પિતૃહત્યા'

## [ એક નમ્ર વિવેચન ]

વિવેચક : **શ્રીયુત પોપટલાલ પુંજાભાઈ શાહ**

"ગુજરાતી"ની ૫૯મી ભેટ તરીકે શ્રી ઉછરંગરાય ઓઝાકૃત "પિતૃહત્યા" પ્રગટ થયું છે,

શ્રી ઉછરંગરાય ભાઈનો એક શિક્ષક તરીકે, એક સેવક તરીકે અને એક લેખક તરીકે મને થોડો થોડો પરિચય થયો છે. અંગત પરિચયનો લાભ પણ મને મળેલો. પણ તેને તો ઘણાં વર્ષ વીતી ગયાં. એમની લેખનશૈલી ઠીક ઠીક સરળ અને તેજસ્વી છે. પણ સખેદ કહેવું પડે છે કે "પિતૃહત્યા" "અજોજી ઠાકોર"થી ખૂબ ઉતરતી કોટિની રચના છે.

અલબત્ત એક વાત સ્પષ્ટ છે કે "અજોજી ઠાકોર" વર્તમાનકાળનું દિગ્દર્શન છે, અને 'પિતૃહત્યા' ભૂતકાળમાં ડૂબકી મારે છે. એટલે પ્રત્યક્ષ અનુભવ અને પરોક્ષ કલ્પના વચ્ચે ઘણું જ અંતર રહે છે. અને એ રીતે 'પિતૃહત્યા'ની આલેખના વધારે કઠણ થઈ પડે તેમ છે. કારણકે તેમાં ધર્મ, સમાજ અને રાજકારણના ઇતિહાસનું તલસ્પર્શી જ્ઞાન હોય તો જ તે સફળ થઇ શકે. શ્રી ઉછરંગરાય ભાઈએ એકંદરે ઉક્ત ત્રિવિધ અંગો માટે ઠીક શ્રમ સેવ્યો છે. અને તેથી જ ભૂમિકાનો ઉઠાવ છેક નિરાશા ઉપજાવનારો નીવડ્યો નથી.

શ્રેણિક, ચેલણા, અજાતશત્રુ, સૂર્યકાન્તા, કંધક બંધક વગેરે પાત્રોનો વિકાસ અસંતોષકારક તો ન ગણાય, છતાં શ્રેણિકની તેમજ ચેટકની પાત્ર-વાસ્તવતા અધૂરી તો ખરી જ. બંધક કંધકનાં પાત્રોનાં ક્રમશઃ વિકાસમાં, શ્રેણિકની વિલાસપ્રિયતાના દર્શનમાં અને વીજળીની સળીની કાલ્પનિક તેજસ્વીતામાં લેખકની પ્રતિભા સારી દીપી ઊઠી છે.

---

ધર્મનાં કાર્યો કરવામાં કે પ્રજાકલ્યાણનાં જાહેર કામો આરંભવામાં રજ માત્ર પ્રમાદ ન કર્યો.

તેઓએ જૈનધર્મના કાર્યોમાં ઉલટ અને શ્રદ્ધા દાખવવામાં કચાશ નથી રાખી. આચાર્યપદે આવનાર મહાત્માઓનાં સૂરિમહોત્સવમાં શું કે જુદાં જુદાં તીર્થોના સંઘ લઈજવામાં શું? કોઈ પણ કાર્ય માટે તેઓ લક્ષ્મીનો વ્યય ઉદાર હાથે કરવામાં ખડેપગે રહ્યા છે.

પૂજન નિમિત્તે રમણીય દેવાલયોનાં સર્જન કરવામાં પણ તેમણે ન્યૂનતા નથી દાખવી. વિદ્વાનોને આશ્રય આપી જ્ઞાનનો મહિમા ફેલાવ્યો અને સાથોસાથ કળાનાં બહુમાન પણ કર્યાં. કર્મવશાત્ જેઓ તંગદશામાં આવી પડયા હતા તેમને ગુપ્ત રીતે સહાય પહોંચાડવામાં પાછી પાની નથી કરી. ટૂંકમાં એટલું જ કહેવું પર્યાપ્ત છે કે બચ્છાવત વંશની ચડતી એ આસપાસના માણસો માટે કે સાથે રહેતાં પડોશીઓ માટે કિંવા સમાજના સ્વામીભાઇઓ સારૂ મહાન્ આશીર્વાદ સમાન નીવડી.

એ વંશના છેલ્લા પુરુષ કરમચંદની વાત રૂંવાડા ખડા કરે તેવી છે, જે હવે પછી જોઇશું—

(ચાલુ)

ચાણક્ય અને ચંદ્રગુપ્તની સામ્રાજ્યપ્રેરણા અને વ્યવસ્થાશક્તિનાં બીજ શ્રેણિકની રાજનીતિમાં અને અજાતશત્રુની સામ્રાજ્યરચનામાં દેખાય છે; એ ઐતિહાસિક હકીકત સ્પષ્ટ શબ્દોમાં ઠીક રજુ થઈ છે, છતાં ચંદ્રગુપ્ત અને ચાણક્યના વ્યક્તિત્વે એ બીજનો વિકાસ સફળતા પૂર્વક સાધ્યો એ વાત પણ એટલી જ ઐતિહાસિક રીતે સ્પષ્ટ છે.

લેખકશ્રીની ધર્મસમભાવની માન્યતા અને તેનો ઉલ્લેખ સ્તુત્ય છે; એટલું જ નહિ પણ એ ભાવનાને તેમણે યોગ્ય સ્વરૂપમાં મૂકવા સારો પ્રયાસ કર્યો છે. છતાં દેવદત્તનું પાત્ર અને આર્યાઓની હકીકતનું પ્રકરણ તાત્ત્વિક રીતે તે ભાવનામાં થોડીક કચાશ રાખી જાય છે.

"આ કાળજાં લોઢાના પટારા છે હો", "વીજળીની સળી", "જતિ અનો જતિ"નું આખું પ્રકરણ ભાવને કુશળતા પૂર્વક આલેખે છે. ઉપરાંત બુદ્ધ ભગવાનનો નિવૃત્તિમય ઉપદેશ, મહાવીરપ્રભુની તેજસ્વી વાણી, અજાતશત્રુની સામ્રાજ્યભાવના અને શ્રેણિકની ઉદાસીનતાના રંગો પણ બરાબર ઉઘડયા છે. પણ એ તો બધું રચનાની નજરે. તાત્ત્વિક દૃષ્ટિએ 'આત્માનાં દુઃખ એનો મલમ જ્ઞાન, દેહનાં દુભાએલાંનો મલમ રાજઔષધાલય, અમલના દુભાએલાંઓનો મલમ દુભણ કાઢવાનું સ્થાન,' એ વિધાન સરસ અને સુંદર છે.

ઐતિહાસિક નવલનાં ભયસ્થાનો વિવિધ હોય છે. તેમાંયે "પિતૃહત્યા" જેવી નવલ ધાર્મિક અભ્યાસ, ચિંતન અને તેની છણાવટ બરાબર માગી લે છે. તેમાં એકલો ઇતિહાસ નથી—ન હોય. જેમાં બુદ્ધ ભગવાન અને "જતિ વર્ધમાન" આવે તેમાં તેમના સિદ્ધાંતોનો સ્પર્શ હોય, અને તે સિધ્ધાંતો યથાયોગ્ય ન સમજાયા હોય તો અવશ્ય ગોથું ખાઈ જવાય.

આ નવલકથામાં સમાજ, ધર્મ અને તત્ત્વજ્ઞાન, તેમજ ઐતિહાસિક રાજકારણ ત્રણેની ગુંથણી છે. એટલે જ તે સર્વાંગી અભ્યાસ માગી લે છે. અને એ વિના નવલકથા નિર્માલ્ય બની જવા સંભવ રહે છે.

શ્રેણિક રાજા મહાવીરસ્વામીનો પરમ ભક્ત હતો. તેઓશ્રીના વ્યાખ્યાન સાંભળવાનો એકે પ્રસંગ તે ચૂકતો નહિ, અને તેમને પ્રશ્નો પૂછી શંકાસમાધાન મેળવતો. આમ તે બન્નેનો પરિચય પ્રગાઢ હોવા છતાં એમાંથી એકેય એક બીજાને મળ્યા જ નથી, એમ 'પિતૃહત્યા' વાંચતાં સ્પષ્ટ લાગે છે.

"પશુ હિંસાનું કરમ" "તમે આવા જગનજાગ શા સારુ કરો છો? સ્વર્ગ મેળવવા? જગતની હિંસાના પ્રાયશ્ચિત્તરૂપ યાતના ભોગવી તમે સરગમાં જાઓ.

"જેવો અને જેટલો તમારો જગન તેવી તથા તેટલી તમારી ઉપર દેવતાની પ્રીતિ. ઈ પરમાણ પૂરાં થયે તમારી શી ગતિ?"

આ ખંડકોમાં ભાષા, ભાવ અને અર્થ યથાર્થ નથી. બુદ્ધ ભગવાન જે કહેવા માગે છે, તે અસ્પષ્ટ છે. વળી તેમના મુખમાં "કરમ" "સરગ" "ઇ પરમાણ" જેવા શબ્દો શોભતા જ નથી. લોકભાષાનો અર્થ અશુદ્ધ ભાષા કે ગ્રામ્ય ભાષા તો ન થાયને?

અભે શ્રાવક, પાટય, ન્હાળે, બેઠાચ, રાખવાચ, માંડવાચ, માંડયુંચ–એ શબ્દો જે જે વ્યક્તિના મુખમાં મુકાયા છે, તે પણ શોભતા નથી. તેમાંએ ન્હાળે અને પાટય શબ્દો તો અશુદ્ધ છે. વળી શ્રી મહાવીર, અભેશ્રાવક ન બોલે. તે અભય શ્રાવક જ કહે. તે પ્રમાણે રાખવાંચ. માંડવાંચ, માંડયુચ. બેઠાચ, એમાં ચ નો ઉપયોગ તદ્દન ખોટો છે. ત્યાં 'ચ'ને ઠેકાણે છ વિશેષતઃ વપરાય છે. એટલે જ્યાં પાત્રના મુખમાં ઓપતી ભાષા તેના વર્ણ સંસ્કાર મુજબ કે વિદ્વત્તા મુજબ ન લાવી શકાય તો શુદ્ધ ભાષા કે સંસ્કારી ભાષા મૂકવી વધારે ઇષ્ટ ગણાય.

વળી શ્રેણિક "એલા કંધક તું પણ એક નંગ છે હો!" એવું આજના કેટલાક અભણ બાપુઓ જેવું તો ન જ બોલે. વળી ભરવાડની ભાષા ઉલટી એકદમ સંસ્કારી બની ગઇ છે. કુતરાની દંતાવલિની હકીકત અને શ્રેણિકની વિદ્યાગ્રહણની વાતો જૈન શાસ્ત્રમાં લખી છે, તેથી તદ્દન જુદી જ છે. કંધક જે વિદ્યા શીખવે છે, તેની હકીકત શાસ્ત્રમાં તો એમ છે કે એક ફલહરણ વિદ્યા જાણનાર પાસે શ્રેણિક તે વિદ્યા શીખવા બેસે છે. તે વિદ્યાગુરુ પણ હરિજન છે અને શ્રેણિક એક હરિજનને આસને બેસાડીને વિદ્યા શીખે છે: તે વિદ્યા છે ફલાકર્ષણ કરીને તેને લઇ જવાની–હરણ કરવાની.

જોશીની આંખફરકની હકીકત અને યજ્ઞથી ખાવાપીવાનું, દક્ષિણા વગેરે મળશે એવી ભાવના તદ્દન આધુનિક અને અનૈતિહાસિક લેખાય.

ધાર્મિક તત્ત્વજ્ઞાનની અને ક્રિયા વ્યવહારની નજરે આધુનિકતાનાં આરોપણ એ અયોગ્ય ગણાય. એટલે જ દિગંબર વ્યાખ્યાતા, આર્યાઓની ચિત્રપાટી પીંછી વગેરે જે હકીકત આધુનિક સંપ્રદાયની છે, તે મહાવીર ભગવાનના સમયની નથી. તે વખતે જૈન ધર્મના વાડા ન હતા. મહાવીર પ્રભુના સમયમાં વસતિવાસી સાધુ ન હતા. તેમને વ્યાખ્યાન માટે કે વસવા માટે વાડો, વંડો, ચોગાન, મકાન વગેરેની જરૂર ન હતી. અને તેવા સ્થાનકમાં તેઓ ઉપદેશાર્થે ઊતરતા નહિ. એટલે "તેઓ વંડા જેવા મકાન ઉપર ......વ્યાખ્યાન કરતો હતો." એ વાકયમાં 'ખદબદતા હતા' એ રૂચિભંગ કરનાર પ્રયોગ ઉપરાંત દિગંબર વ્યાખ્યાતાની હકીકત પણ સત્યથી વેગળી છે. એને માટે શ્રાયુત ઉછરંગરાય ભાઇને જિનકલ્પી અને સ્થવીરકલ્પીની ભૂમિકાનો વિવેક સમજવાની વિનંતિ કરું છું. વ્યાખ્યાન સ્થાન માટે ઉદ્યાન અને ઉપવન શબ્દ જૈનાગમોમાં સ્થળે સ્થળે નજરે પડશે.

કુળ માટેની લડાઇની હકીકત એ ઐતિહાસિક નથી. કુળાભિમાન તો તે સમયે હતું. પણ ચેટકે કુળગૌરવ માટે યુદ્ધ કર્યું, કે પ્રસેનજિતે કુળાભિમાન ખાતર લડાઈ કરી તે હકીકત ઇતિહાસમાં છે? શાસ્ત્રોમાં તો ચેલણાના વિવાહની હકીકતમાં યુદ્ધની વાત જ નથી.

ચિત્રપટનું પ્રકરણ સાવ વિચિત્ર છે. સમજી શકાય તેવું નથી. તેમાં આરજા, શીલભદ્રા, શ્રાવિકા, કોણ કોણ તે એકદમ સ્પષ્ટ થતું નથી. શીલભદ્રા તે જ શ્રાવિકા કે બીજી કોઈ? તે તો આરજા છે, તેને શ્રાવિકા કેમ કહેવાય? છતાં તેને શ્રાવિકાથી સંબોધાઇ છે. વળી તેમાં જે આચાર, વિચાર, સ્થાન વર્ણન છે તે પણ સમયને કે સૂત્રને

અનુલક્ષીને નથી.

"હિંસા કર્યા વિના તેનાથી પ્રાપ્ત થતાં ભૌતિક સુખ મેળવવાની સતત ચિંતાનું પરિણામ વિશિષ્ટ અહિંસા" એ વાક્ય અર્થહીન છે. કારણ કે એમાં વિશિષ્ટ અહિંસાની અવળી વ્યાખ્યા છે. ભૌતિક સુખ મેળવવાની સતત ચિંતામાં પણ હિંસા રહેલી જ છે, એ સૂત્રકથન લેખકશ્રીને ઉપલબ્ધ થયું જણાતું નથી. એટલે જ "તેના જ્ઞાન-પ્રકાશના દાહમાં વેદવાદ અને વિશિષ્ટ અહિંસાવાદ જલી મરતાં હતાં," એમાં તેમણે વિશિષ્ટ અહિંસાવાદની કલ્પિત વ્યાખ્યા ઘુસાડી લાગે છે.

ગ્રંથની શરૂઆતનાં પ્રકરણોમાં "જતિ મહાવીર" અભયકુમારને જે બોધ આપે છે, તેમાં પણ જૈનાજ્ઞા વિરુધ્ધ હકીકત છે. પ્રભુ મહાવીરના મુખમાં મુકાએલાં બોધવચનો તેજસ્વી છે, પ્રેરણાત્મક છે, અને ઉચ્ચ આશયથી ભરેલાં લાગે છે. છતાં એવી સ્પષ્ટ વ્યવહારની, સંસાર–વ્યવસ્થાની લાક્ષણિક આજ્ઞા તીર્થંકર ન જ આપે. બીજી હકીકત એ છે કે વર્ધમાન સ્વામી પોતે જ કહે છે કે, હું કૈવલ્યને આરે ઊભો છું એટલે તેમને કેવળજ્ઞાન થયું નથી. તીર્થંકર કેવળપ્રાપ્તિ પહેલાં વ્યાખ્યાન બોધ કે ઉપદેશ ન જ કરે. એને માટે લેખક પોતે જ દેવદત્તને મુખે બુધ્ધને કહેવડાવે છે કેઃ—

"જો જિનશાસન પ્રમાણે અનુસરવું હોય તો કેવળજ્ઞાન પ્રાપ્ત ન કરો ત્યાંસુધી ઉપદેશ આપવાનું બંધ કરો."

"હું કેવળજ્ઞાનને આરે ઊભો છું." એમ પણ જિન ભગવાન બોલે જ નહિ. પણ છતાં તેથી કેવળ નથી થયું તો પણ "હું ઉપદેશી રહ્યો છું," વગેરે શબ્દોથી સિધ્ધાંત વિરુધ્ધ હકીકતો મહાવીરસ્વામીના મુખમાં મૂકવાની ક્ષતિઓ લેખકે કરી છે. તે તેમનું જૈન શાસ્ત્રનું અજ્ઞાનપણું સૂચવે છે. અને એવા અજાણપણામાં આવી ધાર્મિક વાતો તીર્થંકરને નામે તેમના મુખમાં મૂકવી તેનું નામ કલાને નામે સ્વતંત્રતા ન જ ગણાય,

વળી કૈવલ્યપ્રાપ્તિ પહેલાં મહાવીર પ્રભુએ શિષ્ય શિષ્યાઓ કર્યાં જ નથી. તો પછી સાધ્વી–આરજાઓ તેમના સંઘમાં હોય જ ક્યાંથી ?

હિંસાનો અંદાજ કાઢવાની, તેનો નાશ કરવાની આજ્ઞા તેજસ્વી છે, પણ માનવીને બુધ્ધિ છે માટે તેનાથી હલકાં પ્રાણીઓ કીડી–માખીની દયા પાળ, એવો ભ્રામક એકાંતિક ઉપદેશ જિન ભગવાન ન જ આપે. વળી "સાવધાન માનવીઓ પોતપોતાની હિંસા જિનોપદેશ જ્વલંત છતાં કરે તો તેનાં કર્મ છે. તું અનાથ, અબોલ, અસુખી, અસાધન, અજ્ઞાનોની હિંસા થતી અટકાવ." એવો એકાંત માનવેતર પ્રાણીઓની જ રક્ષા કરવાનો અને તેમની જ હિંસા અટકાવવાનો એકપક્ષી બોધ પણ તીર્થંકર ન કરે, તો તેની આજ્ઞા તો શેની કરે ? વળી આમાં જૈનધર્મના કર્મવાદની અવળી સમજણ દેખાય છે.

શ્રેણીઓની રચનામાં ભગવાન મહાવીરનો હાથ પ્રત્યક્ષ કે પરોક્ષ ન જ હોય, એટલે અભયકુમારને આદેશેલી હકીકત પણ યથાતથ્ય નથી.

શ્રેષ્ઠીને દવાશાળા વગેરે સ્થાપવાનું પ્રત્યક્ષ સૂચન કે વિગ્રહમાં પડવાનું સૂચન

પણ જૈન સાધુથી ન જ થઇ શકે. લોકકલ્યાણનો આરંભ સમારંભ વગરનો અસાવદ્ય ઉપદેશ સામાન્ય દૃષ્ટિએ થાય. તેમાંથી જેને જેમ આચરવું હોય તેમ આચરણ કરે.

"પાલખીને રાખ, કાલે સવારના હું વૈશાલી જઇશ." મહાવીર સ્વામી 'પાલખીને રાખ' એમ પણ ન જ કહે. જૈન સાધુ કે જિન ભગવાનથી વાહનમાં બેસાય જ નહિ. આ વાકય શ્રી મહાવીર પાલખીમાં બેસતા એવો ભ્રમ ઉત્પન્ન કરે છે.

હલ્લ તથા વિહલ્લ શ્રેણિકના પુત્રો હતા. વળી અભયકુમાર પણ તેનો જ પુત્ર હતો. એટલે તે હલ્લ વિહલ્લનો ભાઈ થાય. છતાં હલ્લ તેમજ વિહલ્લ (પાન :૨૬૭) અભયકુમારને કાકાજી કહે છે, તે પણ એક ભારે ભૂલ છે. વળી યતિને કોઈપણ જૈન ભાઈ, કાકાજી, મામાજી ન જ કહે. તે તો તેને મુનિમહારાજ કે મહારાજ શબ્દોથી જ સંબોધે.

તે જ પાને "અભયકુમાર ઝરો દેખી પગ શીતળ કરવા બેઠો" એમ લખ્યું છે તે પણ તદ્દન અજ્ઞાનતાનું જ પરિણામ છે. જૈન યતિ કે સાધુ ઠંડા–કાચા–પાણીમાં પગ બોળે જ નહિ. ઝરે પગ શીતળ કરવા બેસે જ નહિ.

આવી રીતે ધાર્મિક રીતરિવાજ, સૈધ્ધાંતિક માન્યતા વગેરેથી અજાણ હોવાથી તેના અભ્યાસ વગર લેખકશ્રીએ કેટલુંએ અવળું જ લખી નાખ્યું છે. ઇતિહાસની કેટલીક હકીકતને ન ગણીએ તો પણ આવી ધાર્મિક તત્ત્વજ્ઞાનની સિધ્ધાંતની બાબતમાં કોઇ પણ નવલકાર છૂટ ન લઈ શકે. એવી છૂટથી ઉલટી ભ્રમણા ઉત્પન્ન થાય, ભલે લેખકનો એવો આશય ન હોય. આમાં કલાને નામે પશ્ચિમની ઉછીની લીધેલી કલાની સર્વાંશે સંપૂર્ણ નહિ એવી, પણ કેટલેક અંશે કલાકારની સ્વચ્છંદી માન્યતાને પોષનારી, માન્યતા જ દોષરૂપ છે.

વીરમતી નાટકના લેખક સ્વ. નવલરામભાઇએ પણ હેમચંદ્રના ગુરુની કલ્પનામાં અને એવી જ રીતે શ્રી. મુનશીએ ઉદયન મંત્રીના આચરણની કપોળકલ્પિત કલ્પનામાં અણઘટતી છૂટ લીધી છે, તે આ અંધ માન્યતાનું જ ફળ છે.

ઐતિહાસિક નક્કર હકીકતને પલટીને તેનું ખૂન કરવાનો કે ધાર્મિક સિધ્ધાંતને પલટીને કે કલ્પનાતરંગમાં ચડાવીને ખોટી રીતે ચીતરવાનો સ્વચ્છંદ આચરવાની છૂટ કલાકારને હોઈ શકે એવી જો કલાની વ્યાખ્યા હોય તો તે કલા કલા મટીને ઇતિહાસના વિકૃત દર્શનને લીધે અને સિધ્ધાંતનિરૂપણની ખામીને લીધે બલા જ બની જાય. ગુજરાતના સિધ્ધહસ્ત લેખક મહાશય એવું પાપ ન કરે એટલી વિનતિ અસ્થાને નહિ જ ગણાય. અને ભાઇશ્રી ઉછરંગરાય ભાઇ પાસેથી તો "પિતૃહત્યા" કરતાં આધુનિક તેજસ્વી કલાને નિષ્કલંક શોભા આપે તેવી અને ગુજરાતમાં તેમની સર્વધર્મ સમભાવની પ્રિય ભાવના વિકસાવે તેવી કોઈ અણમોલી કૃતિની આશા રાખીએ અને તે આશા પૂરવા તેમને વિનવીએ.

**વાંકાનેર**, તા. ૭ મે, ૧૯૪૨

# પરિવર્તન [ ટૂંકી વાર્તા ]

## (૧) અવિચારી રાજઆજ્ઞા

કેટલાંય વર્ષો પહેલાંની આ કથા છે!

પૌરાણિક ખ્યાતિમાં માલવ દેશને છત્રીશ લાખ ગામોનો દેશ કહ્યો છે; માલવાનો સ્વામી છત્રીશ લાખ ગામોનો સ્વામી કહેવાતો હતો. આ કથાના ભૂમિ–પ્રદેશને પણ કથાકારે છત્રીશ લાખ ગામડાંનો દેશ કહ્યો છે. એ દેશનું નામ કન્યકુબ્જ દેશ! છત્રીશ લાખ ગામવાળા એ કન્યકુબ્જ દેશની રાજધાનીનું નામ કલ્યાણકટક નગર! અને એ દેશ ઉપર શાસન ચલાવતા રાજવીનું નામ મહારાજા ભૂયરાજ!

અખૂટ ધનસંપત્તિ, વૈભવ–વિલાસની અપાર સાધન–સામગ્રી અને એક ચક્રીશાસન ચલાવવાની અબાધિત રાજરસ્તા! વાત, પિત્ત અને કફની વિકૃત અવસ્થા જેમ ત્રિદોષને જન્માવે તેમ ધન, વૈભવ અને સત્તાએ ભૂયરાજને વિલાસપ્રિય, વિષયલોલુપ અને ભાનભૂલ્યો બનાવી દીધો હતો. લોકોનાં મન આ ભૂયરાજના શાસનથી નારાજ હતાં!

એક દિવસનો પ્રાતઃકાળનો સમય હતો. બાળ રવિનાં સોનેરી કિરણો પૃથ્વી પટપર પથરાઇ ચૂક્યાં હતાં. કલ્યાણકટક નગરનાં નરનારીઓ પોતપોતાના કામે લાગ્યાં હતાં. એવામાં દ્વારપાળને મહારાજા ભૂયરાજ તરફથી આદેશ મળ્યો: "કર્મચારીઓને ખબર કરો કે આજે મહારાજા રયવાડીએ ચડવાના છે, સત્વર તૈયારી કરો!"

રાજવીની આજ્ઞા એટલે એનું પાલન જ કરવાનું હોય! એના સાર–અસારપણાનો પ્રશ્ન કોઇથી ન પૂછી શકાય! તરત જ કર્મચારીઓએ મહારાજાની આજ્ઞાના પાલન માટે દોડધામ કરી મૂકી અને ક્ષણવારમાં રયવાડીએ ચડવાની સર્વ સામગ્રી સજ્જ કરી દીધી.

સમય થતાં મહારાજા રાજહાથી ઉપર આરૂઢ થયા. અને રાજવૈભવના ઠાઠમાઠ સાથે મહારાજાની સવારી નગરના માર્ગો ઉપર આગળ વધવા લાગી. નગરનાં કુતૂહલપ્રિય નરનારીઓ રાજમાર્ગ ઉપર અને અટ્ટાલિકાઓમાં, મહારાજાની સવારી જોવા, એકત્ર થવા લાગ્યાં. નગરજનોની સલામી ઝીલતા મહારાજા ધીમેધીમે રાજમાર્ગ વટાવતા હતા.

મહારાજાની દૃષ્ટિ ક્ષણમાં રાજમાર્ગ ઉપર અને ક્ષણમાં અટ્ટાલિકાઓ ઉપર એમ ચારે તરફ ફર્યા કરતી હતી. એવામાં એકાએક તેમની દૃષ્ટિ એક ઝરૂખા ઉપર થંભી ગઇ. જાણે કોઇએ જાદુ કર્યો હોય એમ ક્ષણ માટે એ સ્તબ્ધ થઇ ગયા અને તેમણે માવતને રાજહાથીને ઊભો રાખવાની ઇશારત કરી. રાજહાથીને આ રીતે રાજમાર્ગ ઉપર સ્થિર ઊભેલો જોઇને નગરનાં નર–નારીઓ અચંબામાં પડી ગયાં.

ક્ષણ–એ ક્ષણની જ એ વાત હતી!

તરત જ મહારાજાનું ચિત્ત જાગ્રત થયું. જાણે કંઈ જ બન્યું ન હોય તેમ તેમણે સ્વસ્થ બનવાનો પ્રયત્ન કર્યો, અને રાજગજને આગળ ચલાવવાની માવતને આજ્ઞા કરી.

મહારાજાની સવારી આગળ વધવા લાગી!

ભૂલકણાં લોકો ક્ષણ–એ ક્ષણે અવનવું આશ્ચર્ય અનુભવી વિખરાઈ ગયા!

પણ મહારાજાના મનમાં ઉત્પન્ન થયેલ ઉલ્કાપાત કોઈ રીતે શાંત થતો ન હતો.

એ ઝરૂખામાં ઊભેલી એક મૃગનયની મહારાજાના ચિત્તનું હરણ કરી ચૂકી હતી. મહારાજાના હૃદયમાં અત્યારે કામાગ્નિની ભયંકર જ્વાળાઓ ભભૂકી ઊઠી હતી. રયવાડીની ઉદ્યાનક્રીડાનો કે બીજો બધો આનંદ એ જ્વાળાઓમાં ભસ્મસાત થઈ ગયો હતો. રાજાને મન અત્યારે એ સુંદરી જ સર્વસ્વ જેવી થઈ પડી હતી.

કોઈ પણ ભોગે એને હસ્તગત કરવાનો મહારાજાએ નિર્ણય કર્યો! અને પોતાના જલ–અધિકારી ( પાણીની વ્યવસ્થા રાખનાર ચાકર )ને એ સ્ત્રીને રાજમહેલે પહોંચતી કરવાની આજ્ઞા ફરમાવી; જાણે પોતાના ચિત્તની ચોરી કરવાના ગુન્હા માટે એને શિક્ષા કરવાની હોય !!!

પ્રિય વાંચનાર ! ભલો થઇ ન પૂછી બેસતો કે–દેવાંગનાઓ જેવી અનેક રાણીઓથી ભરેલા અંતઃપુરના માલિક આ ભૂપરાજનું મન આવી અદના ઓરત તરફ કેમ દોડયું ? મધમધતાં પુષ્પો અને મીઠાં–મધુરાં ફળો મૂકીને સડી ગયેલ ગંધાતા ચાંદા ઉપર બેસતો કાગડો તારા આ સવાલનો જવાબ આપી રહેશે!

રાજઆજ્ઞા છૂટી ચૂકી હતી !

એ રાજઆજ્ઞાનું પાલન અચૂક કરવાનું જ હતું !

એ રાજઆજ્ઞા જો અવિચારી હતી, તો એનાં માઠાં ફળો પ્રજાને જ વેઠવાનાં હતાં

જલ–અધિકારીએ શિર ઝુકાવી એ આજ્ઞા સાંભળી લીધી !

## (૨) જલ–અધિકારીનું મંથન : રાજઆજ્ઞાનું પાલન

આ કોઈ મોટું રાજકારણી કાર્ય ન હતું કે એ માટે મંત્રી કે મહામંત્રીની સલાહ લેવાની હોય. આ તો એક રાજવીની વાસનાના પોષણનું કાર્ય હતું અને એ કાર્ય માટે જલ–અધિકારી જ યોગ્ય પાત્ર હતું ! અને એ એને માટે આજ્ઞા મળી ચૂકી હતી.

જલ–અધિકારીએ આવી અનેક રાજઆજ્ઞાઓનું પાલન કરી નાખ્યું હતું. એ વખતે એના હૃદયમાં રજમાત્ર કલેશ કે વિચારણા થયાં ન હતાં. નિર્દોષ પશુઓની ગરદનો ઉપર હરહમેશ છરો ચલાવતા કસાઇની જેમ એનું હૃદય જાણે નઠોર થઈ ગયું હતું. આવી રાજઆજ્ઞા જાણે એને મન રોજની રમત થઈ પડી હતી. એવી આજ્ઞાઓનાં પાલનમાં જ એનું આસન સ્થિર હતું. મહારાજાના લાડકવાયા બનવાનો એ જાણે રામબાણ ઇલાજ હતો.

—પણ કહે છે કે હજારો યોદ્ધાઓની કત્લેઆમ સામી નજરે જોનાર સેનાપતિનું હૈયું કોઈક વખત એવું કોમળ–કમજોર બની જાય છે કે એ સોયનો ઘા પણ નથી જોઈ શકતું ! જલ–અધિકારીનું પણ આજે કંઈક એવું જ બન્યું હતું. જાણે એના હૃદયના બે ટૂકડા થઇ ગયા હતા. એક ટૂકડો રાજઆજ્ઞાના પાલન માટે તત્પર થઇ ગયો હતો, બીજો ટૂકડો એ અવિચારી રાજઆજ્ઞા સામે બંડ જગવતો હતો.

હૃદયમાંથી એક અવાજ ઊઠતો હતોઃ "તારે શું ? તું તો ચિઠ્ઠીનો ચાકર ! જેવી આજ્ઞા તેવું પાલન ! એમાં તારે વિચારવાપણું શેનું ? કેટલીય પરાયા બ્હેન–સ્ત્રીઓનો

રાજવીના ચરણે ભોગ ધરી દેતાં સંકોચ ન થયો તો આજે સંકોચ શાને કરવો ? જે કેટલાય વખતથી ચાલ્યું આવે છે તેને રોકનાર તું કોણ ? ગાંડ! વિચાર કરવાનું મૂકી દે! ઝટ રાજઆજ્ઞાનું પાલન કર! એમાં જ તારી, તારી રોટીની અને, તારા જીવનની સલામતી છે! મૂર્ખ!"

હૃદયમાં બીજો અવાજ પડઘા પાડતો હતો: "પેટ ભરવા પૂરતું મૂઠી ભર અન્ન અને તન ઢાંકવા પૂરતું ગજભર વસ્ત્ર—એટલી સોગાત માટે આવાં કૃત્યો ક્યાં સુધી કર્યે જવાં? આજે નહીં તો કાલે—પણ એ અન્યાયનો રજેરજ હિસાબ ચુકવ્યા વગર તારો ક્યાં છૂટકો છે? એ હિસાબ ચુકવતી વેળા કયો તારો રાજા કે મહારાજા વચમાં હાથ દઈ શકવાનો છે? ભલા જીવ! જે કરશે તેણે તે ભર્યા વગર ચાલવાનું નથી! તું કરીશ તે તારે ભરવું પડશે; રાજા કરશે તે તેણે ભરવું પડશે! પારકાની ફિકર છોડી તારી ફિકર કર! આ રીતે પરાઈ બ્હેન—સ્ત્રીઓની આબરૂનું તું ક્યાં સુધી બલિદાન દીધા કરીશ? અને એવાં શતશઃ બલિદાન આપવા છતાં ય તારો મહારાજા કદી તૃપ્ત થવાનો છે ખરો? મૂર્ખા! મૂશળધાર વરસાદ અને સમસ્ત સરિતાઓનાં નીરને પોતાનાં પેટાળમાં સમાવવા છતાં મેરામણ કદી તૃપ્ત બન્યો સાંભળ્યો છે? હજારો વૃક્ષો અને વેલાંઓને ભસ્મસાત્ કરવા છતાં દાવાનળ કદી શાંત પડ્યો જાણ્યો છે? અને તારા પાપે તારા મહારાજાનો ભક્ષ્ય બનેલ એ અસહાય સ્ત્રીઓના શ્રાપ તારા ઉપર શા શા સિતમ વરસાવશે તેનો વિચાર કર! આ જન્મ તો આજે છે અને કાલે વીતી જશે, પણ એનું પાપ તો જન્મો-જન્મ તારો પીછો નહીં છોડે! એક વખત રાજઆજ્ઞાનું ઉત્થાપન કરવાથી જો હમેશાંનું પાપ છૂટી જતું હોય તો એમ શા માટે નથી કરતો?"

જલ–અધિકારીનું મન જાણે ઝોલે ચડ્યું હતું. શું કરવું તેનો તે કશો નિર્ણય કરી શકતો ન હતો!—પણ રોજ આવી રાજઆજ્ઞાનું પાલન કરવા ટેવાઇ ગયેલ જલ–અધિકારીના હૃદયમાં આજે આવું તોફાન જગવ્યું કોણે? એ ગમે તે હોય, પણ આજે જલ–અધિકારીનું અંતર વલોવાઈ જતું હતુ.

મહાઝંઝાવાત પછી જેમ કુદરત શાંત થઈ જાય છે એમ થોડીવારના આ મંથન પછી એનું મન પણ કંઇક સ્વસ્થ થતું લાગ્યું. અંધકારપૂર્ણ માર્ગમાં જાણે એને કંઇક પ્રકાશની રેખા દેખાવા લાગી હતી. સારૂં હો કે ખોટું, પણ છેવટે એ બે ભાગમાં વહેંચાઈ ગયેલ હૃદયને એક માર્ગે સ્થિર કરી શક્યો. એના હૃદયના બે ટુકડા જાણે હવે સંધાઇ ગયા હતા. અને એ સાંધવાનો વજ્રલેપ એણે રાજઆજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં નહીં, પણ રાજ–આજ્ઞાનું પાલન કરવામાં શોધી કાઢ્યો હતો. તેણે એ સ્ત્રીને રાજમહેલમાં મહારાજા પાસે પહોંચતી કરવાનો નિર્ણય કર્યો.

મહારાજાની આજ્ઞા અખંડિત–અબાધિત રહી હતી!

—સાયંકાળે રાજમહેલના દીપો સાક્ષી પૂરતાં હતાં કે એક અજાણી નિર્દોષ સ્ત્રી–પંખિણી ભૂપરાજના વિલાસ–પિંજરમાં ફસાવાની હતી.

શું જલ–અધિકારીનું હૃદયભેદક મનોમંથન સાવ એળે જવાનું હતું?

## (૩) ઘટનાનો ભેદ : ભૂયરાજનું પરિવર્તન

સ્થિતપ્રજ્ઞ યોગીઓની જેમ પાપ–પુણ્યની મૂક સાક્ષી સમી રાજમંદિરની દીપમાળાઓ ઝળહળી રહી હતી. ચોતરફ અનેક દ્રવ્યોની માદક સુગંધ પ્રસરી રહી હતી. પ્રજાના પિતા કહેવાતા ભૂયરાજનો આ રાજમહેલ કોઇ વારવનિતાના મહેલની જેમ ઉત્તેજક સામગ્રીથી ભરપૂર હતો ! અને એ બધાની વચ્ચે જલ–અધિકારીએ રાજઆજ્ઞાનું પાલન કરી, રાજમહેલે પહોંચાડેલી સ્ત્રી ચિંતાગ્રસ્ત મુખે બેઠી હતી.

થોડીવારે મહેલના દ્વાર ખખડયાં અને ભૂયરાજે રાજમહેલમાં પ્રવેશ કર્યો. તેને તો કશો વિચાર કરવાનો હતો જ નહીં. આવા તો કેટલાય પ્રસંગો તેના જીવનમાં બની ગયા હતા. ભૂખ્યો ડાંસ વરુ પોતાના શિકાર ઉપર ઝપટ મારે તેમ ભૂયરાજ એ સ્ત્રી તરફ ધસ્યો અને ક્ષણવારમાં તેને પોતાના મજબૂત બાહુપાશમાં જકડી લીધી.

પણ આજે કંઇક અવનવી જ ઘટના ઘટવાની હતી !

મહારાજાના ભુજ–યુગલમાંથી છૂટી થવા મથતી એ સ્ત્રી બોલી ઊઠી : “ અરે; અરે ! મહારાજ ! આ શું ? આ કેવો જુલમ ? આપ તો સમસ્ત પ્રજાના પાલક ! આખી પ્રજા આપને પિતા સમ ગણે ! અને એ પ્રજાની એક અબળા ઉપર આવો અત્યાચાર ? શાસ્ત્રો તો કહે છે કે રાજા એ સર્વ દેવતાનો અંશાવતાર ગણાય ! તો પછી મારા જેવી એક હલકા વર્ણની સ્ત્રી પ્રત્યેની આપની આ નીચ અભિલાષા કેવી ? મહારાજ ! હું તો આપની પુત્રી ગણાઉં ! ”

સ્ત્રીના ઊંડા ઊંડા અંતરમાં ચાલતા મંથનમાંથી નીકળેલા આ શબ્દોએ મહારાજાના કામાગ્નિ ઉપર અમિવર્ષણ કર્યું. તેનો કામાગ્નિ કંઇક શાંત થયો. તેનું વિહ્વળ મન કંઇક વિચારમગ્ન બન્યું. વિચારમાં ને વિચારમાં તેનાથી પુછાઈ ગયું: “પણ, તું છે કોણ ?”

“ પ્રભુ ! હું તો આપની દાસાનુદાસી છું,” સ્ત્રીએ જિજ્ઞાસા જાગ્રત કરે તેવો ઉત્તર આપ્યો.

રાજાએ પૂછયું: “ એટલે ? ”

“ ત્યારે સાંભળો, રાજન્ ! ” સ્ત્રીએ બોલવું શરૂ કર્યું, “ પેલો જલ–અધિકારી એ આપનો સેવક એટલે આપનો દાસ કહેવાય. અને હું આપના એ દાસની અર્ધાંગિની–દાસી એટલે આપની દાસાનુદાસી જ કહેવાઉં ! ક્ષમા ! મહારાજ ! ! ક્ષમા ! ! !

જાણે વિજળીનો કડાકો થયો ! ભૂયરાજ ક્ષણવાર સ્તબ્ધ થઇ ગયો. અને એ કડાકામાં એની કામવાસનાના જાણે ટુકડેટુકડા થઇ ગયા. ભૂયરાજ સ્વસ્થ થવા પ્રયત્ન કરી રહ્યો હતો. દાસી આર્દ્ર નયને નીહાળી રહી હતી !

ક્ષણેક પછી ભૂયરાજ બોલ્યો, “ બાઇ ! મને માફ કર ! તારા બલિદાનના પાવકમાં આજે મારા હૃદયની મલિનતા ખાખ થઇ ગઇ ! આજથી સંસારની બધી સ્ત્રીઓ મારે મન મા–બેન સમાન છે.” જાણે ભૂયરાજનું મુખ નહીં પણ એનું અંતર બોલ્યે જતું હતું. અને એ બોલમાં આત્મવિસર્જનના ગેબી પડઘા સંભળાતા હતા.

છેવટે તેણે કહ્યું : " આજથી તું મારી પુત્રી અને હું તારો પિતા ! પુત્રી, તારા આ પિતાનો અપરાધ ભૂલી જજે ! "

થોડીવારે ઘેરી બનતી રાત્રિએ જોયું કે – પરાયા હાથે છુંદાઈને શતખંડ થવા ગયેલું ફુલ વધુ ખીલખીલાટ કરતું પાછું ફરતું હતું !

દાસાનુદાસી પોતાનો તેમજ ભૂયરાજનો ઉદ્ધાર કરી પાછી ફરતી હતી.

જલ–અધિકારીનું રાજઆજ્ઞાના પાલન વખતનું મનોમંથન એળે ગયું નહોતું ! એના આત્મ–બલિદાને સૌને પાવન કર્યાં હતાં !

સાચા દિલનું આત્મ–બલિદાન કદી અફળ થયું સાંભળ્યું છે ?

## (૪) નકલી ચોર

ક્ષણવારમાં જાણે વિષયવાસના અને વિલાસપ્રિયતાનું અવસાન થઈ ગયું હતું ! આત્મભાવનાના તરંગો જાણે ચારેકોર ઉછળવા લાગ્યા હતા.

મધરાતની નિરવ સ્તબ્ધતામાં સર્વત્ર શાંતિ ફેલાયેલી હતી. પણ ભૂયરાજના મનમાં ક્યાંય ચેન નહોતું ! તેનું મન જાણે આજની ઘટનાની જપમાળામાં અટવાઇ ગયું હતું ! તેની ઊંઘ ઊડી ગઈ હતી. ક્ષણમાં તે પલંગ ઉપર પડતો, ક્ષણમાં બેઠો થઈ વિચાર કરતો, અને ક્ષણમાં આમ તેમ આંટા મારવા લાગતો.

કાજળકાળી રાત્રિ વધુ ઘેરી બનતી જતી હતી !

થોડીવારમાં રાજમહેલમાં એકાએક કોલાહલ મચી ગયો: "ચોર ! ચોર !! ચોર !!! પકડો ! પકડો ! "

રાજરક્ષકો ચારે તરફ દોડવા લાગ્યા. કોણે બૂમ પાડી, ક્યાંથી બૂમ પાડી, એ જોવા જેટલી ધીરજ એમનામાં ન હતી. એ તો ચારે તરફ દોડાદોડી કરવા લાગ્યા. અને દૂર દૂર અંધારામાં એક અટારીએ બે હાથે ચોરને લટકતો તેમણે જોયો !

બસ, ચોર હાથ લાગી ગયો હતો એટલે હવે વિલંબ કરવાનો ન હતો. ક્ષણવારમાં એ રક્ષકો એના ઉપર તૂટી પડયા. તરવારના એક ઝાટકે ઝરુખે રહેલા એના બન્ને કાંડાં હાથથી જુદાં કર્યાં અને તેને બાંધીને બંદિની કાળી કોટડીમાં પૂરી દેવામાં આવ્યો.

પ્રાતઃકાળ થયો. રાજચોરની તપાસ માટે મંત્રીઓને બોલાવવામાં આવ્યા. બંદીવાનને પકડીને કોટડીની બહાર લાવવામાં આવ્યો.

—પણ, અરે ! આ શું ? આ તો મહારાજ ભૂયરાજ પોતે ? એમનાં કાંડાં કાપી લેવામાં આવ્યાં હતાં !

રાજરક્ષકોના તો હોશકોશ ઊડી ગયા. ન જાણે શી આપત્તિ આવી પડવાની હતી !

મંત્રીનો કોપાગ્ની ભભૂકી ઊઠયો. તેમણે આ અવિચારી રક્ષકોને બંદીવાન બનાવવાની આજ્ઞા આપી ! પણ ભૂયરાજ વચમાં જ બોલી ઊઠયા: "મંત્રીરાજ ! એ અપરાધ રક્ષકોનો નહીં, પણ મારો પોતાનો જ છે. મેં જાણી જોઇને આ શિક્ષા વહોરી લીધી એમાં એ બિચારા રક્ષકોનો શો વાંક ? એમણે તો એમની ફરજ બજાવી છે ! એમને બંદીવાન કરવા ન્યાયયુક્ત નથી. એમને મુક્ત કરો ! "

હાસાનુહાસી પેલી સ્ત્રીના વિદાય થયા પછી ભૂયરાજનું મન બહુ જ અંતર્મુખ થઇ ગયું હતું. તેમને થયું. "એ સ્ત્રી તે મને પોતાનો પિતા બનાવી ચાલી ગઈ. પણ એ પુત્રીને પાપમય વાસનાથી સ્પર્શ કરનાર આ બે હાથનું શું ? અનેક અબળાઓને પોતાના પંજામાં ફસાવનાર આ હાથને શિક્ષા ન થાય તો મારી આત્મશુદ્ધિ અધૂરી રહી જાય !– અને એ આત્મશુદ્ધિની લાગણીમાં તેમણે પોતાના હાથને ચોરના બહાને કપાવી નાખ્યા. તેમના અંતરમાં જાણે આત્મશાંતિનો મેરામણ ઘુઘવવા લાગ્યો !

આત્માના સાચા આરાધકોએ શરીરના દર્દની ક્યારેય દરકાર કરી નથી !

## (૫) સર્વસ્વનો ત્યાગ

આટલી શિક્ષા પછી પણ ભૂયરાજનું મન સંતુષ્ટ નહોતું થયું. તેમને તો થતું: "જે રાજવૈભવ અને સંપત્તિ આત્માને અવળે માર્ગે ચડાવે એનો સ્પર્શ પણ શાને જોઇએ ? આજે ત્યાગ કરેલું પાપ એનાં સાધનોના બળે ફરી નહીં વળગે એની શી ખાતરી ? મૂળનો નાશ ન થાય ત્યાંસુધી ફરી અંકૂર નહીં ઊગે એવી નિશ્ચિંતતા કેમ રાખી શકાય ?"

અને તેમણે પોતાના મંત્રીઓને બોલાવી કહ્યું : "આ રાજભાર આપ વહન કરો ! હું તો હવે માળવામાં જઇ મહાકાળ દેવની ઉપાસનામાં મારો કાળ નિર્ગમન કરીશ."

ભૂયરાજ રાજપાટ છોડીને માળવામાં મહાકાલની ઉપાસના કરવા ઉપડી ગયા. કથાકાર કહે છે કે– આત્માભિમુખ બનેલ ભૂયરાજની પ્રાર્થના જાણે દેવના કાન સુધી પહોંચી ગઈ હોય એમ એના કપાયેલ હાથ સાજા થઇ ગયા.

આજે ભૂયરાજ પોતાના દેશ પાછા ફરતા હતા. પ્રજા તથા રાજકર્મચારીઓના આનંદનો પાર ન હતો. સજ્જન અને સાધુપુરુષ રાજવીનો આશ્રય મળવાથી સૌના અંતર સંતુષ્ટ થયાં હતાં.

પણ ભવિષ્ય કંઇક જુદા જ પ્રકારનું હતું !

ભૂયરાજ આવ્યા હતા ખરા, પણ રાજપાટ ભોગવવા નહીં–તેનો સર્વથા ત્યાગ કરવા આવ્યા હતા. તેમનો અધૂરો રહેલો ત્યાગ આજે પૂરો થવાનો હતો.

ભૂયરાજે મંત્રીઓ, રાજકર્મચારીઓ અને પ્રજાજનોની સાક્ષીમાં પોતાનો અપાર રાજવૈભવ, અખૂટ ધનસંપત્તિ, અને પ્રાણપ્રિય અંતઃપુર–એ સર્વસ્વ મહાકાલદેવને સમર્પણ કર્યું. એના સંરક્ષણ માટે પરમાર રાજકુમારોને ભલામણ કરી, અને પોતે તાપસનો વેશ ધારણ કરી ખાલી હાથે ચાલી નીકળ્યા.

સાવ અકિંચન બની ગયેલ એ ભૂયરાજના પગલે પગલે જાણે આત્મલક્ષ્મીના ઓઘ ઊભરાવા લાગ્યા હતા. ભૂયરાજના આનંદની કોઈ સીમા ન હતી !

અશ્રુઓનાં અર્ઘ્ય સમર્પતાં નગરજનોનાં નયનો સર્વસ્વનો ત્યાગ કરી ચાલ્યા જતા પોતાના રાજવીને નીહાળી રહ્યાં !

પરમ બ્રહ્મચારી ભૂયરાજનો જયજયકાર થયો !*

—રતિલાલ દીપચંદ દેસાઇ

---

* 'પ્રબંધચિંતામણિ'માંના 'ભૂયરાજપ્રબંધ'ના આધારે.

# પ્રવચન-પ્રશ્નમાલા

રચયિતા-પૂ. આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

**पणमिय थंभणपासं, गुरुवरसिरिणेमिसूरिपयपउमं ॥**
**पवयणपण्हयमालं, रणमि भव्वोवयारट्ठं ॥ १ ॥**

**૧ પ્રશ્ન**—શ્રીતીર્થંકર દેવમાં અને શ્રી સામાન્ય કેવલીમાં ફેર શો ?

**ઉત્તર**—બંને પૂજ્ય પુરુષોએ ઘાતિ કર્મોનો ક્ષય કર્યો છે, અને કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું છે, એ અપેક્ષાએ બંને સરખા કહી શકાય; પણ જિનનામકર્મનો ઉદય શ્રીતીર્થંકરદેવને હોય છે, ને સામાન્યકેવલિને હોતો નથી. આ રીતે બંનેમાં તફાવત છે. ૧

**૨ પ્રશ્ન**—કેવલી ભગવંતો તમામ પદાર્થોની સંપૂર્ણ બીના જાણે છે, તો પછી તેઓ શ્રીતીર્થંકરની પર્ષદામાં જાય, એમાં શું કારણ ?

**ઉત્તર**—શ્રીતીર્થંકરદેવનું પુણ્ય પ્રબલ હોય છે, તેથી પોતાની મર્યાદા સમજીને તેઓ શ્રીતીર્થંકરદેવની પર્ષદામાં જાય છે, કેવલી ભગવંતોની આ પ્રવૃત્તિ બીજા ભવ્ય જીવોને પણ બહુ જ લાભ આપી શકે છે. ૨

**૩ પ્રશ્ન**—સમવસરણમાં શ્રીકેવલિ ભગવંતો છદ્મસ્થ શ્રીગણધર મહારાજની પાછળ બેસે છે, તેમાં શું કારણ ?

**ઉત્તર**—ગણધર ભગવંતો પદસ્થ છે, તેમનું માન જાળવવું એ કેવલિનો આચાર છે. તીર્થને ટકાવનાર પણ શ્રીગણધર મહારાજ છે. તેથી ગણધરો છદ્મસ્થ છતાં તેમની પાછળ કેવલિ ભગવંતો બેસે છે. જ્યારે શ્રીકેવલિ ભગવંતો પદસ્થનું માન જાળવે તો બીજા છદ્મસ્થ જીવો જાળવે જ, એમાં નવાઈ શી ? ૩

**૪ પ્રશ્ન**—જંબૂદ્વીપના જેવડા બીજા પદાર્થો કયા કયા છે ?

**ઉત્તર**—૧ અપ્રતિષ્ઠાન નરકાવાસ. ૨ પાલકવિમાન. ૩ સર્વાર્થસિદ્ધ વિમાન. આ ત્રણે પદાર્થો જંબૂદ્વીપના જેવડા છે. કારણ કે એ ચારે પદાર્થો લંબાઇમાં અને પહોળાઇમાં એકેક લાખ યોજનપ્રમાણ છે. એમ શ્રીસમવાયાંગસૂત્રના પહેલા સમવાયમાં કહ્યું છે. ૪

**૫ પ્રશ્ન**—અપ્રતિષ્ઠાન નરકાવાસ કઈ નરકમાં છે ?

**ઉત્તર**—સાતમી તમઃતમપ્રભા નામની નરકમાં પાંચ નરકાવાસ છે. તેમાં પૂર્વાદિ ચાર દિશામાં એકેક નરકાવાસ છે. અને વચમાં અપ્રતિષ્ઠાન નરકાવાસ છે, એમ શ્રી ક્ષેત્રસમાસ, બૃહત્સંગ્રહિણી વગેરે ગ્રંથોમાં જણાવ્યું છે. ૫

**૬ પ્રશ્ન**—સિદ્ધશિલાના જેવડા બીજા કયા કયા પદાર્થો છે ?

**ઉત્તર**—૧ સમયક્ષેત્ર. ૨ ઉડુવિમાન. ૩ સીમંતક નરકાવાસ. આ ત્રણે પદાર્થો સિદ્ધશિલાના જેવડા છે. કારણ કે એ ચારે પદાર્થોની લંબાઈ પહોળાઇ પિસ્તાલીસ લાખ યોજન પ્રમાણ શ્રીસમવાયાંગ સૂત્ર વગેરે શાસ્ત્રોમાં જણાવી છે. ૬

**૭ પ્રશ્ન**—આઠ કર્મોની ૧૫૮ પ્રકૃતિઓમાં પુણ્ય અને પાપને નહિ ગણવાનું શું કારણ ?

**ઉત્તર**—૧૫૮ પ્રકૃતિના સમુદાયમાંથી ૪૨ પ્રકૃતિઓને પુણ્યના ભેદ તરીકે માની છે, અને ૮૨ પ્રકૃતિઓને પાપના ભેદ તરીકે માની છે. તેથી તે બેને અલગ ગણવાની બીન જરૂરિયાત જાણીને પૂજ્ય શાસ્ત્રકાર ભગવંતોએ "૪૨ પ્રકૃતિગણના ગ્રહણથી પુણ્યનું ગ્રહણ આવી ગયું, ને ૮૨ પ્રકૃતિગણના ગ્રહણથી પાપનું ગ્રહણ આવી ગયું," એમ પ્રતિપાદન કર્યું છે. ૪૨ અને ૮૨ પ્રકૃતિઓનું વર્ણન નવતત્ત્વ પ્રકરણમાં વિસ્તારથી જણાવ્યું છે. ૭

૮ પ્રશ્ન—પુણ્ય પદાર્થને માનવામાં પ્રમાણ શું ?

ઉત્તર—આ ભવમાં જે જીવો ધર્મારાધન, બુદ્ધિ, સુખ, ધન, આરોગ્ય, શાંતિ વગેરે આત્મહિતકર સામગ્રીને પામ્યા છે, તે તેમણે બાંધેલા પુણ્યકર્મનું જ ફલ સમજવું, જો તેમ ન માનીએ તો, બીજા જીવો તેવી સામગ્રી કેમ મેળવી શકતા નથી? બંને જીવો ઇષ્ટસિદ્ધિને માટે સરખી મહેનત કરે, છતાં એકને ફલ મળે. ને બીજાને ન મળે, તેનું કારણ શું? જવાબ એ કે જેનું પુણ્ય સતેજ હોય, તે જ ફલને પામે છે. આથી સાબીત થાય છે કે પુણ્ય પદાર્થને જરૂર માનવો જ જોઇએ. ૮

૯ પ્રશ્ન—પાપ પદાર્થને માનવામાં પ્રમાણ શું ?

ઉત્તર—એક માણસ સુખનાં સાધનોને મેળવવાને માટે તનતોડ મહેનત કરે છતાં મેળવી શકે નહિ, તેનું કારણ પાપકર્મનો ઉદય છે. પાપકર્મના ઉદયથી અચાનક લક્ષ્મી ચાલી જાય, વ્હાલા પુત્રાદિનું મરણ થાય, ભયંકર રોગની પીડા ભોગવવી પડે, વગેરે અનિષ્ટ પ્રસંગો ઉપસ્થિત થાય છે. એમ સમજીને જે કારણોની સેવના કરવાથી પાપ કર્મનો બંધ થાય, તે કારણોનો ત્યાગ કરીને શ્રીજૈનેન્દ્ર શાસનરસિક ભવ્ય જીવોએ પરમ ઉલ્લાસથી મોક્ષમાર્ગની સાત્ત્વિકી આરાધના કરવી જોઈએ. ૯

૧૦ પ્રશ્ન—પુણ્ય અને પાપની ચઉભંગી કઈ રીતે થાય ?

ઉત્તર—૧ પુણ્યાનુબંધિ પુણ્ય, ૨ પાપાનુબંધિ પુણ્ય, ૩ પુણ્યાનુબંધિ પાપ, ૪ પાપાનુબંધિ પાપ—આ રીતે પુણ્ય-પાપના ચાર ભાંગા—ચઉભંગી થાય છે. વિશેષ બીના શ્રીહરિભદ્રસૂરિકૃત અષ્ટક પ્રકરણ તથા શ્રીભાવનાકલ્પલતા વગેરેમાં જણાવી છે. ૧૦

૧૧ પ્રશ્ન—પુણ્યાનુબંધિ પુણ્યનો અર્થ શો ?

ઉત્તર—પાછલો ભવ વગેરે સ્થલે કરેલા પુણ્યના ફલને ભોગવવાના સમયે દાનાદિ ધર્મની પરમ ઉલ્લાસથી આરાધના કરી નવીન પુણ્યનો જે બંધ કરવો તે પુણ્યાનુબંધિ પુણ્ય કહેવાય. અથવા ટૂંકામાં એમ પણ વ્યાખ્યા થઈ શકે કે પુણ્યકર્મને બંધાવનારું જે પુણ્ય તે પુણ્યાનુબંધિ પુણ્ય કહેવાય. ૧૧

૧૨ પ્રશ્ન—પુણ્યાનુબંધિ પુણ્યને બાંધવાનાં કારણો કયાં કયાં ?

ઉત્તર—૧ દ્રવ્ય દયા ભાવ દયા, ૨ વૈરાગ્ય, ૩ વિધિપૂર્વક દેવગુરુ વગેરે ગુણાધિક મહાપુરુષોની ભક્તિ કરવી, ૪ નિર્મલ શીલનું પાલન, ૫ સામાની આંતરડી દુઃખાય એવું કામ ન કરવું, ૬ પરોપકાર, ૭ મનને સારા આલંબનમાં જોડી દેવું, આ સાત કારણથી પુણ્યાનુબંધિ પુણ્ય બંધાય છે. એમ શ્રીઉપમિતિભવપ્રપંચા નામની કથામાં પૂજ્ય શ્રીસિદ્ધર્ષિગણિ મહારાજે જણાવ્યું છે. ૧૨

૧૩ પ્રશ્ન—કોઇએ પુણ્યાનુબંધિ પુણ્યનાં ફલ ભોગવ્યાં હોય, એવું કોઈ દૃષ્ટાંત છે?

ઉત્તર—આ બાબતમાં શ્રીઉપદેશરત્નાકરાદિ ઘણા ગ્રંથોમાં શ્રીઋષભદેવાદિ તીર્થંકર ભગવંતો, શ્રીભરત ચક્રવર્તી, અભયકુમાર, શ્રીજંબૂસ્વામી, વજ્રસ્વામી, અતિમુક્ત કુમાર, વગેરેનાં દૃષ્ટાંતો વિસ્તારથી જણાવ્યાં છે. ધાર્મિક દૃષ્ટિએ જેના આ ભવ અને પરભવ (આગામી ભવ) ઉત્તમ હોય, તે અહીં દૃષ્ટાંત તરીકે લઈ શકાય. ૧૩

૧૪ પ્રશ્ન—પાપાનુબંધિ પુણ્યનો અર્થ શો ?

ઉત્તર—પાપ કર્મનો બંધ કરાવનારું જે પુણ્ય, તે પાપાનુબંધિ પુણ્ય કહેવાય. અથવા પાછલો ભવ વગેરે સ્થલે પુણ્યનાં કારણોને સેવીને બાંધેલા પુણ્યકર્મનાં ફલ

ભોગવવાના સમયે પાપનાં કારણો સેવીને પાપકર્મનો બંધ કરવો, તે પાપાનુબંધિ પુણ્ય કહેવાય. આ પુણ્યના ઉદયથી આ ભવ સારો હોય, પણ આગામી ભવ ખરાબ થાય. ૧૪

**૧૫. પ્રશ્ન**—પાપાનુબંધિ પુણ્ય શાથી બંધાય?

**ઉત્તર**—સાંસારિક પદાર્થોની મમતાને લઇને નિયાણું કરવું, વગેરે કારણોથી પાપાનુબંધિ પુણ્યનો બંધ થાય છે. ૧૫.

**૧૬. પ્રશ્ન**—કોઇએ નિયાણું કરીને પાપાનુબંધિ પુણ્યનો બંધ કર્યો હોય, એવું કોઇ દૃષ્ટાંત શાસ્ત્રમાં જણાવ્યું છે?

**ઉત્તર**—શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં ચિત્રસંભૂતિ મુનિની બીના જણાવી છે, તેમાં કહ્યું છે કે–પાછલા ભવમાં સંયમની આરાધના કરતાં સંભૂતિ મુનિને સનત્કુમાર અંતેઉર વગેરે પરિવાર સાથે વંદન કરે છે. અહીં સ્ત્રીરત્નના કેશ અડકતાં સંભૂતિમુનિએ નિયાણું કર્યું કે "આ ક્રિયાથી આવતા ભવમાં હું ચક્રવર્ત્તી થાઉં." અંતે તે મુનિ કાલધર્મ પામીને સૌધર્મ દેવલોકમાં આવેલા પદ્મગુલ્મ વિમાનનાં દેવતાઈ સુખ ભોગવે છે; ત્યાંથી ચ્યવીને પિતા બ્રહ્મરાજા ચૂલણી માતાના પુત્ર બ્રહ્મદત્ત નામે ચક્રવર્ત્તી થયા. આ ભવમાં તેણે રાચી માચીને ભોગનાં સાધનો સેવ્યાં, તીવ્ર હિંસાદિ પાપો કર્યાં, પરિણામે તે અંધ થયા. છેવટે મરણ પામી સાતમી નરકનાં ભયંકર દુઃખો પામ્યો. એટલે ૩૩ સાગરોપમ સુધી તેણે અપ્રતિષ્ઠાન નરકાવાસનાં દુઃખ ભોગવ્યાં. ૧૬.

**૧૭. પ્રશ્ન**—આ અવસર્પિણી કાળમાં થયેલા બાર ચક્રવર્ત્તિઓમાં બ્રહ્મદત્તની માફક બીજા કોઈ ચક્રવર્ત્તી નરકમાં ગયા છે?

**ઉત્તર**—સુભૂમ ચક્રવર્ત્તી સાતમી નરકે ગયા છે. ૧૭.

**૧૮. પ્રશ્ન**—બાકીના ૧૦ ચક્રવર્ત્તી મરણ પામીને કઇ ગતિમાં ગયા?

**ઉત્તર**—ત્રીજા મઘવા નામના ચક્રવર્ત્તી, અને ચોથા સનત્કુમાર ચક્રવર્ત્તી સંયમની સાધના કરીને ત્રીજા સનત્કુમાર દેવલોકમાં મહર્દ્ધિક દેવ થયા. ૧૮.

**૧૯. પ્રશ્ન**—બાર ચક્રવર્ત્તિઓમાંથી કયા કયા ચક્રવર્ત્તી રાજાઓ મોક્ષે ગયા?

**ઉત્તર**—૧ ભરત ચક્રવર્ત્તી, ૨ સગર, ૫ શ્રી શાંતિનાથ પ્રભુ ૬ શ્રી કુંથુનાથ, ૭ શ્રી અરનાથ, ૯ મહાપદ્મ, ૧૦ હરિષેણ અને ૧૧ જય–આ આઠ ચક્રવર્ત્તિ રાજાઓ યોગ્ય અવસરે નિર્મલ સંયમની સાધના કરીને મુક્તિનું અવ્યાબાધ સુખ પામ્યા. ૧૯.

**૨૦. પ્રશ્ન**—૧૮મા પ્રશ્નોત્તરમાં જણાવેલ બે અને ૧૯મા પ્રશ્નોત્તરમાં જણાવેલ આઠ એમ ૧૦ ચક્રવર્ત્તીઓ પૈકી દરેકે કેટલાં કેટલાં વર્ષો સુધી સંયમની સાધના કરી?

**ઉત્તર**—૧ શ્રી ભરત ચક્રવર્ત્તિએ અને ૨ સગર ચક્રવર્ત્તિએ ૧ લાખ પૂર્વ સુધી, ૩ મઘવા ચક્રવર્ત્તીએ ૫૦ હજાર વર્ષ સુધી, ૪ સનત્કુમારે ૧ લાખ વર્ષ સુધી, ૫ શ્રી શાંતિનાથે પચ્ચીશ હજાર વર્ષ સુધી, ૬ શ્રી કુંથુનાથે ૨૩૭૫૦ વર્ષ સુધી, ૭ શ્રી અરનાથે ૨૧૦૦૦ વર્ષ સુધી, ૯ મહાપદ્મે એક હજાર વર્ષ સુધી, ૧૦ હરિષેણે ૭૩૩૦ વર્ષ સુધી અને ૧૧ જયચક્રીએ ૪૦૦ વર્ષ સુધી નિર્મલ સંયમની સાત્ત્વિકી આરાધના કરી હતી. વિશેષ બીના શ્રી દેશનાચિંતામણિના પહેલા ભાગ વગેરેમાં જણાવી છે. ૨૦

**૨૧. પ્રશ્ન**—જેમ પાછલા ભવમાં નિયાણું કરીને જ વાસુદેવ થાય તેવી રીતે બલદેવમાં તે પ્રમાણે જ હોય કે નહિ?

**ઉત્તર**—પૂર્વભવમાં નિયાણું કર્યા વિના જ બલદેવ બલદેવપણું પામે છે. અંતિમ સમયે સર્વ બલદેવો-સ્વર્ગમાં કે મોક્ષમાં જાય, બીજી ગતિમાં જાય જ નહિ. ૨૧.

**૨૨. પ્રશ્ન**—પુણ્યાનુબંધિ પાપનો અર્થ શો ?

**ઉત્તર**—પુણ્ય કર્મનો બંધ કરાવનારું જે પાપ તે પુણ્યાનુબંધિ પાપ કહેવાય. અથવા પાછલો ભવ વગેરે સ્થલે પાપનાં ફલ ભોગવવાના સમયે પુણ્યનાં કારણો સેવીને પુણ્યકર્મ બાંધવું, તે પુણ્યાનુબંધિ પાપ કહેવાય જેને આવા પાપકર્મનો ઉદય ચાલુ હોય તે ચાલુ ભવમાં દુઃખમય જીવન ગુજારતાં વિચારે છે કે-હું હાલ જે દુઃખને અનુભવું છું તે કાર્ય છે, માટે તેનું કારણ જરૂર હોવું જ જોઈએ. કેમ કે કાર્યની ઉત્પત્તિ કારણને આધીન હોય છે, એટલે કારણ વિના કાર્ય બને જ નહિ. મેં ભૂતકાલમાં જે પાપકર્મ બાંધ્યું હતું, તેનું જ ફલ અત્યારે હું ભોગવું છું. હવે ભવિષ્યમાં તેવું દુઃખ ન ભોગવવું પડે, તે રીતે દુઃખનાં કારણોથી અલગ રહીને સુખનાં ( પુણ્યનાં ) કારણો સેવું. એમ વિચારીને પુણ્યનાં કારણો સેવીને પુણ્યનો બંધ કરે, જેથી ભવાંતરમાં તે સુખશાંતિમય જીવન ગુજારે છે. ૨૨.

**૨૩. પ્રશ્ન**—કયાં કારણોથી પુણ્યાનુબંધિ પાપ બંધાય ?

**ઉત્તર**—જેઓ અજ્ઞાનાદિને વશ થઈને પાપનાં કારણો સેવે, તેથી તેમને પાપનો બંધ પડયા પછી તે કર્મ જરૂર ભોગવવું પડે છે. પણ મુનિરાજની દેશના સાંભળવી, પ્રભુપૂજા, ગુરૂભકિત વગેરે નિમિત્તે પાપનો પશ્ચાત્તાપ કરવા પૂર્વક તેઓ ગુરૂભક્તિ, પ્રભુ પૂજા, દાનાદિ, સાધર્મિક વાત્સલ્ય વગેરે પુણ્યનાં કારણો સેવે છે. આ રીતે પહેલાં પાપનાં કારણો અને પછી પુણ્યનાં કારણો સેવનારા જીવો પુણ્યાનુબંધિ પાપને બાંધે છે. ૨૩

**૨૪. પ્રશ્ન**—કયા કયા જીવોએ પુણ્યાનુબંધિ પાપનો બંધ કર્યો હતો ?

**ઉત્તર**—પુણિયો શ્રાવક, ભિખારી જીવ (સંપ્રતિરાજાનો પાછલો ભવ), વાછરડા ચારનાર સંગમક ( શાલિભદ્રનો જીવ ), વગેરે જીવો પૂર્વના પાપકર્મના ઉદયથી ચાલુ ભવમાં દુઃખી છતાં પુણ્યનાં કારણો સેવીને આગામી ભવમાં સુખી થયા. વિશેષ બીના શ્રી ઉપદેશ-પ્રાસાદાદિ ગ્રંથોમાં જણાવી છે. ૨૪.

**૨૫. પ્રશ્ન**—પાપાનુબંધિ પાપનો અર્થ શો ?

**ઉત્તર**—પાપકર્મનો બંધ કરાવનારું જે પાપ, તે પાપાનુબંધિ પાપ કહેવાય. એટલે પહેલાંના પાપનું ફલ ભોગવતાં નવીન પાપકર્મને બાંધવું, તે પાપાનુબંધિ પાપ કહેવાય. ૨૫

**૨૬. પ્રશ્ન**—પાપાનુબંધિ પાપ કયાં કારણોથી બંધાય ?

**ઉત્તર**—તીવ્ર મોહોદયવાળા જીવો રાચીમાચીને હિંસાથી ભરેલા પાપમય વ્યાપાર, કઠોર ભાષા, ખરાબ વિચારણા વગેરે કારણોને સેવીને પાપાનુબંધિ પાપકર્મને બાંધે છે. વિશેષ બીના શ્રી ભાવનાકલ્પલતામાં જણાવી છે. ૨૬.

**૨૭ પ્રશ્ન**—કયા જીવોએ પાપાનુબંધિ પાપનો બંધ કર્યો ?

**ઉત્તર**—સિંહ, વાઘ, બિલાડી, કસાઈ, મચ્છીમાર વગેરે જીવોને પાપાનુબંધિ પાપ કર્મનો ઉદય હોય છે. કારણ કે તેઓ પાછલા ભવમાં બાંધેલા પાપકર્મનું ફલ ચાલુ ભવમાં ભોગવે છે, ને ચાલુ ભવમાં નવાં પાપકર્મો પણ બાંધે છે, તેથી અંતે મરણ પામીને દુર્ગતિમાં જાય છે. વિશેષ બીના શ્રી અષ્ટકપ્રકરણ, ભાવના કલ્પલતા વગેરે ગ્રંથોમાં જણાવી છે. ૨૭.

# जसकीर्तिकृत 'सम्मेतशिखर–रास' का सार

## [ आगरा के कुंअरपाल सोनपाल लोढा के संघ का वर्णन ]

लेखक—श्रीयुत अगरचन्दजी नाहटा, भँवरलालजी नाहटा.

श्वेताम्बर जैन समाज में ऐतिहासिक सामग्री की उपलब्धि विपुल प्रमाण में होने पर भी उसके अन्वेषक विद्वानों की अल्पता के कारण प्रचुर ऐतिहासिक साहित्य अप्रकाशित दशा में पडा है। ऐतिहासिक साधनों का महत्व समझने वाले साहित्यरसिक पाठकों की कमी के कारण वर्षों पूर्व जो कुछ ग्रन्थ प्रकाशित हुए थे उनका भी प्रचार नहीं हुआ और भविष्य में प्रकाशन का मार्ग रुकसा गया। कई विद्वानों के पास प्रचुर ऐतिहासिक सामग्री संग्रहीत पडी है, पर उसके प्रकाशन की सुव्यवस्था नहीं हो पाती। वास्तव में हमारे लिये यह दुर्भाग्य का विषय है। श्रीविजयधर्मसूरिजी के विद्वान शिष्यों ने ऐतिहासिक साधनों के संग्रह एवं प्रकाशन की ओर बहुत सुन्दर प्रयत्न किया था और अब भी आ. श्री विजयेन्द्रसूरिजी एवं विद्याविजयजी महाराज के पास वर्षों से संग्रहीत प्रतिमालेख, ऐतिहासिक रास, प्रशस्तिसंग्रह आदि अप्रकाशित पडे हैं। इसी प्रकार हमारे संग्रह में भी २५०० प्रतिमालेख, ३००० प्रशस्तियें और अनेकों तीर्थमालाएं, रासादि संग्रहीत पडे हैं। उदयपुर के शिलालेख ऋषि अनूपचन्द्रजी के पास संग्रहीत हैं। इसी प्रकार अन्य विद्वानों के पास भी बहुतसी सामग्री अप्रकाशित अवस्था में पडी है। हर्ष का विषय है कि सिंघी जैन ग्रन्थमाला द्वारा श्वे० जैन ऐतिहासिक सामग्री को पुरातत्वाचार्य मुनि श्री जिनविजयजी सुन्दरता पूर्वक सम्पादित कर प्रकाशित कर रहे हैं। पर सामग्री की विपुलता देखते हुए कई विद्वानों द्वारा कई ग्रन्थमालाओं से निरन्तर प्रकाशन कार्य होता रहे तभी कुछ कार्य हो सकता।

ऐतिहासिक सामग्री में तीर्थमालाओं का भी विशेष स्थान है, पर अब तक इनका केवल एक ही संग्रह प्रकाशित हुआ है। इसीलिए हमारे तीर्थों का इतिहास समुचित प्रकाश में नहीं आया है। समय समय पर निकलने वाले यात्रार्थी संघों के वर्णनात्मक रासों से तत्कालीन इतिवृत्त पर अच्छा प्रकाश पडता है। इस लेख में ऐसे ही एक यात्रार्थी संघ के रास का ऐतिहासिक सार दिया जा रहा है। यह संघ सं. १६७० में आगरा के सुप्रसिद्ध संघपति कुंवरपाल सोनपाल लोढा ने तीर्थाधिराज सम्मेतशिखरगिरि के यात्रार्थ निकाला था, जिसका वर्णन रास में काफी विस्तार से है। मूल रास ४८३ गाथाओं का है, यहां उसका संक्षेप में सारमात्र देते हैं।

सर्व प्रथम कवि तीर्थंकरों को नमस्कार कर अञ्चलगच्छपति श्री धर्ममूर्तिसूरि एवं विजयशील वाचक को वन्दन कर समेतशिखररास का प्रारंभ

તેમના રોગને હું જરૂર મટાડીશ. ઔષધીઓમાં લક્ષપાક તેલ, ગોશીર્ષ ચંદન અને રત્નકંબલ જોઈએ."

આ સાંભળી પાંચે મિત્રોએ વૈદ્યરાજ જીવાનંદને કહ્યું: "ભાઇ, તું ચિન્તા ન કરીશ, ગમે ત્યાંથી અમે આ વસ્તુ તને લાવી આપીશું. ભલે ગમે તેવી આકરી કિમ્મત આપવી પડે, ભલે તે મેળવતાં ગમે તેવો પરિશ્રમ કરવો પડે, પણ તને એ વસ્તુઓ જરૂર લાવી આપીશું."

## ( ૩ ) અમૂલ્ય વસ્તુઓની શોધમાં

મુનિ મહાત્માના દેહને નીરોગી કરવાની સૌને લગની લાગી હતી એટલે વૈદ્ય જીવાનંદે બતાવેલ વસ્તુઓની શોધમાં પાંચે મિત્રો ઉપડયા. અને અનુક્રમે એક મોટા વ્યાપારીને ત્યાં પહોંચ્યા. ત્યાં જઇ કહ્યું: "અમને એક રત્નકંબલ, લક્ષપાકતેલ અને ગોશીર્ષ ચંદન જોઈએ, એ બધાંની શું કિમ્મત છે ?"

શેઠે કહ્યું: એ દરેકની એક એક લાખ સોના મહોરો પડશે."

જોઈતી વસ્તુઓ મળી જવાથી મિત્રો ખુશ થઇ ગયા. તેઓએ કહ્યું:–"શેઠજી તમારે જે કિમ્મત લેવી હોય તે લ્યો.'

શેઠ આ સાંભળી ચકિત થયા, તેમણે પૂછ્યું:

"ભાઇઓ, આટલી મૂલ્યવાન વસ્તુનું તમે શું કરશો ?"

મિત્રોએ જવાબ આપ્યો: "આ વસ્તુઓથી એક તપસ્વી સાધુમહાત્માની સેવા કરીશું, તેમના રોગનિવારણ અર્થે આ વસ્તુઓની જરૂર છે."

શેઠને આ સાંભળી બહુ જ આશ્ચર્ય થયું. આવી જુવાનીમાં આ ભાવના ! જુવાની દિવાની છે; જુવાનીમાં તો મોજમઝાહ, વિલાસ અને રમતગમત સૂઝે તેને બદલે સાધુમહાત્માની સેવા સાંભરે એ તો આશ્ચર્ય જ કહેવાય ! ખરેખર આવું કાર્ય તો મારે કરવા જેવું છે તેને બદલે આવા યુવાનો આવું કાર્ય કરે ! ધન્ય છે તેમની શુભ ભાવાને, તેમના સંસ્કારને અને તેમના ધર્મપ્રેમને !

આમ કહી શેઠજીએ તો રત્નકંબલ, લક્ષપાકતેલ અને ગોશીર્ષચંદન દુકાનમાંથી કાઢી યુવાનોને આપ્યાં અને સાથે જ કહ્યું: "ભાઇઓ, આની કિમ્મત મારે નથી જોઇતી, હું તો તમને ધન્યવાદ આપું છું કે આવી મુનિભક્તિ કરો છો. ધન્ય છે તમારી જનેતાને અને તમારા સંસ્કારને ! તમે પાંચે ભાઇઓએ મને પણ તમારો જ ભાઇ બનાવી ધર્મનો ભાગીદાર બનાવ્યો છે એ ઘણું ઉત્તમ કર્યું છે."

ત્યાર પછી તો રત્નકંબલના દાતા એ શેઠને યે વૈરાગ્ય આવ્યો. તેમણે દીક્ષા લીધી અને તેઓ પરમપદ પામ્યા છે.

## ( ૪ ) મુનિમહાત્માનો ઉપચાર

રત્નકંબલ, ગોશીર્ષચંદન અને લક્ષપાક તેલ મળ્યું એટલે છયે મિત્રો મુનિમહાત્માને

શોધવા નીકળ્યા. ત્યાગ અને તપના અવતાર સરખા મુનિમહાત્મા એક ઝાડ નીચે મેરૂની જેમ અટલ ધ્યાનમાં ઊભા હતા. તેમને નમસ્કાર કરી પ્રેમ અને ભક્તિથી જીવાનંદ બોલ્યા: "પ્રભો! ક્ષમાનિધાન, આજે આપના ધર્મકાર્યમાં વિઘ્ન કરવા આવ્યા છીએ, માફ કરજો. આપની ભક્તિ કરવાની અમને રજા આપો!"

વૈદ્યરાજ જીવાનંદે પોતાનું કાર્ય શરૂ કર્યું, તેમજ પોતાની પાસે એક તાજી મરેલી ગાયનું મડદું પણ મંગાવી રાખ્યુ. મિત્રોએ ખૂબ ઉત્સાહથી ગોશીર્ષચંદન ઘસવા માંડયું; અને મિત્રનું કાર્ય જોવા માંડયું.

જીવાનંદે પ્રથમ આખા શરીરે લક્ષપાક તેલ ખૂબ સારી રીતે ચોળ્યું. તેલ ખૂબ ગરમ હતું, થોડીવારમાં મુનિરાજને મૂર્છા આવી અને અંદર રહેલા રોગના કીટાણુઓ ખદબદવા લાગ્યા.

આખા શરીરમાં ભયંકર વેદના થવા લાગી; કીટાણુઓ બહાર નીકળવા લાગ્યા; એટલે રત્નકંબલ મુનિરાજના શરીરપર ઓઢાડયું. શરીરના કીડા એ રત્નકંબલમાં ભરાઈ ગયા, પછી ધીમે રહીને રત્નકંબલ ઉપાડી લીધું અને મરેલી ગાયના શરીર ઉપર મૂકયું. બધા જીવડા રત્નકંબલમાંથી નીકળી તે શરીરમાં ગયા.

મુનિરાજના શરીરમાં દાહ થઈ રહ્યો હતો એટલે ગોશીર્ષચંદનનો લેપ કરી ઠંડક પહોંચાડી.

શરીરમાં ઠંડક પહોંચી, શરીરમાં ઉપરની ચામડીમાંથી રોગના કીટાણુઓ નીકળ્યા પણ રોગ હજી ઊંડો હતો એટલે પુનઃ લક્ષપાક તેલ ખૂબ સારી રીતે ચોળ્યું, જે અંદરના માંસ સુધી પહોંચી ગયું. તેલની ગરમી લાગતાં જ રોગના કીટાણુઓ ખદબદવા લાગ્યા; અને બહાર દેખાવા લાગ્યા. રૂંવાડે રૂંવાડેથી કીટાણુઓ ઉભરાયા; એટલે ફરીથી રત્નકંબલ ઓઢાડયું. અંદરના જીવડા પુનઃ ઉપર આવ્યા અને રત્નકંબલમાં ચઢી ગયા. થોડીવાર પછી રત્નકંબલ ઉપાડી ગાયના મડદા ઉપર ઓઢાડયુ. એ જીવો પણ એ મડદામાંજ પેઠા. શરીરમાં કાળી બળતરા થઇ રહી હતી, વેદનાનો પાર ન હતો, પરન્તુ મુનિ મહાત્મા પરમાત્મધ્યાનમાં લીન હતા. કરેલાં કર્મો જીવ ભોગવે છે, પછી આર્તધ્યાન-રૌદ્રધ્યાનથી શું લાભ! આમ વિચારી મેરૂની જેમ અટલ રહી વેદના ભોગવી રહ્યા હતા. વૈદ્યરાજે ગોશીર્ષચંદનનો લેપ કરી શાંતિ-ઠંડક પહોંચાડી. વળી ત્રીજીવાર લક્ષપાક તેલ મસળવા માંડયું. રોગના કીટાણુ ઠેઠ હાડકે હાડકે પહોંચી ગયા હતા. શરીર નીરોગી કરવા તેમને બહાર કાઢયા સિવાય ચાલે તેમ નહોતું. તેલની અસર થઇ કે અંદરના કીડા ખળભળ્યા. બધાય જ્યાં બહાર દેખાયા કે રત્નકંબલ શરીરપર ઓઢાડ્યું, અંદરના કીટાણુ બધાય તેમાં ચોંટી ગયા એટલે રત્નકંબલ ઉપાડી લઈ મૃતક ગાય ઉપર નાંખ્યા પુનઃ ગોશીર્ષચંદનનો લેપ આખા શરીરે કર્યો. શરીરમાં ઠંડક પહોંચી. ત્યારપછી સંરોહણી ઔષધીથી શરીરનાં બધાં છિદ્રો ઠીક કરી શરીર નીરોગી બનાવ્યું. શરીર નીરોગી થતાં તેનું અસલ સ્વરૂપ દેખાયું. જાણે સાફ કરેલું સુવર્ણ હોય તેવો ઉજ્જ્વલ દેહ દેખાયો. વૈદ્યરાજ જીવાનંદે અને તેમના મિત્રોએ મુનિમહારાજને ખમાવ્યા, અવિનય અશાતના માટે ક્ષમા માંગી, મુનિરાજે પણ

તેમને ક્ષમા આપી. અને નીરોગી થયા એટલે તરતજ અન્યત્ર વિહાર કરી ગયા. શાસ્ત્રકાર કહે છે આવા મુનિમહાત્માઓ કદીપણ કારણવિના વધુ રહેતા નથી.

## ( ૫ ) સૌ મિત્રો ત્યાગને પંથે

મુનિમહાત્મા નીરોગી થઈ વિહાર પણ કરી ગયા. આ જોઇ છએ મિત્રો બહુ જ પ્રસન્ન થયા. મિત્ર જીવાનંદની બધાએ પ્રશંસા કરી. લગારે દુગંચ્છા નહિ, લગારે ઘૃણા કે અનાદર નહિ, કંટાળો નહિ, ખૂબ જ વિનય, પ્રેમ અને ભક્તિથી તેણે કરેલી સેવા બધાને યાદ રહી ગઈ. મિત્રોએ ખૂબ જ અનુમોદના કરી. આવો ભયંકર રોગ જેણે કાઢયો તેના વૈદક જ્ઞાનની અને તેની શક્તિની સર્વત્ર પ્રશંસા થવા માંડી. લોકોએ તેને ધન્વંતરાની ઉપમા આપી, કોઇએ તેને અશ્વિની કુમારની ઉપમા આપી અને કોઇએ તેને દેવદૂત કહ્યો. આમ ચોતરફ વૈદ્યરાજનાં યશોગાન થવા લાગ્યાં. જાણે તેના યશોમંદિર ઉપર કીર્તિકલશ ચઢયો. સાથે જ તેનો આત્મા વિનયથી નમ્ર બની ઉચ્ચ કક્ષાએ પહોંચવા તૈયારી કરવા લાગ્યો.

બધા મિત્રોએ રત્નકંબલ અને વધેલું ગોશીર્ષચંદન વેચ્યા રૂપિયા કર્યા; તે ધન અને ખૂટતું ધન ઉમેરી એક સુંદર ભવ્ય ગગનચુંબી જિનમંદિર બનાવ્યું. અને નિરંતર પ્રેમથી પ્રભુપૂજાભક્તિ કરવા લાગ્યા.

આખરે છયે મિત્રોએ વૈરાગ્ય વાસિત બની મનુષ્ય જન્મના ફલરૂપ ભાગવતી દીક્ષા અંગીકાર કરી.

સાધુ બન્યા પછી આત્મકલ્યાણના પથિકો જગતને આત્મિક શાંતિનો સંદેશો આપતા ભૂતલમાં વિચરી રહ્યા હતા. જે સુખ અને શાંતિ મોટા રાજરાજેશ્વરને અને મોટા ઇન્દ્રને પણ ન્હોતી તે સુખ અને શાંતિનો આનંદ આ સાધુમહાત્માઓ લઈ રહ્યા હતા.

મહાન તપ તપતા, ઉગ્ર વિહાર કરતા, માધુકરી વૃત્તિથી શરીરને પોષતા અને ચારિત્રરત્નને દીપાવતા આ છયે મહાપુરુષો આખરે અનશન કરી બારમા—અચ્યુત દેવલોકમાં ઉત્પન્ન થયા.

દેવલોકનાં સુખો ભોગવી પુનઃ માનવી દેહ[૧] ધારી ઉત્કૃષ્ટપણે ચારિત્રનું આરાધન કરી સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ થાય છે. ત્યાં સુખ ભોગવી ત્યાંથી ચ્યવી આ ભરત ક્ષેત્રમાં અવતાર લ્યે છે.

આ કથાનાયક વૈદ્યરાજ જીવાનંદનો જીવ શ્રી ઋષભદેવ પ્રભુ થાય છે. રાજપુત્ર મહીધર અને મંત્રીપુત્ર સુબુદ્ધિ અનુક્રમે ભરત અને બાહુબલિ થાય છે: સાર્થવાહ અને શ્રેષ્ઠીપુત્ર પૂર્ણભદ્ર અને ગુણાકર અનુક્રમે બ્રાહ્મી અને સુન્દરી રૂપે થાય છે. અને છેલ્લો મિત્ર શ્રેષ્ઠપુત્ર કેશવ શ્રેયાંસ કુમાર થાય છે. આ ફેર કેમ પડયો તે અવકાશે જોઇશું.

જીવાનંદ વૈદ્યની અને તેમના પાંચે મિત્રોની ઉપર્યુક્ત કથા આજે પણ એટલી જ પ્રેરણાદાયક, રસમય અને બોધપ્રદ છે. વાચક ! તું પણ આ સેવામાર્ગના ભેખધારીના જીવનમાંથી અમૃતપાન કરી એવો થવા પ્રયત્ન કરજે !

P N.

૧. જીવાનંદ માનવી દેહમા ચક્રવર્તી થાય છે.

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખકઃ-શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

## અચ્છાવતોની ચડતી-પડતી (૨)

અચ્છાવત વંશનો અંતિમ પરાક્રમી પુરુષ કરમચંદ એ રાવ કલ્યાણસિંગજીના મંત્રી સંગ્રામનો પુત્ર થાય. જ્યારે (ઇ. સ. ૧૫૭૩)માં રાયસિંગ ગાદીએ આવ્યો ત્યારે એણે કરમચંદને પોતાનો દીવાન નીમ્યો. કરમચંદમાં જેવી કાર્યદક્ષતા હતી તેવી જ દીર્ઘદર્શિતા અને વિશાળ અનુભવ પણ હતાં. દેખાવમાં તે એટલો બધો સુંદર કે સામાના ઉપર છાપ પાડે તેવો નહોતો લાગતો કુદરતે શારીરિક સૌન્દર્ય અર્પવામાં સાચે જ ઉણપ દાખવી હતી. પણ એનો બદલો તે જે માનસિક શક્તિ ધરાવતો હતો એમાં બરાબર વળી જતો હતો. મજબૂત મનના આ માનવીમાં રાજ્ય ચલાવવામાં જોઈતાં ડહાપણુ અને બુદ્ધિ-વૈભવ ભારોભાર ભર્યાં હતાં. એ માટે કહેવાતું કે જેવો એ Prudent statesman હતો તેવો એ wise Administrator પણ હતો.

રાયસિંગના ગાદીનશીન થયા પછી અલ્પ સમયમાં જયપુરના રાજા અભયસિંગે બીકાનેર પર ચઢાઈ કરી. સમય ને સંયોગો એવાં હતાં કે એની સામે લડાઇનું જોખમ ખેડી શકાય નહીં. આ કપરી મુશ્કેલીમાં સલાહ લેવા યોગ્ય સ્થાન રાજવી માટે મંત્રીશ્વર કરમચંદનું હતું. તરત જ એને બોલાવી સારી યે પરિસ્થિતિનો વિચાર કરવામાં આવ્યો. ગણત્રીબાજ ને ચાલાક મંત્રીની સલાહ સંધિ કરવાની મળી. રાજાને ગળે એ વાત ઉતરી અને મંત્રી-શ્વરની દીર્ઘદર્શિતાથી બીકાનેર સંસ્થાનનાં શાંતિ અને વૈભવ જોખમાયા વગરનાં રહ્યાં.

રાજા રાયસિંગ ઉતાવળી પ્રકૃતિનો અને વહેમી વૃત્તિનો હતો. એનામાં સૌથી ખરાબ અવગુણ એ હતો કે પરિણામનો વિચાર કર્યા વિના એ કાર્યમાં ઝંપલાવતો. વળી બીજી પણ એક ખોડ હતી અને તે આપબડાઈની! એને પોતાની જાતનું સારૂં બોલ-વાની અને સાંભળવાની ટેવ પડી હતી એમ કહી શકાય. કેટલીયે વાર પોતાના ઉત્કર્ષના વર્ણનમાં અથવા તો પોતે પ્રાપ્ત કરેલ સિદ્ધિ-સમૃદ્ધિના ગુણગાનમાં પોતાના પૂર્વજોનું કતરાતું બોલી દેતો, જાણે કે પોતાના જેટલી આવડત કે પોતાના સરખું ડહાપણ તેમનામાં નહોતાં! આથી રાજ્યની આવક એ ઉપયોગ વિનાના-કેવળ નામના થાય એવા કિલ્લા કિંવા મહેલો ચણાવવામાં ઉરાડી નાંખતો, ભાટ ચારણોનાં પ્રસંશાભર્યાં કવિત્તો સાંભળવાં એને બહુ ગમતાં, એ વેળા એ છૂટે હાથે દાન દેતો.

એક સમયની વાત સંભળાય છે કે-જ્યારે તે દિલ્હીથી પાછો ફર્યો ત્યારે શંકર નામના ભાટે એની ભારોભાર પ્રશંસાથી ભરેલું નવું કવિત્ત રચી રાજસભામાં કહી સંભળાવ્યું. એ સાંભળીને એ એટલી હદે ગેલમાં આવી ગયો કે આગળ પાછળના જરાપણ વિચાર વિના મંત્રીને હુકમ કર્યો કે શંકરને એક કરોડ રૂપિયા અને એક ખીલાત (Khilat) દુ મા આપવાં. આ જાહેરાત સાંભળીને મંત્રી તો આભો જ બની ગયો! ઘડીભર એને થઈ આવ્યું કે પોતે રાજા ભોજના યુગનો માનવી તો નથીને! એ કાળ પ્રશંસાના ક્લી-

ગારોમાં આ રીતે લક્ષ્મીનો વ્યય થતો. પણ જ્યાં દેશ–કાળ બદલાઈ ચૂક્યા હતા ત્યાં એ રીત ચલાવવી શી રીતે? 'ઘરના છોકરા ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો' એ કહેતી જેવી દશા વર્તતી હોય ત્યાં શું થાય?

ચિંતાભારથી જેનું મુખ અવનત થયું છે એવો કરમચંદ મંત્રી, મહારાજ સન્મુખ જોઈ બોલી ઊઠયો— "આટલું બધું તે દાન હોય? એક ક્રોડ રૂપિયા!"

રાયસિંગે કહ્યું— "મારું વેણ પાછું ફરે! તમને ક્રોડ રૂપિયા બહુ જણાય છે? તો હું બીજા પચીશ લાખનો વધારો કરું છું. ક્રોડ નહિ પણ સવા ક્રોડ આપો."

કરમચંદ મંત્રી તો રાજવીની વગરવિચારી વલણ જોઇ દિંગ થઈ ગયો. કહેવાય છે કે એક ક્રોડ રૂપિયા તો તરત જ ભાટને અપાયા અને બાકીની રકમ માટે સંસ્થાનની આવકમાંથી વસુલ આપવાનું લખત કરવામાં આવ્યું! કદાચ આ વાત અક્ષરશઃ સાચી ન પણ માનીએ, છતાં એ વાત ઉપરથી રાજવીના સ્વભાવનું પ્રદર્શન થાય છે અને એ વેળાના રાજદરબારોની લખલૂટ ખરચીનો ખ્યાલ આવે છે. મંત્રી કરમચંદને કોની સાથે કામ લેવાનું હતું અને કેવા કપરા સંયોગોમાં જીવવાનું હતું એનો પણ સાચો ચિતાર આ ઘટનાથી આંખ આગળ તરી આવે છે. આગળ જતાં મંત્રી અને રાજા વચ્ચે ખટરાગ ઊભો થયો એના કારણમાં ઉપરનો બનાવ ઠીક પ્રકાશ પાડે છે. મંત્રીની રાજ્યસંપત્તિ સાચવવાની ચીવટ જ પડતીના કારણરૂપ નિવડી એ આગળ ઉપર આપણે જોઇશું. ઇતિહાસના અભ્યાસી માટે આ બનાવ નવાઈ રૂપ નહિ લેખાય. કાચાકાનના રાજા સાથે કે ઉડાઉ સ્વભાવી રાજા સાથે જેનું પાનું પડે એનું ભાવિ જોખમભર્યું ગણાય જ. નંદરાજાના કાળમાં શકડાલ મંત્રીની એવી સ્થિતિ થયાનું કોનાથી અજાણ્યું છે?

રાયસિંગનું ઉડાઉપણું દિવસે ને દિવસે વધતું ચાલ્યું. તિજોરાનું તળીયું હાથવેંતમાં જણાવા લાગ્યું. રાજનું ભવિષ્ય આર્થિક ભયંકરતાના ઓળા ઉતારી રહ્યું. આ વેળા એક પ્રાજ્ઞ અને દીર્ઘદ્રષ્ટિ અમાત્ય આંખો કેમ મીચી શકે?

'બીકા'ના વંશજ પ્રત્યેની ભક્તિ અને સંસ્થાન તરફના ગાઢ પ્રેમથી આખરેઇ મંત્રીશ્વર કર્મચંદ્રે રાજવીને એની આ આદતમાંથી ઠેકાણે આણવા સારૂ નિશ્ચય કર્યો. એ પાછળ એનો આશય શુદ્ધ હતો. છતાં એનું પરિણામ ધાર્યા કરતાં જુદું આવ્યું. પોતાના માટે એ ભયંકર નિવડયું. જો કે આ સંબંધમાં ઇતિહાસકારોમાં તેમજ તે વિષયના અભ્યાસીઓમાં ભિન્ન ભિન્ન મત પ્રવર્તે છે, ઐતિહાસિક બાબતના અભ્યાસી એક મુનિશ્રી તરફથી આ સંબંધમાં મારૂં લક્ષ્ય ખેંચવામાં આવ્યું. મારે અહીં કહેવું જોઇએ કે આ સંબંધમાં મેં વધારે કંઇ વાંચ્યું નથી છતાં કર્મચંદ્ર મંત્રીનો રાસ અને આ સંબંધને લગતા જે કંઇ બે ત્રણ ગ્રંથો જોયા છે એ ઉપરથી મંત્રીશ્વર કર્મચંદ્રનું કાર્ય સાવ ઉલટી દિશામાં હતું કિંવા કોઇ કોઇ માને છે તેમ જૈન કહેવાતા અમીચંદ જેવું હતું એમ મને લાગતું નથી. અમીચંદ જૈન હતો એ વાત એકકાળે જોરશોરથી પોકારતી હતી, પણ મને યાદ છે ત્યાં સુધી રા. સુશિલે એ મંતવ્ય કેવું ગલત છે એમ દર્શાવવા યોગ્ય સાબિતિઓ એક સ્થળે ધરેલી વાંચવામાં આવી છે, અહીં પણ પૂર્ણ શોધખોળને અંતે એવું કેમ ન પરિણમે? જે ઇંગ્લીશ પુસ્તકને દૃષ્ટિ સન્મુખ રાખી હું આ પરાક્રમગાથાઓ આલેખી રહ્યો છું એના

લેખક શ્રીયુત સુ. ના. ટાંક જેમ આવે તેમ લખે તેવા લેખક નથી. વસ્તુનું તોલન કરીને તેમજ પ્રસંગની આસપાસની બાબતોની વ્યાજબી છણાવટ કરીને જેટલું યોગ્ય જણાય તેટલું આલેખે તેવી પ્રકૃતિના છે. આ સંબંધમાં તેમના અભિપ્રાય પર વજન મેલી તેઓશ્રીએ જે રીતે આ બનાવની નોંધ લીધી છે તે તેમનાજ શબ્દોમાં ટાંકવી ઉચિત માની છે—

"It has been alleged that in A.D. 1595 Rai Singh learnt that Karamchand had formed a conspiracy with the object of supplanting him either by Dalpat Singh or by Ram Singh. It has been further asserted that Karamchand thereby wanted to make himself all powerful in the State. We may mention here once for all that we are not prepared to give credence to these allegations which are neither supported by evidence nor seen probable under the circumstances. We fail to perceive any motive in Karamchand for this alleged act of treason against his master. Even those who lay this charge at his door are not agreed among themselves as to the name of the person in whose favour the alleged conspiracy was formed; viz, whether it was Dalpat Singh or Ram Singh. Besides the fact that Akbar, who was on the most friendly terms with Raisingh and was also connected with him through the marriage of his so , extended a hearty open and ready welcome to Karamchand when he fled to Delhi, strongly militales against the theory that he had any hand in the crime imputed to him. We all know how inveterate Rai Singh had been in his enmity towards him and presumably he must have done his best to undermine the position and damag the statues of Karamchand at the Court of the Emperor. He might have gone so far as to ask the Emperor to hand over Karamchand to him or at least to turn him out. That Akbar, whose reputation for justice and fair dealing has been unimpeachable, never doubted even for a moment the innocence of the minister is a complete answer to all the charges so maliciously levelled against him. On the other hand, Akbar treated him with great honour and consideration."

**ભાવાર્થ—** ઇ. સ. ૧૫૯૫માં રાયસિંગના જાણવામાં આવ્યું કે 'કરમચંદે પોતાને ગાદી ઉપરથી ઉઠાડી મેલી, બદલીમાં દલપતસિંગ અગર રામસિંગને બેસાડી રાજ્યમાં સર્વ સત્તાધીશ બનવાનું કાવતરૂં કર્યું હતું.' આ સમાચાર ઉપરથી રાયસિંગે કરમચંદ સામે

સખત હાથે કામ લેવાનો નિશ્ચય કર્યો અને એ વાતની જાણ થતાં મંત્રીશ્વર દિલ્હી નાસી ગયો. (આ વાત ઉપરના ઇંગ્લીશ લખાણમાં નથી છતાં વાર્તાનો સબંધ સાંધવા મેં મૂકી છે) આ બનાવને ઉદ્દેશીને ટાંક મહાશય હિંમતભેર લખે છે કે—આ આરોપને સ્વીકારવા હું તૈયાર નથી, કેમકે એની પાછળ નથી તો પુરાવાનું જોર કે નથી તો સંયોગોનો તાળો મેળવતાં સચ્ચાઈની છાંટ ! પોતાના માલિક સામે એવું કાવતરૂં રચવાને કરમચંદને કંઈ કારણ નહોતું. એના સ્વભાવમાં એ જાતની પ્રકૃતિનો અંશ દેખાતો પણ નથી. જેઓ આ જાતનું દોષારોપણ તેના શિરે કરી રહ્યા છે તેઓ પોતે પણ એકમત નથી ! દલપતસિંગની તરફેણમાં કે રામસિંગની તરફેણમાં આ કાવતરૂં કરવામાં આવ્યું હતું તે કોઈ ચોક્કસ જણાવી શકતું નથી ! ઉપરાંત જે એક મહત્ત્વની વાત છે તે એ છે કે બાદશાહ અકબર રાયસિંગ સાથે મિત્રતાના અને પોતાના પુત્રના લગ્નના સંબંધથી જોડાયેલો હતો, તે બીકાનેરથી નાશી આવેલા કરમચંદને દિલોજાનીભર્યો આવકાર આપે છે. જો કરમચંદ ગુન્હેગાર હોતતો આમ બનવું શક્ય નહોતું જ. રાયસિંગની વૈરવૃત્તિ બાદશાહનું આ વર્તન મૂકપણે ન સાંખી શકત. ન્યાયપ્રિયતા અને પ્રામાણિકતા માટે જેની કીર્તિ મશહૂર છે એવા અકબર શાહને, પોતાના રાજ્ય અંગે અણછાજતું કાર્ય કરવાના આરોપી કરમચંદને ક્યાં તો પોતાને સોંપી દેવાની કિંવા રાજ્યમાંથી હાંકી કહાડવાની હઠ પડત. એવું કંઈ જ બન્યું નથી અને એથી ઉલટું બાદશાહ અકબરે મંત્રીશ્વર કર્મચંદ ઉપર જે આરોપ મૂકવામાં આવ્યો હતો એમાં એની નિર્દોષતા જોઈ એને પોતાના શહેરમાં માન-મરતબા સહિત રાખ્યો. એ સંબંધમાં વધુ વાત હવે પછી. ટૂંકમાં એટલું કહી શકાય કે જૈનેતર લેખકો તરફથી સાહિત્યક્ષેત્રમાં જૈન સમાજની ઉપેક્ષાભરી વલણને લઇ, ઘણા અન્યાયો જાણતા- અજાણતા થયા છે. (ચાલુ)

# जसकीर्तिकृत 'सम्मेतशिखर-रास' का सार

## [ आगरा के कुंअरपाल सोनपाल लोढा के संघ का वर्णन ]

लेखक—श्रीयुत अगरचन्दजी नाहटा, भंवरलालजी नाहटा

[ गतांक से सपूर्ण ]

संघपति ने सोचा यह ब्राह्मण लोभी है संघको देखकर नजर फिर गई है। संघपतिने निसाण बजाए, लोगों ने राजा को समझाया। संघपति ने कहा हमें बहुत दिन हो गए पालगंज निकट नहीं है, हमें रास्ता दिखाओ !

रामदेव ने कहा-" जो मैं मांगू सो दीजिये "। संघपतिने कहा-" जो मांगोगे सो दुंगा, परन्तु जोर से काम नहीं होगा ! कुछ अभी और कुछ पीछे ले लेना । रामदेव ने कहा—"पीछे क्या होगा ? अभी दे दीजिये।" संघपति ने कहा "तुम अपने कोल से चूक गये, तुम्हे धिक्कार है ! तुम्हारे मस्तक पर पांव रखकर मैं पालगंज जाऊं तब तुम मुझे ओसवाल समझना।" संघपतिने आकर प्रयाण की तैयारी की। राणी ने राजा रामदेव को बहुत फट-

कारा तब उसने संघपति को मनाने [illegible] भेजा। [illegible] ने बहुत सा अनुनय विनय किया पर संघपति ने उसे [illegible] कोरा जवाब दे दिया। संघपति संघ सहित नवाहा आये, मिरजा [illegible] मिला। उसने कहा—कोई चिन्ता नहीं, गुम्मा (गोमा) का राजा तिलोकचंद होशियार है उसे बुलाता हूं! मीर्जा ने तत्काल अपना मेवडा दूत भेज दिया। राजा तिलोकचंद मीर्जा का पत्र पाकर आल्हादित हुआ और अपने पुरुषों का एकत्र करना प्रारंभ किया! राणी ने यह तैयारी देखकर कारण पूछा! आखिर उसने भी यही सलाह दी कि 'राजा रामदेव की तरह तुम मूर्खता मत करना, संघपति बडा दातार और आत्माभिमानी है, यात्रा कराने के लिए सम्मानपूर्वक ले आना।

राजा तिलोकचंद ससैन्य मीर्जा के पास पहुंचा। मीर्जाने उसे संघपति के पास लाकर कहा कि "ये बडे व्यवहारी हैं, इनके पास [illegible] के हाथ का फरमान है, इन्हें कोई कष्ट देगा तो हमारा गुनहगार होगा।' राजा ने कहा "कोई चिन्ता न करें, यात्रा करा के नवाहा पहुंचा दूंगा। इनके एक दमडी को भी हरकत नहीं होगी। यदि नुकसान हुआ तो ग्यारहगुना मैं दूंगा"। यह सुनकर संघपतिने मीर्जा और राजा को वस्त्रालंकार, घोडे, [illegible] व जहांगीरी रुपये, उत्तम खाद्य पदार्थादि से संतुष्ट किया। वहां से राजा के साथ संघपति ने संघ सह प्रयाण कर पांच वार्ता उल्लंघन कर सकुशल गुम्मानगर पहुंचे। अच्छे स्थान पर संघ ने पडाव डाला, और राजा तिलोकचंद ने बडी आवभगत की। संघपति ने रानी के लिए अच्छे २ वस्त्राभरण भेजे।

गोमा से और भी बहुत से पैदल सैनिक साथ में ले लिये। यहां से गिरिराज का रास्ता बड़ा विषम है, दोनों ओर पहाड़ और बीच में बीहड़ बन है। नाना प्रकार के फल फूल औषधि आदि के वृक्षों से परिपूर्ण है और प्राकृतिक सौन्दर्य का निवास है। जंगली पशु पक्षी बहुतायत से विचरते हैं। नदी का मीठा जल पीते और कष्टों को [illegible] हुए झोंपड़ियों वाले गांवों में से होकर खोह को पार किया। १२०० [illegible] के पोठिये और घृत के कूड़े साथ थे। अस्खलित प्रवाह से चलता था। अनुक्रम से संघपतिने चेतनपुर के पास डेरा किया। यहां से २ कोश दूरी पर अजितपुर है वहां का राजा पृथ्वीसिंह बड़ा दातार, शूरवीर और प्रतापी है। नगारों की चोट सुन पृथ्वीसिंह की राणी ने ऊपर चढ देखा तो सेना की बहुलता से व्याकुल हो गई। राजा ने संघपति की बात कही और अपने भतीजे को संघपति के पास भेजा। उसने संघपति का स्वागत कर अपने राजा के लिए कोल (निमन्त्रण) देने का कहा। संघपति ने सर्व वस्त्रादि सह कोल दिया। राजा पृथ्वीसिंह समारोह से संघपति से मिलने आया। संघपति ने वस्त्रालंकार द्रव्यादि से राजा को सम्मानित किया। दूसरे दिन अजितपुर आये। १ मुकाम किया। वहां से मुकुन्दपुर आये, गिरिराज को देखकर सब लोगों के हर्ष का पारावार न रहा। सोने चांदी के पुष्पों से गिरिराज को बधाया।

संघपति को मनाने के लिये राजा रामदेव का मंत्री आया। राजा तिलोकचंद और राजा पृथ्वीसिंह आगे चलते हुए गिरिराज का मार्ग दिखाते थे। पांच कोश की चढ़ाई तय करने पर संघ गिरिराज पर पहुंचा। अच्छे स्थान में डेरा दे कर संघपति ने त्रिकोण कुण्ड में स्नान किया और केशरचंदन के कटोरे और पुष्पमालादि लेकर थूभ की पूजा की। जिनेश्वर की पूजा सब टूंकों पर करने के बाद समस्त संघ ने कुंअरपाल सोनपाल को तिलक करके संघपति पद दिया। यह शुभ यात्रा वैशाख वदि ११ मंगलवार को सानंद हुई। यहां से दक्षिण दिशि में जृंभक ग्राम है जहां भगवान महावीर को केवलज्ञान हुआ था।

गिरिराज से नीचे उतर कर तलहट्टी में डेरा दिया, संघपति ने मिश्रो की परब की। मुकुंदपुर आकर पांचवी कड़ाही दी। वर्षा खूब जोर की हुई। वहांसे अजितपुर आये। राजा पृथ्वीसिंह ने संघ का अच्छा स्वागत किया, संघपति ने भी वस्त्रालंकारादि उत्तम पदार्थों से राजा को संतुष्ट किया। राजा ने कहा यह देश धन्य है जहां बड़े बड़े संघपति तीर्थयात्रा के हेतु आते हैं, मैं प्रतिज्ञा करता हूं कि अबसे जो संघ आवेंगे उनसे मैं आधा दान (कर) लूंगा। यहांसे चलकर गुम्मा आए। राजा तिलोकचंद को, जिसने मार्ग में अच्छी सेवा की थी सोना चांदी के मुहर रुपये वस्त्रालंकार आदि वस्तुएं प्रचुर परिमाण में दीं।

समेतशिखर से राजगृह १२ योजन है, सातवें दिन संघ राजगृह पहुंचा। यहां बाग बगीचे कुंए इत्यादि हैं। राजा श्रेणिक का बनाया हुआ गढ और चारों ओर गरम पानी के कुंण्ड सुशोभित हैं। समतल भूमि में डेरा देकर पहले वैभारगिरि पर चढे। यहां मुनिसुव्रतस्वामी का ५२ जिनालय मंदिर है, पद्मप्रभु, नेमिनाथ, चन्द्रप्रभु, पार्श्वनाथ ऋषभदेव, अजितनाथ अभिनंदन, महावीर प्रभु, विमलनाथ, सुमतिनाथ और सुपार्श्वनाथ स्वामी की फूलों से पूजा की। दूसरे देहरे में मुनिसुव्रतनाथजी की पूजा की। वीरविहार की दक्षिण ओर ११ गणधरों के चरण हैं वहां पूजा की। कई भूमि गृहमें कई काउसग्गिए थे। ईसर देहरे के सामने धन्ना शालिभद्र की ध्यानस्थ बड़ी प्रतिमाओं की पूजा करके तलहट्टी में उतरे, मिश्री की परब दी। गुणशिल चैत्य शालिभद्र का निर्माल्यकूप, रोहणिया की गुफा आदि सर्व हर्षोत्साह से देखा। विपुलगिरि पर चतुर्विंशति जिनालय के दर्शन किये। अजितनाथ, चन्द्रप्रभ, पार्श्वनाथ और पद्मप्रभ के चार मंदिरों में पूजा की। उसके पास ही जम्बू, मेघकुमार, खंधक आदि मुनियों के चरण हैं। तीसरे पहाड उदयगिरि पर चौमुख मन्दिर के दर्शन किये। फिर रत्नगिरि पर ऋषभदेव और चौवीस जिन के मन्दिरों को वन्दन कर स्वर्णगिरि के देवविमान सदृश जिनालय की पूजा की। राजगृही नगरी में जिनेश्वर के ३ मन्दिरों की पूजा की। संघपति कुंअरपाल की राणी अमृतदे और सोनपाल की राणी काश्मीरदे थी सो यहां

संघपति ने छठी कडाही दी। गांधीवंश के साह जटमल, वच्छा हीरा ने भी सुयश कमाया।

राजगृह से संघ बड़गाम आया। यहां ऋषभ जिनालय के दर्शन किये। शास्त्रप्रसिद्ध नालन्दापाड़ा यही है जहां त्रिशालानंदन महावीर प्रभुने १४ चौमासे किये थे। यहां से दक्षिण की तरफ १५०० तापसों की केवलज्ञान-भूमि है चार कोनो के चौतरों में २ गौतम पादुका हैं। यहां पूजन कर अनुक्रम से पटना पहुंचे। सुन्दर बगीचे में डेरा किया। साह चांपसी ने प्रथम कडाही दी, महिम के सेठ उदयकरण ने दूसरी, महाराज कल्याणजी ने तीसरी, श्रीवच्छ भोजा साहा जटमल ने चोथी कडाही दी, कपूरा के पुत्र पचू सचू साह ने पांचवीं कडाही दी, सहिजादपुर निवासी साह सीचाने छठ्ठी, तेजमाल, बरढीया ने सातवीं, लाहोरी साह सुखमल ने आठवी कडाही दी। संघ वहां से चला। अनुक्रम से गोमती के तट पर पहुंच स्नान करके भूदेव को दान दीया। जम्मणपुर आए, डेरा दिया भूमिगृह की ४१ जिन प्रतिमाओं का वन्दन किया। साह चौथा, साह विमलदास, साह रेखा ने संघ की भक्ति की। वहां से मार्ग के चैत्यों को वन्दन करते हुए अयोध्या नगर पहुंचे। ऋषभदेव, अजितनाथ, अभिनंदन, सुमतिनाथ और अनंतनाथ तीर्थंकर की कल्याणभूमि में पांच थूभों का पूजन किया। सातवीं कडाही की। अयोध्या से रत्नपुरी आए, धर्मनाथ प्रभु को वन्दन किया। इस विशाल संघ के साथ कितने ही नामांकित व्यक्ति थे जिनमें से थोडे नाम रासकार ने निम्नोक्त दिये हैं।

संघपतिने कुंअरपाल के पुत्र संघराज, चतुर्भुज साह धनपाल, सुन्दरदास, शूरदास, शिवदास, जेठमल्ल, पदमसी, धन्नासाह, छांगराज, चौधरी दरगू, साह वच्छा, हीरा, साह भोजा, तेजपाल, सुन्दरदास, साह रेखा, साह श्रीवच्छ, जटमल्ल, ऋषभदास, वर्द्धमान, पचू, सचू, कटारु, साह ताराचंद, मेहता वर्द्धन, सुखा मीचा, सूरदास, पैसारी नरसिंह, सोहिला, मेघराज, कल्याण, कालू, थानसिंग, ताराचंद, मूलदास, हांसा, लीलापति, इत्यादि।

अनुक्रम से चलते हुए आगरा पहुंचे, सानन्द यात्रा सम्पन्न कर लौटने से सब को अपार हर्ष हुआ। संघपति ने आठवीं कडाही की। समस्त साधुओं को वस्त्रादि से प्रतिलाभा। याचकों को दो हजार घोडे और तेतीस हाथी दान दीये। स्थानीय संघ ने सुन्दर स्वागत कर संघपति को मोतियों से वधाया। सम्राट जहांगीर सन्मानित संघपतिने गजारूढ होकर नगर में प्रवेश किया।

संघपति ने सं. १६५७में शत्रुंजय का संघ निकाला, बहुत सी जिन-प्रतिमाओं की स्थापना की। बडे बडे जिनालय कराये। सप्तक्षेत्र में द्रव्य व्यय कर चतुर्विध संघ की भक्ती की। बडे बडे धर्मकार्य किये। सं. १६७० में गिरिराज श्री समेतशिखर की यात्रा संघ सहित की जिसके वर्णन स्वरूप यह रास कवि जयकीर्ति मुनि ने बनाकर चार खण्डों में पूर्ण किया।

# प्राचीन पत्रमें लिखीहुई कुछ ऐतिहासिक सामग्री *

संग्राहक—पू. आचार्य महाराज श्री जिनहरिसागरसूरिजी

[ हमारे संग्रहमें कई पुराने पन्ने हैं उसमें भिन्न भिन्न वंशके राजाओंके द्वारा नगरोंके बसाने का संवत्, राजाओंके फतेह करनेका संवत्, महापुरुषोंके होनेका संवत आदिकी तालीका है उसमें से एक पन्नेका क्रमबद्ध संवत् इतिहासवेत्ताओंके जाननेके लिये यहाँपर दिया जा रहा है। इसकी भाषा मारवाडी है वही रखी गई है सिर्फ संवतोंकी शृंखला मिलाई गई है ]

४१० (?) रावल बापजी सिसोदीयो हुवो
५२५ अजेपाल राजा अजमेर वसायो
६७८ वैशाख सुद १ मंगल अनंगपाल तुअर दिल्ली वसाई
७१३ राजा भोज उजेण हुवो
९०५ विनैसिंघ पमार वधनोर वसायो
९८२ वगडावत काम आया
१००२ राणे चित्रंगदे सीसोदिये चीतोड वसाई
१०१० जालोरगढ राव कान्हडदे सोनगरे वसायो
१०७७ राजा भोजरे बैटे वीरनारायण पमार सीवांणो वसायो
१०८८ आबू उपर विमलवंसी मंडाणी विमलदास
११११ राव नाहड पडियार मंडोवर वसायो
१११५ मंति कैवास नागौर वसाई प्रथीराज चहुवाण रै हुकम वसायो
११३५ वैसाख सुद ३ दाहिमै कैवास खाडु वसाई
११३५ पाबूजी बादरा खीचीसुं लडाई करि काम आया
११५१ राजा प्रथीराज संयोगता परणी राठोड जैचंदरी बैटी
११८१ फलोधी पार्श्वनाथ प्रगट हुवा
१२१२ जेसलमेर वसायो राव जेसलजी श्रावण सुदी १२
१२१३ जगडूसाह पाटणमें हुवो
१२१३ वस्तपाल तेजपाल आबू ऊपरै देहरों कराया

---

* 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના વર્ષ સાતમાના પાંચમા અંક–ક્રમાંક ૭૭માં આવા જ પ્રકારની કેટલીક ઘટનાઓના સંવતોનો સંગ્રહ પૂજ્ય મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજીમહારાજ તરફથી પ્રગટ થયેલ છે. આ સંગ્રહમાંની કેટલીક ઘટનાઓ એમાં આવી છે. કેટલીકના સંવતોમાં ફેરફાર જણાય છે. વિદ્વાનોને ઇતિહાસ–શોધનામાં ઉપયોગી થાય એ દૃષ્ટિએ આવા સંગ્રહની ઉપયોગીતા સમજીને અમે તે પ્રગટ કરીએ છીએ. તંત્રી.

१२०० आंबेर कछवाहे सांगे वसाई
१३१३ राव वीरम वीरमपुर वसायो
१३५९ जैती गुजरी जैतारण वसाई आगे वाडो हुंतो चौपदवसताने रतनपुर सैहर थौ
१३६८ जालोर भागौ राव कन्हडदेसुं गयो
१४६२ लाखे देवडे सीरोही वसाइ
१४८६ राव रिडमलकै चीतोड ऊपर मार्या राणे उदैसिंघ
१४९३ राणपुर सैहरो करायो मनै पोरवाड राणे कुंभाजीरै वारै
१४९४ राव जोधे चीतोड ऊपर दोड कीधी
१४९६ कुंभलमेर राणे कुंभलजी वसायो
१५०० (?) राव मालदे आगै पातसा भागो घाटो मानपुररो हुवो चैत सुद १०
१५१२ बीजो जगड़ (हु)यो मंडोवर हुवो
१५१४ राव जोधे जोधपुर वसायो जेठ सुदि ११
१५२८ दुदे जोधावत मेडतो वसायो कोठारी चोथ कामदार उदैसिंग जैतमाल प्रधान थो
१५४८ वीकानेर वसायो राव बीकैजी वैशाख सुद ३ रोहिणी नक्षत्रे
१५४५ राव हमीर फलोधी कोट करायो
१५६२ अहमद पातिसाह अहमदाबाद वसायो
१५६९ महेवो राव वीदे वसायो पहिली भारेट ...टे हतो
१५९६ जाम जाडेचै नवोनगर वसायो
१५९९ राव मालदे बीकानेर लीनी मासर दोय रही
१६०४ चित्रकोट विखो हुवो पोल पडी मुवो कोई नही
१६०४ मालदे पमार मालपुरी वसायो
१६११ मेडते मालकोट करायो राव मालदेवजी
१६१६ पातिसाह अकबर आगरा वसायो
१६१९ राव मालदेजी रामसरण हुता उमादे भटीयाणी सत कीधो रीसणो भागो
१६२४ राणे उदैसिंघ उदैपुर वसाई

१६२४ चीतोडगढ पालटीयो अकबर पातिसाह लीधो
१६४५ बीकानेर नवो कोट करायो
१६६५ गोडराजा वीठलदास गोपालदासोत राजगढ वसायो
१६६९ किसनगढ वसायो राजा कीसनसींघ
१७३५ राजा जसवंतसिंघ काबल देवलोक हुआ मारवाड मांहे तुरकाणी हुई देहरा पडीया बीखौ वरस २७ रह्यो पछे हींदुवाणी हुई
१७३६ ओरंगसाह उदैपुर ऊपर गयो राणो भागो वीखो हुवो
१७३८ मेवाड देश राणे वसाई पाछी
१७६३ समै राजा अजितसींघ जोधपुर लीधो वर्ष १७ राज कीधो सं. १७८१ आसोज सुद १३ मृत्यु
१७८३ जेठ सुद ३ कछवाहै सवाई जैसींघ जैपुर वसायो
१७८५ रा आसाढ सुद ११ सवाई जैसींघ मथुरा ऊपर आयो
१७९७ रा समै सवाई जेसिंघ जोधपुर आयो कामदारांने ओलमें ले गयो
१८११ राजा रामसिंघ मरहटोने जोधपुर ऊपर लायो वीखो वर्ष ११ हुवो
१८२५ मेवाडमे विखो हुवो घणो वर्ष १८

संपूर्ण

## સૂચના

શહેરમાં અશાંતિના કારણે આ અંક વિલંબથી પ્રગટ થયો છે તે માટે વાચકો ક્ષમા કરે.

આગામી અંક વખતસર—પંદરમી સપ્ટેમ્બરે પ્રગટ કરવાની અમારી ઇચ્છા છે, પણ કોઇ અણધાર્યા સંયોગોના કારણે એમ ન થઈ શકે તો વાચકોને નભાવી લેવા વિનતિ છે.

વ્યવસ્થાપક.

# अप० कउसीस(अ) = सं० कपिशीर्ष(क)

लेखक—**श्रीमान् डॉ. बनारसीदासजी जैन**, एम.ए., पीए. डी., लाहोर

'कउसीस(अ)' शब्द मुनि कनकामर विरचित 'करकंडचरिउ' में आता है जिसका संपादन प्रो० हीरालाल जैन ने बडी उत्तम रीति से किया है*। साथ में अंग्रेजी अनुवाद और टिप्पण भी दिये हैं। चम्पानगरी का वर्णन करते हुए कविने कहा है—

उत्तुंगधवलकउसीसएहिं णं सग्गु छिवइ बाहूसएहिं ।

[सन्धि १, कडवक ४, पंक्ति २]

पृष्ठ ११० पर अंग्रेजी में अनुवाद किया है—"With lofty and white (mansions painted with) Kasis, it is, as it were, touching the sky with hundreds of arms."

यद्यपि प्रोफेसर साहिब द्वारा किया हुआ अर्थ उक्त पंक्ति में थोडा बहुत प्रसंग के अनुकूल बैठ जाता है तथापि अस्वाभाविक प्रतीत होता है, क्योंकि कोसीस से रंगी हुई वस्तु धवल (white) नहीं, किन्तु नीलीया हरी होनी चाहिये। स्वयं प्रोफेसर साहिब अपने टिप्पण में लिखते हैं—

"I, 4, 2. It is difficult to say what कउसीस exactly means here The Tippana on the word is कोसीसा which in Hindi is equivalent to कासीस=green vitriol or sulphate of iron. (For construing the line in this sense of the word see translation). We could also dissolve the word as कउसी+सअ=कौशी+शत hundreds of silk (banners). In this sense cf. Jasaharacariu I, 3, 17 'चलचिंधहिं मिलियहिं णहयलि धुलियहिं छिवइ व सग्गु सयं भुअहिं'। But silk banners are separately mentioned further on in line 5. If कउ could be equated with some word meaning a house or mansion then the word could be taken to mean हर्म्य + शीर्ष (शिखर) which would suit the context excellently. पृष्ठ २५६

वास्तव में 'कउसीस' का यहां अर्थ है 'दीवार के शिखर या बुर्ज जो उसके शेष भाग से ऊंचे हों'। इस अर्थ में यह शब्द संस्कृत के 'कपिशीर्ष' शब्द का अपभ्रंशरूप है। मोनियर विलियमने इसका अर्थ अपने संस्कृत

---

* अम्बादास चवरे दिगम्बर जैन ग्रन्थमाला—४, कारंजा, सं० १९३४।

अंग्रेजी कोष में इस प्रकार दिया है—"कपिशिरस् *n.* the upper part or coping of a wall, L. कपिशीर्ष *n.* id., Vear." वामन शीवराम आपटे ने अपने संस्कृत–अंग्रेजी कोष में 'कपिशीर्षक'का 'vermillion, (Marathi हिंगुळ)" अर्थ भी दिया है।

जैन साहित्य में "कपिशीर्ष" तथा "कपिशीर्षक" शब्द 'दीवार के बुर्ज' अर्थ में प्रयुक्त हुए और ग्रन्थों में भी मिलते हैं। जैसे—

१. श्री बुद्धिविजय अपने "चित्रसेनपद्मावतीचरित्र" में स्वयंवर मण्डप का वर्णन करते हुए लिखते हैं—

प्राकार**कपिशीर्षा**लीप्रतोलीप्रतिभासितः ॥ १८४ ॥

२. "भीमकुमारकथा" नामक ग्रन्थ के आदि श्लोक में—

**कपिशीर्ष**कदलकलितं जिनभवनसुकेसरं श्रियाश्लिष्टम् ।
किन्तुजडसंगमुक्कं इहत्थि कमलं व कमलपुरं ॥ १ ॥

यह ग्रन्थ अभी अप्रकाशित है। इसकी दो प्रतियां पंजाब के भंडार में सुरक्षित हैं। समग्र ग्रन्थ संस्कृत–प्राकृत रेखता में लिखा हुआ है अर्थात् प्रत्येक पद्य का पूर्वार्ध संस्कृत में और उत्तरार्ध प्राकृत में है।×

साधारण रीति से 'कपिशीर्षक'का 'कइसीसअ' होना चाहिये। परन्तु प्राकृत में 'कविसीसय' से 'कवसीसय' होकर अपभ्रंश में 'कउसीसअ' हो गया प्रतीत होता है। मराठी में अब भी 'कपित्थ' को 'कोठ' बोलते हैं।

ता. ७–७–४२,
जैन विद्या भवन, कृष्णनगर, लाहोर

× Banarsi Das Jain : *A Catalogue of manuscripts in the Panjab Jain Bhandars.* Lahore 1939. P. 138.

# કેટલીક જૈન ગુફાઓ

**સં૦—સ્વ૦ શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ.**

## બદામીની જૈન ગુફા

બદામીમાં ત્રણ બ્રાહ્મણી ગુફામંદિરો છે. આ મંદિરોમાંના સૌથી મ્હોટાથી સહેજ દૂર પૂર્વ બાજુએ એક નાની જૈન ગુફા છે. આ ગુફા તેની પાસેની ગુફાઓથી સમયકાળમાં સહેજ જુદી પડે છે. એ વાત તો ચોક્કસ છે કે આ ગુફા આધુનિક કાળની છે. અને તેથી ઈ. સ. ૬૫૦ લગભગમાં થઈ હશે એમ માની શકાય. ગુફાની પડશાલની લંબાઇ ૩૧ ફૂટ અને પહોલાઇ ૧૯ ફૂટની છે. ગુફાની ઊંડાઇ માત્ર ૧૬ ફટ છે, તેના આગલા ભાગમાં ચાર ચોરસ સ્થંભો આવેલા છે જે એલીફન્ટાની ગુફાના સ્થંભોને મળતા આવે છે. પડશાલના પાછલા ભાગમાં બે છૂટા સ્થંભો છે અને બીજા બે સ્થંભો જડેલા છે. એ સ્થંભોની પછવાડે એક ખંડ છે જે ઓરડા જેવો છે. આ ખંડની પહોળાઈ સાડા પચીસ ફૂટ અને ઊંડાઇ માત્ર છ ફૂટ છે. એ ખંડથી ચાર પગથીઆં ચડતાં મંદિર આવે છે જેમાં સિંહાસનસ્થ મહાવીરની મૂર્તિ જોવામાં આવે છે. આ મૂર્તિ પાછલી દિવાલ તરફ છે. ચમરધારીઓ, શાર્દૂલો, અને મકરનાં મસ્તકો મૂર્તિની બંને બાજુએ જોવામાં આવે છે. પડસાલના બંને છેડે ચાર નાગો સાથે ગૌતમસ્વામીની તેમજ પાર્શ્વનાથની મૂર્તિઓ છે. પાર્શ્વનાથની મૂર્તિ સાડા સાત ફૂટ જેટલી ઊંચી છે. અને તેની આસપાસ ભક્તો નિત્ય મુજબ જોવામાં આવે છે. અંદરના સ્થંભોમાં તેમની દિવાલો ઉપર તીર્થંકરોની આકૃતિઓ મ્હોટી સંખ્યામાં બેસાડવામાં આવેલ છે.[1] ગુફાની નીચે એક મ્હોટું રમણીય સરોવર છે. ગુફાની સામેની ભીંત પર તેમ દરેક ખૂણા પર સિંહો કોતરાયેલ છે. તેમ સ્થંભો પર સિંહો કોતરવામાં આવેલ છે. ગુફાની બહાર પૂર્વદ્વાર તરફ એક મૂર્તિ મહાવીરની પલ્યંકાસને છે.

બદામી દક્ષિણમાં વીજાપુર જિલ્લામાં આવેલ છે. ઇ. સ. ની બીજી શતાબ્દિમાં આ સ્થાન ઘણું જ પ્રસિદ્ધ હતું. જેનું વર્ણન ટોલેમી નામના પ્રસિદ્ધ લેખકે તેની નોંધમાં કરેલ છે, એ પરથી આ જિલ્લામાં બદામી ઘણું જ પ્રાચીન સ્થાન છે, એમ જણાઈ આવે છે. અહીં પલ્લવ વંશના રાજ્યકાળના સમયનો પ્રાચીન કિલ્લો છે. છઠ્ઠી શતાબ્દિમાં ચાલુક્યવંશી રાજા પુલકેશી પહેલાએ પલ્લવો પાસેથી બદામીને લઈ લીધું. ત્યારબાદ પૂર્વીય તેમ પશ્ચિમ ચાલુકયોએ ઇ. સ. ૭૬૦ સુધી અને રાષ્ટ્રકૂટોએ ઈ. સ. ૭૬૦ થી ૯૭૩ સુધી તેમ કલચુરી અને હોસાલ વલ્લાના રાજ્યકર્તાએ ઇ. સ ૧૧૯૦ સુધી રાજ્ય અમલ કર્યો છે. દેવગિરિના યાદવ રાજાઓનો ઈ. સ. ૧૧૯૦ થી ઈ. સ. ની તેરમી શતાબ્દિ સુધી રાજ્યઅમલ હતો.

ઈ. સ.ની સાતમી શતાબ્દિમાં જ્યારે ચીની યાત્રી હુએનસાંગ ભારતમાં આવેલ તે વખતે તે બદામીના દર્શને આવેલ તે વખતે અહીં ચાલુક્ય રાજાઓનો અમલ હતો. તેમ આ ગામનું પુરાતન નામ ' વાતાપી ' હતું.

## બામચંદ્ર જૈન ગુફા

પુનાથી આશરે પચીશ માઈલ દૂર અને માકનથી આશરે સાત માઈલ દૂર ખડક-

---

[1] For a more detailed account, with drawings and a photograph, see Archaeological Survey of in India Report vol I. P. 25

બંધી એક નાનું મંદિર છે. આ મંદિર બામચંદ્ર ગામની ઉચેના એક ખડકમાં છે. બીજાં એ ખોદકામોની શરૂઆત પણ ત્યાંથી થાય છે.

લિંગ મંદિર તરીકે ગુફા હાલમાં ઉપયુકત થાય છે. આમ છતાં ગુફાનું ખોદકામ જૈનોએ કર્યું છે કે નહીં એ વાત કંઇક શંકા પડતી છે. મંડપ સાડા પંદર ફૂટ ચોરસ છે. તેનું છાપરું નીચું છે. ચાર જંગી સ્થંભોથી તેને ટેકો મળે છે. મોખરેથી દિવાલ ચિત્રો યુકત છે. દ્વારબાજોની આકૃતિઓ ઘણી નાની છે. મંદિરના છાપરા ઉપર એક નાનું કમળ છે અને નીચેના ભાગની મધ્ય ભાગમાં આધુનિક ઢબનું એક નાનું લિંગ છે. ઓરડામાં ચોરસાઇ ઉપર એક ઉંચો ગોળાકાર વ્યાસપીઠ છે. આ ચોરસાઇથી સ્થંભો વચ્ચેનો બધો મધ્યસ્થ વિભાગ રોકાઈ જાય છે શિવમંદિરોમાં આવું દશ્ય સામાન્ય છે પણ એ દશ્ય જૈનમંદિરોમાં પણ માલુમ પડે છે. બેલગામના કિલ્લામાંનું પુરાતન જૈનમંદિર આના દષ્ટાંત રૂપ છે.×

## ઉજ્જૈનની જૈન ગુફા

ઉજ્જૈન નામનું પ્રાચીન નગર માળવામાં આવેલું છે. પુરાતન કાળમાં આ નગરનું નામ અવંતી હતું. આ પ્રખ્યાત નગરનાં નામો કાળક્રમે ફેરફાર થએલ છે. અમરાવતી, અવન્તિકા, કનકશૃંગ, કુમુદવતી, કુશસ્થળી, પદ્માવતી, પ્રેતકલ્પા, શિવપુરી, વિશાલી[૧] વગેરે નામોથી તેના ઉલ્લેખો થયેલ છે. જગપ્રસિદ્ધ રાજા વીર વિક્રમની આ રાજ્યધાનીનું શહેર ભારતવર્ષ તેમજ તેના બહાર પ્રદેશોમાં વિખ્યાત થએલ હતું. તે વખતે આ શહેરની જાહોજલાલી ઘણી ઉન્નતિએ હતી. અહીં જૈનમંદિરોનો સમૂહ તે સમયથી મ્હોટા પ્રમાણમાં હતો. પ્રખ્યાત જૈનશ્રમણ શ્રી સિદ્ધસેન દિવાકર જેવા પ્રખર વિદ્વાને આ નગરમાં રાજા વિક્રમાજીતને વિદ્યાના પ્રયોગો વડે વશ કર્યા હતા.

વર્તમાનમાં ઉજ્જૈનીના એક પાદ નામના સ્થળને નદી વચ્ચેના ખંડેરોથી ઓળખાય છે. ત્યાં કાલિકાની એક મૂર્તિ અને રાજા ભતૃહરિની ગુફા આવેલી છે ઉકત ગુફાની બારીકાઈથી તપાસ કરતાં તેમ તેની પ્રાચીન રચના ઉપરથી "જૈન ગુફા" પ્રાચીન સમયની હોય તેમ જણાઇ આવે છે. તેની પાસેની જગ્યામાં પ્રાચીન સમયની કેટલીએક જૈન મૂર્તિઓ જુની શિલ્પકળાની બનાવટની મળી આવેલ છે. આ જૂના ખંડેરમાંથી દોઢ ફૂટ લાંબી અને ચાર ઈંચની જાડાઈવાળી પ્રાચીન સમયની ઈંટો તેમજ શિકકાઓ મળી આવેલ છે. એવું માલુમ થાય છે કે આ નગર બે હજાર વર્ષો પર ધરતીકંપથી નાશ થયેલ એમ માની શકાય છે. ગુફા સ્થાન પ્રાચીન જૈનમંદિરોના વચ્ચેના ભાગમાં આવેલ જણાઈ આવેલ છે.

## નાશીક પાસેની જૈન ગુફાઓ

નાશીક શહેરની પાસે પંચવટી આવેલ છે. ત્યાંથી પૂર્વ દિશાએ આશરે એક માઇલના અંતરે તપોવન છે, તેમાં પ્રાચીન ગુફાઓ આવેલ છે. પશ્ચિમ દિશાની તરફ છ માઈલ ઉપર ગોવર્ધનની પ્રાચીન જગ્યા છે જ્યાં પાણીનાં સુંદર ઝરણો આવેલાં છે. તેમ જૈનોની પુરાતન ચંમારલેના નામની ગુફાઓ આવેલ છે. જેમ પાંડુલેના યાને બૌદ્ધોની

× Cave Temples of India ch. II 1880

૧ આનંદ કાવ્ય મહોદધિ. મૌકિતક ૬ પૃષ્ઠ ૩૫

ગુફાઓ ઇ. સ. પૂર્વની આવેલ છે; તેમાંના પ્રાચીન શિલાલેખોથી ઓન્ધ્રો, ક્ષત્રપો તેમજ અન્ય રાજ્યવંશોનો ઇતિહાસ મળી આવે છે. આ ગુફાઓ પૈકી નંબર ૩ની ગુફાના શિલાલેખ નંબર ૪માં પ્રથમ "**सिद्धम**' એ શબ્દ વાપરેલ છે તેમ આ શિલાલેખની બીજી લાઈનમાં "**अजकालाकियाम**" શબ્દ કોતરાએલ છે. ડા. બુહલરે આ શબ્દના ગામના નામથી ઓળખાવેલ છે. (Epigraphia Indica vol 8. PP. 72)

'અજકાલાકિયામ'નો અજકાલિક શબ્દ થઈ શકે છે તેમ અજકાલિક, અજકાલક યાને કાલકાચાર્ય વગેરે નામો જૈન સાહિત્યોમાં સારા પ્રમાણમાં મળી આવે છે. આ શીલાલેખ જ્યારે કાલકાચાર્યનો દક્ષિણમાં વિહાર થયેલ તે વખતે કોતરાએલ હોવો જોઇએ.

પાંડુલેના નામની ગુફા નંબર ૧૧ની છે તેમાં નીલવર્ણના રંગવાળી શ્રી ઋષભદેવ (આદીનાથ)ની જૈન મૂર્તિ બિરાજમાન છે. આ મૂર્તિ પદ્માસને ૨ ફુટ ૩ ઇંચ ઉંચાઇએ છે. અગીઆરમી તેમજ બારમી શતાબ્દિમાં આ નાશીક જિલ્લામાં જૈનોની સારી જાહોજલાલી હતી. પુરાતન સમયમાં હાલના નાશીક શહેરનું પ્રાચીન નામ "પદ્મનગર" અને "જનસ્થાન" નામથી ઓળખાતું હતું. (નાશીક ગેઝેટીઅર નંબર ૧૬ પૃષ્ઠ ૫૩૫ અને ૫૮૧) **सिद्धम्** આ શબ્દ જૈનોનો પરિભાષિક છે. ×

× Cave Temples of India ch. II London 1880.
Gagetteer of the Bombay Presidency vol XVI P. 126-28.

# પ્રવચન-પ્રશ્નમાલા

રચયિતા—પૂ. આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

( ગતાંકથી ચાલુ )

**૨૮. પ્રશ્ન**—તિર્યગાયુષ્યને પુણ્યપ્રકૃતિમાં ગણવાનું શું કારણ ?

**ઉત્તર**—નરકના જીવો પોતાના આયુષ્યને અનિષ્ટ માને છે, તેવું તિર્યંચોમાં નથી, કારણ કે કીડીથી માંડીને કુંજર (હાથી) સુધીના તમામ તિર્યંચ જીવો મનુષ્ય કે દેવની માફક પોતાના જીવનને ઇષ્ટ માને છે. તેથી મનુષ્યાયુષ્યાદિની માફક તિર્યંચાયુષ્યને પુણ્યપ્રકૃતિમાં ગણ્યું છે. ૨૮.

**૨૯. પ્રશ્ન**—દેવોના સ્વામી ઇંદ્ર મહારાજ સમ્યગ્દૃષ્ટિ હોય કે મિથ્યાદૃષ્ટિ હોય ?

**ઉત્તર**—કોઇ પણ ઇંદ્ર મિથ્યાદૃષ્ટિ હોય જ નહિ, ઈંદ્રોની બાબતમાં નિશ્ચિત છે કે તેઓ સમ્યગ્દૃષ્ટિ જ હોય.

**૩૦. પ્રશ્ન**—કયા જીવો શુભ દીર્ઘાયુષ્યનો બંધ કરે છે ?

**ઉત્તર**—જે ભવ્ય જીવો અપૂર્વ દયાની લાગણીને લઈને દુઃખી જીવોને જોઇને હૃદયમાં દુઃખ ધારણ કરે, તેમને દ્રવ્યાદિના ભોગે પણ પૂર્ણ ઉત્સાહથી દુઃખથી મુક્ત કરવા પ્રયત્નશીલ બને, જ્ઞાનાદિની સાત્ત્વિકી આરાધના કરે, સાચું બોલે, પર વસ્તુને સ્વપ્ને પણ લેવા ચાહે નહિ, પર સ્ત્રીને મા–બેન સમાન ગણે, સંતોષમય જીવન ગુજારે, કર્મબંધનાં કારણોથી બચવાનો પ્રયત્ન કરે, તે જીવો શુભ દીર્ઘાયુષ્યનો બંધ કરે છે. એમ સર્વાનુયોગમય પંચમાંગ શ્રીભગવતીસૂત્ર, શ્રાવક ધર્મ જાગરિકા વગેરેમાં કહ્યું છે. ૩૦

**૩૧. પ્રશ્ન**—અશુભ દીર્ઘાયુષ્ય કયાં કારણોથી બંધાય ?

**ઉત્તર**—ત્રીશમા પ્રશ્નના ઉત્તરમાં જણાવેલાં કારણોથી ઉલટાં–હિંસા અસત્ય કુશીલતા આદિ કારણોને સેવતાં અશુભ દીર્ઘાયુષ્ય બંધાય છે. વિશેષ બીના શ્રી વ્યાખ્યાપ્રજ્ઞપ્ત્યાદિ સૂત્રોમાં જણાવી છે. ૩૧

**૩૨. પ્રશ્ન**—સીતા સતીને લંકામાં લાવ્યા ત્યાર પ્રતિવાસુદેવ રાવણનું મૂલ નામ "દશમુખ" હતું તેનું શું કારણ ?

**ઉત્તર**—તેણે ( રાવણે ) બાલ્યાવસ્થામાં પડખે રહેલા કરંડિયામાંથી નવ માણિક્યરત્નનો હાર બહાર કાઢીને ગળામાં પહેર્યો હતો. તે વખતે દરેક માણિક્યરત્નમાં રાવણના મુખનું પ્રતિબિંબ પડયું. પ્રતિબિંબના નવ મુખ અને એક મુખ પોતાનું એમ દશ મોંઢાની અપેક્ષાએ તે પ્રતિવાસુદેવનું મૂલ નામ 'દશમુખ' હતું. ૩૨

**૩૩. પ્રશ્ન**—દશમુખનું બીજું 'રાવણ' નામ પ્રસિદ્ધ છે, તેનું શું કારણ ?

**ઉત્તર**—એક વખત દશમુખ પ્રતિવાસુદેવ નિત્યાલોક નામના નગરના રાજા નિત્યાલોક વિદ્યાધર રાજાની રત્નાવલી નામની કુંવરીને પરણવા જતા હતા. રસ્તામાં ક્રમસર અષ્ટાપદ પર્વતની ઉપર થઇને જતાં પુષ્પક નામનું વિમાન અચાનક ચાલતું બંધ પડી ગયું. આ બનાવ જોઇને પ્રતિવાસુદેવ દશમુખને ક્રોધ ચઢયો. તે જ વખતે તેણે વિમાનમાંથી બહાર આવીને નીચે તપાસ કરતાં કાઉસ્સગ્ગમાં રહેલા મહાપ્રભાવશાલી શ્રી વાલિમુનિવરને જોઇને વિચાર્યું કે—" અરે, આ દુરાચારી મુનિવેષમાં રહીને હજુ સુધી પણ કષાયને

છોડતો નથી? આજ હું એને સમુદ્રમાં ફેંકી દઉં." એમ વિચારીને અષ્ટાપદને ફાડીને તેની નીચે જઈને હજાર વિદ્યાઓનું સ્મરણ કરીને તેણે અષ્ટાપદને ઉપાડવા માંડયો. તેથી તે પર્વત ડોલવા લાગ્યો અવધિજ્ઞાનથી શ્રીવાલિમુનિએ આ બિના જાણી લીધી. તેમણે પ્રતિવાસુદેવને શિક્ષા કરવા ડાબા પગના અંગુઠાથી પર્વતને દબાવ્યો. તેથી તે સંકોચાઈ ગયો ને દશમુખના મોંઢામાંથી લોહી નીકળવા લાગ્યું. તેવી તે રાડ પાડવા લાગ્યો. આ કારણથી તેનું રાવણ નામ પ્રસિદ્ધ થયું. વિચાર કરતાં રાવણે જાણ્યું કે આ કામ શ્રીવાલિમુનિનું છે. તેથી મુનિને ખમાવીને સ્તવાને તીર્થની ભક્તિ કરીને રત્નાવલીને પરણીને લંકામાં આવ્યો. ૩૩

**૩૪. પ્રશ્ન**—રાવણનું આયુષ્ય કેટલું હતું?

**ઉત્તર**—રાવણનું સાડીબાર હજાર વર્ષ પ્રમાણ આયુષ્ય હતું. ૩૪

**૩૫. પ્રશ્ન**—રાવણ પ્રતિવાસુદેવ તરીકે ક્યારે થયો?

**ઉત્તર**—રામ લક્ષ્મણના સમયમાં તે પ્રતિવાસુદેવ થયો. તે ત્રણે વીસમા મુનિસુવ્રતસ્વામી તીર્થંકરના સમયમાં થયા છે. ૩૫

**૩૬. પ્રશ્ન**—લક્ષ્મણ વાસુદેવનું આયુષ્ય કેટલું હતું?

**ઉત્તર**—૧૦૦ વર્ષ કુમારપણામાં, ૩૦૦ વર્ષ મંડલિક રાજાપણામાં. ૪૦ વર્ષ દિગ્વિજયપણામાં, ૧૧૫૬૦ વર્ષ વાસુદેવપણામાં ગયા. આ રીતે બાર હજાર વર્ષનું આયુષ્ય શ્રી જૈન રામાયણાદિમાં કહ્યું છે. ૩૬

**૩૭. પ્રશ્ન**—પ્રતિવાસુદેવ મરીને કઇ ગતિમાં જાય?

**ઉત્તર**—તે નરકે જ જાય. જેમ વાસુદેવની બાબતમાં બને છે તેમ અહીં પણ સમજી લેવું. એટલે વાસુદેવ-પ્રતિવાસુદેવ મરીને નરકમાં જ જાય, બીજી ગતિમાં ન જાય. ૩૭

**૩૮. પ્રશ્ન**—કોના હાથે પ્રતિવાસુદેવનું મરણ થાય?

**ઉત્તર**—વાસુદેવના હાથે જ પ્રતિવાસુદેવનું મરણ થાય. ૩૮

**૩૯. પ્રશ્ન**—વાસુદેવનું આયુષ્ય વધારે હોય કે બલદેવનું?

**ઉત્તર**—શ્રી રામચંદ્રજી બલદેવ હતા તેમનું આયુષ્ય ૧૫૦૦૦ હજાર વર્ષનું હતું. ને લક્ષ્મણ વાસુદેવનું આયુષ્ય ૧૨૦૦૦ હજાર વર્ષનું હતું. આથી સમજાય છે કે બલદેવનું આયુષ્ય વધારે હોય. ૩૯

**૪૦. પ્રશ્ન**—શ્રી રામચંદ્રજીને કેવલજ્ઞાન ક્યારે પ્રકટ થયું?

**ઉત્તર**—માહ સુદિ બારસે રાતે છેલ્લા પહોરે તેમને કેવલજ્ઞાન પ્રકટ થયું. એમ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિએ બનાવેલા ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્રના સાતમા પર્વમાં કહ્યું છે. ૪૦

**૪૧ પ્રશ્ન**—શ્રી રામચંદ્રજીએ કોને રાજ્ય ભળાવીને દીક્ષા લીધી?

**ઉત્તર**—રામચંદ્રજીએ પોતાના મોટા પુત્ર લવકુમારના પુત્ર અનંગદેવને રાજ્ય ભળાવીને સંયમ ગ્રહણ કર્યું.

**૪૨ પ્રશ્ન**—શ્રી રામચંદ્રજીએ કેટલા પરિવાર સાથે કોની પાસે દીક્ષા ગ્રહણ કરી?

**ઉત્તર**—વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રત સ્વામીની પરંપરાના શ્રી સુવ્રત મહામુનિની પાસે, શ્રી રામચંદ્રજીએ સાડી તેપન હજાર (૫૩૫૦૦) રાજારાણી સાથે શ્રી જૈનેન્દ્રી દીક્ષા

ગ્રહણ કરી, તેમાં-૧૬૦૦૦ રાજાઓ અને ૩૭૫૦૦ રાણીઓ હતી. બંને સંખ્યાનો સરવાળો ૫૩૫૦૦ થાય. ૪૨

**૪૩ પ્રશ્ન**—શ્રી રામચંદ્રજીને અવધિજ્ઞાન કઇ સ્થિતિમાં પ્રકટ થયું?

**ઉત્તર**—૬૦ વર્ષ સુધી ગુરુ મહારાજની પાસે રહીને તેમણે પૂર્વાંગશ્રુતનો અભ્યાસ કર્યો. અવસરે ગુરૂ મહારાજની આજ્ઞા પ્રમાણે તે શ્રી રામચંદ્રજી એકાકી વિહાર કરતા હતા. જે દિવસે તેમણે એકાકી વિહાર કર્યો તે જ દિવસની રાતે તેમને ધ્યાનસ્થ દશામાં અવધિજ્ઞાન પ્રકટ થયું. ૪૩.

**૪૪ પ્રશ્ન**—જેમ શ્રી રામચંદ્રજીને સાધુપણામાં અવધિજ્ઞાન થયું, તેમ કોઇ સાધ્વીને અવધિજ્ઞાન થયું હોય, એવું દષ્ટાંત કોઇપણ ગ્રંથમાં જણાવ્યું છે?

**ઉત્તર**—શ્રી મલયાસુંદરીચરિત્રમાં જણાવ્યું છે કે-રાજા શતબલ-મલયાસુંદરીના પુત્ર થાય. તેમના પિતા મહાબલ મુનિરાજ-કનકવતી રાણીએ કરેલા ભયંકર અગ્નિના ઉપસર્ગને સહન કરીને કેવલી થઇને સિદ્ધ થયા. આ બિના સાધ્વી મલયાસુંદરીજીએ અવધિજ્ઞાનથી જાણીને શતબલને પ્રતિબોધ કરવા વિહાર કર્યો. ઉપદેશ દઈને પિતાનો શોક દૂર કર્યો, ને રાજા શતબલ વગેરેને ધર્મારાધનમાં પ્રયત્નશીલ બનાવ્યા. આ બિનાથી જાણી શકાય છે કે-સાધ્વી મલયાસુંદરીને અવધિજ્ઞાન પ્રગટ થયું હતું. શ્રાવક વર્ગમાં આનંદ શ્રાવકને અવધિજ્ઞાન થયાની બિના શ્રી ઉપાસક દશાંગ સૂત્રમાં જણાવી છે. ૪૪.

**૪૫ પ્રશ્ન**—પ્રતિવાસુદેવનો જીવ માતાના ગર્ભમાં આવે, ત્યારે તેની માતા કેટલાં સ્વપ્ન દેખે?

**ઉત્તર**—પ્રતિવાસુદેવની માતા ત્રણ અથવા એક સ્વપ્ન દેખે. આ બાબતમાં દષ્ટાંત એ છે કે-આ જંબૂદ્વીપના પૂર્વમહાવિદેહમાં થએલા 'દમિતારિ' નામના પ્રતિવાસુદેવની માતાએ ત્રણ સ્વપ્ન જોયાં, એમ શ્રી અજિતપ્રભસૂરિજીએ 'શાંતિનાથ ચરિત્ર'માં જણાવ્યું છે. ત્રણ સ્વપ્નની બિના 'શ્રી સપ્તતિશત સ્થાનક પ્રકરણ'માં પણ જણાવી છે. અને એક સ્વપ્ન જોયાની બિના શ્રી હેમચંદ્રાચાર્યકૃત જૈન રામાયણમાં જણાવી છે કે 'એક વખતે રાતે રાણી કૈકસીએ પોતના મુખમાં પેસતા સિંહને જોયો' વગેરે. ૪૫

**૪૬ પ્રશ્ન**—સીતા સતી કયા રાજાની દીકરી હતી?

**ઉત્તર**—પ્રતિવાસુદેવ રાવણની પુત્રી હતી, એમ શ્રી વસુદેવ હિંડી નામના ગ્રંથમાં કહ્યું છે અને જનકરાજાની પુત્રી હતી એમ પ્રાકૃતશ્લોકબદ્ધ શ્રી પઉમચરિત્ર (રામચરિય) માં કહ્યું છે. ૪૬

**૪૭ પ્રશ્ન**—રામચંદ્રજીએ પહેલાં દીક્ષા લીધી કે સીતાએ પહેલા દીક્ષા લીધી?

**ઉત્તર**—પહેલાં સીતાએ શ્રી. જયભૂષણ નામના કેવલી ભગવંત પાસે દીક્ષા લીધી. તે પછી શ્રી. રામચંદ્રજીએ દીક્ષા લીધી ૪૭

**૪૮ પ્રશ્ન**—સાધ્વી સીતાએ કેટલાં વર્ષ સુધી સંયમની સાધના કરી?

**ઉત્તર**—૬૦ વર્ષ સુધી સાધ્વી સીતાએ સંયમની સાધના કરી હતી, એમ જૈન રામાયણાદિ ગ્રંથોમાં કહ્યું છે. ૪૮

**૪૯ પ્રશ્ન**–તે સાધ્વી સીતા સંયમની સાધના કરી અંતે એક માસનું અનશન કરી સમાધિપૂર્વક કાલધર્મ પામી ક્યાં દેવતાઈ સુખ પામ્યાં ?

**ઉત્તર**–સાધ્વી સીતા અંતિમ સમયે સમાધિપૂર્વક કાલધર્મ પામીને બારમા અચ્યુત દેવલોકમાં ઇંદ્રપણે ઉત્પન્ન થયા. તેમનું બાવીસ સાગરોપનું આયુષ્ય છે. તેટલું આયુષ્ય પૂરું કરીને ૧ ચક્રવર્ત્તી અને ૨ વૈજયંતદેવ એમ ક્રમસર બે ભવ કરીને જ્યારે રાવણ તીર્થંકર થશે, ત્યારે તેમના ગણધર થઇને સીતાજીનો જીવ સિદ્ધિનાં સુખ પામશે. એમ શ્રી ત્રિષષ્ટિશલાકા-પુરૂષ ચરિત્રના સાતમા પર્વ વગેરે ગ્રંથોમાં જણાવ્યું છે. ૪૯

**૫૦ પ્રશ્ન**–સીતા સતી માથે કલંક આવ્યું તેનું શું કારણ ?

**ઉત્તર**–સીતા સતી પાછલા ભવમાં શ્રીભૂતિ નામના પુરોહિતની વેગવતી નામની પુત્રી હતી. જુવાનીના મદને લઇને તેણીએ મહાગુણવંત મુનિની નિંદા કરીને તે મુનિને ખોટું કલંક દીધું હતું. તેથી બંધાયેલા કર્મના ઉદયે અહીં તેના માથે ખોટું કલંક આવ્યું જેથી અમુક વખત સુધી શ્રી. રામચંદ્રજીએ તેમનો ત્યાગ કર્યો હતો. ૫૦

**૫૧. પ્રશ્ન**–જેમ પાછલા ભવમાં નિયાણુ કરીને વાસુદેવ થાય છે, તેવી રીતે પ્રતિ-વાસુદેવની બાબતમાં શું તેમ બને ?

**ઉત્તર**–હા. પાછલા ભવમાં નિયાણુ કરીને તે પછીના ભવમા પ્રતિવાસુદેવ થાય ૫૧.

**૫૨. પ્રશ્ન**–આ અવસર્પિણી કાલમાં વધારે પ્રસિદ્ધ થયેલા અભવ્ય જીવો કયા કયા. ?

**ઉત્તર**–૧. સંગમદેવ–તેણે ચરમ તીર્થંકર પ્રભુશ્રી મહાવીર દેવને એક રાતમાં ભયંકર વીસ ઉપસર્ગો કર્યા હતા ૨. કાલસોકરિક (કાલકસૂરિયો) કસાઈ—જે રાજગૃહનગરનો રહીશ હતો, તે તે હંમેશા ૫૦૦–૫૦૦ પાડાનો વધ કરતો હતો. ૩. કપિલા દાસી–તે રાજા શ્રેણિકની દાસી હતી. ૪. પાલક પાપી–એણે શ્રી. મુનિસુવ્રતસ્વામીના શિષ્ય–સપરિ-વાર શ્રીસ્કંદકસૂરિને ઘાણીમાં પીલાવ્યા હતા. ૫. અંગારમર્દક આચાર્ય–તેમને ૫૦૦ શિષ્ય હતા. ૬. પાલકકુમાર–તે કૃષ્ણમહારાજના પુત્ર હતા. તેણે "હું પહેલો શ્રી. નેમિનાથને વાંદીશ, તો રાજા મને ઇનામમા ઘોડો આપશે" આ ઈરાદાથી શ્રી. નેમિનાથ પ્રભુને વંદના કરી હતી. તે દ્રવ્ય વદના કહેવાય. ૭. વિનયરત્ન નામનો વંઠ સાધુ–એણે ઉદાઈ રાજાને મારી નાખ્યા હતા. તે ઉદાઈ રાજા કૂણિક રાજાના પુત્ર થાય. શ્રી ઉપદેશ રત્નાકરાદિ ગ્રંથોમાં આ સાત અભવ્યોની બિના વિસ્તારથી જણાવી છે. ૫૨

**૫૩. પ્રશ્ન**–આ ચાલુ ચોવીશીના વીસ તીર્થંકરો જેમ અહીં સમ્મેતશિખર પર્વતે મોક્ષનાં સુખ પામ્યા, તેવું બીજા ક્ષેત્રમાં કયા સ્થલે બન્યું હતું ?

**ઉત્તર**–ઐરવત ક્ષેત્રમાં થયેલા ૨૪ તીર્થંકરોમાંના ૨૦ તીર્થંકરો સુપ્રતિષ્ઠ નામના પર્વતને વિષે સિદ્ધ થયા. એમ શ્રી. તીર્થોદ્‌ગાલિક પયન્નામાં કહ્યું છે. ૫૩

**૫૪. પ્રશ્ન**–જેમ ગૃહસ્થપણામાં કેવલજ્ઞાન તથા અવધિજ્ઞાન પ્રકટ થઈ શકે છે તેમ મનઃપર્યવજ્ઞાન ગૃહસ્થને પ્રકટ થાય કે નહિ ?

**ઉત્તર**–નિર્મલ સંયમધારી સાધુ સાધ્વીઓને જ મનઃપર્યવજ્ઞાન થાય ~~બીજાને નહિ~~ એમ પ્રવચનસારોદ્ધાર, કર્મગ્રંથ ટીકા વગેરેમાં કહ્યું છે. ૫૪

# સ મા ચા ર

## દીક્ષા :—

(૧–૨–૩) પાલીતાણામાં પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયરામચંદ્રસૂરિજી મહારાજે અમદાવાદ નિવાસી ભાઈશ્રી રસિકલાલ નાનલાલ, ભાઈશ્રી અમૃતલાલ છોટાલાલ તથા તેમના સુપુત્ર ભાઈશ્રી કુમારપાળ અમૃતલાલને આષાઢ શુદિ ૧૦ના દિવસે દીક્ષા આપી. દીક્ષિતોનાં નામ અનુક્રમે મુ. શ્રી. રત્નપ્રભાવિજયજી, મુ. શ્રી. જયપ્રભવિજયજી અને મુ. શ્રી. કીર્તિપ્રભવિજયજી રાખવામાં આવ્યાં અને પ્રથમ બે મુનિવર્યોને આચાર્ય મહારાજના તથા મુ. શ્રી કીર્તિપ્રભવિજયજીને પૂજ્ય મુનિ મહારાજ શ્રી જયપ્રભવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા.

(૪) વીરમગામમાં પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયભક્તિસૂરિજી મહારાજે ભાઈશ્રી કુંદનમલજી નાથુભાઈને અષાડ શુદિ ૨ના દિવસે દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. કુંદનવિજયજી રાખીને તેમને પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી સુમતિવિજયજી ગણિના શિષ્ય બનાવ્યા.

(૫) જામનગરમાં પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી દાનસાગરજી ગણિએ બાયટ [કચ્છ] નિવાસી ભાઈશ્રી નરશી દેવશી શાહને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. નરેન્દ્રસાગરજી રાખવામાં આવ્યું.

(૬) મ્હેસાણામાં પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયલક્ષ્મણસૂરિજી મહારાજે અષાડ શુદિ ૬ ડુંગરપુર નિવાસી ભાઈશ્રી વિજયચંદભાઈને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી તત્ત્વદર્શવિજયજી રાખીને તેમને પૂજ્ય મુનિમહારાજશ્રી કીર્તિવિજયજીના શિષ્ય બનાવ્યા.

## કાળધર્મ :—

(૧) સુરતમાં બીજા જેઠ વદિ ૦) ના રોજ પૂજ્ય મુનિમહારાજ શ્રી દેવમુનિજી કાળધર્મ પામ્યા.

(૨) પાટણમાં અષાડ શુદિ ૧૧ ના દિવસે પરમપૂજ્ય પ્રવર્તકજી મહારાજ શ્રી કાંતિવિજયજી મહારાજ ૯૨ વર્ષની વૃદ્ધવયે કાળધર્મ પામ્યા.

## સ્વી કા ર

**चित्रसेनपद्मावतीचरित्रम्** (श्रीबुद्धिविजयरचित) – संपादक – श्री. मूलराजजी जैन M. A., LL. B. प्रकाशक – जैन विद्या भवन, कृष्णनगर लाहोर. पृष्ठ संख्या ३०+६४, मूल्य १–८–०

## સૂ ચ ના

શહેરમાં અશાંતિના કારણે આ અંક વિલંબથી પ્રગટ થયો છે તે માટે વાચકો ક્ષમા કરે.

આગામી અંક વખતસર–પંદરમી સપ્ટેમ્બરે પ્રગટ કરવાની અમારી ઇચ્છા છે, પણ કોઇ અણધાર્યા સંયોગોના કારણે એમ ન થઈ શકે તો વાચકોને નભાવી લેવા વિનતિ છે. **વ્યવસ્થાપક.**

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं
मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

वर्ष ७ ] क्रमांक ८४ [ अङ्क १२

વિક્રમ સંવત ૧૯૯૮ : વીરનિ. સંવત ૨૪૬૮ : ઇસ્વીસન ૧૯૪૨
ભાદરવા શુદિ ૫ : મંગળવાર : સપ્ટેમ્બર ૧૫

## વિષય-દર્શન



આ માસિક દરેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે. તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

લવાજમ—વાર્ષિક-બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

મુદ્રક : નરોત્તમ હ. પંડયા; પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ, મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, મીરઝાપુર રોડ, અમદાવાદ.

॥ वीराय नित्यं नमः ॥


# શ્રી જૈન સત્ય પ્રકાશ

[ વર્ષ ૭... ... .......ક્રમાંક ૮૪.....: ... ...અંક ૧૨ ]


## શ્રીજીરાઉલા પાર્શ્વનાથ સ્તવન


સંગ્રાહક તથા સંપાદક—પૂ. મુનિમહારાજ શ્રી જયંતવિજયજી મહારાજ


જીરાઉલા દેવ કરઉં જુહાર, સ્વામી કરઇ સેવકની જ સાર;
તું વિશ્વચિંતામણિ એક દેવ, કરઇ ચઉસઠિ ઇન્દ્ર સેવ. (૧)
સેવા કરઇ લંછણિ નાગરાજ, સારઈ સદા સેવક કોડિ કાજ;
પીડા તણાં દુખ નમૂલ ત્રોડઈ, ઘડી ઘડી સંકટથી વિછોડઇ. (૨)
એ તાહરું નામ જગત્ર જાણઇ, વલીવલી મહિમા કિસું વખાણઇં;
જે બૂડતાં વાહણમાંહિ ધ્યાઇ, તે ઊતરી સંકટ પારિ જાયઇ. (૩)
જે કાલ કંકાલિ પિશાચ લીજઇ, જે ભૂતવિત્તાલ વિચાલિ ખીજઈ;
જે ડાકણિ દોષ પડયાંજ ધ્યાયઇ, તે ઊતરી સંકટ પારિ જાયઇ. (૪)
જે દુષ્ટ સિકોત્તરી પાસિ આજઇ, જે વ્યંતરી વ્યંતર દોષ દાઝઇ;
જે પ્રેત પીડયા પ્રભુ તુમં ધ્યાયઈ, તે ઊતરી સંકટ પારિ જાયઈ. (૫)
જે સર્પ વેગઇ વિષઝાલ મૂંકઈ, જિણિ વિષઇ ઝૈઝૂંબઈ ઝાડ સૂકઇ;
તેણઇ ડસ્યા જે પ્રભુ તૂંજિ ધ્યાયઇ, તે ઊતરી સંકટ પારિ જાયઇ. (૬)
ચક્ષુ પીડયા મુખ બૂંબ પાડઇ, જે રોગ રુંધ્યા નિજ દેહ તાડઇ;
જે વેદના વૃત પડયા જિ ધ્યાયઇ, તે ઊતરી સંકટ પારિ જાયઇ. (૭)
જે દ્રવ્યહીના દુખી દીન ભાખઈ, જે દેહ ખીણા દિનરાત્રિ ણાંસઈ;
જે આગિનઇ માગિ પડયાં જ ધ્યાયઈ, તે ઊતરી સંકટ પારિ જાયઇ. (૮)
જે રોગ વિગ્રહ પાડયા ન છૂટઈ, ફિરીફિરી ફારક દેહ ફૂટઈ;
જે લોહ બાંધ્યા પ્રભુ! તૂંજિ ધ્યાયઈ, તે ઊગરી સંકટ પારિ જાયઈ. (૯)
તૂં પાસ આશા અમ્હ એક પૂરઈ, દુકર્મનાં કષ્ટ સમગ્ર ચૂરઇ;
સત કર્મની સંપતિ એક આપો, કૃપા કરી સેવક મઝ થાપો. (૧૦)

**। ઇતિ શ્રી જીરાઉલા પાર્શ્વનાથ સ્તવનં ।**

[ આ સ્તવન લીંબડી સંઘના જ્ઞાનભંડારની એક હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતાર્યું છે. ચાલુ નિયમ મુજબ સ્તવનની છેલ્લી કડીમાં એના કર્તાના નામનો નિર્દેશ હોવો જોઈએ પણ આ સ્તવનની છેલ્લી કડીમાં એનો ઉલ્લેખ જોવામાં આવતો નથી. ]

# કેટલાંક ઐતિહાસિક પદ્યો

સંગ્રાહક તથા સંપાદકઃ—પૂ. મુનિરાજ શ્રી. કાંતિસાગરજી, સાહિત્યાલંકાર, (બાલાઘાટ, C.P.)

**'શ્રી જૈન સત્ય પ્રકાશ' ના ગયા અંકમાં જે આઠ પદ્યો અંગે વિચારણા કરી હતી તે મૂળ આઠે પદ્યો અહીં નીચે આપવામાં આવે છે.**

**(૧) અંચલગચ્છીય ગુર્વાવલી**

અંચલ ગચ્છિ ગુરૂ હરખય પૂરિ, ગિરુઆ **આરિજ રખિતસૂરિ;**
સૂત્રવિહી જેણઇ ઉદ્ધરી, સામાચારી આલીખરી. ૧
**ધર્મઘોષ** તસુ પટ્ટિઇં ધણુ, સૂરીસર **જયસિંઘ** ભણુ;
**મહેંદ્રસિંહ** બુધા ગુરૂ જોઇ, **સિંહપ્રભ** પંચમ તે હોઇ. ૨
**અજિતસિંહ દેવેન્દ્રસિંહ, ધમ્મપ્પહુ** ક્રિરિયાઈ સિંહ;
નવપટ્ટિ સિરિ **સિંહતિલક્ક,** પ્રભુ **મેહેન્દ્ર** જાંણે વરચક્ક. ૩
**મેરૂતુંગ** સૂરીસર ગુરૂ, **જયકીરતિ** ગુણસાગર ભરૂ;
**જયકેસરસૂરિ** રાઉ, સિરિ **સિદ્ધાન્તસાગરિ** ઘણુ ભાઉ. ૪
યુગપ્રધાન પન્તરમઇં પાટિ, સેવ્યા બહુ ભવીયણનઈ થાટિ;
વિદ્યાલબ્ધિતણું ભંડાર, સિરિ **ભાવસાગર** સૂરિ ગણધાર. ૫
વાંદું વિહરમાંન ગણધર, ગુણનિધાન ગુરૂ વાલ્હેસરૂ;
જસ પસાઇં પાયૂં સમ્મત્ત, સુધા જાણ્યાં જિહાં ન તત્ત. ૬
વલિ અવિશેષિઇં બારઇ વરત્ત, "ઇચ્છાપરિમાણઈ" સજીત્ત;
ભાવિઇં લીધા નીમ તસ પાસિ, હઈયડિ આંણી બહુ ઉલ્હાસી. ૭
સંવત **પનર નિઉ વલિ છક્ક, આસો સુદ્દિ ગુરૂવાસર તક્ક;**
**તિથિ પડિવઈ** આંણી શુભ મન્ન, ચંગાઇ પાલઈ ગિહધમ્મ. ૮

**(૨) શ્રી પાર્શ્વચંદ્રસૂરિ ભાસ**

પ્રહ ઊઠી સદગરૂ ચરણ નમઉ, ગુરૂનામૈં દોહગ દૂરિ દમું;
તુમ્હેં દેસ દિસંતર કાંઇ ભમઉ, અપણૈ ઘરિ કૂર કપૂર જિમઉ. ૧
ગુરૂનામ લિયંત કટૈ બેડી, લિખમી ઘર આવૈ અણ તેડી;
સુખસિજ્યા પોઢૈ જિમ મેડી, ચિહું દિસિ સેવઈ ઊભી ચેડી. ૨
પદમણિ ઘર સોભઇ ગયગમણી, બલિ મીઠા બોલીનૈં નમણી;
મન મોહઈ નિસદિન મનગમણી, ગહણે ગાંઠે રૂપે રમણી. ૩
ઝિલકંતી સંપતિ હુવૈ ઝાઝી, મોટા જિણ મઈ થાયે માઝી;
રાજ પિણુ દેખિ હુવઇ રાજી, આગલિ દોડૈ બહુલા પાજી. ૪
બાજઈ ઘરબાર ઘણાબાજી, ગુરૂ ભગત કર્યાં ન ડિગઇ બાજી;
ગુરૂ નામ લિયૈં રૂડા સાજી, ગહકૈ ચિહુ જણમાંહે ગાજી. ૫
દુરભક્ષ અવર કુણ દૂરિ કરઇ, સર ઠાલા તો વિણ કોણ ભરઈ;
જંગલમેં જલથલરેલ કરઇ, ગુરુ નામઈ વેલ ભંડાર ભરઈ. ૬

તસુ પુત્ર સપુત્ર ધરૈ માલૈ, દુસમણરા હિયડામાંહિ સાલૈ;
અરિયણના મદ તતખિણ ગાલૈ, ગુરૂસુ ન જરિ જૌ સામૌ ભાલઈ. ૭
ઘરિ ગાઇ ભેંસ ઝઝૌ ધીણૌ, પર ઘર કાંઇ ભાષૌ રિણૌ;
ગુરૂ ચરણ કમલમૈ મન લીણૌ, તો વદન કમલ કાંઇ હુઈ દીણૌ. ૮
ગુરૂ નામૈ નવગ્રહ ફલ રૂડા, પરપક્ષી વાદ પડૈ કૂડા;
ન છલૈ રાષ બિંતર ભૂંડા, બીહૌ કાંઇ તિરતા જલ ઊંડા. ૯
ભવિયણ ઊભા ભાવણ ભાવૈ, ગુણ કવિયણ તો આગૈ ગાવૈં;
મન વંછિત તે તિણ દિન પાવૈ, જૈ એક મનાસહ ગુરૂ ધ્યાવૈં. ૧૦
જસપૂજા દેખી **જોધાણે**, **નાગોર** નગીનૈ સહુ જાણૈ;
**મેડતે નગરિ** મહિમા માણૈ, **બુધનાવર** નૈ વલિ **વીકાંણે**. ૧૧
**અંભાઇત** નૈ **વીરમગામૈ**, વલિ **રાજનગર** સોભા પામૈ,
**આગરઇ** નગરિ સુકૃત વામઇ, **શ્રીપાસચંદસૂરિ** સદ્ગુરૂ નામઇ ૧૨
અસુભ દસા મુઝ દૂરિ ગઈ, હિવ સુભ દિન આવ્યઉ આજ સહી;
મુનિ **શ્રી મનજી** સુપસાવ લહી, મુનિ પભણૈ મનમૈ તુમહી. ૧૩

## (૩) શ્રી પાર્શ્વચંદ્રસૂરિની સજ્ઝાય

( દાન સુપાત્રે હો દીજીયૈ—એ દેશી. )

શ્રી સૂરીસર સુરતરૂ, શ્રી પાસચંદ સૂરિરાજે રે;
સદ્ગુરૂના ગુણ ગાઈયૈ, જિમ સંકટ સવિ ભાજે રે. શ્રી ૧
**વેલવંશઈ** દીપતા, **વિમલાદે** જસુ માતા રે;
વિમલા કીરતી વિસ્તરી, ત્રિભુવન માંહિ વિખ્યાતા રે. શ્રી. ૨
સાચઉ ધર્મ હૃદય ધરી, **સાધુરતન** ગુરુ પાસૈ રે;
સંયમ સમતા મન ધરી, વિદ્યા સકલ અભ્યાસૈ રે. શ્રી. ૩
ધન જિનસાસન સાયરૈ, અભિનવ પ્રગટયો ચંદો રે;
નામ જપંતિ જીભડી, પામૈં અધિક આણંદો રે. શ્રી. ૪
જ્ઞાન ક્રિયાયૈં સોભતા, ભવિયણ ચિત્ત વિકાસઈ રે;
જેહવા જિનવર વાંગુર્યા, તેહવા વચન પ્રકાસૈ રે. શ્રી. ૫
શ્રી **મરૂધર** ગૂજર માલવૈ, જિણ દિસ પૂજ્ય સિધાવૈ રે;
તિણ દિસ ભવિયણ બૂઝવી, શ્રી જિન આણ મનાવૈ રે. શ્રી. ૬
પૂરવ પુણ્યૈં ગુરૂ મિલ્યા, મુનિવર માંહિ મહંતો રે;
પંચમ કાલૈ પામીયા, તે સેવક પુણ્યવંતો રે. શ્રી. ૭
શ્રી ગુરૂના ગુણ ઊજલા, જે જન કંઠૈ ગાવૈ રે;
તે નરની ચઢતી કલા, દિન દિન દૌલત પાવૈ રે શ્રી. ૮
સતરૈંસઈપનરોતરૈ (૧૭૧૫), **માંડલ** ગાંમ ચઉમાસ રે;
**શ્રી જયચંદ્રસૂરીન્દ્રના**, **શ્રીપદ્મચંદ્રસૂરિ ભાસૈ** રે. શ્રી. ૯

### (૪) શ્રી પાર્શ્વચન્દ્રસૂરિગીત

શાંતિ જિણંદ પ્રણામ કરી, અહનિશિ જ ચિત્ત પ્રમોદ ધરી;
પાપ પડલ સવિ દૂર હરી, પૂજ્ય **પાસચંદ્ર** થવિસું હર્ષ ધરી. ૧
સૂરિસિરોમણિ જગિરાજે, જસુ સદગુરૂ **સાહુરયણ** બાજે;
વડ **તપગચ્છ** નાયક ગાજે, સહુ અરિયણ કેરા દલ ભાજે. ૨
શાસ્ત્ર સકલ લઘુ પણ જાણે, વલિ દેવ પ્રભાવે મેહ આણે;
રાય રાણા જેહને માંને, પૂજ્ય આગલ હિયડે મદ નાણઇ. ૩
સીખ લહી સદ્‌ગુરૂ પાસઈ, ગ્રહી સંયમ સમતા મન ભાસે;
ઉત્તમ લક્ષણ જસુ તસુ ભાસઇ, નર નારી ગુણ ગાવૈ રાસૈ. ૪
ગુજ્જર **મરૂ માલવ** દેસૈ, પડિબોહ્યા ભવિયણ ઉપદેસૈ;
કુમત મિથ્યા ન રહૈ લેસૈ, જિણ મારગ સુધા સનવેસઈ. ૫
નયર **જોધાણે** ક્રમિ આવઈ, લેઈ અણસણ સુરતી ગત થાવૈ;
સિંઘ મિલી પગલા ઠાવૈ, જનયાત્રા દિસો દિસથી આવૈ. ૬
પૂજ **થૂંભ** ધણી મહિમા પસરૈ, સેવક ઘર કમલા કેલિ કરઈ;
પરથલ પુણ્ય ભંડાર ભરઈ, જસ કીરતિ ચિહું દિસિ કાજ સરઈ. ૭
આતુર આરતિ રોગ સોગ સમૈ, ભય સાત સહિ તતકાલ ગમૈ;
અડવી પડયા જે પૂજ્ય નમઈ, તે કુશલ કલ્યાણે પંથ ક્રમૈ. ૮
જે ગુરૂચરણકમલ ધ્યાવૈ, સુત વંછઇ તે નર સુત પાવૈ;
અષ્ટ મહાસિદ્ધિ ઘર લ્યાવૈ, દુખસાય ભિનર નટિ જાવૈ. ૯
વયર વિરોધ સંતાપ ટલૈ, ગુરૂ સમર્યાં વૈરી માન ગલૈ;
ન ભૂત પ્રેત પિશાચ છલૈ, ગ્રહ ગોચર ભૂંડા જાય બિલૈ. ૧૦
નયર **જોધાંણે** સોભા સુણી, **નાગોર :વીકાણે** પૂજા ઘણી;
સાનિધ્ય કરૌ પૂજ્ય સંઘ ભરી, **મેઘરાજ** ભણૈ સુખ લાભ ઘણી. ૧૧

### (૫) હીરવિજયસૂરિ સવૈયા

સખે સખે મૃગનેણી ચલી ગુરુ વંદનકો ગજરાજ ઘટા,
કરિ કંકણ ચુડ અલખતિને વરદાર બિન્યો સિર છુટલટા;
ગાવતિ મંગલ ગાંતિ સુહાન પૂરણ મોતીકો ચોક છટા,
કવિસો કહૈ ગુરૂ હીર ભટ્ટારક ઔર કરૈ સબી પેટનટા. ૮૩
સોવનકે **અલગ** એ ફરમાણ કે ગુજરદેશ પઠાઇ જ્યું.
સાહ આકબર આપ કહૈ ગુરૂ હીરવિજૈસૂરિ ગાઈયે જ્યું;
પાપ કે તાપ સંતાપ ટરૈ, પુનઃ બિગસદ ફૂલ પાઈ જ્યું,
કવિ **દુલિચંદ** કહૈ ગુરૂ હીરવિજયસૂર ધ્યાયી જ્યું. ૮૪

(એક હિન્દી કવિતાઓના ગુટકામાંથી ઉદ્ધૃત)

### (૬) જિનરત્નસૂરિ અષ્ટક

**अथाष्टकं प्रवक्ष्यामि, श्रीपूज्यानां सुखावहम् ।**
**श्रीजिनरत्नसूरीणां, सौभाग्यगुणशालिनाम् ॥ १ ॥**

त्वया भाग्यवशाल्लेभे, श्रीपूज्यपदवी वरा ।
यतो भाग्यवतां श्रीश्च, पदवी न दवीयसी ॥ २ ॥
कीर्त्तिस्तवोज्ज्वला जाता, त्वकीर्तिः श्यामला पुनः ।
भर्त्तुर्मानापमानेन, सुन्दरीव यथेप्सितम् ॥ ३ ॥
त्वया कीर्तिः कुतो लब्धा, त्वकीर्तिस्तव शत्रुभिः ।
भाग्यवद्भिर्यतो यत्र, तत्रापि प्राप्यते शुभम् ॥ ४ ॥

खेचर्यः खे चरन्त्यस्तव गुणनिवहं वायुवेगैर्वदन्ति,
चन्द्रार्कादिग्रहास्ते वरगुणनिवहं रोचिभिः संवदन्ति ।
चत्वारो लोकपालास्तव गुणनिवहं दिङ्मुखैः संवदन्ति,
चान्ये लोकाः प्रकृष्टं तव गुणनिवहं स्वैर्मुखैः संवदन्ति ॥ ५ ॥
त्वत्कीर्तिप्रमदा मदाधिकमतिः संसर्पती सर्वतः,
पाताले वरनागदेवभवने कूर्माधिपे शेषपे ।
गङ्गासागरसङ्गमे तदनु चाकूपारकण्ठे मठे,
श्रीमन्नन्तिमपर्वते शुभमते लावण्यलीलावती ॥ ६ ॥
स्वर्गङ्गातटिनीतटेऽतिविकटे त्यक्ताम्बरं नन्दने,
श्रीमच्छ्रीसुरराजराजभवने श्रीनिर्जराणां गृहे ।
ब्रह्माण्डे रमतेऽनृतेन मनसा सन्मार्गमुल्लङ्घ्य वै,
किञ्चित्पूज्य ! वदामि तावकगृहस्त्रीदूषणं सादरम् ॥ ७ ॥ युग्मम् ॥
संशुभ्रीयति सर्वदा क्षितितलं संशोध्य दिङ्मण्डलं,
पातालं भवनं वनं वरझषं श्रीपत्तनं चोत्तमम् ।
श्रीमन्तं गिरिकन्दरं गिरिवरं सन्निर्झरं निर्भरं,
कीर्तिस्ते प्रसृता यतो हिमद्युता विश्वोपकारि व्रतम् ॥ ८ ॥
प्रोद्भूतभक्तिभरनिर्भरमानसास्ते, सन्तो हि सङ्घनिवहा भवतां मुदन्ति ।
यान् वन्दनाय यश एव विदग्धदूत, इत्याह्वयत्वनुदिनं प्रणमन्तु पूज्यम् ॥९॥
इत्थं प्रतापमहिमानमुदारकीर्त्ते ! श्रीपूज्यसिंह ! जिनरत्न ! यतीश ! धीश ! ।
आकर्ण्य हर्षितमनास्तव वन्दनाय, द्रागागतः कनकशेवधिरेव वर्यः ॥ १० ॥

॥ इति श्रीजिनरत्नसूरीश्वराणामष्टकम् ॥

(૭) જિનરત્નસૂરિ ગીત

( છાઈ રહ્યા પરદેસ ગરધરા લોભીયા—એ ઢાલ )

આજ સખી સુખસેજ, નિસાભરિ સૂતલી હો લાલ, નિસા.
જાણું પધાર્યા પૂજ, પૂગી મનની રલી હો લાલ; પૂગી.
**શ્રી જિનરતનસૂરીંદ,** સદા મન મોહતા હો લાલ, સદા.
સાથે મુનિવર થાટ, સુરંગા સોહતા હો લાલ. સુરંગા.
બિવણૂઈ બિવણૂઈ રાગ, મોરઉ મન ઉલ્હાસઉ હો લાલ, મોરઉ.
તન ઉલ્હસ્યઉ સુસનેહ, જાણે કંચણુ કસ્યઉ હો લાલ; જાણે.

હિયડઉ ભરિયઉ હેલી, જાણે દાડિમ કુલી હો લાલ, જાણે.
રૂંરૂં વિહસી દેહ, જાણે માલતી આલી હો લાલ; જાણે. ૨

ઝાંકી જોતી વાટ, સેઈ ગુરુ આવિયા હો લાલ, સેઈ.
લાખ લોક મધ ભેદિ, મનોમન ધાવિયા હો લાલ; મનો.
મિલીયા મહાજન લોક, બંદી જય ઉચરઇ હો લલ, બંદી.
આજ સુહાવઉ દીહ, સામેલઉ તિણિ કરઇ હો લાલ. સામે. ૩

વાજઈ ઢોલ નીસાણ, ભલેરી તિલવડી હો લાલ, ભલેરી.
વાજઈ ભુંગલભેરિ, નફેરી દુડવડી હો લાલ, નફેરી.
ગાવઈ ગીત રસાલ, ભલી મિલિ ભામિની હો લાલ, ભલી.
કુંભકલસ ધરિ સીસ, સુરંગી પદ્મિની હો લાલ. સુરંગી.
ઉ આવઇ શ્રીપૂજ, સહૂ કો ઇમ ચવઇ હો લાલ, સહૂ.
ગજગતિ ગેલિ સુહાઈ, ઠમકિ પગલા ઠવઈ હો લાલ; ઠમકિ.
યુગવર **શ્રીજિનરાજ** સૂરીસર પાટવી હો લાલ, સૂરી.
દીપઈ વયર કુમાર, નમઈ સહુ રાજવી હો લાલ. નમઈ. ૫

**લુણિયા** ગોત્ર મલ્હાર, કિ તાત **તિલોકસી** હો લાલ, કિ.
માત **તારાદે** નંદ, સોહઈ પૂનિમ સસી હો લાલ; સોહઈ.
દ્યઇ સહૂકો આસીસ, ચિરં પ્રતપઉ ગુરૂ હો લાલ, ચિરં.
કહઇ **મુનિ કનકનિધાન,*** કિ મુઝનઈ સુખકરૂ હો લાલ. કિ ૬

## (૮) ગુણરત્નસૂરિ કવિત્ત

સકલગુણ રયણાગાર, ચિંતત આસ્યા પૂરણ
અંચલ ગચ્છઈ ઉદાર, દોહગ્ગ દારિદ્દ ચૂરણ,
પાલિ સુમતિ પંચ, સત સદા સોભાગી;
જીવ સવિ હું હિતકાર, લહુ પણિ સુભ મતિ જાગી,
માહા વ્રત પાંચ નિર્મલ ધરઇ, ગુણરત્નસૂરિ સાધાર,
મુનિવર સેવક ઇમ ભણિ સગુર નામ બલિહાર. ૧

શ્રી **શ્રીવંશિ** શણગાર, શાહ **શિવા** સુજાણહ.
**કુંયરિ** માત મલ્હાર, યુઉં ઉદયાચલ ભાણહ,
સયલ શાસ્ત્ર અભ્યાસ, જંગમ તીરથ કહીજિઇ;
**શ્રી પુણ્યરત્નસૂરિ** પાટિ, દરશનઈ સુખ લહીજિઇ,
ગુણિઇં ગૌતમ ઓપમા, મહિમા કીર્તિ અપાર,
સેવક સબસી ઇમ કહિ, ભવિજનં એ સુખકાર. ૨

* આ શ્રી કનકનિધાન મુનિ ચારુદત્તના શિષ્ય હતા "રત્નચૂડ રાસ" (સં. ૧૭૨૮ શ્રાવણ વદિ ૧૦) આમની જ કૃતિ છે.

# નિહ્નવવાદ

લેખક:—પૂ. મુનિમહારાજ શ્રી. ધુરંધરવિજયજી

( ગતાંકથી ચાલુ )

## ચોથા નિહ્નવ–આર્યઅશ્વમિત્રઃ ક્ષણિકવાદી

( ૭ )

**આર્યઅશ્વમિત્રનું સંઘ સમક્ષ સ્વવૃત્તાન્ત કથન**

આર્ય અશ્વમિત્ર પોતાને પૂ. ગુરુમહારાજ સાથે શું શું પ્રસંગો બન્યા અને પોતાને શાથી જુદો વિહાર કરવો પડ્યો વગેરે હકીકત સંઘ સમક્ષ કહેવાના હોવાને કારણે આજે વ્યાખ્યાનશાલામાં ગામનો મોટો ભાગ સાંભળવાને આવેલ હતો. આ વિષયમાં રસ લેતા બાળકોએ પણ અગાઉથી આવીને સ્થાન રોકયું હતું. આજુબાજુના નજીકનાં ગામોમાં જ્યાં આ સમાચાર પહોંચ્યા હતા ત્યાંથી પણ આવી શકાય તેટલા માણસો આવ્યા હતા. મુખ્ય મુખ્ય માણસો આવી ગયા પછી આર્યઅશ્વમિત્રને તેમનું વૃત્તાન્ત જણાવવા તેઓએ વિજ્ઞપ્તિ કરી, એટલે આર્યઅશ્વમિત્રે કથન શરૂ કર્યું.

"આજથી પન્દર દિવસ પૂર્વની વાત છે. અમે પૂ. ગુરુમહારાજશ્રી પાસે દશમા પૂર્વનું અધ્યયન કરતા હતા. તેમાં એક વખત એક એવો પાઠ આવ્યો કે પૂ. ગુરુમહારાજશ્રીએ એ પાઠનો અર્થ જે રીતે મને સમજાવ્યો તે પ્રમાણે મને ન રુચ્યો. મને જે પ્રમાણે એ અર્થ સમજાતો હતો તે મેં પૂ. ગુરુમહારાજશ્રીને કહ્યો. પૂ. ગુરુમહારાજશ્રીએ મને હું અર્થ કરું છું તે મિથ્યા છે, એમ કહી ફરી સમજાવ્યું. મેં ફરી મારું કથન સ્પષ્ટ કર્યું. ઘણા સમય સુધી એ વિષય પર વિચારણા ચાલી. છેવટ કંઈપણ નિર્ણય થયો નહિ. આખર પૂ. ગુરુમહારાજશ્રીએ મને કહ્યું કે 'બે ત્રણ દિવસ આ વિષયની વિચારણા કર અને પછી જે નિર્ણય થાય તે કહેજે'. મેં ત્રણ દિવસ સુધી આ વિષયનું ખૂબ મનન કર્યું તોપણ મારા વિચારમાં મને પરિવર્તન કરવા જેવું ન જણાયું. એક દિવસ સાયંકાળે અગસીમાં છાપરાની નીચે બેસી આકાશ તરફ દૃષ્ટિ કરી હું આ વિષયની વિચારણા કરતો હતો, તેવામાં પૂ. ગુરુમહારાજશ્રીએ આવી મને કહ્યું. "અશ્વ! તને નથી સમજાતું કે એકાન્ત ક્ષણિકવાદ મિથ્યાવાદ છે? સર્વજ્ઞભાષિત આગમની એ મિથ્યાવાદના અર્થમાં સમ્મતિ કેમ હોઇ શકે?"

"ગુરુજી! એકાન્ત ક્ષણિકવાદ મિથ્યા છે, પણ ક્ષણિકવાદ તો મિથ્યા નથી. મારું કથન એ જ છે, કે ઉક્ત સૂત્રો ક્ષણિકવાદને સમજાવે છે. તે એકાન્તક્ષણિકવાદને કે આપેક્ષિક ક્ષણિકવાદને સમજાવે છે, એ કથનને હું સમ્મત થઇ શકતો નથી." મેં મારા વિચાર જણાવ્યા.

"અશ્વ! આ વિષયમાં તારો આખરી નિર્ણય આ જ છે, કે હજુ વિચારવું છે? મેં તને ઘણી વખત કહ્યું છે કે, પ્રથમ તું અભ્યાસ પૂર્ણ કરી લે. અપ્રાસંગિક અને અસમં-

જસ યુક્તિઓ કરી ચિત્ત વિશકલિત ન કર. સ્થિર ચિત્તે અભ્યાસ સમ્પૂર્ણ થશે એટલે તારી શંકાઓ આપોઆપ શમી જશે.” પૂ. ગુરુમહારાજશ્રીએ પુનઃ મને જણાવ્યું.

“પૂજ્ય ! મારું મન સ્વસ્થ છે. પરમ્પરાએ સમજાવવામાં આવતા અર્થમાં બિલકૂલ તર્ક કે દલીલ ન કરવા આપ પ્રતિબંધ મૂકો છો તે ખેદજનક છે. બુદ્ધિના વિકાસને દબાવીને પછી હા એ હા કહેવરાવવી એ શું મહત્ત્વની વાત છે? આર્હત આગમમાં યુક્તિને અવકાશ નથી એમ પણ નથી. કસોટીએ ચઢાવીને જે અર્થ ગ્રહણ કરવામાં આવે તે એવો સરસ સમજાય છે ને સ્થિર થાય છે કે ફરી તેમાં શંકા કે ફેરફાર થતો નથી. આ વિષયમાં મને ફેરફાર કરવા જેવું જણાતું નથી.” મેં મારો દૃઢ નિશ્ચય કહ્યો.

“અશ્વ! તર્ક અને યુક્તિઓ એવી હોવી જોઇએ કે જેમાં સિદ્ધાંતનો નાશ ન સમાયો હોય. સિદ્ધાંત પુષ્ટ થાય એવી કોઇ પણ દલીલ કરવામાં કોઈ વિરોધ ન કરે. મનમાં ભ્રમથી એક મિથ્યા સિદ્ધાંત સ્થિર થઇ ગયો હોય ને પછી ચાલુ સિદ્ધાંતના ખંડન માટે ને તે મિથ્યા સિદ્ધાંતના મંડન માટે જે કંઇ યુક્તિ કે દલીલ કરવામાં આવે તે સમજવા માટેની દલીલ ન કહેવાય, પણ તે વાદ કે વિતંડા રૂપે પરિણામ પામે છે. છેલ્લા કેટલાએક સમયથી તું બૌદ્ધદર્શનનું અવલોકન કરતો હતો. તે વિચારોની છાયા તારા મનમાં રમી રહી છે એટલે સર્વ વિચારો તું તે તરફ ખેંચી જા છો. જો તું તારા વિચારોનું પરિવર્તન કરવા ઇચ્છતો હો તો ઠીક. નહિ તો આ પ્રમાણે વિભિન્ન વિચારે સમુદાયમાં સાથે રહી શકાશે નહિ. મૂંઝાએલી મતિમાં તું પોતે સત્ય નિર્ણય ન કરી શકે ત્યાં સુધી ચાલુ પરમ્પરાગત અર્થને વળગી રહેવા જેટલી ઇચ્છા હોય અને પોતાની મતિ વિભ્રમમાં છે એમ સમજાતું હોય તો જ સાથે રહી શકાય. સવાર સુધીમાં એક નિર્ણય પર આવી, સાથે રહેવું હોય તો આગ્રહ છોડી દઇને ‘મિચ્છામિદુક્કડં’ દઈ સાથે રહેજે. નહિ તો અહીંથી જ્યાં જવું હોય ત્યાં વિહાર કરી જજે.” પૂ. ગુરુમહારાજશ્રીએ વિચારનું પરિવર્તન ન થાય ત્યાં સુધી સાથે નહિ રહેવા છેવટે જણાવ્યું.

“મહારાજ સાહેબ! ખૂબ મનન કર્યું. મતિમાં ભ્રમ કે મૂંઝવણ નથી છતાં મારા વિચાર ફરી શકે તેમ નથી અને આપશ્રી આ પ્રમાણે સાથે રાખવા અનિચ્છા દર્શાવો છો તો હું વિહાર માટે વ્યવસ્થા કરી વિહાર કરવા અભિલાષા રાખું છું. અન્ય કંઈ કટુ કથન થયું હોય તો તેની ક્ષમા ચાહું છું. આપશ્રી તથા હું ભવિષ્યમાં એક વિચાર પર આવીએ એમ ઇચ્છું છું.” એ પ્રમાણે મેં પણ આખર જણાવ્યું.

અમારે અને પૂ. ગુરૂમહારાજશ્રી વચ્ચે ઉપર પ્રમાણે વાતચિતનો પ્રસંગ બન્યા પછી અમે વિહાર કર્યો ને અનુક્રમે અહીં આવ્યા

[૮]

**શ્રી સંઘ સાથે વાર્તાલાપ અને અશ્વમિત્રનો આગળ વિહાર–**

આર્ય અશ્વમિત્ર શ્રીસંઘને પોતાનું નિવેદન સંભળાવ્યું એટલે શ્રીસંઘે તેમને વિનતિ કરીઃ “આપનું કથન યથાર્થ છે. આપ અને પૂ. ગુરુમહારાજશ્રી વચ્ચે વૈમનસ્ય નહિ પણ વિચારભેદ છે, ને તે કારણે આપે જુદો વિહાર કર્યો છે. પરન્તુ એ વિચારભેદ દૂર

થાય અને આપ બન્ને પૂજ્યો એકમત થાઓ, તો જૈનશાસનની શોભા ઘણી સારી થાય. અવિચ્છિન્ન પ્રભાવશાલી ત્રિકાલાબાધિત શ્રી વીતરાગ શાસનમાં સહજ પણ સંકલેશ શોભે નહિ. આ મત ભેદ દૂર કરવાને આપ જે ઉપાય સૂચવો તેની યોજના કરવાને અમે સર્વ તૈયાર છીએ."

"જુઓ આ જુદાપણું કાંઈ ક્રોધથી કે માનથી નથી થયું. આમાં નવો મત ચલાવવાની અભિલાષા પણ નથી, કે ક્રોધ માન છોડી દેવાથી સમજી જવાય અને વૈમનસ્ય શમી જાય. શાસ્ત્રના અર્થ કરવામાંથી આ પ્રસંગ આવ્યો છે. હવે અમો બન્નેમાંથી કોઈપણ એક પોતાના અર્થનો ત્યાગ ન કરે ત્યાંસુધી આ જુદાઈ કેમ મટે?" આર્ય અશ્વમિત્રે કહ્યું.

"આપ ફરમાવો તો પૂ. ગુરુમહારાજશ્રીને વિનતિ કરીને અમે અહીં બોલાવી લાવીએ. આપ ફરી અર્થ સમજવા પ્રયત્ન કરો. આપને ત્યાં પધારવું હોય તો અમે બધા સાથે આવી પૂ. ગુરુમહારાજશ્રીને વિનતિ કરીએ. આપ આપનું કથન ફરી ગુરુમહારાજશ્રીને સમજાવો. પણ તેમાં નિકાલ લાવવાની ભાવના પ્રધાન રહેવી જોઇએ" શ્રી સંઘે કહ્યું.

"આ અર્થની વિચારણા ઘણા સમય સુધી ચાલી છે. હવે ફરી ફરી એનું એ ઉથલાવવાથી શું? પૂ. ગુરુમહારાજશ્રીનો કરેલ અર્થ મને નથી બેસતો. મારો અર્થ તેઓશ્રીને મિથ્યા લાગે છે. હવે હું મન વગર તેઓશ્રી જે અર્થ કરે છે તેમાં હા એ હા કરું તો આ સર્વ શમી જાય. પણ વગર મનનું કરેલું ટકે ક્યાં સુધી? એ તો એક નહિ તો બીજે રૂપે ભભૂકી નીકળે. માટે હૃદયપલટો થાય ત્યાં સુધી આમને આમ ચાલવા દ્યો. હૃદયપરિવર્તન થતાં આપોઆપ બધું ઠીક થઈ જશે." આર્યઅશ્વમિત્રે સ્પષ્ટ વાત કરી.

"આપના કહેવાથી એમ જણાય છે કે હાલમાં આ સમાધાન શક્ય નથી." શ્રીસંઘે વસ્તુસ્થિતિ જણાવી.

"કાળ જતાં સર્વ સારું થશે" આર્ય અશ્વમિત્રે કહ્યું.

"સારું સાહેબ! હવે આપ સ્થિરતા માટે શું વિચાર રાખો છો?"

"અમારે સ્થિરતા કરવા અનુકૂળતા હોત તો ગઈ કાલે જ જણાવી દેત. માટે આવતી કાલે તો વિહાર જ કરીશું"

"સારું સાહેબ! માંગલિક સંભળાવી સર્વ મંગલ કરો!"

આર્ય અશ્વમિત્ર માંગલિક સંભળાવે છે, ને પછી સર્વ જાય છે.

[ ૯ ]

**આર્ય મહાગિરિજી મહારાજનો નગરશેઠ સાથે વાર્તાલાપ–**

ઉપાશ્રયના ઉપલે મજલે એકાન્તમાં આર્યમહાગિરિજી મહારાજ તથા નગરશેઠ બેઠા છે. નગરશેઠ કુશલપુરથી આવેલ સમાચાર મહારાજજીને નિવેદિત કરે છે. "આજ બપોરે કુશલપુરથી એવા સમાચાર આવ્યા છે કે અહીં સર્વ સંઘ ભેગો થયો હતો. આર્યઅશ્વમિત્રજીને સમજૂતિને પંથે આવવા વિનંતિ કરી હતી. પરંતુ તેઓ પોતે જે અર્થ કરે છે તેમાં

જરી પણ ફેરફાર કરવા ચાહતા નથી. એટલે વિશેષ કંઇપણ બન્યું નથી. બીજે દિવસે તેઓ અત્રેથી વિહાર કરી ગયા છે."

"તમને પહેલેથી જ જણાવ્યું હતું કે તે ગામના સંઘથી આ કંઈ બની શકે નહિ. ઠીક, તમે રાજગૃહનું શું કર્યું?" આર્યમહાગિરિજી બોલ્યા.

"હું રાજગૃહ ગયો હતો ને ત્યાંના નગરશેઠને મળ્યો હતો. તેઓએ કહ્યું કે— 'હું આવવાનો હતો, પણ અહીં કેટલાએક કારણોસર રોકાઇ જવું પડ્યું.' પછી મેં મારા ત્યાં આવવાનું પ્રયોજન ને આર્યઅશ્વમિત્રજી જુદા પડવા સમ્બન્ધી હકીકત જણાવી. પછી ખંડરક્ષક શ્રાવકોને પણ ત્યાં જ બોલાવ્યા હતા, ને સર્વ સમજાવ્યું હતું તેઓ ઘણા ચતુર અને હોંશિયાર જણાયા." નગરશેઠે કહ્યું.

"ઠીક ત્યારે હવે ત્યાં શું થાય છે તેની અવારનવાર તપાસ કરાવતા રહેવું. બનતાં સુધી તે લોકો વ્યવસ્થિત છે. એટલે સમાચાર તરત જ મોકલતા રહેશે. પણ તમારે ભૂલમાં ન રહેવું." આચાર્યમહારાજ બોલ્યા.

"જી, હું સૂચના પણ કરતો આવ્યો છું કે કંઇપણ પ્રસંગ બને તો ત્યાં તરત જ જણાવવું. નગરશેઠને પણ કહ્યું છે. તેમણે કહ્યું હતું કે પૂ. ગુરુમહારાજશ્રીને મારી વંદના-પૂર્વક જણાવજો કે હમણાં આવી શક્યો નથી, પણ થોડા સમય બાદ ત્યાં આવવા વિચાર છે તો તેઓ આવશે ત્યારે પણ ખબર લેતા આવશે. સાહેબ! હવે સમય બહુ અલ્પ છે. આપ ચતુર્માસ માટે નિર્ણય જણાવો તો સર્વને આનંદ થાય. આપશ્રીની આજ્ઞા હોય તો વ્યાખ્યાનમાં આવતી કાલે વિનતિ કરીએ" નગરશેઠે કહ્યું.

"સારું, આવતી કાલે નિર્ણય કરીશું."

"જી સાહેબ, ત્રિકાલવંદના."

[ ૧૦ ]

**આર્યઅશ્વમિત્રનું રાજગૃહની નિકટ આગમન અને શ્રાવકોના કરેલ પ્રયોગથી ઠેકાણે આવવું—**

શ્રીસંઘને સ્વવૃત્તાંત નિવેદન કરીને આર્ય અશ્વમિત્ર અનુક્રમે વિહરતા–વિહરતા રાજગૃહની નિકટ આવી પહોંચ્યા. રાજગૃહ તેમનું ગાઢ પરિચિત ક્ષેત્ર હતું. રાજગૃહ ધાર્મિક અને શ્રાવકોનું પ્રધાનક્ષેત્ર હોવાને કારણે આર્ય અશ્વમિત્રને તે સ્થળને પોતાના વિચારનું મધ્યકેન્દ્ર બનાવવાની ભાવના હતી. એકાદ બે ગામ દૂર રહ્યાં એટલે 'રાજગૃહમાં અમુક દિવસે મહારાજજી પધારશે' એવા **સમાચાર** મોકલી આપ્યા. જે દિવસે રાજગૃહમાં પ્રવેશ કરવાનો હતો તેના પૂર્વ દિવસે સાયંકાળે ગામની નિકટમાં એક આવસમાં સ્થિરતા કરવાની હતી, જેથી બીજે દિવસે પ્રવેશ માટે અનુકૂળતા રહે. પ્રવેશના પૂર્વ દિવસે નિયત આવાસે પહોંચવા માટે આર્યઅશ્વમિત્રે મધ્યાહ્ન બાદ વિહાર કર્યો. અમુક દૂર ગયા બાદ રાજગૃહની મર્યાદા–હદ શરૂ થઇ. રાજગૃહની હદમાં થોડે દૂર ગયા એટલે ત્રણચાર ચોકીદાર–સિપાઇઓ સામે મળ્યા. આ સિપાઇઓએ આ સાધુઓને રોક્યા અને પોતાના ઉપરી અધિકારી પાસે આવવા જણાવ્યું. સાધુઓએ એ ઉપરી અધિકારીનું નામ પૂછ્યું

તો તે અધિકારી પોતાનો પૂર્વપરિચિત શ્રાવક જણાયો. છેવટે સિપાઇઓ સાથે સાધુઓ એ ઉપરી અધિકારી પાસે આવ્યા.

સાધુઓને જોઇને ઉપરી અધિકારીએ પૂછ્યું: "તમે કોણ છો? અત્યારે આમ કઈ તરફ જતા હતા?"

"તમે શ્રાવક અને–અમારા ગાઢ પરિચયવાળા થઇને આવો પ્રશ્ન શું કરો છો? તમને મતિવિભ્રમ તો નથી થયોને!" આર્યઅશ્વમિત્રે જણાવ્યું.

"મતિભ્રમ તમને થયો હશે! જલદી કહો તમે કોણ છો? અને અત્યારે આ તરફ શા માટે જતા હતા?" અધિકારી બોલ્યો.

"અમે સાધુ છીએ અને આવતી કાલે રાજગૃહમાં પ્રવેશ કરવાનો હોવાથી અહીં નજીકમાં આવસ કરવા માટે જતા હતા." સાધુએ કહ્યું.

"તમારા આચરણ અને વેષ ઉપરથી તમે શકદાર જણાઓ છો. આ બધું શું બાંધ્યું છે? ને વારંવાર મુખ છૂપાવવા વસ્ત્રથી મુખ શા માટે ઢાંકો છો? તેથી લાગે છે કે તમે કોઈ ચોર કે ધાડપાડૂ હશો ને આ બધું લૂંટી લાવ્યા લાગો છો. માટે તમારી ઝડતી લેવી પડશે." અધિકારીએ કહ્યું.

"અરે શ્રાવકરત્ન! આમ ક્ષણમાં શું બદલાઈ ગયા? હજુ થોડા સમય ઉપર તમે અમારી પાસે દરરોજ આવતા ને અભ્યાસ કરતા અને આજે અમને પિછાનતા પણ નથી, ઉલટૂં ચોર–ધાડપાડુ ઠરાવો છો! જગતમાં ચોર–ધાડપાડૂને સુધારનારા અમે સાધુઓ પાંચ મહાવ્રત પાળનારા, ચોરી કે ધાડ તો શું પણ તૃણ જેવી વસ્તુ પણ પૂછ્યા વગર ન લઇએ. તમે આમ શું કહો છો?" અશ્વમિત્રે ખુલાસો કર્યો.

"જગતમાં વસ્તુમાત્રનું ક્ષણે ક્ષણે પરિવર્તન થાય છે. તો મારૂં અને તમારૂં પરિવર્તન થાય તેમાં શું નવાઈ! અમુક સમયપૂર્વે તમારા જેવા કોઈ પાસે મારા જેવા કોઈકે શ્રાવકધર્મનો અભ્યાસ કર્યો હશે. પરંતુ અત્યારે તો હું અહીં ખંડરક્ષક છું. અને તમે તે સમયે સાધુ હશો, પણ તમારા ક્ષણિકવાદ પ્રમાણે તેમનો તો ક્યારનો ય નાશ થઈ ગયો. અત્યારે તો તમે કોઇ જુદા ચોર–ડાકૂ હો એમ શંકા કરી શકાય છે." અધિકારીએ બરાબર કટાક્ષ કર્યો,

"ક્ષણે ક્ષણે પદાર્થનો નાશ થાય છે તે બરાબર છે, પણ અમે તો તેના તે જ છીએ. અમે સાધુ મટીને ચોર રૂપે નથી ફરી ગયા." અશ્વમિત્રે કહ્યું.

"તમે તેના તે જ કેમ હોઇ શકો? તેનો નાશ થઈ ગયો. દરેક પદાર્થનો ક્ષણે ક્ષણે નાશ થાય છે, તો તમારો નાશ કેમ ન થાય? માટે કાંતો ક્ષણિકવાદનો નાશ કરો ને સાચા રાહે ચડી તમારા સંયમધર્મની સારી રીતે આરાધના કરો. નહિ તો તમે તે સમયથી અત્યારે કોઇ જુદા સ્વરૂપમાં છો તે સ્વીકારી રાજ્યના નિયમ પ્રમાણે અહીં સર્વ વસ્તુઓ બતાવી નિયમ વિરુદ્ધ જે કંઇ હોય તેની શિક્ષા સહન કરો." અધિકારીએ કહ્યું.

"સુભદ્રવિજય, આ તો બન્ને બાજુથી બાંધે છે ક્ષણિકવાદ માનીએ તો ચોર ઠરાવે છે ને સાધુ માનવા–મનાવવા માટે ક્ષણિકવાદનો ત્યાગ કરવાનું કહે છે. બોલ, શું કરીશું?

મને કેટલાએક સમયથી એમ તો થયા કરતું હતું કે આપણો આ ક્ષણિકવાદ નૈગમ–વ્યવહાર નય પ્રમાણે વ્યવસ્થિત કહી શકાય નહિ. ઋજુસૂત્ર નય પ્રમાણે ઠીક છે. જો આપણે કેવળ ક્ષણિકવાદને વળગી રહીએ તો આપણે ઋજુસૂત્રને જ માન્યો કહેવાય. અને વ્યવહાર–નૈગમનો વિરોધ કર્યો કહેવાય.

વ્યવહાર નૈગમને નિષેધી ઋજુસૂત્રને જ માનવો એ મિથ્યાત્વ છે. આપણે કેવળ ક્ષણિકવાદનો ત્યાગ કરીએ તો અનુચિત નથી." અશ્વમિત્રે વિચારમગ્ન થતાં કહ્યું.

"આપનું કથન યથાર્થ છે. કેવળ ક્ષણિકવાદ એ જૈનદર્શનમાં આપણી નવી જ કલ્પના છે અત્યાર સુધીમાં નહિ સંભળાયેલ એ વાદનો ત્યાગ કરવાથી જૈનધર્મ અખંડ અને એકવિચારણાવાળો છે તે સિદ્ધ થશે. પૂ. ગુરુમહારાજશ્રીને પણ આનંદ થશે ને આપણને પણ ગામોગામ જે અડચણો નડે છે તે સર્વ શમી જશે." સુભદ્રવિજયજીએ કહ્યું.

"શ્રાદ્ધવર્ય! તારું કહેવું ઠીક છે. અમે ક્ષણિકવાદનો ત્યાગ કરીએ છીએ. અને અત્યારસુધીમાં તે વાદ માટે જે કંઇ આગમવિરુદ્ધ બોલાયું હોય તે સર્વને 'મિચ્છામિ દુક્કડં' દઇ આલોચનાપૂર્વક સુધારીએ છીએ." આર્ય અશ્વમિત્રે મતના ત્યાગપૂર્વક કહ્યું.

"મહારાજ સાહેબ! આપશ્રીની સરલતાથી આજ મને અપૂર્વ ઉલ્લાસ થયો છે. હું આપશ્રીનો સેવક હતો તે જ છું. આપશ્રી પ્રત્યે અત્યારે જે કાંઈ અવિનીત આચરણ થયું હોય તેનું 'મિચ્છામિ દુક્કડ' માગું છું. ક્ષમા ચાહું છું. આ તો મેં સાંભળ્યું હતું કે આપશ્રી વિચારભેદને કારણે જુદો મત ચલાવો છો, તેથી આમ કરવું પડ્યું સર્વજ્ઞ વીતરાગ પ્રભુના શાસનમાં એક જ વિચારણા હોય. એ તો જેઓને પોતાના ઘરનું કહેવું છે, તેઓમાં મતભેદ ને પક્ષાપક્ષી હોય. આપ નિઃસ્પૃહ મુનિઓમાં એ સહજ પણ ન શોભે. હવે આપશ્રી ખુશીથી પધારો. અહીં નજીકમાં જ ઉતરવાની વ્યવસ્થા કરેલ છે. પધારો, હું પણ સાથે આવું છું" અધિકારીએ પોતાની ફરજ સફળ થયાનો સંતોષ વ્યક્ત કરતાં કહ્યું.

અશ્વમિત્ર વગેરે ઉતરવાને સ્થાનકે ગયા.

[ ૧૧ ]

રાજગૃહીથી નગરશેઠ સાયંકાળે મિથિલા આવ્યા અને આર્યમહાગિરિજીને સમાચાર પહોંચાડ્યા. આવશ્યક વગેરે કરીને ત્યાંના નગરશેઠ સાથે રાત્રિના સમયે નિરાંતે આર્યમહાગિરિજી પાસે ગયા અને વંદના, સુખશાતા વગેરે પતાવી રાજગૃહની સર્વ હકીકત જણાવીને કહ્યું: "સાહેબ! બહુ સમય થયા એ બાજુ ક્ષેત્રફરસના નથી કરી. આપશ્રીના વાવેલ બીજકોને અવારનવાર સિંચન કરવાની જરૂર છે. તો તે તરફ પધારો.

"આ ચાતુર્માસ તો અહીં છે. ચાતુર્માસ બાદ ક્ષેત્રસ્પર્શના હશે, તો તે તરફ વિહરવા ભાવના છે. આ વખતે અશ્વમિત્ર ચતુર્માસ રહેશે તેનાથી પણ જાગૃતિ સારી આવશે. તે માર્ગ પર આવી ગયો એ ઘણું જ સારું થયું. જો ઠેકાણે ન આવ્યો હોત તો તેની સર્વ શક્તિનો દુર્વ્યય થાત ને સમાજના ભાગલા પડત એ જુદા. ખંડરક્ષક શ્રાવકે યુક્તિ ઠીક અજમાવી." આર્યમહાગિરિજી મહારાજે જણાવ્યું.

"જી, ગમે તેમ તોય એ આપની કેળવણી પામેલ શ્રાવક છે ને ! ગામ તેને લઇને શોભે છે. સંઘનાં કેટલાંએક કાર્યો તેને લઇને સરલ રીતે પતી જાય છે. સમાજમાં, પ્રજામાં,

અધિકારીવર્ગમાં જૈનધર્મનો જે પ્રબલ પ્રભાવ જણાય છે તેમાં તે પણ એક હેતુભૂત છે. અશ્વમિત્રજી મહારાજ પોતે આટલા સમય જે દુરાગ્રહમાં રહ્યા તે માટે પશ્ચાત્તાપ કરતા હતા. અને ચાતુર્માસ બાદ આપશ્રી પાસે તરત આવવા ભાવ રાખે છે. તેમનો તો આ વિચાર ફર્યો કે તરત જ અહીં આવવા વિચાર હતો, પણ ચતુર્માસનો સમય ભરાઈ ગયેલો ને રાજગૃહ જેવું ક્ષેત્ર ખાલી રહે તે ઠીક નહિ એટલે અમે આગ્રહ કરી રોકી રાખ્યા છે. છતાં આપશ્રીની આજ્ઞા હશે તો જ ચતુર્માસ રહેવા હા પાડી છે. આપશ્રી એમને રાજગૃહમાં ચતુર્માસની આજ્ઞા ફરમાવો, એટલે અમને આનંદ થાય" રાજગૃહના નગરશેઠે કહ્યું.

"ખુશીથી ચતુર્માસ રહે, ને તમે પણ તેમને રાખી સારી રીતે લાભ લેજો. શક્તિવાળા સાધુઓ છે માટે અભ્યાસાદિની અનુકૂળતા કરી આપવી, સંઘનાં વિશિષ્ટ કાર્યો કરવા-કરાવવાં વગેરેમાં પ્રમાદ કે સંકોચ રાખવો નહિં" આચાર્યમહારાજશ્રીએ ફરમાવ્યું.

"જી સાહેબ! આપશ્રી એ બાબતમાં સહજ પણ શંકા રાખશો નહિ. અમે તેમને અલ્પ પણ ઓછાશ આવવા નહિ દઇએ. અશ્વમિત્રમહારાજને બીજું કંઈ કહેવું હોય તો ફરમાવો." શેઠ બોલ્યા.

"સર્વ સાધુઓના શરીર સાચવી સંયમમાર્ગમાં પ્રગતિશીલ બનાવે, જ્ઞાનધ્યાનમાં વિશેષ ઉદ્યમી કરે, ને જેમ બને તેમ જૈનશાસનની શોભા વધે તેવી પ્રવૃત્તિ કરવા-કરાવવામાં ધ્યાન આપે એમ કહેજો." આર્યમહાગિરિ મહારાજે અશ્વમિત્રને ઉચિત જણાવ્યું.

"સારું સાહેબ! શાતામાં રહેજો" વંદના કરી શેઠ જાય છે.

× × ×

સુખશાતાપૂર્વક આર્યઅશ્વમિત્રે ચતુર્માસ પૂર્ણ કર્યું. પછી વિહાર કરી પૂજ્યપાદ ગુરુમહારાજશ્રી પાસે આવ્યા. પૂર્વે કરેલ મિથ્યા વિચારણા માટે પશ્ચાત્તાપપૂર્વક પ્રાયશ્ચિત્ત લીધું ને સારી રીતે સંયમધર્મનું પાલન કરી શાસનની શોભા વધારી આત્મસાધના કરી, સદ્‌ગતિના ભાજન બન્યા.

આ અશ્વમિત્રનો વાદ બૌદ્ધદર્શનને અનુસરતો હોવાથી પ્રથમ-દ્વિતીય નિહ્નવવાદના વિવેચનમાં તેને લગતો વિષય ચર્ચાઇ ગયેલ હોવાથી તે સંબંધી શાસ્ત્રાર્થ અહીં વિવેચવામાં નથી આવ્યો.

(ચાલુ)

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

## બચ્છાવંતોની ચડતી-પડતી (૩) : મંત્રી કરમચંદ

અલબત એવો પ્રશ્ન કરવામાં આવે કે જો કરમચંદનું પોતાનું હૃદય શુદ્ધ હતું તો તે શા માટે નાશી ગયો?—એણે બીકાનેરમા જ રહેવું હતું. પણ આ વાત કથનમાં જેટલી સુકર છે એટલી વર્તનમાં મૂકવી સુકર નથી. મનુષ્યને જિંદગી વહાલી હોય છે અને એ નિયમ એકાદા ક્ષુદ્ર કીટકથી માંડી ઊંચ કક્ષાના માનવી પર્યંત એકધારો વર્તી રહેલો દૃષ્ટિગોચર થાય છે. જેમણે રાજસ્થાનનો ઇતિહાસ કાળજીપૂર્વક જોયો છે તેમની નજર સામે ઇદ્રરાજ સીંગવી અને અમરચંદ સુરાણા સરખા નિમકહલાલ અને વફાદાર સેવકોનાં જીવન, માત્ર એકાદા શંસયને આગળ ધરી, કેવી રીતે હતાં ન હતાં કરી નાંખવામાં આવ્યાં હતાં એ વાત દીવા જેવી રમતી હશે. એ બનાવો ઉપરથી હરકોઈ પ્રાજ્ઞ મનુષ્ય બોધ મેળવે તો એટલો જ કે 'રાજા-વાજા ને વાંદરા, વિફરે ત્યારે નહીં કામના.' જ્યાં એવું બને ત્યાં પળ માટે પણ ઊભા ન રહેવું એ ડરપોકતાનું લક્ષણ નથી પણ બુદ્ધિમત્તા યાને દીર્ઘદર્શિતાનું છે. એ માપે માપતાં કરમચંદે લીધેલું પગલું યોગ્ય દિશામાં હતું એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી જ. એ જમાનામાં વર્તમાન કાળની માફક સ્વતંત્ર રીતે ન્યાય તોળવાની પદ્ધતિ પગભર નહોતી બની. દેશી રાજ્યોમાં રાજ્યકર્તાનો શબ્દ એ આખરી નિર્ણય લેખાતો, એટલે જેની સામે પ્રપંચ ખેલવાનો આરોપ ખડો થાય એણે પોતાની પાસેની સાબિતીએને ચીંથરા સમજી લઈ, ન્યાય મેળવવાની આશા ઉપર ખંભાતી તાળું લગાવી, રાજ્યકર્તાના ચરણે જીવનનું કયાં તો બળિદાન દેવું અથવા તો કોઇબી રીતે એના પંજામાંથી નાશી છૂટવું જ રહ્યું.

ટૂંકમાં કહેવાનું એટલું જ કે ઉપરના મુદ્દાની વિચારણા નિષ્પક્ષપણે કરતાં તારણ એક જ નિકળે છે કે મંત્રી કરમચંદ નિર્દોષ હતો, એના સામે ઊભા કરવામાં આવેલ આરોપ પાયાવિનાનો હતો. કેવળ દેશના લાભની દૃષ્ટિએ જોવાની સાચી નજરના કારણે જ એ રાજવીનો શિકાર બન્યો હતો. એ કોઈ કાવત્રાનો રચનાર નહોતો, પણ સંજોગવશાત્ એનો ભોગ યાને શિકાર બન્યો! એની સુવ્યવસ્થાભરી આવડતે એનો વિનાશ નોતર્યો હતો! એણે રાજવીને સાચા રાહે આણવાની તમન્ના સેવી અને એ હેતુ બર આણવા અર્થે લીધેલા ઉપાયોમાં નિમકહલાલીથી મચી રહ્યો! પણ જેમને મંત્રીના આ કાર્યથી ગુમાવવાનું હતું તે મૂકપણે આ બધું કેમ જોઇ રહે? જો રાજવી પોતાની પૂર્વની ટેવ ચાલુ રાખે, વાહવાહથી રાજી થઇ છૂટથી પૈસા ખરચે તો જ પોતાના ખીસા તર થાય એવું જેઓ માનતા તેઓ આમ સરળતાથી સોનાના ઇંડા મૂકનાર હંસને એકદમ છટકવા દે તેટલા ભોળા નહોતા, તેઓએ કલ્પિત કાવત્રાની હવા સર્જી એનું ઝેર રાજવીના કાનમાં એવા જોરથી ભર્યું કે જેથી તે પોતાની સાન-સમજ સાવ ભૂલી ગયો! અરે, એટલું પણ ન જોઈ શક્યો કે જેના વડવાઓ આજે પેઢી ઉતાર સંસ્થાનના કલ્યાણમાં

અને ઉત્કર્ષમાં ફાળો આપતા ચાલ્યા આવ્યા છે એનો આ વંશજ એકાએક કાવત્રાબાજ શા સારૂ નીવડે ? મંત્રીપદમાં કંઇ ઊણપ હતી કે જેથી રાજ્યપલટો આણવા તૈયાર થાય ?

નીતિકારે સાચું જ કહ્યું છે કે રાગાંધની દશા તો ઘુવડ અને કાગડા કરતાં પણ અતિ ખરાબ હોય છે, કેમકે ઘુવડ તો માત્ર દિવસે જોઇ શકતુ નથી જ્યારે કાગડો માત્ર રાતે નથી જોઈ શકતો પણ રાગથી અંધ બનેલ આદમી નથી તો દિવસે જોઇ શકતો કે નથી તો રાત્રે દેખી શકતો. પાસે બેસનારા હાજીઆઓ પર જે સ્નેહ રાજાને બંધાઇ ચૂકયો હતો એના પર મુસ્તાક રહી, વાત ખરી માની એકદમ તેણે કરમચંદને પકડવાનો હુકમ કર્યો, એટલું જ નહિ પણ પકડીને મારી નાખવાની આજ્ઞા પણ સાથે જ આપી દીધી ! મોગલાઇ જમાનાની જહાંગીરી એ કાળે મોગલ દરબારમાં શરૂ થઇ નહોતી, કેમકે એ વેળા મહાન અકબરશા ગાદી પર હતો. પણ દેશી રાજ્યોમાં તો ઘણી જગ્યાએ રાજા બોલ્યા એટલે ભગવાન બોલ્યા એમ મનાતું ! 'શેઠ કહે સાગરનું પાણી મીઠું છે તો હાજી હા ' નો યુગ હતો ! સાચું કહેનારને મરણ મુઠ્ઠીમાં રાખીને ફરવું પડતું ! ઉપર જોયું તેમ રાયસિંગે જે કડક ફરમાન કહાડયું એની ગંધ કરમચંદને ગાઢ મિત્રો દ્વારા આવી. મુત્સદ્દી કરમચંદ એ જાણ્યા પછી બીકાનેરમાં પાણી પીવા પણ થોભ્યો નહીં. ટૂંક સમયમાં એ પોતાના કુટુંબ સહિત, જે કંઇ લઇ શકાય તેવું હતું તે લઇ છુપી રીતે દિલ્હી તરફ સિધાવી ગયો. અકબરશા પાદશાહ બીજા રાજાઓની જેમ કાચા કાનનો નહોતો, એને માણસની પિછાન હતી. મંત્રીશ્વરની વાત સાંભળ્યા પછી તરત જ એને લાગ્યું કે આવા દક્ષ અને અનુભવી માણસને હાથમાંથી જવા ન દેવો. એ જ્યારે ચાલી–ચલાવીને પોતામાં વિશ્વાસ રાખી આવ્યો છે ત્યારે એને શોભે એવા માન–અકરામ સહિત આશ્રય આપવો. બાદશાહે કરમચંદ તરફ સંપૂર્ણ માયા દાખવી એટલું જ નહિ પણ એને છાજે તેવા માન સહિત પોતાના દરબારમાં રાખ્યો. અકબરશાની નજરમાં દિવસ જતાં કરમચંદનું સ્થાન ઊંચુ ને ઊંચુ થવા લાગ્યું અને થોડા સમયમાં તો એ બાદશાહનો માનીતો સલાહકારક થઇ પડયો.

જ્યારે રાયસિંગના જાણવામાં આવ્યું કે કરમચંદ મંત્રી તેને હાથતાળી આપી દિલ્હી પહોંચી પણ ગયો ત્યારે એને ઘણું જ ખોટું લાગ્યું ! પોતાની સત્તા માટીમાં મળતી જણાઈ ! ઉતાવળ ને આવેગમાં દાઝ્યા પર ડામ દેવા જેવું કર્યું. તેણે કોઇબી રીતે એના પર વેર લેવાનાં શપથ લીધાં !

એક કવિએ ગાયું છે કે આપત્તિ આવે છે ત્યારે એકલી નથી આવતી ! પણ સાથે પોતાની સાહેલીઓને પણ લેતી આવે છે ! રાયસિંગની બાબતમાં પણ એવો જ એક બનાવ બન્યો એથી એણે કરમચંદ સામે જે વેર બાંધ્યુ હતું એમાં વધારો થયો !

સન ૧૫૯૭માં રાયસિંગ પોતાની ભાટનેર (Bhatner) રિયાસતમાં રોકાયો હતો એવામાં અકબરશાના સસરા નાશીરખાનની ત્યાં પધરામણી થઈ. આ માનવંતા પરોણાની ખાતર બરદાસ્ત સારૂ રાયસિંગે પોતાના સરદાર તેજા બાગોર (Taja Bagor) ને નિમ્યો. કોણ જાણે કેવાએ મુહૂર્તથી બન્યું તે કલ્પવું મુસ્કેલ છે, પણ બન્યું એવું કે તેજા બાગોરે નાશીર-

ખાનની ખીજમત કિંવા આગતાસ્વાગતા એના અધિકારને છાજે તેવા સ્વરૂપમાં ન કરી. એકાદ–બે પ્રસંગ એવા બન્યા કે જેમાં ખાને પોતાને મોટું અપમાન પહોંચ્યાનું માન્યું અને એકાએક તે દિલ્હી ચાલી ગયો. એ બધી વાત અકબરશાના કાને પહોંચી. વાતમાં તથ્ય જણાતાં પાદશાહનો ગુસ્સો વધી પડયો. એણે સરદાર તેજાને પોતાને સ્વાધીન કરવાનુ ફરમાન રાયસિંગ પર મોકલ્યું; અને બીકાનેર નરેશ તરફથી એ માટે આંખ આડા કાન થતાં તરત જ અકબરશાહે ભાટનેરની જાગીર રાયસિંગ પાસેથી ખુંચવી લઈ તેના બેોકરા દલપતસિંગને આપી. આ બનાવમાં શાહના દરબારમાં વસેલા માજીમંત્રી કરમચંદે કેવો ભાગ ભજવ્યો તે સ્પષ્ટ તારવી શકાતું નથી. પણ રાયસિંગે તો માની જ લીધું કે આ સર્વ એની શીખવણીથી જ શાહે કર્યું ! આ રીતે એક સમયના રાજા–મંત્રી વચ્ચે પડેલી વૈમનસ્યરૂપી ફાટ વધુ વિસ્તાર પામી.

સમયનું ચક્ર અસ્ખલિત ગતિએ ફર્યા કરે છે. ઘડી પૂર્વે જ્યાં ભરતીનાં મોજાં ઉછળતાં દૃષ્ટિગોચર થાય છે ત્યાં થોડી ઘડીઓ વીતતાં ઓટના વાયુ વાય છે. કાળદેવતાનો અસ્તોદયરૂપી કાંટો સદા કોઈની પણ શેહમાં તણાયા વિના તોલનનું કાર્ય કર્યે જ જાય છે. ભાવિના ગર્ભમાં છુપાયેલ વાતને એના ઉદયકાળ પર મુલતવી રાખી મંત્રી કરમચંદે જૈનધર્મ અને જૈન સમાજ માટે શું કર્યું હતું એ ટૂંકમાં જોઈ જઈએ—

આજે પણ રાજપૂતાનામાં, સંઘના એક મહાન આગેવાન તરીકે કરમચંદ મંત્રીની સ્મૃતિ કરાય છે. એના દ્વારા થયેલાં કાર્યો જ એ મહાન્ વ્યક્તિનો યશ આજે મૂકપણે દાખવી રહ્યાં છે. સન ૧૫૫૫માં એમણે બૃહત્ ખરતરગચ્છના શ્રીજિનચંદ્રસૂરિનો પ્રવેશ-મહોત્સવ બીકાનેરમાં મોટા દબદબા સહિત કર્યો હતો. એ સમયે જે કવિએ પ્રસંગોચિત વર્ણન કરી સારાય બનાવનું દિગ્દર્શન કવિત્તમાં ગાયું હતું તેને સારો સરપાવ અપાયો હતો. સન ૧૫૭૮ના દુષ્કાળમાં તેણે જુદા જુદા ભાગોમાં અન્ન પૂરું પાડવાનાં મથકો સ્થાપી ભૂખેમરતી પ્રજાને જબરું આશ્વાસન આપ્યું હતું. મુસ્લીમ રાજ્યકર્તાઓના તાબામાં ગયેલી સંખ્યાબંધ મૂર્તિઓ એણે પાછી મેળવી બીકાનેરના શ્રીચિંતામણિ પાર્શ્વનાથના દેવાલયમાં એકઠી કરી હતી. ઓસવાલ જાતિમાં તેણે દેશ-કાળને અનુરૂપ કેટલાક સુધારા દાખલ કર્યા હતા. અને ભોજક યાને યાચક માટેના લાગા નક્કી કર્યા હતા.

આ મંત્રીશ્વર કર્મચંદે પોતાના અધિકારકાળે, માથા પર રાજ્યચિંતાનો મોટો બોજો હોવા છતાં, શક્તિ અનુસાર ધાર્મિક અને સામાજિક કાર્યોમાં ફાળો આપ્યો હતો. એ સંબંધી વધુ જાણવાની ઇચ્છાવાળાએ મંત્રીશ્વરને લગતો પ્રબંધ અને રાસ જોઈ લેવા. કેટલીક અતિશયોક્તિ કવિ કિંવા લેખકદ્વારા થઈ હોય છે, પણ એ બાદ કરી સત્ય તારવવું હોય તો મુશ્કેલી નથી પડતી; ઇતિહાસનો ગવેષક એ કાર્ય અવશ્ય સાધી શકે છે.

મંત્રીનો અકબરશાહ સાથે મેળાપ થયો ત્યાર પછીની વાત હવે પછી જોઈશું.

( ચાલુ )

# 'લગ્નશુદ્ધિ'ના પાઠાંતરો

પ્રેષક—પૂજ્ય મુનિમહારાજ શ્રી કાંતિવિજયજી મહારાજ

[ પૂ. આ. મ. શ્રી. વિજયરામચન્દ્રસૂરિ–શિષ્ય ]

'**લગ્નશુદ્ધિ**' નામક ગ્રંથરત્નના કર્તા—ચતુર્દશશતસંખ્યાકપ્રકરણપ્રાસાદસૂત્રધારકલ્પ, સુગૃહીતનામધેય, યાકિનીમહત્તરાસૂનુ, આરાધ્યપાદ, સૂરિપુરન્દર શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા છે. આ ગ્રન્થ અનેકવાર છપાઈ ગયો છે. આ ગ્રન્થની એક તાડપત્રીય પ્રતિ ખંભાતના શ્રી શાંતિનાથજી જૈનભંડારમાં છે. યદ્યપિ તેનું અભિધાન પ્રતિ ઉપર તથા લીસ્ટમાં 'લગ્નકુંડલિકા' એવું આપવામાં આવેલ છે, પરંતુ તે ગ્રંથ અને 'લગ્નશુદ્ધિ' ગ્રંથ ભિન્ન **નથી** તે પ્રતિ પાલીતાણામાં પૂ. પા. આચાર્યદેવ શ્રીમદ્ વિજય**રામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજાના શિષ્યરત્ન મુનિરાજ શ્રી **કનકવિજયજી** મ. જે મંગાવેલી. તેના ઉપરથી પૂ.પા. આચાર્યદેવ શ્રીમદ્ વિજય**લબ્ધિસૂરીશ્વરજી** મહારાજના પ્રપ્રશિષ્યરત્ન મુનિ શ્રી **જીતેન્દ્રવિજયજી**એ પાઠાંતરોની નોંધ તૈયાર કરીને મને મોકલી આપેલ. તે પાઠાંતરો જોતાં કેટલાક પાઠાંતરો અતિ મહત્ત્વના છે—એમ મને લાગ્યું. આથી તે સઘળાય પાઠાંતરોને આજે વિદ્વાનોની જાણ માટે અત્રે રજૂ કરું છું. આ નીચે આપેલા પાઠાંતરો—વિ. સં. ૧૯૭૪ માં શ્રાવક ભીમસિંહ માણેક તરફથી છપાએલ—આરંભસિદ્ધિ-લગ્નસુદ્ધિ અને દિનશુદ્ધિના ચોપડામાં જે (પૃ ૪૨૩ થી ૪૪૬ સુધીનાં પૃષ્ઠ ઉપર) છપાએલી લગ્નશુદ્ધિ છે તેની અપેક્ષાએ છે. સારાંશ કે છપાએલ 'લગ્નશુદ્ધિ'ના પાઠ ઉપરથી આ પાઠાંતરો છે એમ સમજવું.

| गाथा | पाठ | पाठान्तर | गाथा | पाठ | पाठान्तर |
|---|---|---|---|---|---|
| २ | कालविसेसो | काललवो सो | २३ | बिंबपइट्ठाइ | बिंबपइट्ठाए |
| ७ | —मिक्कारसमो | —मिक्कारसगो | २४ | जोगो | जोगा |
| ७ | —मेक्कारसमो | —मेक्कारसगो | २५ | छठो छ | छ छट्ठो छ |
| ८ | इक्कारसमो | एक्कारसमो | २६ | सत्तं | सत्ते |
| ९ | सेसा उ | सेसासु | २८ | बुहे | बुह |
| १० | जम्मणि | जम्मण— | ३१ | कत्तिय | कित्तिय |
| १० | बीआ | बीए | ३२ | पढमिक्कारस | पढमिक्कारसि |
| અગિયારમી ગાથા તાડપત્રીય પ્રતિમાં નથી. | | | ३२ | सत्तम | सत्तमि |
| १९ | उवचयंमि | उवचियंमि | ३७ | दिवस— | दिवसय—तिहि— |
| १९ | उण | उणो | ४० | कुंभे अ | कुंभे या |
| २० | सियपडिवयाउ | सियपडिवयाइ | ४० | चउत्थीए | चउत्थी |
| २० | दसमम्मि | दसमंग उ | ४० | मिहुणो | मिहुणे |

| गाथा | पाठ | पाठान्तर |
|---|---|---|
| ४४ | ससिसूर | सणिसूर |
| ४५ | दुन्निय तह | दुन्नि वि तहा |
| ४५ | वज्जिज्जा | वज्जेज्जा |
| ४६ | रेवईओ | रेवई य |
| ४९ | पुस्सं | जिट्ठा |
| ५० | अद्धपहरो | अद्धपहरो य |
| ५० | --होरा य | होराओ |
| ५१ | विवज्जणिज्जो य | विवज्जणिज्जाउ |
| ५२ | तइयमद्ध | तइम अद्ध-- |
| ५४ | दूसिअं इय | दूसियमिय |
| ૫૬ તથા ૫૭મી ગાથા તાડપત્રીય પ્રતિમાં નથી. | | |
| ५८ | ठिओ उ | ठिओ य |
| ५९ | रिक्खपिट्ठओ | रिक्खाउ पिट्ठओ |
| ६० | पुरो | पुरओ |
| ६१ | उड्ढाओ | उड्ढाओ |
| ६१ | सलागाण | सिलाए |
| ६१ | कत्तिया | कित्तिया |
| ६१ | सेसाणि | सेसाइं |
| ६२ | गणयवरो य | गणयवरो |
| ६३ | जइ एगसलागाए | एवं एगसिलागाए |
| ६३ | हुज्ज | होज्ज |
| ६३ | हुज्जा | होज्जा |
| ६४ | चउसु य | चउसु |
| ६५ | चउवीसमे अ | चउवीसहमे |
| ६६ | गुरुसणिणो | गुरुससिणो |
| ६७ | पंचम | तइयं |
| ६८ | अस्सिणीइ तइमंमि | अस्सिणीउ तइयंमि |
| ૬૯ મી ગાથા તાડપત્રીય પ્રતિમાં નથી. | | |

| गाथा | पाठ | पाठान्तर |
|---|---|---|
| ७१ | रविरिक्खा | रविरिक्खं |
| ७१ | इक्कगलो | एक्कगलो |
| ७२ | तिरियं | अथवा तिरियं |
| ७३ | इक्कं | एक्कं |
| ७३ | सिरस्खिं | सिरिग्क्खिं |
| ७४ | असलेस | अस्सेस |
| ७६ | --दोस त्ति | --दोसु त्ति |
| ८० | कहवि | कहिंव |
| ८३ | चउद्दसे | कउद्दसे |
| ८४ | चउवीसमे | चउवीसमे य |
| ८४ | सीहस्स | सिंहस्स |
| ८५ | हुंति | होइ |
| ८८ | रविवुह | रवीवुह |
| ८८ | मेसाईआ उ | मेसाइयाण |
| ९१ | मेसाईआ | मेसाइया |
| ९१ | नवंसाओ | नवं नियय |
| ९१ | तुलाईया | तुलाइया |
| ९२ | सीहमाईसु | सिंहमाइसु |
| ९२ | धनुहाईसु | धणुहाईसु |
| ९३ | जाव बार | जाव बारसो |
| ९४ | तीसंसं | तीसंस |
| ९५ | तज्जुअ | तज्जुअ |
| ९८ | --विसुद्धि-- | --सुद्धि-- |
| १०१ | अट्ठमं | अट्ठमयं |
| १०२ | तं | जं |
| १०३ | दो पंच | पंच |
| १०३ | रवि सुहओ | रवी य सुहो |
| १०४ | पंच | पंचम |

| गाथा | पाठ | पाठान्तर | गाथा | पाठ | पाठान्तर |
|---|---|---|---|---|---|
| १०४ | नव | नवम | १२५ | छट्टे दुगे अ छट्टे | ति–छगि(१) दुति-छगि(२) तिछगे(३) |
| १०६ | दुपणछठो | दुपणछगे | १२५ | दसमयम्मि | दसमगे य |
| १०६ | –बारसी | –बारस | १२५ | सव्वेगारे | सव्विगारे |
| १०६ | सव्विइगारे | सव्वेगारे | १२६ | सुहा | सुहावहा |
| १०७ | ससिसूराणं | सणिसूराणं | १२७ | इय | इह |
| १०७ | उण | पुण | १२७ | अन्ने वि य | अन्नत्थ वि |
| १०९ | अट्ठेकारस | अट्ठिक्कारसि | १२७ | सुहकज्जेसुं | सुहकज्जे |
| १११ | लग्गे | लग्गा | १२९ | तम्मि य | तंमि उ |
| १११ | बहुनाण | बुहनाण | १३० | –छायाइ | –छायाए |
| ११६ | सुक्को उ | सुक्को | १३१ | सव्वविसुद्धे | सव्वविरुद्धे |
| ११७ | मज्झत्थो अ | मज्झत्थो उ | १३२ | किच्चाइं | कज्जाइं |
| १२१ | विवज्जणिज्जाओ | विवज्जणिज्जा य | १३३ | अजुत्तं वुत्तं | अजुत्तं |
| १२४ | इक्कारसगा | एक्कारसगा | | | |

ઉપર જણાવેલા પાઠાન્તરોમાં કેટલાક પાઠાન્તરો તો અતિ મહત્ત્વના હોવાથી સુધારો કરવા જેવા છે, કેટલાક બિનજરૂરી પણ છે અને કેટલાક પાઠાન્તરો માટે વ્યાકરણ, છન્દઃશાસ્ત્ર અને અર્થસંગતિની દૃષ્ટિએ વિચાર કર્યા બાદ નિર્ણય કરી શકાય તેમ છે. આથી અત્રે જે પાઠાન્તરો અતિ મહત્ત્વના છે તેને અંગે જ કાંઈક લખવામાં આવે છે. જ્યારે બાકીના પાઠાન્તરો માટે આ વિષયના વિદ્વાનો વિચાર કરી યોગ્ય પ્રકાશ પાથરશે એવી આશા રાખવામાં આવે છે.

૧. પચીસમી ગાથાની શરૂઆતમાં '**छटो छ ६ दसमो**' આ પ્રમાણે છે તેના બદલે '**छ छट्ठो छ दसमो**' એ પાઠાન્તર વધુ સંગત લાગે છે. વિષ્કંભ આદિ ૨૭ યોગોમાં–છઠ્ઠા અતિગંડ અને દશમા ગંડની છ–છ ઘડીઓ તજવાનું વિધાન અન્ય ગ્રન્થોમાં પણ આવે છે. '**त्यजेद्वा पञ्च विष्कम्भे षट् तु गण्डातिगण्डयोः**' **आ. सि. वि. १ श्लो ७४.** '**पण छस्सग नव घडिया विक्खंभ दुगंड सूल वाघारं**' **दि. शु. गा. ३४.** '**षट् गण्डे चातिगण्डे च नव व्याघातवज्रयोः**' **नारचन्द्र–योग प्रकरण–श्लो. २७.** આ સિવાય મુહૂર્તચિંતામણિ, વસિષ્ઠસંહિતા આદિ ઇતર ગ્રન્થોમાં પણ દશમા ગંડ યોગની છ ઘડી જ તજવાની કહી છે–જ્યારે છપાએલા પાઠ પ્રમાણે દસમા યોગની પાંચ ઘડી તજવી એવો અર્થ થવા પામે. આથી તાડપત્રીય પ્રતિવાળો પાઠ ઠીક લાગે છે.

૨. ૪૮ મી ગાથાની શરૂઆતમાં '**ससि**' છે તેના સ્થાને '**सणि**' એવો પાઠાન્તર મળે છે ને વધુ સંગત લાગે છે. સર્વાંક યોગ માટે સાતમની સાથે શનિ અને

રવિવારનો યોગ માનેલો છે તે માટે જુઓ आ. सि. वि. १ श्लो. ५२ ની ટીકા તથા નારચન્દ્ર યોગ પ્રકરણ.

૩. ૪૯ મી ગાથાના ઉત્તરાર્ધમાં '**पुस्सं**' છે એના સ્થાને '**जिट्ठा**' એવો પાઠાન્તર મલે છે અને તે જ વધુ સંગત લાગે છે. આ શ્લોકમાં સાતે ગ્રહોના જન્મનક્ષત્ર બતાવ્યાં છે. શુક્રનું જન્મનક્ષત્ર મુદ્રિત પુસ્તકના આધારે પુષ્ય થાય છે જ્યારે આ. સિ. વિ. ૧, શ્લો. ૫૨ ની ટીકા, નારચન્દ્ર યોગ પ્રકરણ તથા દિનશુદ્ધિ–ગા. ૪૫ માં શુક્રનું જન્મનક્ષત્ર જ્યેષ્ઠા કહેલ છે. આથી તાડપત્રીય પ્રતિનો પાઠ વધુ સંગત લાગે છે.

૪. ૧૦૭ મી ગાથાના પૂર્વાર્ધમાં '**ससिसूराणं**' છે તેના સ્થાને '**सणिसूराणं**' એવો પાઠ મલે છે અને તે જ વધુ ઠીક લાગે છે. આ શ્લોકમાં દીક્ષામાં ષડ્વર્ગની શુદ્ધિનું વર્ણન છે. ચન્દ્ર માટે '**चन्द्रांशोदयवारे च दर्शने च न दीक्षयेत्**' "**जीवमन्द-बुधार्काणां षड्वर्गो वारदर्शने। शुभावहानि दीक्षायां न शेषाणां कदाचन ॥१॥**" आ. सि. वि. ५ श्लो. २१ ની ટીકા. આ ઉપરથી તાડપત્રીય પ્રતિવાળો પાઠ વધુ સંગત છે. [ આ પાઠાન્તર મુદ્રિત ગ્રન્થની ફૂટનોટમાં પણ સૂચવેલ છે. ]

# 'वीतरागस्तोत्र'ना वृत्तिकार

# श्री प्रभानंदसूरि

લેખકઃ—શ્રીયુત **અંબાલાલ પ્રેમચંદ શાહ**, વ્યાકરણતીર્થ, **અમદાવાદ.**

શ્રી. હેમચંદ્રસૂરિકૃત **वीतरागस्तोत्र**ના વૃત્તિકાર શ્રી **પ્રભાનંદસૂરિ**ના સાહિત્ય-જીવનની માત્ર બે કૃતિઓ સિવાય તેમના જીવન અને કવનનું પાનું કોરું છે. તેમણે પ્રસ્તુત સ્તોત્ર પર **दुर्गपदप्रकाशवृत्ति** અને બીજી કૃતિ શ્રી ધનપાલ કવિકૃત **ऋषभपञ्चाशिका** પર રચેલી **ललितोक्ति** નામની ટીકાની પ્રાન્ત પ્રશસ્તિ પણ પ્રથમ દૃષ્ટિએ સંદિગ્ધ લાગે તેવી અને ટૂંકી આપી છે. તેઓ ક્યારે અને ક્યાં થયા, તેમનો વિહારપ્રદેશ અને રચનાસ્થળ કયું હતું — તેની કંઈ જ માહિતી આજનાં ઉપલબ્ધ સાધનોમાં મળતી નથી. છતાં પ્રશસ્તિમાં આપેલ ગુરુપરંપરાનું ઐતિહાસિક અનુસંધાન છૂટા છવાયા ઉલ્લેખોમાંથી તારવી શકાય તેમ છે.

**दुर्गपदप्रकाशवृत्ति**ની પ્રાંત પ્રશસ્તિઃ—

चान्द्रे कुलेऽस्मिन्नमलश्चरित्रैः प्रभुर्बभूवा**भयदेव**सूरिः ।<br>
नवाङ्गवृत्तिच्छलतो यदीयमद्यापि जागर्त्ति यशःशरीरम् ॥ १ ॥<br>
तस्मान्मुनीन्दु**र्जिनवल्लभो**ऽथ तथा प्रथामाप निजैर्गुणौघैः ।<br>
विपश्चितां संयमिनां च वर्गे धुरीणता तस्य यथाऽधुनाऽपि ॥ २ ॥<br>
तेषामन्वयमण्डनं समभवत् संजीवनं दुष्षना—<br>
मूर्च्छालस्य मुनिव्रतस्य भवनं निःसीमपुण्यश्रियः ।<br>
श्रीमन्तो**ऽभयदेव**सूरिगुरवस्ते यद्वियुक्तैर्गुणै—<br>
र्द्रष्टुं तादृशमाश्रयान्तरमहो दिक्चक्रमाक्रम्यते ॥ ३ ॥<br>
यतिपतिरथ **देवभद्र**नामा समजनि तस्य पदावतंसदेश्यः ।<br>
दधुरधरितभावरोगयोगा जगति रसायनतां यदीयवाचः ॥ ४ ॥<br>
तदीयपट्टे प्रतिभासमुद्रः श्रीमान् **प्रभानन्द**मुनीश्वरोऽभूत् ।<br>
स **वीतरागस्तवने**ष्वमीषु विनिर्ममे **दुर्गपदप्रकाशकम्** ॥ ५ ॥<br>
एवं सपादशतयुतविंशतिशतपरिमितः प्रबन्धोऽयम् ।<br>
प्रथमादर्शे गणिना लिखिता हर्षेन्दुना शमिना ॥ ६ ॥

**ललितोक्तिवृत्ति**ની પ્રાંતપ્રશસ્તિઃ—[१]

ત્રણ શ્લોક પૂર્વની પ્રશસ્તિ મુજબ જ છે. ચોથા શ્લોકના બીજા ચરણથી શાબ્દિક ભિન્નતા છેઃ—

यतिपतिरिह **देवभद्र**नामा जयति तदीयपदावतंस एषः ।<br>
विषमविषयरोगसंनिपाते दधति रसायनतां वचांसि यस्य ॥ ४ ॥

१. જુઓ पत्तनस्थजैनभाण्डागारीयसूची પૃ० १५९. દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથ श्रीऋषभपञ्चाशिका પર પ્રભાનંદસૂરિકૃત વૃત્તિ પ્રકાશિત થઈ છે, પણ તેમાં આ પ્રશસ્તિ નથ

शिष्यस्तदीयः प्रतिभाभिरामः श्रीमान् **प्रभानन्द**मुनीश्वरोऽस्ति ।
स निर्ममे वृत्तिमिमां युगादिभर्तुः स्तुतावत्र सुखावबोधाम् ॥ ५ ॥

इति श्वेताम्बरश्रीमद्**देवभद्रा**चार्यशिष्यश्री**प्रभानन्दा**चार्यविरचिता **ललितोक्ति**-नाम्नी **ऋषभपञ्चाशद्**वृत्तिः परिसमाप्तेति ॥

सुललितमतिर्विनीतः प्रारम्भात् प्रभृति विवरणेऽमुष्मिन् ।
लिखनादौ साहाय्यं विदधे **सोमप्रभ**मनीषी ॥

બંને પ્રશસ્તિમાંથી "નવાઙ્ગવૃત્તિકાર શ્રીમદ્ **અભયદેવસૂરિ**ના શિષ્ય શ્રીજિનવલ્લભસૂરિ, તેમના સંતાનીય—કેટલીક પરંપરા વીત્યા પછી શ્રીઅભયદેવસૂરિ થયા, તેમના શિષ્ય **દેવભદ્રસૂરિ**; તેમના શિષ્ય **પ્રભાનન્દસૂરિ** હતા."—એટલો જ સારાર્થ નીકળે છે.

શ્રીઅભયદેવસૂરિથી **પ્રભાનન્દસૂરિ** સુધીની ક્રમબદ્ધ પરંપરા **વિમલચંદ્રસૂરિ**કૃત **प्रश्नोत्तररत्नमाला**ના વૃત્તિકાર શ્રીદેવેન્દ્રસૂરિ, જેઓ રુદ્રપલ્લીયગચ્છના **સંઘતિલક**ના પટ્ટધર હતા, તેમણે વિ. સં. ૧૪૨૯માં રચેલી વૃત્તિની પ્રાન્ત પ્રશસ્તિમાં આપી છેઃ—

तस्माद् बभूवा**भयदेव**सूरिर्यः **स्तम्भने** पार्श्वजिनेन्द्रमूर्त्तिम् ।
प्रकाश्य शस्याश्च नवाङ्गवृत्तीः कृत्वा कृतार्थं स्वजनुस्ततान ॥ ४ ॥
तदनु **जिनवल्लभा**ऽऽख्यः प्रख्यातः समयकनककषपट्टः ।
यत्प्रतिबोधनपटहोऽधुनाऽपि दन्ध्वन्यते जगति ॥ ५ ॥
ततोऽजायत सद्विद्यः सूरिः श्री**जिनशेखरः** ।
यद्यशोहस्तितो नौज्झत् कैलासं शशिशेखरः ॥ ६ ॥
ततः प्रवादिव्रजपद्मचन्द्रः श्री**पद्मचन्द्रः** समभून्मुनीन्द्रः ।
यः स्थापयन्नेव तमोविवादं जगच्चकारास्ततमोविकारम् ॥ ७ ॥
तदनु **विजयचन्द्रः** सूरिरासीदतन्द्रः प्रवरसमयवाणी सृष्टिपीयूषवृष्टा ।
य इह जगति भव्यारामममारामिको वा वृषकिसलयमालामालिनं व्याननान ॥८॥
तस्मादासीदसीमप्रशमसुखगुणैरद्वितीयो वरेण्यः
षट्तर्कग्रन्थवेत्ता**ऽभयपद**पुरतो **देव**नामा मुनीन्द्रः ।
यस्मात् प्रालेयशैलादिव भुवनजनव्रातपावित्र्यहेतु–
र्जज्ञे गाङ्गप्रवाहः स्फुरदुरुकमलो **रुद्रपल्लीयगच्छः** ॥ ९ ॥
ततो बभूव श्री**देवभद्रः** सूरीन्द्रशेखरः ।
यत्कराम्भोजसंस्पर्शाज्जज्ञिरे श्रीधरा नराः ॥ १० ॥
अभूत् ततः कृताऽऽनन्दः **प्रभानन्द**मुनीश्वरः ।
यत्र प्रभा–प्रमा–प्रज्ञा–प्रभावाः प्रापुरुन्नतिम् ॥ ११ ॥

અભયદેવસૂરિ [ સ્વર્ગવાસ સં ૧૧૩૫ ]
જિનવલ્લભસૂરિ [ સ્વર્ગવાસ સં. ૧૧૬૯ ]
જિનશેખરસૂરિ
પદ્મચંદ્ર
વિજયચંદ્ર
અભયદેવસૂરિ [ '**जयन्तविजय**' કાવ્યરચના સં. ૧૨૭૮ ]
દેવભદ્રસૂરિ [ પ્રતિષ્ઠાલેખ સં. ૧૨૯૬, ૧૩૦૨ ]
**પ્રભાનન્દસૂરિ**

શ્રી **અભયદેવસૂરિ** નવાંગવૃત્તિકાર પ્રાવચનિક સુવિહિત આચાર્ય તરીકે પ્રસિદ્ધ છે.[૨] તેમણે **સેઢી** નદીના કાંઠે **થાંભણા** ગામ પાસે પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમા '**जयतिहुअण**' સ્તોત્રથી પ્રગટ કરીને **સ્તંભતીર્થ**ની સ્થાપના કરી હતી.[૩] તેમણે નવાંગવૃત્તિ ઉપરાન્ત **पञ्चाशक** આદિ અનેક પ્રકરણ ગ્રન્થો પર વિવરણ લખ્યાં અને **आगमअष्टोत्तरि** આદિ પ્રકરણોની રચના કરી હતી કર્ણ રાજાના રાજ્યકાળમાં, પટ્ટાવલીઓ મુજબ સં. ૧૧૩૫ માં અને બીજા મત પ્રમાણે સં. ૧૧૩૯ માં, તેમનો સ્વર્ગવાસ થયો.

તેમના શિષ્ય શ્રી **જિનવલ્લભસૂરિ** તે **ખરતર** ગચ્છીય પટ્ટાવલિઓમાં કથિત ભગવાન મહાવીરસ્વામીથી ૪૩મા પટ્ટધર અને 'યુગપ્રધાન' પદધારી જણાવ્યા છે તે જ છે; યદ્યપિ **અભયદેવસૂરિ** અને **જિનવલ્લભસૂરિ** ખરતરગચ્છીય હોવા સંબંધમાં વિદ્વાનો એકમત નથી. તેમણે **पिण्डविशुद्धि प्रकरण, गणधरसार्धशतक, आगमिकवस्तुविचारसार, कर्मादिविचारसार, सूक्ष्मार्थविचारप्रकरण, वर्धमानस्तव** આદિ ગ્રંથો રચીને પોતાની વિદ્વત્તાની પ્રતીતિ કરાવી. સં. ૧૧૬૭ માં તેઓ સ્વર્ગસ્થ થયા.

ત્યારપછી લગભગ એક જ સદીમાં ક્રમશઃ **જિનશેખરસૂરિ, પદ્મચંદ્ર, વિજયચંદ્ર** અને **અભયદેવસૂરિ**—એમ ચાર પરંપરા વીતી જતાં **દેવભદ્રસૂરિ** થયા.

**एपिग्राफिया इण्डिका** ના ભા. ૧ ના પૃ. ૧૧૮ મા પર **કીરગ્રામ**નો એક જૈન શિલાલેખ વિવેચન સાથે ડૉ. બુહલરે પ્રગટ કર્યો છે. તેમાં **શ્રી જિનવલ્લભસૂરિ** સંતાનીય **અભયદેવસૂરિ**ના શિષ્ય શ્રી **દેવભદ્રસૂરિ**નો ઉલ્લેખ છે. આ **દેવભદ્રસૂરિ** પ્રસ્તુત વૃત્તિકારના ગુરુ **દેવભદ્રસૂરિ**થી ભિન્ન નથી. આ **દેવભદ્રસૂરિ**એ સં. ૧૨૯૬ ના ફાગણ વદિ ૫ ને રવિવારે **કીરગ્રામ**માં શ્રી મહાવીરજિનની પ્રતિષ્ઠા કરી હતી.[૪] વળી સં. ૧૩૦૨ ના માર્ગશીર્ષ વદિ ૯ ને શનિવારે આદિનાથબિંબની પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ પણ મળે છે.[૫] આમ **પ્રભાનંદસૂરિ**ના ગુરુ શ્રી **દેવભદ્રસૂરિ** તેમની સદીમાં થયા તેથી તેમના શિષ્ય **પ્રભાનંદસૂરિ**નો સત્તાકાળ તે જ સમયનો નિર્વિવાદ સિદ્ધ થાય છે.

**પ્રભાનંદસૂરિ** રુદ્રપલ્લીય ગચ્છના હતા. આ રુદ્રપલ્લીયગચ્છની સ્થાપના શ્રી **જિન-**

૨. જુઓ **प्रभावकचरित** અન્તર્ગત **अभयदेवसूरिप्रबन्ध**.

૩. '**થંભણપુર**' અને '**ખંભનયરી**' એ બને જુદાં જ ગામો હતાં, એ સંબંધનું વિવેચન શ્ર રત્નમણિરાવ **ભીમરાવ** કૃત **खंभातनो इतिहास** પૃ૦ ૧૬–૧૭ માં જુઓ.

૪. જુઓ **जैन साहित्य संशोधक** ખંડ ૨. અંક ૧, પૃ૦ ૫૫.

૫. જુઓ **प्राचीन जैन लेखसंग्रह** ભા૦ ૨, પૃ૦ ૧૩૭.

શેખરાચાર્યે સં. ૧૨૦૪માં કરી એવો ઉલ્લેખ છે.[૬] પણ **प्रश्नोत्तररत्नमाला**ની વૃત્તિની પ્રાન્ત પ્રશસ્તિમાં[૭] અને શ્રી હરિભદ્રસૂરિકૃત **सम्यक्त्वसप्तति**ની શ્રી સંઘતિલકસૂરિએ રચેલી વૃત્તિની પ્રશસ્તિમાં[૮] પણ રુદ્રપલ્લીયગચ્છની સ્થાપના શ્રી અભયદેવસૂરિ જેમણે સં. ૧૨૭૮ માં[૯] **जयन्तविजय** કાવ્યની રચના કરી હતી, અને જેમને કાશીના રાજા તરફથી 'વાદિસિંહ'નું બિરુદ મળ્યું હતું,[૧૦] તેમણે કર્યાનો ઉલ્લેખ છે, તેને જ પુષ્ટિ આપતો ઉલ્લેખ, ધર્મસાગર ઉપાધ્યાયે **प्रवचनपरीक्षा** માં પણ કર્યો છે.

પ્રભાનંદસૂરિની પ્રશંસા શ્રીદેવેન્દ્રસૂરિએ **प्रश्नोत्तररत्नमाला**ની વૃત્તિની પ્રશસ્તિમાં અને શ્રીસંઘતિલકસૂરિએ **सम्यक्त्वसप्तति**ની વૃત્તિની પ્રશસ્તિમાં ક્રમશઃ નીચે મુજબ કરી છેઃ

(१) अभूत् ततः कृतानन्दः **प्रभानन्द**मुनीश्वरः ।
यत्र प्रभा–प्रमा–प्रज्ञा–प्रभावाः प्रापुरुन्नतिम् ॥ ११ ॥

(२) तस्यान्तेवासिमुख्यः कुमतमतितमश्चण्डमार्त्तण्डकल्पः ।
कल्पद्रुः कल्पितार्थप्रवितरणविधौ श्री**प्रभानन्द**सूरिः ॥ ६ ॥

આમ તેઓ મહાવિદ્વાન્ હતા, એ તો પોતે જ પ્રશસ્તિમાં પ્રયોજેલા **प्रतिभाभिरामः** અને **प्रतिभासमुद्रः** એ શબ્દોથી પણ જાણી શકાય છે.

પ્રાકૃતભાષામાં શ્રીપરમાનંદસૂરિએ રચેલ ૫૨૫ શ્લોકાત્મક **हितोपदेशामृत** નામના ગ્રંથનો ઉલ્લેખ છે.[૧૧] આ પરમાનંદસૂરિ પોતાને અભયદેવસૂરિના શિષ્ય શ્રીદેવભદ્રસૂરિના શિષ્ય તરીકે અને પ્રભાનંદસૂરિના ગુરુભાઈ તેમજ **हितोपदेशमाला**ના સૂત્રકાર તરીકે ઉલ્લેખે છે. "તેમાં સં० ૧૩૦૪ વર્ષે ૯૫૦૦" એમ પણ જણાવ્યું છે. આ સમય **શ્રીધર ભાંડારકરે** રચનાસમય તરીકે જે ઉલ્લેખ્યો છે, તે પ્રભાનંદસૂરિ સાથેની સમકાલીનતા જોતાં સંગત લાગે છે. પણ **जेसलमेरभाण्डागारीयग्रन्थानां सूची**માં "**—श्रीधरभाण्डारकरेण लेखनसमयो रचनासमयत्वेन निर्दिष्टो न सम्यग्**" એવો જે ઉલ્લેખ પં० લાલચંદભાઈએ કર્યો છે ઠીક લાગતો નથી.

પ્રભાનંદસૂરિના શિષ્યોમાં ચંદ્રસૂરિ; જેમણે **गौतमपृच्छा** પર વૃત્તિ રચી છે, તેમનો જ ઉલ્લેખ જોવાય છે.[૧૨] **ललितोक्ति** વૃત્તિની રચનામાં સોમપ્રભમુનિએ પ્રભાનંદસૂરિને સહાય આપી, એવા ઉલ્લેખથી તેઓ તેમના ગુરુભાઈ, શિષ્ય કે સતીર્થ્ય હશે, એમ માની શકાય છે.

આ સ્તોત્ર પર બીજા કેટલાકોએ ટીકાઓ રચી છે.

---

૬. જુઓ जैन गूर्जर कविओ ભા० ૨, પૃ० ૬૭૬.

૭. જુઓ ઉપર્યુક્ત प्रश्नोत्तररत्नमालाની વૃત્તિની પ્રશસ્તિનો શ્લોક ૯.

૮. पट्टे तदीयेऽ**भयदेव** सूरिरासीद् द्वितीयोऽपि गुणाद्वितीयः ।
जातो यतोऽयं जयतीह **रुद्रपल्लीय**गच्छः सुत्तरामतुच्छः ॥

૯. જુઓ 'जयन्तविजय' કાવ્યની પ્રાન્ત પ્રશસ્તિ.

૧૦ જુઓ गच्छमतप्रबन्ध अने संघप्रगति પૃ० ૩૪–૩૬.

૧૧ જુઓ जेसलमेरभाण्डागारीयग्रन्थानां सूची પૃ० ૪૧.

૧૨ જુઓ जैन साहित्यनो संक्षिप्त इतिहास પૃ० ૪૩૩, પારા. ૬૩૫.

# પરમાર્હત
# શ્રી કુમારપાળ ભૂપાળનું જૈનત્વ

લેખક-પૂ. મુનિમહારાજ શ્રી ભદ્રંકરવિજયજી

**श्रीहेमचंद्रप्रभवाद्वीतरागस्तवादितः ।**
**कुमारपालभूपालः, प्राप्नोतु फलमीप्सितम् ॥१॥**

"શ્રી હેમચંદ્રે રચેલા શ્રી વીતરાગસ્તોત્ર વગેરેથી કુમારપાલ ભૂપાલ ઇપ્સિત ફલને પ્રાપ્ત કરો! (દર્શનવિશુદ્ધિ લક્ષણ કે કર્મક્ષય લક્ષણ સ્વઇષ્ટ ફલને મેળવો!)"

—શ્રી વીતરાગસ્તોત્ર, પ્રકાશ ૨૦ શ્લોક. ૯

શ્રી વીતરાગસ્તોત્રના છેલ્લા પ્રકાશના અંતે આલેખાયેલા ઉપરોક્ત શ્લોક ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે આ સ્તોત્ર કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરિજીએ પરમાર્હત શ્રી કુમારપાલ ભૂપાલના શ્રેયોર્થે રચેલું છે. શ્રીવીતરાગસ્તોત્રના વીસ પ્રકાશ તથા શ્રીયોગશાસ્ત્રના બાર પ્રકાશ પરમાર્હત રાજા કુમારપાલની પ્રાર્થનાથી કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજીએ બનાવેલા છે, તે વાત શ્રી યોગશાસ્ત્રના અંતિમ શ્લોકથી પણ સાબીત થાય છે. ત્યાં કહ્યું છે કે—

**या शास्त्रात् सुगुरोर्मुखादनुभवाच्चाज्ञायि किञ्चित् क्वचित्,**
**योगस्योपनिषद्विवेकिपरिषच्चेतश्चमत्कारिणी ।**
**श्रीचौलुक्यकुमारपालनृपतेरत्यर्थमभ्यर्थना-**
**दाचार्येण निवेशिता पथि गिरां श्रीहेमचन्द्रेण सा ॥१॥**

"યોગની રૂચિવાલા વિવેકિ આત્માઓની સભાના ચિત્તને ચમત્કાર કરનારું આ યોગનું ઉપનિષદ્-રહસ્ય દ્વાદશાંગરૂપ શાસ્ત્રથી, સદાગમના વ્યાખ્યાતા સુગુરુના મુખથી અર્થાત્ સાક્ષાત્ ઉપદેશથી તથા સ્વસંવેદનરૂપ સ્વાનુભવથી મેં મારી બુદ્ધિને અનુસાર જે કાંઇ કવચિત્ જાણ્યું, તેને શ્રી ચૌલુક્ય વંશમાં ઉત્પન્ન થયેલા શ્રી કુમારપાલ રાજાની અત્યંત પ્રાર્થનાથી, કે જે શ્રી કુમારપાલ રાજા યોગની ઉપાસનાનો પ્રેમી હતો, જેણે અન્ય યોગશાસ્ત્રો જોયાં હતાં તથા જે પ્રથમના યોગશાસ્ત્રો કરતાં વિલક્ષણ યોગશાસ્ત્રને સાંભળવાની ઇચ્છાવાળો હતો,-તેણે અત્યંત પ્રાર્થના કરવાથી વાણીને અગોચર એવું પણ યોગનું આ રહસ્ય આચાર્ય શ્રી હેમચન્દ્રે વાણીના માર્ગમાં ઉતાર્યું છે."

ભગવાન શ્રી હેમચંદ્રસૂરિ મહારાજની ગ્રન્થરચના ઘણી વિશાલ છે. પણ તે કોઈ રાજાનો આશ્રય શોધવા માટે કે તત્કાલીન લોકને રીઝવવા માટે થયેલી છે, એમ કહેનારાઓ, શ્રીહેમચન્દ્રાચાર્ય કે બીજા કોઈ પણ સમ્યગ્દષ્ટિ જૈનાચાર્યના હાર્દને ઓળખી શકયા છે એમ માનવું બરાબર નથી. કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ મહારાજ વગેરે જે કોઈ જૈનાચાર્યોએ મહત્ત્વના ગ્રન્થોની રચના કરી છે તેની પાછળ તેમનો મુખ્ય હેતુ આત્મોન્નતિ અને શાસનોન્નતિનો હોય છે. રાજા, લોક કે શિષ્યપ્રશિષ્યાદિની પ્રાર્થના તેમાં નિમિત્તમાત્ર બને છે. વીતરાગસ્તોત્ર, યોગશાસ્ત્ર કે શબ્દાનુશાસન જેવા

ગ્રન્થો બનાવવાની પાછળ પણ કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રીમદ્‌નો પણ તે જ ઉદ્દેશ ઘટી શકે છે. ગ્રન્થરચનાની પાછળ બીજો કોઈ પણ લૌકિક ઉદ્દેશ તેમના હૃદયમાં હતો, એ જાતિની કલ્પના સ્વચ્છંદ કલ્પના છે અને એ વાત એમના જ શબ્દોમાં સ્વોપજ્ઞ શ્રીયોગશાસ્ત્રના ઉપરના શ્લોકદ્વારા જણાઈ આવે છે. ગુજરાતના રાજા સિદ્ધરાજના અત્યંત આગ્રહથી જેમ સિદ્ધહેમશબ્દાનુશાસનની રચના તેમના દ્વારા થયેલી છે, તેમ રાજા કુમારપાલના અત્યંત આગ્રહથી જ શ્રીયોગશાસ્ત્ર અને શ્રીવીતરાગ સ્તોત્રાદિની રચના થયેલી છે—એ જ વાતનું સમર્થન કરતાં શ્રીયોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વૃત્તિના અંતમાં ફરીવાર પણ તેઓશ્રી જણાવે છે કે—

**श्रीचौलुक्यक्षितिपतिकृतप्रार्थनाप्रेरितोऽहं,**
**तत्त्वज्ञानाऽमृतजलनिधेर्योगशास्त्रस्य वृत्तिम् ।**
**स्वोपज्ञस्य व्यरचयमिमां तावदेषा च नन्द्या-**
**द्यावज्जैनप्रवचनवती भूर्भुवःस्वस्त्रयीयम् ॥१॥**
**संप्रापि योगशास्त्रात्तद्विवृत्तेश्चाऽपि यन्मया सुकृतम् ।**
**तेन जिनबोधिलाभप्रणयी भव्यो जनो भवतात् ॥२॥**

"શ્રી ચૌલુક્ય રાજાની પ્રાર્થનાથી પ્રેરાયેલા એવા મેં તત્ત્વજ્ઞાનરૂપી અમૃતસાગરમાંથી શ્રી યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વૃત્તિને બનાવી છે. તે શ્રી જૈનપ્રવચનાનુસારી વૃત્તિ જ્યાંસુધી પૃથ્વી પાતાળ અને સ્વર્ગ છે ત્યાંસુધી જયવંત વર્તો."૧.

"શ્રી યોગશાસ્ત્ર અને તેની વિવૃતિ બનાવવા વડે જે સુકૃત મેં ઉપાર્જન કર્યું હોય, તેનાથી સમસ્ત ભવ્ય લોક શ્રી જિનપ્રણીત બોધિલાભ પ્રત્યે પ્રીતિવાળો બનો."૨.

ગ્રન્થના અન્તમાં તેઓશ્રી ફરમાવે છે કે.—

**"इति श्रीपरमार्हतश्रीकुमारभूपालशुश्रुषिते आचार्यश्रीहेमचन्द्र-विरचितेऽध्यात्मोपनिषन्नाम्नि संजातपट्टबन्धे श्रीयोगशास्त्रे स्वोपज्ञं द्वादश-प्रकाशविवरणम् ।"**

"એ રીતે પરમાર્હત શ્રી કુમારપાલવડે સેવાતા આચાર્ય શ્રી હેમચંદ્રે રચેલા અધ્યાત્મોપનિષદ્ એવા નામનો પટ્ટબન્ધ પામેલા શ્રી યોગશાસ્ત્રના વિષે બારમા પ્રકાશનું વિવરણ સમાપ્ત થયું."

ઉપરોક્ત શ્રી હેમચંદ્ર મહારાજનાં પોતાનાં જ લખાણો પ્રસિદ્ધ કરે છે કે શ્રી કુમારપાળ રાજા પરમાર્હત અર્થાત્ પરમ જૈનધર્મી હતા, શ્રી હેમચંદ્ર મહારાજના ચરણોના પરમ ઉપાસક હતા તથા ગ્રન્થરચનાની પાછળ એમની અભ્યર્થના જ મુખ્ય હેતુ હતી. શ્રી હેમચંદ્ર મહારાજને રાજા કુમારપાળની યોગ અર્થાત્ મુક્તિમાર્ગ વિષયક જિજ્ઞાસાને સંતોષવાની હતી તેમ ભવ્ય લોકને શ્રી જિનપ્રણીત ધર્મ પ્રત્યે અનુરાગી બનાવવાનો હતો.

## શ્રી કુમારપાળનું જૈનત્વ

શ્રીયોગશાસ્ત્ર, શ્રીવીતરાગસ્તોત્ર, શ્રીદ્વ્યાશ્રય મહાકાવ્યાદિ કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રસૂરિ મહારાજના ગ્રંથરત્નો શ્રીકુમારપાળ ભૂપાળના ભવ્ય જૈનત્વની સાક્ષી આપી

રહ્યાં છે, તેમ શ્રીકુમારપાળ ભૂપાળવિરચિત શ્રીજિનસ્તવન, તથા શ્રીકુમારપાળના સમકાલીન અને ઉત્તરકાલીન ગ્રન્થકારોનાં ગ્રન્થરત્નો પણ શ્રીકુમારપાળ ભૂપાળના જૈનત્વ ઉપર અદ્વિતીય પ્રકાશ ફેલાવી રહ્યાં છે.

૧. સૌથી પહેલાં સ્વયં શ્રીકુમારપાળવિરચિત શ્રીસાધારણ જિનસ્તવન નામના સંસ્કૃત સ્તોત્રરત્નના છેલ્લા શ્લોકમાં જણાવ્યું છે કે—

**प्राप्तस्त्वं बहुभिः शुभैस्त्रिजगतश्चूडामणिर्देवता,**
**निर्वाणप्रतिभूरसावपि गुरुः श्रीहेमचन्द्रप्रभुः ।**
**तज्ञातः परमस्ति वस्तु किमपि स्वामिन् यदभ्यर्थये,**
**किन्तु त्वद्वचनादरः प्रतिभवं स्ताद्वर्धमानो मम ॥१॥**

"ત્રણ જગતના મુકુટમણિ સમાન દેવ તરીકે તું અને મુક્તિમાર્ગના સત્યંકાર સમાન ગુરુ તરીકે શ્રી હેમચંદ્ર પ્રભુ મને બહુ પુણ્યના ઉદયથી મળ્યા છે. તેથી હે સ્વામિન્ ! હવે હું કોઇ પણ અન્ય વસ્તુની યાચના કરવા ઇચ્છિતો નથી; માત્ર પ્રત્યેક ભવમાં મને તારા વચન ઉપરનો આદર વધતો રહે, એટલું જ યાચુ છું."

આ રીતે શ્રીજિનવચનના આદરને જ એક ઇચ્છનાર રાજા કુમારપાળને પરમ જૈન તરીકે કયો મધ્યસ્થ બુદ્ધિવાળો આત્મા અંગીકાર ન કરે ?

૨. વીતરાગસ્તોત્ર ઉપર વિશદ વિવરણ કરનાર આચાર્ય શ્રી પ્રભાનન્દસૂરિ પ્રથમ પ્રકાશના આદ્ય પ્રસ્તાવમાં જ શ્રી હેમચંદ્રસૂરિજીના વિશેષણો લખતાં ફરમાવે છે કે—

**'परमार्हतश्रीकुमारपालभूपालमौलिलालितनखमयूखः ॥'**

પરમાર્હત શ્રીકુમારપાલ ભૂપાલના મુકુટ વડે લાલિત થયાં છે—શોભી રહ્યાં છે નખમયૂખો જેમનાં એવા શ્રી હેમચન્દ્રસૂરિવડે સમસ્ત સ્તુતિ રસના રહસ્યનાં ઝરણ તુલ્ય શ્રીવીતરાગસ્તોત્રને વિષે આ પ્રથમ પ્રસ્તાવના સ્તવ બનાવ્યો છે.

૩. એ જ રીતે શ્રી વીતરાગસ્તોત્રની અવચૂર્ણિના કર્તા શ્રીવિશાલરાજસૂરિ પણ પ્રથમ પ્રસ્તાવના સ્તવની અવચૂર્ણિનો પ્રારંભ કરતાં મંગળાચરણ કર્યા બાદ ફરમાવે છે કે— (આ અવચૂર્ણિ વિક્રમની ૧૬મી સદીમાં બનેલી છે.)

પૂર્વે સ્વર્ગતુલ્ય શ્રી પાટણ નગરમાં પોતાના સ્વાભાવિક પરાક્રમથી રાજાઓના સમૂહને પરાભવ પમાડનાર, પ્રકૃષ્ટ પ્રભુતા વડે શક્રનું અનુકરણ કરનાર, દુર્ધર દુશ્મનોરૂપી હાથીઓને ભય પેદા કરનારી વિકરાલ કરવાલને ધારણ કરનાર, દશ દિશારૂપી મંડપને વિષે અખંડ અલંકારરૂપી કીર્તિવેલડીના સમૂહને વિસ્તારવા માટે આલવાલ (ક્યારા) સમાન, પ્રજાપાલ શ્રીકુમારપાલ રાજા ચાર સાગર સુધી પૃથ્વીનું રાજ્ય કરતા હતા. શ્વેતામ્બરાદિ ષડ્દર્શનોમાં અખંડ આજ્ઞાવાલા તથા પોતાની પ્રજ્ઞાવડે બૃહસ્પતિને પણ પરાભવ કરનારા કલિકાલસર્વજ્ઞ શ્રીહેમસૂરિના વચનામૃત વડે ગળી ગયું છે મિથ્યાત્વવિષ જેનું એવા તેણે અત્યંત સુંદર શ્રી જિનમાર્ગનો સ્વીકાર કર્યો હતો. શ્રીજિનોક્ત નવ તત્ત્વને વિષે શ્રદ્ધાને ધારણ કરતા અને શ્રી સમ્યક્ત્વમૂલ દ્વાદશ વ્રતની ધરાને વહન કરતા એવા તેણે પ્રથમ વ્રતમાં પોતાની માલિકીના અઢારે દેશોમાં અમારિ પ્રવર્તાવી અને 'માર' એવા શબ્દો સાંભળતાં પણ ઉપવાસ કરવાની પ્રતિજ્ઞા અંગીકાર કરી હતી.

બીજા વ્રતમાં વિપર્યાસથી—અનુપયોગે પણ અસત્ય વચન બોલાય તો આયંબિલ કરવાનું અંગીકાર કર્યું હતું.

ત્રીજા વ્રતમાં પ્રતિવર્ષ બોંતેર લાખ દ્રવ્યનો કર છોડી દીધો હતો.

ચતુર્થ વ્રતમાં ધર્મપ્રાપ્તિ બાદ પાણિગ્રહણ કરવાનો નિયમ લીધો હતો. ચાતુર્માસમાં ત્રિધા શીલ પાલવાનો નિયમ હતો. તથા ભોપલદેવી આદિ આઠ ભાર્યાઓના મરણ બાદ પ્રધાન વગેરેએ અત્યંત આગ્રહ કરવા છતાં પાણિગ્રહણ કર્યું ન હતું.

પાંચમા વ્રતમાં ૪૮ કરોડ સોના રૂપાના સિક્કા, ૧૦૦૦ તોલા મહામૂલ્યવાન મણિ રત્નો, ૩૨૦૦૦ મણ ઘી, ૩૨૦૦૦ મણ તેલ, ત્રણ ત્રણ લાખ મણ ડાંગરાદિ ધાન્યના મુડા, ૧૧૦૦ હાથી, ૫૦૦૦૦ રથ, ૧૧૦૦૦૦૦ ઘોડા, સર્વસૈન્ય મલીને ૧૮૦૦૦૦૦, ૨૮૦૦૦૦૦ સુભટો, ૧૦૦૦ ઊંટ, ૮૦૦૦૦ ગાય અને પાંચસો પાંચસો ઘર, હાટ, સભા, વહાણ, ગાડાં, વહેલ વગેરેથી અધિક નહિ રાખવાનો નિયમ લીધો હતો.

છઠ્ઠા વ્રતમાં:—ચાતુર્માસમાં પાટણના સીમાડાની બહાર નહિ જવાનો નિયમ લીધો હતો.

સાતમા વ્રતમાં મદ્ય, માંસ, મધ, માખણ, બહુબીજ, પાંચ ઉદુંબર, અનંતકાય અને ઘેવરાદિ નહિ ખાવાનો નિયમ લીધો હતો.

આઠમાં વ્રતમાં પોતાની આજ્ઞા નીચેના દેશોમાં સાત વ્યસનોનો નિષેધ કર્યો હતો.

નવમા વ્રતમાં ઉભય કાલ પ્રતિક્રમણ, અને સામાયિક લીધા બાદ શ્રી હેમચંદ્રગુરૂ સિવાય અન્ય સાથે વાત નહિ કરવાનો નિયમ લીધો હતો.

દશમા વ્રતમાં વર્ષાઋતુમાં યુદ્ધ નહિ કરવાનો નિયમ લીધો હતો.

અગિયારમા વ્રતમાં અષ્ટમી ચતુર્દશીએ પૌષધ કરવાનો નિયમ લીધો હતો, તથા કાર્યોત્સર્ગમાં પગે ચોંટેલા મંકોડાની દયા ખાતર શરીરની ચામડી સહિત તેને દૂર કરાવ્યો હતો.

બારમા વ્રતમાં સીદાતા સાધર્મિકોનો ૭૨ લાખ દ્રવ્યનો કર છોડી દીધો હતો. પ્રતિવર્ષ સાધર્મિકના ઉદ્ધાર માટે એક કરોડ સોના મહોરોનું દાન, પારણાને દિવસે નજરે પડેલા સેંકડો સાધર્મિકોને પોતાની સાથે ભોજન ઇત્યાદિ નિયમો શ્રી હેમચંદ્રગુરુ પાસે અંગીકાર કર્યા હતા.

અને પૂર્વે કરેલાં દુષ્કૃતોની શુદ્ધિ માટે ગુરુ પાસે પ્રાયશ્ચિત્ત માગતાં ગુરુએ પણ સિદ્ધાંતના રહસ્યનો હૃદય સાથે વિચાર કરીને પ્રાયશ્ચિત્ત આપ્યું હતુ. તેની વિગત—

(૧) ૧૪૪૪ નવીન જિનપ્રાસાદ બનાવવા.

(૨) ૧૬૦૦ જૂનાં જિનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવવો.

(૩) સાત મોટી તીર્થયાત્રાઓ કરવી.

(૪) એકવીસ મોટા જ્ઞાનમંદિર કરાવવાં ઇત્યાદિ.

(૫) વલી વિશેષથી કરેલાં અભક્ષ્યભક્ષણ રૂપી પાપની વિશુદ્ધિ માટે બત્રીસ દાંતની સંખ્યા પ્રમાણે એક જ પીઠ ઉપર બત્રીસ જિનપ્રાસાદ કરાવવા.

(૬) હંમેશા સવારે શ્રાવકની વિધિને બતાવનારા ૧૨ પ્રકાશ યોગશાસ્ત્રના અને વીતરાગની ભક્તિમય ૨૦ પ્રકાશ વીતરાગસ્તોત્રના બત્રીસ દાંતની શુદ્ધિ માટે ગણી જવા ઈત્યાદિ —

૪. "श्राद्धः श्रोता सुधीर्वक्ता, युज्येयातां यदीश ! तत् ।
त्वच्छासनस्य साम्राज्यमेकच्छत्रं कलावपि ॥१॥"

–श्रीवीतरागस्तोत्रे नवमः प्रकाशः श्लो० ३

"વિશુદ્ધ શ્રદ્ધાયુક્ત શ્રોતા અને સમસ્ત શાસ્ત્રાર્થોના રહસ્યને અવગાહન કરનારી વિશુદ્ધ બુદ્ધિવાળો વક્તા, એ બેનો યોગ મલે, તો હે જગદીશ ! આ દુઃષમા કાળમાં પણ અપ્રમેય પ્રભાવવાળા તારા શાસનનું સામ્રાજ્ય–ચક્રવર્તીત્વ પ્રવર્તે–(એવા પ્રકારના શ્રોતા અને વક્તાનો યોગ પ્રાયઃ દુર્લભ છે)"–૧

ઉપરોક્ત શ્લોકની ટીકામાં વિવરણકાર શ્રીપ્રભાનન્દસૂરિજી ફરમાવે છે કે—

इदं च स्तुतिकर्तुरनुभवसुभगं वचः, तथाहि-निरवधिनय-विक्रमवशंवदीकृतसकलक्ष्मापालचक्रवालः श्रीकुमारपालदेवः श्राद्धः श्रोता, युगान्तर्वर्तिसकलवाङ्मयपारावारपारीणमतिः श्रीहेमचन्द्रसूरिः सुधीर्वक्ता, तथाविधविधियोगाच्चाऽनयोः समजनि संयोगः, कृतं च कलावपि श्रीजिनशासन-साम्राज्यमाभ्यामिति स्थाने स्वानुभवसुभगमिदमुदीरितमिति ।

ટીકાકાર કહે છે કે–" સ્તુતિકારનું આ વચન અનુભવ સુભગ છે–કારણ કે નિરવધિ ન્યાય અને પરાક્રમ વડે સમસ્ત ભૂપાલના સમૂહને વશ કરનાર રાજા કુમારપાળ જેવા શ્રદ્ધાળુ શ્રોતા મળ્યા હતા અને યુગાંતરવર્તિ–તે કાળમાં રહેલ સકલવાંઙ્મયરૂપી પારાવારને પાર પામેલી બુદ્ધિવાલા બુદ્ધિનિધાન શ્રીહેમચંદ્રસૂરિ જેવા વક્તા મળ્યા હતા. તથા પ્રકારની વિધિના નિયોગથી એ બેનો સંયોગ કલિકાલમાં પણ શ્રી જિનશાસનના અખંડ સામ્રાજ્યને કરનારો થયો હતો. "

૫. એ જ શ્લોકની ટીકામાં અવચૂર્ણિકાર શ્રી વિશાલરાજસૂરિ ફરમાવે જે કે—

" હે ઈશ ! તારા વચનને સાંભળનાર પરમ શ્રદ્ધાવાન શ્રોતા અને તારા આગમના રહસ્યને જાણનાર સમર્થ પ્રરૂપક વક્તા એ બેનો સંયોગ થઇ જાય, તો અતિશયોથી રહિત એવા પણ આ કલિકાલમાં તારું શાસન એકાતપત્ર–એકછત્ર સાર્વત્રિક થયા વિના ન રહે"

'श्रोत्रा कुमारपालेनात्मना च प्ररूपकत्वेनाऽनुभवसिद्धं कवेर्वचनमिदम् ।'

"શ્રોતા તરીકે કુમારપાલ અને પ્રરૂપક તરીકે પોતે, એમ કવિનું આ અનુભવસિદ્ધ વચન છે."

૬ 'કુમારપાલપ્રતિબોધ', રચયિતા સોમપ્રભસૂરિ, રચનાકાળ સં. ૧૨૪૧,–રાજા કુમારપાળના કાળધર્મ બાદ એક દશકમાં આ ગ્રન્થ રચાયેલો છે. તેમાં કુમારપાળના પ્રતિબોધનું વિસ્તૃત વર્ણન છે, અને કવિએ જણાવ્યું છે કે ચતુર્થ કાળમાં ઉપદેશક તરીકે સાક્ષાત વીર ભગવંત હતા અને મંત્રી તરીકે અભયકુમાર હતા. તે વખતે જે અમારી

ઉદ્‌ઘોષણાદિ કાર્યો રાજા શ્રેણિક વડે ન થઈ શક્યાં તે પંચમ કાળમાં ગુરુ શ્રી હેમસૂરિના ઉપદેશથી રાજા કુમારપાલ કરાવી શક્યો.

૭. કવિ યશઃપાળવિરચિત 'મોહપરાજય' નાટક કે જેનો રચનાકાળ પણ સં. ૧૨૪૧ છે, તેમાં પણ રાજા કુમારપાળના કૃપાસુંદરી સાથે ગુરુશ્રી હેમચંદ્ર દ્વારા થયેલ પાણિગ્રહણનું ઘણું જ રસિક અને મનોહર વર્ણન છે. પાણિગ્રહણ થયાનો સમય ત્યાં સં. ૧૨૧૬ ના માગશર સુદ બીજનો જણાવ્યો છે. એટલે રાજા કુમારપાળ આયુષ્યના અંત સુધીનાં અંતિમ ૧૫ વર્ષ સુધી ચુસ્ત જૈન રહ્યા હતા.

૮. પ્રાકૃત તથા સંસ્કૃત દ્વયાશ્રય કાવ્ય કે જે ખુદ શ્રી હેમચંદ્રસૂરિજીએ રાજા કુમારપાલના હયાતિકાળમાં લખેલ છે તેમાં રાજા સિદ્ધરાજે જૈન મંદિરો બંધાવ્યાનો તથા જૈન સાધુઓની પૂજાદિક કર્યાના ઉલ્લેખો મળે છે. તોપણ સિદ્ધરાજને જૈન તરીકે ઓળખાવેલ નથી અને રાજા કુમારપાળને જ પરમાર્હતાદિ વિશેષણોથી પરમ જૈન તરીકે સંબોધ્યો છે.

૯. 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ના દશમા પર્વના બારમા સર્ગમાં પણ શ્રીહેમચંદ્રસૂરિ મહારાજે રાજા કુમારપાળના જૈનત્વનું લંબાણથી વર્ણન કરેલું છે, અને તેમાં રાજા કુમારપાળને ધર્મવીર, દાનવીર અને યુદ્ધવીર તથા શરણાગતવત્સલ અને પરનારીસહોદરાદિ વિશેષણોથી સંબોધ્યો છે. સમકિતપૂર્વક અણુવ્રત અંગીકાર કરનારો, શ્રાવકના આચારનો પારગામી તથા દેવપૂજન અને ગુરુવન્દનાદિ કર્યા વિના ભોજન પણ નહિ કરનારો વર્ણવ્યો છે. તથા શ્રીવીતભયપત્તનમાં ભૂમિતળે દટાયેલી શ્રીકપિલકેવલિપ્રતિષ્ઠિત પરમાત્મા મહાવીરની પ્રતિમાને બહાર કઢાવી સ્ફટિકમય શ્રીજિનપ્રાસાદમાં પધરાવી ત્રિકાળ શ્રીજિનપૂજા કરનારો બતાવેલો છે.

૧૦. રાજા કુમારપાળ અને શ્રી હેમચન્દ્રસૂરિના પછીના સમયમાં રચાયેલા ગ્રંથોમાં પણ રાજા કુમારપાળના પરમ જૈનત્વની પુષ્ટિ આપનારાં સંખ્યાબંધ પ્રમાણો મળે છે, અને રાજા કુમારપાળ માટે રાજર્ષિ આદિ બિરૂદો સ્પષ્ટપણે આલેખાયેલાં છે. તેમાંના મુખ્ય ગ્રન્થોનાં નામ નીચે મુજબ છે—

(૧) પ્રભાવકચરિત્ર, શ્રીહેમચંદ્રસૂરિપ્રબંધ (વિક્રમની ૧૩મા સદી).

(૨) પ્રબન્ધચિંતામણિ, શ્રી મેરુતુંગાચાર્ય (વિક્રમની ૧૪મી સદી).

(૩) કુમારપાલપ્રબંધ, શ્રી કુલમંડનસૂરિ (વિક્રમની ૧૫મી સદી).

(૪) શ્રાદ્ધગુણવિવરણ (વિક્રમની ૧૬મા સદી).

(૫) બીજાં અનેક ચરિત્રો, રાસો, શિલાલેખો અને કિંવદન્તીઓ—એ બધાં એકી અવાજે શ્રી કુમારપાલ ભૂપાલના પરમાર્હતપણાની સાક્ષી પૂરી રહ્યાં છે.

આજકાલ કેટલાક જૈનધર્મના ત્યાગ–વિરાગાદિના ઉપદેશ પ્રત્યે સ્વભાવથી જ અરુચિ ધારણ કરનારાઓ તથા સ્વસંપ્રદાયના કારમા અંધ અનુરાગ આદિથી દોરવાયેલાઓ, પરમાર્હત શ્રીકુમારપાલ ભૂપાલના પરમાર્હતપણા–પરમ જૈનપણા સંબંધી અનેક કુતર્કો ઉડાવી ભદ્રિક જનતામાં કુશંકાઓ ઉત્પન્ન કરવા પ્રયાસ કરી રહ્યા છે. તેઓનો તે પ્રયાસ કેટલો અસત્ય અને ઉન્માર્ગગામી છે, તે હકીકત આ ટૂંકા પણ મુદ્દાસરના લેખદ્વારા વાચકોના ખ્યાલમાં આવે, એ માટે આ સ્વલ્પ પ્રયાસ કરવામાં આવ્યો છે.

# પ્રવચન-પ્રશ્નમાલા

રચયિતા—પૂ. આચાર્ય મહારાજ શ્રીવિજયપદ્મસૂરિજી

( ગતાંકથી ચાલુ )

**૫૫. પ્રશ્ન**—અંગાદિ સૂત્રોનું જ્ઞાન મેળવવામાં અપૂર્વ મદદગાર સૂત્રો ક્યાં ક્યાં કહ્યાં છે?

**ઉત્તર**—શ્રીનંદીસૂત્ર અને શ્રી અનુયોગદ્વારસૂત્ર, આ બે સૂત્રોનું યથાર્થ જ્ઞાન શ્રીગુરુગમથી થયા બાદ શ્રીઆચારાંગાદિસૂત્રો વાંચતાં વિશેષ સરલતા થાય છે, નિર્યુક્તિ વગેરેમાં જણાવેલી નિક્ષેપાદિની બિના સ્પષ્ટ રીતે સમજી શકાય છે. કુંચીથી જેમ તાળું ઉઘાડી શકાય, તેમ સર્વ સૂત્રોનો અભ્યાસ સરલ બનાવવા માટે શ્રીનંદી–અનુયોગદ્વારનું જ્ઞાન યોગ્ય અવસરે જરૂર મેળવવું જ જોઇએ.૫૫

**૫૬. પ્રશ્ન**—શ્રીનંદીસૂત્રની રચનાનું મૂલ સ્થાન કયું?

**ઉત્તર**—પાંચમા શ્રીજ્ઞાનપ્રવાદપૂર્વમાંથી ઉદ્ધાર કરીને શ્રી નંદીસૂત્રની રચના થઈ છે, તેથી શ્રી નંદીસૂત્રની રચનાનું મૂલ સ્થાન શ્રી જ્ઞાનપ્રવાદપૂર્વ કહી શકાય.૫૬

**૫૭. પ્રશ્ન**— શ્રીનંદીસૂત્રના બનાવનાર કોણ?

**ઉત્તર**—શ્રીનંદીસૂત્રના બનાવનાર પૂજ્ય શ્રીદેવવાચક મહારાજ જાણવા.૫૭

**૫૮. પ્રશ્ન**—શ્રીનંદીસૂત્રના બનાવનાર શ્રીદેવવાચક મહારાજ કોની પરંપરામાં થયા?

**ઉત્તર**—શ્રીદેવવાચક મહારાજ પૂજ્ય શ્રી આર્ય મહાગિરિ મહારાજની પરંપરામાં થયા. તેમણે જિનકલ્પની તુલના કરી હતી. શ્રીસ્થૂલિભદ્રના મોટા શિષ્ય આર્ય મહાગિરિજી હતા, ને નાના શિષ્ય ત્રિખંડ ભરતક્ષેત્રના રાજા સંપ્રતિના ઉદ્ધારક અને પ્રતિબોધક શ્રીઆર્યસુહસ્તિસૂરિ મહારાજ હતા. ૫૮

**૫૯. પ્રશ્ન**—શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ મહારાજ કોની પરંપરામાં થયા?

**ઉત્તર**—શ્રીઆર્યસુહસ્તિસૂરિજીની પરંપરામાં થયા, એમ પટ્ટાવલી વગેરે ગ્રંથોમાં જણાવ્યું છે. ૫૯

**૬૦. પ્રશ્ન**—આર્ય રક્ષિતસૂરિજી મહારાજના જન્મ વગેરેની ઘટના કઇ સાલમાં થઇ?

**ઉત્તર**—જન્મ–વી. નિ. સં. ૫૨૨ માં (વિ. સં. ૫૨ માં). દીક્ષા—વી. નિ. સં. ૫૪૪ માં. સંભવે છે કે–તેમણે શ્રીભદ્રગુપ્તસૂરિજી મહારાજને વી. નિ. સં. ૫૪૮ થી ૫૭૦ ના વચગાળામાં નિઝામણા કરાવી હોય, અને વી. નિ. સં. ૫૮૪ મ (ઇસ્વીસન–૫૮ માં) ચાર અનુયોગ જૂદા કર્યા હોય તથા તેઓશ્રી વી. નિ. સં. ૫૯૭ માં એટલે વિ. સં. ૧૨૭ માં (ઇસ્વીસન–૭૧ માં) સ્વર્ગે ગયા છે. ૬૦

**૬૧. પ્રશ્ન**—ચાર કાલિકાચાર્યમહારાજ કઈ કઈ સાલમાં થયા?

**ઉત્તર**—(૧) પ્રભુશ્રી મહાવીરદેવના નિર્વાણ દિનથી માંડીને ૩૩૫ વર્ષો વીત્યા બાદ પહેલા શ્રી કાલકસૂરિ મહારાજ થયા. એમનું બીજું નામ શ્યામાચાર્ય હતું. (૨) વી. નિ. સં. ૪૫૩ માં બીજા શ્રી કાલકાચાર્ય મહારાજ થયા. તેમણે મહાસતી શ્રી સરસ્વતી

સાધ્વીને રાજા ગર્દભીલ્લના સંકટમાંથી બચાવી હતી. (૩) વી. નિ. સં. ૭૨૦ વર્ષે ત્રીજા શ્રી કાલકાચાર્ય મહારાજ થયા. તેમને શક્રેન્દ્ર વંદના કરવા આવ્યા હતા. (૪) વી. ની. સં. ૯૯૩ વર્ષે ચોથા શ્રી કાલકાચાર્ય મહારાજ થયા. આ યુગપ્રધાન આચાર્ય ભગવંતના આદેશથી ભાદરવા સુદિ ચોથે સંવત્સરી કરવાની શરૂઆત થઈ. એમ શ્રી રત્નસંચય ગ્રંથ વગેરેમાં જણાવ્યું છે. આ બાબતમાં જૂદા જૂદા ઐતિહાસિક વિચારો ઘણા જણાય છે. ૬૧

**૬૨ પ્રશ્ન**—શ્રી મહાવીરદેવના નિર્વાણ પછી કેટલાં વર્ષે વિક્રમ સંવતની શરૂઆત થઇ ?

**ઉત્તર**—૪૭૦ વર્ષો વીત્યા બાદ વિક્રમ સંવતની શરૂઆત થઈ. વી. નિ. સં. માંથી ૪૭૦ બાદ કરીએ તો વિક્રમ સંવત આવે. ને વિક્રમ સંવતમાં ૪૭૦ ઉમેરીએ તો વી. નિ. સંવત આવે. ૬૨

**૬૩ પ્રશ્ન**—પ્રભુશ્રી તીર્થંકર દેવના ભવની ગણત્રી ક્યારથી ગણવી ?

**ઉત્તર**—જે ભવમાં સમયક્ત્વ પામ્યા, તે ભવથી ગણના કરવી. ૬૩

**૬૪. પ્રશ્ન**—પ્રભુ શ્રી મહાવીરદેવના ૨૭ ભવ હતા, તેમાં પચ્ચીસમા ભવે તેમણે ક્યારે દીક્ષા લીધી ?

**ઉત્તર**—આ ભરતક્ષેત્રમાં જિતશત્રુ રાજા ભદ્રારાણીના પુત્ર નંદનકુમારે રાજા થઇને કેટલાંક વર્ષો સુધી રાજ્ય ભોગવ્યું. નંદન રાજાએ પોતાની જિંદગીનાં ૨૪ લાખ વીત્યા બાદ શ્રીપોટ્ટિલાચાર્ય ભગવંતની પાસે પરમ ઉલ્લાસથી દીક્ષા ગ્રહણ કરી, નિર્મલ સંયમની સાધના કરી. દસમા પ્રાણત દેવલોકમાં ૨૦ સાગરોપમ પ્રમાણ આયુષ્યવાળા મહર્દ્ધિક દેવ થયા. એમ શ્રી આચારપ્રદીપમાં શ્રીરત્નશેખરસૂરિ મહારાજે કહ્યું છે. ૬૪

**૬૫. પ્રશ્ન**—તે રાજર્ષિ નંદનમુનિનું આયુષ્ય કેટલું હતું ?

**ઉત્તર**—પચ્ચીસ લાખ વર્ષનું આયુષ્ય હતું એમ આચારપ્રદીપમાં કહ્યું છે. ૬૫

**૬૬. પ્રશ્ન**—તે નંદન રાજર્ષિનો દીક્ષાપર્યાય કેટલાં વર્ષ પ્રમાણ હતો ?

**ઉત્તર**—તે શ્રીનંદન રાજર્ષિએ એક લાખ વર્ષો સુધી નિર્મલ સંયમની પરમ ઉલ્લાસથી સાધના કરી, એમ શ્રી આચારપ્રદીપ વગેરે ગ્રન્થોમાં જણાવ્યું છે. ૬૬

**૬૭. પ્રશ્ન**—શ્રીનંદનરાજર્ષિએ એક લાખ વર્ષના દીક્ષાપર્યાયમાં કેટલા માસક્ષમણ (મહિના મહિનાના ઉપવાસ) કર્યા ?

**ઉત્તર**—૧૧૮૦૬૪૫ માસક્ષપણ તપ અને ઉપર પાંચ દિવસના તપ કરેલ છે. ૬૭

**૬૮. પ્રશ્ન**—૧૧૮૦૬૪૫ માસક્ષપણની સંખ્યા કઇ રીતે લાવી શકાય ?

**ઉત્તર**—૧૦૦૦૦૦ લાખ વર્ષને ૩૬૬ સંખ્યાએ ગુણીને એકત્રીસે ભાગવાથી ૧૧૮૦૬૪૫ આવે અને શેષ તરીકે પાંચ દિવસો વધે. ૬૮

**૬૯. પ્રશ્ન**—વર્ષના દિવસો વ્યવહારથી ૩૬૦ કહેવાય છે. તો ૩૬૦ સંખ્યાએ લાખ વર્ષને ન ગુણતાં ૩૬૬ સંખ્યાથી ગુણવાનું શું કારણ ?

**ઉત્તર**—શ્રીજૈનેન્દ્રાગમના વચન પ્રમાણે પાંચ વર્ષનું યુગ થાય તેના ઋતુમાસ ૬૧ થાય. આ એકસઠમા માસના ત્રીસ દિવસોને પાંચે ભાગતાં ૬૦ દિવસો આવે. તે

યુગના દરેક વર્ષમાં નાંખતાં ૩૬૬ થાય. આ અપેક્ષાએ એક લાખ વર્ષને ત્રણસો ને છાસઠે ગુણ્યા છે. ૬૯

**૭૦. પ્રશ્ન**—એક લાખ વર્ષના દિવસો લાવવા માટે ત્રણસોને છાસઠે ગુણતાં ત્રણ કરોડ છાસઠ લાખ (૩૬૬૦૦૦૦૦) દિવસો આવે, તેને મહિનાના દિવસ ત્રીસ હોવાથી ત્રીસે ભાગવા જોઇએ. તેમ ન કરતાં એકત્રીસે ભાગવાનું શું કારણ ?

**ઉત્તર**—દરેક માસક્ષપણ તપના ૩૦ ઉપવાસ, અને એક પારણાનો દિવસ—એમ ૩૧ દિવસને લક્ષ્યમાં રાખીને ત્રણ કરોડ છાસઠ લાખને એકત્રીસે ભાગવાનું જણાવ્યું છે. અને તે વ્યાજબી છે. કારણકે એકેક માસક્ષપણ તપ પૂરૂ થતાં એકેક પારણાનો દિવસ જરૂર આવે જ.વિશેષ બિના શ્રીઆચારપ્રદીપાદિ અનેક ગ્રંથોમાં જણાવી છે. ૭૦

**૭૧. પ્રશ્ન**—સૂત્રરચનાની અપેક્ષાએ આગમના ત્રણ ભેદ કયા કયા અને તે કયા સૂત્રમાં કહ્યા છે ?

**ઉત્તર**—(૧) આત્માગમ (૨) અનંતરાગમ અને (૩) પરંપરાગમ—એમ ત્રણભેદ અનુયોગદ્વાર સૂત્રમાં કહ્યાં છે. ૭૧

**૭૨. પ્રશ્ન**—તે ત્રણ ભેદોનું સ્વરૂપ શું ?

**ઉત્તર**—(૧) બીજબુદ્ધિ વગેરેના પ્રતાપે પૂજ્ય શ્રીગણધર મહારાજા પ્રભુ શ્રી તીર્થંકરદેવે કહેલી ત્રિપદીને સાંભળીને સ્વતંત્ર દ્વાદશાંગીની રચના કરે છે, તેથી સૂત્રની અપેક્ષાએ ગણધરોને 'આત્માગમ' કહેવાય. (૨) શ્રીગણધરદેવે વ્યવધાન રહિતપણે શ્રીજંબૂસ્વામી વગેરેની આગળ દ્વાદશાંગીની પ્રરૂપણા કરી હતી. તેથી શ્રીજંબૂસ્વામી વગેરેને સૂત્રની અપેક્ષાએ 'અનંતરાગમ' કહેવાય. (૩) એ જ પ્રમાણે શ્રીપ્રભવસ્વામી વગેરેને સૂત્રની અપેક્ષાએ પરંપરાગમ કહેવાય. એમ શ્રીઅનુયોગદ્વારસૂત્ર વગેરેમાં જણાવ્યું છે. ૭૨

**૭૩ પ્રશ્ન**—અર્થદેશનાની અપેક્ષાએ આગમના ત્રણ ભેદ કયા કયા ? અને તે ત્રણ ભેદો ક્યા સૂત્રમાં જણાવ્યા છે ?

**ઉત્તર—(૧)** આત્માગમ, (૨) અનંતરાગમ અને (૩) પરંપરાગમ, એમ ત્રણ ભેદો શ્રી અનુયોગદ્વારસૂત્ર વગેરેમાં જણાવ્યા છે. ૭૩

**૭૪ પ્રશ્ન**—તે ત્રણ ભેદોનું સ્વરૂપ શું ?

**ઉત્તર**—(૧) સર્વજ્ઞ પ્રભુ શ્રી તીર્થંકરદેવ, પોતે શ્રીગણધર દેવોની આગળ અર્થની દેશના આપે છે, તેથી અર્થની અપેક્ષાએ શ્રી તીર્થંકર દેવને આત્માગમ કહેવાય. (૨) શ્રી તીર્થંકરદેવે વ્યવધાન રહિતપણે શ્રીગણધરોની આગળ અર્થની પ્રરૂપણા કરી, તેથી અર્થની અપેક્ષાએ શ્રીગણધરોને અનંતરાગમ કહેવાય. (૩) આ રીતે શ્રીગણધરદેવના શ્રીજંબૂસ્વામી વગેરે શિષ્યોને અર્થની અપેક્ષાએ પરંપરાગમ કહેવાય. એમ શ્રીઅનુયોગદ્વારસૂત્રની ટીકા વગેરેમાં જણાવ્યું છે. ૭૪

**૭૫ પ્રશ્ન**—શ્રી આચારાંગાદિ અંગોના પદની સંખ્યા ૧૮૦૦૦ વગેરે જણાવી છે. અહીં પદનું સ્વરૂપ શું સમજવું ?

ઉત્તર-(૧) જ્યાં અર્થની (ચાલુ અધિકારની) સમાપ્તિ થાય તેટલો ભાગ પદ કહેવાય, એમ શ્રીસમવાયાંગસૂત્ર અને શ્રીનંદીસૂત્રની ટીકામાં જણાવ્યું છે. (૨) તેવા પ્રકારના આમ્નાય (સંપ્રદાય)ના અભાવે પદનું પ્રમાણ જાણવામાં નથી, એમ શ્રીકર્મગ્રંથની ટીકામાં દેવેન્દ્રસૂરિજીએ કહ્યું છે. (૩) વિશિષ્ટ સંપ્રદાયથી જાણવા લાયક પદ છે, એમ સર્વાનુયોગમય પંચમાંગ શ્રીભગવતીસૂત્રની ટીકામાં શ્રીઅભયદેવસૂરિજીમહારાજ જણાવે છે. (૪) એક-પદના(માં) ૫૧૮૦૮૪૬૨૧ શ્લોક થાય (આવે) એમ શ્રી રત્નસાર વગેરેમાં કહ્યું છે. ૭૫

૭૬. પ્રશ્ન-નિર્યુક્તિની રચના કોણ કરી શકે ?

ઉત્તર-ચૌદપૂર્વોના જ્ઞાનને ધારણ કરનારા મહાપુરુષો પંચાંગીના બીજા ભેદ તરીકે ગણાતિ નિર્યુક્તિની રચના કરે, એમ શ્રીસેનપ્રશ્ન વગેરે ગ્રંથોમાં જણાવ્યું છે. ૭૬

૭૭. પ્રશ્ન-કાલિક શ્રુતનો અર્થ શો ?

ઉત્તર-જે સૂત્રો દિવસના અને રાતના પહેલા અને છેલ્લા બે પહોરમાં જ ભણાવી કે ભણી શકાય, તે કાલિક શ્રુત કહેવાય. એમ શ્રી નંદીસૂત્રની ચૂર્ણિ તથા ટીકામાં જણાવ્યું છે. તથા જે આગાઢ યોગવિધાનથી આરાધવા લાયક હોય તે કાલિક શ્રુત કહેવાય, એમ શ્રી સિદ્ધાંતસ્તવની અવચૂરી વગેરે ગ્રંથોમાં જણાવ્યું છે. ૭૭

૭૮ પ્રશ્ન—કાલિક શ્રુતમાં કયાં કયાં સૂત્રો ગણી શકાય ?

ઉત્તર—શ્રી ઉત્તરાધ્યયન, આચારાંગ, સૂત્રકૃતાંગ વગેરે સૂત્રો કાલિક શ્રુત કહેવાય છે. એમ શ્રી સમાચારી, નંદીસૂત્ર ટીકાદિમાં જણાવ્યું છે. ૭૮

૭૯ પ્રશ્ન—ઉત્કાલિક શ્રુતનો અર્થ શો ?

ઉત્તર—કાલવેલા સિવાયના ટાઇમે જે ભણી ભણાવી શકાય, તે ઉત્કાલિક શ્રુત કહેવાય, એમ શ્રી આવશ્યકસૂત્ર નંદીસૂત્રાદિની ટીકામાં કહ્યું છે. તથા જે અનાગાઢ યોગ વિધાનથી આરાધવા લાયક હોય, તે ઉત્કાલિક શ્રુત કહેવાય, એમ શ્રી સિદ્ધાંત સ્તવની અવચૂરીમાં લખ્યું છે. ૭૯

૮૦ પ્રશ્ન—ઉત્કાલિક શ્રુતમાં કયાં કયાં સૂત્રો ગણી શકાય ?

ઉત્તર—ઉત્કાલિક શ્રુતમાં દશવૈકાલિક, આવશ્યક વગેરે સૂત્રો જાણવાં, એમ શ્રી નંદીસૂત્ર ટીકાદિમાં જણાવ્યું છે. ૮૦

૮૧ પ્રશ્ન—જે મુનિવરો જિનકલ્પને અંગીકાર કરે છે, તેમને જઘન્યથી ને ઉત્કૃષ્ટથી કેટલું શ્રુતજ્ઞાન હોવું જોઇએ ?

ઉત્તર—જે મુનિવરો જઘન્યથી નવમા પ્રત્યાખ્યાન પ્રવાદપૂર્વની ત્રીજી આચાર વસ્તુ સુધીના જ્ઞાની હોય અને ઉત્કૃષ્ટથી ન્યૂન દશપૂર્વના જ્ઞાની હોય તેઓ જ જિનકલ્પને અંગીકાર કરી શકે છે, એમ શ્રી બૃહત્કલ્પસૂત્રની ટીકા વગેરેમાં જણાવ્યું છે. ૮૧

૮૨ પ્રશ્ન—સંપૂર્ણ દશપૂર્વીથી માંડીને આગળના પૂર્વધરો જિનકલ્પનો સ્વીકાર કરે કે નહિ ?

**ઉત્તર**—સંપૂર્ણ દશપૂર્વધર વગેરે મહાપુરુષો અમોઘ વચની હોય છે. એટલે તેઓ દેશના દઈને ઘણા જીવોની ઉપર અપૂર્વ ઉપકાર કરી શકે છે. તેમ જ બીજી અનેક પ્રકારે શ્રી જૈનેન્દ્રશાસનની અપૂર્વ પ્રભાવના કરવા સમર્થ હોય છે. આ રીતે તે મહર્ષિ ભગવંતો ઘણાં કર્મોની નિર્જરા વગેરે સાધનો દ્વારા પરમ આત્મહિત સાધે છે. આ કારણથી સંપૂર્ણ દશપૂર્વધર વગેરે મહાપુરુષો જિનકલ્પનો સ્વીકાર કરતા નથી. ૮૨

**૮૩ પ્રશ્ન**—સ્ત્રીઓ પ્રતિક્રમણનાં સૂત્રોમાંનાં કયાં કયાં **સૂત્રો** કયા કારણથી ન બોલી શકે ?

**ઉત્તર**—સ્ત્રીઓને દૃષ્ટિવાદ ભણવાનો નિષેધ છે, કારણ કે તેમાં વિદ્યામંત્રાદિ વિશિષ્ટ પદાર્થોની બિના જણાવી છે. દૃષ્ટિવાદમાં ચૌદ પૂર્વોનો સમાવેશ કર્યો છે. ચાર સૂત્રો પૂર્વની અંદરનાં ગણાય છે તે આ પ્રમાણે—૧ **नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः**, ૨ **नमोऽस्तु वर्धमानाय** ઇત્યાદિ સૂત્ર, ૩ **विशाललोचनदलं** ઇત્યાદિ સૂત્ર, ૪ **वरकनकशंखविद्रुम** ઇત્યાદિ થાય–આ સૂત્રો સ્ત્રીઓ ન ભણી શકે. કારણ કે તે પૂર્વોની અંદરનાં છે, એમ શ્રી પ્રતિક્રમણગર્ભહેતુ વગેરેમાં જણાવ્યુ છે. આ પ્રસંગે એ પણ બિના જાણવા જેવી છે કે સાધ્વીઓ મહાપ્રભાવશાલિ અરુણોપપાત વગેરે અધ્યયન, શ્રી નિશીથ સૂત્ર વગેરે પણ ન ભણી શકે, એમ શ્રી બૃહત્કલ્પભાષ્યની ટીકા વગેરેમાં જણાવ્યું છે. ૮૩

**૮૪. પ્રશ્ન**—દેવવંદન કરતાં સ્ત્રીઓ થોય વગેરે બોલે તે પુરુષોને કલ્પે કે નહિ ?

**ઉત્તર**—દેવવંદન, પ્રતિક્રમણાદિ કરતાં સ્ત્રીઓ જે થોય વગેરે બોલે, તે સાધ્વીઓને તથા શ્રાવિકાઓને કલ્પે, બીજાને નહિ. પુરુષો એટલે સાધુ અથવા શ્રાવક જે થોય વગેરે બોલે, તે સાધુ–સાધ્વી શ્રાવક શ્રાવિકાઓ સર્વને ખપે, કારણ કે પુરુષપ્રધાન ધર્મ છે. એટલે ધર્મમાં પુરુષની મુખ્યતા જણાવી છે, એમ શ્રી ચૈત્યવંદનભાષ્ય વૃત્તિ (શ્રી સંઘાચાર ભાષ્યવૃત્તિ) વગેરે ગ્રંથોમાં જણાવ્યું છે. ૮૪

**૮૫ પ્રશ્ન**—દૃષ્ટિવાદના ૧ પરિકર્મ, ૨ સૂત્ર, ૩ પૂર્વગત, ૪ અનુયોગ, ૫ ચૂલિકા —આ પાંચ ભેદોમાંના ત્રીજા ભેદ તરીકે ગણાતા 'પૂર્વગત' નામના ભેદમાં ગણાતા શ્રીઉત્પાદાદિ ચૌદ વિભાગો 'પૂર્વ' એવા નામથી ઓળખાય છે, તેનું શું કારણ ?

**ઉત્તર**—પરમતારક પૂજ્ય તીર્થંકર દેવો તીર્થની સ્થાપના કરતાં શ્રીગણધર દેવોની આગળ શરૂઆતમાં પૂર્વગત સૂત્રના અર્થને જણાવે છે, કારણ કે, તે સર્વ સૂત્રોના આધારભૂત છે. આથી શ્રી ઉત્પાદાદિ વિભાગો 'પૂર્વ' એવા નામથી ઓળખાય છે. તે પછી પૂજ્ય ગણધરદેવો શ્રી આચારાંગાદિના ક્રમે અંગ સૂત્રોની રચના તથા સ્થાપના કરે છે આ બાબતોમાં બીજા આચાર્ય ભગવંતો પોતાનો વિચાર જણાવે છે કે–દેવાધિદેવ શ્રીતીર્થંકર દેવો શરૂઆતમાં પૂર્વગત સૂત્રનો અર્થ કહે છે, ને તે રીતે શ્રીગણધર મહારાજાઓ પણ શરૂઆતમાં પૂર્વગત સૂત્રોની જ રચના કરે છે. ને પછી શ્રીઆચારાંગાદિની રચના કરે છે. આ પ્રસંગે એક જરૂરી બિના યાદ રાખવા જેવી એ છે કે–શ્રીભદ્રબાહુ સ્વામી મહારાજાએ સૂત્રક્રમની સ્થાપનાની અપેક્ષાએ શ્રીઆચારાંગ સૂત્રની નિર્યુક્તિમાં કહ્યું છે કે– "**સર્વ સૂત્રોમાં** પહેલી શ્રીઆચારાંગ સૂત્રની રચના કરી" 'પૂર્વોની રચના પહેલી થઈ'

એમ જે પહેલાં કહ્યું, તે અક્ષરરચનાની અપેક્ષાએ જાણવું. આ વાક્યોનું રહસ્ય એ છે કે-શ્રી તીર્થપ્રવર્ત્તન સમયે શ્રી તીર્થંકર દેવ શરૂઆતમાં પૂર્વગત સૂત્રાર્થ પ્રરૂપણા કરે છે. ને ગણધર દેવ શરૂઆતમાં પૂર્વોની રચના કરે છે. પછી શ્રીઆચારાંગાદિને રચીને પહેલું આચારાંગ, બીજું સૂત્રકૃતાંગ, ત્રીજું સ્થાનાંગ વગેરે ક્રમે અંગસૂત્રની સ્થાપના કરે છે, એમ શ્રીનંદીસૂત્રની ચૂર્ણિ ટીકા વગેરે અનેક શાસ્ત્રોમાં જણાવ્યું છે. ૮૫

૮૬. **પ્રશ્ન**—દ્રવ્ય ચક્રવર્તિ રાજાઓ એટલે ભવિષ્યમાં થનારા ચક્રવર્તિ રાજાઓ છ ખંડની સાધના કરતી વખતે કેટલા અઠ્ઠમ કયા નિમિત્તે કરે છે?

**ઉત્તર**—૩-જંબૂદ્વીપ સંગ્રહણીમાં જણાવેલા માગધ વરદામ અને પ્રભાસ-આ ત્રણ તીર્થોના અધિષ્ઠાયક દેવના ત્રણ અઠ્ઠમ કરે, ૪-૫-સિંધુદેવીનો અને ગંગાદેવીનો અઠ્ઠમ-આ બે અઠ્ઠમ, ૬-વૈતાઢ્ય પર્વતના અધિષ્ઠાયક દેવનો એક અઠ્ઠમ, ૭-૮ તિમિસ્રા અને ખંડપ્રપાતા એ બે ગુફાના અધિપતિ કૃતમાલ અને નાટ્યમાલ દેવના બે અઠ્ઠમ, ૯-ક્ષુલ્લક હિમવાન પર્વતના દેવનો એક અઠ્ઠમ, ૧૦-વૈતાઢ્ય પર્વતના વિદ્યાધર મહારાજાનો એક અઠ્ઠમ, ૧૧-નવનિધાનના દેવનો એક અઠ્ઠમ, ૧૨-રાજધાનીની અધિષ્ઠાયક દેવીનો એક અઠ્ઠમ, ૧૩-રાજ્યાભિષેક નિમિત્તે એક અઠ્ઠમ-આ રીતે છ ખંડ સાધતાં ચક્રવર્તી રાજાઓ તેર અઠ્ઠમ કરે છે. તેમાં કર્મનિર્જરાનો મુદ્દો નથી. તેથી તે દ્રવ્ય અઠ્ઠમ કહેવાય. એમ શ્રી લોકપ્રકાશાદિમાં જણાવ્યું છે. ૮૬

---

## સમાચાર

**દીક્ષા**—ખંભાતમાં અષાઢ સુદિ ૧૦ ના દિવસે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજય-અમૃતસૂરિજી મહારાજે એક ભાઈને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. શ્રી. કીર્તિપ્રભવિજયજી રાખીને તેમને પૂજ્ય મુનિમહારાજ શ્રી સુમિત્રવિજયજીના શિષ્ય બનાવ્યા.

**કાળધર્મ**—ધોધામાં શ્રાવણ સુદિ ૧૦ ના દિવસે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજય-ભક્તિસૂરિજી મહારાજના પ્રશિષ્ય પૂજ્ય મુનિમહારાજ શ્રી સંતોષવિજયજી કાળધર્મ પામ્યા.

**પાઠશાળા**—ખંભાતમાં શેઠશ્રી ભુલાભાઈદાસ નાનચંદ તરફથી ચતુર્વિધ શ્રીસંઘના અભ્યાસ માટે 'સ્યાદ્વાદ સંસ્કૃત પાઠશાળા'ની સ્થાપના કરવામાં આવી.

## સ્વીકાર

**શ્રી મહાવીર પરમાત્માનું સંક્ષિપ્ત જીવનચરિત્ર**—તૈયાર કરનાર-શેઠ શ્રી. કુંવરજી આણંદજી; પ્રકાશક-શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર; પૃષ્ઠ સંખ્યા ૮૦; મૂલ્ય-**ચાર આના.**

# "શ્રી જૈન સત્ય પ્રકાશ"

## નું

## सातमा वर्षनुं विषय – दर्शन

### પ્રતિકાર



### ઇતિહાસ, શિલ્પ, સ્થાપત્ય

## સાહિત્ય

## ચરિત્ર, કથા, વર્ણન, ઉપદેશ



## તત્ત્વજ્ઞાન

## સ્તુતિ–સ્તોત્ર–સ્તવન આદિ



## તંત્રીની નોંધ



## ચિત્રો



